


હવે કયા બ્રાન્ડનો જોઈએ તે પણ કહો

## ભપકાદાર જોઈએ
## તો શાલીમાર ઉત્તમ છે

તમારી રંગરોગાનની યોજનાઓની વિચારણા પાછળ
સમય બરબાદ કરવો અને તમારા જાણીતા વિશ્વાસપાત્ર
પેઈન્ટનું નામ ન બતાવવું એ એક વૃથા પ્રયાસ છે.
શણગાર અને રક્ષણ માટે રંગરોગાન કરવા તમને જેવા
જોઈએ એવા રંગનાં શાલીમાર પેઈન્ટ મળી શકે છે.




શાલીમાર પેઈન્ટ, કલર એન્ડ વારનીશ કો. લિ.,
૧૬, બેંક સ્ટ્રીટ, મુંબઈ.

**SHALIMAR PAINT COLOUR & VARNISH CO., LTD.**

16 Bank Street, BOMBAY.




બા ળ કો ને

# કે સ્ટો ફી ન

બહુ ભાવે છે




કારણ કે એ ચોકલેટ જેવી સ્વાદિષ્ટ લાગે છે, જ્યારે
બીજી ખરાબ વાસવાળી જુલાબની દવાઓને
બાળક ધિક્કારે છે.

## કે સ્ટો ફી ન

તંદુરસ્તી માટેનું સંપૂર્ણ સાધન છે, કબજીયાત મટાડે છે, એની કાયમી ટેવ પડતી નથી.

એક બાટલી જરૂર વસાવો.

# CASTOPHENE

Chocolate LAXATIVE

---




# Climb the Beauty Pinacle





સૌંદર્યતાના શિખરે
પહોંચવું તે તમારું
ધ્યેય હોય એ
સ્વાભાવિક જ છે.
આ રહ્યા તે સાધનો

બ્રાહ્મિ આમંડ
બ્રિલિયન્ટાઇન
અને
હેર ઓઈલ
ગોલ્ડન સિક્કાકાઈ સાબુ
ડ્રેસડન ફેસ પાવડર



Allwyns
PRODUCTS
ALLWYNS LTD. BOMBAY 4

# સાહિત્યસર્જનનાં છત્રીસ વરસ

# ઝવેરચંદ મેઘાણીનાં ૮૩ પુસ્તકો

### લોકકથાઓ

| | |
|---|---|
| ડોશીમાની વાતો | ૧-૪-૦ |
| સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૧-૫) | ૧૩-૦-૦ |
| કંકાવટી (ભાગ ૧-૨) | ૩-૦-૦ |
| દાદાજીની વાતો | ૧-૦-૦ |
| સોરઠી બહારવટીઆ (ભાગ ૧-૩) | ૭-૮-૦ |
| સોરઠી સંતો | ૧-૪-૦ |
| સોરઠી ગીતકથાઓ | ૧-૦-૦ |
| પુરાતન જ્યોત | ૨-૮-૦ |
| 'રંગ છે બારોટ!' | ૩-૦-૦ |

### લોકગીતો

| | |
|---|---|
| રઢિયાળી રાત (ભાગ ૧-૪) | ૬-૦-૦ |
| ચૂંદડી (ભાગ ૧-૨) | ૩-૮-૦ |
| હાલરડાં | ૦-૧૦-૦ |
| ઋતુગીતો | ૨-૦-૦ |
| સોરઠી સંતવાણી | ૩-૦-૦ |

### પ્રવાસ

| | |
|---|---|
| સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં | ૧-૮-૦ |
| સોરઠને તીરે તીરે | ૦-૮-૦ |

### વિવેચન

| | |
|---|---|
| લોકસાહિત્ય | ૨-૮-૦ |
| લોકસાહિત્ય-પગદંડીનો પંથ | ૦-૧૦-૦ |
| ચારણો અને ચારણી સાહિત્ય | ૧-૦-૦ |
| ધરતીનું ધાવણ | ૩-૮-૦ |
| લોકસાહિત્યનું સમાલોચન | ૨-૪-૦ |

### ઇતિહાસ

| | |
|---|---|
| એશિયાનું કલંક | ૨-૮-૦ |
| હંગેરીનો તારણહાર | ૦-૮-૦ |
| મિસરનો મુક્તિસંગ્રામ | ૦-૧૨-૦ |
| સળગતું આયર્લેંડ | ૦-૧૨-૦ |
| ભારતનો મહાવીર પાડોશી | ૦-૧૨-૦ |
| ધ્વજ-મિલાપ | ૦-૧૨-૦ |

### જીવનકથા

| | |
|---|---|
| ઠક્કર બાપા | ૦-૪-૦ |
| બે દેશદીપક | ૨-૮-૦ |
| દયાનંદ સરસ્વતી | ૧-૮-૦ |
| મરેલાંનાં રૂધિર | ૦-૧૨-૦ |
| આપણું ઘર | ૦-૧૨-૦ |
| આપણા ઘરની વધુ વાતો | ૦-૧૨-૦ |
| અકબરની યાદમાં | ૦-૧૨-૦ |
| પાંચ વરસનાં પંખીડાં | ૦-૧૨-૦ |

### નવલકથા

| | |
|---|---|
| સત્યની શોધમાં | ૩-૦-૦ |
| નિરંજન | ૩-૦-૦ |
| વસુંધરાનાં વહાલાં દવલાં | ૩-૦-૦ |
| સોરઠ તારા વહેતાં પાણી | ૪-૮-૦ |
| સમરાંગણ | ૩-૮-૦ |
| અપરાધી | ૪-૦-૦ |
| વેવિશાળ | ૩-૮-૦ |
| રા' ગંગાજળિયો | ૩-૦-૦ |
| બીડેલાં દ્વાર | ૩-૦-૦ |
| ગુજરાતનો જય (ખંડ ૧-૨) | ૫-૮-૦ |
| તુલસી-ક્યારો | ૪-૦-૦ |
| પ્રભુ પધાર્યા | ૨-૮-૦ |
| કાળચક્ર | ૨-૦-૦ |

### નાટકો

| | |
|---|---|
| રાણો પ્રતાપ | ૨-૮-૦ |
| રાજા-રાણી | ૨-૦-૦ |
| શાહજહાં | ૨-૦-૦ |
| વંઠેલાં | અપ્રાપ્ય |

### ગીતો-કાવ્યો

| | |
|---|---|
| વેણીનાં ફૂલ | ૧-૦-૦ |
| કિલ્લોલ | ૧-૦-૦ |
| યુગવંદના | ૩-૦-૦ |
| એકતારો | ૧-૮-૦ |
| બાપુનાં પારણાં | ૦-૧૦-૦ |
| રવીન્દ્ર-વીણા | ૨-૮-૦ |

### વારતા

| | |
|---|---|
| કુરબાનીની કથાઓ | ૧-૦-૦ |
| દરિયાપારના બહારવટીઆ | ૩-૦-૦ |
| જેલ ઓફિસની બારી | ૧-૮-૦ |
| પ્રતિમાઓ | ૨-૮-૦ |
| પલકારા | ૩-૦-૦ |
| મેઘાણીની નવલિકાઓ (ભાગ ૧-૨) | ૬-૮-૦ |
| માણસાઈના દીવા | ૨-૮-૦ |
| વિલોપન | ૩-૦-૦ |

### લેખસંચય

| | |
|---|---|
| વેરાનમાં | ૨-૮-૦ |
| પરિભ્રમણ | ૩-૮-૦ |
| સાંબેલાના સૂર | ૨-૮-૦ |
| પરકમ્મા | ૨-૮-૦ |
| માગ્ગે મળેલાં | (છપાય છે) |

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

પો. બો. નં. ૯૭૮ મુંબઈ-૧ : પો. બો. નં. ૭૩ અમદાવાદ.

ઈનામી, સસ્તો, સગવડવાળો, ચર્નીરોડ
સ્ટેશન જેટલો કિંમતી સુંદર વસવાટ

# વિક્રમનગર

❋ અમદાવાદથી મુંબઇ જતા મણીનગર અને વટવા સ્ટેશન વચ્ચે વીંઝોલ ગામની વસ્તીને અડીને વટવા સ્ટેશન નજીક વિક્રમનગર વસે છે.

❋ વટવા સીન્ડીકેટ અને પુરૂષોતમનગર કે જેના પ્લોટો વેચાઈ ગયા છે તે વિક્રમનગરને અડોઅડ છે; જેથી ત્રણે સાથે મળી એક નાના સરખા શહેર જેવું થશે.

❋ મુંબઈથી મહેસાણા સુધી ડબલ લાઇન નંખાઈ ઇલેક્ટ્રીક ટ્રેન દોડવાની છે અને રેલ્વેના પાટાથી પૂર્વ પશ્ચિમ ત્રણ ત્રણ માઈલ કોંગ્રેસ સરકાર ઇલેક્ટ્રીક પાવર આપનાર છે. જેથી લાઈટ, વોટર વર્કસ, ખેતીવાડી, ટેલીફોન અને બીજા નાના ઉદ્યોગો સારી રીતે ખીલવી શકાશે.

❋ પ્લાન જોઈ તમારા પ્લોટ આજે જ વેચાણ કરાવી લ્યો અગર હપ્તાથી ખરીદો.

વિક્રમનગરના પ્લોટ મેળવવા માળો.

**સી. રતીલાલ ત્રીવેદીની કું.**

ખાડીઆ ચાર રસ્તા, મ્યુ. સ્કૂલ સામે–અમદાવાદ.
મળવાનો ટાઇમ બપોરના ૧૨ થી ૫

કિંમત ત્રણ રૂપિયા

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ, : મુંબઇ-૨.

રૂપાલી સિનેમા - નીચે / (?) ... ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી : અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ
વિજ્ઞાપના વ્યવસ્થાપકઃ સાયન્ટિફિક પબ્લિસિટી કાં.મોડલ ટૉકીઝ સામે, અમદાવાદ;મહેતા બિલ્ડિંગ,મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ,મુંબઇ.



સંપાદક : ઇશ્વરલાલ મો. દવે

સ્વ. ઝવેરચંદ મેઘાણી સ્મૃતિગ્રંથ : ૯ એપ્રિલ ૧૯૪૭

## અનુક્રમ



ઝવેરચંદ મેઘાણી

જન્મ : ૧૭-૮-૧૮૯૬  મૃત્યુ : ૯-૩-૧૯૪૭



સ્મૃતિઅંક

૯ એપ્રિલ, ૧૯૪૭

# કોણ કોને દિલાસો દેશે ?

**[ શ્રી ઝવેરચંદ મેઘાણીના અણધાર્યા મૃત્યુ પછી એમના કુટુંબ ઉપર આવેલા આશ્વાસનના પત્રોમાંથી કેટલાકના થોડાં થોડાં વાક્યો અહીં આપ્યાં છે ]**

'કોઈ દિવસ આવો કાગળ લખવો પડશે તે જાણ્યું ન હતું. ઇશ્વરે ફરજ પાડી. મૃત્યુ એમને આપણી વચ્ચેથી ખેંચી ગયું, પણ આવા વીર પુરુષો કોઈ મરણ પામતા નથી. એ તો અમર છે. આખી ગુજરાતે અણમૂલ રત્ન ગુમાવ્યું છે. અને આવડું મોટું દુઃખ આપણે મનુષ્યો જ સહન કરી શકીએ છીએ....આવા વીર પુરુષ, મહાન લોક-સાહિત્યના યોદ્ધા, તેની પાછળ કાયરનાં આંસુ ન હોય. એને ગમતી અંજલિ આપવી જોઈએ. આપણે તેના ખરા હિતેચ્છુ હોઇએ તો એમને કોઈ દિવસ કોઇ રડે તે પસંદ નહોતું. એમણે બધાને હસાવ્યા છે, રડાવ્યા નથી. તેથી અમે મહાન ઇશ્વરને ખૂબ શ્રદ્ધાથી પ્રાર્થના કરી કે ઇશ્વર, અમારું ગુજરાતનું રત્ન તેં ચોરી લીધું છે તો તેનું ખૂબ જતન કરજે અને કોટિ કોટિ કલ્યાણ કરજે. અહીં જેમ પુજાતા'તા તેમ તેની પૂજા કરજે.'

—કમળાબહેન શુક્લ

*

'એમની સાથેના અનેક પરિચયોનાં સંસ્મરણો કે એમના પુરુષાર્થની અનેકગણી મોટપ બતાવવાનું આ સ્થાન નથી. પણ તમને થતા દુઃખનો સમભાગી થવા આ લખી જવાય છે. તમને આશ્વાસન આપતાં જ રડી જવાય, ત્યાં શું લખું ?....સૌ ભેગાં બેસી રડ્યા વિના એમને અને એમનાં કાર્યોને તેમ જ સંકલ્પોને સ્મરીને તર્પણ કરજો. રડીને એના આત્માને દુઃખી ન કરશો. એ તો કોમળતાની જ મૂર્તિરૂપ હતા. તમારું—સ્વજનોનું કે બાળકોનું—રડવું એ ક્યાંયે ય સહી ન શકે. માટે જ ખામોશ રાખી મનોબળ કેળવજો.'

—અંબાશંકર ભટ્ટ

*

'....ગુજરાતનું આ અમૂલું રત્ન અકાળે ઝૂંટવી લેવાનું દૈવને શાથી ગમ્યું હશે ? ....તેમની ખોટ તો આખા ગુજરાતને સાલવાની છે. શ્રી. મેઘાણી એ તો ગુજરાતની મૂડી હતા. એમના વિયોગે ગુજરાતને ગમગીન બનાવી મૂક્યું છે. એમની ખોટ કોણ પૂરશે ?'

—રવિશંકર વ્યાસ

*

'છોકરાં નિશાળેથી આ શું ખબર લાવ્યાં ? આવી દારુણ બીના શે માની જાય ? મહાદેવભાઈની ખબર આવી તે સાંજે અનુભવ્યો હતો તેવો આંચકો અનુભવું છું. મગજ બહેર મારી જાય છે.

'આટઆટલાં અસંખ્ય આત્મીયોને અને મિત્રોને, તમને સૌને મેલીને—એમના જીવનકાર્યને અધૂરે સંકેલીને—આમ કેમ ચાલી નીકળે ? ઇશ્વરને આ શું સૂઝ્યું ? દુનિ-

टेलिफोन : ४०४०७
Telephone : 40407

वल्लभभाई पटेल
VALLABHBHAI PATEL

१, औरंगजेब रोड
नई देहली

1. Aurangzeb Road
NEW DELHI

સ્વ૦ ભાઈ ઝવેરચંદ મેઘાણી ભારતની સ્વતંત્રતાના યુદ્ધના સૈનિકોમાંના એક અગ્રગણ્ય સૈનિક હતા. એમની વાણીમાં વિરતા ભરેલી હતી. ગુજરાતી સાહિત્યમાં એમણે નોંધવાલાયક ભાગ ભજવ્યો હતો. એ સાહિત્ય એમને અમર કરી રહેશે. એમના અચાનક ચાલી જવાથી ગુજરાતને ભારે ખોટ પડી છે તે સ્હેજે પુરાય તેમ નથી. માત્ર સંતોષની વાત એટલી જ છે કે જે સ્વતંત્રતાને માટે એ જીંદગીભર લડયા હતા તે અચુક આવી રહેલી જાણીને ગયા. ઈશ્વર એમના આત્માને શાંતિ આપો.

વલ્લભભાઈ પટેલ



સગો ભાઈ ગયો હોય એવું લાગે છે....એમને યોગ્ય શાંતિ અને ગંભીરતા જાળવજો. પ્રભુ પોતાના ભક્તોને છોડી નહિ દે. દુનિયા એમને સમજવા-જેવી સ્થિતિમાં આવી ત્યારે એણે અમરપંથ લીધો. પચીશ વર્ષ વધુ કહાડયાં હોત તો ગુજરાતના એ ટાગોર હતા. જીવનભર ઝૂઝતા એ આત્માએ શાંતિ માટે કદી વલખું ન મારતાં ધપાવ્યે રાખ્યું, અને છેવટ ઈશ્વરી શાંતિ લઈ લીધી.'

—રવિશંકર રાવળ

*

'....સગા ભાઈના મૃત્યુ જેટલો શોક થયો....લોકસાહિત્ય જાણે રાંડી પડયું.... કવિ-લેખકો આવશે અને જશે, પણ મેઘાણીભાઈ થવાના છે? મેઘાણી તો એક જ.... મેઘાણીભાઈની સાહિત્યવસંત હવે જ ઓર મહેકતી હતી. પણ પેલા કાવ્યની જેમ—He is gone when our need was the sorest. જ્યારે એમની પૂરી જરૂર હતી ત્યારે જ એ ગયા.'

—દેશળજી પરમાર

*

'એમનો વારસો લેવાની ગુજરાતભરમાં કોઈની શક્તિ નથી. ભારે થઈ છે. વિચાર કરતાં મતિ મૂંઝાઇ જાય તેવું છે. તમે સૌ તો કૈંક સ્વપ્નાં હજી સેવી રહ્યાં હતાં પણ ઈશ્વરેચ્છા એ કોઈ જબરજસ્ત નિર્માણની વસ્તુ જણાય છે....આવે પ્રસંગે વધુ તો હું પણ શું લખું? મને અપંગતા આવી ગઈ હોય તેવું જણાય છે.'

—ગૌરીશંકર જોશી

*

'કવિઓ કરતાં કવિતા વધુ દુઃખી થઇ હશે. કવિનું આશ્વાસન કવિતા હશે. ત્યારે કવિતાને આશ્વાસન કોણ આપશે?'

—હરિલાલ ઉપાધ્યાય

*

'એમનું દેહચિત્ર અને એમના ધીમા દર્દભર્યા અવાજના ભણકાર મન આગળથી ખસતા જ નથી.'

'એમના જવાથી શી ખોટ પડી છે તે આજે નહિ એટલી ભવિષ્યમાં સમજાવાની છે. સ્વજનો ને સ્નેહીઓના અંતરમાં પડેલા ઘા કાળ એના અદૃષ્ટ મલમથી રૂઝાવશે તે દહાડે પણ દેશની એ ખોટ તો અણપૂરી જ રહેવાની છે.'

—બચુભાઇ રાવત

*

'સોમવારે બપોરે આકાશમાંથી વજ્ર પડયું હોય તેવા ભાઈના દેવ થયાના સમાચારે મને વ્યગ્ર કરી મૂકયો. હજી એ મારી આંખ પાસેથી ખસતા નથી. શા માટે એમણે ગયા જ વર્ષમાં આટલો બધો પ્રેમ વધાર્યો અને મને દુઃખી કરી મૂકયો એ હું વિચારું છું ને આશ્ચર્ય થાય છે!





ચાભરમાં એકેએક ગુજરાતી કુટુંબ આ સાંભળીને આંચકો અનુભવશે ને રડશે. ગુજરાત ખરેખર રાંકડી, રતન એને રહ્યું નહિ.

'કયા શબ્દોમાં તમને સાન્ત્વન આપું, કે મારો શોક અને અંગતહાનિની લાગણી વ્યક્ત કરું તે મને સૂઝતું નથી.'

**—સ્વામી આનંદ**

*

'મારો એમની સાથેનો સંબંધ ત્રણ વરસનો ટૂંકો જ છે. પરંતુ વર્ષો જૂનો હોય તેટલો ગાઢ અને મીઠો હતો. મારા લેખનમાં એમણે પુત્રના લેખનમાં રસ લે તેટલો લીધો છે. એટલું હેત મેં પણ અનુભવ્યું છે.....હું જ આશ્વાસન શોધું છું ત્યાં તમને કયે મોઢે આશ્વાસનના શબ્દો લખું?'

**—ઈશ્વર પેટલીકર**

*

'શું લખું?

'હૃદય રડી રહ્યું છે. આમ અચાનક આપણી વચ્ચેથી એ ચાલ્યા જશે એની કોણે કલ્પના કરી હશે?.... લગભગ વીશ વર્ષ પહેલાં મારા પિતાના અવસાન પછી કોઈને માટે આવું તીવ્ર દુઃખ લાગ્યું નથી. એમની સુજનતાની યાદ હૃદયને હીબકાવ્યા જ કરે છે.... આટલા બધા માણસોના હૃદયમાં મૈત્રીની, લાગણીની ચિરંજીવ સુવાસ મૂકનાર સ્નેહમૂર્તિને આમ અચાનક ખંડિત કરનાર મૃત્યુને શું કહેવું?

'કાલે જ, શનિવારે બોટાદથી લખેલો એમનો પત્ર મળ્યો. એ જ સ્નેહ છે; એ જ મીઠાશ છે. જોઉં છું ને રડું છું.'

**—દિલીપ કોઠારી**

*

'મેઘાણીભાઈ જઈ જ કેમ શકે?....મેઘાણીભાઈ જેમ હજારોના તેમ મારા પણ વહાલસોયા ભાઈ હતા. એમની સાથેનો મારો વર્ષોનો સંબંધ એકધારી મધુરપથી મીઠો બન્યો હતો. એમની દાનાઈ, મનમીઠપ, રખાવટ, ખાનદાની અને વાત્સલ્ય, આ નુગરા સમયમાં, કેટલાં બધાં વિરલ છે? મેઘાણીભાઇ જતાં મારી તો જાણે પાંખ કપાઈ ગઈ હોય એવો હું થઇ ગયો છું. કાળી રાત્રેય કામ આવી શકે તેવો મારો તો ભાઈ ગયો!'

**—મનઃસુખલાલ ઝવેરી**

*

'ગઈ કાલે સાંજે શ્રી. મણીભાઈએ આઘાત કરનારા સમાચાર મોકલ્યા. પહેલાં હું માની શકયો નહિ. ખાત્રી કરવા તેમને ઘેર ગયો, અને વાત સાચી ઠરી છતાં કોઇ તેને ખોટી ઠરાવે તેવી મનીષા સ્હ્યા કરી. રાત આખી તેમના વિચારો આવ્યા. મનને હળવું કરવા સવારે તાર કર્યો છે. પણ તમને હું શું આશ્વાસન આપી શકું? એવો સજ્જન, એવો મિત્ર, અરે એવો માનવી સૌરાષ્ટ્રને ફરી સાંપડવો મુશ્કેલ છે. મારો તો



'અડાસ અને કરાડીના વીરત્વની મોતીભાઈ વિણુ પાસેથી વાતો સાંભળવા ભાઈ મેઘાણી ભરૂચ આવીને ત્રણ ચાર દિવસ રહેવાના હતા. અને એ વાતો એમની લાક્ષણિક શૈલીમાં ઉતારીને ગુજરાતનું વીરત્વ જગત આગળ મૂકવાના હતા. ભવિષ્યમાં અડાસ અને કરાડીની કથાઓ લખાશે, પરન્તુ ઝવેરચંદભાઈની ભાષામાં કોઈ ઉતારી શકશે ખરું ?

—ચંદુલાલ મ. દેસાઇ

※

'મેઘાણીભાઈનું અવસાન ! મન માની શક્યું નહિ. માંદગી તો નાની મોટી એમને ઘણા દિવસોથી ચાલતી હતી, પણ અમારા; ગુજરાતના સાહિત્યકારોના, અને આખી જનતાના મનમાં એ એટલા બધા જીવતા હતા કે તેમનું અવસાન માન્યું ન જાય....સાહિત્યમાં બહુ થોડા સાહિત્યકારો વિરોધી અભિપ્રાયવાળા તરફ આદર કે મીઠાશ રાખી શકે છે. એ ગુણ મેઘાણીભાઇના હૃદયમાં છલોછલ ભર્યો હતો. તેમની સાથે તીવ્રમાં તીવ્ર મતભેદ ધરાવનારાઓ, અને મતભેદને બહુ તીક્ષ્ણ રીતે પ્રગટ કરનારાઓને પણ તેમની મીઠાશે, તેમની નમ્રતાએ જીતી લીધા હતા. બધાના એ માનીતા હતા. ઘણાના એ લાડીલા હતા. તેમની શૈલી દહાડે દહાડે નવા પ્રદેશો અને નવાં શિખરોને સર કરતી જતી હતી. અને વડોદરામાં એમના પુસ્તકનું બહુમાન થયું એ બધા સાહિત્યકારોનો ઉત્સવ હતો. તેમની પ્રગતિકારક પ્રતિભા ઉપર વધારે સારાં ફળ ઊતરે એવી અપેક્ષા થતી હતી ત્યારે જ એમણે જીવનની બાજી સંકેલી લીધી, એ આખા ગુજરાતને મોટી ખોટ ગઈ છે.

'અત્યારે તો એમની ખોટ પુરાય તેવું દેખાતું નથી.'

—રામનારાયણ વિ. પાઠક

※

'હું હમેશાં તેમને તબિયત જાળવવા કહેતો અને છેલ્લી મુલાકાત પહેલાંની મુલાકાતમાં મેં એમને સમુદ્રપારના પ્રવાસે જવા આગ્રહ કરેલ. તે વિચાર તેમને ગમ્યો હતો. પણ ગરીબ હિંદના ગરીબ રાષ્ટ્રકવિને એવો યોગ ક્યાંથી સાંપડે ?.... હું 'ફૂલછાબ'માં હતો તે દરમિયાન એ મહાન પુરુષે મારું સ્વમાન ન ઘવાય તેની કાળજી રાખી હતી. "ડુંગરા દૂરથી રળિયામણા" એ કહેવત એમણે ખોટી પાડી હતી. જેમ નજીક જઈએ તેમ તેમનું રળિયામણાપણું વધતું જતું હતું. આઘેથી જાણેલી મહત્તા પાસે જતાં હજારોગણી ગુણાતી હતી. એમણે કોઈની સેવા ન લીધી અને સાથરે પડવાને બદલે એકાએક સિધાવ્યા. હું ધારું છું કે તેમને પોતાને જે રીતે અણધાર્યું પોતાનું મૃત્યુ થયું છે તે જાતનું મૃત્યુ ગમ્યું હશે.'

—સોહનલાલ રૂપાણી

※





'મારી પાસે જે સાહિત્યધન હતું તે હજી તો વારસામાં મારે એમને ઘણું આપી દેવાનું હતું અને એ વધારે જીવશે અને મારા દિવસો ભરાઇ ચૂકયા માનીને હું ઋણમુક્ત થવા ધારતો હતો એવામાં આ ભુસ્કો પડ્યો છે.

'મારી બહેનને એ ગીતો લઈ જવાનો વાયદો કરી ગયા છે. મને જૈનમંદિરો નિરાંતે ફરી જોવાનું કહી ગયા છે. ભૂગર્ભે રહેલા એ રાજદ્વારી મિત્રોની મારી સાથે વાતો સાંભળવાનું એણે વચન આપ્યું છે અને કાઠિયાવાડની જેમ વાઘેલાઓના ગુજરાતના વંશજોની વાતો ખીલાવીને એમની પાસે લખાવવાની મેં આશાઓ સેવી છે. હવે એ કયાં મળવાના?

'મારે ઈશ્વરકૃપાએ સાહિત્યના ક્ષેત્રમાં ઘણા મિત્રો છે. પણ એના જેવો જ્વલંત, જીવંત, વીર અને બુલંદ—સાચા હૃદયનો અને સમર્થ તો કોઇ નથી.

'ગૂર્જરી એના જવાથી રાંક બની ગઇ છે અને સભાગૃહો સૂનાં પડયાં છે.'

—હરિપ્રસાદ વ્ર. દેસાઈ

*

'ડૉ. મેઘાણી પછી શ્રી ઝવેરચંદ મેઘાણી પણ આંટલા જલદી અને અણધારી રીતે ઊપડી જશે એવી કોણે કલ્પના કરી હોય? એમનું મરણ ગૂજરાતી સમાજને ન પૂરાય એવી ખોટ છે. કવિઓ, લેખકો વાર્તાકારો તો ઘણાયે પાકશે, પણ શ્રી. મેઘાણી જેવા સહૃદય અને સંસ્કારી કવિ-લેખક–વાર્તાકાર વિરલ જ રહેશે. 'ઊર્મિ'માં આવતી એમની નોંધો અને નિઃસંકોચ ટીકાઓ બહુ આદરપૂર્વક વાંચતો.

'એમનાં કાવ્યો તો કાનમાં, જેટલીવાર સાંભળીએ તેટલીવાર, પહેલીવાર સાંભળીએ તેવાં જ મીઠાં અને ફરીવાર સાંભળવા જેવા લાગે છે. એમનો ઘેરો બુલંદ અવાજ વર્ષો પહેલા સાંભળ્યો હતો, પણ આજે યે ભુલાય નહીં એવો કાન પર ચોંટેલો છે.

'એમના જેવા 'કાળચક્ર'ના અચાનક અને પહેલા ફેરામાં જ પીસાઈ જાય, અને મારા જેવા એની સતત ચાલતી ઘંટીમાં યે દળાય નહીં એ પણ એક વિચિત્રતા જ છે ને? એક બાજુથી એમના જવાનો ખેદ થાય છે, બીજી બાજુથી અદેખાઈ આવે છે.'

—કિશોરલાલ મશરૂવાળા

*

'એમની વહાલભરી હસતી આંખો આજેય મારા સામું હસી રહી છે. ગુજરાત ઉપર એમનો ઉપકાર ઓછો નથી. એમની ભારવાહિની કવિતા અને વીરરસથી ઊભરાતી વાર્તાઓએ ગુજરાતી ભાષામાં કાંઈ અનેરું તેજ આણ્યું છે.

'મેઘાણી' અટક તો ઘણાની યે હશે, પરન્તુ મેઘાણી નામ ઉચ્ચારતાં એક જ 'મેઘાણી', જ્યાં જ્યાં ગુજરાતી વસે છે તેમના ખ્યાલમાં આવે છે, તે મેઘાણી શરીરથી આજે આપણી વચ્ચેથી ગયા.

# દક્ષિણ ગુજરાતનાં લોકગીતો

સ્વ. ઝવેરચંદ મેઘાણી

*[ શ્રી. મેઘાણીનો આ છેલ્લો સંપૂર્ણ લેખ છે. લેખ સાથેના-એમના અવસાનના આગલા દિવસે મળેલા પત્રમાં 'સંસ્કૃતિ' માટે અપાર આત્મીય ભાવના શબ્દો હતા : 'મારો લેખ શરીર કામ કરતું હશે ત્યાં સુધી તો દર અંકે હાજર થશે.' (બોટાદ : તા. ૭-૩-૧૯૪૭) દુર્ભાગ્યે આ જ લેખ તેમના નામ આગળ 'સ્વર્ગસ્થ' મૂકીને છાપવો રહે છે......લેખને અંતે એમણે જે 'ચાનક'ની વાત કરી છે તે ગુજરાતના ખૂણેખૂણાના અનેક નવનવા અભ્યાસીઓને લાગશે એવી આશા રાખીએ. **તંત્રી** ]

એવું તો ભાગ્યે જ કહી શકો, કે મુંબઈ નગરીની પ્રિન્સેસ-સ્ટ્રીટના ફૂટપાથ પર ગુજરાતનાં સાતસો જેટલાં લોકગીતો તમને ખરે મધ્યાહ્ને ઓચિંતાં સામાં મળશે. સંતરાં, મોસંબીની ટોપલીઓ, કાંચકા રમકડાંની રેંકડીઓ, હજામત કરવાના સાબૂ, દીકરીની યાચના કરતાં ડોસાંડગરાં; કોઈક દાક્તર અગર વકીલ, એવાં તો કૈંક આવી અફળાય; પણ એકીસાથે સાતસો લોકગીતોનું શું ગજું, કે ગુર્જર સાગરપટ્ટી પરનાં કમોદનાં ખેતરોમાંથી સળવળી ઊઠીને નર્યા પથ્થરની ફરસબંધી પર મુંબઈ શહેરની ખદબદ માનવ-દુનિયામાં તમારી રાહ જોઈ ઊભાં રહે !

પણ આ હકીકત છે. હાથમાં કાગળનું દળદાર દાસ્તાન લઈને એક જુવાન ભરૂચા બિલ્ડિંગની આલેશાન ઇમારતના ઓળામાંથી પસાર થતો થતો જરા સંકોચ સાથે થંભ્યો, અને એણે વગર પરિચયે પણ હિંમત કીધી:

'આ મારે તમને બતાવવાં હતાં. આ જુઓ, સાત સો છે, અઢી વરસથી રઝળીને મેં એકઠાં કર્યાં છે; બે મિનિટ ઊભા રહેશો ? આ જુઓ.'

એટલું જ કહીને, રખેને હું ચાલ્યો જઈશ એવી ધારણાથી, પેલું દળદાર દાસ્તાન ઉઘાડી કહ્યું:—

'ફક્ત અનુક્રમણિકા જ વાંચી બતાવું.' વાંચવા માંડી—અક્કેક ગીતની પહેલી પંક્તિઓ:—

'ચાંદરણાંની રાત રે, સ્વામી રમવા જવા દે'

× × ×

'ફૂલ ફૂટ્યું ને ચંપલા ચાકરી હો મારા રાજ'

× × ×

'એક ઝીણી પિછોડીની ઓઢણી,
એને ખસી જતાં નૈં લાગે વાર રે'

× × ×

પાન સરીખી ગોરી પાતળી'

× × ×

ઓ મારા રંગીલા લાલ !
તું તો મને ગમતો નથી રે'

× × ×

'મોરવેલ વાડીની મધ્યે તલાવડી'

× × ×

પણ પછી તો એ યુવાન નર્યા શબ્દવાચનથી ન અટકી શક્યો. એણે તો તાલસૂર ઉપાડીને ગાવા માંડ્યું. એના ધીરા ગળામાંથી ખરજનાં દલકદાર મોજાં ઊઠ્યાં:—

'પેલી ચાંલ્લાવાળી કોણ ?
એનો ચાંલ્લો ઝપાઝપ !
મારું મન મોહ્યું રે'

'અને જુઓ તો ખરા !—આ વિનોદગીત:—' એમ કહી, જુદા જ તાલલયમાં, સમગ્ર અંગનો નખશિખ મરોડ દેતે દેતે ગુંજી બતાવ્યું:—

'ભાંગી રે ભીંતમાં પરવલ્લી
'ડાલમ ડોલમતી જાય,
'વેવાણને કરડી ગાલમાં,
'વેવાણ બબડતી જાય,
'ક્યારે કરડી ક્યારે ?
'ચાંદો ઊગ્યો ત્યારે !
'મરી મસાલો,

* 'સંસ્કૃતિ'માંથી તંત્રી નોંધ સાથે.

# દક્ષિણ ગુજરાતનાં લોકગીતો

સ્વ. ઝવેરચંદ મેઘાણી

*[ શ્રી. મેઘાણીનો આ છેલ્લો સંપૂર્ણ લેખ છે. લેખ સાથેના—એમના અવસાનના આગલા દિવસે મળેલા પત્રમાં 'સંસ્કૃતિ' માટે અપાર આત્મીય ભાવના શબ્દો હતા : 'મારો લેખ શરીર કામ કરતું હશે ત્યાં સુધી તો દર અંકે હાજર થશે.' (બોટાદ : તા. ૭-૩-૧૯૪૭) દુર્ભાગ્યે આ જ લેખ તેમના નામ આગળ 'સ્વર્ગસ્થ' મૂકીને છાપવો રહે છે......લેખને અંતે એમણે જે 'ચાનક'ની વાત કરી છે તે ગુજરાતના ખૂણેખૂણાના અનેક નવનવા અભ્યાસીઓને લાગશે એવી આશા રાખીએ. તંત્રી ]

એવું તો ભાગ્યે જ કહી શકો, કે મુંબઈ નગરીના પ્રિન્સેસ-સ્ટ્રીટના ફૂટપાથ પર ગુજરાતનાં સાતસો જેટલાં લોકગીતો તમને ખરે મધ્યાહ્ને ઓચિંતાં સામાં મળશે. સંતરાં, મોસંબીની ટોપલીઓ, કાંચકા રમકડાંની રેંકડીઓ, હજામત કરવાના સાબૂ, દીકડીની યાચના કરતાં ટોસાંડગરાં; કોઈક દાક્તર અગર વકીલ, એવાં તો કૈંક આવી અફળાય; પણ એકીસાથે સાતસો લોકગીતોનું શું ગજું, કે ગુર્જર સાગરપટ્ટી પરનાં કમોદનાં ખેતરોમાંથી સળવળી ઊઠીને નર્યા પથ્થરની ફરસબંધી પર મુંબઈ શહેરની ખદબદ માનવ-દુનિયામાં તમારી રાહ જોઈ ઊભાં રહે !

પણ આ હકીકત છે. હાથમાં કાગળનું દળદાર દાસ્તાન લઈને એક જુવાન ભરૂચા બિલ્ડિંગની આલેશાન ઇમારતના ઓળામાંથી પસાર થતો થતો જરા સંકોચ સાથે થંભ્યો, અને એણે વગર પરિચયે પણ હિંમત કીધીઃ

'આ મારે તમને બતાવવાં હતાં. આ જુઓ, સાત સો છે, અઢી વરસથી રઝળીને મેં એકઠાં કર્યાં છે; બે મિનિટ ઊભા રહેશો ? આ જુઓ.'

એટલું જ કહીને, રખેને હું ચાલ્યો જઈશ એવી ધારણાથી, પેલું દળદાર દાસ્તાન ઉઘાડી કહ્યુંઃ—

'ફક્ત અનુક્રમણિકા જ વાંચી બતાવું.' વાંચવા માંડી—અક્કેક ગીતની પહેલી પંક્તિઓઃ—

'ચાંદરણાંની રાત રે, સ્વામી રમવા જવા દે'

× × ×

'ફૂલ ફૂટ્યું ને ચંપલા ચાકરી હો મારા રાજ'

× × ×

'એક ઝીણી પિછોડીની ઓઢણી,
એને ખસી જતાં નૈં લાગે વાર રે'

× × ×

પાન સરીખી ગોરી પાતળી'

× × ×

ઓ મારા રંગીલા લાલ !
તું તો મને ગમતો નથી રે'

× × ×

'મોરવેલ વાડીની મધ્યે તલાવડી'

× × ×

પણ પછી તો એ યુવાન નર્યા શબ્દવાચનથી ન અટકી શક્યો. એણે તો તાલસૂર ઉપાડીને ગાવા માંડ્યું. એના ધીરા ગળામાંથી ખરજનાં દલકદાર મોજાં ઊઠ્યાંઃ—

'પેલી ચાંલ્લાવાળી કોણ ?
એનો ચાંલ્લો ઝપાઝપ !
મારું મન મોહ્યું રે'

'અને જુઓ તો ખરા !—આ વિનોદગીતઃ—' એમ કહી, જુદા જ તાલલયમાં, સમગ્ર અંગનો નખશિખ મરોડ દેતે દેતે ગુંજી બતાવ્યુંઃ—

'ભાંગી રે ભીંતમાં પરવલ્લી
'ડાલમ ડોલમની કૂતય,
'વેવાણુને કરડી ગાલમાં,
'વેવાણુ બબડતી જાય,
'ક્યારે કરડી ક્યારે ?
'ચાંદો ઊગ્યો ત્યારે !
'મરી મસાલો,

* 'સંસ્કૃતિ'માંથી તંત્રી નોંધ સાથે.



નિરક્ષર નારી, ભણેલા કોઈ ગ્રામજનની ઓશિયાળી, ગામના માસ્તર વિના કોની કને જઈ વંચાવે? પણ ગામનો એ એકલદોકલ ભણેશરી પોતાની મહત્તાને પૂરેપૂરી વટાવ્યા વગર સહેલાઈથી શે 'કાગળિયું' વાંચી સંભળાવે!—

ગામને પાદરે, વડલો રોપાવો વા'લા
વડલાને છાંયે કાગળ વાંચું
શામળિયા વા'લા!
વડલાને શોભંતો ચોતરો બંધાવો વા'લા!
ચોતરે બેસીને કાગળ વાંચું
શામળિયા વા'લા!
ચોતરે શોભંતી ખુરશી મેલાવો વા'લા
ખુરશી બેસીને કાગળ વાંચું-શામળિયા૦
ખુરશીને શોભંતા દીવડા મેલાવો વા'લા
દીવડા-અજવાળે કાગળ વાંચું-શામળિયા૦

આટલા બધા ઠસ્સા દમામથી વંચાયેલું એ દેશાવરવાસી સ્વામીનું 'કાગળિયું' શું શું બોલ્યું? મારા બાપને માલૂમ થાય કે—મારી માને કહેજો કે—અરેરે! ન બોલ્યું ફક્ત એક સ્ત્રીનું જ નામ!—

સસરાનું બોઇલું ને
સાસુનું બોઇલું વા'લા!
મારું તો નામ ના હોય રે
શામળિયા વા'લા!

ખરું, મારો તો થોડો એ કંઈ સગો છે:—

માટીનો જોયો ને
સસરાનો બેટો વા'લા!
મારો તો કંઈ ન સગો રે
શામળિયા વા'લા!

એને નસીબે તો—

આવતી ને જાતી વા'લા
વડલામાં રે'તી વા'લા
કૂવાને ટોડે વાટ જોતી
શામળિયા વા'લા

કૂવાકાંઠાનાં વિફલ આવનજાવન જ રહ્યાં હંમેશાં.

પરંતુ લોકસાહિત્ય એ કંઈ પાર્ટી-પ્રોપેગેન્ડા તો થોડું જ છે? એ જ કછોટાધારી મજૂરણો, કમોદના ક્યારામાં ઘૂંટણસમા પાણીમાં ઊભી ઊભી, વાંકી વળી, વિદેશવાસી પિયુના ગૃહાગમનની પહેલી રાતને, પહેલી વાતને, મરદના મીણ જેવા હૃદયને જે થોડા શબ્દોમાં આલેખે છે તેનું ગીત એ બેઉ ભાઈઓએ ગાયું—

બાર ને વરસે રે..એ...એ...તારો
નાવલિયો આવિયો.
ગોરી રે...એ...એ તમારાં
મનડાં કાંઈ ઝાંખાં રે......
દરિયામાં જઈને રે...એ...એ
ઝોલા મેં ખાધા;
ગોરી રે તમારાં
મનડાં કાંઇ ઝાંખાં રે...એ...એ...એ
બસેંની બંગડી...ઇ...ઇ
નાવલિયો લાવિયો
ગોરી રે તમારાં
મનડાં કાંઈ ઝાંખાં રે...એ...એ...એ
ત્રણસેંની કંઠી...ઈ...ઈ...ઈ
નાવલિયો લાવિયો
ગોરી રે તમારાં૦

બે સ્ત્રીઓ ગવરાવે, ને બીજી દસવીસ ઝીલે. પ્રલમ્બિત સારંગ-સુરાવળ: ઉપર જે પ્રમાણે ટુકડા પાડ્યા છે, તે પ્રમાણે તોડીને ગાય. ગદ્યને જાણે કે રાગે નખાય છે. કાતિલ છે, અતિ કાતિલ છે આ સ્વરાવલિ.

ગોરી તમારાં
મનડાં ઝાંખાં રે!

મિલન થવા છતાં મનડાં ઝાંખાં? કીમતી આભરણો આપ્યાં તથાપિ કાં ન રીઝયાં? અરેરે, કલ્પના તો કરો આ નાવિક પતિના જીવનમરણના મામલાની?—

'તેલનું ટીપું,

'ચાં, ચૂં, ને ચપ!'

'આ ગીત લગ્નપ્રસંગે ભરવાડ લોકો નૃત્ય કરતાં કરતાં ગાય છે. આ પરવલ્લી એટલે ગરોળી, ગીતમાં 'ડાલમ ડોલમતી જાય' એમ કહ્યું. બરાબર એવી જ રીતે ગરોળી ચાલતી હોય છે, જાણો છો ને?'

મારું વિસ્મય શમે તે પહેલાં તો એ જુવાને કેંક પંક્તિઓ ને જૂજવા ઢાળ એ ફરસબંધીના પથ્થર પર પીરસી દીધા. પછી ઘડી વાર દમ ઘૂંટવાની રાહ પણ જોયા વગર એણે આત્મનિવેદન માંડ્યું:

'અમારા સૂરત બાજુના ગ્રામપ્રદેશમાં ગવાતાં આ ગીતો છે. જુઓ અહીં મેં એ એકત્ર કરીને ગોઠવ્યાં છે. જુઓ વિભાગો પાડ્યા છે: સીમન્ત, જન્મ, પ્રસૂતિ, હાલરડાં, બાળકૂદકણાં, લગ્ન, શણગાર, પ્રેમ, વિરહ, અને છેક મૃત્યુ સુધી. હું અઢી વર્ષ આ ગીતો પાછળ રખડ્યો છું. ને અત્યારે તો હું રેડિયો પર ગ્રામ-કાર્યક્રમમાં આ ગીતો ગાવા જાઉં છું. પછી મળીશું.'

મોટરો, ટ્રામો ને ગાડીઓની આંટીઘૂંટીમાંથી એ તો એનું દાસ્તાન લઈને અદૃશ્ય થઈ ગયો. પછી તુરત મારા સાથી સ્નેહીને મારાથી કહી બેસાયું: 'લોકસાહિત્યને નામે જે બજારુ બનાવટો ચાલી રહી છે, તેની વચ્ચે આજે ઘણે વખતે એક અસલી અને નક્કર વસ્તુ આ આદમીની પાસે મને માલૂમ પડી. એ ભાઈ કોણ છે?'

'ન્યૂ ઈરા સ્કૂલના ચિત્ર-શિલ્પના શિક્ષક.'

ન્યૂ ઇરા પર ટેલિફોન કર્યો, ભાઈ જમુ દાણીની જોડે ગોઠવણ કરી. અને મુંબઈ છોડવાની આગલી રાતે, એક મિત્રને ઘેર, એ ચિત્રશિક્ષક મધુભાઈ અને એમના નાનાભાઇ બન્નેએ આવી ત્રણેક કલાક એમની દરિયાકાંઠાની સૂરતી જન્મભોમનાં જે લોકગીતો સંભળાવ્યાં તેણે અંતર ભીંજવી આપ્યું. એ ગીતોના શબ્દોએ અને સ્વરોએ ગુજરાતની ધરતીને બોલતી કરી. તાલ લયની અનેક વિધતા, ભાવોની વેધકતા, અને ગુજરાતના એક નાના શા પ્રદેશમાં બોલતી લોકબોલીની લહેકન્તી મિષ્ટતા, એણે પ્રતીતિ આપી, કે કોઈ પણ એક ખૂણેથી ગુજરાતને નિહાળો, ગુજરાત સોહામણી છે, અધિકાધિક અને અવનવી નમણાઈ ધારણ કરીને એ આપણી સન્મુખ પ્રકટ થાય છે. એના રૂપનો પાર નથી. મનમાં એક જ ઊર્મિતરંગ ઊઠે છે.—

'મારું મન મોહ્યું રે
'એનો ચાંદલો ઝંપાઝપ
'મારું મન મોહ્યું રે'

આ બે ભાઈઓએ જે ગાયાં તે ગીતોને યાદ કરી કરી, મારાં ઘરનાં શિયાળું માટીનાં માટલાંમાં જે માટીની સુગંધે મહેકતું પાણી પીઉં છું ને ધરવ થતો નથી તેના જેવું લાગ્યાં કરે છે. ગામમાં કડિયા-કામ કરતી કરતી અથવા તો દરિયાકાંઠાના ખેતરોમાં કમોદ રોપતી રોપતી કછોટાદાર સૂરતી કોલણો, પુરુષોના દેશાવર-વાસને એ વખતે એક 'કાગળિયું' ગાતી હોય છે. આવાં 'કાગળિયાં' લોકસાહિત્યમાંના અનેક કાગળોમાં એક નવી જ ભાત પાડે છે. આ ભાઈઓએ ચલતી ચાલના તાલલયમાં અને સારંગના સૂરોમાં ગાયું:—

આવતી ને જાતી વા'લા,
વડલામાં રે'તી વાલા
કૂવાને ટોડે વાટ જોતી
શામળિયા વા'લા!
સૂરત શે'રનાં
આવ્યાં કાગળિયાં વા'લા
કાગળિયા વાંચનાર નહિ રે
શામળિયા વા'લા!
સાંકડી શેરી......માં
મઇલા મે'તાજી વા'લા
કાગળિયા વાંચી આપતા જાવ રે
શામળિયા વા'લા!



પણ હું અહીં પ્રતીકોનું પાંડિત્ય ઠહોળવા બેઠો તેટલામાં પેલાં સૂરતી કંઠાળ-ગીતો કૈં કૈં પ્રદેશો ખેડતાં આગળ નીકળી ગયાં. પેલા ગાનારા ભાઈઓ શ્વાસ લેવા પણ થોભતા નથી, બની શકે તેટલા પ્રદેશો બતાડી દેવાની ઉમેદ તેમનામાં ઊછળી રહી છે. કહે છે, કે હવે એ ગોરીનો પિયુ પરગામે જઈ કોઈ ગોદીમાં, કોઈ કારખાને, કોઈ ઇમારતના ચણતરકામ પર જઈ મજૂરી ખેંચે છે, તોતિંગ લાકડાંનાં બીમ કે લોઢાના ગર્ડર ઉપાડે છે, ત્યારે આવાં 'હોબેલાં' બોલતા જાય છે:—

લાગો રે લાગો ભાઇ!
લાગો રે જુવાનની ટોળી
બંદર તો નાખે રે તોડી
હૈસો જુમાલ છે.
રે જુમાલ છે, રૂમાલ છે,
રેશમી રૂમાલ છે
હે કે મજવે ઘડિયાલ છે
જોરે જોરે જોબનિયાં
જે જુવાનિયો જોર ના કરે,
એની બૈરી બીજો કરે
હૈસો જુમાલ છે.

'બંદર તો નાખે રે તોડી' અને છેલ્લી બે ટૂંકોમાં અપાયેલો ઉપાલંભ—'જે જુવાનિયો જોર ના કરે, એની બૈરી બીજો કરે.' બંદરી હેલકરીઓનાં હોબેલાં એકત્ર કરીને પણ જે જુવાન એના પર 'થીસિસ' રચે, તેને જરૂર યુનિવર્સિટી યશ આપે. પણ હેલકરી અને પંડિત, એ બેની વચ્ચે કોઇ મિલનબિન્દુ નથી. બીમ, ગર્ડર ઉપાડનાર જોબનિયાને બીક છે મોટી, કે—

જે જુવાન જોર ના કરે
એની બૈરી બીજો કરે!

પંડિત એ દૃષ્ટિએ સલામત ને બેફિકર છે. મુડદાલનું ઓઢણું માથે રાખીને બેસનારી ખાય શું? ખાવાના કરતાં પણ મોટો પ્રશ્ન તો શણગારનો બને છે. કમજોર ધણી પરદેશથી કંઈ શણગાર લીધા વિના ઘેર રખે આવે, તે માટે તો એને દૂબળાંનાં બેરાં નૃત્યગીત ગાઇને નાનપણથી જ ચેતવી રાખે છે—

'તું તો મારે માટે ઓઢણી લાયો નથી,
ઓ મારા રંગલા લાલ!
'તું તો મને ગમતો નથી!'

આ ગમા અને અણગમા, આ પ્રણય અને અતિતૃપ્તિ, આ ફરફરાટ અને નિર્વેદ, એકબીજાથી છેક જ નજીક છે જીવનમાં. વચ્ચે એક 'ઝીણી પછેડી' જેટલું જ વ્યવધાન છે. બેઉ ભાઈઓએ એ ઝીણી પછેડીનું લગ્નગીત સંભળાવ્યું. વર માંહ્યરે આવે, વર-કન્યાની વચ્ચે જે અંતરપટ રખાય છે તેને ખેસવી લીધા પછી તુરત આ ગવાય છે એમ મને કહેવામાં આવ્યું—

એક ઝીણી રે પછેડીની ઓઢણી,
એને ખસી જતાં નવ લાગી વાર રે
અવસર આવો ફરી નહિ મળે.
એક મોગરિયાની ડાળ રે પાતળી
એને બેંડી જતાં નવ લાગી વાર રે—અવસર૦
એક પીળી રે માટોડીની માટલી,
એને ઝરી જતાં નવ લાગી વાર રે—અવસર૦
એક લીલા તે વાંસનો માડવો,
એને સડી જતાં નવ લાગી વાર રે—અવસર૦

સ્વ. કવિ નાનાલાલનું અતિપ્રિય લોકગીત યાદ આવે છે—

ઠાકોર, કેવડો લેતા જાવ
કે આગળ નહિ મળે રે લોલ

ઇહજીવનની અલ્પકાળ ટકનારી રસોલ્લાસની મોસમને રખે કોઇ ચૂકી જતાં, ઓ માનવીઓ! આ કેવડો આગળ જતાં નહીં મળે. આ ઝીણી પછેડીની ઓઢણીને ખસી જતાં વાર નહિ લાગે. આ મોગરે મહેકતી ફૂલડાંળી ક્ષણ પછી તો ખાટી બહેકેલી વાસ કાઢવા લાગશે.

મધુભાઇએ અમને છેવટે સ્મશાનની વાટે લાવી



સ્વ. ઝવેરચંદ મેઘાણી

દરિયામાં જઈ
ઝોલા મેં ખાધા રે
તોયે તમારાં મનડાં ઝાંખા કેમ ગોરી?

નારીવૃંદ નરની જે વેદનાને અહીં શબ્દ આપે છે, તે ઉત્કૃષ્ટ ઊર્મિકાવ્યોનો નમૂનો પૂરો પાડે છે. આ 'મનડાં ઝાંખાં' અકારણ છે કે એની પાછળ કોઈ ઊંડું પ્રયોજન પડ્યું હશે? ચિરકાળની ભયભરી, ચિંતાભરી વિયોગદશાએ સંયોગને શું અવાસ્તવિક કરી મૂક્યો હશે!

આ ગદ્યપદ્યાત્મક રચના, અને એને ગાવાની સારંગની દર્દભરી લઢણ—સારાય ગુજરાતનું એ સજીવ તત્ત્વ છે. શું સાગરકાંઠાને કે શું ઇડરિયા ગિરિપ્રદેશને, સકળ ગુજરાતને કંઠે આ સારંગ લહેરાય છે; અને મારવાડ રજપૂતાનાની જોડે ગુજરાતને રેવી આપે છે. ગુજરાત-રાજસ્થાનનો એ ધરતીનો ટહુકો છે.

સંયોગીઓના શિર પર પાછી વિયોગની પળ આવી ખડી થઈ જાય છે, અને તે સમય તો બરાબર ફૂલ ફૂટવાનો છે—

ફૂલ ફૂઈટું ને ચાઈલા ચાકરી હો મારૂજી,
હાથેના ગૂંથેલી મારી ઓઢણી રે લોલ

પ્રકૃતિ પુષ્પિત બની છે જ્યારે, અને આ જોબનની કળી પણ ફૂટી ઊઠી છે જ્યારે, ત્યારે જ તમે ચાકરીએ ચાલ્યા? મને શીદ સાથે નથી લઈ જતા? હું બોજારૂપ બનીશ, અગવડ કરીશ, એ બીક છે? ના રે ના, જુઓ તો ખરા, હું તમને ભાર નહિ દઉં; હું તો તમારી અંદર જ ગોઠવાઈને સમાઈ જઈશઃ—

પાન સરખી રે હું તો પાતળી
રે મને બીડલે વાળી લઈ જાવ
રે રાજા રામ ચાલ્યા વનવાસ
રે રાજા રામ ચાલ્યા વનવાસ
સોપારી સરખી રે હું તો દીંગણી*
રે મને ગજવે ઘાલી લઈ જાવ
—રે રાજા રામ.

એલચી સરખી રે હું તો મધમધું
રે મને દાઢમાં ઘાલી લઈ જાવ—
રે રાજા રામ.
સોટી સરખી રે હું તો પાતળી
રે મને હાથમાં ઝાલી લઈ જાવ—
રે રાજા રામ.

સ્વામીની સાથે જવાને હરખપદૂડી બનતી બાપડી કોઈ નાની બાળાનો વિનોદ ઉડાવતું એ ગીત કરુણ અને નર્મ એ બેઉ રસોના સીમાડા પર લહેરાય છે, અને ઉંબર પર મૂકેલા દીવાની જેમ બેઉ બાજુએ અજવાળાં પાડે છે.

'ફૂલ ફૂટ્યું ને ચાલ્યા ચાકરી હો રાજ!' એ ચિત્રનું પ્રતીકપણું મને સોરઠી દુહા પર લઈ જાય છે. આ લોકસાહિત્યે 'સિમ્બોલિઝમ્'—પ્રતીકની જુક્તિ વડે કેટલું મેદાન સર કરી કાઢ્યું છે? 'સ્નેહ' શબ્દનો અર્થ પ્રેમ પણ થાય અને તેલ પણ થાય એ તો સંસ્કૃતભાષીઓ સમજે, ને અનેક ઠેકાણે શ્લેષ દ્વારા વાપરે. પણ લોકગીતોમાં એ કોણ જાણે કયી કરામતથી આવી બેઠું:

તમે માગેલ તેલ,
(તે દી) કાચું પણ કૂંપે નહિ,
(આજ) ફોરમતું ફૂલેલ
(તારે) વાળે ઘાલું વીંઝરા!

પ્રેમિકા પ્રેમિકને કહે છે, કે હે વીંઝરા! તમે અગાઉ જ્યારે તેલ માગેલું ત્યારે તો મારા સીસામાં કાચું પણ નહોતું. આજે હવે તારા વાળમાં સુગંધી અને ફૂલેલ તેલ ગલાવું એવી ભરપૂર મારી સ્થિતિ છે.

આમા 'તેલ' પર સ્નેહના અર્થમાં કોઈ શ્લેષ નથી; પણ પ્રતીક-જુક્તિનો કસબ છે.

*સોરઠી લગ્નગીતમાં આ ઉપમાઓ છે પણ 'દીંગણી' શબ્દને સ્થાને કાવ્યમય 'વાંકડી' શબ્દ છે, અહીં તો આ 'ઠીંગણી' જેવો અન્યથા રુચિઘાતક શબ્દ જ કેવો સુસ્થાને દીસે છે!

# 'આદર્શનાં ટોણાં મારશો નહિ'

**[ શ્રી. ઝવેરચંદ મેઘાણીએ મૃત્યુની આગલી સાંજે શિક્ષકોના સંમેલન સમક્ષ આપેલા વ્યાખ્યાનનો અહેવાલ ]**

મારાં બાળકો અહીંથી પ્રાથમિક શાળામાં ભણે છે એટલે તમારા આ સંઘ સ્થાપનાના વિચારમાં હું મનથી મારો મોટો હિસ્સો સમજીને અહીં આવ્યો છું.

તમારાં દુઃખોને માટે કલ્પનાની જરૂર નથી. આ જમાનો મોંઘવારી અને આ ચારે તરફ લાગેલી આગની વચ્ચે અહીં જે આંકડા અને હકીકતો રજૂ થઇ એ પછી એમ લાગે છે કે, આપણે કોઈ નવી દુનિયાનું દર્શન કરીએ છીએ.

અમને એક ખ્યાલ છે કે તમે એક રાજ્યના પગારદાર નોકરો છો એ કારણે રાજ્યની શિસ્ત નીચે રહેવા બંધાયેલા છો. એટલે તમારી પાસે ગમે તે વાત કરવી એ બરાબર નથી. તમારી પરિસ્થિતિની મર્યાદા સમજીને જ બોલાય.

નોકરો હોવા છતાં તમે મનુષ્યો તો છો જ. મનુષ્ય સિવાય માત્ર બે જ કોટી છે, દેવ અને પશુ: જ્યારે તમે દેવ કે પશુ તો નથી. સેન્સસમાં પણ તમારી ગણત્રી એવા કોઇ વર્ગમાં નથી થતી એટલે માણસ હોવાથી મનુષ્ય તરીકેના તમારા પ્રાથમિક અધિકારોનું પાલન આ રાજ્ય કે કોઈ પણ રાજ્ય કરવાને બંધાયેલ છે. આજે આ પ્રશ્ન માત્ર ભાવનગરનો નથી કે તેને 'ખટપટ' કે એવું બીજું કોઇ નામ આપી શકાય. કોંગ્રેસ તંત્ર નીચેના પ્રાંતોમાં પણ આ પ્રશ્ન સળગ્યો છે. મજૂરો તો આગલી સરકાર સામે પણ બોલેલા —મજૂરો, રેલ્વેવાળાઓ, તાર–ટપાલવાળાઓ બંદૂકો ભરીને કહેતા કે, અમુક તારીખ પહેલાં અમારી માગણી નહીં સંતોષો તો કામ છોડી દઇશું; જ્યારે તમારું ખાતું તો રાંક છે. તેનું કારણ એ છે કે બીજા ક્ષેત્રોમાં જેને આવડત અને હોશિયારી કહેવામાં આવે છે તે તમારામાં નથી. તમે એવી આવડત અને હોશિયારીને તિલાંજલિ આપીને એક જ લાયકાત પામ્યા કરી છે; અને તે નાનાં બાળકોને ભણાવવાની. નાનાં બાળકો સાથેની તમારી ફરજો તમને બીજાં ધંધાદારી ક્ષેત્રો માટે નાલાયક બનાવી દે છે. તમે જો સાંજે કોઈ વેપાર કે કોઈ નોકરી કરો તો પછી તમે સારા શિક્ષક ન બની શકો. તમને જો આજે કાઢી મૂકવામાં આવે તો ક્યાં જવું તેનો વિચાર થઇ પડે. તમે વિદ્યાદાન આપવા ખાતર એવા સંસ્કારો કેળવ્યા છે કે જેના પરિણામે તમે બીજે ન ચાલો. અહીં દૂધની વાત થઇ, પરંતુ દૂધ તો ક્યાં? રાબ મળે તોય બસ છે.

તમારો વર્ગ ઊંચું માથું નહોતો કરી શકતો. એટલું જ નહીં પણ દુઃખ સુદ્ધાં ન ગાઇ શકતો. કેમ કે અમલદારોને ચાલુ રસમમાં ફેરફાર થાય તે વિદ્રોહ જેવું લાગે છે. એટલે તરત જ તે ઊગતાને ડામે છે. આ સવાઇલાલના પિતાએ ફેરબદલી પ્રસંગેના ગાડી ભથ્થાં સૌને મળે .તે માટે લડત કરેલ. જેથી તેને તાલુકા માસ્તરીમાંથી જ પેન્શન લેવું પડેલ એને ભલે નુકસાન થયું, પણ આજે એ લાભ તો સૌને મળે છે ને! માટે નુકસાનના ભયથી ન ડરશો, શિક્ષકોને થયું કે આગલી સરકારોએ આપણને ન સંતોષ્યા, કોંગ્રેસ તો સંતોષશે જ. માટે ત્યાં માથું ઊંચકવું પણ બદલામાં ત્યાંય ટપલા પડ્યા! શ્રી મોરારજીભાઇ જેવા એવું બોલ્યા કે જેને રસ્તાનો ચાલનાર પણ સહન ન કરી શકે. જોકે, એ મેણાંટોણાંના જવાબ પણ આપેલ છે. વિશ્વાસપાત્ર સાધન દ્વારા મને જાણવા મળ્યું છે એટલે ખોટું તો નહીં જ હોય કે ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતીની કચેરીમાંથી હુકમ નીકળ્યો છે કે કોઇ કોંગ્રેસવાળાએ શિક્ષકોની પ્રવૃત્તિમાં ભાગ ન લેવો; એટલે આવું પણ કંઈ થાય તો મુંઝાશો નહીં.

રાજ્યોને કેળવણી પ્રિય નથી. કોઈક જ રાજ્યને એ ખાતું ગમે છે. બાકીનાને તો એ નભાવવાં પડે છે. સાર્વભૌમ સરકારે તે ખાતું સ્વીકારેલ છે માટે નભાવી રહ્યા છે. કોઇ ગવર્નર કે પોલિટિકલ એજન્ટ આવે નાચગાન, સંવાદ, દાંડિયા વગેરે બતાવીને ખુશી કરાવી શકાય, એ નિશાળોનો એવા મનથી હેતુ છે.





મૂકયા. શબયાત્રા નીકળે છે, આગળ મરદો ભજન ગાતા જાય છે ને પાછળ ઓરતો રડયા કે કૂટયા વગર ગાતી ગાતી ચાલે છે—

> વૃંદા તે વનમાં તળાવડી રે બની !
> કમળ કેરાં ફૂલ જોને બેની !
> ધૂપ પડે ને કરમાય
> જો રે બેની !

એજ રસોલ્લાસક સારંગ રાગ: એજ ચલતીનો તાલ: કરુણની પરિસીમા—

> આઘું જઇને પાછું ભાળિયા રે બેની !
> શું એક આવે રે સંગાથ
> શું એક આવે રે સંગાથ
> જો રે બેની !

માનવ-જીવ જતો જતો પાછળ એક નજર નાખે છે. સંગાથે કોઈ આવે છે ખરું ? હા, આવે છે—

> તાંબાની તોલડીમાં આગ, જો રે બેની
> તે પણ આવે રે સંગાથ જો રે બેની !
> × × ×
> લીલા તે વાંસની પાલખી રે બેની !
> તે પણ આવે રે સંગાથ, જોને બેની !
> × × ×
> દાભ દરોઇનો સાથરો રે બેની !
> તે પણ આવે રે સંગાથ, જો રે બેની !

આઘું જઈ જઈ ને વારે વારે પાછળ સંગાથ જોતા જીવને છેલ્લી વિદાય છે—

> જીવ તું શિવને સંભારજે !
> મારું મારું રે બહુ કીધું,
> અંતે નહિ આવ્યા કામ,
> અંતે નહિ આવ્યા કામ,
> જીવ તું શિવને સંભારજે !

લોકસાહિત્યની જનપ્રિયતાને, ઢોંગપ્રપંચો કરી ડહોળનારા જ્યારે અનેક પરોપજીવીઓ ઊમટી પડયા છે, ત્યારે શુદ્ધ શાસ્ત્રીય દૃષ્ટિએ અને ઉલ્લસિત રસ-દૃષ્ટિએ જનતાના નીચેના થરો સુધી પહોંચીને મોતી તાગનારા મરજીવા કોઇક જ નીકળે છે. કામ કપરું છે. આ ભાઈએ એક બે વાતો કહી. એક ડોસીને કહે કે ગાઓ : ડોશી કહે, મને તો દળતાં દળતાં યાદ ચડે. વારૂ માડી ! તો દળો ને ગાઓ; પણ ભૈ ! દળું તે શું ? મારાં કાળજાં ? આ રેશનિંગમાં દાણા ક્યાંથી કાઢું ? સંગ્રાહકે ઘેરથી થોડા દાણા લઈ જઇ દળાવ્યું ને ગવરાવ્યું.

સીમમાં ભરવાડને કહ્યું, ઝેરિયાં ગાઓ : જવાબ જડયો 'લાખ્યા વિના કંઈ ગવાય ?'

'લાખ્યા વગર' એટલે પેટમાં તાડી નાખ્યા વગર ! પાવલી લાવીને આપી, તેનું પીણું પીને પછી ભરવાડ કહે કે 'લે હવે માંડ લખવા !' ઝેરિયાંની ઝડી વરસી. લખનારો થાકે ગાનારો ન થંભે.

છેવટે સંગ્રાહકે બુઢ્ઢી માને મનાવી, માના પચાસ વર્ષનાં ભીડેલાં ઉર-કપાટ ઊઘડ્યાં.

એકલા સૂરત જિલ્લાના અખ્ખામા ગામની આજુ-બાજુથી જ મેળવેલાં એ અનાવિલ, કણબી, કોળી, દુબળા, ભરવાડ, હરિજન વગેરેનાં ગીતો છે.

સૌરાષ્ટ્રી ગીતોની ને આની વચ્ચે વિભેદ થોડો જ છે, નવીનતા અલ્પ છે. સમસ્ત ગુજરાતમાં રમણ કરતી એની એ જ કૃતિઓ, પ્રદેશભેદે નૂતન તળપદાં તેજછાયા ને રસરંગો ધારણ કરે છે, નૂતન તાલછંદે નાચી રહે છે, ને પુરવાર કરે છે એકની એક વાત, કે ગુર્જર જનતા, પ્રદેશે પ્રદેશે, સાગર પ્રાંતરે ને ડુંગરે વેરાને, નિખિલતાના રાસમંડળમાં નિજત્વે રસેલી જૂજવી લીલા ખેલે છે. ગુજરાત સોરામણી ને કાવ્ય-ભીની છે,

આ ભાઇએ મને છેલ્લી વાત કહી ચમકાવ્યો : 'તમારા 'ચૂંદડી' નામે લગ્નગીતસંગ્રહની પ્રસ્તાવનામાં એક સૂરતી ફટાણું ટાંકીને તમે જે કઠોર ટીકા કરી છે તે વાંચીને જ મને ચાનક ચડી, કે સૂરત-પ્રદેશની આ અવહેલનાનો ઉત્તર આપું. માટે જ મારી આ પ્રવૃત્તિ થઈ.'

મનમાં થયું : આવી ચાનક જો બીજા પ્રદેશોના પુત્રોને પણ ચડતી હોય, તો તો લ્યોને તેની ભૂમિનું પણ હોંશેથી કંઇક ઘસાતું લખું !

# રાષ્ટ્રશાયરને આંગણે

## ઈશ્વરલાલ દેસાઇ

(શ્રી. મેઘાણીના અવસાનને આગલે જ દિવસે એમની મુલાકાતે ગયેલા એક પત્રકાર સાથેના એમના વાર્તાલાપનો સાર નીચે આપેલ છે.—સંપાદક)

આરામ ખુરશીમાં બેસી એમણે ખૂબ જ ઉલ્લાસથી વાતો કરી. દોઢ કલાક સુધી એમની જ વાણીમાં મોટે ભાગે એ નીચે ઉતારું છું:—

"બહુ સારું કર્યું તમે આવ્યા તે ને બાળકોને સાથે લાવ્યા એ તો મને ખૂબ જ ગમ્યું. હાં, તમે બધા બાળકો મોજથી ફરો. અરે, તમે જરા આ બાળકોને કંઇ ખજૂર, ધાણી, પોપૈયાં વગેરે હોય તો આપો તમારા પત્નીને હવે તો ફાયદો થયો હશે. તમે બીજી વાર આવો ત્યારે એમને ને તમારી મોટી દીકરીને પણ જરૂર લાવજો ને અહીં એક આખો દિવસ રાખજો. બપોરે હું તો નામની જ ઊંઘ લઉં છું મને કંઇ તકલીફ પડી નથી. ઘરમાં માંદગી ઘણી રહે છે એટલે બાજીપુરા આવવાનું આજથી ચોક્કસ કહી શકતો નથી, હમણાં મારે અમદાવાદ ભાઈ ગુણવંતરાય આચાર્યને ચંદ્રક આપવાનો પ્રસંગ ઉજવાયો તેમાં જવું હતું, પણ ઘેરથી બીમારીના સમાચાર મળ્યા છે માટે તે પ્રસંગ છોડી સીધા બોટાદ આવી જવું પડયું.

મારે પણ સુરતના દરિયાકાંઠા પર વસતા લોકોને જોવા છે ને ૧૯૪૨માં જેમણે બહાર રહી લડત આપી તેવાઓના પરાક્રમોની વાતો સાંભળવી છે. એમની નીતિરીતિ સાથે આપણે સમંત થઈએ કે ન થઈએ એ જુદી વાત છે. પણ એમની મરદાનગી તો પ્રશંસા માગી લે છે. ગુજરાતના મંદ નાડીના ગણાતા જુવાનોમાં આવા શૂરવીરો પાકયા એ આપણા ઇતિહાસનું એક ઊજળું પ્રકરણ છે ને એ ઇતિહાસ મારે જાણવો છે. એ ઇતિહાસ હું બહાર મૂકવા માંગતો નથી, એ તો લખનારા વખત આવે મળશે પણ ખરા, પણ મારે તો મારા માનસતંત્રમાં એને ગોઠવવો છે ને એમાંથી કંઇ સર્જન કરવું છે. થોડા વખત ઉપર શ્રી મોતીભાઇ વીણુ મને મળ્યા હતા. તેમણે કરાડી મટવાનાં બહાદુર નરનારીઓની મને વાતો કરી હતી. મારે સુરત જિલ્લાની એ વીરગાથાઓ સાંભળવી છે. ઉમાશંકરના માસિક માટે તો એ કાંઠાના ખલાસીઓનાં એક બે ગીતો મળ્યાં તે પરથી હમણાં જ કંઈક લખી પણ મોકલ્યું છે. શું મકનજી સોલા રાણપુર આવવાના છે ને ડુમસ–ભીમપોરના ખારવાઓ ત્યાં પૂલનું કામ કરે છે? એ તો ખૂબ સરસ. તમે ભાઇ મકનજીને અહીં શા માટે લાવો? હું જ રાણપુર આવી તમારી સાથે બે દિવસ રહીશ. તમારા મિત્ર કાનજીભાઇ સાથે મને પણ પરિચય છે ને તમારા બધાની સાથે રહેવાનું પણ મળશે. ભાઇ મકનજી પાસે ભાગેડુંઓ કહેવાયલાનો ઇતિહાસ હું જાણીશ ને ખારવાઓનાં ગીતો ને રાસો પણ પણ સાંભળીશ ખાસ તો એ કે મારે તો કાંઠાના લોકોને જોવા છે. બનશે તો હું મહેન્દ્રને મોકલી આપીશ ને એમના કેમેરાથી ફોટાઓ લેવાનું પણ ગોઠવીશું. ભાઈ મકનજી આવે તો તમે બન્ને અહીં આવજો. દસમીએ બપોરે તમારે આવવાનું. સાંજે જમી કરીને આપણે રાત્રે દસ વાગે ત્યાં પહોંચીશું.

હું તો સુરત જિલ્લામાં એકાદ અઠવાડિયું ગાળવા ધારું છું. ત્યાં ફરીથી મારે કાંઠાના લોકો, રાનીપરજો ને બીજા લોકોને જોવા છે ને તેમના ગીતો ને તેમની શૌર્યકથાઓ નોંધવી છે. બારડોલી તો મેં જોયું જ નથી. ત્યાંના આશ્રમો ને એ બધું સુંદર હશે પણ મારો રસ એમાં નથી. સીધું રાજકારણ મારા લોહીમાં જ નથી.

હું સ્વતંત્ર પત્રકારત્વમાં માનું છું. ગૂજરાતમાં એવું મને આજે જણાતું નથી. પ્રોપેગેન્ડા ને પક્ષવાદ જ્યાં–ત્યાં જણાય છે. પરાધીન દેશમાં એ અનિવાર્ય છે એમ તમે કહો એ ઠીક છે, પણ એની પણ મર્યાદા હોવી ઘટે. ગમે તે વ્યક્તિ સામે કે સંસ્થા સામે તેની ભૂલ માટે આંગળી ચીંધવાનો ને સ્પષ્ટ કથન કરવાનો પત્રકારનો ધર્મ છે.

મુંબઇથી નીકળતા 'જય હિંદ' પત્રના તંત્રી





વળી માસ્તરો પણ સેન્સસ જેવા કામમાં ઉપયોગી થાય છે. એવાં કારણોએ એ ખાતું નભાવાય છે. બાકી જો એને કોઇ કહે કે આ નકામું છે, એવું પહેલાં હતું જ નહિ, રાજા રામ કે પાંડવોના હસ્તિનાપુરમાં કેળવણીખાતાં નહોતાં તો તેઓ પણ ઉપાડી લે. કારણ કે એની કોઈને પડી નથી. વળી માસ્તરોના દંડ સિવાય બીજી કોઇ આવક નથી. અને દંડમાં આવક કેટલી થાય? આવક વિના નિભાવવું પણ શું? નિશાળની ખુરશી તૂટે તો રિપેર માટે બજેટમાં પણ માંડ સમાસ થાય. કેમ કે એ કેળવણી ખાતાની ખુરશી! શિક્ષકોને આજે જે હાડમારી છે તેનું મૂળ આ છે કે કોઈને એ ખાતાની પડી નથી.

શિક્ષક સ્વમાની હોય એમ સૌ કહે છે પણ આજે તમારે સંઘ રચવા પડે છે. આ વાત લાખો માણસોના દિમાગમાં નથી ઊતરી, નહિતર બોલવાની ફરજ તો એમની છે. ઢોર દેહવું હોય તો પણ તેના મોં પાસે ખાણ મૂકવું પડે છે. તો પછી, શિક્ષકના ભેજામાંથી અમારા બાળકો માટે દૂધ દોવું હોય તો ખાણ કેમ નહિ? પછી દૂધ આવે પણ શી રીતે! પણ દુઃખની વાત છે કે એ કોઇ બોલતું નથી. શાળાઓમાં પાણી માટે સગવડ નથી કડકડતે શિયાળે બાળકો શાળાની ઠંડી છો પર બેસે તેની કોઇને પડી નથી વિદ્યાદાતાઓ કે જેઓ પુરાતન ઋષિમુનિઓના અંશો છે તેમને જાર, તેલપળી અને છાંટા દૂધની વાતો કરતા, કરવા પડયા છે તેનું અમને દુઃખ છે. બોટાદે અહીં પોતાની પ્રજાના પ્રતિનિધિ મોકલવા જોઈતા હતા, અને આ અવાજ પ્રજામાંથી ઊઠવો જોઈતો હતો.

સદ્‌ભાગ્યે શ્રી. જાદવજીભાઇ મોદી તમને મળ્યા છે. તેઓ તમારે માટે લોકમત કેળવશે. બીજા પણ ઘણા પબ્લિક સ્પીરીટવાળા માણસો છે. તેઓ આ તમારા પ્રશ્નને ધારાસભા સુધી લઈ જઇને નિકાલ લાવે. વિષમતાઓ કાઢી નાખીને તમારો જે ચોખ્ખો અવાજ છે તેને કાયદેસરના યોગ્ય સ્વરૂપે શ્રી. જાદવજીભાઇ અને તેના સાથીઓ લઈ જશે.

હિંમત રાખજો. તમને કોઈ મોટું નુકસાન થઇ જવાનું નથી. આ તો વિરાટનો પડઘો છે. અહીં 'રામ રાજ્ય' શબ્દ વપરાયો પણ ભાઇ! રામરાજ્યમાં તો ધોબીનેય બોલવાની છૂટ હતી, પછી માસ્તર તો બોલેજ ને! તમે શિક્ષકો અંદર અંદરના કશાય ભેદભાવ વિના એક જ જાતના સંતાપથી પીડાઓ છો.

બાકી તમારી પાસે હું આદર્શોની વાત કરવા આવ્યો નથી. એવું કહેવાનો અમને હક પણ નથી. અમે કયાં એ ઋષિમુનિઓના યુગના પ્રજાજન છીએ, તમને એ ઋષિમુનિઓના આદર્શની વાતો કહી શકીએ. તમે ટયુશનો કરો છો, આ હું તમને મેણું-ટોણું નથી મારતો. તમે આડકતરા માર્ગ પણ લેતા હશો. મારે ત્યાં મહિને ચાલીસ રૂપિયાનું તો દૂધ વપરાય છે, ત્યારે મને થાય છે કે આ બિચારાઓનું શું થતું હશે! આ માણસો ૩૦ કે ૨૫ રૂપિયામાં કઇ રીતે ચલાવતા હશે? માગતા હશે? ચોરતા હશે! લૂંટતા હશે! મને આ ભેદ કોઇ રીતે સમજાતો નથી. કોઇ શિક્ષક લૂંટ કરે તો હું તેને દોષિત ન માનું.

જેઓ આદર્શ વાનો કરે છે તે બધાને હું આ સ્થાનેથી વિનંતિ કરું છું કે, તમે એ વાત છોડો દો. આ દુનિયા આદર્શ નથી. કાળાં બજારિયા અને ગળાં કાપનારાઓને ખુરસીઓ પર બેસાડો છો, તો આ બિચારાને આદર્શનાં મેણાં-ટોણાં કોઈ મારશો નહિ!

*

# એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી

**રચનાર : કવિ દુલા કાગ**

[ ૧ ]

મરશિયા–દૂહા

[ બોટાદ ખરખરે જતાં ]

ઊલો ઉવાટે, જીભ કલમને જોખવા;
એને કાળાઉત કાંટે, તેં વસમાં તોળ્યાં વાણીઆ!

( કેટલાક સાક્ષરો વિદ્વાનો કલમબાજોને રસ્તે તું ન ચાલ્યો અને એનાથી (ઉવાટે) આડબીડ જુદે રસ્તે ચાલ્યો. હે વાણીઆ! તેં કલમ અને જીભ–વાણી બેઉનો તોલ એક જ કાંટે કર્યો. )

ઝવેર ભરીઆં જે, હીરાન માણેક હાટમાં;
એનો કાળાઉત કેને, વારસ કીધો વાણીઆ!

( હે ઝવેરચંદ! તારા હાટમાં હીરામાણેક વગેરે અમૂલ્ય રત્નો સંઘર્યાં છે. એનો વારસો તેં કોને આપ્યો? )

હાથ વખાણું હોય, કે વખાણું દિલ વાણીઆ;
કલમ વખાણું કોય, કે તારી જીભ વખાણું ઝવેરચંદ!

( હે ઝવેરચંદ! ઉદારતામાં તારા દિલનાં વખાણ કરું કે કામઢા તારા હાથને વખાણું? ડાયરાની જમાવટમાં ચારણી ગીતો લલકારવામાં તારી જીભ વખાણું કે એકેએક વિષયને વર્ણવતી તારી કલમ વખાણું? )

હૈયે ન જીભે હોય, ભરતર એકજ ભાતનાં;
એવી જોડી સઘળે જોય ક્યાંય કાગે ન દીઠો કાળાઉત!

( હે કાળીદાસ મેઘાણીના પુત્ર! મેં–કાગે ફરીફરીને શોધણ કરી, પણ જેનું અંદર અને બહાર એક જ જાતનું જીવન હોય એવી તારી જોડી ક્યાંય દીઠી નાહ. )

હું ભમીઓ ભાયાણી, સાતે સાયર ઊતર્યો;
ક્યાંય મર્મી મેઘાણી, કાગે ન દીઠો કાળાઉત!

( હું ભાયાણી–ભાયા કાગનો પુત્ર દરિયાપાર ઊતર્યો અને તારી જેવા મર્મપારખુ માણસની ઘણી ગોતણ કરી, પણ કાળીદાસનો પુત્ર ઝવેરચંદ ક્યાંય ન જોયો. )

માંડી મેઘાણી! હૈડે વાણીની હાટડી;
કદી કાળો કાળાણી, વેપાર ન કીધો વાણીઆ!

( હે કાળાણી : કાળીદાસના પુત્ર ઝવેરચંદ! તેં વાણીના વેપારની હાટડી હૃદયમાં ખોલી, પણ કોઈ દિવસ એકે ય શબ્દનો કાળો બજાર કરી સરસ્વતીને ન વેચી. )

કીરતી તણી કોથળી, એમાં ન ઘટચ આણી;
એવો કરીઓ કાળાણી, વાણીનો વેપાર વાણીઆ!

( હે કાળીદાસના પુત્ર! તું જાતે વાણીઓ ખરોનાં; એટલે યશરૂપી ધનની કોથળી ભરી; એમાં કોઈ દિવસ અપયશ રૂપી ખોટ ન લાગવા દીધી. જીવનના વેપારને કલંકિત ન બનવા દીધો. )

કોઈને કાળાણી! દલાલાં દીધાં નઈ;
એવો માંડેલ મેઘાણી, તેં વાણીનો ધંધો વાણીઆ!

( હે કાળીદાસના પુત્ર! તેં વાણીનો વેપાર માંડેલો પણ એમાં કોઈને દલાલું ન આપ્યું. એટલે ગમે તેવો માલ દલાલ ખપાવી દે એ જાતનો ધંધો કદી ન કર્યો. )

કંઠ કહેણી ને કાવ્યનાં, હતાં સુખ હસતાં;
આજ ઝવેરચંદ જાતાં, એણે કાળપ પકડી કાળાઉત!

( કંઠ, કહેણી અને કાવ્યશક્તિ એ ત્રણે વાનાં તારામાં ભર્યાં હતાં આજે તું ગુજરી જવાથી ત્રણે વસ્તુઓ ઉદાસ બની છે. એને મોઢે ઝાંખપ આવી છે. )

શૂરાં છાપાં ને સાધવાં, વળુ ચારણ વાતાં;
એટલાં ઝવેરચંદ જાતાં, કકળી ઊઠયાં કાળાઉત!

( સોરઠના સાચા શૂરવીરો, તેં ખેડેલાં છાપાંઓ, સોરઠના સંતો, ચારણો અને મૂર્તિમંત વારતા–એ પાંચે ઝવેરચંદ મેઘાણી જતાં કકળી ઊઠ્યાં. )

છંદાં ગીતાં ને સોરઠા, સોરઠ સરવાણી;
એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી.

( ચારણી છંદો, ગીતો, કાઠિયાવાડના સાહિત્યનો પ્રાણ સમો સોરઠો અને સાચી સોરઠી ભાષા–એ ચારે ઝવેરચંદ મેઘાણીના મરણથી લોહીને આંસુએ રોયાં. )





તરીકે જોડવાનું મને આમંત્રણ મળ્યાની વાત તમારી પાસે જ સાંભળું છું: એમાં કશું તથ્ય નથી. ને એ કોણ કહાડે છે તે પણ હું જાણતો નથી. ભાઈ ધનસુખલાલ સાથે મારે તો મીઠો સંબંધ છે એટલે એવું કંઈ હોય તો તેમણે મને મુંબઇમાં મળ્યા ત્યારે કહ્યું હોત, પણ હવે કોઇ અખબારી વ્યવસાય કરવાનું મારું દિલ જ નથી. એમાં તો સમગ્ર શક્તિ ખર્ચવી રહે ને તેમ કરવા જેટલી હવે મારી માનસિક સ્વસ્થતા રહી નથી. મને ઘણી સારી ઓફરો હતી. શ્રી અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ' માટે ને શ્રી ઈન્દ્રવદન ઠાકોરે 'ગુજરાત સમાચાર' માટે પાનુ લખી દેવા ને સારી રકમ આપવા કહેલ પણ મેં સાભાર ના પાડી હતી. રોજબરોજનો બોજો મારાથી ઉપાડાય એવું રહ્યું નથી.

હમણાં તો હું પુસ્તકો લખવાનું કામ કરું છું. વર્તમાન પ્રવાહો સાથે સંબંધ રહે એટલા પૂરતું ચાલુ વાર્તા ને બીજું છૂટક પત્રોમાં લખું છું પણ તે એ નામનું: પુસ્તકોની ઠીકઠીક આવક છે: આવડા નાના ગામમાં પણ મારો માસિક રૂા. ૫૦૦નો ખર્ચ છે, પણ તે નીકળી રહે છે. પુસ્તકના વેચાણમાં જો મંદી આવશે તો એ ટાંટિયા મેળવવા પૂરતાં પત્રોમાં ખાસ કોલમો લખી દઈશ, બાકી હવે મારે કોઇ છાપામાં જવું નથી.

આજની કારમી મોંઘવારીમાં પત્રકારોના આજે જે પગારો છે તે બહુ ઓછા ગણાય. એનું ધોરણ સુધરવું જોઇએ ને ચોક્કસ પગારધોરણ ને બીજી યોજનાઓ કરવી જોઈએ. હમણાં જ કકલભાઇ સાથે મારે એ અંગે વાત થયેલી, પણ તેમણે તો અશક્તિ દર્શાવલી 'ગુજરાત સમાચાર' ને 'સંદેશ' મળીને પહેલ કરે તો કંઈક થાય એમ લાગે છે.

આપણું રાજકારણ ક્યાં જઇ રહ્યું છે? લોકસંઘની ત્રણ નાટિકાઓ ઉપર પ્રતિબંધ મુકાયો એ તમે વાંચ્યું ને મેં એ નાટિકાઓ જાતે જોઇ છે ને એમાં કંઇ વાંધાભરેલું મને લાગ્યું નથી. ટીકા પણ હળવાશથી કરી છે ને એમાં કલા છે. એક બાજુ કોમી છાપાઓ રોજ ઝેર રેડે છે તેને કોઇ અટકાવતું નથી ને આ નાટિકાઓ પર પ્રતિબંધ! આ અમદાવાદ મ્યુનિ.ની વાત. રવિશંકર મહારાજને એની સામે જ લડત માંડવી પડે એ તે કેવી વાત? ખેડૂતોની વાત સાચી છે ને બીજી જમીન જ લેવાવી જોઇએ. આપણા સેવકો સત્તાસ્થાને બેસે ત્યારે આવું કેમ બને? મને લાગે છે કે આમ થયા કરશે તો આપણામાં પક્ષો પડશે ને પ્રતિક્રાન્તિના વાયરા પડશે. એ હવા ગતિમાન થઇ રહેલી હું જોઈ રહ્યો છું.'

આમ અમારી વાતચીત પૂરી થઇ; બીજી તો ઘણી અંગત ને જાહેર વાતો થઇ પણ તે ઉતારવી યોગ્ય ધારી નથી. ગાડીનો સમય થયો એટલે અમે ઊઠવાની તૈયારી કરી. પત્રકાર છતાં ચા કોફી હું નથી લેતો તે જાણી આશ્ચર્ય દર્શાવી, હું પણ એક જ વખત ચા લઉં છું એમ કહી તેમણે પપૈયાં મંગાવ્યાં અમે એ ખાતા હતાં, ત્યાં એમનાં પત્ની આવ્યાં. 'બેબીને ઝાડા બહુ થાય છે, શું આપું?' એવો એમણે ઓટલાની જાળીમાંથી પ્રશ્ન કર્યો. જવાબમાં મેઘાણીભાઇએ કહ્યું, "એને જરા છાશ દો ને તે ન ફાવે તો કંઈ ઉકાળા જેવું કરી આપો." ગાડી ચૂકી જવાય તો પાછા ઘેર જ આવજો ને રાત્રે મારે ત્યાં જમીને જ જજો એમ કહેતા કહેતા તેઓ મારો સાથે ઊતર્યા. ને મોટા દરવાજા સુધી મારી ના છતાં વળાવવા આવ્યા.

દરવાજાની ડોકાબારીમાંથી નીકળતાં મારું એક બાળક પડી ગયું એટલે તેમણે કહ્યું કે આ સમરાવવાનું રહી જ જાય છે ને ઘણાને ને અમને પણ તકલીફ રહ્યા કરે છે. એ પછી દરવાજા બહાર ઊભા રહી એમણે પ્રણામ કર્યા ને પાછા અંદર ગયા; એ હાથ જોડી એમનાં મકાનને દરવાજે ઊભેલા મેઘાણીભાઇનું એ છેલ્લું દર્શન હશે ને ભાઈ મકનજી સાથે એમને ત્યાં જવાનો ને રાણપુર લઇ આવી સાથે રહેવાનો કાર્યક્રમ અફળ જવાનો હશે એની કલ્પના સરખી પણ કેમ હોય?

પણ તા. ૧૦મીએ બપોરે અમે બોટાદ જવાની તૈયારી કરતા હતા ત્યાં સવારમાં જ વજ્રપાતસમા આ સમાચાર મળ્યા ને મેઘાણીભાઈના મૃત્યુથી ગરીબ બનેલા ગૂજરાતમાં મારી પાસે તેમની આ અંતિમ સ્મૃતિ માત્ર રહી ગઈ, જે રજૂ કરી એમના ભાવનાપ્રધાન, પ્રેમાળ ને ઉન્નત આત્માને ચિરશાંતિ ઇચ્છું છું.

# આમ અચાનક જાવું ન'તું

કરસનદાસ માણેક

( ૧ )

તમ હૈયાની અમૃત-નિર્ઝરિણી-
મહીંથી ઊઠતા ગીત કેરા ધ્વનિ
ઘેરા ગુંજી રહ્યા અમ આતમમાં
કોઈ જૂદેરી ભોમની વાણી બની:
અને એ રસપાનની પ્યાસ હજુ
ઉરમાં અણુછિપી ઝુરન્તી રહી
ત્યહિં આ શું અચાનક, માયા સમેટીને,
મૃત્યુતણી વીરા, વાટ ગ્રહી!

( ૨ )

વીરા, આમ એકાએક કેમ રુઠ્યા:
સુધા-ગાણું અધૂરું મેલીને ઊઠ્યા!
વીરા, કે રસ કેરા હિંડોલ ડોલન્તી આ
મહેફિલના પુણ્યપુંજ ખુટ્યા!
અરે રાત ને વાતની મસ્તી હજુ
વધુ ને વધુ જામતી જાતી હતી:
અને પ્યાસી હૈયાઓની આંખો હજુ વીરા,
આશના રંગથી રાતી હતી!

( ૩ )

હજુ તો તમ કંઠ થકી સુણવા
હતા સૂર ને તાન કંઈક નવા-
હજુ બાકી હતા રસરૂપ વિરાટના
કૈંક રૂપો ગીતમાં ગૂંથવા:
અરે એ સહુ ઓતરડા ઉપરના
અણુપુરલ ઉર મહીં જ રહ્યા:
અને છેવટ કેરા જુહાર કર્યા વણ
વીરા, તમે મૃત્યુપંથ વહ્યા:

( ૪ )

હતું જીવન ગાનતણી લગની:
રસ-યોગની જાણે અખંડ ધૂણી:
શતઝાળ સદાય ભભૂકી રહ્યો
રસ-બ્રહ્મ આરાધનનો અગનિ:
અરે હૈયાના ઈન્ધણુ હોમી હોમી તમે
ધૂણી એ ધીખતી રાખી હતી:
વીરા, વિશ્વને હૂંફ દેવા તમે રાત દી'
જાતને જલતી રાખી હતી!

( ૫ )

વીરા, માનવતાના ખંડેર પડયાં:
માથે કૈંક થરો પશુતાના ચડયા:
અને સચ્ચિદ-આનંદ સૃષ્ટિના આ
અણુએ અણુ શોક થકી પ્રજળ્યાં-
વીરા, આનંદ કેરી એ સૃષ્ટિને, શોકના
દાવાનળેથી ઉદ્ધારવી 'તી:
વીરા, ગીતની ગંગા વહાવી તમારે તો
માનવતાને મ્હોરાવવી 'તી!

( ૬ )

'ધરતીને પટે પગલે પગલે'
જલતો દવ ઓલવું ગીત-જળે
તમે ઘૂમ્યા ભરી વણથાક વીરા,
એવી તાલાવેલી ડગલે ને ગળે!-
અરે, કાવ્ય ને ગીતની, માનવ-પ્રીતની,
યાત્રા તમારી અધૂરી રહી:
વીરા, ભોમકા તો જુઓ ખૂબ પીધું તોય
પીવા કાજે હજુ ઝૂરી રહી!

( ૭ )

સૂની કુંજ પૂછે: મારો કોકિલ કયાં?
દિલમાં રસ સિંચતું એ દિલ કયાં?
વીરા, એ જ વલોપાત હીબકતો
પુરની સૂની માનવ-મહેફિલમાં-

# અડીખમ અટંકી એકલો, એ મસ્ત મેઘાણી ગયો

[ ૨ ]

ત્યાગી ગયો,તપસી ગયો, એ સંત સોરઠનો ગયો,
હસતો ગયો,રોતો ગયો,સંસારી ગયો,સન્યાસી ગયો.

અભાગી કો અબળા તણો,ભરથાર કયાં ભાગી ગયો,
બાપુ તણો દુષ્કાળ દઈ કો બાપુ બાળકનો ગયો;
માતાનો તુંકારો ગયો, બહેની તણો બંધુ ગયો,
કવિમાળાનો મેરુ ગયો, ગુણજાણ મેઘાણી ગયો.

સૌરાષ્ટ્રના સાહિત્યની સૃષ્ટિ તણો બ્રહ્મા ગયો,
સોનાતણો શોધક ગયો, એ ધૂડ ધોનારો ગયો;
સાહિત્યના જળકૂપનો દોરી સહિત લોટો ગયો,
શણગાર સોરઠનો ગયો, ગુણજાણ મેઘાણી ગયો.

બ્રાહ્મણ ગયો,માનવ ગયો,નવયુગનો ચારણ ગયો,
કાળાં બજારો ના કર્યાં, વાણીનો વેપારી ગયો;
ગાંધી તણા દિલદર્દની ગીતાનો ગાનારો ગયો,
સૌરાષ્ટ્રનો કવિ કેસરી, એ મર્દ મેઘાણી ગયો.

ધરણીપતિ ધનવાનને આંગણુ ન આશાથી ગયો,
નમીઓ નહિ લક્ષ્મી પગે,અણુનમ સદા ઊભો રહ્યો;
પડી કાળની હાકલ તથાપિ બોલ એ લખતો ગયો,
અડીખમ અટંકી એકલો એ મસ્ત મેઘાણી ગયો.

કબરો તણાં પ્રેતોતણી મહેફિલમાં જાનારો ગયો,
સમશાનનો સાધક ગયો, એ ભૂતનો ભેરુ ગયો;
પથ્થર અને પર્વત બધાં જડજીવ બોલાવી ગયો,
બેરો થયો, મૂંગો થયો, અવધૂત મેઘાણી ગયો.

મુનિરાજ ને સંતોતણાં એ મૌન છોડાવી ગયો,
રસધાર રેલાવી ગયો, કાર્યો બધાં કરતો ગયો;
કહે કાગ વાણીનો ભલા પ્રસ્તાવ લખવો રહી ગયો,
સૌરાષ્ટ્રનાં ફૂલઝાડનો આજ માળી મેઘાણી ગયો.

'ફૂલછાબ'માંથી

# હાહાકાર હુઓ

શંકરદાન જેઠીભાઈ

કાઠિયાવાડ–ગુજરાતના અનેક શૂરવીરો, દાતારો, ભક્તો, બહારવટિયાઓ જે ફક્ત ચારણોની જબાન માથે વાર્તા રૂપે હતા તેઓના દેહ–નામ ને મેઘાણીની લેખણે અમર કર્યાં છે. અમને ચારણ કવિઓને જ નહીં પણ સારા દેશને તેઓની અનન્ય ખોટ પડી છે. તેઓ અમારા ચારણોના ગુણના પ્રિય પૂજારી, અનુરાગી અને ઉત્તેજક હતા. અમારી ચારણોની જીભની નિવાસી સરસ્વતી દેવીના તેઓ પરમપ્રિય ભૂવા હતા, તેઓ જ્યારે જનસમુદાયમાં બોલવા ઊભા થતા ત્યારે સરસ્વતીદેવી તેમના દેહમાં પ્રગટ થતાં—પધારતાં, તેવું દૃશ્ય મેં નજરે જોયું છે.

આજે મેઘાણીના મૃત્યુથી મારા જેવા અનેક સ્નેહીઓનાં હૃદય દ્રવે છે. એટલું જ નહીં પણ—

દોહો

મરણું મેઘાણી તણું, સાંભળતાં શ્રવણે,
સારા સોરઠ દેશમાં, નીર આવ્યાં નયણે.

છપ્પય

મેઘાણી ગ્યો મરદ વાણિયો વિશ્વ વજીતો,
મેઘાણી ગ્યો મરદ સત્યવક્તા શોભીતો;
મેઘાણી ગ્યો મરદ ચારણાંપ્રિય ગુણ ચાહક,
મેઘાણી ગ્યો મરદ કવિ લેખક અતિ લાયક.
ભારતી તણો સેવક સપૂત,
ઓચિંતો અદ્રશ થિયો;
યશનામ શરિર કરિ ગ્યો અચળ,
વાહ મેઘાણી વાણિયો. ૧

જેનું નામ ઝવેરચંદ મેઘાણી જાહેર;
વૈશ્ય છતાં મહાવીર નિરંકુશવક્તા નાહર;
લોકપ્રિય આઝાદ લેખની ચિત આકર્ષક;
દેશ દાઝ બળ બુદ્ધિ કળાગુણ ગૌરવ દર્શક;
અદ્‌ભુત કવિ લેખક અજબ,
સોરઠ ધર શોભા ગિયો;
શુભ નામ સફળ ફેરો કરી,
વિયો ગિયો હા વાણિયો. ૨

દોહો

મેઘાણી મરતાં મરદ, ભારતીતણો ભુવો;
ધર સોરઠ ગુજરાતમાં, હાહાકાર હુવો. ૧

('ફૂલછાબ'માંથી)

# લોકજીવનના આદર્શ ચારણ

काका कालेलकर

લોકમાનસ, લોકજીવન, અને લોકસાહિત્યની એકાગ્ર નિષ્ઠાથી ભક્તિ કરનાર શ્રી. ઝવેરચંદ મેઘાણીનો જોટો ગુજરાતમાં જ શું હિન્દુસ્થાનમાં મળવો મુશ્કેલ છે. આમ કહેતી વખતે પંજાબના સાહિત્ય-ફકીર શ્રી. દેવેન્દ્ર સત્યાર્થીને હું ભૂલ્યો નથી. ઝવેરચંદ ભાઈની સેવાને તોલે આવે એવી સેવા લોકસાહિત્યને ફાળે હજી બીજે ક્યાંય આવી નથી. બુલંદ અવાજ, બુલંદ ભાવના અને બુલંદ પ્રવૃત્તિ તે ઝવેરચંદ મેઘાણી.

એ વધારે જીવ્યા હોત તો લોકસાહિત્યની ઘણી ઘણી સેવા કરત. ઘણું જીવવાનો એમનો અધિકાર હતો. એમના કેટલાય સંકલ્પો બર આવવાના બાકી હતા. છતાં એમના અવસાનનો શોક કરવાનું મન નથી થતું. એમના મૃત્યુથી સાહિત્યસેવાને ભારેમાં ભારે ખોટ ગઈ છે એનું દુઃખ તીવ્ર છે. પણ ઝવેરચંદ મેઘાણી જેવા જીવો ઇતિહાસના કે સમાજશાસ્ત્રના કોઇ નિયમ પ્રમાણે આવતા નથી. પછી આપણી અપેક્ષા પ્રમાણે જીવે એવી ઇચ્છા આપણે શી રીતે રાખી શકીએ? એમણે કરેલું કામ એમને કોઇએ સોંપ્યું ન હતું. એમની પાસેથી એ કામ છીનવી લેવાની કોઇની શક્તિ ન હતી. લોકસાહિત્યની સેવામાંથી એમને ચળાવવા પણ કોઇ સમર્થ નીવડ્યું નહિ. એમણે લોકસાહિત્ય, લોકગીત અને લોકસંગીતની સેવા કરવા પૂરતી જ જીવનસિદ્ધિ કેળવી હતી. શરીર ચાલ્યું ત્યાં સુધી એ સેવા એમણે અખંડ કરી. બાકી બધા સંકલ્પો અને મુરાદો એમણે ગૌણ કર્યાં શરીર ટક્યું ત્યાં સુધી સેવા કરી અને ઉપવનમાંથી દ્વિજરાજ ઊડી જાય તેમ આપણી વચ્ચેથી તેઓ ઊડી ગયા.

હમણાં હમણાં જ મેં જાણ્યું કે તેઓ જ્ઞાતિયે જૈન હતા. જાણ્યું ખરૂં, પણ મેં માન્યું નહિ. સ્વભાવમાં અને જીવનમાં તેઓ આદર્શ ચારણ હતા. ચારણ એટલો બધો એકનિષ્ઠ હોય છે કે એને પોતાની દૃષ્ટિ અને પોતાનું જીવન એકાંગી થાય તો એની એને જરાય પડી નથી હોતી. એકાગ્રતા એ જ એનો કુળધર્મ. ચારણોને નિષ્ઠા ફેરવવાની છૂટ હોય છે, પણ ઉત્કટતામાં તેઓ યત્કિંચિત પણ મોળા નહિ પડે.

શ્રી. મેઘાણીનો અને મારો સંબંધ બહુ ઉત્કટ થાત, પણ મારી ગફલતથી તેમ ન બની શક્યું. એનું ય મને દુઃખ નથી, કેમ કે એમની અપેક્ષા હું પૂરી ન પાડી શકત.

શ્રી. રણજીતરામ વાવાભાઇએ લોકગીતોનો એક સંગ્રહ કરેલો. સુરતના ભાઇ શેલતે તે છાપી કાઢયો. કવિશ્રી નાનાલાલે એની પ્રસ્તાવના લખી આપવાની હા પાડી. લગભગ વરસ થયું હશે. પ્રસ્તાવના ન મળી. હું તે વખતનો નવજીવનનો ઊગતો લેખક હતો. "દક્ષિણી હોવા છતાં ગૂજરાતી લખે છે" એ કૌતુકનો વિષય હતો. હૃદયથી ગૂજરાતી થઈને લખે છે એ એક આશ્ચર્ય મનાતું. શ્રી શેલતે મને પૂછ્યું. ભીડભંજન તરીકે મેં હા પાડી અને "રસાસ્વાદ" નામે એક પ્રસ્તાવના લખી આપી. ગૂજરાતે એની કદર કરી.

શ્રી. ઝવેરચંદ મેઘાણીએ તે જ અરસામાં લોકસાહિત્યની સેવા આદરી હતી. તેઓ મને મળ્યા. અમે લોકસાહિત્ય વિષે વાતો કરી.

# પત્રકારત્વનું શિયળ સાચવનાર

## મગનલાલ સતીકુમાર

એમની—મેઘાણીભાઈની નજીક આવનારા એમનાથી અલિપ્ત, એમની લાગણીઓથી ભીંજાયા કે તરબોળ બન્યા કે તણાયા સિવાય રહી શકતા નહિ, અને દૂરનાઓ માટે તો એ સરોવરમાંથી શબ્દોરૂપે માનવસંવેદનનો મહાધોધ વહ્યા જ કરતો હતો અને વિવિધ ગદ્ય અને પદ્ય સ્વરૂપે પ્રકાશન પામતો હતો. આજે એ સરોવર તૂટી પડતાં લાગણી અને ઊર્મિથી લોકો વિવશ બની ગયા છે, મૃત્યુ સમાચારથી અવાક બની ગયા છે. શોક માટે પૂરા શબ્દો જડતા નથી, શબ્દોનો મહાશિલ્પી તો ચાલ્યો ગયો છે!

આવી માનવતાથી છલોછલ ભરેલી વ્યક્તિના સાથીદાર બનવું એ પણ જીવનનો એક લહાવો છે. અને કસોટી પણ છે. મારો અને એમનો મેળાપ પ્રથમ બોટાદમાં ૧૯૩૭માં થયો. તેમણે મુંબઈથી તાજા જ આવી 'ફૂલછાબ'નું તંત્રીપદ સંભાળ્યું હતું, અમારી પિછાન થયા પછી મારે એમને વારંવાર મળવાનું થતું. એ વખતે તેઓ કહેતા: "મારી ઇચ્છા તો રાણપુરમાં પત્રકારત્વની શાળા ખોલવાની છે. પણ નાણાં નથી, સાધન નથી," એમ કહી નિસાસો નાખતા હતા; પરંતુ તેમની શિક્ષણની વિદ્યા તેમની પાસે જ હતી. જેનું મુક્ત હાથે દાન કરતા હતા.

તેમના ઘણા મિત્રો અને બંધુ સાહિત્યકારોને 'ફૂલછાબ' જેવા એક સાપ્તાહિક પાછળ તેઓ પોતાની અણમોલ સાહિત્યશક્તિ વેડફી નાખે એ પસંદ ન હતું. મેઘાણીભાઈ જ્યારે પોતાનો થાક, અકળામણ માનસિક પરિતાપ, સમયની મારામાર, વ્યક્ત કરતા ત્યારે એ મિત્રો તેમને મીઠો ઠપકો કે શિખામણ આપતા હતા કે, 'શા માટે આ ઢસરડો કરો છો?' પરંતુ હું જ્યારે એમાંના કોઈ અથવા 'ફૂલછાબ'ના કોઈ વાંચકને પ્રસંગોપાત કહેતો કે, તેઓ એમાં માત્ર અગ્રલેખો કે મહત્ત્વની તંત્રીનોંધ લખે છે એટલું જ નહિ પણ "કુંભારીઆ ગામના કૂવાનો કઠેડો ભાંગી ગયો અને પાણિયારી પડતાં પડતાં રહી ગઈ" એવા લીટી બે લીટીના સમાચાર વાંચે છે, એનાં પ્રૂફ પણ સુધારે છે. અને કોલમમાં જગ્યા બચતી હોય તો તે બચાવવા કોઈ સમાચાર તો એકાદ "છે" કે "હતો" શબ્દ આખી લીટીની જગ્યા રોકતો હોય તો તે બચાવવા ઉપરની લીટીમાં એકાદ અક્ષર કે શબ્દની કાપકૂપ કરી શબ્દોના ફેરફાર કરી એ શબ્દ ઉપર ચઢાવી દે છે ત્યારે તેમના આશ્ચર્યની અવધિ રહેતી ન હતી.

ખરી રીતે એમને મન તો એ દરેકેદરેક સમાચાર પાછળ કે કાવ્ય કે નવલકથાની વસ્તુ પડેલી હતી.

કાઠિયાવાડમાં થોડો સમય લૂંટફાટના, ગામ ભાંગવાના અને બહારવટિયાઓનાં તોફાનોના બનાવો વધી પડ્યા હતા, ગામેગામથી લોકોના ભયના નાસભાગના સમાચારો આવતા હતા. એમાં એક ગામમાંથી કોઈએ બહારવટિયાનો બહાદુરીભર્યો સામનો કર્યો. એ સમાચાર સાંભળતાં જ મેઘાણીભાઈએ એને પોતાના અગ્રલેખમાં સુંદર રીતે બિરદાવ્યો અને લોકોને નીડર બનવા પડકાર કર્યો.

એક વખત રાણપુરથી દોઢ માઈલ દૂર આવેલા વઢવાણ તાબાના ગામ નાગનેશ ભાંગવા બહારવટિયા આવ્યા, અને તેમના સામના માટે તેઓ પોતે ઊપડ્યા. ગામમાંની બંદૂકો મળી તે પણ સાથે લઈ ગયા અને આખી રાત તેઓ બહારવટિયાઓને ભીંસમાં લેવા પોલીસોની સાથે ખાઈઓ ખોદી પડી રહ્યા પણ છેવટે તો એક પોલીસ ટુકડીની ભૂલથી બહારવટિયા ભાગી છૂટ્યા હતા; પણ તેઓ એક જ વિચારથી બંદૂક લઈને દોડ્યા હતા. ગામને પાદર બહારવટિયા આવે ને સામનો ન કરીએ તો બીજાને શું કહી શકીએ?

તંત્રી તરીકેની પોતાની જવાબદારીની અને પત્રની પ્રતિષ્ઠાની જાળવણી સ્ત્રીના શિયળની જેમ કરતા હતા. જરા સરખી શરતચૂકથી કોઈ વ્યક્તિને અન્યાય થયો હોય કે કોઈનો વિરોધ કે સુધારો આવે તો તેઓએ બીજે જ અંકે પ્રસિદ્ધ કર્યે જ જંપતા. દરમિયાન પત્રો પણ લખતા અને કહેતા કે દૈનિક પત્રમાં

[ અનુસંધાન આગળ ૬૭ મે પાને ]

# સાચું મુલ્યાંકન તો મહાકાલ કરશે

મનસુખલાલ ઝવેરી

મેઘાણીભાઇને સૌથી પહેલા હું ક્યાં અને ક્યારે મળ્યો તે મને યાદ નથી, પણ એમનો સાથેના મારા સંબંધની સ્મૃતિ પ્રેમ કે શૌર્યની સ્મૃતિની જેમ, અનુભવ પછીના જ જીવનને નહીં પણ એની પહેલાંના જીવનકાળને પણ વ્યાપીને આખા જીવન પર ધન્યતાની પતિતપાવન છાયા પાથરી રહી છે. આવા સંબંધો માત્ર લૌકીક વ્યવહાર બન્ધનોને નહી, પણ જન્મ-જન્માન્તરના પ્રેમભાવને પ્રકટાવતા ને પોષતા હોય છે. એવા સંબંધો જ જીવનની મોટી ઓથ અને અદ્દભુત લ્હાણુ બનતા હોય છે.

પંદર વર્ષનો આ સંબંધ! કેટલો એકધારી રીતે મોહક ને જીવતરને મીઠું બનાવી દે તેવો સંબંધ! એ સંબંધની મધુરમંગલ સ્મૃતિઓ આજ આખા જીવન પર ઝૂકી રહી છે, જીવનને કોઈ નવી જ અર્થવત્તા આપી રહી છે, મોક્ષની નહીં પણ મેઘાણીભાઈ જેવાના સ્નેહભાજન થવાનું મળે તો ચોર્યાસી લાખ યોનિમાં ફરી ફરીને જનનીના જઠરમાં સૂવાની મનિષા જગાડી રહી છે. મેઘાણીભાઈનું અવસાન એ શું આ જીવન પૂરતું એ સ્નેહસંબંધનું ભરતવાક્ય છે?

એમને હું પ્રત્યક્ષ મળ્યો નહોતો તે વખતે, એમનાં પુસ્તકોના સામાન્ય વાચન પરથી મેં એમના વ્યક્તિત્વને કેવું કલ્પ્યું હતું? અને એમના પ્રત્યક્ષ-મિલન પછી પ્રતીપર્વ રસાવહ બનતી, એ વ્યક્તિત્વની મધુરતા ને મૃદુતા, વિનમ્રતા અને સાલસતા, વિચારોની આર્યતા. વાણીની નાગરિકતા અને વૃતિની વિમળતા મને કેટલી નોખી લાગી હતી? ક્યાં મેં કલ્પેલી ગર્વોન્નત શિર્ષની ખુમારીભરી અતડાઇ? ને ક્યાં ફળ ભારે વધુ ને વધુ લચતી જતી એમના વ્યક્તિત્વની ગુણગરવી શાખો?

લોકપ્રિયતા એમને વરી હતી તેટલી અર્વાચીન ગુજરાતના બીજા કોઇ સાહિત્યકારને વરી નથી. અને છતાં એ માનમદિરાનો એમને કેફ ચડયો નહોતો. એમની વાણીમાં કે લેખનમાં આપવડાઈની ગંધ નહોતી પરનિન્દાનો રસ નહોતો, અસંતોષનો ધખારો નહોતો કે પોતાની શહાદતનો ડીંડીમ નાદ નહોતો.

અને શહાદત એમની ક્યાં ઓછી કે અલ્પમૂલ્ય હતી? બીજા કવિઓ જ્યાં કમળોની કુંજમાં ભૂલા પડયા હતા. ત્યારે તેમણે સ્મશાનને ઢંઢોળ્યાંને કાલભૈરવને આરાધ્યો. નિરક્ષર, પ્રાકૃત જનતાના ગળામાં ડૂકી ગયેલી લોકવાણીને એણે સજીવન કરી, જૂનું લોકસાહિત્ય શોધ્યું, સંચ્યુ, સંશોધ્યું ને તેને પોતાના મેઘગંભીર કંઠેથી હજારો ને હજારો આબાલવૃદ્ધોના હૈયામાં સિંચ્યું. પ્રેમની કે પ્રકૃતિની કૃષ્ણ કનૈયાની બંસરીની કે તારા ને ચંદ્રની એમણે ઉપેક્ષા કરી, એમ નહીં, પણ ઉપેક્ષામાં અને વીસ્મૃતિમાં રજોટાઇ ગયેલું લોકસાહિત્ય જો મેઘાણીભાઇએ ભેખ ધાર્યો નહોતે તો કદાચ વધારે ને વધારે શૂન્યશેષ બનતું જાત.

અને વ્યાપારવીર ગુજરાત જે વખતે અર્થપ્રધાન કવિતાની ઉપાસના કરી રહ્યું હતું–ધનનેજ ધરણીધર માનીને તેની સેવા કરી રહ્યું હતું તે વખતે પણ એમણે એકરંગી સારસ્વત ધર્મને જ સેવ્યો. પાસે જ લક્ષ્મીની નદી વહેતી હતી. એમાં નાહી લેવાની તક પણ હતી અને અનુકૂળ સાધનો પણ હતાં. સાધનો જ નહિ પ્રલોભનો પણ હતાં. છતાં મેઘાણીભાઈએ આતમ-પાંખડીને ફરકવા ન દીધી, દિલને ડગવા ન દીધું ને પોતાની મીટને પોતાના ધ્યેય પરથી ખસવા ન દીધી. અને આ બધું ગુજરાતના એક વણિકપુત્રે ગુજરાતમાં ગુજરાતીઓની વચ્ચે વસીને કર્યું! આ શહાદતને આપણે સામાન્ય ગણીશું?

અને સારસ્વત ધર્મની એમની ઉપાસના પણ કેટલી અડગ અને અવિચ્છિન્ન હતી? પૂરી પા સદી સુધી ઘડીનોયે થાક ખાવા થંભ્યા વિના એમણે લખ્યા કર્યું, લખ્યા જ કર્યું! એમણે કાવ્યો લખ્યાં ને નવલિકાઓ લખી, નવલકથાઓ લખી ને નાટિકાઓ લખી, પ્રવાસવર્ણનો લખ્યાં ને વિવેચન સંશોધન સંપાદન કર્યા; માર્મિક હાસ્ય પણ એમણે આપ્યું ને જનતાની જબાન પણ એ બન્યા. એમના વાગ્વૈભવે હજારોના હૃદયોને ડોલાવ્યાં છે હજારોને પ્રેર્યાં છે, હજારોની આંખોને આંસુભીની કરી છે ને હજારોની આંખોનાં અશ્રુ લૂછ્યાં છે. એ વૈભવનું મૂલ્યાંકન આપણે એમના સમકાલીનો તો શી રીતે કરી શકીએ? સાચું મૂલ્યાંકન તો મહાકાલ કરશે.

[ 'પ્રવાસી'માંથી ટૂંકાવીને ]



યુવાનોને પત્રકારમાં ધકેલવાનો યશ સ્વ. મેઘાણીભાઇએ લીધો છે. છેક ૧૯૪૦માં તેઓ અમદાવાદમાં શ્રી. ઉમાશંકરને ત્યાં આવતા અને હું બી. કોમ. ના ઇન્ટરમીજિયેટ વર્ષમાં સ્થાનિક પત્રમાં પાર્ટ—ટાઇમ કામ કરતો ત્યારથી તેઓ મને કહ્યા કરતા: 'યંગ મેન મસ્ટ જોઇન જર્નાલીઝમ.' પત્રકારત્વમાં પણ તેઓ કદાચ નવા લોહીની જરૂરિયાત જોતા હશે. છાપાળવું લેખનકાર્ય કલમને બૂઠી કરી નાખે છે, એવો ભય તેમણે કદી સેવ્યો નથી—એ ભય એમણે તો ખોટો પાડી બતાવ્યો છે. એમનું સ્વપ્ન તો કદાચ, આજે જે બૂઠી કલમો ગુજરાતી પત્રકારત્વને પરેશાન કરી રહી છે, એમને એક બે દાયકામાં દૂર કરવાનું જ હશે. 'ફૂલછાબ' માટે મદદનીશ તંત્રીની જરૂર ઊભી થઇ હતી, ત્યારે એ માટે કોઇનાં નામો સૂચવવા મને લખેલું. એ પત્રમાં આ પ્રમાણેની ચાર લાયકાતવાળો માણસ એમણે માગેલો: (૧) માણસ ગામડાનો પ્રેમી હોવો જોઇએ—કારણ કે, રાણપુરનું જીવન બીજી રીતે સાવ નિરસ છે. (૨) સૌરાષ્ટ્રના પ્રશ્નોમાં એને રસ હોવો જોઇએ—એ વિના સૌરાષ્ટ્રના જટિલ પત્રકારત્વનો બોજો ઉપાડી ન શકાય. (૩) સાહિત્યપ્રેમી હોવો જોઇએ. (૪) ગ્રેજ્યુએટ અંડર-ગ્રેજ્યુએટ હોવો જોઇએ.

સ્વ. મેઘાણીભાઇએ એક નહિ, બે નહિ, પણ કોડીબંધ સાહિત્યરંગી પત્રકારો તૈયાર કર્યા છે. એમના પુત્ર મહેન્દ્રને પણ બહુ તરુણ વયથી જ પત્રકારત્વમાં પલોટ આપ્યો છે. એમની આ જાતની, આમ તો મામૂલી દેખાય એવી સેવાનું સાચું મૂલ્ય તો હજી વર્ષો વીત્યાં પછી સમજાશે—અનુભવાશે. પણ પત્રકારત્વને સાહિત્યરંગે રંગવાનું એમનું સ્વપ્ન તો એમની હયાતી દરમ્યાન જ અંશતઃ સિદ્ધ થઇ ચૂકયું હતું. એની સંપૂર્ણ સિદ્ધિ પણ હવે બહુ આઘી નથી લાગતી. આજે જ આપણે અનુભવી રહ્યા છીએ કે સ્વ. મેઘાણીભાઇનું 'જાગો જગના ક્ષુધાર્ત, જાગો દુર્બલ અશક્ત!' અથવા શ્રી. માણેકનું 'ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!' ગીત જનતા ઉપર જે જબરી ચોંટ લગાવી જાય છે, એ ચોંટ દૈનિક પત્રોના સો સો અગ્રલેખો પણ ઊપજાવી શકવાના નથી.

આ તો બધી થઇ પત્રકારત્વના બહિરંગની વાતો. મેઘાણીભાઇના પત્રકારત્વનો અંતર્ગત ગુણ સમજવો આવશ્યક છે, ઉપર કહ્યું તેમ, સાહિત્યપ્રવૃત્તિ અને પત્રકારત્વપ્રવૃત્તિને મેઘાણીભાઇએ એકબીજીથી વેગળી ગણી જ નથી. મેઘાણીભાઇના વ્યક્તિત્વમાં સાહિત્યકાર અને પત્રકાર એવા અલગ અલગ પાસાં હતાં જ નહિ. એક પ્રવૃત્તિમાં રોકાયા હોય ત્યારે બીજી પ્રવૃત્તિને 'સ્વીચ-ઓફ' કરી દેવાનું તેમણે કદી સ્વીકાર્યું જ નહોતું. તેથી જ, તેમના સાહિત્યનો પ્રધાનગુણ—વ્યાપક માનવતા અને સમભાવ-તેમના પત્રકારત્વમાં પણ સોળે કળાએ પ્રકાશી ઊઠે છે. પત્રકારત્વ એ મેઘાણીભાઇને મન કેવળ 'હોબી' વ્યાસંગ-વિલાસ નહોતું, પણ જીવનકાર્ય-મિશન હતું. રોટલિયા કે પેટ-ભરું પત્રકારત્વની પાછળ રોજના બેચાર કલાક ગાળીને 'ઘણું થયું' કરનારાઓના વર્ગના તેઓ નહોતા. અમદાવાદ ખાતે લેખક-મિલનની એક સભામાં તેમણે સાચું જ કહ્યું કે પત્રકારના જીવને એશઆરામ હોતો જ નથી. એને કુટુમ્બસુખ પણ જતું કરવું પડે છે. ઓફિસેથી ઘેર આવ્યા પછી પણ એના જીવને નિરાંત રહેતી નથી. થાય છે, પેલા સમાચારમાં આટલોક ફેરફાર કરી આવું, ફલાણું આમ ગોઠવી આવું, વગેરે. આમ, પત્રકારત્વ જેમને મન શ્વાસોચ્છ્વાસ હતું. તેવા શ્રી. મેઘાણીભાઇના પત્રકારત્વમાં એમના સાહિત્યિક ગુણો —માનવતા અને સમભાવ આપમેળે જ ઊતરી આવે એ સમજી શકાય તેમ છે.

જ્યારે જ્યારે એમણે માનવતાને હિજરાતી જોઇ છે ચિરસ્થાયી માનવમૂલ્યોનો હ્રાસ થતો અનુભવ્યો છે, ત્યારે ત્યારે તેમણે નિર્ભીક બનીને જેહાદ ઉઠાવી છે. અમદાવાદ પ્રથમ રમખાણ વખતે 'મૂખડા ક્યા દેખો દર્પનમેં?...' નામક 'ફૂલછાબે' છાપેલું ઠઠ્ઠાચિત્ર અને એ અંગે ચાલેલો લાંબો મુકદ્દમો તો હજી

# સહૃદય દાર્શનિક સમા પત્રકાર

## ચુનીલાલ મડિયા

સ્વ. મેઘાણીભાઈ વિષે જ્યારે જ્યારે બોલાય છે અથવા લખાય છે, ત્યારે ત્યારે એમની સાહિત્ય-ક્ષેત્રની અજોડ સેવાઓનો જ વિચાર થાય છે; લોક-સાહિત્યના સંશોધનમાં એમણે કરેલી પહેલ અને પાયો પૂરવાના કાર્યની જ પ્રશસ્તિ થાય છે; અથવા તો, કવિને કુદરતે બક્ષેલા અજબ મીઠાશ અને હલકભર્યા કંઠનો ઉલ્લેખ થાય છે; પણ એ સાહિત્યકાર, સંશોધક અને ગાયકે પત્રકારત્વના ક્ષેત્રમાં કરેલી અમૂલ્ય —અને અનન્ય પણ બેધડક કહી શકાય એવી—સેવાઓ જાણે વીસરાઈ જતી લાગે છે. સાહિત્યક્ષેત્રે એમણે દાખવેલી ઝળહળતી પ્રતિભાના પ્રકાશથી જ લોકો એટલા તો અંજાઈ જાય છે કે પત્રકારત્વમાં સ્વ. મેઘાણીભાઈએ દાખવેલી મેધાની થવી જોઈએ તેટલી કદરશનાસી થતી નથી એમ લાગે છે. સાહિત્ય-ક્ષેત્રની સિદ્ધિથી તલભાર પણ ઊતરતી નહિ એવી પત્રકારત્વ-ક્ષેત્રની એમની સિદ્ધિ અને સેવાનું સવિસ્તર મૂલ્યાંકન કરવાનું તો આવા ટચુકડા લેખ દ્વારા શક્ય નથી, તેમ, આ લખનારની પણ એ કાર્ય માટે લાયકાત કે ગજું નથી. માત્ર એ મૂલ્યાંકનની નાની સરખી પીઠિકા રજૂ કરવાનું, સદ્‌ગતની પત્રકારત્વ-ક્ષેત્રની સિદ્ધિ પ્રત્યે અંગુલિનિર્દેશ કરવાનું જ આ લેખમાં ઇષ્ટ ગણ્યું છે.

આજના ગુજરાતી પત્રકારત્વની મોટાભાગની પરિભાષા તેમ જ લખાવટની લઢણ આરંભિક 'સૌરાષ્ટ્રકુલ'ની છે. સૌરાષ્ટ્રના તંત્રીમંડળે ગુજરાતી ભાષામાં પહેલી જ વાર જે જોશીલી વાણી દાખલ કરી એનું સાચું મૂલ્ય આજે સહેલાઈથી નહિ સમજાય. પણ જ્યારે વિચાર કરીએ કે દલપત–નર્મદના સમય સુધી તો ગુજરાતીમાં 'ગદ્ય' કહી શકાય એવી કોઈ વસ્તુ જ નહોતી—ગવર્નરને અપાતા માનપત્રથી માંડીને સાહિત્યકારો વચ્ચે ચાલતો પત્રવ્યવહાર પણ પદ્યમાં જ લખાતો—ત્યારે થોડા જ દાયકાઓમાં 'સૌરાષ્ટ્ર'ના પત્રકારોએ ગુજરાતી ગદ્યનું બાંધેલું કાઠું ખરેખર અચંબો ઊપજાવે છે. ગુજરાતીમાં નિબંધના સ્વરૂપનો જે ક્રમશઃ વિકાસ થયો—અને આજે નિબંધ-લેખન-કલાની જે મહેલાત આપણે જોઈ રહ્યા છીએ તેમાં 'સૌરાષ્ટ્ર'ના તંત્રીલેખો તેમ જ પ્રકીર્ણ લેખોએ પાયાનું ચણતર કર્યું છે. આ કારણે જ, સ્વ. નવલરામ ત્રિવેદીએ સંપાદિત કરેલ નિબંધસંગ્રહમાં 'સૌરાષ્ટ્ર' તંત્રીમંડળના ત્રણ લેખો સમાવિષ્ટ કર્યા છે. ગુજરાતી ગદ્યને જાણે કે હરણફાળે હાડેતું બનાવી દેવામાં સ્વ. મેઘાણીભાઈની જોમવંતી, સચ્ચાઈભરી, તાકચા તીર જેવી વેધક અને તળપદી હોવાને કારણે રસાળ અને રણકતી બાનીનો ફાળો નાનોસૂનો નથી. સ્વ. મેઘાણીભાઈના તંત્રીલેખો જુઓ, રાજકારણીય આંદોલનો વાંચો, 'સાંબેલાં'ના કટાક્ષો અનુભવો કે અમથા રોજિંદા સમાચારની રજૂઆત તરફ નજર કરો તો એ સર્વમાં રહેલી હથોટી કહી આપશે કે 'કલમ મેઘાણીભાઈની છે.' એક સાદાસીધા વાક્યમાં પણ એના લખનારની પ્રતિભા અછતી રહી શકતી નહિ. બીબાં જ જાણે કે લખાણનું કર્તૃત્વ બોલી ઊઠતાં.

સ્વ. મેઘાણીભાઈનું પત્રકારત્વ એમની પોતીકી પ્રતિભાના રંગે રંગાયેલું રહેતું, એનું કારણ કદાચ એ હશે કે પત્રકારત્વ—પ્રવૃત્તિને એમણે એક ક્ષણ માટે પણ સાહિત્ય—પ્રવૃત્તિથી અલગ ગણી જ નથી. એમણે જ એક સ્થળે કહ્યું છે તેમ પત્રકારત્વના Literary Toneના—સાહિત્યરંગી તોરના તેઓ પુરસ્કર્તા હતા. આ રહ્યા એમનાં શબ્દો: 'સાહિત્યદૃષ્ટિ પત્રકારત્વની શત્રુ નથી. દરેક લખાણ—છાપાનું કે ચોપડીનું—સાહિત્યરંગી બનશે તેટલી એની ચોટ વધશે; એની માર્મિકતાને નવી ધાર ચડશે, એ ધારને સાહિત્યનું પાણી પાનાર નવો લેખકવર્ગ આપણા પત્રકારત્વમાં દાખલ થઈ રહેલ છે. એટલે થોડા જ વર્ષમાં આજના પત્રકારત્વનો અનેક ત્રુટીઓમાંથી છુટકારો સંભવિત લાગે છે.'

પત્રકારત્વ સાથે સીધો સંબંધ જેમને નથી, એવા ઘણા સાહિત્યકારોને કદાચ ખ્યાલ નહિ હોય કે શિક્ષિત યુવાનો પત્રકારત્વમાં જોડાય એ જોવા માટે સ્વ. મેઘાણીભાઈ બહુ જ ઉત્સુક હતા. મારા જેવા ઘણા





ગઈ કાલનો જ બનાવ ગણાય. તે અગાઉ પણ તેમણે મુંબઇના આતવારે ને છાશવારે થતા રમખાણો 'એજન્ટ પ્રોવોકર્સ' જ કરાવી રહ્યા છે, અને એમને જેર કર્યાં વિના શાન્તિ નહિ સ્થપાય એવું સૂચવવા 'વાઘ–દીપડાઓને વીણી કાઢો' શીર્ષકથી તંત્રીલેખ લખેલો અને, સાંભળવા પ્રમાણે એ લેખ બદલ સરકારે જામીનગીરી માગેલી. છતાં આવા બનાવો બનવાથી પણ એમણે માનવતાની ઉપાસના કે આગ્રહમાં લગીરે બાંધછોડ કરી નથી. અમદાવાદની અદાલતમાં 'ફૂલછાબ કાર્ટુન કેસ' ચાલતો અને અદાલત બહાર લોકોનાં ટોળાં જામતાં ત્યારે મેઘાણીભાઈ 'હરીફ' કામમાં તો નામચીન બનીને આંખે ચડી ચૂકયા હતા. છતાં તેઓ, મને યાદ છે ત્યાં સુધી એક દિવસ તો વરસતે વરસાદે મુસ્લિમ વસાહતોની મુલાકાતે ગયેલા અને કાદવકીચડમાં ક્યાંક લપસેલા પણ ખરા !

માનવતા–મૂલક પત્રકારત્વમાં નિર્ભીકતા તો અનિવાર્ય જ ગણાય. અને મેઘાણીભાઈમાં એ ભારોભાર હતી. કાઠિયાવાડના રાજવીઓ અંગેના અગ્રલેખોમાંની જલદ ભાષા વાંચતા સહજ એમ થાય કે આ લખનાર 'બે–માથાંવાળો' છે ! એવાં લખાણો લખવા બદલ એમને સીધી યા આડકતરી રીતે ઘણી ધાકધમકીઓ મળી હોય એ પણ શકય લાગે છે. છતાં બહારવટિયા ગોવિંદ સોનીના પ્રકરણ વેળા મેઘાણીભાઇએ જે મર્દાનીભર્યું વલણ લીધેલું એ ઉપરથી લાગે છે કે ગમે તેવી ધાક–ધમકીઓને પણ તેઓ ગાંઠે એમ નહેતા. મુંબઈના એક હુલ્લડ વખતે ખિસ્સામાં પિસ્તોલ લઇને, ચોપાસ ઊભેલા ગુંડાઓ વચ્ચેથી તેઓ નીકળી ગયેલા એવો જે પ્રસંગ એમણે ટાંચણપોથીમાં મૂકયો છે, એ પણ આ નિર્ભીકતાની જ સાક્ષી પૂરે છે.

છતાં આ નિર્ભીકતા કેવળ લોઢાના કાળજાની નહોતી. એની પાછળ તો કુસુમથી પણ કોમળ એવું હૃદય રહેલું હતું. 'જન્મભૂમિ' ઓફિસમાં શ્રી. મેઘાણીભાઈના છેક શરૂઆતથી સહકાર્યકર હતા તે શ્રી. ચન્દ્રકાન્ત સુતરિયાએ મને એક સરસ સંસ્મરણ કહ્યું છે. મુરબ્બી શ્રી. અમૃતલાલ શેઠે શ્રી. સુતરિયાને એવી મતલબની સૂચના આપેલી કે 'જોજો હં, મેઘાણી મારી સારંગી છે ? સંભાળજો !...' શ્રી. શેઠે કેવી બંધબેસતી અને અનુરૂપ ઉપમા યોજી છે ! 'પ્રવાસી' અઠવાડિકમાં હમણાં જ પરમાનંદ કાપડિયાએ શ્રી. અમૃતલાલ શેઠનો આ મતલબનો અભિપ્રાય ટાંકયો છે. એમાં શ્રી. શેઠે કહ્યું છે, 'બીન તો આંગળીથી પણ ન વાગે. એ માટે નખલી જોઈએ.' પણ શ્રી. મેઘાણીભાઈનું અત્યંત નાજુક લાગણીતંત્ર જોતાં તો આ બીન અને નખલીની ઉપમાઓ પણ અલ્પોક્તિ જેવી લાગે. રૂપક પૂરું જ કરવું હોય તો હું તો શ્રી. મેઘાણીભાઇને તાર મિલાવેલા તંતુવાદ્ય સાથે સરખાવું, જે વાદ્ય પવનની આછી લહરીની ઝાપટ અડતાં જ ઝંકારી ઊઠે. એવું તો કોમળ અને સંવેદનાશીલ હૃદય મેઘાણીભાઈ પાસે હતું કે નાનામાં નાનો બનાવ કે સાવ સામાન્ય લાગતા સમાચાર પણ એમના લાગણી તંત્રના તાર ઝણઝણાવી જતા. એક ડોસીનો પુત્ર કારખાનામાં મૃત્યુ પામે અને અદાલત પાસે નુકસાની ભરણાની અરજ થતા 'એવો કોઇ કાયદો નથી' કહીને અદાલત એ ડોસીને ધુતકારે ત્યારે મેઘાણીભાઈ જેવા સંવેદનશીલ પત્રકારની કલમમાંથી તંત્રીનોંધને બદલે કાવ્ય જ સરી પડે.

સાહિત્યની જેમ પત્રકારત્વમાં પણ મેઘાણીભાઇ 'માણસાઈ'ના આગ્રહી હતા. નાનાસરખા 'ન્યૂઝ'ને પણ તેઓ એ માણસાઈની ચકાસણીએ જ ચકાસતા અને તેથી જ, કોઈ જાતની વિવેકપુરઃસરની સુરુચિભરી પસંદગીના ધોરણ વિનાના સમાચારોને પોતાનાં પાનાં ઉપર ઝળકાવતું દૈનિક પત્રકારત્વ 'દેકારાની સ્થિતિને પામ્યું છે' એમ તેઓ કહેતા. ન્યૂઝ એડિટિંગ વિશે વિચાર કરતાં મને એક પ્રસંગ વારંવાર યાદ આવ્યા કરે છે. ઉમાશંકર આનંદનગર સોસાયટીમાં રહેતા ત્યારે મેઘાણીભાઈ એક રાતે આવી ચડયા હતા. એ જ વખતે પ્રોફેસર સી. એલ. ઘીવાલા, અને અન્ય મિત્રો પણ આવેલા. એ દિવસોમાં બેત્રણ હિન્દુ છોકરીઓ

# માનવતાનો મહેરામણ

## પ્રભુદાસ બાલુભાઇ પટવારી

" છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમઃ
દેવોના ધાસ જેવું, હૈયું જાણે હિમાલય.
બુદ્ધિવૈભવ ને આસ્થા આશા, રસ, ઉદારતા;
એ દૈવી દીપઆળાના અન્તરે તેજ રાજતાં."

સ્વજનોના અને મહાનુભાવોના મૃત્યુપ્રસંગ સ્વકીયોને શોકમગ્ન બનાવે છે, પરંતુ શ્રી. મેઘાણીના અવસાનના સમાચારે તો અનેકને કોઈ અવનવા વિષાદનો અનુભવ કરાવ્યો. કેટલાયે ગદ્‌ગદ્ થઇને પ્રાર્થના કરી કે 'હે પ્રભુ, આ સમાચાર સાચા ન નીવડો.' કેટલાયે એ ખબરને ખોટા લેખવા પ્રયત્ન કર્યો; પણ તેમાં નિષ્ફળતા સાંપડી. કેટલાયે પોતે ઊંઘમાં તો નથી ને એમ માની ઝબકી ઊઠયા; પરંતુ સમાચાર સ્વપ્નસમ ન નીકળ્યા. છેવટે કેટલાકોએ મનનું સમાધાન વાળ્યું કે "હશે, શ્રી. મેઘાણી કોઇ લાંબી સફરે ગયા છે તેમ ગણવાનું અને ભવિષ્યમાં એવો એક દિન આવશે જ કે જ્યારે તેમની મુલાકાત થઈ જશે."

આજે એવો ગુજરાતી ભાષા જાણનાર એક પણ નહિ જડે કે જેણે શ્રી. મેઘાણીનાં સર્જનો ન માણ્યાં હોય! મોટા વિદ્વાનોથી માંડીને સાવ થોડું ભણેલ વર્ગ સુધીના સૌને એમની કૃતિઓએ અતિમુગ્ધ કર્યા છે.

તેમની આટલી બધી લોકપ્રિયતાનું કારણ શું? અનેક કારણો હશે, પરંતુ સૌથી મુખ્ય સાહિત્યમાં અને જીવનમાં તેમણે કરાવેલાં માનવતાના સચોટ દર્શન. તેમની કૃતિ માનવતાના કિરણોથી રંગાયેલી છે, એટલું જ નહિ પરંતુ જીવનવ્યવહારમાં જે શક્તિઓ ઘણા સાહિત્યકારોમાં ઉપલબ્ધ નથી હોતી તેનો તેમનામાં અદ્‌ભુત સમન્વય થયો હતો. તેમના સહવાસમાં આવનાર સૌ કોઇને તેમણે સુહૃદતાથી ભીંજવ્યા હતા. તેમની મુખમુદ્રા પર બાંધવવાત્સલ્ય અને પ્રસન્નતાને ભરપૂર વિલસતાં જોઈને કોને આનંદ ન થાય! એ પ્રશ્ન હતો, કે તેમણે કોને પોતાનાં કરી લીધાં ન હતાં.

દૃષ્ટિભેદ અને વિચારભેદ તો દરેકને હોય, પરંતુ તેઓ પોતાના વિચારોની રજૂઆતમાં એવી ચીવટ રાખતા કે સામાને સ્હેજ પણ દુઃખ ન લાગે. અન્ય પ્રત્યે નમ્રતા અને વિવેક દાખવી ચર્ચામાં પોતાની જ ભૂલ હોવાની સંભવિતતા જણાવી સામા માણસને સુજનતા વડે મહાત્ કરવાની કળા તેમને સરસ રીતે હસ્તગત હતી.

"ભાઈ! અહો હો સરસ મળી ગયા! કયારે ફુરસદ મળશે? મારે તમને મળવા આવવું છે. એક બે બાબત પર થોડું જાણવું છે."

દરેક પાસેથી કંઇક જાણવાની તેમની અભિલાષા અપાર હતી.

કેટલીયે વાર અંદર અશાંતિ અને વિષાદમાં ઝૂરતા હોય છતાંયે તેમણે બહાર તો શાંતિ અને પ્રસન્નતાની છોળો જ ઉડાવ્યે રાખી છે. મનઃસાગરમાં ચાલી રહેલાં મંથનો વિશે કોઈને લગારેક પણ ખબર પડવા દીધી નથી. અંતર ગમે તેટલા સંતાપમાં સળગતું હોય પણ તેમણે તો સદાય વાણીની મધુરતા, ચક્ષુની અમીવર્ષા અને હૃદયની ઉદારતાનો પ્રવાહ વહાવ્યે રાખ્યો હતો.

૧૯૪૧ના અમદાવાદના કોમીહુલ્લડ અંગે "ફૂલછાબ"માં પ્રકટ પામેલ 'મુખડા કયા દેખો દરપનમેં' કારટુન અંગે તેમની સામે જે મુકદ્દમો મંડાયો હતો તે વખતે કેસના અંગે તેઓને માટે ત્યાં ખૂબ આવવાનું થતું. વકીલ તરીકે મને સૂચના આપવા વારંવાર મળતા.

તેઓ પોતાનું દિલ ખોલી કલાકોના કલાકો કોમી ઐક્ય અને માનવતાના એખલાસ અંગેના તેમના વિચારો દર્શાવતા. એ વખતે અનેક મુસ્લિમ માનવતાની કહાણીઓ તેઓ કહેતા અને પોતાનાં જુદાં જુદાં પુસ્તકોમાંથી કેટલાય પ્રસંગો અને ફકરાઓ વાંચી સંભળાવતા.

હું તેમને કહેતો કે કેસ લાંબા સમય સુધી ચાલે તો તમને સાંભળવાની અને જાણવાની કેટલી સુંદર

તેમ તેમ એ પુસ્તક વિશે શ્રી. રસિકલાલભાઈએ લખેલી પ્રશસ્તિનો શબ્દેશબ્દ સાચો લાગતો ગયો. આ વાર્તાઓમાં લેખકે, હું હમેશાં જેને માટે ઝંખું છું તે ધરતીનાં બળો બહાર આણ્યાં છે–શુદ્ધ સ્વરૂપે બહાર આણ્યાં છે. અને આજ સુધી ન આલેખાયેલું એવું જીવનતત્ત્વ બહુવિધ દૃષ્ટિકોણથી પકડ્યું છે. એની આલેખન કલા તો એની પોતાની જ છે, પણ સર્વોપરી અંશ તો એમની બિલકુલ કટુતામુક્ત ધર્મદંભમુક્ત મીઠી ને હળવી સહાનુકંપાએ મંડિત માનવતા છે. એણે પોતાના કોઈ પાત્રને નીતિ—અનીતિને કે સત—અસતને ત્રાજવે નથી ચડાવ્યું. એણે આ પુસ્તક લખીને ખુદ પોતાનું જ ઊર્ધ્વીકરણ કર્યું છે—કે જેનો દાવો બહુ થોડા લેખકો કરી શકે છે. એને મારાં ઘણાં અભિનંદન દેજો. આ પ્રશસ્તિ કરવામાં હું રસિકભાઈએ બતાવેલું જોખમ ખેડી રહ્યો છું—લેખક બગડી જશે–એમ માનતો નથી. સાચી સત્ત્વશીલતા કેવળ તારીફથી બગડતી નથી. બેશક, જે પ્રકારના પત્રકારત્વમાં ભાઈ મડિયા આજે પડ્યા છે તે એમનામાં આવી વાર્તાઓ સરજવાની શક્તિ-અરે દૃષ્ટિ રહેવા દેશે કે કેમ એ વિચારે ધ્રૂજી ઊઠું છું. કારણ કે હું તો પેલી માનવતા–સંસારમાંનાં સર્વ સાગનરસા માણસો પ્રત્યેની **સહૃદય દાર્શનિકને શોભતી માનવતાના** અંશોનું આપણા પત્રકારત્વમાં ખૂન થતું જોઉં છું. આપણી ચાબાઈ–ચાંપલાઈનો પાર નથી. પારકા પર અભિપ્રાયોનું ઉચ્ચારણ એ આપણો ખોરાક બની ગયો છે. 'સારું'ને 'ખરાબ' એ બે ચોકઠામાં જ પ્રત્યેક નાનીમોટી બાબતને વેચવાનું આપણું કાર્ય થઈ પડ્યું છે. એ વસ્તુ આપણી જીવનદૃષ્ટિની વિઘાતક છે."

કોઈ પણ બનાવ કે વ્યક્તિ પ્રત્યે ટીકા કરવામાં મેઘાણીભાઈ બહુ સાવચેત રહેતા, ભૂલેચૂકે ય અજુગતી ટીકા થઈ જતી તો તેઓ ઊંડી વેદના અનુભવતા. અગાઉ કાઠિયાવાડ ખાતેના એસોસિએટેડ પ્રેસના (હાલમાં 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'ના) પ્રતિનિધિ રાજકોટવાળા શ્રી. સુમન્તલાલ કોઠારી 'ફૂલછાબ'ની કટારોમાં એજન્સીના સમાચારો લખતા. તેમણે થોડા દિવસ પહેલાં જ એક વાતચીત દરમ્યાન મેઘાણીભાઈ વિશે મને કહેલું કે કોઈ પ્રત્યે જરાસરખી કડવી ટીકા થઈ જાય તો મેઘાણીભાઈ રાતે ઊંઘી ન શકતા.

અમદાવાદ ખાતેની લેખકમિલનની એક સભામાં પણ અંગત વાતો કરતી વેળા, ટીકાઓ અને ટીકાપાત્રો વિશે મેઘાણીભાઈએ એવી મતલબનું કહ્યું. હોવાનું મને યાદ છે કે, 'રાતે ભર ઊંઘમાંથી હું ઝબકીને જાગી જાઉં છું અને વેદના અનુભવું છું.'

આવી વ્યાપક માનવતા અને સમભાવ એ જ સાચા, સહૃદય દાર્શનિક સમા પત્રકારનાં કવચ હતાં.



# "વિજ્ઞાની" મેઘાણી

શ્રી. બંસી ગાંધી, પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, ડૉ. નરસિંહ મૂ. શાહ,

પચ્ચીસ વર્ષ પહેલાંના સંસ્મરણો જાગે છે. એકવીસના અસહકારના જુવાળ ઓસરી ગયા હતા. કૉલેજ છોડી રાષ્ટ્રકાર્યમાં પડેલા યુવકો મહાત્માજીની આજ્ઞાનુસાર પોતાનો અભ્યાસ પાછો સંભાળી લેતા હતા. દૃઢ મનના કેટલાકોએ સેવામાં જ ઝંપલાવ્યું હતું. એ અરસામાં અમૃતલાલ શેઠે 'સૌરાષ્ટ્ર' રાણપુરમાં કાઢવાનું નક્કી કર્યું અને હું તેમાં જોડાયો. ત્યાં મને ઝવેરચંદભાઇને વિશેષ ઓળખવાનો પ્રસંગ મળ્યો. પરંતુ આ પૂર્વે પણ સામળદાસ કૉલેજમાં મેઘાણીભાઇનો થોડો પરિચય મને થયેલો. તેમની પાઘડી તેમની વિશિષ્ટતા હતી અને વિદ્યાર્થીવર્ગનું આકર્ષણ કરતી.

એક દિવસ અમૃતલાલ શેઠે ખબર આપી કે ઝવેરચંદ મેઘાણી આપણી સાથે જોડાય છે. પછી તો મેઘાણીભાઈ અને હું રાણપુરમાં પાડોશી બન્યા. આ સંબંધ થોડો વખત ચાલ્યો. એ થોડો વખત ખૂબ મીઠાં સંસ્મરણોથી ભરપૂર છે. મેઘાણીભાઈ મને નાના ભાઈ તરીકે ગણતા અને મારા પર મમત્વ દાખવતા. તેમના પિતાશ્રી કાળિદાસભાઈ તેમના અનુભવની વાતો કરતા અને ખૂબ આનંદ આવતો. આમ થોડો વખત ચાલ્યો ગયો: પછી તો જુદા પડવાનો પ્રસંગ આવ્યો. મને વિધિએ ગુજરાતથી દૂર ધકેલ્યો અને મારું કાર્યક્ષેત્ર જુદું જ બન્યું. છતાં મેઘાણી સાથેનો સંબંધ અવારનવાર બંધાતો. કોઇ વાર અમે મુંબઈમાં મળી જતાં: તો કોઇ વાર રાણપુર હું પહોંચી જતો.

અમારું અંતર વધ્યું છતાં હું તેમના લોકસાહિત્ય કાર્યનો ઉપાસક રહ્યો છું. એ કાર્ય એક સાચા વૈજ્ઞાનિકને શોભાવે તેવી રીતે મેઘાણીભાઇએ ખીલવ્યું છે. તેમણે ભેગી કરેલી સામગ્રી કાઠિયાવાડની જાતિઓના વૈજ્ઞાનિક અભ્યાસની નવી દિશા ખોલે છે. મનુષ્ય વંશવિદ્યાના અભ્યાસમાં તેને અતિ મહત્તાપૂર્ણ સ્થાન છે.

ગુજરાતી સાહિત્યમાં મેઘાણીનું સ્થાન ચિરકાળ છે, પણ સંશોધનકાર તરીકે ગુજરાતી સાહિત્યમાં તેમણે પાયોનિયર બનીને માર્ગદર્શન કરાવ્યું છે. એક સાચો વિજ્ઞાની જેવી રીતે વૈજ્ઞાનિક પદ્ધતિએ સત્ય પ્રાપ્ત કરવા મથે તેવી રીતે મેઘાણીએ લોકસાહિત્યમાં પહેલ કરી તેને ઉચ્ચ ભૂમિકાએ આણ્યું છે, વૈજ્ઞાનિકની દૃષ્ટિએ આ કાર્યનું મૂલ્ય ઘણું છે. સોરઠી સંસ્કૃતિની તવારીખમાં એ અમૂલ્ય સામગ્રી પૂરી પાડે છે. સમાજવિદ્યાના અભ્યાસીને પ્રાથમિક મુદ્દાઓ તૈયારી કરી આપે છે. આ દૃષ્ટિએ તેનું વિશાળ ખેડાણ કરવા એ વસ્તુઓ અંગ્રેજીમાં ઉતારવાની જરૂર છે. આ દિશામાં મેં અલ્પ પ્રયાસ કર્યો હતો. પરંતુ સદ્‌ગતની ઇચ્છાને માન આપી તે કાર્ય મારે બંધ કરવું પડેલું. આ દિશામાં કાર્ય ઉપાડી મેઘાણીનું સ્મારક ગુજરાતનો વિદ્વદ્‌વર્ગ રચશે એ આશા વધુ પડતી નથી. મેઘાણીજીના આત્માને પ્રભુ શાંતિ આપે એજ પ્રાર્થના.

ન.

× × ×

લોકસાહિત્યના ચિરંજીવ તત્ત્વોનો તલસ્પર્શી અભ્યાસ કરી, એ તત્ત્વોને ઉવેખનાર–આમજનતા નહીં–પણ વિદ્વદ્‌વર્ગને ઢંઢોળી ઢંઢોળી જાગ્રત કરી, તેને માનવંતા સાહિત્યનું બિરુદ અપાવનાર શ્રી. ઝવેરચંદ મેઘાણી ગયા, એ ખોટ નાનીસૂની નથી. લોકસાહિત્ય એ બે–પાંચ વરસની મૂડી ન ગણાય. તેને ઘડાતાં સૈકાઓ જાય. એકાદ કવિ કે નવલકથાકારની કૃતિઓ સ્થળ કે સમય લક્ષી હોય. તેનાં સર્જન ચોક્કસ પરિસ્થિતિને આભારી હોય. સારી પ્રજાનાં પ્રતિબિંબ તેમાં પડે ખરાં પણ તે ઉપલકિયાં. આખીએ પ્રજાનાં સંવેદન, રુદન, હાસ્ય, લહાવા અને ઓરિયા–ઝંખના અને તૃપ્તિ એ સર્વનું તાદૃશ્ય દર્શન લોકસાહિત્યમાં જ મળી આવે. એ લોકસાહિત્યને શોધી શોધીને પીરસનારે માત્ર સાહિત્યને જ સમૃદ્ધ કર્યું એમ માનીએ તો આપણે તેમને જાણે અજાણે પણ અન્યાય કરીએ.





તક મળે! હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિમાં ડગલે ને પગલે સરસ સામ્ય જોનાર વ્યક્તિની સામે કોમો વચ્ચે અદાવત જગાવવાના આરોપનું કલંક કેટલું ટકે! કેસના પહેલા જ તબક્કે મુસ્લિમ ન્યાયાધિકારીને તહોમતનામું ઘડયા વગર છોડી મૂકવા સિવાય બીજો ઇલાજ ન હતો.

એમના વિચારોમાં જેટલી વિશાળ દૃષ્ટિ હતી તેટલી જ વિપુલ ઉદારતા તેમના હૃદયમાં વિરાજતી હતી, અન્યને માટે કંઈ ને કંઈ કરી છૂટવામાં પોતાની જાત માટે ધન્યતા અનુભવતા હતા. કોઈએ તેમનું કંઈ કામ કર્યું હોય તો પોતા પર જાણે કેટલું ય મોટું ઋણ લદાયું હોય; તેને તત્કાળ ફેડવાની તક જ શોધતા હોય.

જીવનની અનેક વિટંબણાઓમાં આર્થિક મુશ્કેલીઓનો સામનો તેઓ આશાવાદી સ્વભાવ રાખી હસતા મુખડે કરતા.

"ભાઈ! ટૂંક સમયમાં સારાંવાનાં થઈ જશે."

છેલ્લાં કેટલાંય વર્ષોથી તેમણે પોતાનો સર્વ સમય સાહિત્યદેવીના ચરણે અર્પણ કર્યો હતો. ઘણી માગણીઓને પાછી વાળ્યે જતા હતા. એવો એક પ્રસંગ મારી જાણમાં પણ છે. એક મોટી વ્યાપારી સંસ્થાના પ્રચારખાતા પર અઠવાડિયામાં ફક્ત ૪-૫ કલાકનો સમય આપી દેખરેખ રાખવાના કાર્ય માટે માસિક રૂા. ૫૦૦થી ૬૦૦નું વેતન આપવાની દરખાસ્તનો તેમણે એક ક્ષણમાં જ અસ્વીકાર કરેલો. "ભાઈ, સાહિત્યની સેવા કરવી છે. ઈશ્વર રોટલો આપ્યે જાય છે પછી શા માટે બીજી ચિંતા રાખવી?"

તેમનું નિરભિમાનીપણું અસાધારણ પ્રકારનું હતું. વાતચીતમાં અન્યને જ્ઞાની સ્વીકારી પોતે શિષ્યભાવ ગ્રહી લેતા. ઘણા લેખકોને લાગુ કરવામાં આવતા "દેડકાની પાચશેરી"ના નિયમથી તેઓ કેટલા દૂરસુદૂર હતા. ટ્રેનમાં અજાણ્યા પ્રવાસીને શેના કળવા દે કે પોતે કોણ છે! માનવસમુદાયમાં દૂધમાં સાકર ભળે તેવી સહજતાથી ભળી જઈ તેઓ ઉત્કૃષ્ટ માનવતાનું દર્શન કરાવતા.

ઊગતા લેખકોને થાબડી થાબડી આગળ ધપાવવા તેઓ અત્યંત ઉત્સાહ અને પ્રેરણા આપતા. નવજુવાન લેખકોને તેમની ઓથ નાનીસૂની ન હતી. એક વાર તેઓશ્રી ઇશ્વરલાલ દવેને મારે ત્યાં લઇ આવેલા. અમારી વચ્ચે ઓળખાણ કરાવી તેમણે શ્રી. ઇશ્વરલાલને મારી છૂટક છૂટક માસિકોમાં પ્રકટ થયેલ વાર્તાઓ એકત્રિત કરી તેનો સંગ્રહ જલદી બહાર પાડવા આગ્રહ કર્યો. તેમણે તે વાર્તાસંગ્રહની પ્રસ્તાવના લખી આપવા અને તેનાં વાર્તાસાહિત્ય અંગે પોતાના વિચારો રજૂ કરવા પણ તત્પરતા બતાવેલી. હું તેમની મમતા અને ઉદારતાનો લાભ લઇ શક્યો નહિ તે તો ઠીક છે પરંતુ વાર્તાસાહિત્ય અંગે શ્રી. મેઘાણીનો એક સરસ નિબંધ ગુમાવવામાં હું કારણભૂત બન્યો તે માટે દુઃખ થાય એ સ્વાભાવિક છે.

શ્રી. મેઘાણીનું સાહિત્યસર્જક તરીકેનું સ્થાન મહાન અને ચિરંજીવ છે; પરંતુ તેમને તેથી યે ઉચ્ચ સ્થાન રગેરગમાં અને બૂંદેબૂંદમાં છલકાઇ રહેલ માનવતાએ પ્રાપ્ત કરાવેલ છે. સર્જનસ્વામી અને કલાસ્વામી કરતાં ય જીવનયાત્રી તરીકે તેઓ અસંત ઉન્નત શિખરે ચડેલા છે. એમના જીવનના બધા પ્રસંગો બરોબર વણાશે ત્યારે જ પ્રજાને તેમની પૂરેપૂરી પિછાન થશે.

ઘણા મિત્રો તેમને હિંદની અને આમજનતાની સંસ્કૃતિના સાચા "એમ્બેસેડર" લેખતા. રાષ્ટ્રિય સરકાર તેમની સેવાઓનો ઉપયોગ વાંછે તે પહેલાં તો નાની દુનિયાના એમ્બેસેડર મોટી દુનિયામાં ચાલી ગયા.

*



મેઘાણીના વિધવિધ સાહિત્યસર્જનમાં પંખી, પશુ–પ્રાણી તેમ જ વનસ્પતિનો ઉલ્લેખ ઘણી જગાએ આવે છે. પશુ–પ્રાણીનું મમત્વભર્યું પાલન તેમ જ સંરક્ષણ, અવારનવાર આંગણે ઉડનારા વિવિધ પંખીઓનો પરિચય તેમ જ તેમની ભાષાનો તલસ્પર્શી અભ્યાસ અને જુદી જુદી વનસ્પતિઓની ઓળખ તેમ જ તેના ગુણધર્મની સાચી સમજ આ બધાં આધુનિક જીવવિજ્ઞાનના અનેકમાંના થોડા ઉપયોગી અંગો છે. સમાજના ઉપલાં કરતાં નીચલાં થરોમાં, શહેર કરતાં ગામડાંના લોકસમુદાયમાં આ બધા પ્રશ્નોની વધારે સારી અને સાચી સમજ હોય છે એ સુવિદિત છે. લોકસાહિત્ય એ લોકસમૂહનું જીવન, તેની રહેણીકરણી તેમ જ લોકવિચાર અને કેળવણીનું પ્રતિબિંબ છે, અને તે જેટલે અંશે સત્ય અને સ્પષ્ટ સ્વરૂપે આલેખાયેલું હોય તેટલે અંશે તે ઉપરના પ્રશ્નો પરત્વે લોકસમૂહ વૈજ્ઞાનિક દૃષ્ટિ રજૂ કરે છે. મેઘાણીએ સર્જેલા સાહિત્યમાં જુદી જુદી લોકજાતિઓના જીવન અને આચાર–વિચારનો શુદ્ધ અને સ્પષ્ટ અભ્યાસ અને આલેખન, નવલિકા, નવલકથા અને ઇતર સાહિત્ય સર્જનમાં નજરે પડતું પંખીઓનું વર્ણન, પશુ પ્રાણીઓની અંદર રહેલી વફાદારીની લાગણીની ઓળખ તેમ જ લોકસમુદાયનું તેમના પ્રત્યેનું વહાલસોયું મમત્વભર્યું વર્નન તેમ જ તેમના સાહિત્યસર્જનમાં કેટલીક જગાઓએ આવતી વનસ્પતિની ઓળખ તેમ જ ઉપયોગનું સત્ય અને સરલ આલેખન મેઘાણીની વૈજ્ઞાનિક સચોટતા અને દૃષ્ટિનો પૂરાવો રજૂ કરે છે.

સાહિત્ય અને વિજ્ઞાન એ બન્ને માનવસંસ્કૃતિનાં પરસ્પર પૂરક અંગો છે એ હવે ચર્ચાસ્પદ રહ્યું નથી.

આજના યુગમાં દિનપ્રતિદિન વિકસતી જતી વિજ્ઞાનની સિદ્ધિઓ સાહિત્યને માટે સુંદર સામગ્રી પૂરી પાડે છે. એનો ઉપયોગ સાહિત્યમાં થાય તો વિજ્ઞાન અને સાહિત્યનો કેવો સરસ યોગ સધાય! મેઘાણીજીની કલમે એવું માર્ગદર્શન કરાવ્યું છેઃ લોકસાહિત્ય વિજ્ઞાનવિહોણું નથી, એ આપણને દેખાડ્યું છે.

---

# “स्वधर्मे निधनं श्रेयः”

બગસરાના બાલમંદિરના સંચાલક શ્રી. લાલચંદ જેચંદ વોરા ઉપરનો સ્વ. મેઘાણીભાઈનો આ પત્ર એમની સ્વાર્પણની ઉત્કટ ભાવનાનું પ્રતિબિંબ પાડે છે. —સંપાદક

રાણપુર, ૨૭–૪–૩૧

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો. ‘स्वधर्मे निधनं श्रेयः’ એ ભાવે શ્રદ્ધાપૂર્વક ખાદીનું જ કર્યા કરો. બીજી વાતોથી ન અકળાતા. જેનું જેમાં નિર્માણ હશે–સ્વભાવથી, સંજોગોથી કે સ્વાર્પણની ભાવનાથી–તેઓ તે તે કર્યા જ કરશે. સર્વ દિશામાં જરૂર છે. ક્રાંતિ અને યુદ્ધની મનોદશાવાળાઓ તમારું ક્ષેત્ર નહિ જ ખેડી શકે. માટે તમારા જેવાએ તો ખૂંચી જ જવું. મિશનરીના ભાવથી.

હું તો આંહીથી ખસી શકું તેમ નથી, એટલે દિલગીર છું. આંખોનાં ખીલ તો અંત સુધીનાં સંગી કહેવાય. પંપાળી પંપાળીને રાખવાં રહ્યાં.

ઈચ્છિત શાંતિ મળો એ આશિષ સાથે,

તમારો
ઝવેરચંદના વંદન.





જો સદ્ગત ઝવેરચંદ મેઘાણી માનસશાસ્ત્રી હોત તો મનોવિજ્ઞાનનાં કેટલાંયે ગૂઢ સત્યોનાં દર્શન તેમણે નવલકથા દ્વારા માત્ર નહીં-પણ શાસ્ત્રીય રીતે કરાવ્યાં હોત. એ જ લોકસાહિત્યને નજર સામે રાખી તેમાંથી mass unconscious of nationનાં તત્ત્વોની તારવણી કરવા બેસીયે તો જનતાનાં કેટલાંયે સારાં-નરસાં તત્ત્વોનો ઇતિહાસ આપણને મળી રહે. વ્યક્તિનાં તેમ સમષ્ટિનાં પણ સ્વપ્ન હોય છે. વ્યક્તિ અને સમષ્ટિ બંને તેમાંથી પોતાની અતૃપ્ત વાસનાઓની સાદી સીધી રીતે તૃપ્તિ મેળવી છે. પ્રજાના ઘડતરમાં એ સમષ્ટિના સ્વપ્નો ઉપયોગી નીવડે—જો કોઈ તેની સાચી નોંધ કરનાર હોય અને તેનો ઉકેલ આપનાર હોય તો. દસ્તાવેજી આગ્રહપૂર્વકની નોંધ કરી આપી ઝવેરચંદભાઇ અચાનક ગયા. ઉકેલ આપી (interpretation) આખીએ પ્રજાનું માનસ વિશ્લેષણ કરાવનાર કોઇ અવધૂત જાગે ત્યારે ખરા.

લોકસાહિત્યની ખૂબી એ છે કે તે જનતાની જીભે હોઠે અને હૈયે રમે છે. તેનાં એ કાયમ સ્થાનથી મેળવી તેને પુસ્તકના પાનાંમાં પૂરવું એ અઘરું કાર્ય છે. ઘર ઘર ફરી, સ્થળે સ્થળે અનેક વ્યક્તિઓને હોઠેથી તેને મેળવવું એ ભારે જહેમતનું કામ છે. અને એ કામ મેઘાણીએ થાળે પાડયું છે એમ કહીએ તો અતિશયોક્તિ નહીં ગણાય. બીજું કામ-આમજનતાને તેની સ્વપ્નસૃષ્ટિનું આંતરદર્શન કરાવવાનું-હવે કોઈ કે ઉપાડવું રહ્યું.

× × ×

સ્વાભાવિક છે કે લોકસાહિત્યથી લોકવિજ્ઞાન તરફ નજર ઠરે. જે દેશમાં કોલસો અને લોઢું મળે, ખેતી નહીંવત્ હોય અને એ બે સાથે જ જેને ઘડીકાં લેવાં પડે તે સ્થળે લોકવિજ્ઞાન અને યંત્રવિજ્ઞાનમાં ઝાઝો ફેર ન પડે. પશ્ચિમનું અનુકરણ કરી આપણે પણ વિજ્ઞાન એટલે નર્યાં યંત્રો જ—આગગાડી, મોટર, વિમાન, રેડિયો એવી આછી સમજણ કેળવી છે. એ સમજણ અધૂરી અને ભૂલભરી છે. દરેક પ્રજાને જેમ લોકસાહિત્ય હોય છે તેમ લોકવિજ્ઞાન પણ હોય છે. એ લોકવિજ્ઞાન ધરતીનાં ધાવણમાંથી પ્રાપ્ત થયેલું હોવાથી તેનું અસ્તિત્વ જ આપણે ભૂલી ગયા છીએ. ઘરઘરના પાણિયારે, ખાંડણિયે, ઘંટીએ, અને ચૂલે કે ઢોરની કોઢમાં, સુતાર લુહારની હાટડીએ લોકવિજ્ઞાન પડ્યું છે. ઘર ઘર ફરી, કારીગર કારીગરનાં બારણાં ઠોકી એ વિજ્ઞાન મેળવવું રહ્યું. આજે એ લુપ્ત થઇ રહ્યું છે. લોકવિજ્ઞાની મૃતપ્રાય થતા જાય છે. અને પશ્ચિમ સર્જ્યાં સાધન અને કારીગરો ખડકાતા જાય છે. તે દિશામાં કામ કરનાર કોઇ મેઘાણી જાગે ત્યારે ખરા!

દુ:ખની વાત છે કે આપણા સિદ્ધહસ્ત કારીગરો નથી વિજ્ઞાની કે નથી સાહિત્યપ્રિય. મોટા ભાગ તો તેમાં નિરક્ષર છે. પરિણામે તેમની સિદ્ધહસ્તતાની ચાવી આપણે પામી શકતા નથી, નથી લખાતાં તેમનાં આત્મચરિત્રો. બે કારીગરો ભેગા થાય છે ત્યારે ધંધાપાણીના નફાનુકસાનની વાતો કરશે કે નાતજાતની. કારીગરીની વાતો-ચર્ચા કોઈએ નહીં કરે.

ડભોઇના હિરાધર શિલ્પીની નોંધ મળે. તેના ચરિત્રમાં ઘણું ઘણુંએ મળે; તેના પર કાવ્યો પણ મળે. ન મળે ફક્ત સિદ્ધહસ્ત થવા તેણે શું શું કર્યું તે. એટલે આપણને જરૂર છે ઘરઘર તપાસ કરી સિદ્ધહસ્ત કારીગરો શોધવાની, તેમાંના યોગ્ય તત્ત્વોની સરખામણી કરી એ તત્ત્વોને બહાર લાવવાની અને એ તત્ત્વોને જાહેરમાં લાવી તેમને સામાજિક દરજ્જો અપાવવાની.

સદ્ગત મેઘાણી આપણને ઘણું આપી ગયા છે. તેની સાહિત્યની દૃષ્ટિએ ઘણી કદર થઇ છે અને થશે. પણ જ્યારે લોકવિજ્ઞાનના ભોગી-અભ્યાસી જાગશે ત્યારે લોકસાહિત્યની વાનગી એ માત્ર સાહિત્ય નહીં રહે; વૈજ્ઞાનિક સંશોધનની પૂર્વભૂમિકારૂપ વિજ્ઞાનની પાયાસામગ્રી (scientific data) બની રહેશે.

બં.

× × ×



'ગુજરાતે આપણને ઘણું આપ્યું છે. ગુજરાત કદરહીન છે એવા મિથ્યાભ્રમમાં આપણે ન પડીએ. સહુ પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરે છે. સહુને નસીબમાં હોય તે મળે છે. ગુજરાતને એક ઝવેરચંદ–એક ગુણવંતરાયની ચિન્તા નથી, એને તો એક કરોડની ચિન્તા છે, એ તો મા છે. એને સહુ સરખા છે. આપણને પેટ પૂરતું આપે પછી એની ચિન્તા તો જેઓને પેટ પૂરતું નથી મળતું એને માટે જ હોય!'

'બાપુ'ને માટે એક વાત ચોક્કસ. મનમાં ગમતું હોય ને બહારથી ખોટા વિવેકની ના પાડે એ 'બાપુ' નહિ. તેમ આપણા મનમાં ન ગમતું હોય ને આપણી ખોટા વિવેકની હા–થી એ રાજી પણ ન થાય. 'ફૂલછાબ'ના પ્રથમાવતારમાં તંત્રી તરીકેની ફરજ મારે બજાવવાની હતી. ચડતું લોહી, અમૃતલાલભાઈનો નાસિક જેલમાં મુકામ હોવાને કારણે એમની માયાભરી શિસ્તનો અભાવ, કકલભાઈના જેલવાસને કારણે મળેલી તક, તંત્રીની ફરજ અને અધિકાર વચ્ચે ભેદરેખા દોરી શક્યો નહિ.

"ફૂલછાબ"માં "બાપુ"ની લેખમાળા આવે– "જેલ ઓફિસની બારી." મને એના વાંધાની ગંધ આવી. ને બોટાદના જાહેર રસ્તા ઉપર પાંચસાત મિત્રોની વચમાં મેં કહી નાખ્યું :

'I am the editor. Either, I will edit or I will resign.'

'બાપુ' કાંઈ બોલ્યા નહિ ને મેં એ લેખમાળા બંધ કરી.

પછી મને થયું કે ખોટું થયું. હું એમની પાસે ગયો, અને લેખમાળાની માગણી કરી. બાપુએ કહ્યુઃ 'કેમ તમને એ ગમતી નથી ને? હું એમાં સુધારી તો શકું એમ નથી, ને તમને એમ ને એમ ગમતું નથી, પછી?'

મેં કહ્યું : 'આપની સામે હું બોલ્યો તે Bad manners, Bad tasteમાં હતું.'

મને કહેઃ 'ભાઈ! આમ ગભરાઈ જશો તો કેમ કામ આવશે? તમને જે વસ્તુ મનમાં ન ગમતી હોય તે માટે બહારથી ખોટો વિવેક શા માટે કરવો જોઈએ? મને ખોટું લાગ્યું હોય એવું તમે ક્યાંય જોયું? મનમાં એક વાત અને બહારથી બીજી વાત આપણને ન શોભે.'

એ પોતે આટલો સંયમ સમજતા ને એમના મિત્રો પાસેથી એવા જ સંયમની આશા રાખતા.

×

એમના કાકાના દીકરા ભાઈ ડૉ. મેઘાણી એ પણ લેખક હતા. એમણે લખ્યું હતું થોડું, વાંચ્યું હતું ઘણું. મુંબઈના કોમી હુલ્લડમાં મહિના પહેલાં જ એમનું ખૂન થયું. એમના અકાળ મૃત્યુનો 'બાપુ'ને ભારે આઘાત લાગેલો: એ વખતના એમના પત્રમાં જ જાણે એમને પોતાના મૃત્યુની ગંધ આવી ગયેલી, 'સાંભળવા માગીએ તો સ્નેહીઓના મૃત્યુ આપણા પોતાના મૃત્યુના પુરોગામી ભણકાર જ છે.'

અમદાવાદમાં એ મને મળવા માગે છે એવો એમનો મુંબઈથી પત્ર. અમદાવાદ એ ખાસ ઊતરેલા. એમનાં પત્નીની માંદગીના સમાચારને કારણે મળ્યા વગર એ બોટાદ ગયા. બોટાદથી એમણે પત્ર લખ્યો.

એ પત્ર મારા હાથમાં આવે છે...'ભાઈ! મળવાની ખૂબ ઈચ્છા છે. બોટાદ આવી જાઓ.'

અગિયાર વાગે પત્ર મળે છે......

ત્રણ વાગ્યાની ગાડીમાં મારે બોટાદ જવું છે.

કાગળ મારા હાથમાં છે.

મારી પત્નીને વંચાવું છું...મારી પત્ની કહે છે, 'જઈ આવો...'

'કાકા! કાકા!'...મારો પુત્ર દોડતો બહારથી આવે છે.

એના મોઢામાંથી જરા જરા લોહી નીકળે છે.

શું થયું?

'બજારમાંથી દોડતો આવતો હતો. રસ્તામાં પડી ગયો. મેઘાણીભાઈનું અવસાન થયું!'

મને તમ્મર આવે છે.

×

ને હવે તો 'બાપુ'ને કદી નજરે નહિ જોવાય! એમનાં સંભારણા સંભારીને માથે હાથ દઈને બેસી રહેવાનું રહ્યું! ['ગુજરાત સમાચાર'માંથી]

# “સૌરાષ્ટ્ર”ના ‘બાપુ’

ગુણવંતરાય આચાર્ય

‘બાપુ’–સ્વ. ઝવેરચંદભાઈને કેટલાક મિત્રો ‘બાપુ’ કહીને બોલાવતા. ચારણી સાહિત્યનો એમનો શોખ, રજપૂતશાહી એમનો પોષાક અને એ બે બહારનાં લક્ષણો. ઉપરાંતનું એમનું વાત્સલ્ય અને મમતા આ નામ માટે જવાબદાર હતાં.

‘ફૂલછાબ’ના પ્રથમાવતારનો સૌથી પહેલો અંક. અંક તૈયાર થતાં એની સૌથી પહેલી નકલ અમે ‘બાપુને’ બોટાદ મોકલી.

એમની પ્રથમ પત્નીની તબિયતને અંગે બાપુએ બોટાદમાં કાયમ નિવાસ કરવાનો નિર્ણય કરેલો. એ નિર્ણયના શરૂ શરૂના દિવસો.

અંકની સાથે અમે એક ચિઠ્ઠી મોકલી:

‘સૌરાષ્ટ્ર’ના ‘બાપુ’ને સમર્પણ.

જવાબ આવ્યો:

‘સૌરાષ્ટ્ર’ના ‘બાપુ’

‘સૌરાષ્ટ્ર’ના બેટાઓની ભેટ સ્વીકારી અમને મુબારકબાદી પાઠવે છે.

‘બાપુ’ને હું આજ વરસોથી ગુજરાતના સર્વકાળના સર્વશ્રેષ્ઠ કવિ તરીકે લેખતો આવ્યો છું. લોકોના કંઠમાં અદ્યતન કાવ્યો અને લોકોના દિલમાં કાવ્યની આશનાઈ તો એમણે જ મૂકી. કવિતાને નિજાનંદ માટેની આત્મલક્ષી કલા–સૃષ્ટિમાંથી ઉઠાવીને જુવાનીની જ્વાલા સમી બનાવી એણે.

એમની કવિતાઓ માટેનો એક જવાબદાર પોલીસનો અભિપ્રાય જાણવા જેવો છે.

ઈ. સ ૧૯૩૦માં ‘બાપુ’ની ખોટી ધરપકડ થઈ.

ત્યાર પછી “યંગ ઇન્ડિયા” ને ‘નવજીવન’માં ગાંધીજીએ એમનો કેસ ઉપાડેલો. તે વખતે ધંધુકા તાલુકાના એક જવાબદાર પોલીસ અમલદારે કહેલું: He is a Poet but His Poetry is more dangerous than open sedition:— એ છે તો કવિ પણ એની કવિતા ઉઘાડા રાજદ્રોહથીયે ભયંકર છે!

કવિ તરીકે ‘બાપુ’ માટે મારો આ અભિપ્રાય છે. પહેલાં હતો, આજ પણ છે. પરંતુ એનો વધારેમાં વધારે વિરોધ કોઈએ કર્યો હોય તો ખુદ ‘બાપુ’એ. ‘ભાઈ તમે નર્મદને, નાનાલાલને, પ્રેમાનંદને, સુંદરમને, ઉમાશંકરને અન્યાય કરો છો.’

હું ય ત્યારે બોટાદ રહેતો હતો. બાપુ પણ બોટાદ રહેતા. ત્યારે એમણે નાનાલાલ પ્રેમાનંદ વગેરેની ખૂબીઓ સમજાવવા પ્રયાસ કરેલો. પરંતુ એ મને સમજાવી શક્યા નહિ. આખરે એમણે મને કહ્યું: ‘આચાર્ય! મને એક વચન આપશો?’ મેં કહ્યું: ‘શું?’ એમણે કહ્યું: ‘મારી હયાતીમાં તમારે કોઈ દિવસ ક્યાંય પણ આવું લખવું નહિ.’

આ વચન મેં મારા લખાણો પૂરતું તો પાળ્યું. ખાનગી વાર્તાલાપમાં તો મેં મારો આ અભિપ્રાય ખૂબ જોરશોરથી જાહેર કર્યો છે. પરંતુ ‘બાપુ’ની ઈચ્છાને માન આપીને મેં ક્યાંયે મારો અભિપ્રાય લખ્યો નથી.

એમના મૃત્યુ પહેલાં આઠ જ દિવસ અગાઉ આ વચન હું વીસરી ગયો. ‘ગુજરાત સમાચાર’ના પ્રતિનિધિએ પોતે પ્રગટ કરશે એ શરતે અમદાવાદમાં મારી સાથે વાતો કરી. ત્યારે મેં કહેલું કે: ‘બાપુને હું પોતે ગુજરાતના સર્વકાળના સર્વશ્રેષ્ઠ કવિ ગણું છું.’

કોણ જાણે કેવે કાળ–ચોઘડિયે મારાથી આ બોલાયું! આગમના એંધાણ હશે?

મુંબઈમાં હતો ત્યારે ‘બાપુ’ને પચાસ વર્ષ થયાં. ને એમનો વનપ્રવેશ ઊજવવાની મેં દરખાસ્ત કરી. એક થેલી બાપુને અર્પવી. આ હિલચાલ હજી તો થોડા મિત્રો વચ્ચેની વાતચીતના તબક્કામાં હતી. ‘બાપુ’ને ખબર પડી. ‘બાપુ’નો મારા ઉપર લાંબો કાગળ આવ્યો. એમાંથી થોડાંક વાક્યો આ નીચે ટાંકું છું:



એમના ગદ્યને ઘડવામાં ઘણો ભાગ ભજવ્યો છે. પત્રકારત્વે એમના ગદ્યને પ્રવાહી અને વેગીલું બનાવ્યું; લોકસાહિત્યના પરિશીલને તળપદી, ધરતીનાં જાયાંની, લોકભાષાનાં મીઠાશ, સુગંધ, બળ અને ધીંગાપણું એમના ગદ્યને સંપડાવ્યું. ગદ્યની પ્રવાહિતામાં તો મેઘાણી વર્તમાન પેઢીમાં આપણા અજોડ લેખક હતા, ભાષાની મોહકતા પણ એમની અદ્‌ભુત હતી. મેઘાણીની ભાષા અને શૈલી પણ આમ ગુજરાત ભૂલી શકે તેમ નથી.

એમને ધંધો મળ્યો પત્રકારનો, પણ એમનો આત્મા તો હતો સાહિત્યકારનો. પરિણામ આવવું ઘટે તે જ આવેલું. એમણે પત્રકારત્વને સાહિત્યરંગે રંગ્યું અને એને હતું તેથી ઊંચે એ લઇ ગયા. સામાન્ય પત્રકારથી એ કેટલાય ગણા ઊંચે હતા. લોકપ્રિયતા સારુ પોતાની બેસણીથી એ કદી નીચે ઊતર્યા નથી. પત્રકારત્વને એમણે રસિક બનાવ્યું, એને ભાષા આપી, એને સાહિત્યચમક આપી, અને પત્રકારની નાત સાહિત્યકારની કરતાં હલકી ગણાયા કરી છે તે વલણ હઠાવવાનું વાતાવરણ ઊભું કરી, પત્રકારને સાહિત્યકાર કેમ ન ગણવો એવી ફરિયાદ કરવા માટે આગળ ધરવા જેવો દાખલો પણ એમણે પોતાના લખાણથી પૂરો પાડ્યો. અને પત્રકારનો પરમ ધર્મ અન્યાયની સામે વિરોધ ઉઠાવવાનો, જનતાનાં સુખદુઃખ, આશા-આકાંક્ષા, જયપરાજય આદિને વાચા આપી જનતાની જબાન બનવાનો, તે પણ એમણે નિર્ભીક રીતે પાળ્યો છે. એ બાબતમાં સ્પષ્ટવક્તૃતા બહુ ઓછા પત્રકારોએ બતાવી છે. 'સૌરાષ્ટ્ર'માંનું એમનું કામ તો ખરું જ, પણ 'ફૂલછાબ'માંની એમની નોંધો અને 'સાંબેલાના સૂર'માંનાં કેટલાંક કટાક્ષપ્રધાન લખાણો તેમ જ 'ઊર્મિ'-માંની તેમની કેટલીક તાજેતરની નોંધો આ સંબંધમાં ઉલ્લેખને પાત્ર છે. કોંગ્રેસ, કોંગ્રેસી નેતાગીરી ને નીતિ અને ગાંધીજીનાં કોઈ કોઈ પગલાં સામે પણ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે વ્યક્ત કરતાં એ અચકાયા નથી. એવે વખતે લોકોના પ્રતિનિધિ તરીકે તેમના મનની વાત જ એમણે કહી છે.

અને સાહિત્યકાર મેઘાણી ? લોકસાહિત્યનું સંપાદન અને વિવેચન એકલું જ તેમણે કર્યું હોત અને બીજું કશું ન લખ્યું હોત તો પણ એમની એટલી સાહિત્યસેવા જ કાયમ સંભારી રાખવા જેવી ગણાત. પણ ઈશ્વરદત્ત શક્તિના પ્રમાદી અનુપયોગની ફરિયાદ એમને માટે થઈ જ ન શકે એવું એમણે કર્યું છે. મૃત્યુએ આવી એમને ઉપાડી લીધા, બાકી એમણે પોતે કલમ લગભગ છેક સુધી હેઠી મૂકી નથી. એમની પાસેથી જે સંખ્યાબંધ કૃતિઓ મળી છે તેમાં ભાષાન્તરો છે, રૂપાન્તરો છે, ચરિત્રો છે; કેટલાક દેશોના મુક્તિસંગ્રામની કથાઓ છે, કવિતા છે, વાર્તા છે, નાટક છે, નવલકથા છે, વિવેચન છે, જેલકથા છે, પ્રવાસ છે, અને કટાક્ષલેખો પણ છે. વૈવિધ્ય ને વૈપુલ્ય એમના સાહિત્યની ગુણવત્તાને બાધક કે અવરોધક નીવડેલ નથી એ પણ જાણવા જેવી હકીકત છે. એમના રૂપાન્તરોમાં સર્જનકલ્પના એટલા સારા પ્રમાણમાં દેખાય છે કે એ કૃતિઓ પારકી નહિ પણ મેઘાણીની જ હોય એવી છાપ વાંચનારાઓ પર પડે છે. લોકગીતો બરાબર પચાવેલાં હેવાથી તેના ઢાળોમાં અને ચારણી છંદોમાં અર્વાચીન ભાવો ને ભાવનાઓ કવિતારૂપે મૂકી સાચા લોકકવિ તે બન્યા છે. વિવેચનને તેની ભારઝલી પંડિતાઈ અને શુષ્કતાનાં વેષ્ટનથી અળગું કરી હળવું, રસિક, રસદર્શી અને સંસ્કારગ્રાહી તેમણે બનાવ્યું છે. એમનાં ચરિત્રોમાં ચરિત્રનાયકો જીવતા બની જાય છે. તેમની વાર્તાઓ અને નવલકથાઓમાં આપણો નીચલા મધ્યમ વર્ગનો સાચો સમાજ તેનાં અજ્ઞાન, પહોંચ, ખાનદાની, નાદાની ભોળપણ, વીરતા, ઉદારતા આદિ સારાંમાઠાં લક્ષણો સાથે દૃષ્ટિગોચર થાય છે. લખાવટ બધે જ એક સરખી મોહક હોય છે. હૃદયને સ્પર્શી હલાવી મૂકે તેવું ઊર્મિબળ પણ એમનાં સર્જનોમાં ઓછું નથી હોતું. ભાષામાં સર્વગમ્યતા પણ એટલી હોય છે કે કૃતિઓ બહોળા આમવર્ગના ખૂણેખૂણા સુધી પહોંચી જાય છે અને ઝીલાય છે. જનતાના સાહિત્યકાર, લોકકવિ, જનતામાન્ય સાહિત્યકાર અત્યારે તો મેઘાણી જ

# લોકમાન્ય સાહિત્યકાર

અનંતરાય રાવળ

કેટલાકના 'બાપુ', સંખ્યાબંધ નાનેરા મિત્રો અને પ્રશંસકોના 'મેઘાણીભાઈ' અને ગુજરાતની સમગ્ર જનતાના હૈયામાં વસી ગયેલા મેઘાણી આમ અચાનક ચાલી જશે એનો તો કોઇને સ્વપ્ને ય શાનો ખ્યાલ હોય? એથી જ એમના મૃત્યુનો આઘાત સૌને માટે વસમો બન્યો છે. એ થોડા જ મરવા જેવડા હતા? પણ માનવીની મોટામાં મોટી લાચારી ક્યાંયે હોય તો અહીં જ છે. કાળનો આદેશ આવે એટલે પોતાના મનોરથો, પુરુષાર્થો અને અધૂરી કે પૂરી સિદ્ધિઓને મૂકી એણે ચાલી જ નીકળવું પડે છે. માનવીનાં જ્ઞાન, બુદ્ધિ, આવડત અને શક્તિમાંથી કશાનું કંઈ ચાલતું જ નથી.

છતાં આવા અપ્રતિહતગતિ કાળની ઉપર વિજયી થવાનું ય ભગવાને માણસને આપ્યું છે. એ જ એક માણસને જીવન જીવવાને ઉમંગભેર પુરુષાર્થ ખેલવા પ્રેરનારી આશ્વાસક ઘટના છે. નામ એનો નાશ એમ કહેવાયું છે, પણ કેટલાંક નામ એમ સહેજે વિનષ્ટ થઈ શકતાં નથી. છતાં એ સાચું હોય તો ય માનવીના 'કામ'નો નાશ નથી. જીવનના કોઈ પણ ક્ષેત્રમાં સ્મરણીય કાર્ય બજાવનાર અને એના સંસ્મરણથી સમકાલીન અને અનુગામી પ્રજાના હૈયામાં જીવતા રહેનારને મૃત્યુ નથી. મૃત્યુ પી એ તો અમર બને છે. સ્વ. મેઘાણી પરનો કાળનો વિજય એમના ક્ષરદેહને ઝડપી લેવા જેટલો જ છે, એમના કામને અને તેને કારણે ગુજરાતની પ્રજાના હૈયામાં એમણે કરેલા પ્રેમાળ વાસને એ ઉખેડી શકે તેમ નથી.

સ્વ. મેઘાણી દ્વારા નિયતિએ જે કાર્ય બજાવવું ગોઠવેલું અને જે એમના નામ સાથે સર્વદા સંકળાયેલું રહેવાનું, તે છે એમનું સોરઠી લોકસાહિત્યનું સંપાદન. જેની જીભે અને જેને હૈયે એ હતું તે પેઢીની આંખ મિંચાતાં કાળગ્રાસ બની કાયમ માટે ગુમાવાઇ જાત તે લોકસાહિત્યને ભમી રખડીને, એનાં જાળવનારાંનાં હૈયાનાં કબાટનાં તાળાં પ્રેમ અને મૃદુ સહાનુભૂતિની ચાવીથી ખોલી તેમની પાસેથી કઢાવીને, કલાકો સુધી શાંતિથી સાંભળીને, ટાંચણપોથીમાં ટપકાવીને અને છેવટે એને વીણીઝાટકીને સોઇને એમણે ગુજરાતની જનતાને ચરણે ધરી દીધું અને એ રીતે સર્વભક્ષી કાળને થપ્પડ મારી એ એમનું ન ભૂલાય એવું મોટું કાર્ય છે. એનું કલમ વડે પ્રકાશન કર્યું. એટલું જ નહિ, પરમશક્તિએ બક્ષેલા સરસ કંઠ વડે એને સેંકડોની લોકમેદની આગળ મીઠી રીતે ગાઇને અને કલમ તેમ જ કંઠ વડે એનું રસદર્શન કે રસવિવેચન કરીને એમણે આજની જનતાના હૈયામાં એનો આદરભર્યો પ્રવેશ કરાવ્યો છે. આજની અને આવતી કાલની પ્રજા ગત પેઢીઓનાં વીરતા, દિલેરી, નેકી, ખાનદાની, ટેક વગેરેનો પરિચય પામી અને કેળવી જવાંમર્દી ને મર્દાનગીના પાઠ શીખશે તો તે મેઘાણીની આ સેવાને લીધે. એ એમની સિદ્ધિ કે કમાણી છે, એ એમની ગુજરાતસેવા છે. એનું વિસ્મરણ ગુજરાતને પોસાય નહિ.

એ જ રીતે ગુજરાતના આધુનિક પત્રકારત્વમાં એમનો ફાળો પણ ભૂલી શકાશે નહિ. વર્ષો પર ઘટમાંહ્યલા અંતર્યામીની પ્રેરણા અનુસાર પોતાને—અંદરના કવિને, 'પ્રગટ થાઉં, પ્રગટ થાઉં' ઇચ્છતા સાહિત્યકારને—ઓળખી જઇ કલકત્તાની વેપારી પેઢી અને સંભવિત વધુ કમાણીનો રાહ છોડી એ કાઠિયાવાડ આવ્યા ત્યારે આજીવિકા-વ્યવસાયે એ પત્રકાર બન્યા, અને બે વરસ પર 'ફૂલછાબ'નું તંત્રીપદ છોડયું ત્યાં સુધી એમની કારકિર્દી પત્રકારત્વ જોડે સંકળાયેલી રહેલી છે. ગુજરાતી પત્રકારત્વને એમણે નવી જ ઝળક આપી છે. 'સૌરાષ્ટ્ર' અઠવાડિકની સફળતાનો ઘણો જશ એમની તેજીલી કલમને જ જાય, અત્યારના પત્રકારત્વ પર ભાષા અને શૈલીની તેમ જ વસ્તુની રજૂઆતની દૃષ્ટિએ જોઇએ તો 'સૌરાષ્ટ્ર' સંપ્રદાયની એટલે મેઘાણીની અસર બતાવી શકાય એટલી સ્પષ્ટ વરતાય છે. કેટલાય પત્રકારી લેખકો પણ એમના હાથ તળે કે એમની શૈલીના અનુસરણથી ઘડાયા છે. આપણું પત્રકારત્વ આ રીતે એમનું ઋણી છે.

પત્રકારત્વે તથા લોકસાહિત્યના સતત પરિશીલને

# વેદનામૂર્તિ જનકવિ

## પરમાનંદ કાપડિયા

હજુ ડૉ. વ્રજલાલ મેઘાણીની અવસાનનોંધની શાહી સુકાઈ નથી એવામાં શ્રી. ઝવેરચંદ મેઘાણીના અવસાનના સમાચાર સાંભળતાં હૃદય બેહોશ બની જાય છે, અને લેખિની સ્તબ્ધતા અનુભવે છે. હાથ ઉપરની હીરાની વીંટી કોઈ ઝૂંટવી ગયું એની હાય પોકર હજુ શમેલ નથી, એટલામાં તો નિષ્ઠુર વિધાતાએ માથાનો મુગટમણિ ઝડપી લીધો અને આપણુ સર્વને શૂન્યતેજ બનાવી દીધા. આ ઘટનાએ ઉપજાવેલી મર્મદારક વેદના કયા શબ્દોમાં વ્યક્ત કરવી તેની કોઈ રીતે સૂઝ પડતી નથી.

હજુ થોડા સમય પહેલાં જાન્યુઆરી માસની ૧૯મી તારીખે સવારમાં મળેલી ડૉ. મેઘાણી વિષેની શોકસભામાં મિત્રોએ પ્રસંગાનુરૂપ કાંઈક ગીત સંભળાવવા ભાઈ મેઘાણીને વિનંતી કરી અને એ વિનંતીને સહજભાવ માન્ય કરીને સંહારના સ્વામીને સંબોધીને રચેલું ભવ્ય પ્રાર્થનાગીત તેમણે સંભળાવેલું. તેમના એ બુલંદ અવાજના ભણકારા હજુ કાનમાં શમ્યા નથી, એટલામાં તો તેમણે પણ પોતાનાં બધાં ખાતાં ખતવીને જીવનભરતું સરવૈયું સંહારના સ્વામીના ચરણમાં ધરી દીધું ! એ ગીત આપણે તેમની પાસેથી છેલ્લું છેલ્લું જ સાંભળી રહ્યા છીએ એવી સ્વપ્ને પણ કોઈને કલ્પના સંભવતી હતી ખરી ? કાળના કુઠારપ્રહાર આવા જ હોય છે ! કાળની નિષ્ઠુરતા આપણને અવાક્ બનાવી દે છે.

અલબત્ત છેલ્લાં છેલ્લાં બે વર્ષ દરમિયાન તેમનું શરીર ભાંગતું જતું હતું. હરસ, સંધિવા આદિ ઉપાધિઓ તેમના શરીરને ક્ષીણ બનાવી રહેલ હતી. આમ છતાં પણ 'ફૂલછાબ'ના અતિવ્યવસાયી તંત્રીપણાથી તેઓ કેટલાક સમયથી નિવૃત્ત થયા હતા અને બોટાદમાં ઠરીઠામ થઈને બેઠા હતા. પોતાની તબિયતની અનુકૂળતા મુજબ તેઓ પોતાની સાહિત્યપ્રવૃત્તિ ચલાવતા હતા. મોટો દીકરો ચિ. મહેન્દ્ર પત્રકારત્વના પ્રદેશમાં ઠીક ઠીક ગોઠવાઈ ગયો હતો. મોટી દીકરી ચિ. ઇન્દુનો પણ વિવાહસંબંધ નક્કી કરી લીધો હતો અને થોડા સમયમાં લગ્ન કરવાની વિચારણા ચાલતી હતી. એટલે એ બાજુની ચિન્તા પણ હળવી બની હતી. શ્રી. ચિત્રાદેવી ભરતગૂંથણનો સ્વતંત્ર વ્યવસાય ચલાવી રહ્યાં હતાં અને મેઘાણીભાઈની કમાણીમાં ઠીક ઠીક પુરવણી કરી રહ્યાં હતાં. બે ઘરનાં ઘર બનાવ્યાં હતાં. ઘેર દુધાળાં ઢોર બાંધ્યાં હતાં. અનેક કારણોએ અવારનવાર અસ્વસ્થ બનતું રહેતું ગૃહજીવન સરળ સપાટી ઉપર વહેવા લાગ્યું હતું. આવી ઉત્તરોત્તર અનુકૂળ બનતી જતી પરિસ્થિતિને અંગે મેઘાણી ખૂબ પ્રસન્ન અને સંતુષ્ટ દેખાતા હતા. આજ સુધી તેમણે ઘણું કર્યું હતું, પણ હવે પછીનો ફાલ તો કોઈ જુદા જ પ્રકારનો ઊતરશે એમ તેમના નિકટવર્તી મિત્રો અને શુભેચ્છકો આશા સેવી રહ્યા હતા. એવામાં કાળની કરડી નજર હજુ હમણાં જ નિરાંત વાળીને સૂતેલા અને સુખભર્યાં ભાવી જીવનનાં સ્વપ્નાં ચિન્તવતા ભાઈ મેઘાણી ઉપર પડી અને આંખના પલકારામાં તેઓ પરલોકવાસી બની બેઠા ! આ તે આપણું કેવું હીનભાગ્ય ?

આજના સાહિત્યકારોમાં તેમનું સ્થાન મૂલવવાનો મારો કોઈ અધિકાર નથી. એવી કોઈ જરૂર પણ નથી. તેમનું વ્યક્તિત્વ સમગ્ર સાહિત્યકારોથી એટલું બધું નિરાળું હતું કે તેમને કોઈની ઉપર કે નીચે મૂકવાનો કોઈ અર્થ પણ નથી. એમ છતાં પણ માણસનું મન એવું છે કે તેને સરખામણી કર્યા સિવાય ચેન પડતું નથી. આ રીતે વિચારતાં તેઓ આખા સાહિત્યક વર્ગથી બે બાબતોમાં એકદમ જુદા તરી આવતા હતા. મારા સદ્ભાગ્યે અનેક કવિઓ, લેખકો તેમ જ સાહિત્યકારોના ઠીક ઠીક પરિચયમાં આવવાનું બન્યું છે. પોતપોતાના વિષયમાં તેમનાથી ચડી જાય એવી અનેક વ્યક્તિઓ આજે સમાજમાં અસ્તિત્વ ધરાવે છે. કવિતા માત્રનું છેલ્લું સીમાચિહ્ન મેઘાણી હતા એમ પણ આપણે કહી ન શકીએ. પણ આવી અસાધારણ સાહિત્યપ્રતિભા ધરાવતાં છતાં નમ્રતાની—નિરભિમાનપણાની જે પરા કોટિ ભાઈ મેઘાણીમાં અનુભવગોચર થતી હતી તેવી અન્યત્ર કોઈ પણ આવું વિશિષ્ટ સ્થાન ધરાવતી વ્યક્તિમાં જાણી, સાંભળી કે નિહાળી નથી.





હતા. એમની ભાષા જનતાની અને એમણે ભાવો ય લડાવ્યા છે જનતાના ને જનતાને ગમે એવા. 'નથી સમજાતું' એવી ફરિયાદ જેમનાં સાહિત્ય માટે ઓછામાં ઓછી થાય તેવા એ હતા. એમની કૃતિઓની લોકપ્રિયતા ઓછી નથી. Best-sellers એમની પાસેથી ઠીક સંખ્યામાં મળેલ છે. એવી કૃતિઓના સર્જકો ઉત્કૃષ્ટતાની કક્ષા જાળવી શકતા નથી હોતા. મેઘાણી માટે કહી શકાય કે ભલે અમુક કક્ષાથી વધુ ઊંચે એ નહિ ગયા હોય, તો અમુક કક્ષાથી નીચે તો એ ક્યારે ય નથી ગયા. વળી કવિતા, વાર્તા, નવલકથા, વિવેચન ગમે તે સાહિત્યપ્રકાર એમની કલમ ખેડતી હોય, એ દરેકમાં મેઘાણીચમકાર કે મેઘાણી-સ્પર્શ આવીને તેને વાચકને માટે રુચિકર ને આકર્ષક બનાવી જાય છે. જેમ એમના દેહમાં, ચહેરામ્હોરામાં, પોષાકમાં, બોલીમાં, ગાયકીમાં તેમ એમના ગદ્ય ને પદ્યમાં અનોખું વ્યક્તિત્વ વિલસે છે, અને એને બીજા લેખકોની કૃતિઓ કરતાં જુદું જ બનાવે છે.

વ્યક્તિત્વની વાત આવી એટલે એમના પોતાના વ્યક્તિગુણોને ય સંભારવા જોઇએ. એમની ઉદ્યમપરાયણતા. કાર્યનિષ્ઠા, મિત્રપ્રેમ, સ્નેહાળતા વગેરે ગુણો વિશે તો એમના સંબંધમાં આવેલા અનેકો બોલી શકે તેમ છે. પણ સહુથી આકર્ષક તો એમના બે ગુણઃ વિનમ્રતા અને મીઠાશ. પોતાને વિશે ઘણું ઘણું માની બેસી પોતાની વડાઈની ગુલબાંગો મારનાર ક્ષુદ્ર મિથ્યાભિમાનથી એમનો સંસ્કારી અને વિવેકશીલ આત્મા કેટલાય ગાઉ દૂર રહ્યો હતો. એમની મીઠાશ કાઠિયાવાડીઓ જેમાં પાવરધા હોવાનું સાચીખોટી રીતે ગુજરાતમાં મનાય છે તેવી વ્યવહારદક્ષતાની કે મુત્સદ્દીગીરીની કે દેખાડવાની નહિ, પણ ખરેખર તેમના હૈયાની સુકુમારતાનું જ બાહ્ય ચિહ્ન હતી. આવભર્યું 'ભાઇ' એવું એમનું સંબોધન જેમણે એક વાર પણ સાંભળ્યું હશે તે કદાપી ભૂલી શકશે નહિ. એમના મૃદુ અંતરનું સૌજન્ય એમની મીઠાશ અને વિનમ્રતા વાટે બોલી ઊઠતું હતું. આને લીધે તેમનું, મિત્રોનું અને સ્નેહીજનોનું મંડળ બહુ જ મોટું હતું. એમાં સાહિત્યકારો તો ખરા જ, પણ ઈતર વ્યવસાયવાળા પણ ઘણા, એ એક નોંધપાત્ર બાબત છે. આ મીઠાશ અને આગળ ઉલ્લેખેલ સ્પષ્ટવક્તૃત્વ, બંનેનો વાસ એક જ વ્યક્તિમાં હોય એ કેટલું વિરલ છે, કેટલું સ્પૃહણીય છે!

મિત્રો ને સ્નેહીઓના અંતરમાં આ કારણે, તો ગુજરાતની સમગ્ર જનતાના હૃદયમાં બીજા એક કારણે તેમણે સ્થાન જમાવેલું. લોકગીતોના સુભાષ્ય ગાનથી તેઓ લોકપ્રિય બનેલા એ ખરું, પણ લોકહૈયામાં તેમણે સ્થાન મેળવ્યું તે તો ભારતના મુક્તિસંગ્રામની રાષ્ટ્રભક્તિથી છલકાતી કવિતાના સર્જક તરીકે, 'રાષ્ટ્રીય શાયર' તરીકે. તેમણે યૌવનને બિરદાવ્યું, ભગતસિંહ અને તેના સાથીઓની શહીદીને અંજલિ આપી, ૧૯૩૦ની રાષ્ટ્રીય લડત વખતે મેક્સિવનીના ગીતને ગુજરાતીમાં લલકાર્યું અને 'કંકુ ઘોળવા'ની અને જુધ્ધે ચડવાની શૂરાઓને હાકલ કરી એ સંગ્રામના સૈનિકોના કડખેદ તરીકે કામ કર્યું, એ સંગ્રામના સેનાની વિલાયત ગયા ત્યારે આખા રાષ્ટ્રના અંતરની ને એના પોતાના અંતરની લાગણી 'છેલ્લો કટોરો' કાવ્યમાં ગાઇ, સેનાનીવર પાછા વળ્યા ત્યારે એના સત્કારનું સકરુણ ગીત ગાયું, એણે જ્યારે કોમી ચુકાદા સામે અનશન આદર્યું ત્યારે એનો વિદાય-સંદેશ માર્મિક રીતે ગુજરાતને સુણાવ્યો, રાષ્ટ્રને એણે '૩૦માં દાખવેલ જોર માટે તે વરસની 'પલ-પલભરી બારમાસી 'ની પ્રોત્સાહક કવિતા લલકારી, અને પરાજયની વેદના ભૂલવવા 'પરાજિતનું ગાન' સંભળાવ્યું. પ્રજાની આકાંક્ષાઓ, લાગણીઓ, પુરુષાર્થો, અને આશાનિરાશાને આમ સ્વ૦ મેઘાણીએ તે પ્રત્યે પૂરા સજાગ રહી જે રીતે ગાયાં છે તે જોતાં 'રાષ્ટ્રીય શાયર' એવું બિરુદ એમને આપવામાં પ્રજાએ એમના પ્રત્યે પોતાનો પ્રેમાદર સાચી રીતે જ વ્યક્ત કર્યો છે એમ જણાશે. એમના અવસાન બાદ ભરાયેલી શોકસભાઓમાં જે ચિક્કાર હાજરી દેખાઇ છે તે સ્વ૦ મેઘાણી કેવા લોકમાન્ય સાહિત્યકાર હતા એ બતાવે છે.

[ અનુસંધાન આગળ પાન ૮૮ પર ]



મેઘાણીના જીવનની અનેક બાજુઓ છે અને તેમની સાહિત્ય ચર્યાનાં પણ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. પણ કોઈ એક વિશિષ્ટ લક્ષણથી મેઘાણીને ઓળખાવવા હોય તો હું એટલું જ કહું કે મેઘાણી એટલે વેદનામૂર્તિ. મેઘાણી હસે, બોલે, વાતો કરે, આનંદ વિનોદમાં પૂરો ભાગ લે–એ બધું છતાં, અને એ બધાં પાછળ હતું એક ઊંડું વેદનાનું તત્ત્વ. તેમના સર્વ સાહિત્યનિર્માણની જનની પણ આ વેદના જ હતી. આપણા ઊંચા સાહિત્યધન વિષે લોકોની ઉપેક્ષા, આપણી ગુલામી અને નિર્માલ્યતા, આપણી ગરીબી અને અજ્ઞાનતા, વિદેશી રાજ્યસત્તાનું દમન અને પ્રજાની આઝાદીની તમન્ના, દલિત તેમ જ પતિત વર્ગોની પાર વિનાની દુર્દશા અને ધનવાનોના બેફામ ભોગવિલાસો, સ્ત્રીઓની પરાધીનતા અને જનસમાજની રૂઢિગ્રસ્તતા–આવી અનેક બાબતોનું દર્શન તેમ જ ચિન્તન તેમની વેદનાનું મૂળ હતું, અને એ વેદના એમના સર્વ વિકાસ અને ઘડતરનો પાયો હતો. ભાઈ મેઘાણી વિષેની મારા મન ઉપર પડેલી આ છાપ એટલી સચોટ હતી કે કેટલાંક વર્ષો પહેલાં બહાર પડેલા તેમના યુગવંદના નામના કાવ્યસંગ્રહને મેં તો યુગવેદના નામથી જ ઓળખેલો, અને જ્યારે ભાઇ મેઘાણીએ મારી ભૂલ સુધારી ત્યારે પણ તે કાવ્યસંગ્રહનું 'યુગવેદના' એ મુજબ બદલવા મેં તેમને આગ્રહ કરેલો.

તીવ્ર સંવેદનશીલ કલ્પનાપરાયણ કવિ માનસ, અત્યન્ત લાગણીપ્રધાન અને કોમળ પ્રકૃતિ, નાનો સરખો આઘાત અપનાવી લેવાનું અસામર્થ્ય–એવા આપણા મેઘાણી અને દુનિયાની દૃષ્ટિએ કેવળ વાસ્તવિકતાને જ નજર સામે રાખતી પત્ની સાથેનો સંસાર અને ઉત્તરોત્તર વધતો જતો સંતાન પરિવાર, નાના મોટાં કારણોએ ઊભી થતી અથડામણો, વળી પાછળના સમયમાં શરૂ થયેલી શારીરિક અસ્વસ્થતા તથા કુટુંબમાં નાની મોટી માંદગીઓ–આવા વિષમ સંયોગો વચ્ચે અને પ્રાકૃતિક પ્રતિકૂળતાઓ વચ્ચે ભાઈ મેઘાણીએ પોતાનું લગભગ આખું જીવન પસાર કર્યું છે. બહારની દુનિયા તો તેમની સુન્દર કૃતિઓ નિહાળે છે, તેમનાં કાવ્યો અને રોમાંચપ્રેરક ગીતો સાંભળી તેમની વાહવાહ બોલે છે, અને તેમને સન્માન સમારંભોથી નવાજે છે. પણ આ બધું કેવી ભીંસ, મથામણ, માણસને કદી કદી આપઘાતના વિચાર તરફ ધસડી જાય એવી ગૂંગળામણો વચ્ચે, મોડી રાત સુધી જાગીને અને અડધી રાતે ઊઠીને, કૌટુંબિક જવાબદારીઓને અને સૌ કોઈ નજીકના માનવીઓની પાર વિનાની અપેક્ષાઓને માંડ માંડ પહોંચી વળતા બચત રહેતા સમય દરમિયાન નિર્માણ થયું છે તેની કોઈને પણ કલ્પના આવવી મુશ્કેલ છે.

તેમણે દુનિયાનું દુઃખ ખૂબ ગાયું છે, પોતાનું દુઃખ પોતાની હાયવરાળ અત્યન્ત નિકટવર્તી મિત્રો સિવાય કોઈની આગળ વ્યકત કરેલ નથી. આંખનાં આંસુઓ ખાળીને તેમણે સદા હસતું મોઢું રાખ્યું છે. પણ જેઓ તેમની બહુ નજીક હતા તેઓ જાણતા હતા કે 'મેઘાણી બે છેડે બળી રહ્યા છે. મેઘાણી અંદરથી ભાંગી રહ્યા છે. આમ ને આમ ચાલે તો મેઘાણી લાંબો વખત ટકી ન શકે.' અને બન્યું પણ એવું કે સુખનો અને સ્વસ્થતાનો દહાડો શરૂ થયો ન થયો, કૌટુંબિક સ્વસ્થતાનાં મંગળ પગલાં મંડાયાં ન મંડાયાં, મિત્રોની ચિંતા હળવી બની ન બની એવામાં તો કાળનું કહેણ આવ્યું અને મેઘાણી આપણ સર્વને છોડીને જ્યાં કોઇ વિષમતા નથી અને જ્યાં વાસ્તવિકતા અને કવિતા વચ્ચે કોઈ કુમેળ નથી એવી દુનિયા તરફ તેઓ ચાલી નીકળ્યા. શ્રી અમૃતલાલ દલપતભાઇ શેઠે મેઘાણી સંબંધે પોતાનાં સ્મરણો રજૂ કરવા રાતે જણાવ્યું કે અમારા સહવાસકાળ દરમિયાન કેઇએ મને પૂછેલું કે આટલા બધા લાગણીપરાયણ માણસને તમે શી રીતે જાળવી શકો છો? ત્યારે મેં જવાબ આપેલો કે "મેઘાણીભાઇને તો અમારા ગુજરાત કાઠિયાવાડની એક વીણા સમાન લેખું છું. વીણા આંગળીથી પણ ન વાગે. તે માટે તો તારની નખલી જોઇએ હું પણ મેઘાણીને આ રીતે આટલી કોમળતાથી સંભાળું છું." અમૃતલાલભાઈનું આ કથન





બિલકુલ ઘમંડ નહીં એવો સાહિત્યકાર આપણે પહેલવહેલો જોયો હોય તો તે મેઘાણી હતાં. કાર્લાઇલે એક સ્થળે કહ્યું છે કે આત્મમહત્તાના અભાનમાં માનવીવિશેષની સાચી મહત્તા રહેલી છે. આ કથન મેઘાણીને સર્વાંશે લાગુ પડતું હતું.

તેમને અન્ય સાહિત્યકો અને ખાસ કરીને કવિઓથી જુદા પાડતી બીજી બાબત એ હતી કે તેમનામાં કવિતા સાથે જે ડોલન હતું તેવું ડોલન—તન્મયતા—મસ્તી—પોતાના કાવ્યવિષય સાથેની એકરૂપતા—મેં તો હજુ કોઈ અન્ય કવિમાં નિહાળી નથી. તેઓ બુલંદ અવાજે કોઈ પણ ગીત ગાવું શરૂ કરતા કે તેમના પગ તાલ આપવા માંડતા, હાથ ઝૂલવા માંડતા, આંખોમાંથી નૃત્ય ઝરવા લાગતું અને મદોન્મત્ત હાથીની માફક તેમનો આખો પંડ ડોલવા લાગતો. વાસ્તવિક દુનિયા તેઓ એકાએક ભૂલી જતા અને શ્રોતાવર્ગને પણ ભૂલવાડી દેતા. આવું ડોલન ભાઈ મેઘાણી સાથે આજ તો ગયું તે ગયું જ છે. તેનો પ્રતિનિધિ કોણ જાણે પાછો ક્યારે જન્મશે!

ગાંધીજીએ લોકજીવનના વિશાળ ક્ષેત્રમાં જે કાર્ય કર્યું તે જ કાર્ય ભાઈ મેઘાણી સાહિત્યના સાંકડા ક્ષેત્રમાં સાધી ગયા છે. મેઘાણી નહોતા ત્યાં સુધી રાજકારણ માફક સાહિત્ય કેવળ શિષ્ટભોગ્ય વસ્તુ હતી. એ સાહિત્યને ખરેખર લોકભોગ્ય બનાવવાનો સર્વ યશ ભાઈ મેઘાણીના ફાળે જાય છે. આ ઉપરાંત કહેવાતા લોકસાહિત્ય વિષે પ્રતિષ્ઠિત સાહિત્યકારોની કેવળ ઉદાસીનતા હતી, એટલું નહિ પણ લોકસાહિત્ય પ્રત્યે તેઓ એક પ્રકારની ઘૃણા સેવતા હતા, આ લોકસાહિત્યની વિશેષતાઓ બહાર લાવવાનું કાર્ય ભાઈ મેઘાણીએ કર્યું છે. એટલું જ નહિ પણ લોકસાહિત્ય અને શિષ્ટસાહિત્ય વચ્ચેની અભેદ્ય દીવાલ પણ ભાઈ મેઘાણીએ જ ભાંગી છે. લોકસાહિત્યની હાકલ ભાઈ મેઘાણીએ ઘેર ઘેર સંભળાવી છે. 'લોકસાહિત્યમાં રહેલું અપૂર્વ નવનીત જાણો અને માણો' આવી ટેલ ભાઈ મેઘાણીએ શેરીએ અને ચૌટે નાખી છે. ભાઈ મેઘાણી એક વખત એકલા અટુલા હતા, આજે તો તેમને ઉભયપક્ષે—સાહિત્યકોએ તેમ જ આમજનતાએ—સ્વીકાર્યા છે, આવકાર્યા છે, અપનાવ્યા છે. આવી રીતે પોતાનું જીવિતકાર્ય ભાઇ મેઘાણીએ અનેક રીતે પાર પાડ્યું છે. આ કાંઇ જીવનની નાનીસૂની ધન્યતા નથી.

સાહિત્યના ક્ષેત્રમાં તેમના પુરોગામીઓનો વિચાર કરીએ તો મીરાં, નરસિંહ મહેતો તેમ જ પ્રેમાનંદની પરિપાટીના હતા એમ આપણે જરૂર કહી શકીએ. અથવા તો એમ કહેવું વધારે યોગ્ય ગણાય કે ભાઈ મેઘાણીને જોઇને મીરાં, નરસિંહ મહેતો કે પ્રેમાનંદ કેવાં હશે તેની આપણે કલ્પના કરી શકીએ છીએ. કવિ ન્હાનાલાલે ભાઈ મેઘાણીને વોલ્ટર સ્કોટ સાથે સરખાવેલા. સામળદાસ કોલેજના પ્રિન્સિપાલ શહાણીએ મેઘાણીને એક વખત હોમર સાથે સરખાવ્યા હતા. સાહિત્યના ક્ષેત્રમાં આ મહામાનવોની ભાત જ કોઇ જુદા પ્રકારની હોય છે. નિરાંતે ખાવું, પીવું અને સૂવું, સ્વસ્થ વેતન ઉપર જીવનનિર્વાહ કરવો અને અવકાશ મળે તે મુજબ કાવ્યો કે લેખો લખવા અને સંગ્રહો પ્રગટ કરવા, જનતાના સન્માનના અધિકારી લેખાવું અને જનતાથી અતડા રહીને વિચરવું—આ ભાત તેમની નથી. તીવ્ર સંવેદનોથી સદા ક્ષુબ્ધ બનેલા રહેવું અને પોતાના દિલમાં જે સ્ફુર્યું તે આમજનતાને સંભળાવવું, એકતારો લઇને જગતને ખૂણે ખૂણે ભમવું અને પોતાનો જીવન-સંદેશ સૌ કોઇના કાને નાખવો, સૂતેલાને જગાડવા અને જાગેલાને કાર્યપ્રવૃત્ત કરવા, લોકોને રડાવવા, હસાવવા, ઉત્તેજિત કરવા; તેને ન હોય ખાવાપીવાની નિરાંત કે સાધન સગવડની સ્વસ્થતા, એક જ ધૂન, એક જ તાન. માનાપમાનથી કેવળ બેપરવા. જનતા સાથેનું અપૂર્વ તાદાત્મ્ય. તે જ્યાં જાય ત્યાં લોકો તેની પાછળ ગાંડા માફક ભમે અને તેના શબ્દોને અમૃત માફક ઝીલે. વ્યાસ-વાલ્મીકિના કાળથી જનતાના કવિઓની આવી પરિપાટી ચાલી આવી છે. આપણું કેટલું મોટું સદ્‌ભાગ્ય કે એ પરિપાટીના વારસદાર મેઘાણીને આપણે નજરે નિહાળ્યા, સાંભળ્યા અને માણ્યા?

# અદીઠ વાવાઝોડાએ ઉખેડેલો વડલો

## ધીરજલાલ ધનજીભાઇ શાહ

કવિશ્રી ન્હાનાલાલની ખોટની ગુજરાતને હજુ કળ વળી નથી, ત્યાં રાષ્ટ્રશાયર શ્રી. ઝવેરચંદ મેઘાણીની ઝડપી વિદાય ગુજરાતી સાહિત્યને અને ગુજરાતની અસ્મિતાનાં પોષક તત્ત્વોને થંભાવી દે છે.

હજુ તો ગયે અઠવાડિયે જ અમે મળ્યા હતા; રણજિતરામ સુવર્ણચંદ્રક શ્રી. ગુણવંતરાયને અર્પણ થવાની વિધિમાં હાજર રહેવાની તેમની તીવ્ર ઇચ્છા હતી; ગુજરાત સાહિત્ય સભાના સભ્યો સમક્ષ, 'લોકગીતોમાં ભજનસાહિત્ય'ની છણાવટ કરવાની તેમની ઉમેદ હતી, ભજનોના જૂના ઢાળની પકડનું સભ્યોને પાન કરાવવાની તેમની નેમ હતી. અમદાવાદમાં તેમને ખેંચી આણવાની અમારી ખ્વાહિશ હતી. અમારી સૌની ઇચ્છા મનમાં જ રહી ગઈ. કોઈનીય વિદાય લીધા સિવાય, અચાનક તેમણે વિદાય લઇ લીધી. પરલોકના આત્માને ઇર્ષા આવી હશે–પોતાના સુકંઠથી માનવીઓને મુગ્ધ કરતા મેઘાણીની, નહિ તો ગુજરાત માટે, ગુજરાતના લોકસાહિત્ય માટે, ગુજરાતી સાહિત્ય માટે કંઇ કંઇ કલ્પનાઓ ઘડી તેને મૂર્ત સ્વરૂપ આપવા ઇચ્છતા શ્રી. મેઘાણી તે આપ્યા પહેલાં કેમ ચાલ્યા જાય?

અમારા 'ચા–ઘર'ના તેઓ એક સભ્ય હતા. 'ચા–ઘર'ને આજે બે સભ્યોની ખોટ પડી છે–એક શ્રી. નવલરામ ત્રિવેદીની અને બીજા શ્રી. મેઘાણીની. એક વખત એવો હતો કે જ્યારે અમે કલાકોના કલાકો સુધી સૌ મળતા, ચર્ચા કરતા, અને વિખૂટા પડતા ત્યારે લાગતું કે અમે સૌ ઘણું ઘણું વિચારીને છૂટા પડ્યા છીએ; ગુજરાતી સાહિત્યના કોઈ પણ પ્રકાર માટે નવલકથા, નવલિકા, લોકસાહિત્ય, વિવેચના, પત્રકારત્વ વગેરે માટે કંઇ ને કંઇ કરી છૂટવાનું દિલ થઇ જતું, 'ચા–ઘર'માં ચર્ચા થતી; ચર્ચાનું અવલોકન થતું, અવલોકનનું પણ અવલોકન થતું, 'ચા–ઘર'ની એક રસમ તેમાં મુખ્ય ભાગ ભજવતા અમારા સાતમાંથી કોઈને સાતમાંના કોઈની પણ ટીકા કરવાનો અધિકાર હતો–એ પછી શ્રી. ધૂમકેતુ હોય, શ્રી. ગુણવંતરાય આચાર્ય હોય કે ખુદ શ્રી. મેઘાણી હોય. આ ચર્ચા ખુલ્લા દિલે થતી. —હજી પણ થાય છે. અને સૌ પોતપોતાનું દૃષ્ટિબિંદુ સમજાવવા યત્ન કરતું. શ્રી. મેઘાણીભાઈ પોતાની આકરામાં આકરી ટીકાને સમભાવપૂર્વક સાંભળતા, પોતાનો પક્ષ રજૂ કરતા, અને સાચું જણાય તો તરત કબૂલી લેતા. અમારા સૌમાં એમનું સૌજન્ય અમૂલ્ય હતું. કદી મોં પર ક્રોધની કે ગુસ્સાની લાલ રેખા નહિ, ભ્રમર કદી ઊંચી નહિ, હોઠ કદી દબાયેલા નહિ, જીભમાં કદી વક્રતા નહિ. જૈનોનો સ્યાદ્વાદનો સિદ્ધાંત તેમણે જીવનમાં ઉતારેલો હતો. શ્રી. ધૂમકેતુ વર્તમાન ગુજરાતનું વેંતિયાપણું જોઈ અકળાય, શ્રી. મેઘાણીને વેંતિયાપણું દુઃખ દેતું, પણ કદી તેઓ અકળાતા નહિ. સમભાવપૂર્વક તેઓ સારીય વિચારસરણીને સરાણે ચડાવતા. ગુજરાતના સેવકોની નબળાઇઓ તેઓ કબૂલતા. નાના માણસો ઓચિંતા એક દિવસ મોટા થઇ જાય તેની ગૂંગળામણ અનુભવતા. પરંતુ સાથે સાથે માણસમાંથી માનવતા પરવારી નથી ગઈ તેના દાખલા આપતા.

લગભગ બત્રીસની સાલથી તેમનો પરિચય. મારે મૂળ વતન જવાનું હોય ત્યારે એકાદ બે દિવસ શ્રી. મેઘાણીભાઇના મહેમાન થવાનું હોય જ. આ દિવસોમાં, એમની મૂશ્કેલીમાં કે એમના સુખના દિવસોમાં, એમણે સાહિત્યની ચર્ચા સિવાય બીજી ચર્ચા નથી કરી. સાહિત્યકારોના સુખદુઃખ જાણવા સિવાય બીજી જિજ્ઞાસા નથી બતાવી. તેઓ કહેતા કે, "આજના વર્તમાનપત્રો જેટલું સન્માન રાષ્ટ્રસેવકોનું કરે છે; સમાજસેવકોનું કરે છે; પૈસાદાર સદ્‌ગૃહસ્થોનું કરે છે, તેટલું સાહિત્યકારોનું ક્યારે કરશે? ભાવનગરના મહારાજા માંદા પડે તો તેના સમાચાર હોય જ; રાષ્ટ્રસેવકને ખાંસી થઇ આવે તો તેની પણ નોંધ હોય; વર્તમાનપત્રકારો, સાહિત્યકારોનું મૂલ્ય આ રીતે આંકતા ક્યારે થશે?" 'કલમ અને કિતાબ'ના તેઓ સંપાદક હતા ત્યારે, આ માહિતી આપવાની તેમણે કાળજી રાખેલી.





તેમના વર્તનને અનુરૂપ હતું, પણ વિધાતાએ મેઘાણીભાઈ પ્રત્યે એવી કોમળતા કદી દાખવી નથી. વિધાતાએ તેમને ઘણી વખત ઊંચેથી નીચે પછાડયા છે અને ભાગ્યે જ સુખચેનમાં સૂવા દીધા છે. કદરદાન સમાજે પણ તેમનું ગૌરવ કરવામાં અને વધારવામાં જ સંતોષ ચિન્તવ્યો છે. તેમની કોઇ અગવડો–મૂંઝવણો હળવી કરવાની ચિન્તા પોતાને હૈડે ધરી જ નથી. મેઘાણી આટલી નાની ઉંમરે આપણને છોડીને ચાલી ગયા એ પાછળ વિધાતાનું અને એકદર સમાજનું કોઈ કાવતરું હતું એવો આક્ષેપ કરવાનું મન થઈ આવે છે. મેઘાણીના માર્ગે ચાલી રહેલા અનેક ધૂની કાવ્યકારો, કળાકારો અને સરસ્વતીના અનન્ય ઉપાસકોની આવી જ જીવનકથા સાંભળવામાં આવે છે.

ભાઇ મેઘાણી કરતાં વધારે ઊંચી કક્ષાનો કવિ મળશે, નવલકથાકાર મળશે. વિવેચક મળશે, પત્રકાર મળશે, અનુવાદક મળશે, વિવેચક મળશે, ગાયક મળશે, પણ જે માનવતાની ઉચ્ચ કક્ષા આપણે ભાઇ મેઘાણીમાં અનુભવગોચર કરી છે, જે દર્દ અને વેદનાના તીણા સૂરો મેઘાણીની વીણામાંથી ઊઠતા આપણે સાંભળ્યા છે, તે માનવતા, તે દર્દ, તે વેદના આપણને તો આપણા જીવનમાં અન્યત્ર લાધવાનાં છે જ નહિ. કેટલો શકિતસંપન્ન આત્મા ? અને એમ છતાં કેટલી બધી લાઘવતા ? કેટલી અગાધ વિદ્વત્તા અને સાહિત્યસમૃદ્ધિ ? અને એમ છતાં આજીવન વિદ્યાર્થી! ' મને ગીતો આપો, ગાયનો આપો, ભજનો આપો, નવા ઢાળો આપો ' એવો સદાનો એ યાચક અને સંશોધક ! કેટલી મોટી જીવનસાધના ? અને એમ છતાં ' પણ હજુ તો મારે આ કરવું છે, તે કરવું છે, હજુ આ બાકી છે, તે જોવાનું છે.' એમ કંઇ કંઇ કરવાના તેમને કોડ અને હજુ તો પાશેરામાં પહેલી પૂણી છે એવો ઊંડા દિલનો અસંતોષ ! આવો માનવી–આવો નરપુંગવ–આપણને હવે કયાં જોવા મળશે ? તેઓ કલાકના કલાક ગાતા અને લોકસાહિત્યનું એકધારું નિરૂપણ કરતા. સાંભળનાર થાકે પણ સંભળાવતા ન થાકે એટલો બધો તેમનો અદમ્ય ઉત્સાહ અને તમન્ના હતી. ભાવે તો આરોગો અને પેટ ભરીને ખાઓ–આવો ભરપૂર ભોજન અને ભાતભાતનાં મિષ્ટાન્નોથી ભરેલો રસથાળ. તેઓ પીરસતા. આવો અતૂટ કાવ્યપ્રવાહ હવે કોણ વહાવશે અને આપણને આમ ઊંડા કાવ્યરસમાંથી કોણ તરબોળ કરશે ? મુંબઇ, ગુજરાત અને કાઠિયાવાડની એવી એક પણ વ્યાખ્યાનશાળા નહિ હોય કે જયાં મેઘાણી ગાજયા અને ગરજ્યા નહિ હોય. એ વ્યાખ્યાનશાળાઓ આજે હવે કોણ ગજવશે અને વીર, શૃંગાર, અને કરુણ રસનાં આંદોલનો હવે કોણ વહેતાં કરશે ? આમ જેમ જેમ વિચારીએ છીએ તેમ તેમ મેઘાણીની ખોટ પાર વિનાની દેખાય છે. એટલું જ આશ્વાસન રહે છે કે મેઘાણી પણ કાળનો જ પરિપાક હતા. આપણે ત્યાં શરૂ થયેલ ઉત્થાનકાળનો તેઓ એક સીમાસ્તંભ હતા. જે કાળે મેઘાણી પેદા કર્યા જે રાષ્ટ્રવ્યાપી નવનિર્માણે મેઘાણીને આગળ ધર્યા તે કાળ અને નવનિર્માણ અનન્ત શકયતાઓથી ભરેલાં છે. તેમાંથી કાળાન્તરે બીજા ગાંધી પણ પાકશે અને બીજા મેઘાણી પણ જરૂર ઊભા થશે. આ સમાધાન સાથે ભાઇ મેઘાણીને આપણા હૃદયની અંજલિ અર્પીએ અને તેમના વેદનાગ્રસ્ત આત્માને પરમ શાન્તિ અને અખૂટ સ્વસ્થતા ઇચ્છીએ.

[ ' પ્રબુદ્ધ જૈન 'માંથી ટૂંકાવેલું ].

---

[ અનુસંધાન પાન ૮૪ થી ચાલુ ]

હજુ તો એ પચાસને માંડ વટાવતા હતા. બીજાં પચીસેક વર્ષના આયુષ્ય અને એ જે પરિપકવતાને વાંછતા હતા તેની સિદ્ધિ સાથે ગુજરાતી સાહિત્યને તેમની દ્રુતપ્રવાહી કલમ વડે શું શું ન મળ્યું હોત ? ગુજરાતના લોકસાહિત્યનું સંપાદન હજી બાકી હતું. પણ 'જો–તો'ની વાતો મિથ્યા છે. નિર્માણ હતું તે બની ચૂકયું છે. ત્યાં જ માનવીની લાચારી છે. પણ ઉપર ઉલ્લેખી તે એમની સેવાઓની સ્મૃતિકાળને હંફાવશે, મેઘાણી પ્રજાહૃદયમાં જીવશે, ગુજરાતને આંગણે એનો મેઘાણી પાકશે ત્યારે મેઘાણીના પુણ્યસ્મરણની પ્રેરણાનું જ એ સંતાન હશે એમાં સંદેહને સ્થાન ન હોવું જોઈએ.



# સર્વના સ્વજન

પ્રેમશંકર હ. ભટ્ટ

"મેઘાણી તો ગયા!"

"ક્યાં ગયા?" મેઘાણીનું અવસાન થયું હશે એવી તો કલ્પના પણ શાની આવે, ને એટલે જ જ્યારે એક વકીલ મિત્રના મ્હોંયેથી પહેલવહેલા મેઘાણીના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે મૂઢ બની જવાયું. પગ પ્રિન્સેસ સ્ટ્રીટનો ધમાચકડી ભર્યો રસ્તો વળોટતા હતા, ને મન તેર ચૌદ વર્ષનો પડદો હટાવીને રાણપુર–બોટાદને રેલ–રસ્તે ભમતું હતું. ઇ. સ. ૧૯૩૩–૩૪ની એ વાત છે. ભાવનગર કોલેજમાં રજાઓ પડવાને કારણે ઘેર પાછા જતા હોઇએ કે ઘેરથી કોલેજમાં જતા હોઇએ, ત્યારે રાણપુર કે બોટાદને સ્ટેશને જ અમને ભેટો થઈ જશે એ આશાએ અમે શામળદાસ કોલેજમાં ભણતા જુવાનીઆઓ મેઘાણીને શોધીએ. ઝુલ્ફા હિલોળતું લીંબુની ફાડ જેવી મોટી આંખોવાળું એ મ્હોં અમને જોતાં જ હાસ્યથી મરક મરક થાય. અમે એમને રેલના ત્રીજા વર્ગના ડબામાં અમારી વચ્ચે બેસાડીએ ને પછી વાતો ચાલે; અભ્યાસની, સાહિત્યની, જીવનની, રાજકારણની. આષાઢીલા મેઘ જેવો ભર્યો ભર્યો એમનો પ્રીતિવંતો મીઠો કંઠ વાતોના તારને અતૂટ રાખતો ને ત્યારે મેઘાણી કવિ કે સાહિત્યકાર કરતાં વધુ અંશે અમને સ્વજન લાગતા.

મેઘાણીની એ જ વિશિષ્ટતા હતી. એ કવિ હતા. લોકસાહિત્યના પ્રખર અભ્યાસી ને સંશોધક હતા. નવલિકાલેખક હતા, વિવેચક હતા, નવલકથાકાર હતા, પત્રકાર હતા, હજારોની મેદનીને ડોલાવે એવા ગાયક અને વક્તા હતા. પણ સૌથી વિશેષ તો એ એમના પરિચયમાં આવનાર સર્વ કોઇના સ્વજન હતા. અગ્રસ્થાનના અધિકારી એવા સાહિત્યકારો એમને આપ્તજન માનતા, ને પોલીસની ગોળીએ વીંધાઇને નવરાત્રના ગરબા જેવો બની મૃત્યુ પામતા ગંગારામ સોની સરખા, કોઈક સામાજિક વિષમતાના વલોપાતથી ક્રમિક બહારવટિયા બનેલાઓ પણ એમને સ્વજન ગણી, પોતાની હૈયાવરાળ એમની પાસે પત્રરૂપે ઠાલવતા. આનું કારણ છે મેઘાણીને બીજું કાંઈ જ નહિ, ફક્ત માણસાઈ વહાલી હતી. વેરઝેરના સામાજિક વિષમતાના, કુરૂપતાના ઉકરડામાંથી પણ એમની નજર માણસાઈની રત્નમણિકાને ફંફોળી લેતી. ઝપાટાબંધ પરિવર્તન પામતા આ યુગમાં એ સો વર્ષ પહેલાના સૌરાષ્ટ્રની પ્રતિમૂર્તિરૂપ હતા. એ જમાનાનું વાતાવરણ રીતરિવાજો, ખાનદાની, કુરબાની, આદર્શો, મનોરથો, રાખરખાવટ, હેતુ–મૈત્રીના ખ્યાલો, નામના ને માણસાઇ એમનામાં ઊંડા મૂળ નાખીને રોપાયાં. એ એમની સાચી દુનિયા હતી.

મેઘાણીના પુસ્તકોની યાદી પર જ નજર દોડાવનારને પણ એમના લેખનની બહુવિધતા ને વિપુલતાનો ખ્યાલ આવી જશે. એમનું ચિરંજીવ કાર્ય તો લોકસાહિત્યના સંશોધન સંપાદનનું. એમણે એને જ પોતાનું જીવનકાર્ય બનાવેલું. મેઘાણીના જ શબ્દ વાપરું તો 'ધરતીનું ધાવણ' એ જ એમના બાહ્યાભ્યંતર વ્યક્તિત્વને ઘડનારું મુખ્ય ને પ્રેરકબળ. એ કવિ હતા કે ઉપકવિ, એ વિવેચક હતા કે સર્જક, એ પત્રકાર હતા કે લેખક, એ ભાષાંતર ઉત્તમ કરતા કે રૂપાંતર. એ પ્રશ્નો જ અપ્રસ્તુત છે, એનો જવાબ જોઇતો હોય તો એક જ છે–એ પ્રાચીન સૌરાષ્ટ્રની પ્રતિમામૂર્તિ હતા. અર્વાચીન જમાનાને, ઇતિહાસને, સામાજિક બળાબળોને એઓ પ્રાચીન જમાનાને મૂલે મૂલવતા.

મેઘાણીના સ્મારકની આજે અનેક યોજનાઓ વિચારાઇ રહી છે. જંઈ જંઇનો હિસાબ રાખનારું આપણું ગુજરાત ગમે તેવા શ્રેષ્ઠ પણ જીવતા સાહિત્યકારને ભૂખ્યો મારશે, ને એના મૃત્યુ કેડે સોનાનાં સ્મારકો રચશે. લોકસાહિત્યની અનેક અવાવરૂ, અણદીઠી પગદંડી ખૂંદનારા થોડાક અકિંચન ખડતલ જુવાનો તૈયાર થાય એ જ મેઘાણીનું સાચું સ્મારક છે. ગુજરાતમાં એ ન બને?

('જન્મભૂમિ'માંથી ટૂંકાવેલું)





પચીસ વર્ષની તેમની કારકિર્દી, ગુજરાતના એક નરવીરની કારકિર્દી છે. સુખ અને સાહ્યબીમાં વિતાવી શકાય તેવા જીવનને તેમણે હસતે મુખે તિલાંજલિ આપી, કાઠિયાવાડની મરુભૂમિને જ મરતાં સુધી સ્થાન બનાવ્યું, સવારના સાતથી રાતના સાત સુધી પોતાની ફરજને અદા કરવાની કાળજી રાખી; શનિ રવિના ફાજલ દિવસોએ, કલમને આરામ ન લેવા દીધો; આડે દિવસેય વખત મળે કે તરત અભ્યાસમાં ચિત્ત પરોવે; કાઠિયાવાડને ગામડે ગામડે તેઓ રખડયા; ગામેગામની સીમ સીમ નિહાળી; ત્યાંના ઝાડ જોયાં; ઝાંખરાં જોયાં; પાળિયા તપાસ્યા; વાવો ભાળી; ચારણોને મળ્યા; ભાટોની ભાઈબંધી કરી; કોળી, ખવાસ, સુંવાળો, મિયાંણા, સાદિયા, સરાણિયા અને વાઘરિયોની મૈત્રી કરી. તેમને પંપાળ્યા તેમની આગતાસ્વાગતા કરી; અને કાઠિયાવાડનું જે ધન લગભગ વેરફડાઈ જવા આવ્યું હતું, તેને સજીવન કર્યું: લોકગીતો અને ભજનો, લોકકથાઓ અને દંતકથાઓ, સોરઠાઓ અને દુહાઓ સર્વ ઉપરથી ધૂળ ખંખેરી, તેનું સંમાર્જન કરી, કથન રૂપે જનતા સમક્ષ રજૂ કર્યું. ઈશ્વરે તેમને મધુર કંઠ આપ્યો હતો; જનતાને એ કંઠનું પાન કરાવી લોકસાહિત્યમાં રાચતી કરી. તેમને રવિશંકર મહારાજ મળ્યા. મહિનાની મૈત્રીએ શ્રી. મેઘાણીને ગુજરાત તરફ આકર્ષ્યા. ધારાળા અને બારૈયા કોમના તેઓ આશક બન્યા. નર્મદા અને તાપીનાં નીરે તેમને સંતોષ્યા, અને થોડા દિવસ ઉપર તેમણે કહ્યું:

"તમે આવશો પંદર દિવસ માટે મારી સાથે-નર્મદા તને તાપી પ્રદેશમાં રખડવા ?" મેં કહ્યું: "વૈશાખના દિવસો કાં પસંદ કર્યા ? " તેમણે કહ્યું: "લાંબા દિવસે સૌને નિરાંતે મળી શકાય. અને તમે તો હજુ ભાઈ જુવાન છો !" મેં કહ્યું: "એ વાત સાચી, હું તમારી તબિયતની ચિંતા કરું છું—મારી નહિ "

અને સાચી વાત એ હતી કે તેમણે કદી પોતાની તબિયતની ચિંતા કરી નહિ; જેમને માટે તેમણે જાત ઘસી નાખી તેઓએ પણ નહિ. રોટલો, છાશ અને મરચાંની ચટણી—એ તેમનો સામાન્ય ખોરાક; શાકમાં કદીક લીલું મળ્યું તો ઠીક, નહિ તો કસ્તૂરી સેવામાં હોય ! અમારો હમેશાં તેમની સાથે આ વિરોધ હતો —આ ખોરાકથી લાંબુ નહિ ખેંચી શકાય. તેમણે હમેશાં અમને સાંભળ્યા, પણ ફરી મળીએ ત્યારે એનું એ જ. શરીરને જે પોષકતત્ત્વો જોઈએ તે મેળવવાની કદી તેમણે જિજ્ઞાસા ન બતાવી—માત્ર તેમણે ધ્યાન રાખ્યું કામ તરફ. અને તેમની એ કાર્યપરાયણતાએ આપણને આપ્યા નવલકથાકાર અને નવલિકાકાર મેઘાણી; કવિ અને રાષ્ટ્રશાયર મેઘાણી; પત્રકાર અને ઉચ્ચ કોટિના વિવેચક મેઘાણી. અને સૌના ઉપર કળશ ચડાવે તેવા લોકસાહિત્યના અખંડ અભ્યાસી અને નિરૂપક મેઘાણી.

અવસાનની આગળની રાત સુધી તેમણે સાહિત્યની જ ઉપાસના કરી છે. આર્થિક વિડંબનાઓનો તેમણે હસતે મુખે સામનો કર્યો છે; કૌટુંબિક ઉપાધિઓ મોંની રેખા બદલાવા દીધા સિવાય સેવી છે; અને બીજી અનેક આતાપનાઓ વચ્ચે સાહિત્યસર્જનની જ્યોતને તેમણે પ્રકાશ આપતી રાખી છે. શ્રી. મેઘાણીની આ જેવી તેવી સિદ્ધિ નહોતી. આ સિદ્ધિએ જ તેમને સદા હસતા રાખ્યા છે; સદા પ્રફુલ્લ રાખ્યા છે. કદી કોઈને ખ્યાલ પણ નહિ હોય કે, અનેક શ્રોતાજનોને પોતાના કંઠથી મુગ્ધ કરનાર મેઘાણી, એના દિલની વેદનાને દાબી દાબી કંઠને વહેતો મૂકતા હતા. શ્રી. મેઘાણીની જીવનકથા એક નવલકથાની ગરજ સારે તેવી કથા છે—ગુજરાતના એક શ્રેષ્ઠ પુરુષની કથા છે.

સૌરાષ્ટ્ર કાર્યાલયે જે જે વ્યક્તિઓનું સર્જન કર્યું એ વ્યક્તિઓ જ આજે એક એક સંસ્થા જેવી—વટવૃક્ષ સમી થઈ છે. શ્રી. અમૃતલાલ શેઠ, "જન્મભૂમિ" સંભાળે છે તો શ્રી. સામળદાસ ગાંધી 'વન્દેમાતરમ્', શ્રી. ગુણવંતરાય આચાર્યે નવલકથાકાર તરીકેની કીર્તિ સંપાદન કરી છે; તો શ્રી. સુશીલે 'જૈન' પત્રના તંત્રીલેખો દ્વારા જૈન અને જૈનેતરોની

[ અનુસંધાન પાન ૯૪ ઉપર ]



અભિમાન. એક મામૂલી માનવ પોતાની કાયમી માનવતા અને નાનેરા પ્રત્યેના મમત્વને કારણે જે મહામૂલી સલાહ આપે તે મને તેમાં જણાયાઃ "સર્જનનું મુખ્ય ધ્યેય તો આત્માનંદ હોવું જોઇએ. જે સર્જન પોતાનાં આનંદ–સંતોષ અર્થે ઉદ્દભવે તે પ્રજાના સાહિત્યમાં મહામૂલું સ્થાન મેળવી લે છે, વ્યક્તિ વ્યક્તિનાં અંતર્નાદ સમષ્ટિના સાચા સર્જન બને છે." આજે પણ તેમના આ વાક્યો યાદ છે.

મારા એ કાવ્યોની બે પોથીઓ સંપૂર્ણપણે ફેંફોળી રહ્યા ત્યારે મેં તેમને મારા ગદ્ય લખાણો આપ્યા. વાર્તાઓ, પત્રો, લેખો અને વિચારનોંધોનું એ, મારું અલ્પ ગદ્યસાહિત્ય પણ તેમને એટલી જ ધીરજપૂર્વક અવલોકયું. બધામાંથી તેમને વિચારોની નોંધ ગમી. દરરોજ સાંજે એક નાનકડી 'ડાયરી'ને પાને પાને મારા રોજનાં વિચારોની નોંધ કરતો; અને તે રીતે બે વર્ષની નિયમિત વિચાર–સરણીની તે બે 'ડાયરી' તેમને ગમી. તે પછી મેં નોંધો લખવાનું બંધ કર્યું હતું તે જાણી મને મીઠો ઠપકો પણ આપ્યો. એ ઠપકાને માન આપીને મેં પાછા મારા એ નિત્યનાં નવનવા વિચારોની નોંધો લખવી શરૂ કરી છે. અવસાનનાં એક જ અઠવાડિયા પહેલા છેલ્લા અહીં આવેલા ત્યારે મેં આ નોંધો બતાવી. હવેથી કદી પણ તે ન બંધ થાય તે માટે કડક આજ્ઞા રૂપે બે શબ્દો કહ્યા.

*

આગલે જ દિવસે મેં તેમને મહાકવિ પ્રેમાનંદની આશ્રયદાતા નગરી નંદરબારની વાત કરેલી. તેના વિષે જાણવાની તેમની ખૂબ ઇચ્છા હતી. લોકસાહિત્યનાં 'ધૂળધોયા'ને પ્રેમાનંદનાં જીવનની એ નવતર કડી લોકસાહિત્યનાં એક મહત્ત્વનાં અંકોડા જેવી જણાઇ. વડોદરાનો વતની એ પ્રેમાનંદ તે કાળનાં નંદરબારનાં રાજ્યાશ્રયથી જ ટકી શકયો હતો એ તેમની જાણમાં હતું. ગૂજરાતથી દૂર હોવા છતાં ત્યાં ગૂજરાતી ભાષાનો સારો એવો પ્રચાર કરી 'શુંસા પૈસા ચાર'નું મહેણું ટાળવા મથનાર એ ભટ્ટ પ્રેમાનંદની આશ્રયદાતા નગરી વિષે અનેક વાતો થઇ. સમય મળ્યે જરૂર નંદરબાર જવાની ઇચ્છા વ્યક્ત કરી. મને પણ સંતોષ થયોઃ ગૂજરાતને ગોંદરે આવેલા પ્રેમાનંદકાળથી ખ્યાત બનેલા નંદરબારને કોઈ પણ ગૂજરાતી સાહિત્યકારનો કયારે પણ લાભ નથી મળતો ત્યાં પહેલવહેલો, મેઘાણીભાઇ જેવા સાહિત્યનાં પીઢ પારખુને લઇ જઇ હું આત્મઝંખના જરૂર પોષી શકીશ. પણ 'કાળચક્ર'નાં ઘડવૈયાને એ જ કાળચક્ર આટલું જલદી ઝડપી લેશે એ તો અત્યારે પણ માન્યામાં આવતું નથી. ડગલે ને પગલે એમના ભણકારા તો વાગ્યા જ કરે છે. સ્મરણોની કાયમી ભૂમિકા તો કયારે પણ વિસારી શકાતી જ નથી.

*

'ગાઉટ'નાં ઇલાજે ચાલતા હતા. થોડોઘણો ફેર જણાય અને પાછો ઉથલો મારે. છતાં સહનશીલતા તો અનહદ કેળવી હતી. બને ત્યાં સુધી કોઈને જરાયે તકલીફ ન આપવાની તેમની ઉદારદિલી કેમે ભુલી ભૂલાય તેમ નથી. સાત–આઠ દિવસની પથારી અવસ્થા પછી કંઇક રાહત મળી. 'ગાઉટ'માં થોડો સુધારો જણાયો. બીજે કે ત્રીજે દિવસે બોટાદ પોતાને ઘેર જવા રવાના થયા. ઘરનું–નાનાબાળકોનું આકર્ષણ તેમને માટે 'Sweet-Home'નાં કાવ્યથીયે વધુ પ્રબળ હતું. છેલ્લે અવસાનકાળનાં અઠવાડિયા પહેલા જ્યારે અહીં આવેલા ત્યારે પણ બે ચાર દિવસ રોકાવાનો નિશ્ચય કરીને મુંબઇથી બોટાદ જતા અહીં ઊતર્યા હતા. પણ અહીં આવ્યાને બીજે જ દિવસે બોટાદથી ચિત્રાબહેનનો પત્ર વાંચીને પહેલી ગાડીમાં જવા તૈયાર થઇ ગયા. લાગણીની પ્રબળતા વિના આવા ઉત્કટ પ્રેમનાં દર્શન સાંપડે યે ખરા ?

સંસ્મરણો તો ખૂટયા ખૂટે તેમ નથી. બધા લખવા જેટલી તો સ્વસ્થતા યે રહેતી નથી. આટલું લખતા યે હૃદયની ઝણઝણાટી પોતાનું કાર્ય કર્યે જ

# મહામના મેઘાણીભાઈ

## જયન્ત પરમાર

આઠેક મહિના પહેલાની વાત છે. ધરાઈને નિહાળી લેવાનો એ પ્રથમ પ્રસંગ. બાળપણમાં એકાદ વખત મેઘાણીભાઈને નિશાળનાં સમારંભમાં 'કોઈનો લાડકવાયો' ગાતા પ્રથમ સાંભળેલા. એને તો આજે દાયકો વીતી ગયો. પછી તો ગુજરાતથી દૂર વસવાનું થયું અને ગુજરાતનાં એવા કેટલાયે જ્યોતિર્ધરોનો લાભ અપ્રાપ્ય બન્યો. ભારતી સાહિત્ય સંઘના કાર્યાલયમાં હું અવારનવાર આવતો. તે દિવસે પણ અચાનક જ આવેલો. કાર્યાલયનાં અંદરનાં ભાગમાં પોતાનાં લેખનાં પ્રૂફ–વાંચનમાં મશગૂલ મેઘાણીભાઈને મેં દીઠા. કંઈક અદમ્ય માનભરી લાગણી અંતરમાં ઉદ્દ્ભવી અને મનમાં વન્દના કરી લીધી.

પછી તો થોડાક દિવસોમાં હું જ સંઘમાં જોડાયો. અમારા સંઘનાં તો એ નિકટનાં સ્વજન. દરેકને આત્મીય બનાવી લેવાનો એ પ્રશસ્ય ગુણ ભાગ્યે જ કોઈ સાહિત્યકારે આટલી ઉદારતાથી કેળવ્યો હશે. ગમે તેવા અજાણ્યા માટે પણ આત્મીયતા કેળવવી તેમને મન સહજ હતું. એટલે જ નવાનવા વછેરાઓને ઉત્તેજવાની, તેમને માર્ગદર્શન કરાવવાની, ખોટે ચીલેથી વાળી લેવાની તેમની એ પ્રખર શક્તિને તેમને કયારેય કુંઠિત થવા નથી દીધી.

પછી તો એ એક દિવસ ફરી પાછા આવ્યા. સંઘના શ્રીમાળી સોસાયટીવાળા મકાનમાં તેમનો ઉતારો હતો. ત્યાં એમના જૂના દર્દ 'ગાઉટ'નો ફરી હુમલો આવ્યો. પગના સાંધા પકડાઈ ગયા. પથારીમાં ન હલાય કે ન ચલાય. અનિચ્છાએ પણ તેમને અમારી 'સેવા' લેવી પડી. ઈશ્વરભાઈ, કાન્તિભાઈ અને હું એ ત્રણ સિવાય ઘેર પણ બહેનોમાં કોઈ ન હતું. અમારા પ્રત્યેની તેમની લાગણી અને ઈશ્વરભાઇ પ્રત્યેની તેમની કાયમી મમતા તેમની સારસંભાળ રાખવામાં અમને તો પૂરક–મદદરૂપ–બની ગઈ હતી. છતાં તેમને તો લાગ્યાં જ કરતું કે અમારે તેમને લીધે ખૂબ મુશ્કેલીમાં મુકાવું પડયું છે.

લગભગ એક અઠવાડિયા સુધી 'ગાઉટ'ના દરદથી પીડાતા રહ્યા. દવા ચાલતી, સારવાર થતી; પણ એ દર્દમાં રીબાતા–પીડાતા માનવને કંઇ કાર્ય (લેખન-સર્જન) ન કરી શકવાને કારણે ખૂબ વિમાસણો થતી. તેમનો સમય પસાર કરાવવા અને ઘેર બીજું કોઈ જ ન હોવાને કારણે હું તેમની પાસે આખો દિવસ રહેતો. મને મળેલી આવી તક હુંયે શાને જતી કરું ? મેં તેમની પાસેથી મેળવી શકાય તેટલો મૂડી એકઠી કરવા માંડી. જે થોડો ઘણો અપરિચિત તરીકેનો ક્ષોભ હતો તે પણ એક દિવસમાં જ અદશ્ય થઈ ગયો. પહેલે જ દિવસે અમે બધા સાંજે જમવા બેઠા હતા ત્યારે મારી—એક નવાગંતુક તરીકેની—ઓળખાણ માગી; અને ભાઇએ તુરત ઓળખાણ આપી: "સારાં કાવ્યો લખે છે." બસ એટલી ઓળખાણથી મેઘાણીભાઇએ મને પોતાની નજરમાં લઈ લીધો.

'ગાઉટ'નાં હુમલાનાં એ દિવસોમાં તેમને દર્દ ભૂલવા માટે વાતો કરાવનાર (કે સાંભળનાર ? કારણ કે બોલવાનું તો તેમને જ હતું, હું તો તેમનાં બોલને વાગોળતો અને શંકા પડયે પૂછતો.) તરીકે હું જ હતો. પહેલે જ દિવસે તેમને ભાઇએ મારે વિષે કહેલી વાત યાદ દેવડાવી અને કહ્યું: લાવો જોઇએ તમારા કાવ્યો. આવા યુગગાયક પાસે મારા ઢંગધડ વગરનાં એ કાવ્યો લાવતા જરા ક્ષોભ થયો, છતા કંઈક નવતર જિગીષાઓ પણ ઉદ્દ્ભવી અને મેં મારા કાવ્યોની બન્ને પોથીઓ તેમને આપી. ખૂબ ધીરજપૂર્વક તેમને દરેક પાન ઉથલાવવા માંડયા. કોઈ કોઈ કાવ્યનું અથેતિ વાંચન પણ કર્યું. વચમાં પૂછી પણ લીધું "કયાંય પ્રગટ કરવા આપો છો ?" મેં તે મટેની સ્પષ્ટ નિર્મોહિતા પ્રગટ કરી અને ઉમેર્યું કે એ તો નિજાનંદ ખાતરનાં જ સર્જનો છે. ત્યારે તેમની કાયમી ખાસિયને મને તે માટે શાબાશી આપી સર્જનની બધીયે શિખામણો આપી, છંદ-વૃત્ત-ઢાળનાં અદીઠાં માર્ગો ચીંધ્યા. એમાં નહોતું જરાયે વડીલપણું કે મહાન સાહિત્યકાર તરીકેનું

# કાકાનાં સંભારણાં

રમણીક મેઘાણી

કલકત્તા
૨૬-૩-૪૭

પ્રિય ભાઈ,

તમારો પત્ર મળ્યો. સંસ્મરણો શું શું લખું? નાનપણ યાદ કરું છું ને ઘણું ઘણું યાદ આવી જાય છે. એ અહીં કલકત્તામાં હતા, જીવણલાલ કંપનીના એલ્યુમિનિયમના કારખાનામાં મેનેજર હતા, એ દિવસોમાં એમને ખભે ખંધેલો ચઢીને કંઈ કંઇ સઝા કરી છે, ને ઘણા ઘણા હેરાન પણ કર્યા હશે. પરંતુ કદી યે એમના ચહેરા પર કંઈ જ અણગમો જોયો હોય એવું યાદ નથી.

કારખાનામાં એ મેનેજર હતા, પણ પોતાના હાથ નીચેના સહુ—કારકુનથી માંડી કામદારો સુધી નાના મોટા સહુની સાથેનો એમનો સંબંધ બહુ મીઠો હતો. અને એથી જ '૨૨માં જ્યારે અહીંની નોકરી કાયમ માટે છોડીને એ કાઠિયાવાડ જતા હતા ત્યારે કારખાનાના જે કામદારો સ્ટેશને એમને વિદાય આપવા આવેલા એમની આંખોમાં આંસુ હતાં. પોતાના હમદર્દી મેનેજર બાબુને તેઓ ફળફૂલની ભેટ ધરી તેમની શુભ કામના કરતા હતા.

એમના અહીંથી ગયા પછી કારખાનાનાં માણસો જૂનાં અવારનવાર 'પઘડી બાબુ'ના કુશળ ખબર પૂછતા, ને કહેતા કે અમારી ભૂલોને એ પોતાની કરી લેતા. ઘણી વાર તો અમારો 'રોજ' કપાતો તે તેમનાથી ન સહેવાતું ને પગાર ચૂકવતી વખતે તેઓ એ ન કાપવા દેતા, ને કહેતા "ભાઈ હવેથી જરા ખ્યાલ રાખજો." એમની ટૂંકી 'ફટકા'શાહી પાઘડી ઉપરથી કારખાનાના કામદાર વર્ગમાં એમનું નામ 'પઘડીબાબુ' પડી ગયેલું. પોતાની મુશ્કેલીની વાત હરકોઈ કામદાર બેધડકપણે એમની પાસે કરી શકતો. સહુને એમની પાસેથી આશ્વાસન જડી રહેતું.

×

કોઇના યે કામમાં કંઈ ખામી હોય તો તેને તે મોઢેથી કહી બતાવવાની રીત એમની નહોતી. મને યાદ આવે છે કલકત્તામાં એક વાર મારા પિતા સાથે એમને મળવા જતાં એ કંઇક લોટા-પ્યાલો ઉટકી રહ્યા હતા. "કેમ માણસ નથી આવ્યો કે શું?" મારા પિતાના એ સવાલના જવાબમાં "માણસ આવ્યો છે અને એણે સાફ પણ કર્યા છે, પણ બરાબર નથી થયા એટલે હું સાફ કરી લઉં છું." એમ કહેલું. કામકાજમાં ભૂલ કરનારને મૂંગો બોધપાઠ આપવાનું તો જાણે એમના જીવનમાં વણાઇ ગયું હતું.

અહીં રહ્યા એ દરમ્યાન બ્રહ્મોસમાજમાં એ અવારનવાર જતા. એમના જીવન પર બ્રહ્મોસમાજની અસર ખૂબ જ હતી. બોલવું ઓછું. સાંભળવું ઝાઝું. બંગાળી સાહિત્યનો નાદ પણ એ દિવસોમાં જ લાગેલો. જે પાછળથી સાહિત્યજીવનમાં ખૂબ જ સહાયભૂત થયો. "દીવડો ઝાંખો બળે" એ કાવ્ય એ દિવસોમાં જ લખાયેલું.

×

બીજું મહાયુદ્ધ શરૂ થયા પછી અવારનવાર એમના પત્રો મળતા. ચાલુ પરિસ્થિતિને કારણે કલકત્તા છોડવું પડે તો બોટાદ આવવા એમનો આગ્રહ રહેતો. '૪૧ની આખરમાં કલકત્તાનું કામકાજ બંધ કરી મુંબઈ ગયો. ત્યાં પણ એમના પત્રો બોટાદ આવવા અને એમના કામમાં સાથ દેવા વિષેના આવતા જ રહ્યા, પણ કલકત્તાનું મમત્વ ઘટતું નહોતું, એટલે એ તક ઝડપી ન શકાઈ. આખરે '૪૩માં એમની પાસે જઈ શકાયું. એ ખૂબ પ્રસન્ન થયા. અઢી મહિનાના એ વસવાટ દરમિયાન ઘણાં ઘણાં સુખદ અનુભવો થયા. ફૂલછાબ પુસ્તિકા શ્રેણીની પુસ્તિકા દર ૧૬મીએ બહાર પડતી. અઠવાડિકના ચકરી નાખે એવા કામ વચ્ચે પણ પુસ્તિકાનું કામ કરવું તો રહેતું જ.

ઘણું કરીને ૧૦મી કે ૧૧મી તારીખ હતી. "રમણીકભાઇ, આ વખતની પુસ્તિકા માટે શું કરવું?" એમણે પૂછ્યું. મેં કહ્યું 'ફૂલછાબ'માં આવી ગયેલા ટૂંકા જીવનચરિત્રો ભેગાં કરીએ તો? 'એક પ્રજાને દ્વારે' વાળા દિલીપભાઇના લેખો એકત્ર કરીએ તો?





જાય છે. એક પ્રસંગ વળી આંખ સામે તરવરે છે: બોટાદ જવા માટે અહીંથી સવારની ગાડીમાં જવાનું હતું. સવારમાં નાસ્તાને બદલે રોજનું ભોજન બનાવી આપ્યું. બીજે જ દિવસે પત્રમાં લખ્યું હતું: "મારા અન્નદાતા-! (? રાંધી ખવાડનારને માટે વાપરેલો આ શબ્દ છે!) કાન્તિભાઇ-જયન્તભાઇને આખે રસ્તે ધિક્કાર પેટે યાદ કર્યા હતા."

Far off thou art, but ever nigh;
I have thee still, and I rejoice;
I prosper, cired with thy voice;
I shall not lose thee though I die.
(IN MEMORIUM)



[ અનુસંધાન પાન ૯૦ થી ચાલુ ]

મમતા. આ સૌ માંય દીપી ઊઠતો શ્રી. ઝવેરચંદ મેઘાણીરૂપી વટવૃક્ષને કોઈ અદીઠ વાવાઝોડાએ ઉખેડી નાખ્યું છે. તેમની અનેક ઉમેદો એનાથી જમીનદોસ્ત થઇ ગઇ છે. દોઢ વર્ષ ઉપર જ એક કાગળમાં તેમણે મને લખ્યું હતું: "મને પચાસ વર્ષ પૂરાં થયાં એટલે તો હું હજુ માંડ માંડ કંઈક પક્વતાની અવસ્થામાં આવવા લાગ્યો; હજુ તો આપણે કેટલું કેટલું કરવું બાકી છે?" જેમની સેવા ગુજરાતને હજુ મળવાની શરૂઆત હતી, તેમના અચાનક અવસાનથી ગુજરાતે એક નમ્ર સાચો સેવક ગુમાવ્યો છે. અમે સૌએ અમારા મુરબ્બી.

ગુજરાતને તેમણે ખોબલે ખોબલે પીરસ્યું છે; ગુજરાત તેમની સેવા ન ભૂલે એ જ તેમનું સાચું સ્મારક છે.





ને ખરે જ અર્થ કરતાં ઘણું વિશેષ એ એમનાં સાહિત્યજીવનમાં પામ્યા છે. લોકોનાં દિલ સાથેની મહોબત્ત, નિર્વ્યાજ પ્રેમ, અને સાહિત્યસર્જનમાં મળતો આનંદ—એની કિંમત આંકી ન શકાય તેવી છે.

છેલ્લે મુંબઇ લગભગ એક વરસ પર મળવાનું બનેલું. મેં એમને ખાસ કદી નહોતા સાંભળ્યા. મુંબઈ-વાસી સ્નેહીવર્ગની માગણી તો સદાય ઊભી જ હોય. બ્લેવેટસ્કી લોજમાં એમને સતત ત્રણ કલાક ધરાઈ ધરાઈને સાંભળ્યા. એ કોઇ અજબ moodમાં હતા. લોકોનાં દિલ ડોલાવ્યાં અને છેલ્લે પોતાનું ગીત-૧૯૧૭ માં કલકત્તા ખાતે રચેલું "દીવડો ઝાંખો બળે" ગાતી વેળા એ કોઇ અનેરી મસ્તીમાં હતા.

છેલ્લે મળ્યા ત્યારે એમની થેલીમાં ભજનવાણી વિષયક લખાણ ઘણું હતું. હવે તો આ સાહિત્યને સરખું કરીને લોકો પાસે મૂકી દેવું છે. સાચો રસાનંદ આપી શકે એવું ઘણું ઘણું આ ભજનસાહિત્યમાં પડ્યું છે. બોટાદમાં મુખ્યત્વે હવે એની પાછળ જ પડ્યો છું–એમ એ કહેતા હતા.

સંતવાણીનું પુસ્તક પ્રેસમાં ગયું છે એમ છેલ્લે જાણેલું—એ પ્રગટ થયેલું જોવા આજે એ નથી રહ્યા, છતાં "શબ્દના વેપાર"માં કહ્યા મુજબ–

'હૈડા કેરી ધારણે તારે ઉર ઊઠે જે સૂર જી

એ જ સૂરોના ઈમાની ભાઇ! ગાયા કર ચકચૂર...'

જ એમણે ગાયું છે–ને જીવન જીવ્યા છે એ ઓછા સુખની વાત છે?

# સંતની સહિષ્ણુતા

કેશુભાઇ

**મેઘાણીભાઇની** સહિષ્ણુતા પરાકાષ્ટાએ પહોંચે તેવી હતી. હું પડોશમાં રહું છું. સામાન્ય રીતે વર્ષોનો તેમનો પરિચય છે, છેલ્લા બે વર્ષોથી તો તેમના નીકટ પરિચયમાં આવ્યો છું. તેઓને મેં ઊંચે અવાજે બોલતા સાંભળ્યા નથી. એક સંત પુરુષને શોભે તેવી સહિષ્ણુતા મેં તેમનામાં જોઈ છે. હું ઘણી વખત વિચારતો કે કદીયે ખીજાય એવા પ્રસંગો તેમના ઘેર ઊભા નહિ થતા હોય? પોતાની લેખન-સામગ્રીને તેમના બાળકો કોઈ કોઈ વખતે અવ્યવસ્થ કરી નાખતા એવા પ્રસંગોમાં પણ તેમની સ્વાભાવિક મૃદુતા-ભરી ભાષાથી જ બાળકોને મીઠો ઠપકો નહિ પણ શિખામણ આપતા મેં સાંભળેલા છે. પોતાનું અને પોતાના બાળકોનું કામ ઘણી વખત તેઓ હાથે જ કરી લેતા. એક પ્રતિભાશાળી લેખક હોવા છતાં, સૂગ ચડે એવા કામો પણ અતિ હોંશથી તેમને કરતાં મેં જોયા છે, ઘરના એ વસ્તારી હોવાથી પોતાની પત્નીને જે જે કામમાં મદદરૂપ થઈ શકાય, તે સઘળામાં તેમનો સાથ હોય જ.

નાના નાના બાળકોને સાથે લઈને જ્યારે તેઓ વાડીએ ના'વા અને કપડાં ધોવા જતાં ત્યારે એક સાદાઈનો આદર્શ સામાન્ય જનતા સામે ખડો કરતા. મેઘાણીભાઈ જ્યારે અને ત્યારે ઘરમાં કાંઈ પણ કામ કરતા જ હોય—પછી ગાયોને નીરણ નાખવાનું હોય, કે ઝાડોને પાણી પાવાનું હોય, રસોઈ કરવાનું હોય, કે બળતણ ગોઠવવાનું હોય. લખવામાં જેટલો સમય ગાળતા તે કરતાં વધુ સમય ઘરના કામકાજમાં ગાળતા.

મેઘાણીભાઇના ઘરની આસપાસ સામાન્ય જનતાનો વસવાટ છે. એ બધાયમાં મેઘાણીભાઇએ આપ્તજન જેટલું સ્થાન મેળવેલું. સાંજે જ્યારે ફરવા જાય ત્યારે જેમ સામે આવતા મિત્રોની ખબરઅંતર પૂછે તેમ જે જે ભાઇઓ કે બહેનો તેમને સામે મળે તેઓના ખબરઅંતર પૂછે. તેમના અવાજમાં લાગણીના પૂર દેખાતા. માણસો તેમની પાસે દિલ ઠાલવતા.





અને સાથેસાથ મેં મારી પાસેના બંગાળી "तृणखन्ड"ના મારા અનુવાદ વિષે પણ વાત કરી. એમણે એ જોઈ જવાની પોતાની ઇચ્છા દાખવી. વળતી સવારે બોટાદથી રાણપુર આવતા મેં મારા અનુવાદની હસ્ત-પ્રત સાથે લીધી. ટ્રેનમાં જ એમણે એ વાંચવી શરૂ કરી. વચ્ચે સુધારા કરતા ગયા અને રાણપુર ટ્રેન પહોંચતા સુધીમાં તો એમણે તે લગભગ પૂરું—પ્રેસમાં આપવા માટે સુધારાવધારા સાથે પૂરું કરી નાખ્યું.

સ્ટેશનેથી અમે ટપ્પામાં બેઠા ને કહે "રમણીકભાઈ, આમને મળ્યા છો? તમે કલકત્તા વસો છો તો અવારનવાર આજુબાજુના પ્રદેશોમાં જઈ આવતા હો તો! આવા માણસને તો મળવું જોઈએ. એનું આ પુસ્તક વાંચીને તો હું ખુશ થયો છું. માનવ-સ્વભાવનું કેટલું સચોટ આલેખન કર્યું છે એમણે?"

×

રાણપુરથી બોટાદ જવા અમે કાર્યાલયથી સ્ટેશને આવતા હતા. રસ્તામાં કહેઃ "રમણીકભાઈ, હવે તો એવું થાય છે કે કાઠિયાવાડમાં જ ક્યાંક ખેતર લઇને આપણે સૌ-તમે, હું, લાભુભાઇ, મહેન્દ્ર બધા સાથે રહીએ—ખેતી કરીએ, અને ખેતરમાં જ એક નાનું છાપખાનું પણ ઊભું કરીએ. ખેતી સિવાયના વખતમાં સાહિત્યનું કામ કરીએ. આપણે બધા લખીએ, ત્યાં જ છાપીએ અને પ્રકાશન પણ ત્યાંથી જ કરીએ. શ્રમનો રોટલો રળશું ને સાહિત્ય પણ સરજીશું. ઉઘાડું આકાશ, ચોખ્ખાં હવા-પાણી ને નિરોગી જીવન—આપણે સહુ સાથે હોઇએ પછી શી મણા રહે!"

અને છેલ્લા બેત્રણ વરસથી તો હું યે સતત એ જ જીવન ઝંખતો રહ્યો છું. મનમાં ઘણાં યે કોડ હતાં, કે જીવડા, હવે છ-સાત વર્ષ જાળવી જા, ૧૯૫૫માં તો મોડામાં મોડું આ શહેરી જીવન મૂકી જ દેવું છે. કાઠિયાવાડમાં ક્યાંક ખેતી કરતાં કરતાં સહુ સાથે જીવન જીવીશું. બાપુની ઇચ્છા તો હું પાર પાડી ન શક્યો. પણ કાકાની ઇચ્છા તો એમના જીવનકાળમાં પૂરી કરીશ જ, એ મારી કલ્પના હતી, ને હું મનમાં ને મનમાં ગાયા-ગણગણ્યા કરતો કે—

'કુંજાર લીલા કો ખેતરે જઈ
હાંકીશ હળ ને સીંચીશ ધરા હું
બેસીશ કૂવે બની કોશિયો ને
ગીતો જ ગાતો કરતો રહીશ હું
જીવન તણી સાર્થક એ મજૂરી.'

પણ મારી તો મનની મનમાં જ રહી ગઇ, ને મારા બાપુની જેમ મારા કાકા પણ ચાલ્યા ગયા. મારે માટે જેમને પ્રેમ હતો—પક્ષપાતપૂર્ણ પ્રેમ હતો એ આત્મીયજનની આ એકાએકની વિદાય અસહ્ય લાગે છે-પણ મૃત્યુનેય બિરદાવનારા

"સંહારના સ્વામી! તમે છો સત્ય ને તમે છો
મંગળ રે...
તમે છો શિવને તમે છો સુંદર રે
આખર તો એવા રૂપે રાજ જો હો જી-"

તથા "જાવું જગજનનીને ખોળલે રે"માં મૃત્યુનો મહિમા વર્ણવનાર, ચિર નિદ્રામાં પોઢી જનાર એ સ્વજન પાછળ આંસુ સારવાં નિરર્થક લાગે છે. એ તો મરી ને પણ અમર થઈ ગયા છે. જનહૃદયમાં એમની કૃતિઓ દ્વારા એ સદાયે જીવંત રહેશે.

×

ભાવનગરથી અમદાવાદ તરફ જતી ગાડીમાં પસાર થતાં એક ભાઇને જોઈ એમણે મને કહેલું કે, "એ જીવણલાલ કું.માં કામ કરે છે. અત્યારે એમની આવક માસિક ૧૫૦૦-૨૦૦૦ની સહેજે હશે." મેં કહ્યું—તમે પણ તમારી મૂળ જગ્યાએ હોત તો આજે એટલું જ, બલ્કે એથી યે વધુ મેળવતા હોત ને!

"હા, કદાચ મેળવતો હોત, પણ તો આજે મેં જે મેળવ્યું છે, આજે જે હું પામ્યો છું તે ન પામ્યો હોત. પૈસો જ ઓછો બધો આનંદ આપી શકે છે? હું જે પામ્યો છું એમાં મને વધુ સંતોષ છે," એમણે આ કહેલું.



ભાદરવા મહિનાના વર્ણનમાં કવિ કહે છે કે શ્રાદ્ધપક્ષમાં લોકો કાગઋષિને જમાડીને ધર્મ કરે છે. પણ અમને કોઈને એ અર્થ સૂઝેલો નહીં. એ અર્થ પણ એમણે જ કરી આપેલો.

×

'કાગવાણી'નો પહેલો ભાગ છપાતો હતો, તેમાં ગાંધીજીનો મેં એક ભુજંગી છંદ લખેલો. એની ત્રીજી કડીમાં—

તુંહી સોવરં જેલ જાડા કિનારો
હૈયા નિર સરવાણ ફુટયાં હજારો—

એનો ભાવાર્થ એવો છે કે ગાંધીજીરૂપી તળાવના પાણીને રોકવા જેલરૂપી પાળ બાંધી છે, છતાં સરવાણ તો વહ્યા જ કરે છે.

પણ કાવ્યને માપે પહેલી લીટી બરાબર ન ગણાય. આખો દિવસ બોટાદમાં તેમની મેડી પર એ લીટી બદલવા હું મથ્યો, પણ કંઈ મેળ ન થયો. રાતે એ રાણપુરથી આવ્યા. વાતચીત થઈ. હોકો પીતાં પીતાં એમણે લીટી પૂરી કરી :

મહા શક્તિનો ધોધ તું બંધ જાડા
તને રોકવા દોખીએં બાંધ્ય આડા
ચીરી ત્યાંય પાષાણ સરવાણ વ્હેતાં
નમો હિંદના પાટવી સંત નેતા.

શુદ્ધ ચારણી સાહિત્યને દિપાવે એવા ભાવવાળી આ કડી એમની રચેલ છે.

બીજાં એમનાં ગીતો 'વીર બંદો' રાત ઘંટા 'ચાર વાગે' અને 'શિવાજીનું હાલરડું'–ચારણી ઢાળનાં, માપનાં અને ચારણી શબ્દોના પ્રયોગથી રચાયેલાં છે. શિવાજીના હાલરડાંમાં—

તેદી તારે શીર ઓશીકાં મેલાશે તીર બંધૂકાં.

એ પૂરેપૂરો ચારણી પ્રયોગ છે.

ચારણી ભાષા ઘણી અગમ્ય અને તુરતમાં લોક-ભોગ્ય ન બને એટલે એમણે એ ભાષામાં વધારે ગીતો નહોતાં લખ્યાં.

×

રસધાર લખાતી હતી. પોરસાવાળાના દુહા થોડાક વધારે મળે તો ઠીક, એમ એમણે મને કહેલું. હું મારા દીર્ઘસૂત્રી સ્વભાવ પ્રમાણે ભૂલી ગયેલો. ઉપરા-ઉપર ત્રણ પત્તાં આવ્યાં, એટલે ૭ દુહા ઘરના જ બનાવી મોકલી દીધા અને લખ્યું કે આટલા મળ્યા છે.

વળતાં એમનો કાગળ આવ્યો કે દુલાભાઇ! આ દોહા જો તમારા લખેલા હોય તો થોડાક વધારે લખી નાખો ને?

કાગળ વાંચી હું તો ઠરી ગયો કે વાહ મેઘાણી! કયા પુણ્યથી પ્રભુ માણસને આવી અક્કલ આપતો હશે? આ દોહા—

વાછરડું વાળા! ભાંભરતાં ભળાય,
પણ પરનો આતમ થાય પરસ્યા વીણના પોરહા. ૧
ઊડી મન અંબર ચડે સકવાં જેમ સદાય,
ત્યાં કફરી રાત કળાય હજુ પો ન ફાટે પોરહા. ૨

હે પોરસાવાળા! સામે વાછરુ બાંધ્યું હોય અને ગાય દૂર ઊભી હોય. પણ એ વાછરુને અને ગાયને બન્નેને મળ્યા સિવાય શાંતિ થતી નથી. ૧

વિયોગરૂપી રાત પડી છે. ચકવીચકવો સૂર્યોદય જોવા ઊડી ઊડીને ઊંચે ચડે છે, પણ કયાંયે સંયોગનો સૂર્ય દેખાતો નથી. ૨

એ રીતે સાત દોહાઓ લખેલા. રસધારમાં એમણે બધી વિગત આપી આ દોહા લખ્યા છે.

પછી તો આગળના અને મારા રચેલા નવા દુહા ઘણા કવિમિત્રોને મોકલ્યા કે આમાંથી નવા દુહા શોધી કાઢો, પણ એક મેઘાણી સિવાય કોઈથી એ બની શક્યું નથી.

×

# ‘ કાગ એની કાંણ, (હવે) ઘર વર મંડાણી ’

કવિ દૂલા ભાયા કાગ

ક્યો પ્રસંગ લખું અને કયો જાતો કરું ? એમનાં ગીતોની કઇ લીટી લખું ને કઈ ન લખું ? એમના જીવનનાં કેટલાં પાસાં યાદ કરું અને કેટલાં વિસરું ? શું લખું અને શા માટે લખું ? કોણ જાણે કાંઈ ખબર પડતી નથી.

આજથી પચીસ–ત્રીસ વર્ષો અગાઉ ચારણ એ શબ્દ કાને પડતાં શહેરીજનો સુગાતાં અને ખીતાં. પ્રજાવર્ગમાં કોઇ ખુશામદખોરની વાત આવે તો એમ બોલે કે હું કાંઇ ચારણ–ભાટ થોડો છું : ગુજરાતની સાચી બનેલી એક વાત છે, કે એક ચારણ જુવાને એક બાઇ પાસે પાણી પીવા માગ્યું. બાઇએ પૂછ્યું: કેવો છો ? કે ચારણ છું એટલે વિસ્મય પામેલ દીલે બાઈએ કહ્યું કેઃ ‘અરરર ? નાનો બાળક બીચારો ચારણ થઈ ગયો છે !’ એટલે કે બાવો થઈ જાય તેમ ગમે તે માણસ ચારણ થઇ શકે !

છેલ્લે છેલ્લે ચારણોની પરખ આ જાતની રહી હતી. એ જ અમો ચારણો પર શ્રી મેઘાણીનો અનંત ઉપકાર છે, ચારણ કોણ, કેવો હોય, એની સાચી જીવનની ટેક અને જીવતર કેવાં હોય, એની સાચી છબી એણે ખેંચી શહેરે અને પાટણે, બંગલે અને ઝૂંપડે, દેશ અને દેશાવરમાં રસધાર–બહારવટિયા અને ચારણી સાહિત્યની ચોપડીઓ દ્વારા એ છબી રજૂ કરી.

×

ચારણી સાહિત્યમાં પાંચસો વર્ષના ઇતિહાસમાં કોઈ અન્ય કવિ, પંડિત કે લેખકનો પગપેસારો થયો જ નથી. એટલું એ અગમ્ય સાહિત્ય છે. વેદોના સંસ્કૃતનું વ્યાકરણ જેમ બીજા સંસ્કૃતથી જુદું છે તેમ ચારણી સાહિત્યના મર્મો, માપ, છંદો, ગીતો, પીંગળ અને શબ્દજોડણી સાવ જુદાં જ છે. ચારણી સોરઠા, દોહા, સપાખરાં અને સાવજડાં ગીતો બીજા કોઈ કવિઓ હજી સુધી લખી શક્યા નથી. એ જાતિનો સાચો કે ખોટો પણ ચારણ કવિઓનો એક ગર્વ છે.

એ સાહિત્ય સંપાદન કરવું એટલે તો લંકાથી હેમ લાવવા જેવું કઠણ છે. એવા દોયલા કામને શ્રી. મેઘાણીએ સોયલું કેમ કરેલું ? દિવસોના દિવસો, રાતોની રાત ચારણો સાથે એ વસેલા. આગલાની જ રીતભાતથી રહેલા. ધીરે ધીરે વાતો ચાલે, વળી બંધ પડે, કયારેક તો વાર્તાકાર શંકાશીલ બને કે આપણું જતું બધું આ કયાંક લઇ જશે ! એમને બોલાવવાના રસ્તા શોધવા એ કઠણમાં કઠણ કામ. એમનાં બધાનાં અંતરમાં વસી જઇને એમણે એવું કામણ કરેલું કે પછી તો એને જોઇને કોઈ ચારણ, બારોટ કે વાર્તાકાર મેને જોઈ મોરલો હરખે તેમ હરખી ઊઠતા. બાવડાં ઝાલી ઝાલી જૂની નવી બધી વાતો ગીતો એમની આગળ મોકળે મોંએ ઠાલવતા. એકની એક વાત પચીસ રીતે રજૂ થાતી. એકનાં એક ગીતદોહા વિધવિધ રીતે રજૂ થાતાં. એ બધા ખાતરના ધૂળના ઉકરડામાંથી સોનું શોધી કાઢવાનો સંચો કુદરતે એમના હૈયામાં ગોઠવ્યો હતો.

×

ચારણી સાહિત્યના કેટલાક શબ્દાર્થો અમે પોતે અને વૃદ્ધો પણ ન સમજતા. એવા અર્થો મેઘાણીએ સાચોસાચા કરેલાં છે. દાખલા તરીકે એક મિત્રના વિયોગે ગવાયેલ બાર માસનું એક કાવ્ય છે. એમાં ભાદરવા મહિનાના વર્ણનની એક પહેલી અને એક છેલ્લી બે લીટીઓ છે, જેનો અર્થ રચનારે કલ્પ્યો હશે અને બીજો મેઘાણીએ કરેલો.

દધફૂલાં વાગે ડમર કંગામંગા કૈલાસ,
વીજ ઝળકે ચોવળાં પ્રપન્ન ભાદ્રવ માસ—

એમાં પહેલી લીટીમાં જે દધફૂલાં છે એનો અર્થ અમો બેચાર મિત્રો વચ્ચે એમણે પોતે તુરત જ એવો કરી આપેલો કે, એ તો દૂધફૂલીઆં: ડુંડાં ચારણી ભાષાના પ્રયોગમાં દૂધફૂલાં મૂળ કવિએ કરેલું હશે.

બીજી એની છેલ્લી લીટી એવી છે કે:—

કામ રખી મખ ધ્રમ કિયા



આપણા બધાના આવા જૂઠા અન્યાયથી બળી ઓલાણેલા એ સાચેસાચા માનવીઓને એણે પોતાની કલમથી અમૃતજળ છાંટી બેઠા કર્યા, ટંડા કર્યા, સજીવન કર્યા.

ધૂળમાં ખોવાઈ ગયેલ જૂના માણસોની એણે ઓળખાણ આપી, એટલે હું એને ધૂડધોયાની ઉપમા આપું છું. પોતે ધૂડ ફાકીને સાચું સોનું આપણને આપતો ગયો.

×

ડાકુ, રાક્ષસ, નરાધમ, નાલાયક, ફાંસીને માંચડે લટકવા યોગ્ય, એવા એવા હલકામાં હલકા શબ્દો બહારવટિયાને લગાડવામાં ખપી ગયેલા. એમણે એની કલમના પ્રયોગથી એ બધા આત્માને જીભ આપી બોલાવ્યા અને જગતના ચોકમાં એનો ઇતિહાસ લખ્યો. કોઈને કાંઇ કહેવું હોય તો વેળા આપી. એમની સામે કોઈ પણ સાક્ષર વિરોધમાં એક હરફ઼ ઉચ્ચારી શક્યો નથી. માણસ બહારવટિયો ક્યારે બનતો ? કાંતો ખોટાં ખોટાં ખત પાડી વેપારીઓના ચોપડાંથી બબે ચાર ચાર પેઢી સુધી એ ગળે પકડાતો ત્યારે; કાં તો રાજ્યસત્તા એનું સર્વસ્વ ઝૂંટી લેતી ત્યારે, કાંતો અમલદારો એના ચામડાં, માંસ અને હાડકાં સુધી પહોંચતા ત્યારે, કાંતો નિર્બળને કોઈ બળવાન રહેંસી નાખતો ત્યારે જ સાચો મર્દ, સાચો માણસ, સાચો ભક્તશૂરવીર બહારવટિયો બનતો. એ ડાકુના સ્વાંગ ધરતો, ઝૂઝતો, ખપી જાતો. એમની કવિતાની લીટીમાં જ લખ્યું છે કે :

સત્યના સ્વાંગ પહેરી ઊભું જૂઠ જ્યાં,<br>
બંધુ શું ખડગ લઇ તું ન ધાયો<br>
તું રિપુહીણ બળહીણ કંગાળ તું,<br>
સ્વાદ ચાખ્યા નથી તેં જખમના.

×

એ લાગણી પ્રધાન એવા હતા કે પોતાની રાઈ જેવડી ભૂલ એમને મેરુ પર્વત જેવડી મોટી લાગતી હતી, એનો એક દાખલો છે. માણસને જેમ ભૂત વળગે એમ થોડાક દિવસ એમને છાપું વળગેલું. એક દિવસ હું રાણપુર ગયેલો. સાંજના અમે સ્ટેશન પર આવતા હતા. રમૂજી ટુચકા કહેતો હતો, પણ એ જાણે સાંભળતા જ ન હોય એમ ચાલ્યા આવતા હતા. ચાલતાં ચાલતાં એકદમ ઊભા રહ્યા. મેં પૂછ્યું ' કાંઇ ભૂલી ગયા નથી નાં ? ' એમણે કહ્યું: ' ના, ના કાંઇ ભૂલી ગયો નથી, પણ લખાણમાં થોડીક ભૂલ રહી ગઈ છે એમ મને યાદ આવે છે. ' મેં પૂછ્યું: ' શી બાબતમાં ? '

જાણે કે મોટામાં મોટી ભૂલ થઇ ગઇ હોય તેમ કહે કે ' ભાઇ ! રવીન્દ્રનાથ શબ્દમાં દીર્ઘ ઈ ને બદલે હસ્વ ઇ લખાઈ ગઇ હોય એવો મને વહેમ આવે છે. '

મેં પૂછ્યું કે ' એમાં કાંઈ સરકારી ગુનો તો બનતો નથી નાં ? કે કોઇને છાપાનો અન્યાય થતો નથી નાં ? ' એવો મેં વિનોદ કર્યો, એટલે કહે કે ' ના, ના એવું કાંઇ નથી. ' એમ કહી હસ્યા. પોતાની નાનકડી ભૂલ એમને ઘણી મોટી લાગતી. એવું લાગણીનું યંત્ર એમના દિલમાં હતું.

×

ગોપનાથથી તુલશીશ્યામ સુધી અમે સાથે મુસાફરી કરેલી ને એ વાતને પંદર વર્ષ વીતી ગયાં. મહાશિવરાત્રિની એ રાત હતી. ગોપનાથમાં શિવરાત્રિ કરી અને દરિઆકાંઠાના પીથલપર, કોટડા, નૈપ, નીકોલ, કળસાર વગેરે ગામડાં ભટકતા ભટકતા, વચ્ચે રાત રહેતા રહેતા મહુવા આવ્યા.

અમે કતપુર થઈ મહુવાના બંદરે ગયા. ત્યાં એક સિત્તેરક વર્ષની ડોશી પાક્સ ઈંટો વહાણમાં ચડાવતી હતી, એમની સાથે વાત શરૂ કરી. ડોશીનો એકનો એક દીકરો એક મહિના અગાઉ વહાણ ખૂડી ગયાથી ખૂડી મરેલો. મહુવાના કોઇ વેપારીનું એ વહાણ હતું અને આ એના જૂના વહાણવટી હતા. મેઘાણીએ પૂછ્યું કે ' તમે તમારી આજીવિકા માટે શેઠ પાસે કેમ ન ગયાં ? ' ડોશીએ કહ્યું કે ' ભાઈ ! મારું તો કાળું મોઢું થયું. શેઠનું વહાણ મારા દીકરાને હાથે બૂડ્યું. હવે શું મોઢું લઇને જાઉં ? '





જોગડાની વાતના દોહા અમે નાનપણથી શીખેલા અને બોલતા. પતિ મરી ગયા પછી સ્ત્રી કહે છે કે–

સેંથો સ્યાને માટ અમે પાટી ઢાળીને પૂરીએ
લખેલ છે લલાટ હવે જટા વણવી જોગડા.

કડલાં કેને કાજ પગડા ધોઇને પહેરીએ
ભાંગુ દઉ ભડથાર તું જોખમતે જોગડા,

મરકીન હસતે મુખ કદી બરકીન બોલાવ્યાં નહીં
એનું દીલમાં રહ્યું દુઃખ જનમોજનમનું જોગડા.

એવા એવા પચીસ દોહાઓ છે. આ વારતા મેં તુળશીશામ રૂખમણીના ડુંગરા પર માંડેલી. એક પછી એક બધા દોહા ફેંકયા. વાત પૂરી થઇ. એકબીજાના હાથ ઝાલી આથમતે સૂરજે હેઠા ઊતરતાં ઊતરતાં એમણે પૂછ્યું કે આ દુહા કેના કહેલ છે? મેં કહ્યું કે આ તો એ વાત બની તે દિવસના છે. મારા બાપુ પાસે પણ મેં સાંભળેલા. એ વાત એમને ગળે ન ઊતરી. એ કહે કે આ તો રચાણુ લાગે છે. એની પાછળથી શોધખોળ ચાલી. છેવટે એમાં સાચું એમ નીકળ્યું કે એ દોહા વીકટર તાબે ડોળીઆ ગામના મહાકવિ અને ભકતરાજ શ્રી ગીગા રાવળના પાછળથી રચેલા છે. હજુ સુધી અમો પારખી શકતા નથી કે આ દોહા પાછળથી રચાણા એમ એમણે શા પરથી કલ્પ્યું હશે.

×

રસધારની વાતો એ તો ચારણોની વાર્તાનો ફોટો છે, વેવલાં લખાણ નથી. સાથોસાથ ચારણો ઘેલા થઈ સાંભળે એવી એ વાર્તા માંડી શકતા હતા. હજુ સુધી ચારણી વાર્તા અન્ય કવિઓ માંડી શકતા નથી. આજથી નવ વર્ષ પૂર્વે રાજકોટ મુકામે અખિલહિંદ ચારણ સંમેલન મળ્યું હતું.

કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, સિંધ, થરાદી, માળવા, મેવાડ, મારવાડ અને મધ્ય પ્રાંતના સુકવિઓ અને વર્તાકારો મળેલા. એક ચારણ બેઠો હોય તો પણ વાત કરવાનો અન્ય માણસોને સંકોચ થાય. એને બદલે એવા બે હજાર ચારણ ત્યાં મળ્યા હતા અને એમાં ઘણા તો કવિરાજો હતા. એમની વચ્ચે બધાના આગ્રહથી એ વામન પણ વૈરાટ સમો માંચડા પર ઊભો થયો. એની કસુંબલ, તૃપ્ત અને રિઘીયલ કેરીની ફાડ જેવી આંખ સભાને ખૂણે ખૂણે આડી-અવળી ફેરવી અને મારવાડી ગીતથી શરુ કર્યું. મોરલા સામા હોંકારા દેવા માંડયા. રાજકોટ ગાંધર્વનગર સમુ બની ગયું. મેદનીનાં હૈયેહૈયાં દળાવા માંડયાં. બરાબર પોણાબે કલાક કોઇએ હોકાની ઘૂંટ ન ખેંચી. હોકા ઓલવાઈ ગયા.

લીંબડી કવિરાજશ્રી શંકરદાનજી તો ઊભા થઈ એમને ભેટી પડયા. હસવા લાગ્યા કે મેઘાણી, કળજુગ આવ્યો લાગે છે. એ સિવાય કાંઈ વાણિયો ગાય અને બે હજાર ચારણો ચૂપચાપ ઘેટાં જેમ સાંભળે એ બને ખરું?

મેઘાણીએ કહ્યું કે મુરબ્બી! આ તો આપનુંજ છે. હું તો ચારણોનો ટપાલી છું, બધે પહોંચાડું છું.

×

એમનાં લોકગીતો વિષે મારે લખવું નકામું હું માનું છું. એમણે કબર ખોદી કાઢી મૈયતોને ઉઠાવ્યાં અને જિવાડયાં. એણે મસાણે મસાણ જગાડયાં. કાળી રાતે મસાણોમાં સાદ પડયા. મુડદાંએ હોંકારા દીધા. હજારો પ્રેતોને એમણે કપડાં પહેરાવ્યાં. એ પ્રેત નથી નીચાં નથી, લુચ્ચા અને હરામખોર નથી એમ સાબિત કરી જગતના ચોકમાં ઊભાં રાખ્યાં. માણસોએ કબૂલ કર્યું કે હા, એ સાચાં માણસ છે.

'રાણો અને કુંવર' 'વીકઇ અને કમો' 'સૂરજની સાખે' ઓળીપો' એવી ઘણી ઘણી વાતો રસધારમાં લખી. આ બધી સોરઠી ઊંચામાં ઊંચા જીવનની વાતો. કહેવાતા શિષ્ટ અને સારા વર્ગના માણસો વચ્ચે એવી વાતો બોલાતી જ નહિ. દોહા કે ગીતો ગવાતાં નહિ. એ બધું હલકું સાહિત્ય લેખાતું.



એના ઘડનારાને કોઇ પરખો,
રામજીને બનાયો પવનચરખો.

× × ×

કાગવાણી ભાગ બીજો છપાતો હતો. અંતર્યામીને સંબોધીને હું દોહા લખતો હતો. છાપવાનું કામ તડામાર ચાલતું હતું. એક રાત્રે અડધો દોહો એ બોલ્યા કે—

કાગા કરશે કાંણુ, એની મોડાં મોડાં માનવી

આગળની લીટી મેં લખી કે—

મન મેલાં માનવીઓ તણાં, મડદાં ધખે મસાણુ,
પણુ એની કાગા કરશે કાંણુ, મોડાં મોડાં માનવી.

ભાવાર્થ એવો છે કે મનના મેલા એવા કપટી માણસને ખરખરે માણુસો કામકાજ પરવારી મોડા મોડા જાય છે.

બીજી એ લીટી બોલ્યા કે—

કાગા એની કાંણુ, ઘર ઘર મંડાશે.

આગળની લીટી મેં લખી કે—

મીઠપવાળા માનવી, જગ છોડી જાશે,
કાગા એની કાંણુ ઘર ઘર મંડાશે.

ભાવાર્થ એ છે કે હે કાગ! મીઠાશવાળાં માણુસ જ્યારે મરણુ પામશે ત્યારે એની પાછળ તો ઘરોઘર કાંણુ મંડાશે. જે ઝાડ હેઠળ એ ઊભો હશે તે ઝાડ પણુ રોશે. આજે એ દુહો સાચો પડયો.

કાગવાણી ત્રીજા ભાગના પાંચસો જેટલા દુહા અને નવા ગાંધી ગીતો અને ભજનો મારે મોઢે સાંભળી એ નાચ્યા, કૂદયા હસ્યા ને ફાટફાટ છાતીએ રોયેલા. મને કહ્યું કે હવે જલદી બોટાદ આવ. આ બધું છપાવી નાખીએ. લોકો માગે ત્યારે તુરત આપવું જોઇએ. કેટલાએક એકેક દોહા ઉપર એમને કળશીઓ કળશીઓ આંસુ ઢાલવ્યાં હતાં.

× × ×

મારા અજાચક વ્રતનો એને ગર્વ હતો. હું ક્યાંય લથડી નથી જતો ને—એનો એ ઉઘાડો અને છૂપો રખોપિયો હતો. મારા એ વ્રત પાછળ એ ઘેલો હતો. છેવટે ચારણુ બોર્ડિંગનો ફાળો માગવા મારે રજવાડા તથા મુંબઈ વગેરે શહેરોમાં લક્ષ્મીપુત્રો પાસે જવું પડેલું. ખૂબ સંસર્ગ વધેલો. ભાવનગરને સંબંધે બીજા રજવાડામાં જવા આવવાનું ખૂબ થયું આ બધો વખત ઠેઠ અત્યાર સુધી એમણે મારા વ્રત પાછળ રખોપું કર્યું છે. કોઈ સંયોગે મારી વ્યક્તિગત કવિતા તે સાંભળતા ત્યારે એને મોટામાં મોટું દુઃખ થતું, ત્યારે મને કહેતા ને લખતા પણુ ખરા કે ભાઇ! ચારણુદેવીને ક્યાં ફેંકે છે? પાછી વાળી લે તારા ગીતો વ્યક્તિની પ્રશસ્તિ કરવાના નથી.'

મારે મન તો એ ભાઇ હતો, મિત્ર હતો, કોઇ દુઃખદ વખતનો વિસામો હતો. છેલ્લે છેલ્લે તો એ મને ગુરુ સમ લાગતો.





## સ્વ. ઝવેરચંદ મેઘાણી

ડોશીના આ શબ્દો સાંભળતા તો એ છાતી પકડીને બેસી ગયા અને રોયા. બોલ્યા કે દુલાભાઇ:

"આ મચ્છીમાર કોળી ને પેલા વૈષ્ણવ વાણિયા–એમાં કોણ ખાનદાન ?"

તુળશીશ્યામથી બે ગાઉ અમે ખજૂરીને નેસડે હતા, ત્યાં રાડ થઈ. સાવઝ ડણક્યો. હાકોટા થવા માંડ્યા. શેળકાળ વેળા થઈ હતી. ખાડું ધણ ઝૂંપડે આવતાં હતાં. તેમાં હીરબાઈ કરી એક ચારણ બાઇની વોડકીને સાવજે પાદરમાં જ પાડેલી. અમે બધા દોડ્યા. વીસેક જણ હતા. જ્યાં ધાર માથે ચડ્યા ત્યાં તો આઈ હીરબાઇ કોણ જાણે ક્યારની યે પહોંચી ગઇ હતી. મરેલી વોડકી પર ચારણ કન્યા ચઢી અને સાવઝ સામે સોટો વીંઝતી હતી. સાવઝ બે પગે સામો થઇ હોંકારા કરતો હતો, બાઈ તો સાવઝના ફીણથી નાઇ રહી, પણ ગાયને ચારણી બાઇએ સાવઝને ખાવા ન દીધી.

એ વખતે 'ચારણ કન્યા' એ નામનું ગીત એ કાગળ કલમ સિવાય રચીને ગાવા લાગ્યા. શરીર જાગી ઊઠયું. આંખો લાલ કપેલ ત્રાંબા જેવી થઈ. અમે એને એ ધીંગાણામાં ન જવા દેવા બાવડે પકડી રાખેલા.

×

એ ઘણી વખત કહ્યા કરતા કે 'હું હજારો માણસો વચ્ચેથી ચારણને ઓળખી કાઢું. દરબારોનાં ઉતાર કપડાંનો પહેરનારો નહિ, રાજ્યના રોટલામાં વિકૃત થયેલો નહિ પણ માલધારી, ધરકમાણીવાળો, નેસડાનો અસલી ચારણ હોય એને હું ઓળખી લઉં.'

તુળશીશ્યામથી વળતાં શીખલકોબાના નેસમાં અમે રાત રોકાણા, સવારે પોણોસોક માણસ વચ્ચે ત્રણ અજાણ્યા ચારણ જુવાનોને મકરાણીના લીલા સાફા બંધાવી અમે બેસારી દીધા, અને કહ્યું કે 'આમાંથી ચારણને ઓળખી કાઢો !' બધા સામું જોઈ એક પછી એક ત્રણેનાં કાંડાં ઝાલી એમણે ઊભા કર્યા.

એ કહેતા કે, 'સાચા ચારણનો અવાજ અને એમની ખમીરભરી ઘરાણેલ મીઠી આંખ્યુંને હું ઓળખી લઉં છું.'

×

એ કહેતા કે કોઈ કવિ જ્યારે ભજન સુધી પહોંચે છે ત્યારે એના આત્માને શાંતિ થાય છે, એમ જ એમણે છેવટ સંતોના ઘરમાં પ્રવેશ કરેલ. દાનો ભગત, દેવો ભગત, જલો ભગત, ગેબીનાથ ગોરખ, રવિસાહેબ, મોરારસાહેબ, આપો ગીગો, વેલો બાવો, જેસલ તોળલ, દેવ તણખી, દેવાત પંડિત, ભીમદાસ ( દાસી જીવણ ), સગાળશા શેઠ, જમિયલશા પીર, ચારણ દેવીઓ, નાગબાઈ, કામબાઈ, કાગબાઇ, વરુડી, શેણબાઈ એમનાં આંગણા જોઇ એણે આપણને તે તરફ આંગળી ચીંધી.

ભજન એ જ એમના જીવનનો છેલ્લો વિષય બની ગયો હતો. એ ભજનોના આજ દિવસ સુધી સાધુ સંતોએ અર્થ નહોતા કર્યા એવા સાચા અર્થો એમની કલમમાંથી અને રૂંવાડે રૂંવાડે નીતરવા લાગેલા. મને તો થોડા મહિનાઓમાં એ સાવ અબધૂત ભરત યોગી જેવાજ લાગવા માંડેલા. રાજકોટ છેલ્લા સાહિત્ય સંમેલનમાં એક રાતે અમે ધીરે ધીરે ભજન બોલતા હતા. ઓચિંતા એમણે એવડો મોટો અવાજ કાઢયો કે બરાબર માઇલ માઈલ એના પડછંદા વાગ્યા. આ ભજન—

પત્થર પૂજ્યે હરિ મળે તો
પૂજું મોટા પા'ડજી
એ પત્થરમાં સાચ હોય તો
ઘડનારાને ખાય,
મનસા માલણી હો જી રે
ગોરખ જાગતા નર સેવ.

બીજું:—

રામજીને બનાયો પવન ચરખો
ચરખો નઈં સહુ સરખો

# માનવતાના મંદિરે સના પડઘા

### સોપાન

એમનાં ગુણગાન કરતાં કલમ થાકે એમ નથી, ઘણું ઘણું કહ્યા—લખ્યા પછી પણ જીવને જંપ વળે એમ નથી. એમ થયા જ કરે છે કે, હજી આ રહી ગયું...તે રહી ગયું !

સ્વ૦ મેઘાણીનું વ્યક્તિત્વ આવું અસાધારણ હશે એવું ભાન તો જાણે એમના મૃત્યુથી જ સૌને થયું. આનો અર્થ એ નથી કે ગુજરાતે જીવતાં એમની કદર નથી કરી.

ગુજરાતે એમની કદર કરી છે; અને સ્વ૦ મેઘાણીનાં વચનોને પ્રમાણરૂપ સ્વીકારીએ તો એમણે અનેક વાર કહ્યુ છેઃ 'હું આપું છું તેને હજારગણું કરી ને ગુજરાત સત્કારે છે. ગુજરાત બેકદર છે એમ કોઈ કહેશો નહિ, યોગ્યતા કરતાં યે વધુ કદર કરે છે.' બીજાંઓને માટે ગમે તે હોય, સ્વ૦ મેઘાણીની ગુજરાતે દિલ ભરીને કદર કરી છે. એમનાં પુસ્તકો હોંશે હોંશે અને હજારોની સંખ્યામાં ગુજરાતે વાંચ્યાં છે અને વસાવ્યાં છે. જ્યાં તેઓ ગયા ત્યાં તેમની આસપાસ ટોળાંઓ રચાયાં છે. જ્યાં એમની વાણી કે કંઠ વહેતા મુકાયા છે ત્યાં સભાખંડોની દીવાલો ભિંસાઈ ગઈ છે. એમને સાંભળવા હંમેશાં લોકોનો મહેરામણ ઊમટ્યો છે, એમને જોવા માટે હજારો યુવકો, યુવતીઓ, બાળકો, વૃદ્ધો પાગલ બન્યા છે. મેઘાણીએ ગુજરાતનું દિલ જીતી લીધું હતું તેના એક નહિ, અગણિત પ્રસંગો આંખ સામે આજે તરવરે છે.

લડત શરૂ થવાને હજી વાર હતી. પ્રચાર અર્થે અમે ગામડાંઓ ઘૂમતા હતા. ઉત્સાહ હતો અને કંઈક બોલતાં ય આવડતું એટલે હું યે સભા 'ગજાવતો.' એ દિવસોમાં મેઘાણીનું જાદૂ લોકો ઉપર કેવું છે તે મેં પહેલવહેલું જોયું. 'કંકુ ઘોળજોજી'ની પ્રણવાન શબ્દાવલિ ત્યારે હજી ગોઠવાતી હતી, એમની લાલ લાલ આંખો યુદ્ધની પ્રેરણા આપતી હતી. તા. ૬ઠ્ઠી એપ્રિલે મેં થોડાક 'પોકારો' તૈયાર કર્યા. 'રણભેરી આ વાગે ક્યાં ? ધોલેરા ! ધોલેરા !' કૂદીકૂદીને હું ગાતો હતો. હજારો ઝીલતા હતા. મેઘાણીભાઈએ જાહેર સભામાં મને નામ આપ્યુંઃ "યુદ્ધકવિ" હું ફૂલાયો હતો. કવિતામાં હું કશું સમજતો નહોતો. બીજાઓને બિરદાવવાનો, મોટા બનાવવાનો, માન આપવાનો મેઘાણીભાઈનો સ્વભાવ હતો. એમની આ નમ્રતા, જેને હું મહત્તા કહું છું, તે કારણે અમે સૌ એમના ઉપર મુગ્ધ બની ગયા હતા. એમનાં ગીતો ગાતાં આવડે કે ન આવડે, અમે મસ્તી અનુભવતા ગાતા હતા. ગામડે ગામડે એ ગીતોએ નવચેતનાનાં પૂર રેલાવ્યાં હતાં.

અનેક પ્રસંગોએ મેં જોયું છે, તેઓ જે માનતા તે નિર્ભય રીતે લખતા. તેઓ ખુશ થતા ત્યારે બારે મેઘ વરસતા અને નાખુશ થતા ત્યારે ઝંઝાવાત જાગી ઊઠતા; પરંતુ એમની સચ્ચાઈમાં કદી યે ઊણપ આવતી નહિ. એમને નજીકથી જોનાર જાણતાં કે, એમણે કોઈનું બૂરું કરવાનો વિચાર સુદ્ધાં કદી કર્યો નથી. એમની કલમ આરંભથી અંત સુધી પવિત્ર રહી છે, રાગદ્વેષથી કદી જ ખરડાઈ નથી. એમના માટે ગેરસમજો થતી, કોના માટે નથી થતી ? પરંતુ જ્યારે નજીક આવવાનું બનતું ત્યારે એ ગેરસમજોનાં ઝાળાંઓ એક ક્ષણમાં દૂર થઈ જતાં. એમની સચ્ચાઈ અને નમ્રતા એમને હજારોના મિત્ર બનાવતી હતી.

પણ આ બધું સંભાર્યા કરવાનો શો અર્થ છે ? કોને શંકા છે એમની સચ્ચાઈ વિષે, નમ્રતા વિષે, માનવતા વિષે ? ગુજરાત આજે રડે છે તેનું રહસ્ય પણ એ સિવાય બીજું કયું છે ? એમની સર્વતોમુખી પ્રતિભાનું અજવાળું હવે બંધ થશે તેનું દુઃખ ઓછું નથી; પરંતુ હજારો હૈયાં આજે આંસુ સારે છે તે તો જીવનનાં માધુર્ય જેવી એમની મૈત્રી લૂંટાઈ ગઈ એટલે જ. આ દુનિયામાં અમર તો કોણ રહ્યું છે ? પ્રતિભાવંતો પણ સલામ કરીને ચાલ્યા ગયા છે. પ્રકાશ દૂર થતાં અંધકારના અનુભવે માનવજાતે દુઃખ પણ પોકાર્યું છે, પરંતુ અંતરનો ઊંડો જખમ તો સ્વજનના ચિરવિયોગે જ પેદા થાય છે. મેઘાણીભાઈ મેંકડો અને હજારના સ્વજન હતા. એમની સાહિત્યોપાસના અને સ્નેહસંબંધો



ઝવેરચંદભાઈનું કામણ માત્ર એમના અંગત પરિચયમાં આવેલા માણસો ઉપર જ હતું એમ નથી. લોકહૃદય ઉપરનું એમનું કામણ પણ એટલું જ ગાઢ હતું. યાદ આવે છે મુંબઇ યુનિવર્સિટીના કોન્વોકેશન હૉલમાં થયેલી એમની વ્યાખ્યાનમાળા વખતે જામેલી પ્રચંડ લોકભીડની. કોઇ સાહિત્યકારને કોઈ સંસ્કાર-સ્વામીને સાંભળવા આટલી તાલાવેલી હિન્દમાં ક્યાંય પણ પ્રજાએ દર્શાવી હોય એવો ખ્યાલ નથી.

સાચી કવિતા માટેની જીવનરસથી ભરપૂર કલા-રસની લોકતૃષા એ બરાબર સમજતા, અને એ તૃષાને સંતોષવામાં એ પરમ તૃપ્તિ અનુભવતા. જનતા પાસે ગમે તેવી મોટી સભાઓમાં બોલવાની અને ગાવાની તથા જનતાને મંત્રમુગ્ધ કરવાની કળા છેક ૧૯૨૫-૨૬ થી ચાલુ રહેલા એમના સતત અનુભવને લીધે એમની પાસે દાસી બનીને બેઠી હતી; છતાં પ્રજા પાસે જતાં પહેલાં એ હમેશાં તૈયારી કરતા. યુનિવર્સિટી વ્યખ્યા-નોની અગાઉ ડૉ. ભાનુભાઈ (શુકલ)ને ત્યાં આ માટેની તૈયારી કરતા, દુહાઓ ગીતોને વ. ને ગળામાં અને સ્મૃતિમાં ફરી પાછા ઘૂંટી જોતા મેં એમને જોયા છે.

પ્રિય પાત્રને મળવા જતી વખતે માણસ કેવી તૈયારી કરે છે ! જેને માટે સ્નેહ હોય છે તેને નિજનું સર્વોત્તમ આપવાની ઝંખના અને પ્રયત્ન હરેકને હોય છે. જનતા માટે મેઘાણીભાઇને એવો જ સ્નેહ હતો. ગમે તેમ તૈયારી વિના શ્રોતાવર્ગ સમક્ષ લઘરાઈથી બે વાતો આમ ફેંકી ચાર વાતો આમ ફેંકીને ચાલ્યા —એ વાત એમને કદી કબૂલ નહોતી. "લોકો શું સમજે ?" એવો જનતા વિષેનો હીન ખ્યાલ એમના મનમાં કદી ડોકાતો નહિ. જનતા માટે એમને આદર હતો, પ્રેમ હતો અને જનતાના હૃદયમાં પણ એમને માટે ખૂબ પ્રેમ ભરેલો છે.

કલાકારો સામાન્ય રીતે પોતામાં જ મસ્ત રહેતા મનાય છે. પોતાની ઇચ્છાઓ, પોતાની રુચિઓ, પોતાના શોખો પોષાય—પછી બીજા કોઈનું શું થાય છે એ પરવા એમને ન હોવી જોઇએ એવો ખ્યાલ કેટલાકના મનમાં હોય છે. કલાકાર કે કવિ વિષેના આવા કોઇ ઘમંડી કે તરંગી ખ્યાલને એમનું મન સંઘરી શકતું જ નહોતું. એ મસ્ત હતા, એમનામાં ખુમારી હતી પણ બીજાને ઉવેખવાની બેપરવાહી એમનામાં નહોતી.

એ ખૂબ Considerate હતા, સામા માણસને ન દુભવવાનો તથા એની ઝીણામાં ઝીણી રસરુચિઓનો ખ્યાલ રાખનાર હતા. એમના ઉપર કાતિલ ઘા કરનારાઓ, કૃતઘ્નો અને બેવફા મિત્રો ઉપર પણ એ કોઇ દિવસ હીન પ્રહાર કરતા નહિ, અને બેવફા-ઇઓના જખમો ભૂલી ફરીથી એમને ભેટવા તૈયાર રહેતા. એ વસ્તુનાં અધિક ઉદાહરણો હું જાણું છું. તીવ્ર સંવેદના અનુભવતું, નાનામાં નાના પ્રવાહથી પણ કંપાયમાન થતા અતિ સૂક્ષ્મ યંત્ર જેવું એમનું હૈયું હતું. એટલે ઉપહાસો અને બેવફાઇઓ, નિંદાઓ અને છલનાઓથી એ ભારે વેદના અનુભવતા, પરંતુ એ વેદના એમના દિલના ઔદાર્યને, સરસતા અને સ્નેહાળતાને જરાયે શોષી શકતા નહીં.

પોતાના ઉપર ઘા કરનારાઓના ઘા ભૂલી જઇને એમને ભેટનાર મેઘાણીભાઈ પોતાનાં સ્વજનોની જે દરકાર રાખતા, જે રીતે એમને માથે સ્નેહ વર્ષાવતા એ રીત તો જીવનના કોઈ પરમ કલાકાર પાસે જ હોય છે. એ એક વર્ષ ઉપર પોતાની ભત્રીજી નીમુ-બેનનાં (શ્રી. લાભચંદ મેઘાણીના બેનનાં) લગ્ન કરવા એ મુંબઇ આવ્યા હતા ત્યારે એમના દશેક વર્ષના પુત્ર બંટુને પણ સાથે લાવેલા. અમે લોકો રાત્રે કાં તો મારે ઘેર અથવા તો લાભુભાઇને ઘેર મળતા, ખૂબ વાતો કરતા, ગાતા, જમતા, વાતો કરતાં મોડું થઈ જતું. આખા દિવસના થાકેલા બંટુને વહેલી ઊંઘ આવતી. એ સૂઇ જાય તે પહેલાં માતા કરતાં ય વધારે ચીવટથી બંટુને પેશાબપાણી જે કંઇ કરવું હોય તે કરાવી લેતા. એને સારી રીતે સૂવડી દેતા અને મારે ઘેરથી લાભુભાઇને ત્યાં કે લાભુભાઇને ત્યાંથી મારે ત્યાં પોતાને સૂવા રહેવા આવવું હોય તો ઊંઘેલા

# ઊર્મિનો અણખૂટ મહેરામણ

## દિલીપ કોઠારી

મૃત્યુને સૌથી વધારે દ્વેષ કોઇ ઉપર હોય તો તે સ્નેહ ઉપર લાગે છે. એમ ન હોત તો સેંકડો હૈયામાં સ્નેહનું આવું વિપુલ વાવેતર કરનાર મેઘાણીભાઇને આ રીતે ચૂપચાપ, છેતરપિંડીથી કોઇને ખબર પડવા દીધા વિના એ ઉઠાવી ન જાત. એને ડર હશે કે મૃત્યુના આગમનની ગંધ સરખી આવી જતાં એમને ચાહનારાં અનેક સ્વજનો એનો માર્ગ રૂંધવા આડાં ઊભશે, સ્નેહબળે મથશે. એટલે જ, કોઇને ખબર પડવા દીધા વિના ગુપચુપ છાપો મારી મેઘાણીભાઇને એ ઉઠાવી ગયું.

મૃત્યુની ચાલબાજી સફળ નથી થઈ. મેઘાણીભાઇને એ ઉઠાવી ગયું છે પણ એમણે હૈયે હૈયે વાવેલી સ્નેહની કૂંજોના એ નાશ કરી શકે એમ નથી. મેઘાણીભાઇના સર્જન અને સુવાસને એ આંગળી પણ અડકાડી શકશે નહીં.

સાહિત્યક્ષેત્રે આટલું બધું, ધોધમાર વરસવા છતાં આટલાં બધાં માણસો ઉપર આટલો ઊંડો પ્રેમ કઇ રીતે એ વરસાવી શકયા હશે ? એમનું હૃદય, એમનું ઊર્મિધન કેટલું વિપુલ હશે ? સ્નેહ કરવા માટે માણસે ખૂબ પ્રાણશક્તિ ખરચવી પડે છે, જાતને ઘસી નાખવી પડે છે. રવીન્દ્રનાથે "ચિત્રાંગદા" નાટકમાં ચિત્રાને મોંએ બોલાવ્યું છે તે પ્રમાણે it takes the labour of a life-time to make one's true self known and honoured–પોતાના સાચા સ્વરૂપને ઓળખાવવામાં અને પ્રેમ તથા આદર પામવા માટે તો માણસને આયુષ્યભર સાધના કરવી પડે છે. સરસ્વતીની આટઆટલી ઉપાસના કરવા છતાં સ્નેહની આટલી લીલી કુંજાર કુંજો એ જ્યાં ગયા ત્યાં પ્રગટાવી શકયા એ એક અજબ વસ્તુ છે.

માધુર્ય, ગરવાપણું, સામા માણસને સમજવા, પહોંચવા, પામવા અને એના હૃદયના ઊંડા ઊંડા તંતુઓને સ્પર્શવાની કોઈ અજબ, સ્વાભાવિક કળા મેઘાણીભાઈમાં હતી. જેટલું લેતા એથી અનેકગણું એ આપતા. કૃતજ્ઞતાના તો એ મહેરામણ હતા.

૧૯૩૩માં ઉત્તર હિંદના પ્રવાસે હું ગયો હતો ત્યારે શાન્તિનિકેતનથી રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્યોનો "સંચયિતા" નામનો સંગ્રહ મેં એમને મોકલ્યો હતો અને એમાં એ (મેઘાણીભાઈ) આ કાવ્યોનો અનુવાદ કરે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી. ત્રણ વર્ષ ઉપર એમણે જ્યારે આ કાવ્યોનો અનુવાદ શરૂ કર્યો ત્યારે એ વિષે એમણે મને લખ્યું એટલું જ નહિ, પણ "નવવર્ષા" જેવા નિતાન્ત સુંદર અનુવાદની હસ્તપ્રત મને તરત જ જોવા મોકલી. સુંદર મરોડદાર હસ્તાક્ષરવાળી એ હસ્તપ્રત હજુ મારી નજર સમક્ષ તરે છે. "રવીન્દ્રવીણા"ના આમુખમાં પણ મેં એમને "સંચયિતા" મોકલેલી અને એ અનુવાદ કરે એવી ઇચ્છા પ્રદર્શિત કરેલી એનો ઉલ્લેખ પ્રેમપૂર્વક એમણે કર્યો છે. નાનામાં નાની વસ્તુ, સૂચના કે સહાય કોઈએ પણ એમને આપી હોય તો તેનો ઉપકાર એ પ્રેમથી, મુક્તકંઠે ગાતા. એમનાં લખાણોમાં આ પ્રકારની આભારવશતા અને કોઇની પણ વસ્તુ જરા પણ રાખી ન લેવાની વૃત્તિનાં ઠેર ઠેર દર્શન થાય છે.

મનુષ્યનાં હૃદયને જીતી લેવાની એમની આ કળાને લીધે જ એ લોકસાહિત્યનું આવું વિરાટ કામ કરી શકયા હતા. માણસોનાં હૃદયપાટો ઉઘાડી, એમના બીડાયેલા કંઠ અને જબાનો પરનાં સંકોચનાં તાળાં હઠાવી કથાઓ, ગીતો, વાતો વ૦ નો આટલો જબ્બર સંચય કરનાર માણસમાં માત્ર પરિશ્રમ સહન કરવાની શક્તિ, ધૂળે દટાયેલાં ગામડાંઓમાં એકલા રખડી શકવાની ખંડતલતા, લોકસાહિત્ય માટેની તીવ્ર લગની અને સોનું તથા પિત્તળ પારખવાની સંશોધક દૃષ્ટિ જ હતી એમ ન્હોતું; મનુષ્યહૃદયને જીતવાની એમની અનોખી કળાનો પણ એ કાર્યની સફળતામાં ઓછો ફાળો ન હતો. વિવિધ પ્રકારના સ્વભાવ, વિચિત્રતાઓ, પૂર્વગ્રહો, ભયો, વ. થી ભરપૂર ભડકી ઊઠે એવા માણસોનાં દિલ ખોલાવવાનું કામ કેવી ચતુરસુજાણ સહાનુભૂતિથી એમણે કર્યું હશે એ વિચારવા જેવું છે.

# સૌજન્યમૂર્તિ મેઘાણીભાઈ

પીતાંબર પટેલ

મેઘાણીભાઈ કવિ હતા, વાર્તાકાર હતા, વિવેચક હતા, શાયર હતા...પણ એથી યે મોટા તે માનવપ્રેમી હતા. તેમને માણસજાત માટે ઉત્કટ પ્રેમ હતો. માણસાઈ સાથે મહોબ્બત હતી. એમના સર્જનમાં જે જીવંતતા આવે છે, જે વાસ્તવિકતા આવે છે અને જે વેધકતા આવે છે તેનું મૂળ તેમના લોકપ્રેમમાં છૂપાયેલું છે. સામાન્ય લોકોમાં પણ તે હળતાભળતા. જ્યાં ને ત્યાં માણસાઈ શોધતા, લોકો માટેની તેમની સહાનુભૂતિ જ તેમની પાસે લોક-સાહિત્ય લખવા પ્રેરતી. છેલ્લા બે દાયકામાં મેઘાણી-ભાઈ જેવો લોકપ્રેમી કવિ કોઈ થયો નથી. તેમના સર્જનમાં, તેમનાં ભાષણોમાં કે તેમનાં ગીતોમાં ક્યાંય લોકોનો અનાદર થયો નહિ દેખાય. તેમના હૈયામાં આમજનતા માટેનો પ્રેમ છલકાતો હતો. એ સ્વભાવે પણ નમ્ર, વિનમ્ર હતા. તેમની સુજનતા કદી તિરસ્કાર કરી શકતી નહિ. એ સૌની સાથે સૌજન્યભર્યો વર્તાવ કરતા, નાના, ઊગતા લેખકો માટે તો એ સૌજન્યમૂર્તિ બની ગયા હતા. એથી જ સૌ કોઇ વિના સંકોચે તેમની પાસે પહોંચી જતા.

તેમની ખ્યાતિ ઘણી હતી. ગુજરાતમાં તો સમર્થ લેખક તરીકે તેમણે આદર પ્રાપ્ત કર્યો હતો. છતાં તેમનામાં કદી એ વસ્તુનું ગુમાન આવ્યું ન હતું. હું તો મોટો શાયર! હું લખું તે લેખ! હું આપું તે જ સાહિત્ય! હું કહું તે સાચું વિવેચન! આવો ભાવ, આવું ભાન તેમને કદી થયું નહતું. એટલું જ નહિ પરંતુ તે સમયે જાગૃત રહેતા, વિવેચકો શું કહે છે તે જાણવા આતુર રહેતા તેમ વાચકોનો અભિપ્રાય પણ ગંભીરતાથી વિચારતા. તેમના વિરુદ્ધ કંઇ લખ્યું હોય તોયે તે વિરોધ કરનારનો અનાદર કરતા નહિ. ઊલટું તેની દલીલો સમજવા સભાન પ્રયત્ન કરતા. એવો તેમનો ગુણગ્રાહી સ્વભાવ હતો. મેં એકાદ વર્ષ પહેલાં પ્રતિમામાં તેમની ખૂબ જ વખણાયેલી નવલ-કથા 'તુલસીક્યારો' વિરુદ્ધ લેખ લખેલો. મેં તેમાં દષ્ટાંતો ટાંકી સાબિત કરવા પ્રયત્ન કરેલો કે એનું પાત્રાલેખન નબળું છે. કેટલાક પ્રસંગો અપ્રતીતિકર છે. એ લેખ વાંચ્યા પછી મેઘાણીભાઇએ મને પત્ર લખેલો. તેનું એક જ વાક્ય તેમના સૌજન્યને અને તેમની પ્રતિભાને સમજવા માટે પૂરતું છે. તેમણે લખેલું: સામાન્ય વાચકની વિવેચનાયે મારા જેવા માણસને તો વિચારવા પાત્ર થઈ પડે છે.

તેમને વખાણ જ ગમતાં એમ નહિ, ટીકા ય ગમતી, અને ક્યારેક તો તે મુક્તમને તેની ચર્ચા ય કરતા. આ રીતે તે ટીકાકારોને વિશ્વાસમાં લેતા. જેને જે કહેવું હોય તે, જે સાચું લાગે તે કહ્યા કરતા. આથી જાગરુકતામાંથી જ તેમણે સર્જન સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. તેમની સાહિત્ય કૃતિઓ લોકોને ખૂબ ગમે છે તેનું કારણ પણ આ જ છે. તેમની પાસે લોકનાડ આવી ગઇ હતી. અનેક લોકોના સંપર્ક પાડી તેમને લોકરુચિનો ખ્યાલ આવી ગયો હતો. તે તેમના સર્જનમાં લોકહૃદયનો પડઘો પાડતા. તે અનેક લોકોનો, વાચકોનો પ્રેમ સંપાદન કરી શક્યા હતા તેનું કારણ તેમની સુજનતા છે. આટલા જ માટે તેમને સૌજન્યમૂર્તિ કહેવા વધુ યથાર્થ છે.

મેઘાણીભાઈએ તો અંગ્રેજી ફિલ્મચિત્રોની વાર્તાઓ પરથી ગુજરાતીમાં રૂપાંતર કરી 'પ્રતિમાઓ' અને 'પલકારા' નામના બે વાર્તાસંગ્રહો પણ કર્યા છે. તેમને સીનેવાર્તાનો ખ્યાલ હતો. ફિલ્મવાર્તાના કલેવરને, તેના આયોજનને તે બરાબર પિછાનતા હતા. તો તે ફિલ્મવાર્તા જ કાં ન લખે? આવા મુનશીઓ જો એકાદ વાર્તાના પાંચદસ્હજાર લઈ જાય તો મેઘાણીભાઈ જેવા કેમ ન કમાય? એક તો લોકોને સારી વાર્તા મળે અને લેખક એ પૈસાને લીધે દોડધામ મૂકી સર્જન પાછળ સારો સમય આપી શકે, મેઘાણી જેવા એ તો સીનેવાર્તા લખવી જ જોઇએ! અને મેં એક વાર ખુદ મેઘાણીભાઈને જ એ પ્રશ્ન કર્યો. અમદાવાદ લેખકમિલન પ્રસંગે તે મળી ગયા. વાત કહેવાની તક મળતાં મારા મનમાં જે વાત રમ્યા કરતી હતી તે નીકળી ગઈ.





બંટુને ઊંચકી એ સૂવાને સ્થળે લઈ જતા. સૂઈ ગયેલા બંટુને પણ પોતે જ્યાં સૂવાના હતા તેથી અન્ય સ્થળે—જ્યાં પોતે સ્વગૃહ માનતા હતા તેવા અન્ય સ્થળે—પણ મૂકતા ન હતા. "રાતમાં કદાચ જાગે તો તમને તકલીફ થાય, એને ફાળ પડે" એમ એ કહેતા.

બંટુને લઈ શ્રી રતિલાલ ઝાટકીઆની ગાડીમાં મેઘાણીભાઈ, માણેક (શ્રી. કરસનદાસ માણેક) અને હું કોલાબાના રેકલેમેશન ગ્રાઉન્ડ પરની સાગરપાળે ફરવા ગયેલા એ દૃશ્ય આબેહૂબ નજર સામે તરે છે. દરિયા વિષે દૂર દેખાતી મલબાર હિલ વિષે, આસપાસની સર્વ વસ્તુઓ વિષે બંટુને પ્રેમ અને ચીવટથી સમજણ આપતા, વચમાં વચમાં અમારી સાથે અનેક અવનવી વાતો કરતા એ જાણે હજુયે મને સંભળાય છે. કિનારા પર અમે ગયા ત્યારે કોઈ લાંબી દોરી અને અંકોડાથી મચ્છી પકડતું હતું. કઇ રીતે મચ્છી પકડાય છે એની વિગત બંટુને એમણે સમજાવી હતી અને પાછા ફરતાં અમે નાળિયેરનું પાણી પીધું હતું. છોકરાઓને એમની મેળે મોટા થવા દેતા, એમની સાથે જરા પણ મૈત્રી ન કેળવતા દુનિયાનું હિત અને દુનિયાના પ્રશ્નમાં ડૂબી ઘરનાંઓની અંતર ઉપેક્ષા કરતા Public manલોકનેતા કે સંસ્કારનેતા જેવા એ ન્હોતા, કલાકાર હતા, સંશોધક વિદ્વાન હતા, ગુજરાત–જીવનના એક અતિ લોકપ્રિય સંસ્કાર–સ્તંભ હતા છતાં કલા કે સાહિત્ય સંશોધન કે વિદ્યા, જાહેર જીવન કે લોકપ્રિયતા કોઇ ચીજે એમના પ્રેમને એમની માણસાઈના શતશત શિખાએ સદૈવ પ્રજ્વલિત રહેતા પ્રદીપને ક્ષણભર પણ ઝાંખો નહોતો કર્યો. અજબ પ્રેમી હતા એ તો!

એમની વાતો અને એમનાં સ્મરણોની પરંપરા તો ન ખૂટે એવી છે. મનમાં એ ચિત્ર અને શબ્દો ફરીફરીને ઊભા થાય છે અને શોક, સ્નેહ અને ભક્તિની ભઠ્ઠીમાં જલાવે છે. કલાકાર અને માનવી—બંને દૃષ્ટિએ આટલી સમૃદ્ધ વ્યક્તિ બહુરત્ન વસુંધરાએ પણ બહુ ઓછી પકવી હશે. ('પ્રવાસી'માંથી ટૂંકાવેલું)



# અટૂલો પ્રવાસી

રવિશંકર મ. રાવળ

કોઈ ચોક્કસ સાલ યાદ રહી નથી પણ સૌરાષ્ટ્ર-કાર્યાલયની મુલાકાત માટે અમૃતલાલભાઈએ મને અનેક વાર કહેલું. મેઘાણીભાઈને નામે પણ આગ્રહ કરેલો. હું દમનો દરદી, એટલે કોઇને ઘેર રાત રહેવાનું અગવડરૂપ થતું. સ્વજન જેવું હોય ત્યાં જ મુકામ ફાવે. રાતની મુસાફરી તો મારે માટે અશક્ય હતી એટલે ભાવનગરથી અમદાવાદ આવતાં એક વાર બપોરની મેઇલમાં રાણપુર ઊતરી ગયો. સાથે મારાં બેન નર્મદાબેન હતાં. સૌરાષ્ટ્રકાર્યાલયને દરવાજે જઈ ખબર આપ્યા કે તુરત મેઘાણીભાઇ જ સામા આવ્યા. જૂના સંબંધી હોઈએ એવા ઊમળકે મળ્યા અને બેન અને સામાન સાથે માણસને મોકલી સૂચના આપી કે આપણે ઘેર લઈ જાઓ.

હું કાર્યાલયમાં બેઠો. અહીં કકલભાઈ બિરાજે છે. પેલા ખંડમાં અમૃતલાલભાઈનું ટેબલ છે અને હું આ ટેબલ પર છું. વ્યવસ્થાપકોની પણ પિછાન કરાવી. બધે ઉમંગ, શાંતિ ઉત્સાહ અને સાદાઈનું વાતાવરણ જોયું. વેલો અને થોડાં ફૂલઝાડથી ઉભરાઈ આવતો નાનો બગીચો, લાંબા એક ઢાળિયામાં વિનય અને અદાથી કામ કરતાં માણસો એક મોટા કુટુંબવિસ્તારનો ખ્યાલ આપતા હતા. કારખાનાના જીવનમાં એકેએક મધુર સ્વપ્નું લાગતું હતું આજે કદાચ એવું ક્યાંઇ નહિ જડે.

રાત્રે હું જમતાં પણ બીતો કે રખે દમને ઉત્તેજન મળે. પણ અમૃતલાલભાઈને ત્યાં મહેમાન માટે દૂધ પૂરીશાક થઈ ગયાં હતાં એટલે ભૂતના ઓછાયા નીચે થોડું પણ ખાવું પડ્યું. સૂવાનું મેઘાણીભાઇની પરસાળમાં રાખ્યું હતું. રાત જરા ખરાબ જવાનો ભણકાર હતો છતાં ગમે તે કારણે મેઘાણીભાઈની સાથે વાત કરતાં આંખ મળી ગઈ, કે હવે વહેલું પડજો સવાર.

મેઘાણીભાઈએ તો રાત્રે પ્રેસમાં જઈને છેલ્લાં ફોર્મનું કામ કરેલું અને પત્ર પૂરું કર્યું હતું. એટલે સવારમાં ઊઠતાં જ મારી ખબર લેવા ઊભા જ હતા. અને જણાવી દીધું કે તે દિવસે હું તેમનો જ સુવાંગ મેમાન હતો. રાણપુરની હવાના આશીર્વાદે હું સરસ ઊંઘ લઈ સ્ફૂર્તિમાં આવી ગયો હતો, એટલે મેં જૂનો કિલ્લો જોવાની દરખાસ્ત મૂકી. મને ક્યાંથી એ પુરાણાં સ્થાનો જોવાનો શોખ ઘણા વખતથી લાગ્યો હતો. કદાચ મેઘાણીભાઈની વાતોનો એ પડઘો હોય. હું અને મેઘાણીભાઇ રાણપુરના એ ખંડેર-કિલ્લામાં સાથે ફર્યા, વાતો કરી. મારા ઉત્સાહી સૂચનો પર તે ઉત્તેજનવાળી વર્શાવતા. મને લાગે છે કે તે દિવસથી અમે એકબીજાને સમજી ગયા હતા. એ સમયનો અમારો એક ફોટોગ્રાફ પણ છે. રાણપુરના એ જુના કિલ્લાની મેં છબીઓ લીધી તે પણ પહેલી જ વારની હતી. એકાદ ક્યાંક પ્રસિદ્ધ પણ થઈ છે.

જમવાટાણે ઘેર આવ્યા ત્યારે દમયંતીબેને ખૂબ ભાવથી મીઠું ભોજન તૈયાર કરી રાખ્યું હતું. નાનો મહેન્દ્ર હાથમાં રમાડવા જેવડો હતો. જાહેર પરિચિતો મટી અમે તે દિવસે સ્વજનો બન્યા. પછી તો એમની મુંબઇ કે અમદાવાદની રપેટીઓમાં એક રાત તો મારા શહેરમાંના બજિવાની પોળના મકાનના મેડા ઉપર તેમનો ડાયરો થતો જ. સ્ટેશનથી સીધા ગમે તે સમયે મોટી બગલથેલી ચડાવી આવતા મેઘાણીભાઈનું અમદાવાદનું મથક જ ત્યાં રહેતું. એ મેડો નસીબદાર હતો. કુમારનું ત્યાં મંડાણ થયું. અને ગુજરાતના કૈંક મહાપુરુષો, વિદ્વાનો, કવિઓ, સાક્ષરો, પરદેશના પનોતા અતિથિઓ અને કળાકારોએ તેમની પદરજથી મારા ઘર અને કુટુંબ ઉપર આશીર્વાદ પાથર્યા છે—એમાં મેઘાણીભાઈ તો શિર મોડ રહ્યા હતા.

એમણે એની કથનકળા અને જાહેર ગીત વ્યાખ્યાન પહેલવહેલું સર ચીનીભાઈને ઘેર એક રાત્રે નજરાવ્યું. ત્યારથી તેમની પ્રતિભાનો હું દાસ બની ગયો. એમનો ગીતરણકાર જનતાને જગાડી નવી ભાવનાલહરીઓમાં તરબોળ કરવા લાગ્યો અને લોકો





'મેઘાણીભાઇ! તમે ફિલ્મચિત્ર માટે વાર્તા કાં ન લખો?'

'મેં વાર્તાઓ લખી જ છે ને જેને તેની ફિલ્મ ઉતારવી હોય તે ઉતારી શકે છે. હું પણ માનું છું કે મારી કેટલીક કૃતિઓ પડદા પર સારી પેઠે ચાલી શકે તેમ છે.'

'તો પછી એનો કેમ વિચાર કરતા નથી?'

'એક બે જગ્યાએથી વાત થયેલી. હમણાં જ અપરાધીનું નક્કી થયું. પણ હું તો તમારા એ સીનેમાવાળાઓથી ડરું છું. એ લોકો કલાકૃતિના જે હાલ કરે છે તે મારાથી જોયા જતા નથી, મારાં પાત્રોને એ મચડી નાખે, ફેરવી નાખે કે બગાડી નાખે તો મને ન ગમે. અંગ્રેજી ચિત્રોવાળા મહેનત કરી વાર્તાને અશેષ રીતે ભક્ષે છે તેવું કંઇ કરી બતાવે તો હોંસે હોંસે વાર્તા આપું. બાકી મારાં પાત્રોની વિકૃતિ પડદા પર રજૂ થાય તે મારાથી કેમ જોઇ જાય?'

'આપ કહો છો તે ભયસ્થાન તો છે જ. અને દિગ્દર્શકો તેમની બીન આવડત ઢાંકવા માટે અગાઉથી જ કહે છે કે નવલકથા પડદા પર ન ચાલે. હું આપને કહું છું તે નવલકથા માટે નહિ ફિલ્મ માટે સ્વતંત્ર – વાર્તા કેમ ન લખો? મને લાગે છે, તમે એ કામ સુંદર રીતે કરી શકશો.'

'મને તો નવલકથા અને ફિલ્મવાર્તા એવા ભેદ પાડવા જ ગમતા નથી. નવલકથા કેમ ફિલ્મવાર્તા ન બની શકે? મને તો કોણ જાણે કેમ પણ એવો કોઇ અભરખો ય નથી.

'પણ લેભાગુ વાર્તાકારો એકાદ વાર્તાના પાંચ હજાર લઇ જાય છે તો તમારા જેવા કેમ ન કમાય? તો તમે સાહિત્યસર્જન પણ સ્વસ્થતાથી કરી શકો.'

'હું એવું માનતો નથી. અને મારે હજાર પાછળ જ ભમવું હોત તો આ રીતે લેખન વ્યવસાયમાં જ ન પડત. આ તો શોખનો વિષય છે. ફિલ્મવાળા ભલેને પાંચહજાર આપે, એ મૂલ્યો જ ખોટાં છે. હું તો ઊલટો કોઇ લેખકને બે પૈસા વધારે મળતા હોય તો હરખાઉં છું. લેખકને પાંચહજાર આપતા હોય તો યે હું કહું છું કે એ ઘણી ઓછી રકમ છે, નટનટીને જો લાખ જેટલા આપી શકાય તો લેખકને કેમ નહિ? હોલીવુડવાળાઓ લેખકની કિંમત સમજે છે તેવું આપણે ત્યાં નથી.'

'આપ કહો છો તે સાચું છે. પણ એમાં જો કદી ય સુધારો થવાનો હશે તો તે તમારા જેવા સારા વાર્તાકારોના આગમનથી. તમારા જેવા એ ક્ષેત્રમાં આવે તો બીજા લેખકોની પણ માગ વધે.

'તમે કહો છો તેવી ફિલ્મવાર્તા હું ન લખું તેવું યે નથી. પણ તેને માટે મારે ચિત્ર ઉતારનારને જોવો જોઇએ. એવો કોઈ પૂછતો આવશે તો હું જરૂર વિચાર કરીશ.'

મેઘાણીભાઇના જીવને કોઈ ગુજરાતી નિર્માતા તેમને મળ્યો હોય તો તેની ખબર નથી. હવે તો મેઘાણીભાઈ આપણી વચ્ચે નથી. પણ તેમની સર્જનકૃતિઓ તો મઘમઘી રહી છે. જો દિગ્દર્શકને કદીએ સારી વાર્તાઓની જરૂર પડે તો તેમણે મેઘાણીભાઇની કૃતિઓ જોવા જેવી છે. એમાંથી ઘણી ફિલ્મો ઊતરી શકે તેવો મસાલો તેમાં ભર્યો છે.

મેઘાણીભાઈ સત્યના પૂજારી હતા. સાહિત્યની નિષ્ઠાવાળા હતા. એથી જ તેઓ નવીનોને હમેશાં સર્જન પ્રત્યે કાળજી રાખવાની સલાહ આપતા. 'ઊર્મિ'માં રસ લેવા માંડયા ત્યારથી તેઓ ઘણા ઊગતા, જૂના–નવા લેખકોના પ્રત્યક્ષ–પરોક્ષ સહવાસમાં આવ્યા હતા. તેમની સાહિત્યનિષ્ઠ, તેમની શિષ્ટરુચિ કદી સામાન્ય કૃતિથી સંતોષાતી નહિ. ઘણી વાર તો તે એક પછી એક વાર્તા પરત કરતા. પણ તેની પાછળ તેમની રસવૃત્તિ જ કામ કરતી. તેમણે હમેશાં લેખનનો મહિમા ગાયો છે, લેખકનો નહિ. એવી જ વ્યક્તિ માટે તેમના હૃદયમાં હમેશાં પ્રેમની હૂંફ જ રહી છે.

એ મેઘાણીભાઇ તો ગયા! પણ તેમનું સૌજન્ય, તેમનું વ્યક્તિત્વ અને તેમની કલા પાછળ મૂકતા ગયા છે. કાળબળે બધું યે ભૂલાશે પણ આ ત્રણ વસ્તુઓ તો નહિ જ ભૂલાય.

મેઘાણીભાઈ લોકહૃદયમાં જીવતા જ છે.





તેમને પોતપોતાના આવાસમાં ખેંચી લાવવા પડાપડી કરતા, અને તે સરળપણે તેમને વશ થતા. ત્યારે હું તેમની કળાના ભક્ત તરીકે સાથમાં જતો અને અંતે ઘેર ખેંચી લાવતો. પણ ઘર આગળ તેમને કદી એક પણ ગીત ગાવાનું કહી શક્યો નહિ. એમાં એમના સમાગમ પર મારી માગણીથી સ્વાર્થની છાયા ઢળશે એવું વિચારી ચૂપ જ રહેતો. અને મારા કુટુંબીજનોને સબૂરી રાખવા સમજાવતો છતાં એ દીલાવર આદમી સૌના મનોભાવ સમજી જતાં અને હું ન હોઉં ત્યારે બાળકોની કે ગૃહમંડળની માગણી સંતોષવા કંઈ ગાઈ નાંખતા ત્યારે મારે રોકવા પડતા.

પ્રસંગેપ્રસંગ મુલાકાતો અને સહવાસ વધતા ગયા તેમ અમારાં સ્નેહબંધનો ગાઢ થતાં ગયાં. ખબર જ ન પડી કે કોણ કેટલું આગળ વધી ગયું છે.

એમની અંગત આપત્તિઓ અને વિપત્તિઓ થોડીઘણી કહી નાખતા પણ તે વધારે તો મારી માંદગી, મારી કાર્યાલયની ઉપાધિઓ અને ગુજરાતની બેકદરદાની પર વધુ વલોપાત કરતા. કુમાર કાર્યાલયમાં વધતો જતો કલાકારોનો અખાડો અને સાહિત્યની અવનવી રંગથાળીઓ ત્યાંથી બહાર પડતી જોઈ તે ખુશ થતા, બિરદાવતા અને ઉમળકો ધરતા. કલાકારોએ કાઠિયાવાડી પાત્રોને ચિત્રમાં વધુ પ્રમાણમાં ઉતારવા માંડયા તેમાં તેમની કથાઓ અને તેમનાં ગીતોનો પ્રધાન હિસ્સો હતો.

તેમનાં પુસ્તકનો પ્રેરણા ચિત્રશણગાર કરવાનું પણ મેં એ વખતે જ શરૂ કર્યું અને ખૂબ જ ચિત્રસામગ્રીથી પ્રકાશનો કરવાના તેમના કોડ હતા.

સૌરાષ્ટ્ર કાર્યાલયની વિવિધ ઊથલપાથલો ફેરફારો અને મુખ્ય સંચાલકોના સ્થળાંતરો અને નવા ચીલાઓએ તેમને બહુ ખિન્ન કરી નાખ્યા હતા: ઘણી વાર કહેતા કે પત્રકારત્વની આ દશા જોવાની તેમણે કદી આશા રાખી ન હતી.

એવામાં વીજળી પડે એમ એમના ગૃહજીવનમાં દમયંતીબ્હેનનું અગ્નિસમર્પણ—એમને જીરવવું મુશ્કેલ પડે એટલું દુ:ખદ બન્યું. છતાં નાના બાળકોને પોતાના વૃદ્ધ માતાની સંભાળ નીચે રાખી તેમની ઉપાસનામાં મંડયા રહ્યા. એવામાં સત્યાગ્રહનો શંખ ફૂંકાયો અને તેમનાં કાવ્યોએ તેમાં સિંધૂડો સૂર પુરાવ્યો. સરકારને ભીતિ લાગી કે એની વાણી પર જનતાનો સાગર ઊછળી પડશે. એટલે પહેલી ઝડપ એમના પર દીધી અને કંઈ પણ બચાવ કર્યા વગર તેમણે બે વર્ષનો કારાવાસ વહોરી લીધો. એ વખતે એમના જેવા વ્હાલસોયા પિતાને પોતાનાં નાનાં બાળકોને માટે શું શું હૃદયમાં ઉભરા ચડયા હશે તે અકથ્ય છે.

જેલમાંથી બહાર આવ્યા અને બાળકોને છાયામાં લઈ મુંબઈ રહેવા લાગ્યા. અને એ જ બાળકોના સુખ ખાતર ફરી વાર લગ્ન કર્યું તે પછી હું પારલામાં એક રાતે તેમને મળવા ગયો. તેમના નવાં પત્ની શ્રી. ચિત્રાબેનને મારી સ્વજન તરીકે ઓળખાણ કરાવી. એમના પહેલા બાળકને આશીર્વાદ આપી હું ત્યાંથી પાછો વળ્યો. તે પછી ઘણા વખતે પરિવાર સહિત એ બોટાદમાં સ્થિર થયા. ફૂલછાબ હાથમાં લીધું એ બધી વાતોનો અલગ ઇતિહાસ છે.

પણ ૧૯૪૨ના ઓકટોબરમાં મારો દમનો વ્યાધિ અતીવ પ્રકોપ પામ્યો અને મને લગભગ મૃત્યુના મુખ સુધી ખેંચી ગયો. અનેક ઉપચારોથી થાકી અમદાવાદ છોડી કયાંક પણ જવાનો નિશ્ચય કર્યો અને રાણપુરની પહેલી સુખરાત યાદ કરી બોટાદની હવા માફક આવશે ધારી ત્યાં મારા સુ. મિત્ર નથુશંકર વૈદ્યની સારવાર નીચે રહેવાનું નક્કી કરી મારા બેનને મકાનની સગવડ માટે મોકલ્યાં. મેઘાણીભાઈને વાત કરતાં જ તેણે પોતાના મકાનનો સારો ભાગ મારા માટે ખાલી કરી આપ્યો અને મેં મારી પથારી ત્યાં ફેરવી.

એ ત્રણ માસ જિંદગીમાં ન ભુલાય એવા બન્યા છે. ભાઈને રોજ સવારમાં વહેલા ટ્રેનમાં રાણપુર જવું, રાત્રે સૂવાના વખતે આવવું. વાળુ ઠરીને ઠીંકરું થઈ ગયું હોય તો ય નિરાંતે શૌચ વિગેરેથી પરવારી



મેઘાણી જન્મે વણિક, પણ એમનામાં વણિક-વૃત્તિ ક્યાંઈ મેં જોઇ નથી. હા, કોઈનો ઓશિયાળો રોટલો ખાવો ન પડે, ફંડો ઉપર જીવવાવારો ન આવે, છાશમાં માખણ જાય ને બાઇ ફૂવડ ગણાય એવું ન થાય એટલે પોતાની કૃતિઓના સર્વ અધિકારોની બાલાશ રાખતા. પણ લોલુપતા ક્યાંય જોઈ નથી. આટલા પૈસા મળે છે તો લાવ ઘસડી કાઢું એવું પણ જોયું નથી. એવી દાનત હોત તો આંગળાં ચાટીને પેટ ભરવાના આ બ્રાહ્મણિયા વ્યવસાયમાં એ પડત શા માટે? પોતાનાં ગીતો માટે કોઈ ગ્રામોફોન કંપની જોડે એમને મુશ્કેલી ઊભી થયેલી-અને એમાં એમની વાત માન્ય થઈ હતી. મુંબઇ યુનિવર્સિટી મૅટ્રિકના ગદ્યપદ્ય સંગ્રહમાં લેવાતી કૃતિઓ માટે લેખકોને કંઈ જ આપવાની કૃપા કરતી નહિ. લેખકગણ પણ ત્યારે એવી પસંદગીને જ મોટો પુરસ્કાર માનતો હોત તો નવાઇ નહિ! મેઘાણીએ ના પાડી: તમે કમાણી કરો ને લેખકોના હક અવગણો એ કેમ ચાલે! મને યાદ છે ત્યાં સુધી યુનિવર્સિટી આ કૃતિઓના પુરસ્કાર આપતાં શીખી તેમાં મેઘાણીનો ઠીક ઠીક ફાળો છે. આવી વસ્તુઓ તરત તો પોતીકા લાભ માટે ઉપાડાઈ હોય એમ ભાસે છે, પણ એક સામુદાયિક ફરજ રૂપે પણ આરંભાઇ હોવાનો સંભવ વિચારવો ઘટે છે.

ઑલ ઇન્ડિયા રેડિયો ઉપર, હું ધારું છું, એ ભાગ્યે જ ગયા હોય. મને યાદ છે કે એમની વાત સાદી સીધી એટલી જ હતી કે સંગીત માટે ફલાણીજાન કે ઢીંકણીબાઈ, અમુકખાન કે તમુકરાવને તમે આવવાજવાનાં બીજા વર્ગનાં ખર્ચ આપો અને પુરસ્કાર જુદો, તો શું કવિઓ જ વાટમાં પડયા છે?

મેઘાણી સ્વમાની પૂરા હતા. કદાચ લેખકની-બ્રાહ્મણની તો એ જ એક મોટી મૂડી હોય છે. અને વિનય અને ખુશામત વચ્ચે ફેર છે એવો સ્વમાન અને અભિમાન વચ્ચે છે તે પણ એ જાણતા. સસ્તા થતા નહિ. એમને તો કંઠની બક્ષિસ હતી, જ્યાં ને ત્યાં નિમંત્રણો મળ્યાં કરે. ઘણે ઠેકાણે જતા, પણ દિલ દેખે તો જ જતા, તમાશા થવા દેતા નહિ. માણસોનો, મેદનીનો એમને કેફ ચઢતો, લોકલાગણીનો કટોરો અમૃતમય ગણી ગટગટાવી જતા, પણ એની પાછળ પાછળ ભમતા કદી દેખાયા નથી. એમનો એક તરફ અઢળક જનતાપ્રેમ અને બીજી બાજુ જનતાની તેમના કંઠ માટેની માગ—એ બંનેનો વિચાર કરીએ છીએ ત્યારે એમણે જાળવેલી સમતુલા માટે માન જ થાય છે.

મિત્રો પાસે ઊલટમાં આવી જઈને ગાવા મંડી પડતા. કોઈ પક્ષે કોઇ ઉપચારની જરૂર ન રહેતી. એક વાર કડી બીજાપુર તરફ કસબાઓની કોડભરી જનમેદનીઓ સમક્ષ નવા નવા તૈયાર થયેલા 'એકતારા'નાં ગીતો ગાઈ અમદાવાદ આવેલા ને ખરા મધ્યાહ્ને બુલંદ અવાજે મારે ત્યાં એ ગીતો એમણે (Possessed હોય એમ) ગાયેલાં. એમનો ઘાંટો પાછલા વર્ષોમાં સહેજ કથળ્યો હતો. પણ ભાવ બધા ઉતારી શકતા. શરદના એક મધ્યાહ્ને બુલંદ સ્વરે એમણે એકતારાનાં ગાયેલાં એ ગીતોનો અનુભવ મારે માટે જીવનનો એક પ્રસંગ જ બની રહ્યો છે. સ્નેહાળ એટલા કે એ 'પ્રથમ નકલ' મારી પાસે મૂકતા ગયા. આ મેઘાણી. અને મુંબઈમાં મારા એલ્ફિન્સ્ટન કૉલેજના દિવસોમાં મેં શું સાંભળ્યું હતું? કૉલેજમાં બોલાવવામાં સફળતા મળી નહિ હોય એટલે નરસિંરાવભાઇ—જે થોડાક ટીખળી પણ હતા જ—એક કાનો ને અનુનાસિક ઉમેરીને કહે કે મેઘાણી તો મોંઘાણી છે! સાચે જ એ સસ્તાણી તો નહોતા જ.

સામાન્ય રીતે સૌના સંબંધમાં એ બહુ વિવેકથી વર્તતા. નાના અમથા માણસને માટે પણ આપ, પધારો, માફ કરજો, આપનો સમય બગડયો,—એવા ઉદ્‌ગારો કાઢતા. મેં જોયું છે કે એમના સ્વભાવનું ઉપરનું આ મીઠપનું પડ એ એમની સિદ્ધિ હતી. એમણે પચાસ વરસની ટૂંકી ઉંમરમાં પણ ઠીક ઠીક સહન કરેલું હોવું જોઇએ. બીજાના હૃદયને મુલાયમ રીતે સ્પર્શવાનું એ સહન કરવાની શાળામાંથી તેઓ શીખેલા. એમનો વિવેક ઠાલો ન હતો, લાગણીથી એ સાચો

# મેઘાણીભાઈ

ઉમાશંકર જોષી

'જાગો જગના ક્ષુધાર્ત ! જાગો–' મેઘાણીના મુખથી સાંભળેલા આ પહેલા શબ્દો. લાહોરમાં પં. જવાહરલાલના પ્રમુખપદે સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ થવાના દિવસો ગણાતા હતા. ડિસેમ્બર ૧૯૨૯ની આખરે અમદાવાદમાં મુંબઈ ઇલાકા યુવક પરિષદ ભરાઈ હતી. સભામંડપ વચ્ચે મંચ ઉપર એક યુવક આવીને ઊભો. ગરદન સુધીનાં વાંકડિયા કાળાં ઝૂલફાં અને મોટી સહેજ રતાશવાળી આંખો. ડાબી બાજુ ડોક સહેજ ઝુકાવી ને જમણો હાથ કર્યો ઊંચો. અને ગાવા માંડ્યું. અવાજમાં આરજૂ હતી અને હતી ખુમારી.

**જાગો જગના ક્ષુધાર્ત ! જાગો દુર્બલ અશક્ત!**
**ઇનસાફી તખ્ત પર કરાલ કાલ જાગે.**

આ હુંકારના શબ્દોની સભાને ભારે ચોટ વાગી. હળ વળી ત્યાં દર્દ ભર્યા ઠપકાના મીઠા વિલંબીત સરોદ આવતા હતા: ' કવિ ! તને કેમ ગમે ? ' સભા એક કાન બનીને એ સૂર પી રહી હતી. મારે માટે તો આ અનુભવ હતો.

પછીના માર્ચ ૧૨મીની આગલી સાંજે ગાંધીજી જોડે સાબરમતી આશ્રમમાં છેલ્લી પ્રાર્થના કરવા ટોળાં જામ્યાં હતાં. નદીની રેતમાં પ્રાર્થના થઈ રહ્યાં પછી પગથિયાં ચઢતાં જોઉં તો મેઘાણીની સાથે હું ચઢી રહ્યો હતો. એ તો તરતજ મારી જોડે–અજાણ્યાની જોડે–વાતે વળ્યા. આસપાસ જામેલી મેદનીના ઉત્સાહ વિષે, એ ઐતિહાસિક ઘડીઓ વિષે એમના ઉદ્‌ગારો હતા, એવું આછું સ્મરણ છે.

અમારી ઓળખાણ તો ચારેક વરસ પછી અને અનોખી રીતે થઈ. ૧૯૩૪ના ઉનાળામાં હું મુંબઈ ગયો ત્યારે મારા એક સહાધ્યાયી આવીને કહે ચાલો મેઘાણીભાઈ પાસે, એમને તમારે મળવાનું છે. પૂછતાં વાત એમ નીકળી કે મહિનાઓ પહેલાં આ ભાઈ સવારે છજામાં ઊભા ઊભા એકાગ્રતાથી એક વાર વાંચતા હશે ને પાસેના મકાનના ઝરૂખામાંથી કોઇએ એમને હાંક મારી. જુએ તો મેઘાણી ! તમે એ 'વિશ્વશાંતિ'ના લેખકને ઓળખો છો ? મને મેળવી આપશો ?—એવી વાત થયેલી એને આધારે મને એ મુલાકાત માટે લઈ જવા આવ્યા હતા. અમે મળ્યા. મને એ ચાર વરસ પહેલાંના યુવક ન લાગ્યા. આત્મ-સ્વાસ્થ્ય માટે મથતા ભાંગેલ માણસ લાગ્યા.

થોડા દિવસ પછી મને એમનો કાગળ મળ્યો. 'કુમાર'માં મારી એક ગ્રામજીવનની વાર્તા એ દરમ્યાન પ્રગટ થયેલી તેની એમાં વાત હતી. અને એ દિવસે મળ્યા ત્યારે સાહિત્ય અને જીવનના મારા વલણમાં પોતાને રસ પડ્યો છે એમ કહી આપણે વધુ મળીએ એવી આશા દર્શાવી હતી. પોતે 'જન્મભૂમિ'માં 'કલમકિતાબ'નું સાહિત્યપૃષ્ઠ શરૂ કરવાના છે એ સમાચાર પણ હતા. પછી તો હું એલ્ફિન્સ્ટન કોલેજની હૉસ્ટેલમાં–કોટમાં–રહેવા ગયો એટલે અમે 'જન્મભૂમિ'ની ઑફિસમાં કલાકોના કલાકો મળતા. મારે જ્યુનિયર બી. એ. નું વર્ષ અને મેઘાણી જેવાની સંગત ! એમને કામ કરતા, વિચાર કરતા, કંટાળતા, ઉત્સાહમાં આવતા, જે મિત્રો આવે તેને હસતે મુખે વધાવતા,–અનેક છટાઓમાં એ સમયમાં જોવાની તક મળી છે. ('જન્મભૂમિ'ના ટેબલપર, વિચારમગ્ન દશાની છબી મુંબઈ તા. ૧૧–૧૧–૧૯૩૫ની એમના હસ્તાક્ષરની મારી પાસે છે.)

આ દિવસોમાં હું જોતો કે કલમકિતાબના પાનાને કારણે એમણે પોતાના રાગદ્વેષ ઘણા પાતળા કરી દીધા હતા. ન્યાય કરવા તે તલપાપડ રહેતા. પોતાના હાથમાં શસ્ત્ર છે તો વિઘાતક ન થવું, સામાવાળાનું દૃષ્ટિબિંદુ સમજવું એવી વૃત્તિ રાખતા. પોતાની કાવ્યરુચિ કરતાં જુદી જ જાતની રુચિઓની ઉદારતાથી એ માવજત કરતા. અન્ય પ્રાન્તીય ભાષાઓના અને પરદેશની સહિત્યની વાનગીઓ છૂટે હાથે પીરસતા. દર અઠવાડિયે નવા નવા નુસખાઓ પણ લઇ આવતા. એકવાર આપણા લેખકોની ખાસિયતો ' ચાંદલો તો આનંદશંકરનો, દાઢી તો—' એમ લાડભર્યો હારડો ગોઠવી દીધેલો. મને એક ડૉકટરે કહ્યું હતું કે મેઘાણીના ' કલમકિતાબ 'નાં અવલોકન ઉપરથી ચોપડી ખરીદવાનું હું નક્કી કરું છું.



કેમનું છે. પોલ પકડાતાં, મને છોભીલા પડવા દીધા સિવાય ક્યાંઈકથી મદદ સ્વીકારવા વિષે પૂછ્યું. લોન મળે તો લઉં એમ જાણી તેવી તજવીજ કરી.

એમને બીજાની સેવા લેવી પડે એ માથાવાઢ લાગતું એમ ચોખ્ખું જોઇ શકાતું. હું છૂટો હતો. અવારનવાર એમની કને જાઉં અને લાંબા સમય સુધી –કલાકો સુધી–ગપાટા ચાલે. જાઉં એવો એમના પગના 'ગાઉટ'ના સમાચાર, 'ચરણકમલ બલિહારી!' કરીને પૂછું ત્યારે હસતા હસતા એની બલિહારી વર્ણવે. 'જમજે અશ્રુની થાળ તું એકલો!'–એ વચન ઓછું એમણે બીજાઓને માટે જ લખ્યું હતું?

મારા મનમાં એમને માટે એક વાતને લીધે બહુ જ આદર થયેલો. મુંબઈમાં એ સ્થિર આસને બેઠા હતા. દુનિયાની દૃષ્ટિએ વધુ વિકાસ પણ સાધી શકાય એવું હતું. શ્રી. ચિત્રાદેવીને પણ કદાચ મુંબઇ વધુ ફાવે. પોતે પણ મુંબઇમાં આસાએશથી રહી શકત. પણ 'ફૂલછાબ' માટે શ્રી. નાથાભાઈ શાહે એમને આગ્રહ કર્યો ત્યારે એમણે કહ્યું કે આ ભાઇ નેવું માણસોનો રોટલો સ્થિર કરવા આટલી જહેમત ઉઠાવે છે તો એમને અનુકૂલ થવા બનતું કરી છૂટવાની મારી ફરજ છે. અને વતનમાં બોટાદ જઈને એ રહ્યા.

રખડવાની–લોકસાહિત્યના સંશોધનાર્થે રખડવાની એમને ખૂબ જ હોંશ હતી. અમારા ઈડરપ્રદેશમાં એકબે વાર જવાનો વિચાર કર્યો ને ભાંગી પડ્યો. એમણે સાહિત્યના ઘણા પ્રકારો ખેડ્યા હતા અને બધામાં જ એમની કલમને જશ મળ્યો હતો. મને એમની કેટલીક વાર્તાઓ ને નવલકથાઓ તેમ જ ગીતો ગમતાં, તેમ છતાં લોકસાહિત્યનું તો જેટલું એમની પાસે હોય તે એમણે તરત જ ગ્રંથસ્થ કરી દેવું જોઇએ એમ હું કહ્યા કરતો. 'કયામતને દિવસે તમારી બૂમ પડશે ત્યારે ક્યાં ગયો પેલો લોકસાહિત્ય-વાળો!—એમ પડશે', એમ હું કહેતો અને હસતા હસતા એ કહેતા કે, 'એવી જ બૂમ પડે એમ મારી અંતરની આકાંક્ષા છે.' ટાંચણપોથીના બેએક સંગ્રહો એમણે આપ્યા. અને બધી નોંધપોથીઓનું દોહન બેત્રણ વરસમાં તો આપણા હાથમાં આવી જાત! હજી તો પશ્ચિમથી યંત્ર મંગાવી મૂળ રાગોમાં તે તે સ્થળે જઇ ગીતોને સ્વરમાં ઉતારી (રેકર્ડ કરી) લેવાની વાતો ચાલતી હતી!

રખડવાનો એમનો લહાવો છેલ્લાં વરસોમાં શ્રી. રવિશંકર મહારાજે પૂરો કર્યો. મને બરોબર યાદ છે કે રવિભાઇને ત્યાં પ્રજ્ઞાચક્ષુ મણિભાઈનાં ભજનો ચાલતાં હતાં ત્યાં પછીથી કેવા એકરસ થઇને હૉસ્પિટલમાંથી મહારાજ પાસેથી બારૈયા બહારવટિયાઓની વાતો સાંભળી લાવેલા તે એ ઊલટથી કહેતા હતા. સાચું કહું તો મને મનમાં છૂપો ડર લાગ્યો હતો: સાધુ સભાન થશે, કવિ જયગાથામાં પડશે. પણ મેઘાણીભાઇએ સારી સમતુલા જાળવી. પોતે મહારાજમાં ભળી જાય અને મહારાજ એમની ધરતીનાં બાળકો પાછળ અલોપ થાય,—એ રીતે કેવળ ધરતીને આગળ ધરીને એમણે 'માણસાઈના દીવા' આપ્યું. મહારાજને માટે હમણાં વાતચીતમાં એમણે કાઢેલો ઉદ્ગાર બ્રાહ્મણની સાચી વ્યાખ્યા આપે છે, મેઘાણીની દર્શનની શક્તિ દાખવે છે, કહે કે 'મહારાજના હૃદયમાં, મેં કોઇને માટે તિરસ્કાર જોયો નથી!'

મહિના પહેલાં દિલ્હી સુધીની હવાઈ મુસાફરી કરી આવ્યા હતા અને પાંખો આવી હોય એમ જમીનથી અદ્ધર ઊડતા એ રીતે એની વાતો કરતા. જોઇને આપણને થાય—તેમના તંતુએ તંતુમાં ચેતન ઊભરાતું હતું. (He was living in every fibre.) સ્ત્રીબાળકોને વાયુપ્રવાસે લઈ જવાં જોઇએ એવો એમનો ખાસ આગ્રહ હતો. જેની જોડે દિલ્હી ગયા હતા તે ભાઇને સકુટુમ્બ મુંબઈથી અમદાવાદ ઉડાડી બોલાવ્યા ત્યારે એમને જંપ વળ્યો. ભાઈ ઝાટકિયા અને હું પરોડામાં સાથી હતા, એટલે એમને સૌને એ મારે ત્યાં લઈ આવ્યા અને સૌ મંડળી વચ્ચે આનંદથી બાળક જેમ બેઠેલા એ મૂર્તિ ભૂલી શકાય એમ નથી. વલ્લભવિદ્યાનગર અને શુક્લતીર્થ જઈ આવેલા તેની વાતો પણ ભારે ઊલટભેર કરતા. એમનો





અને સભર બનતો. જેઓ એ લાગણીને સામી એવી લાગણીથી મળવા માગતા ન હોય સત્તાથી દબાવવા કે શ્રીથી આંજવા માગતા હોય તેની સામે એ જ વિવેક આવા એકરંગી માણસોનું કવચ પણ નીવડે છે. કોઈને એ અકળાવે સુદ્ધાં. મને મુંબઈમાં કોઈ વિચક્ષણ માણસે કહેલું સાંભરે છે કે મેઘાણી તો riddle–સમસ્યા–કોયડારૂપ છે. મેં કહ્યું ભાઈ, મારે માટે તો એ open book–ખુલ્લી કિતાબ છે. પોતાની પાસે ચાવી ન હોય તો શું એ તિજોરીનો વાંક ?

મેઘાણીની નજર ઝીણી હતી. વાતચીતમાં એકધારી મધુરતા અને લેખનમાં ભાતીગળ શૈલી એટલે કદાચ વરતાય નહિ, પણ એમની ચકોર આંખ પોતાની આસપાસની રજેરજ વસ્તુ સહેજમાં જોઇ લેતી. માણસનું અને પરિસ્થિતિનું માપ લઈ લેવાનો એમની પાસે સૂક્ષ્મ કાંટો ન હોય! સ્નેહ આપવામાં જ એનો એ ઉપયોગ કરતા અને સ્નેહનો અભાવ જુએ ત્યાં અકળાતા નહિ, ખમી ખાતા. એક બાજુ લાવા જેવી લાગણી અને બીજી બાજુ આવી ખામોશી! હું એમના સંબંધમાં આવ્યો ત્યારથી જોતો આવતો હતો, પણ હમણાં હમણાં મને એમના વ્યક્તિત્વમાં સૌથી વધુ આસ્વાદ્ય વસ્તુ એમની સમજણ લાગી હતી. સંસારને સમજી ગયા હોય અને એની સાથે પોતાની સ્વેચ્છાએ–લાપરવાહીથી નહિ પણ સામે ચાલીને મેળ કરી દીધો હોય એવી આ છેલ્લા વરસની એમની સમજણભરી પ્રસન્ન વર્તણૂક હતી! દુભાયેલા, દુનિયાથી રિસાયેલા માણસો માટે એમને આકર્ષણ ન હતું, દુનિયાની વચ્ચે ઊંહકારો કર્યા વગર ઊન્નતમસ્તક ઊભા રહી શકનાર મરદને એમનું હૃદય લળતું. કલાપીના મિત્ર દરબાર વાજસુરવાળાની કરુણ ભવ્ય મૂર્તિ એક વાર એમણે વાતચીતમાં આલેખેલી તે મારા હૃદયમાં કોતરાઈ ગઇ છે. મને થયું મેઘાણીભાઈ ઉઘાડી આંખે ફર્યા છે અને દુનિયામાંથી—માણસોમાંથી એ શીખ્યા છે; બધી આળપંપાળ જતી કરી, શીખ્યા છે એક સહાનુભૂતિ—હમદર્દી. અમદાવાદ લેખકમિલનના બીજા અધિવેશનમાં, રાજકોટમાં સાહિત્યવિભાગના પ્રમુખપદે અને વડોદરા મહીડા પારિતોષિક માટે જવામાં એમની પાઘડીમાં કોઇ નવાં પીંછાં ઉમેરાય એવું હરગિજ ન હતું, છતાં ચાહીને—જાણે ઉપકૃત થતા હોય એમ— જઈ ને ઊભા રહ્યા અને અમદાવાદ આવે ત્યારે પોટલી છોડે: 'અરે, ભાઈ, આ રમણલાલ દેસાઈને તો પહેલી જ વાર નિકટથી જોયા, કહે કે મહેમાનગીરીમાં ઊણપ રહે તો આણશો નહિ, કોઈ કરનાર નથી! મારાથી કહેવાઇ ગયું, How sadly true it is! એમનું ઘર બંધાય છે એ બતાવવા લઈ ગયા...અને આ ચાવડા, એણે કામ કર્યું છે!...અને રમણ વકીલને તો પહેલી જ વાર ઓળખ્યા. ભારી પ્રેમાળ છે...' રાજકોટના એમના ભાષણ વિષે આપણા દુરારાધ્ય પ્રો૦ બલવન્તરાય ઠાકોરે પોતે પ્રસન્ન થયાનો પત્ર લખેલો, તેની વાત કરતાં એમનો જરીક નિર્વેદમિશ્રિત આનંદ જોઈ શકાતો. આપણા આવા ક્ષેત્રમાં શા માટે રાગદ્વેષ એવો નિર્વેદ, પણ જો જરીક કાંક સારું કરી બેસીએ —અને હૈયાને ધીરજ હોય—તો સૌ પ્રેમ વરસાવવાનું જ એ વિચારે આનંદ. સમજુના જરીક અમથા પ્રેમને પણ ગાડાનાં ગાડાં એ ગણતા.

બીજાઓને માટે એ બહુ ચીવટ રાખતા. ભાઇ મહેન્દ્રે એમને ત્યાં કામ કરનાર વાળંદ બાઈના જમાઈનો ખરખરાનો પત્ર–આવેલો બતાવ્યો. જોઈને મને આશ્ચર્ય થાય એમ ન હતું. અહીં અમદાવાદ એક વાર આવેલા ને મને સાથે લઈ ગાડી કરી સારંગપુરમાં મહામુશ્કેલીએ જમાઇનું ઘર શોધી કાઢી માએ દીકરીના સમાચાર મંગાવેલા તે લેવા પાછળ બે ત્રણ કલાક કાઢેલા એ મને યાદ હતું. મારી વાત કહું તો ૧૯૩૪માં મોટે મોભારે એલ્ફિન્સ્ટન કૉલેજની હોસ્ટેલમાં દાખલ થઇ ગયો હતો, પણ આસપાસનો કાંઇ વિચાર કરેલો નહિ. મેઘાણીભાઈનો વણિકઘેર જન્મ એમને જો કોઈ એક બાબતમાં હંમેશાં ખપ લાગ્યો હોય તો એમની વ્યવહારની—વાસ્તવની સમજમાં. ધીરે રહીને એમણે મને એક વાર પૂછ્યું કે ખર્ચનું

# કાયા ઢળી, કીર્તિમંદિર બાકી રહ્યું

સામળદાસ ગાંધી

**પવનમાં** પવન ચાલી ગયો...અને પીંજરું ખાલી પડ્યું. પંચમહાભૂતો પાંચ તત્ત્વોમાં મેળવાઈ ગયાં. કવિતા કાવતામાં લીન બની. ધરતી પરનો એક અજબ સૂર બ્રહ્માંડની અદ્‌ભુત અને અનંત સુરાવટમાં મેળવાઈ ગયો. તેજ તેજની પથારી પર પોઢી ગયું. અને જગતનો નેહ છોડીને, ગુજરાતી સાહિત્યનો એ ભવ્ય ને અનેરો પ્રાણ, સરસ્વતીના પોતાના સ્વરૂપમાં જ, અકાળે અને અણધાર્યો, નિમિષમાત્રમાં જ, વિલીન બનીને બેસી ગયો.

ઝવેરચંદ મેઘાણી એ-ક-જ હતા. સૂર્યમાળા ભલે ફરતી... સૂરજ તો એ-ક-જ હતો. ઝવેરચંદ મેઘાણી એટલે ગુજરાતી સાહિત્યનો એક જીવતો યોગ. પચીશ વરસોમાં બીજો મેઘાણી પાક્યો નથી અને ક્યારે પાકશે તે, આજે તો, કલ્પનાને પણ સૂઝતું નથી.

મેઘાણીના અવસાનથી ગુજરાતી સાહિત્યનો એક એવો જનમજોગી ઊડી ગયો જેની કાયાની કણીએ કણીમાં સાહિત્ય હતું ને કવિતા હતી, ચિંતન હતું ને વિવેચન હતું, રોમાંચ અને ઇતિહાસ હતો અને જેટલો સ્વર એટલો જ અક્ષર પણ રમતો હતો.

મેઘાણીની કલમ બધાય રસોને ટપકાવી રહી—એકધારી અને એક જ સરખી મંત્રમુગ્ધ કરનારી એક વિલક્ષણ છટા સાથે. એનો એક શબ્દ મુડદાઓમાં પ્રાણ સીંચી રહ્યો: એનો એક શબ્દ આશકના અંતરની દિલગીરીને આખેઆખી ઉછાળતો રહ્યો: એનો એક શબ્દ જિગરના સુખથી સૂતેલા ડુંગરાઓને ડોલાવી રહ્યો: અને સહરામાં પલટી ગયેલાં નયણાંઓને પણ પળવારમાં જ સજીવન કરીને, એની એક પંક્તિ, આંસુની ગંગાજમના એમાંથી પ્રકટાવી રહી.

મેઘાણીની અજોડ વિપુલતામાંથી પરાધીન રાષ્ટ્રના કંઈક ક્ષુબ્ધાર્તોને વાચા મળી, ભારતવર્ષના વાવટાને લહરાવાનું આકાશ મળ્યું, ગુજરાતની નવવધૂને મહાલવાની ધરતી મળી, સોરઠના કો લવરમૂછિયા બરબારને ફિદાનો પટ સાંપડી ગયો, ધરતીનાં વહેતાં પાણીને જોનારી નવી જ આંખો લાધી રહી, કાઠિયાવાડના લોકસાહિત્યને સંજીવની મળી, ફોરમતાં ફૂલને ઊડવાનું ઠેકાણું મળ્યું, ઉન્હાં આંસુને વહેવાનું સાધન મળ્યું અને પડછંદ દેશભક્તિને ઉછળનારી કમાનો મળી.

મેઘાણીની કલાએ તો કોઈક કલ્પતરુ જેવી જ શોભાઓ રચી.

મેઘાણીનું મૂલ્ય આજે કોણ આંકી શકે? એ મૂલ્યાંકન થશે—એ જ દિવસે, જ્યારે મહાગુજરાતના ખોળામાંથી એક બીજા મેઘાણીનું પ્રાકટ્ય થશે.

પણ દુર્ભાગી મહાગુજરાત! એક બીજા આવતા મેઘાણીની તો, કોઈક નાનકડી ઝંડી પણ, તારા ગિરનારને શિખરે અથવા તો તારા મહીસાગરનાં ભયાનક કોતરોના ઘેરા અંધકારમાંથી ફરકતી પણ આજે તો દેખાતી જ નથી!

મેઘાણી નથી? અનેકવિધ ભવ્યક કલ્પનાઓથી તરબોળ બનેલા એ મસ્તક પરનાં એ વાંકડિયાં ઝુલ્ફાંઓ, લોકસાહિત્ય લલકારતી જીભને એક લાક્ષણિક શોભા આપવાને, ફરી વાર ઉડનાર નથી? એ પાતળા અને પરસ્પર ચંપાયલા હોઠમાંથી રેલાવાને મેઘાણીનું મીઠું હાસ્ય ફરી વાર જાગનાર નથી? અને આખા વાયુમંડળ પર અસવારી માંડીને ઘૂમનારો કલાધર પોતાની અનેરી કલા આપણી દુનિયાને, હવે, ફરી વાર, દેખાડનારો જ નથી?

પણ મોતના અંધકારની મજાલ કેટલી કે, મેઘાણીની અમરતાના એક નાનકડા ખૂણાને, તે, ઘડીકવાર પણ, જરાય ઘેરી શકે? મેઘાણીએ પાછળ મૂકેલું એનું શતદળ કમળ તો કોઈ દી' કરમાશે નહિ. મેઘાણીનું સાહિત્ય અમૃત હતું. અને મોતની પિછાન અમૃતને ક્યારે હતી કે હવે થશે?

સૌનો લાડકવાયો સૌને છોડીને એકાએક મહાયાત્રાએ ઊપડી ગયો. કાયા ઢળી અને કીર્તિમંદિર બાકી રહ્યું. મેઘાણીને ભાળ્યા સિવાય, મહાગુજરાત! તારે તો, આજે, એ કીર્તિમંદિરમાં જ વસવું રહ્યું!

મેઘાણી! પ્યારા ભાઈ! તારી આસપાસના લાખો નરનારીઓનું તું એક ગુલાબી શમણું થયો! આવ્યો...વિલસ્યો અને ઊડીય ગયો! તને ચાહનારાઓ માટે તું મૂકી ગયો, તારા વિયોગનાં આંસુ ને તારી કિતાબનો પ્યારો અને અમર ઢગલો.

મેઘાણી! તારી અમર સ્મૃતિને અમારાં લાખ-કરોડ વંદન હજો!

('વંદેમાતરમ્'માંથી)





પ્રેમ ગુજરાત તરફ વળ્યો હતો. છેલ્લા મળ્યા ત્યારે સૂરતનાં લોકગીતો ભાઈ મધુભાઈ પટેલ પાસે મુંબઈમાં સાંભળ્યાનો આનંદ વર્ણવતા હતા.

છેલ્લા મહિનાઓમાં એમના જીવનમાં પરમ પ્રસન્નતા દેખાતી. ગુજરાતે-જનતાએ પોતાને ઘણું આપ્યું છે એમ એ, કવિશ્રી નાનાલાલની જેમ જ, કહેતા. પોતાનાં પુસ્તકોની સારી આવૃત્તિઓ જતી તેનો પણ ઉલ્લેખ કરેલો. કહે કે આથી વિશેષ શું જોઈએ? હવે તો કાંઈક સારું આપણે હાથે થઈ આવે એ જ! જીવનમાં આથી વિશેષ એમને સ્પૃહા ન હતી. અને આટઆટલું વિવિધ રસભર્યું સાહિત્ય આપ્યા પછી પણ 'કાંઈક સારું' આપવાની વિનમ્ર તમન્ના! ઉત્સાહ તો યુવકનો હતો. ગઈ શ્રાવણ વદ પાંચમે અમારે ત્યાં વિદ્યાર્થીઓ સમક્ષ અઢી કલાક ભજનસાહિત્ય પીરસ્યું. સાંજે મારે ત્યાં જમવાનું હતું. આવ્યા પછી કહે કે આજે મને પચાસ થયાં. મેં કહ્યું, તો તો વિદ્યાર્થીઓની વચ્ચે ઠીક ઊજવણી થઈ. જમતાં જમતાં, મેં કહ્યું, 'હજી તો તમે જુવાન જ લાગો છો, You can very well begin life afresh—હજી તો નવેસરથી જીવન શરૂ કરી શકાય. પાછલું તો બધું નકામાં!' એમ કહી અમે યુરોપમાં તો પચાસે માણસને દાંત ફૂટવાં ગણે છે, ત્યાં સુધી તો માણસ કાચામાં ખપે, વગેરે વાતે ચઢ્યા. અમારી નાની દીકરી એમને દાદા કહે એ ઉપરથી એમણે લખ્યું કે, 'નંદિની મને દાદો બનાવે છે પણ મન તો હજી યુવાન બનવા ચાહે છે.' અને તેમ છતાં શરીરે જ નહીં, મનથી પણ એ પકવતા પામતા આવતા ન હતા? એક વાર અમથું મેં પૂછ્યુંઃ 'કવિતા કાંઈ લખાતી નથી હમણાં?' એમનો ઉત્તર અર્થપૂર્ણ હતોઃ હમણાં ભજનસાહિત્યનું સંશોધન કેટલા વખતથી ચાલે છે એટલે એ ભજનોની લહેમાં મારી કવિતા લખવાની વૃત્તિને તૃપ્તિ મળી રહે છે.

જીવન જોગવવામાં—જીવનમાંથી સાચો આનંદ લૂંટવામાં એ માનતા. એમના મૃત્યુ ઉપર વિચાર કરતાં સમજાય છે કે જે પ્રેમ પામ્યા—બલકે તરસ્યા અને જે કાંઈ કામ કર્યું એ જ જીવનની કમાણી. મેઘાણીભાઈએ કામ તો છેલ્લા દિવસ સુધી કર્યું. આગલે દિવસે બોટાદમાં પ્રાથમિક શિક્ષકો સમક્ષ પ્રવચન કર્યું અને દુહાઓની પુસ્તિકા એ દિવસે ચાલતી હતી. આગલે દિવસે જ એમનો છેલ્લો લેખ 'સંસ્કૃતિ' માટે મારી ઉપર રવાના કર્યો હતો. ક્ષણભર એ નવરા બેસે એ અશક્ય હતું. અને પ્રેમ આપવામાં તો એ કદી પાછા પડ્યા ન હતા. અનેક ગુજરાતીઓ એની સાક્ષી પૂરશે. એક માણસ કેટલી બધી માયા જમાડી શકે છે એ જોઈ તાજુબ થવાય છે! પણ સૌથી મહત્ત્વની વાત તો એ છે કે એ પ્રેમ પામ્યા પણ છે. દુનિયા કોઈને પૈસા આપે છે, કોઈને માન આપે છે, ઘણા બધાને આવી કોઈ ને કોઈ સ્થૂલ વસ્તુઓ વિનાસંકોચે આપી દે છે. પણ દુનિયા પ્રેમ કોઈકને જ આપે છે. એ તેલ જુએ છે, તેલની ધાર જુએ છે, પછી જ પ્રેમ તો આપે છે. મેઘાણીને આટલો પ્રેમ મળ્યો કેમકે લોકો પાસે ક્યારે ય એમણે હૃદયચોરી કરી ન હતી.

આવા સ્નેહીઓને—પુરુષાર્થીઓને મૃત્યુ નથી. મેઘાણીભાઈ નથી એ માનવાની જ મન ના પાડે છે. એવા એ આપણી સમક્ષ જીવતાજાગતા છે. આ લખતાં લખતાં પણ જાણે લાગે છે કે હમણાં એ આવી પહોંચશે અને એમનો મધુરઘેરો અવાજ સંભળાશેઃ 'કાં ભાઈ, આ શું માંડ્યું છે?'

['સંસ્કૃતિ'માંથી ટુંકાવેલું]





લાડકવાયો' ગાતું હોય, તો અહીં કામમાં ગૂંથાયલી ગૃહિણી એ કરતાં કરતાં પણ મીઠાશથી "...બ્હેની નાની તારી ગૂંથવા વેણી" લલકારતી હોય. એમ અનેકોએ જેમ એવામાં હૈયાનો ભાર હળવો કર્યો હતો તેમ હવે પછી પણ વર્ષો લગી તમારાં ગીતો ને બીજું સાહિત્ય તમને અમારાં હૃદયમાં બલ્કે જીવનમાં જીવતા રાખશે.

ગીત ખરાં ને સાહિત્ય ખરું; પણ સૌથી વધુ તો, તમારી માનવતા. એની ખરી ઓળખ પામી શકે એવા બહુ થોડા અમારામાં છે, પણ તમે તો એ કીમિયા વડે કેટલાય અજાણ્યા કે અલ્પ-જાણ્યાના સુદ્ધાં સ્વજન બની જતા. એના પ્રભાવે જ, પેઢીઓ લગી ટકશે એવી લાખેણી લહાણ અમને તમે દઇ ગયા. એ હજીયે વધુ લૂંટવાનો અમને તો લોભ હતો. એવા અધિક લાભને અયોગ્ય અમે તમને લાગ્યા? પ્રભુને તો લાગ્યા જ હશું; બાકી તો એને ઘેર શી ખોટ હતી કે તમ સરખાને ઊંચકતા જ ઝડપે?

સ્નેહાધીન,<br>
વિજયરાય.



# મહાન માનવી

## જેઠાલાલ જોષી

મેં મેઘાણીભાઇને સૌથી પહેલા મહિલા પાઠશાળામાં 'સુહિણી મેહાર' ગીત વાર્તા રજૂ કરતાં સાંભળ્યાં અને પ્રત્યક્ષ જોયાં. મને એક સુજ્ઞ, ગંભીર રસભર, જીવનમાં અપૂર્વ ઉલ્લાસ ભરનાર નરવીર લાગ્યા. તેમની શૈલી અને મધુર મેઘગંભીર નાદથી હિલોળાતું હતું. મન કહેતું હતું કે ચરણ ચુંબી લઉં. ઉપસ્થિત સભ્ય સાહિત્ય રસિક સમાજ વચ્ચે સામે જઈ આનંદ વ્યક્ત કરવાની હિંમત જ ન થઇ. પણ મનમાં આ પુરુષ પ્રત્યે બેહદ માન ઉત્પન્ન થયું.

તેઓશ્રીનું 'ચારણી દુહા' વિષયક વિદ્યાસભાના આશ્રયે યોજાયેલું વ્યખ્યાન સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. આ વ્યાખ્યાન સાંભળ્યા પછી મનમાં લાગ્યું કે રાષ્ટ્રભાષા પ્રચારકાર્યમાં આવા દેશવ્યાપી સાહિત્યના પારખુઓ જ અપૂર્વ મદદ આપી શકે છે. રાષ્ટ્રભાષાના પ્રચારકો અમુક યુગમાં ચારણો અને સંતો જ હતા. મહાકવિ શ્રી. ન્હાલાલભાઇએ એક વાર ઉચ્ચાર્યું હતું કે મધ્યયુગમાં ચંદબરદાઇ, તુલસીદાસ અને સૂરદાસ એ મહાન રાષ્ટ્રભાષાના પ્રચારકો હતા. આ વસ્તુ શ્રી. મેઘાણીના ચારણી દુહાસાહિત્યે ફરી સ્પષ્ટ કરી બતાવી.

હું ત્રણેક વર્ષો ઉપર તેઓશ્રીને સંકોચાતા સંકોચાતા મળ્યો. પણ મળ્યા પછી તો લાગ્યું કે સંકોચાવાનું જરાયે કારણ ન હતું. એઓ તો જાણે આપણા સ્વજન હોય એવા લાગ્યા પછી તો અનેકવાર મળ્યો. મારે કચ્છ-કાઠિયાવાડમાંથી ત્રણ માનદ સભ્યોની પસંદગી ગુજરાત પ્રાન્તીય રાષ્ટ્રભાષા સમિતિ માટે કરવાની હતી. મને શ્રી. મેઘાણીભાઇનું નામ સૌથી પ્રથમ સાંભર્યું. મારી વાત મેં રજૂ કરી. રાષ્ટ્રભાષા માટે બંને લિપિઓની અનિવાર્યતામાં તથા નાગરીની પ્રધાનતામાં માનનાર બે પક્ષો સમજાવ્યા. તેમને નાગરી લિપિની પ્રધાનતાવાળો પક્ષ સકારણ યોગ્ય લાગ્યો પણ મને એક પત્રકારની અદાથી સ્પષ્ટ કહ્યું કે, 'ભાઇ જોષી, હું તટસ્થ રહીને જ તમને વધારે મદદ કરી શકીશ,' મને આવી સ્પષ્ટ નીતિ માટે બેહદ માન થયું.

સમયની ગતિ બહુ ઝડપી હોય છે. બે વર્ષો વહી ગયા. મેઘાણીભાઈ ફૂલછાબમાંથી છૂટા થયા. હું ગયા ફેબ્રુઆરીમાં તેમને મળ્યો. મેં કહ્યું કે, 'આપ પત્રકારત્વમાંથી અળગા થયા છો. હું આપના વિચારોથી વાકેફ છું, એટલે આશા રાખું છું કે આપશ્રી

# સદ્ગતને એક પત્ર

વિજયરાય ક. વૈદ્ય

પ્રિય ભાઈશ્રી,

નહિ તો યે આ દિવસોમાં મારે આખરે પત્ર લખવાનો હતો કે મેની અધવચમાં આપણે રાજપીપળે વિદ્યાર્થી-સમારંભમાં જવાનું છે માટે એ અરસાનો બીજો કશો કાર્યક્રમ રાખશો નહિ. પણ એ લખવાનો વખત આવે ત્યાર પહેલાં તો તમે અચાનક ગામતરું કરીને લીધી સરગાપુરીની જ વાટ. ત્યાં તમને કેમ પહોંચવું ?...પણ એમે ખરું ને કે અહીં મનોમન સાક્ષી હોય છે તેમ ત્યાં આત્મતો-આત્મન સાક્ષી સમજીએ. તેથી જ આ પત્ર લખવાની (ધૃષ્ટતા જેવી) હિંમત કરું છું.

લખવા માંડતાં જ એક સામે પડેલ પરબીડિયું નજરે પડે છે. નોતરું છે એમાં કે મારે તમારા સ્મારક અંક માટે કાંઇક લખી મોકલવું. અમારે ભાગે તો એ જ હવે કરવાનું રહેને, તમે કાળનું વહું નોતરું અકાળે સ્વીકારી લીધા પછી ? ... ... ...

પરબીડિયામાંનો પત્ર લખાઇને છેક અહીં-પોંડિચરી-આવવાનો હતો એટલે સ્વાભાવિક રીતે જ એનું પહેલું વાકય છે આ : "મેઘાણીભાઇના અવસાનના ખબર મળ્યા હશે." પણ મારું તો એ ખબર સાંભળવાનું દુર્ભાગ્ય સુરત ખાતે જ નિર્માયલું-તમે ચાલી નીકળ્યા પછીના અડતાળીસ જ કલાકમાં. એ દહાડે, (આપણી જૂની રસમ મને ગમે છે તેથી આમ જ કહું કે) તમારાં બહેન ને હું એક વૃદ્ધ વિદ્વાન મુરબ્બીને ત્યાં સાંજે મળવા ગયેલાં, તેમણે બીજી કાંઇક વાત થઇ ન થઇ ત્યાં જ કહ્યું : "મેઘાણી વિશે તમને કાંઈ ... ખબર પડી ?" હું : "ના, શું ?"—"He died!" હું (મોં બહાર નીકળી આવેલ જીભ કચરતાં) : "ખરેખર ? હોય નહિ !" તેમણે જવાબમાં એ વખતે સામું ધરેલ છાપું. છતાં ત્યાર પછીના બે દિવસનાં છાપાંમાં પણ એ વાત જેટલી વાર વાંચતો તેટલી વાર મનને થતું કે .છાપાં કેટલી યે વાર રાજકીય બાબતોમાં ખોટાબોલાં નીવડે છે તેવું આ ખબરનું પણ આખરે ઠરે તો કેવું સારું. વળી એમે થયેલું કે આ દિવસો સ્વપ્નામાં તો નહિ વીતતા હોય ને ! ખાતરી કરવા, હાથે ચૂંટીએ ખણી જોઈ. હતભાગ્યે, હાથ ને ચૂંટી, છાપાં ને એમાંની ગોઝારી ખબર-બધુંય સાચું હતું. એ બધાં એ દિવસોમાં તો આ માયાવી કહેવાતી દુનિયાનાં જાણે બ્રહ્મ સત્યો-ને છતાં ક્રૂર, કડવાં, ખારાં ઝેર બની ગયાં હતાં.

તત્ત્વજ્ઞાનના એ શબ્દો એકાદ તાત્ત્વિક સૂત્ર પણ સુઝાડે છે : તમે જીવતાં અમને અમારા સંસ્કારવારસા પ્રત્યે જાગ્રત કર્યા, તો મરતાં જીવનની ક્ષણભંગુરતા પ્રત્યે જાગ્રત કર્યા. બંને સ્થિતિમાં ઉદ્બોધન એ જ તમારું કર્તવ્ય કર્મ ઠર્યું. શબ્દસ્વામીઓમાંના પણ થોડાને જ આવું વિરલ સદ્ભાગ્ય સાંપડે છે.

ક્ષણમાં ભાંગે તેવું, પણ એ તો શરીર જ-એ તો ઇન્દ્રિયાદિક દ્વારા જીવાતું પાર્થિવ જીવન જ. બાકી તો, એ જીવનને સંહારનારા 'સંહારના સ્વામી'ને તમે ગાયો છે તેમ એનું શિવસ્વરૂપ, પણ, ક્યાં નથી ગાયું એ જ ગીતમાં ? એ ગવાતું-બુલંદ સ્વરે એને તમારા અદ્ભુત કંઠમાંથી નીતરતું—જ્યારે સવા પાંચ વર્ષ પર અમારા કૉલેજહોલમાં પહેલી ને છેલ્લી વારે સાંભળ્યું ત્યારે મને કેટલો આનન્દ થયો હતો, કેટલાં માન ને પ્રીતિભાવ તમારે માટે વધ્યાં હતાં-એમ જાણી ને કે તમે બાહ્યજીવનમાં અનુભવાતાં વીર, કરુણ આદિને માણી મણાવીને અટક્યા નથી પણ ભક્તિનો ઉચ્ચ આન્તરજીવનનો રસ પણ પી અને પાઈ જાણો છો.

શબ્દ સકારણ બેવડાવીને કહું કે એ રસમાં મારા જેવા થોડાને જે કાંઈ રસ હશે તેમને માટે તો આ સજીવ શ્રદ્ધામાં આશ્વાસન છે કે તમારો ઋજુ ને સ્નેહાળ જીવાત્મા દેહ છોડયા પછીના વિશેષ આત્મવિકાસમાં લીન છે અને રહેશે. પણ તમે ગયા પછીના દિવસોમાં અમે જે જોયું સાંભળ્યું જે કોઈ પણ દેશકાળના થોડા જ કવિઓના ભાગ્યમાં હોય છે-તે તો જુદું જ. પણે એક બાળક શોકભર્યે સાદે 'કોઇનો

# સામાન્યોના ભેરુ

બાબુભાઈ પ્રાણજીવન વૈદ્ય

મંગળવારનો દિવસ હતો. ટાઢો હળવો આવતો હતો. હું અને મેઘાણીભાઈ નીચું ઘાલીને લખ્યે જતા હતા. હું 'ફૂલછાબ'નો પહેલો ફરમો તૈયાર કરવામાં પડ્યો હતો અને મેઘાણીભાઈ તેમનું અનોખું સાહિત્ય સર્જી રહ્યા હતા. ઓફિસમાં સંપૂર્ણ શાંતિ હતી.

હું મારા કામમાં મશગૂલ હતો ત્યાં એક છોકરાએ આવીને મને કહ્યું: "બહાર રસ્તા પર એક ડોસો બેભાન પડ્યો છે."

હું શાંતિથી ઊભો થયો. મેઘાણીભાઈને કશી ખલેલ ન પડે એ રીતે ઓફિસની બહાર આવ્યો. રસ્તા પર આવીને જોયું તો એક વૃદ્ધ આદમી બેભાન અવસ્થામાં 'ફૂલછાબ' કાર્યાલયની સામે પડ્યો હતો. તેના શરીરનું ડોસાને કશું ભાન નહોતું રહ્યું. ઝાડા અને ઊલટીઓમાં તે હબડબતો પડ્યો હતો. તેના કપાળે હાથ ફેરવતાં તેને સખત તાવ હોય તેમ જણાયું.

પાડોશના બૈરાંઓએ ડોસાને ચક્કર ખાઈ પડતો દેખી તેના માથાં પર ઠંડું પાણી રેડ્યું હતું. પાણી રેડવાથી ડોસાને કંઈ કળ વળતી હોય તેમ જણાતું હતું.

મને લાગ્યું કે મારે આ ડોસા પાસે થોડો વખત રહેવું પડશે. હું ઓફિસમાં પાછો આવ્યો. ઝવેરચંદ-ભાઈને તેમના કામમાં વિક્ષેપ પાડીને મેં કહ્યું. "ભાઈ, બહાર કોઈ માણસ ગંભીર સ્થિતિમાં પડ્યો છે. હું થોડી વાર તેની પાસે જઉં?"

"શું છે?" ભાઈએ ચશ્મા ઉતારતાં પૂછ્યું.

"ઝાડા-ઊલટી ને તાવમાં એ બેભાન પડ્યો છે. જોઉં, તેને માટે કંઈ થઈ શકે તો!" મેં કહ્યું.

"ચાલોને, હું ય આવું." કહી ભાઈ પણ ઊભા થયા.

અમે બંને બહાર આવ્યા ત્યારે ડોસાને જરા શાતા વળી હતી. ચશ્મા પહેર્યાં હોવા છતાં તે બરાબર જોઈ શકતો ન હતો. કાને પૂરું સાંભળી શકતો નહોતો, એની નાડીનો વેગ હંમેશના વખતનો હતો.

"બાબુભાઈ," મેઘાણીભાઈએ કહ્યું, "આને માટે કોફી બનાવી હોય તો?"

"તો બહુ સારું," મેં કહ્યું.

મારી પત્ની કોફી બનાવવા ગઈ.

મેઘાણીભાઈ પણ ડોસાની બાજુમાં બેઠા. ડોસા માટે મોસંબી લાવવા તેમણે માણસ દોડાવ્યો. તેને માટે નવું ધોતિયું મંગાવ્યું. કોફી આવી. મેઘાણી-ભાઈ પોતે એ કોફી તેને પાવા લાગ્યા. કોફી પાતાં પાતાં ભાઈ કહે: "આજે હું ગાડીમાંથી ઊતરીને આવતો હતો ત્યારે મેં આ ડોસાને જોયો હતો. તેની આંખે પૂરું સૂઝતું નથી, છતાં એ સીધે રસ્તે ચાલવાને બદલે કેડી તરફ જતો હતો. મને સમજાય છે, એને આપડાને ઝાડા થયા હશે; એબ ઢાંકવા એ કોઈ વાડ કે બાડનો આશરો શોધતો હશે. અને આખરે તેનું ખળભળી ઊઠેલ શરીર હાથમાં નહીં રહ્યું હોય ત્યારે જ અહીં ઢળી પડ્યો હશે."

એક નાનું એવું ટોળું ત્યાં જમા થઈ ગયું હતું.

"ભાઈ," મેં કહ્યું, "હમણાં કાઠિયાવાડમાં કોલેરાનો ઉપદ્રવ ચાલે છે, એટલે આ માણસને હોસ્પિટલમાં મોકલી દઈએ તો સારું?"

"હા—એ વાત બરાબર છે. તેની સારવાર માટે આપણા એક માણસોને ત્યાં રાખજો, પણ આવી દશામાં તે ડોક્ટરની સારવાર હેઠળ હોય તો સારું."

"એને હોસ્પિટલ ભેગો કેમ કરીશું?" મેં પૂછ્યું.

"આપણી કાર્યાલયની રેંકડીમાં સુવાડીને તેને દવાખાને પહોંચાડીએ", મેઘાણીભાઈએ કહ્યું.

ડોસાને રેંકડીમાં સુવડાવી અમે ઊપડ્યા.

પહેલાં તો ડોક્ટરને એક દરદી આવ્યાની જાણ કરી. પણ પાંચ-સાત મિનિટ સુધી ડોક્ટર બહાર આવ્યા નહીં, ત્યારે હું સીધો તેમનાં ઘરમાં જ ગયો. કહ્યું: "ડોક્ટર, એક ગંભીર કેસ લાવ્યો છું."





અમારી સમિતિમાં આવી શકો છો.' એઓશ્રીએ એક સાચા રાષ્ટ્રભાષાપ્રેમી ગુર્જર સાહિત્યકારની ગૌરવભરી ઢબે કહ્યું કે, 'જરૂર હું તમારી સમિતિમાં આવીશ.' મેં આ વસ્તુ અમારી સમિતિના અધ્યક્ષ શ્રી. કનૈયાલાલ મુન્શી અને શ્રીમતી શારદાબહેન સમક્ષ મૂકી અને તેઓશ્રી અમારી સમિતિના માનદ સભ્ય તરીકે લેવાયા.

આ વર્ષે અખિલ ભારતીય હિન્દી સાહિત્ય સંમેલનની સ્થાયી સમિતિમાં ગુજરાતના બે સભ્યોમાંના એક શ્રી. મેઘાણીભાઇ હતા. સંમેલનના કરાચી અધિવેશનમાં આવવા તેઓશ્રીએ વચન આપેલું પણ માંદગીએ તેમને વચન પાળવા અસમર્થ બનાવ્યા. મારી અભિલાષા હતી કે હિન્દી સાહિત્ય સંમેલનના મુંબઇ અધિવેશન પ્રસંગે આપણા રાષ્ટ્રીય કવિ અને ગુર્જરીના લાડકવાયાને પ્રત્યક્ષ નિહાળી સાંભળી હિન્દી જગત બેહદ ખુશ થશે. પણ આજે તો કાંઇ જુદુંજ લખી રહ્યો છું.

મેઘાણીભાઈ એક સાચા રાષ્ટ્રીય પુરુષ હતા. મેં અમારી વર્ધા સમિતિ માટે વાર્તા માગી. તેમણે તરત જ અનુવાદની પરવાનગી આપી. મેં તેમની એકાદ કૃતિને હિન્દીમાં અનુવાદ કરવાની પરવાનગી માંગી. તરત જ જવાબ મળ્યો કે 'તમે પસંદ કરી લઈ શકો છો.'

મેઘાણીભાઈની ગુણગ્રાહકતા તો અપૂર્વ હતી. એક વાર વનિતા વિશ્રામના શિક્ષકોએ તેમને નિમંત્રણ આપ્યું. તેઓ આવ્યા. તેમને યોગ્ય સન્માનમાં વિદ્યાલયની બાળાઓએ તેમનું ગીત 'ધરતી માંગે છે ભોગ રે'નો કળાત્મક અભિનય સાથે ગરબો રજૂ કર્યો. આખોએ વખત મેઘાણીભાઈ મન્ત્રમુગ્ધ થઈ ડોલ્યા કર્યા. પોતાના વક્તવ્યમાં કહ્યું કે, 'આજે હું આ બાળાઓની રજૂઆતથી બેહદ ઋણિ થયો છું. ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાં આ રીતે મારા ગીતો ભાગ્યે જ કોઈ રજૂ કરી શક્યું હશે. મને તો આ વસ્તુ અત્યંત અપૂર્વ લાગી.'

મેઘાણીભાઈ સદૈવ નવજવાન હતા. એક વાર વાતોમાં સ્વાસ્થ્ય અને ઉંમર વિષે ચર્ચા થઇ. તેમણે કહ્યું કે પચાસ વર્ષની વયે માણસ પોતાને ઘરડો કલ્પે અથવા ઘરડો દેખાય એ તો આપણા દેશનું દુર્ભાગ્ય છે. મને તો ઘડપણ જેવું મનમાં જરાએ લાગતું નથી. આ મૂછોના ધોળાવાળ ભલે મને પચાસ વર્ષનો ગણાવે.

એકવારની મુલાકાતમાં પ્રત્યય જોયું કે તેમના હૃદયને નોઆખલી અને બિહારના હત્યાકાંડો વલોવી રહ્યાં છે. તેમના એકેએક શબ્દમાં દર્દ હતું. માર્ગ શોધતાં હોય એમ લાગતું હતું. એમનો આત્મા કકળી ઊઠ્યો હતો કે આનો ઉકેલ શો ? આ અકળામણ જ માનવતાની પરિમાપક વસ્તુ છે.

હું આ વર્ષમાં આઠ દસ વાર મેઘાણીભાઇને મળ્યો. પોતાનાઓને મળવામાં જે આનંદ અનુભવું છું તે જ આનંદ મને અહીં મળતો. તેમના જીવન વિષે અનેકના અનેક અનુભવો છે. મારા અનુભવો મારા પૂરતાં છે. મને તો તેઓ સમાજના અને કાળના ખડકોની નીચે વહેતી લોકજીવનને પાલન કરનારી અને સાહિત્યજીવનને પોષનારી લોકસાહિત્યની ગંગાને ઉપર લાવનાર એક ભગીરથ લાગ્યા. તેમનામાં બીજા બધા ગુણોની ઉપર પહેલી નજરે સ્પષ્ટ વર્તી શકાય એવો કોઇ મહાગુણ હતો તો તે હતો 'મહાન માનવ'નો અપૂર્વ વારસો. આવા નરવીરો દેશનું ગૌરવ છે. આજે આપણે અમુક અંશે આ વૈભવ વિહોણા થયા છીએ.





પર કોઈ સૂગ ન હતીઃ ત્યાં તો દેખાતો હતો–લખ્યું જીવવાની તક મળ્યાનો આનંદ.

પણ અમને જોઇને ધર્મશાળામાં માણસોનું નાનું એવું ટોળું જમા થઈ ગયું હતું. તેમાંથી એક મુસ્લિમ યુવાને આગળ આવી અમારી કોઇની વાટ જોયા વિના ડોસાને સાફ કરવાનું શરૂ કરી દીધું. મેઘાણીભાઇ અને હું એ યુવાનની સ્ફૂર્તિ જોઈ રહ્યા. ઘણી જ ઝડપથી ડોસાને ઓછામાં ઓછી તકલીફ પડે એ રીતે તે યુવાન મળ સાફ કરી રહ્યો હતો. ડોસાને સુવડાવી તેનાં બગડેલ કપડાં લઈને યુવાન ધોવા ચાલ્યો.

"ભાઈ," મેઘાણીભાઇએ તેની પાસે જઈ કહ્યું, "સેવાનો આવડો મોટો લ્હાવો તમને એકલાને નહીં લેવા દઉં. લાવો; હું એ કપડાં ધોઈ આપું."

"અરે, બાપુ!" પેલો મુસ્લિમ કહે, "આમાં સેવા શી ને વાત શી! હું તો ગાડીવાળો છું. ઘોડાનાં મળ-મૂત્ર ચૂંથું છું. તો આ તો આદમી છે! અને આ ડોસાની જગ્યાએ મારો બાપ હોય તો?"

"રંગ છે, યુવાન! આ ડોસાની જગ્યાએ આપણા બાપ હોય તો! દરેક વૃદ્ધમાં જેને બાપનાં દર્શન થાય એ યુવાનને ધન્ય છે. પણ તમને આ બાપાનાં લૂગડાં ધોવામાં મદદ કર્યા વિના મને ચેન નહીં પડે."

અમે બંને એ યુવાનની સાથે ડોસાનાં કપડાં ધોવા લાગી પડેલ.

ડોસાને સાફસૂફ કરી. કોરાં કપડાં પહેરાવી તેને અંદરની પરશાળમાં ખાટલા પર સુવડાવી મેઘાણી-ભાઇએ તેને પૂછ્યુંઃ "તમારે કાંઇ જોઈએ છે?"

"ના," ડોસાએ કહ્યું, "મારી પાસે એક રૂપિયો ને ત્રણ આના છે, હું મારી દીકરીને ઘેર જતો'તો. તાવ તો ઘણા વખતથી આવે છે. તમે બધાએ મારી જે ચાકરી કરી એથી વધુ બીજું કોઇ શું કરવાનું છે? બા-પા, ભગવાન તમારું ભલું કરે. આજની રાત અહીં પડયા રે'વા દ્યો. કાલ હાલવાની તેવડ લાગશે તો જતો રહીશ."

"તમારે જવાની ઉતાવળ કરવાની જરૂર નથી. બે ત્રણ દિવસ અહીં રહો. તમને ખાવા-પીવા તથા દવાની સગવડ અમે કરી આપીશું." મેઘાણીભાઈએ કહ્યું.

"તમે તો સારા માણસ છો, એટલે મારા સારુ મે'નત કરો છો. પણ મારાથી કંઈ મીઠા ઝાડનાં મૂળ ખવાય?"

ડોસાની આવી ઊંચી સાર-દૃષ્ટિએ મેઘાણી-ભાઇને ગદ્‌ગદિત બનાવી મૂકેલ.

તે દિવસે સ્ટેશને જતાં ભાઇ મને કહેતા હતાઃ "બાબુભાઈ, મને તો એ ડોસાની દૃષ્ટિ પ્રત્યે માન ઊપજ્યું છે. એની પાસે ઓગણીસ આના છે, એટલે એને બીજું કશું જોઇતું નથી. આપણે તેને માટે લગભગ કંઈ જ નથી કર્યું છતાં તેને તો જગત ભલાં માણસોથી ભર્યું લાગે છે. આનું નામ તે સાચો આશાવાદ."

અને ત્રીજે દિવસે એ ડોસાને ચાર રૂપિયા આપતાં મેઘાણીભાઇને જે આનંદ થયો હતો તે કદી ભૂલાય તેમ નથી.

× × ×

લેખકોના અધિકાર માટે ઝવેરચંદભાઇ હંમેશાં જાગ્રત રહેતા. એને અંગે તેમને અનેક લડનો ચલા-વવાનાય પ્રસંગો આવ્યા છે. "લેખકોને અમે પ્રસિદ્ધિ આપીએ છીએ ને!" એવી પ્રકાશકશાહી તુંડમિજાજી સામે મેઘાણી સદૈવ ઝૂઝતા રહ્યા હતા. કાવ્યો, વાર્તાઓ કે રાસોના સંગ્રહો તૈયાર કરનાર કાગળ, શાહી, છપામણી બધાંનું ખર્ચ કરે અને લેખકનું લખાણ મફત માગે એ વસ્તુ તેમને ખૂંચતી.

પણ મેઘાણીભાઇની આ લડતમાંથી તેમને વિશે કેટલાક લોકોમાં એક ખોટી અસર ઊભી થવા પામી હતી. "ઝવેરચંદભાઈ તો રોકડિયા છે. પૈસા સિવાય બીજી કોઈ વાત તેમને સૂઝતી નથી. સાંકડા જીવના છે." એવી જાતની ટીકા થતી પણ મેં સાંભળી છે.

મેઘાણીએ મોટાં દાનો નથી કર્યાં કે મોટા ફાળા ઊઘરાવવાની સરદારી નથી લીધી એ ભલે, પણ





"હા, પૈસા ન મળે તેવા દરદીને લાવ્યા હશો."

"આ તો ગરીબ માણસ છે. રસ્તા પર બેભાન પડયો હતો. તેને એક દિવસ દવાખાનામાં રાખો. જીવે તો સારું. મરે તો તેનાં નસીબ, પણ રાણપુરના રસ્તા પર એક માણસ તરફડીને મર્યો એમ તો નહીં કહેવાય. અમે તેને માટે કપડાં, મોસંબીની વ્યવસ્થા કરી છે. અમારો એક જણ તેની પાસે જાગશે પણ ખરો. આપ એને દવાખાનાના વોર્ડમાં રાખો."

"તમારે તેને હોસ્પિટલની સારવાર અપાવવી હોય તો તેને વઢવાણ કાં અમદાવાદ મોકલો." ડૉક્ટરે કહ્યું.

"ડૉક્ટર એવી મશ્કરીની વાત રહેવા દો. આ માનવતાનો સવાલ છે. ગામની પ્રતિષ્ઠાનો પ્રશ્ન છે. રાણપુરના રસ્તા પર કોઈ માણસ તરફડીને મરે તેમાં આપણી શોભા નહીં. આપ કૃપા કરીને તેને તપાસો તો ખરા !"

ડૉક્ટરે બહાર આવી દરદીને હાથ પણ અડકાડયા વિના કહ્યું; "આને કંઇ નથી. એને વોર્ડમાં દાખલ કરવાની જરૂર નથી."

ઘણી માથાકૂટ કરવા છતાં ડૉક્ટર એક ટળી બે ન થયા.

ડોસાને ધર્મશાળાના ઓટલા પર મૂકી હું પાછો ઓફિસમાં ગયો.

"કેમ, ભાઇ !" મેઘાણીભાઇએ પૂછ્યું, "એને દવાખાનામાં મૂકી આવ્યા, ડૉક્ટરે શું કહ્યું ? ડોસા બચશે તો ખરાને ?"

"ડૉક્ટરે તો એને દવાખાનામાં દાખલ ન કર્યો." ડૉક્ટરે બતાવેલ હલકી વૃત્તિથી મને થોડી ચીડ ચડી હતી.

"દાખલ ન કર્યો ? શા માટે ?" ભાઇએ પૂછ્યું.

"આ ડોસા પાસેથી કાંઈ પ્રાપ્તિ થવાની આશા નહીં ને !" મેં સહેજ કડવાશથી કહ્યું.

"પણ તેની સારવાર માટેના ખર્ચની જોગવાઈ તો આપણે કરવાના હતા ને ? તમે ડૉક્ટરને એ વાત ન કહી ?"

"એ વાત તો કહીઃ પણ તેમાં ડૉક્ટરના ખિસ્સામાં શું આવે ?"

"શું કહો-છો ? મેઘાણીભાઈએ તેમના લાક્ષણિક સ્વરે પૂછ્યું, "માણસના મોતમાંથી એને કમાણી કરવાનું સૂઝે છે ?"

"રાણપુરનાં એટલાં કમનસીબ !"

"હું જઉં છું. ડૉક્ટરને સાફ સાફ સંભળાવી દઈશ." ભાઇએ ઊભા થતાં કહ્યું.

મને લાગ્યું કે મેઘાણીભાઈ જશે તો કદાચ વાત વધી જશે. છેવટે મેં સૂચના મૂકીઃ "ભાઈ આ ડૉક્ટર તો સુધરાઈનો નોકર છે. આપણે બંને સુધરાઇને જ શા માટે અરજી ન કરીએ ?"

મેઘાણીભાઇએ મારી વાત સ્વીકારી.

મેઘાણીભાઈના મનમાંથી પેલા જર્જરિત ડોસાની વાત ભૂંસાતી ન હતી. સાંજે અમે વાળુ કરવા ગયા ત્યારે મેઘાણીભાઈ મારી પત્નીને કહેઃ "દયાબેન, તમને જરા મોડું તો થશે, પણ પેલા ડોસાને જોઈ આવ્યા વિના મને ખાવાનું નહીં ભાવે. હું જરા ધર્મશાળા સુધી જઇ આવું."

"હું પણ આવું છું." મેં કહ્યું.

અમે ધર્મશાળામાં ગયા.

ડોસો ઓટલા પર પડયો હતો. તેને વળી ઝાડો થયો હતો. માખીઓ બણબણાટ કરતી હતી. ચોખલિયા માનવીને તો ડોસાથી દશ ફૂટ દૂર ઊભવું ય ગમે તેવું ન હતું. મેઘાણીભાઇએ ડોસાની બાજુમાં બેસી તેને પૂછ્યુંઃ "હવે કેમ છે ? કાંઈ ખાવું છે ?"

"ના-ભાઈ ! ખાવું કાંઈ નથી. હમણાં એક ઝાડો થઈ ગયો છે. બાકી હવે સારું છે." ડોસાએ ધીમા કંપતા સાદે કહ્યુ.

"બાબુભાઈ, આપણે આને પખાળી સાફ કરી દઈએ. તમે પાણી રેડોઃ હું તેને ધોઇ દઇશ." મેઘાણીભાઇએ બાંયો ચડાવતાં કહ્યું. 'સંત દેવીદાસ' નો સર્જક માનવતાનો સાદ સાંભળી એ ડોસાનાં મળમૂત્ર સાફ કરવા તૈયાર થઇ ગયો. એના મુખ

# મનનો મોરલો ઢળી પડયો

જિતુભાઇ પ્ર. મહેતા

ઓહયો મોરગલ મોશમમાં રાતો ચોળ થઈ ફાટી પડે છે. આકાશનો કોઈ દૂાંધયો તારો રાતોની રાત ચળકીને ખરી જાય છે. અગન ચંદૂરનું ગીત ચોમાસામાં ખેતરો ઉપર ઢોળાઈ પડે છે. બગીચો કોઇ ખાસ દિવસે ચળકમળક થતો નજરે પડે છે.

પણ ઝવેરચંદ મેઘાણીની કલમ તો રોજ ખીલે. વરસોનાં વરસો લગી એમનું સાહિત્ય કળા કરે. જ્યારે એમની કલમવાડી ઉપર આંખ મૂકો ત્યારે રૂપ, રંગ, સુવાસ અને તાઝગી સામાં મળે.

*

પચ્ચીસ વરસ લગી આવો ઉમળકો રાખી કૃતિનું સર્જન કરવાનું અને એ કૃતિ ગુજરાતને આપવાનું ભાગ્ય એક ઝવેરચંદ મેઘાણીનું જ હતું.

ઝવેરચંદ જ્યારે ભાવનગરની સામળદાસ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે કૉલેજના વિદ્યાર્થીઓ એક સામયિક પ્રસિદ્ધ કરતા. એમાં ઝવેરચંદના પ્રથમ લેખો પ્રગટ થયા હતા. 'અધીરીના ઉમળકા' અને 'જગત બહાર ગમે ત્યાં.'

એ બે લેખોએ, તે દિવસે જ એક ગુલાબી કલમ તારવી આપી. એ કલમમાં મેઘાણીના હૈયાનું પાન મેંદીની જેમ છુંદાયું હતું.

એમનામાં એ દિવસથી એક કલાકાર સળવળ્યો હતો. એ કલાકાર એમના મૃત્યુ સુધી એમના પડછાયા જેમ જ રહ્યો.

ગુજરાતમાં સાહિત્ય હતું, થોડી કલમો હતી. પણ ઘણી કલમો સામે સફેદ કાગળ રહેતો અને એના પર એમ ને એમ, આંખ વાટે શબ્દો જઇ પડતા.

ઝવેરચંદ મેઘાણી આગળ ગાળચટુ ગળું હતું. કંઠમાં શબ્દ ગોઠવાતો અને ધ્વનિનું રૂપ લઇ એ શબ્દ કાગળ પર જતો.

ત્યારે સાહિત્યકારો, મોટા ભાગે એવી શૈલી રચતા કે એમાં એક પ્રકારનો ભાર લદાયેલો લાગતો. મન ઉપર ઊર્મિની મોરલી વરસી પડતી તો શૈલી એ થનગનાટ રજૂ કરતાં સંકોચ અનુભવતી.

મેઘાણીભાઇએ કલમ લીધી અને ઊર્મિને સાબદી કેડી મળી ગઈ. લાગણીવેડાનું, આળા હૈયાનું એ રૂ ન હોતું કે, એમાંથી કન્યાઓ જેનું પૂજન કરે છે એ ગોરમાના વાઘા તૈયાર થાય.

દિલ ચોર્યા વિના, એમની અંદરના કલાકારે જગત નિહાળ્યું, નિરીક્ષણ કર્યું અને રસાળ શૈલીમાં તરવા લાગ્યા.

*

ઝવેરચંદભાઈ ઉપર કલાપીની ખૂબ અસર હતી. એમના ગળામાંથી કલાપીનાં ગીતો આબાદ બહાર નીકળતાં, 'સયારી અશ્રુની ધારા' એ એમનું અતિ પ્રિય ગીત હતું.

કલાકારને પહેલેથી, આંસુ અને નિઃશ્વાસ સાથે વધુ બનતું છે. મેઘાણીભાઈએ કલાપીનાં એ મોતીઓને કંઠમાં ખૂબ પરોવ્યાં છે.

સંભારણાં તો એટલાં છે કે એ તારવવાનું કામ આજે મુશ્કેલ થઇ પડ્યું છે, મનનો આવો કોઈ મોરલો ઢળી પડે એની વિગતો ગૂંથવી વસમી થઈ પડે છે.

*

એઓ જીવણલાલ કંપનીમાં રહ્યા. કલત્તામાં વસવાટ કરવા ગયા. વચ્ચે શ્રી. જીવણલાલ સાથે વિલાયત ગયા. ખાસ કરીને દૂધ ઉપર ત્યાં રહ્યા અને હિંદ પાછા આવ્યા.

એમની વાતોમાં એમની વિલાયતની યાત્રાનો ઉલ્લેખ ન જ થતો. એમાં એમને બહુ મોજ પડી ન હોતી.

પછી તો તેઓ પત્રકારત્વમાં આવ્યા. અને એ દિવસથી એમની કલમ ચાલી ચાલી તે ઠેઠ એમના મૃત્યુથી જ અટકી.

*

સોરઠી સાહિત્ય રજૂ કરીને, એમણે ગુજરાતની ભાષામાં જોશ આણ્યું. એ લોકસાહિત્ય એમણે





સામાન્ય માનવનાં દુઃખની વાત સાંભળી તેમનું હૃદય કદી દ્રવ્યા વિના નથી રહ્યું.

એક વખત "પ્રજાબંધુ"માં વાત આવી કે જાણીતા હિંદી કવિ નિરાલાજી પોતાનું જીવન કંગાલિયતમાં વીતાવે છે. તેમને એવા દિવસો ય કાઢવા પડે છે કે જ્યારે જીવનની જરૂરિયાતો પૂરી પાડવાના ય વાંધા પડે.

આ ખબર વાંચી મેઘાણીનું કવિહૃદય ધ્રૂજી ઊઠ્યું. કવિતાનો પંથ ખુવારીનો પંથ હોવાનું મેઘાણીભાઈ જાત અનુભવ પરથી જાણતા હતા. કવિને ત્યાં ધનની છોળો નથી ઊડતી. પણ કવિ તો ખુવારીનો રાહ પોતાની જ મરજીથી ગ્રહણ કરે છે. કાવ્ય-સર્જન એ તેની મોજ છે. સર્જનનો આનંદ એ જ કવિની સાચી તૃપ્તિ છે. અમદાવાદમાં મળેલ લેખક-મિલન પ્રસંગે મેઘાણીભાઈએ નહોતું કહ્યું કે, "જીવણલાલ કંપનીમાં રહ્યો હોત તો આજે કદાચ મહિને પાંચહજાર રૂપિયા કમાતો હોત. સાહિત્યસર્જનમાં મેં એવી જબરી કમાણી નથી કરી, પણ પાંચહજાર કમાત તો હું 'મેઘાણી' ન રહેત ને! મને તો મેઘાણી રહ્યાનો સંતોષ છે," વગેરે?

પણ એ કવિ ભૂખ્યો બેઠો રહે તે કેવું ખરાબ? નિરાલાજીની વાત વાંચી ઝવેરચંદભાઈએ એક રૂ. ૫૦નો ચેક દિલ્હીમાં રહેતા શ્રી. યશવંત પંડ્યા પર મોકલી, તેમાં લખ્યું કે, નિરાલાજીનાં સરનામાની મને ખબર નથી. તેઓ આર્થિક સંકડામણ ભોગવે છે તે જાણી મારા તરફથી આ નાની રકમ ફૂલ-પાંખડીરૂપે મોકલું છું. કૃપા કરી તે નિરાલાજી પર મોકલાવી દેશો.

થોડા દિવસ પછી શ્રી. પંડ્યાનો પત્ર આવ્યો, તેમાં કંઈ એવી મતલબનું લખ્યું હતું કેઃ 'નિરાલાજી મુશ્કેલીમાં છે એ વાત સાચી છે, જીવનની જરૂરિયાત મેળવવાના ય ક્યારેક તેમને વાંધા હોય છે તે ખરું. પરંતુ તેનું કારણ જુદું છે, હિંદીના એ સમર્થ કવિની જનતાએ કદર નથી કરી એમ નહીં કહેવાય. પૈસા તો તેઓ ઠીક કમાયા છે, પરંતુ તેમની ટેવોને લીધે એ પૈસા તેમની પાસે ટકતા નથી, તેમની પાસે ગમે તેટલા પૈસા હોય તો પણ એ ઉડાવી દેવાના. તમારા પચાસ રૂપિયાનો તેમને મન કશો હિસાબ નહીં હોય અને હું જાણું છું કે તમે પરસેવો રેડીને રળેલ રૂપિયા પચાસ તમારે માટે કિંમતી છે. આ વાત ધ્યાનમાં લઈને તમારા રૂપિયા પચાસ પાછા મોકલું છું.'

એ પચાસ રૂપિયા પાછા મળ્યા તેનો મેઘાણીભાઈને કોઈ હર્ષ ન હતો.

× × ×

કોઈ બેને દક્ષિણ હિંદનાં ગામમાં બેઠાં બેઠાં ઝવેરચંદભાઈનાં એક પુસ્તક વિશે અમુક પુછાણ કરેલ. સાથે સાથે એ પુસ્તક કયે ઠેકાણે મળી શકશે તે પણ પુછાવ્યું હતું.

મેઘાણીભાઈએ તેમની ટેવ મુજબ એ પત્રનો વિગતવાર જવાબ આપેલ. અને એ પુસ્તકના પ્રકાશકનું સરનામું આપવાને બદલે રજિસ્ટર્ડ બુક-પોસ્ટથી એ પુસ્તક જ પોતાના તરફથી ભેટ તરીકે મોકલાવી દીધેલ.

"ભાઈ, આ રીતે મફત પુસ્તકો મોકલવાનું તમને કેમ પોસાય?" મેં એ વખતે પૂછ્યું હતું.

"ત્યારે શું કરું? દૂર દૂરથી એક ગુજરાતી બેન મારાં કોઈ પુસ્તકમાં જીવંત રસ લઈ મને પત્ર લખે, તેને પ્રકાશકનું સરનામું આપતાં હું ભૂંડો ન લાગું?"

પોણોસો પુસ્તકોના સર્જકમાં સામાન્ય વાચક પ્રત્યે આટલો વિવેક હોય તેવું ભાગ્યે જ જોવા મળે છે.

ગુજરાતને કોઈ બેકદર કહેતું તો મેઘાણીભાઈ નાખુશ થતા. તેઓ કહેતાઃ "જેને જનતામાં શ્રદ્ધા ન હોય એ માણસ પોતે જ બેદો ગણાવો જોઈએ. મને ગુજરાતે શું નથી આપ્યું? હું દૂધ ચોખા ખાઉં છું તે ગુજરાતને જ પ્રતાપે ને?"

સામાન્ય વાચકને ઝવેરચંદભાઈએ હંમેશ આરાધ્યદેવ માન્યો હતો. એના પ્રત્યે તેમણે કદી ય બેદરકારી દાખવી નહોતી. મેઘાણીભાઈ જીવ્યા આ સામાન્ય વાચકના સાથમાં, અને હવે તેઓ અમર થશે આ જનતાના જ પ્રેમને કારણે.



એમનું બધું કામ પરવારી એ એક દિવસ બેઠા હતા. 'સૌરાષ્ટ્ર'નો અંક સાવ તૈયાર થઈ ગયો હતો. તાર આવ્યો, જતિનદાસના મૃત્યુનો.

એમની કલ્પના સળગી ઊઠી. 'સૌરાષ્ટ્ર'ને પહેલે પાને એક કવિતા જવી જોઇએ. હાથમાં કલમ લીધી. અને લખાયું :

'રણશીંગા બજિયાં નહિ
નવ ગહેકી શરણાઇ
તલવારોની તાળીઓ
સમરે નવ સંભળાઇ'

આમ ચીલઝડપે એમણે ગુજરાતને અને હિંદુસ્તાનને ઉમદામાં ઉમદા ગીતો આપ્યાં.

*

એમની કવિતાએ પણ અનેક કૂવાનાં પાણી પીધાં છે. મેઘાણીભાઈ પાસે કોઇ અંગ્રેજી ભાષાની કવિતા પહોંચી હોય અને એની સાથે એમનું મન લાગે તો મેઘાણીભાઇ ગુજરાતીમાં એ ભાવ ઉતારે. કવિતા આખી પૂરી થાય ત્યારે એ મૂળ કવિતાને કોરે મૂકી દે.

એ શક્તિ એમને વરી હતી. 'કોઇનો લાડકવાયો' એ મૂળ ગીતના કરતાં ક્યાં ય ચડિયાતું બનવા પામ્યું છે.

*

એમણે પીડિતોનાં ગીતો રચ્યાં: 'જાગો જગના ક્ષુધાર્ત'. આઝાદ મેદાનની જંગી મેદની વચ્ચે, એમણે આ જાગેલા ગુલામોનું ગીત, 'ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે' ગાયું ત્યારે વાતાવરણ કંપી ઊઠ્યું.

સૂણનારાઓની છાતીના કાંગરા પર પ્રમાણિક રોષની આગ ભડકી ઊઠી. અને 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના તંત્રીલેખમાં આવાં ગાયનોથી, દેશ સળગી ઊઠશે એવી બીક ગાતો લેખ ચમકી ગયો.

'છેલ્લો કટોરો' અને એવાં અનેક ગીતો રચીને એમણે રાષ્ટ્રીયશાયરનું બિરુદ મેળવી લીધું.

આ બધી દેશનો તાલ લેનારી કવિતાઓમાંથી ય, એમનાં કેટલાંક ઊર્મિકાવ્યો કાન આગળ વહેલાં દોડી આવે છે.

*

એક કવિતામાં કવિ મેઘાણીની આંખ આકાશની છેલ્લી વાદળીને ગોતી કાઢે છે. તરત જ એ મોરલાને ઉંચકે છે. એનો આપઘાતી કંઠ માગી લે છે. અને પછી છેલ્લી વાદળીને એ મોરલો સાદ દે છે, શું ગીત છે!

ગીતો ગુજરાતે સાંભળ્યાં છે, સંઘર્યાં છે પણ આ એક ગીત જ્યાં લગી ગળું છે ત્યાં લગી નહિ ભુલાય. જ્યાં લગી કલ્પના છે ત્યાં લગી નહિ વીસરાય.

કવિ રવીન્દ્રનાથ ટાગોર ગુજરાતીમાં ગીતો લખે તો! તો 'રવીન્દ્રવીણા'નો ઝંકાર સંભળાય!

બંગાળી ગીતોને મેઘાણીભાઇએ ગુજરાતની ભોમ ઉપર ઉતાર્યાં. એના એ રસ સાથે, છતાં ગુજરાતી રૂપ સાથે.

*

અરે! રંગૂન ગયા વિના એમણે એક નવલકથા આપી. એમાં આબેહૂબ બ્રહ્મીજીવનના તાણાવાણા!

અને 'માણસાઈના દીવા!' એનાથી તો ગુજરાતની ધરતી સોનેરી થઈ. માણસાઇનો પમરાટ એણે ફેલાવી દીધો. જે માણસોને, સમાજે અંધારામાં ફેંકી દીધા હતા, એમને ગોતીને, એમનું જીવન ચર્ચીને, મેઘાણીભાઇએ એમને હૈયાસરસા ચાંપ્યા.

એ પુસ્તકે નક્કી કરી આપ્યું કે મેઘાણીભાઇ પાસે શૈલી હતી પણ સાથોસાથ અજબ સંયમ હતો.

['વંદેમાતરમ્'માંથી ટૂંકાવેલું]







ક્યાંથી મેળવ્યું? કેવી રીતે હાથ કર્યું? એ આખો ફીણસોતો પ્યાલો તો, 'પરકમ્મા'નાં પાનાં ઉપર રાખી દેવામાં આવ્યો છે.

ધરતીનું ધાવણ પીને, એમની કલમ તંદુરસ્ત બની. એમના પગ હેઠળ એમણે કાઠિયાવાડ આખો કાઢી નાખ્યો.

એક સંશોધક તરીકે એ બહાર પડયા. પણ એમની અંદરનો કલાકાર તો કલાના ધાગા ઉઠાવતો રહ્યો.

ચારણો, ભજનિકો, બારોટો. વાતુડિયાઓ, બહારટિયાઓ, ઢેઢો, ડોશીઓ, ખવાસણો, સોરઠની બહેનો—એ બધાં પાસેથી એમણે લોકજીવનનો પરાગ લીધો અને એમના લખાણમાંથી કાઠિયાવાડી હૈયાનું રંગીન મેઘધનુષ્ય બંધાયું.

એમની કલમને તરબોળ થવું હતું, લોકજીવનની ઊર્મિઓમાં. એટલે એમનું દિલ જઈ પડયું, સંસારમાં. એમના કાન પર અફળાયું એક ગીત.

ગાનારી બાઇની ગોદ ખાલી પડી હતી. કૂખ લીલી થઇ નો'તી. ઘરનાં આંગણાંને એ ગોરી ગારે લીંપતી હતી. પણ એમાં લિજ્જત કયાં હતી?

*

તાજી ગાર લીંપનારી, ઘરનો કોઇ પુરુષ ગાર ઉપર પગલાં પાડે તો ત્રાડુકતી. પણ એ જ સ્ત્રી ઝંખતી હતી, બાળકને. એ ગાતી'તી : 'પગલીનો પાડનાર દ્યો રે રન્નાદે.' લીલી ગાર ઉપર બાળક દોડી જાય અને એ બાળકને પકડી લાવવું પડે એ દી જોવાની એને હોંશ હતી.

એ ગૃહલક્ષ્મીએ ધોયોધફેલો સાડલો પહેર્યો હતો. એ સાડલો એને સાલતો હતો. કારણ કે સાડલાને થોડો મેલો કરનાર, એનો ખોળો ખૂંદનાર કયાં હતો?

*

આવું દર્દભર્યું સંસારી ગીત, સોરઠી સ્ત્રીઓના ગળામાં રમતું. મેઘાણીભાઇએ એ ગીતને ગળામાંથી બહાર આણ્યું. ગુજરાતની આંખ સામે મૂકયું.

ઝવેરચંદભાઈ નર્યા શાસ્ત્રી બન્યા હોત અને એ રીતે જ સંશોધન કરી કરી એમણે કાઠિયાવાડને રજૂ કર્યો હોત તો એમાં આવી લાલી ન આવત. એમનાથી એ બને જ કેમ?

ગીતો વીણવા જવું એ કાંઇ બગીચામાં જઈને ટપોટપ ફૂલ તોડવા જેવું સહેલું કામ નથી.

અને સાથે સાથે એમણે સોરઠની કથાઓ હાથ પર લીધી. 'સૌરાષ્ટ્રની રસધાર' ગુજરાતના હાથમાં ગઈ અને એ ગુજરાતને હૈયે ચોંટી.

*

એ પ્રવાહ ચાલતો જ રહ્યો. એમની લખેલી ઘણી વાતો રસભરેલી છે. એમાં ય 'ઓળીપો' નામની ટૂંકી વારતા, જગત સાહિત્યમાં બિરાજમાન થઈ શકે એવી કલામય છે.

સ્ત્રીનું ઉર આ પુરુષ આટલી ગજબ રીતે કેમ કરીને ઉકલી શકયો હશે?

કાઠિયાવાડના લોકજીવનમાં જે રિવાજો હતા એનો ગંઠો પણ એમણે ગૂંથી લીધો. પરિણામે ઉમદા દસ્તાવેજી સાહિત્ય સંઘરાયું.

લોકજીવનના સીધા સંપર્કને કારણે, ઝવેરચંદભાઈએ ગુજરાતી ભાષાને એવા એવા પ્રાણવાન શબ્દો આપ્યા કે એ શબ્દો પછી તો બીજાઓની કલમમાંથી પણ પડવા લાગ્યા.

*

એમનો એક પગ પત્રકારત્વમાં અને બીજો પગ સાહિત્યના ક્ષેત્રમાં. એમણે નક્કી કરી આપ્યું કે પત્રકાર સાહિત્યકારનો દુશ્મન થવા સર્જાયો નથી.

એટલું જ નહિ, સાહિત્યકારો જ્યાં પહોંચી શકતા નહોતા, ત્યાં પત્રકાર પહોંચી જતો હતો. પત્રકારમાં જે સ્ફૂર્તિ રહેતી એ સાહિત્યના રસાયન માટે બહુ કામની હતી.

રાજકારણના લેખોમાં ય એમણે શબ્દોનું લાલિત્ય મેળવી જાણ્યું. દેશના દિલ સાથે એમની કલમ તાલ મેળવવા લાગી.

*



'વીરા, તું તો બળીને ભસ્મ થયેલાંને સજીવન કરે છે. પણ મારું તો દુર્ભાગ્ય જ છે. એક કોરથી તું મારાં જૂનાં સંતાનોને સજીવન કરે છે તો બીજી કોરથી આમ તો જો, આ નવલોહિયા જુવાનો ટપોટપ પડવા માંડ્યાં છે. જોને, એને કોણ સંભારશે? એયે ધૂળમાં રગદોળાઇ હાલ્યાં, જો ને...'

વાત સાચી હતી. કોઇક જોગંદર અવધૂતે ડાકલું વગાડી, મંત્રેલાં અડદના દાણા છાંટી મડાં જેવાં માનવીઓમાં ચેતન ઉભરાવ્યું હતું.

અને કાળ સામો તાવડો લઈ બેઠો હતો. એના એ તવા ઉપર નવલોહિયા જુવાનો પડી પડીને ધાણીની જેમ ફૂટતાં હતાં...

એણે પૂછ્યું; "આઈ, આમાં કોણ કોણ છે? કોણ કયા બાપનો બેટડો, કઇ માનો લાલ, કઇ તરિયાનો કંથ, કઇ બેનીનો વીરો? એ બધાંને હું ઉદ્ધારીશ, અમર કરીશ."

જવાબ મળ્યો, "ભાઈ જ્યાં રણ ભેળાણું ત્યાં કોણ કોને ઓળખાવે. સહુનાં કોઈક મા, બાપ, લાડી અને બેની હશે ને! પણ આમાં કોણ ઓળખાય? જ્યાં આભ ફાટ્યું ત્યાં થીગડું કેમ દેવાય?

પણ ત્યાં તો ભગીરથે એક અંજલિ છાંટીને એ સહુના અજાણ લાડીલાઓને ઉદ્ધારી દીધાં.

પાછો વળ્યો છે એ પરકમ્માને પંથે. પાછું વાળીને તો એ જોતો જ નથી. પાછળ પાછળ ધીમાં ધીમાં ગુપચુપ ગંગાનાં વહેતાં પાણી હાલ્યાં આવે છે.

પાછાં આઇ મળ્યાં એટલે એટલે એણે કહ્યું, "મા, સિંહોનો સોરઠ તો ફરી વળ્યો. હવે તો નર્મદાના કાંઠાની પરકમ્મા ફરવી બાકી છે. પછી જોવો છે હરિયાળો ગુજરાત જ્યાં સસલાંયે શેર જેવાં પાકે છે."

હજુ તો એ નર્મદાને તીરે પહોંચ્યો ન પહોંચ્યો –રેવાના સ્વાગત સ્વીકાર્યાં ન સ્વીકાર્યાં ત્યાં તો કાળનું તેડું આવ્યું, એણે માને સંભારી.

આઇ આવી. એ જ કાળી કામળી. એજ ચારણ્ય. આંખમાં શ્રાવણ ભાદરવો વરસી રહ્યો છે.

"આઈ, હવે તો છેલ્લા જુહાર છે. મીઠા મોંનાં મીઠડાં લઈ વળાવો. હવે તો જન્માંતરના ગામતરે!"

આઇના આંસુ ખાળ્યાં ખળાતાં નથી.

અને એ ભગીરથ તો એની સર્જેલી સૃષ્ટિમાં ભળી ગયો. જે વીરોને એણે ઉદ્ધાર્યાં હતા એની સાથે કસુંબા લેવા એ તો ઊપડી ગયો!



# સોરઠનો ભગીરથ

પી. રા. ભારદ્વાજ

કાળી કામળી ઓઢેલ એક ચારણી ઉજ્જડ વનવગડામાં ધ્રુસકે ધ્રુસકે રડી રહી છે. એના મરશિયાને સાંભળનારું કોઈ નથી. એના અંતરના વલોપાતને સમજનારું પણ કોઈ નથી.

દૂરદૂરથી એક જુવાન આવી પૂછે છે, 'આઈ, તમે કોણ છો? શીદને આટલો વલોપાત? શીદને આટલી આંતરડી વલોવો છો?'

જવાબ મળે છે, 'મારા વીરા, હું છું ગુર્જરી ગિરા. સગરના સાઠ હજારની જેમ મારાયે હજારો વીરો આજે અવગતિયાં થઈને પડ્યાં છે. એને ઉદ્ધારનારું કોઈ નથી. માટે બેઠી બેઠી રોઉં છું.

'મારા દેવરો અને આલણદે, શેણી ને વીજાણંદની દેવતાઈ વાતું કળજગિયાં લોકના મોઢે ચડી હોળીના ફાગ બની ગઈ છે. મારા દુહા આજે હલકા વરણના બસૂરાં ગાણાં બન્યાં છે. માથું પડે તોય જેનાં ધડ સાત સાત દી લડ્યાં હતાં એવા વીરોની ખાંભીઓ છાણના લીંપણથી દટાઈ ગઈ છે.

'વીરા! એને ઉદ્ધારનારું આજે કોઈ નથી. માટે બેઠી બેઠી રોઉં છું! રોઉં નહિ તો શું કરું?'

'આઈ તું છાની રે? કોઈ નથી તો હું આવ્યો છું ને! એને બધાયને હું ઉદ્ધારીશ.'

'વીરા મારા! દોહ્યલાં છે એ કામ! કાળના થર ચડ્યાં છે. ધરતીને ખોળે વેંતિયાં પાક્યાં છે. મારા એ વીરોની વાતોને, એમનાં અંતરની મોટપને આજના કળજગિયાં જીવ માનશેયે નહિ.'

'ભલે માડી, પણ તોયે હું તો એને ઉદ્ધારવા જવાનો આશીરવાદ દે એટલે પંથે પળું.'

'બેટા માર્ગ દોહ્યલો છે. ગંગા પ્રકટાવવી પડશે. એ તો ભગીરથ કામ છે...

'તારે પરકમ્માના ફેરા ફર્યા જ કરવા પડશે. પાછું વાળીને જોવાશે નહિ. પાછળ પાછળ ગંગાનાં નીર હાલ્યાં આવશે બાપ! પણ તારી નજર સામે તો લાય બળતી હશે. કાળીભઠ્ઠ થઈ ગયેલી ધરતી ધા નાખતી હશે. બળબળતા વાયરા વાતા હશે. એવી વાટે તારે તારો પંથ કાપવા પડશે. અને જો પાછું વાળીને જોઈશ તો થઈ રહ્યું. ગંગા ત્યાંજ ધરતીમાં સમાઈ જશે...'

'એ બધી વાતું મેલને આઈ! હવે તો મીઠાં મોંના મીઠડાં લઈ રજા દે, એટલે જાઉં. તારાં એ બધાંને ઉદ્ધારી તારે ચરણે પાછો આવીશ. નહિંતર જીવ્યા મુઆના જુહાર જાણજે.'

ગુર્જરીને આશા બંધાઈ. એણે આંસુ લોયાં. મીઠડાં લીધાં. ને વીર પળ્યો એની પરકમ્માને પંથે...

એ તો ધરતીના પેટાળ ખુંદ્યે જાય છે. પાછું વાળીને જોતો નથી. એની પાછળ એની સંસારની વાડી લીલી છે કે કરમાઈ ગઈ છે, એ કાંઈ જોવા એ જરીકેય પાછું વળીને જોતો જ નથી. એનો ચાલ્યો જાય છે વેરાનના પટ વીંધતો, આગળ ને આગળ.

એને સંતો મળે છે, ભજનિકો મળે છે, બહારવટિયા મળે છે, પ્રેમીઓ અને વિજોગીઓયે મળે છે. એ સૌને ઉદ્ધારતો એ આગળ ને આગળ જાય છે.

પાછળ પાછળ લપાતે પગલે છૂપી સરવાણીની જેમ વહેતી ગંગા ચાલી આવે છે. એનું વહેન હવે તો જોશીલું બન્યું છે. એમાં પૂર ઉમટ્યાં છે.

એણે ખુશામતિયા ચારણો જોયા, વ્હેતિયા નરપતિ જોયા, અક્કલ ગીરો મૂકીને આવેલા મુત્સદ્દીઓ પણ જોયા. પણ વચ્ચે વચ્ચે એ તો ઢૂંઢે છે કાળનાં ખપ્પરમાં બળીને ભસ્મ થઈ ગયેલાં પેલાં શાપિત સંતાનો—ગૂર્જરી ગિરાનાં...

એક દી આઈ આવીને અચાનક એના મારગમાં આડી ઊભી છે. એની આંખમાં આંસુ છે.

એ પૂછે છે, 'કેમ આઈ તમારી આંખમાં પાછાં આંસુ કેમ?'



મારો ફરવાનો રસ્તો બદલતો નથી. રજાને દહાડે નિરાંતે વહેલો જઈને મળી આવીશ એમ ધારું છું. ત્યાં તો એક સાંજે હું ફરવા જતો હોઉં છું ત્યાં પાછળથી ભાઈનો સાદ સંભળાય છે. આજે એકલા ફરવા નીકળ્યા દેખાય છે. બાળકો ઘેર રહ્યાં છે. અમારા નિયમ મુજબ અમે ઘર પાસેથી પસાર થતી રેલ્વેની સડક ઉપર ચાલીએ છીએ. શ્રી. ઝવેરચંદભાઇ દરરોજ કરતાં ધીમા ચાલતા હોય છે. પરંતુ મારું ધ્યાન એ બાજુ હજી ગયું નથી. થોડુંક ચાલ્યા પછી તેઓ બોલ્યાઃ " આજે મારાથી ધીમું ચલાશે, આપને વાંધો નથી ને?" " નાજી વાંધો શો હોય? અરધોક કલાક ચાલવું એવી ટેવ રાખીછે. આટલા માઇલની ગતિએ જવું એવો કંઈ નિયમ નથી. કેમ, આજે તબિયત બરાબર નથી?

" હમણાં થોડા દિવસથી મને હૃદયને આંચકો લાગે છે."

અમે થોડા વખત મૂંગા ધીરેથી આગળ જઈએ છીએ.

ધંધુકા બાજુ જનારી સડકનું એક નાળું બાંધેલું આવે છે. એ પૂલ ઉપર અમે બેઠા. આસપાસ વાડીઓ છે. સૂર્યાસ્ત સમયની પલટાતી સુંદરતા અમે કેટલીક સાંજે એ સ્થળે જોઇ છે. ત્યારે મને ઓછોજ ખ્યાલ હતો કે એ પૂલ ઉપર અમે ફરી સાથે બેસવાના નથી।

દરરોજની માફક અમે વાતે વળગીએ છીએ.

સઃ—ભાઈ, ' સંસ્કૃતિ ' સારું નીકળ્યું છે.

ઝઃ—ભ ઇ ઉમાશંકરનો ઉત્સાહ છે. સારુંચાલેતો સારું.

સઃ—ઉમાશંકરે યુધિષ્ઠિરનો પ્રસંગ પણ સરસ લખ્યો છે. પણ એ છંદ બ્લેન્કવર્સ ( મહાછંદ ) તરીકે કામ સાધી શકે કે કેમ તે જોવાનું રહે છે.

ઝઃ—મેં એમને પૂછ્યું કે આ કયો છંદ ત્યારે કહે કે આપણો મનહર. એવો એક પ્રસંગ ટાગોરમાં છે. મારી ' કુરબાનીની કથાઓ'માં મેં મૂકયો છે. એમાંથી કદાચ એમણે એ લીધો હોય!

સઃ—પેલો પુરોહિત નરકમાં હોય છે અને વિમાનમાં પસાર થતા રાજાને તેનો અવાજ સંભળાય છે તે કે?

ઝઃ—હાજી.

એ અરસામાં સ્ટેશનના યાર્ડમાં ટ્રેનની સીટી સંભળાઈ અને અમે બે હતા એ બાજુ ધીમી ગતિએ તે આવતી દેખાઈ.

સઃ—આપણે ઊઠવું પડશે.

ઝઃ—ચાલોને અહીંથી જ ઊતરી જઈએ.

વાડીઓવાળાને ગામમાં જવા માટે સડક ઉપરથી કેડી પસાર થાય છે. એ રસ્તે થઇને શ્રી. ઝવેરચંદ ભાઇના ઘર પાસે પહોંચાય છે. નીચે ઊતર્યા પછી અમારી મહાભારતની ચર્ચા ચાલુ રહી.

સઃ—શાસ્ત્રની એક માન્યતા છે કે જેને ઓછું પાપ એને પહેલું નરક ભોગવવું પડે અને વધારે પાપ તેને પહેલું સ્વર્ગ ભોગવી લેવાનું હોય. યુધિષ્ઠિરને પણ એ નિયમ અનુસાર થોડા વખત માટે નરક જોઈ આવવું પડ્યું.

ઝઃ—એ બધી હકીકત મને કહો જોઇએ.

એટલે અમે એ પ્રસંગ અને પાંડવો ના સ્વર્ગારોહણમાંના શ્વાન વાળા પ્રસંગની ચર્ચા કરી.

સઃ—મહાભારતકારનાં પાત્રોમાં એટલું વૈવિધ્ય છે કે **व्यासोच्छिष्टं जगत्सर्वम्** ( વ્યાસે જેનો સ્પર્શ ન કર્યો હોય એવું જગતમાં કંઈ નથી) એ કથન સાચું લાગે છે.

ઝઃ—મારે મહાભારત વાંચી જવું છે. કઇ આવૃત્તિ સારી આવે છે?

સઃ—મેંતો નીલકંઠની ટીકા સાથે એક બે પર્વ વાંચ્યા છે. હમણાં ભાંડારકર ઑરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટીટયૂટની આવૃત્તિ સારી આવે છે. ગુજરાતી જોવું હોય તો તો સસ્તા સાહિત્યનું છે જ.

ઝઃ—ના ગુજરાતી નહિ. મહાભારત કયારે રચાયું હશે? એનું સંસ્કૃત કેવું મજાનું છે!

# છેલ્લું અઠવાડિયું

## સવાઈલાલ ઇશ્વરલાલ પંડયા.

'ભાઈ હવે નથી.' એ વિચારજ આખા ચિત્તંત્રને વિકંપિત કરી મૂકે છે. વર્ષોમાં વિસ્તરેલાં સંસ્મરણોની પરંપરાઓ કલ્પના ચક્ષુસામે પસાર થાય છે અને વર્ષો પહેલાં બનેલા બનાવો જાણે કાલેજ બન્યા હોય તેવા તાજા બને છે.

સદ્‌ગત શ્રી. ઝવેરચંદભાઇને—પાછળના સમયમાં એ આત્મીય માનેલા નામ પૂર્વે 'સદ્‌ગત' શબ્દ મૂકતાં હૃદયને આચકો લાગે છે—ભાઇ કહેવાનો અધિકાર છેલ્લા વર્ષોમાં પ્રાપ્ત થયો હતો. સને ૧૯૩૦ પછીના અરસામાં તેમણે બોટાદને પોતાનું વતન બનાવ્યું ત્યારથી અઠવાડિયે પખવાડિયે મળવાનો અને સાહિત્ય ચર્ચાઓથી વિનોદ પામવાનો ક્રમ ચાલુ રાખ્યો હતો. એ સૌ કથા પ્રસંગોના શુભ યોગથી મારૂં જીવન સમૃદ્ધ થયું મને લાગ્યું છે. કારણકે સંસારના કટુવૃક્ષમાંથી કવિએ ગણાવેલાં બંને અમૃત-ફળો, સુભાષિત રસાસ્વાદ અને સુજન સાથે સંગતિ, મને એમાંથી મળ્યાં છે.

સ્મૃતિની પથરાએલી વનરાજિઓમાં ભાવોનાં બહુરંગી કુસુમો ખીલેલાં છે. મનોમધુકર એમાં નિરાંતે ભમીને રસ ખેંચીને નિજના રસાયન યોગથી સ્વાદુ મધુ સરજે ત્યારે ખરો ! વિધિયોગે અનુકૂળતા મળશે ત્યારે એ બનશે. અત્યારે તો રસસમૃદ્ધ કળાસમી શ્રી. ઝવેરચંદભાઇના માધુર્યભર્યા જીવનનો આખરી અંશ મેં જોયો છે એવો રજૂ કરીશ. એમનાં નયનોમાં, સ્વરમાં અને ચાલમાં પહેલી નજરે જોનારને પણ દેખાઈ આવે એવી લોકોત્તરતા હતી. અને વધારે પરિચય થતાં પ્રતીતિ દૃઢ થતી કે આ માનવી જગતના મહામાનવોના સંઘમાં આદરભર્યા સ્થાનના અધિકારી છે. છતાં તેમની ખૂબી એ હતી કે સામાન્ય મનુષ્યો સાથે નિર્વ્યાજ સરલતાથી એ ભળી જતા. સાંજના ફરીને પાછા આવતા હોઇએ. વાડીએથી પોતાની ભેંશ ચરીને પાછાં ફરતા કોઈ ડોશીમા મળે તો તેમના ખબર અંતર પૂછે. પાસેના છાત્રાલયમાંથી દિવસનું કાર્ય પતાવીને રાંધનારાં બાઈ બહાર કૂતરાંને રોટલો નીરવા આવ્યાં હોય તો એમને પણ કુશળ પૂછીને સાંત્વનનું એકાદ વાકય કહ્યા વગર ન રહે. માનવી માટે તેમનો માનવી તરીકે જ આદર. વાતચિતમાં સામાને પોતાનું શ્રેષ્ઠ બહાર લાવવા પ્રેરે, પછી તે પ્રતિષ્ઠા પામેલો અગ્રેસર હોય કે કચડાયેલો કંગાલ હોય.

ડૉ. વૃજલાલ મેઘાણીના કરૂણ સંયોગોમાં થએલા મૃત્યુથી ચિત્તને થએલો આઘાત ભાઇ શમાવી શકયા નહોતા ત્યાં એક બીજું વ્યવહારિક નિમંત્રણ આવ્યું. બેનના પુત્રના મુંબઇમાં લગ્ન થતાં હતાં. સંસાર રુદન અને હાસ્યની ફૂલગુંથણીનો જ બનેલો છે ને ! આ પ્રસંગ કંઈક મોડો આવ્યો હોત તો સારું એમ ભાઈને મનમાં થયું હશે. છતાં બેન અને બનેવી ઉપર તેમને ઊંડી મમતા એટલે ગયા. બ્રહ્મદેશનું જીવન આલેખતું પોતાનું જાણીતું પુસ્તક "પ્રભુપધાર્યા" બનેવી શ્રી. ચુનીભાઈને અર્પણ કર્યું છે. મુંબઈ જવાને આગલે દિવસે હું સવારે એમને મળવા ગયો હતો. ફાધર એલ્વિનનું નવું પુસ્તક તે હમણાં વાંચતા હતા એ વિશે અમે થોડો વખત વાતો કરી ત્યાં દરજી આવ્યો. એને બાજુમાં જઇને માપ આપ્યું. પ્રવાસની તૈયારીઓ ચાલતી હતી.

રજા લેતાં પહેલાં મેં પૂછ્યું. "આ વખતે કયારે પાછા ફરશો? તો જવાબ આપ્યો કે "દસેક દિવસ થશે. બનશે તો નવસારી જતો આવીશ." નવસારી કૉલેજના પ્રિન્સિપાલ શ્રી. અ. ક. ત્રિવેદી ભાઈના ગુણાનુરાગી છે. એમનુ નિમંત્રણ કેટલાક દિવસથી ઊભું હતું. 'ફૂલછાબ'-માંથી છૂટા થયા પછી શ્રી. ઝવેરચંદભાઈએ ઠીક પ્રમાણમાં પ્રવાસ કરવા માંડયા હતા. મહામૂલી ગુજરાતની સુંદરતા મહ પ્રવાસે ઊપડતા પહેલાં નયનો ભરીભરી પી લેવી હશેને ?

તેમના મુંબઇથી પાછા ફર્યા બાદ બે ચાર દિવસથી સાંજે ફરવા નીકળું છું ત્યારે ભાઇનો મેળાપ થતો નથી. બાળકોને લઇને બીજી બાજુ ફરવા નીકળી ગયા હોય છે. આમ નિયમિત ફરતા રહે તો તેમની તબિયત સુધરી જાય તેમ વિચારી સંતોષ માનું છું. હું



નથી કહીને જમવાની ના પાડી. અમે ધીમે ધીમે વાતે વળગ્યા.

સ:—ભાઈ, આજે આપ શું જમ્યા છો ?

ઝ:—જમ્યો નથી. સવારે ચા લીધી છે; હમણાં જ કોકો પીધો. બપોરે ડૉક્ટર સાહેબ જોઈ ગયા છે. દવા આપી ગયા છે, પણ છાતી ઉપર દબાણ બહુ લાગે છે.

સ:—જેને ગેસની પીડા હોય તેમને હમણાં હૃદય બંધ થઇ જશે અવી ભ્રાંતિ થાય પરંતુ એવા દર્દીઓ દીર્ઘજીવી થયા જોવામાં આવ્યા છે. તેમજ કંઈ દર્દ વગર પણ હૃદય બંધ થયાના દાખલા સાંભળવામાં આવે છે. આપ કંઇક જમજોને !

ઝ:—બિલકુલ રુચિ નથી.

સ:—તો તો ન જમવું જ સારું. લાંબા વખતના વ્યાધિના ઉપચાર માટે ઊંચા પાવરની દવા વાપરવામાં આવે છે પણ એ વધારે વખત વપરાય તો નુકસાન કરે. આપ એ સંબંધી વડોદરા પૂછાવી જુવોને.

ઝ:—એમણે બિચારાએ પૂરતી તપાસ કરીને જ નિર્ણય કર્યો છે.

સ:—આપે શિક્ષકોની સભામાં સારું કહ્યું એમ સાંભળ્યું.

ઝ:—મેં કહ્યું કે સંગઠન કરો તો તમારું કોક સાંભળશે. બાકી કોને શિક્ષકોની પડી છે? બંધ ન કરી શકાય માટે ખાતું ચલાવે છે.

સ:—આગળ વધેલા દેશોમાં પણ શિક્ષકોની આર્થિક સ્થિતિ તો બીજા ધંધાદારીઓની સરખામણીમાં સારી નથી હોતી. પણ મેં ટ્રેનિંગ કોલેજમાં એક પ્રોફેસરને કહેતાં સાંભળ્યા હતા કે લડાઇ પહેલાં જર્મનીમાં શિક્ષકો કે પ્રોફેસરોને ટ્રામમાંથી ઉતરીને રસ્તો ઓળંગવાનો હોય ત્યારે પોલિસને માથે એમને સલામત લઇ જવાની ફરજ નાખવામાં આવી હતી. પ્રોફેસરોનું બેધ્યાનપણું એક કહેવત રૂપ થઈ પડ્યું છે ને ?

ઝ:—(હસીપડીને) દેખાવ ઉપરથી જ ઓળખાય તેવું કંઈક હશે.

એ એમનું છેલ્લું જ હાસ્ય. સાંજના ઓળા લંબાતા જતા હતા.

સ:—ત્યારે આપ હમણાં સંપૂર્ણ આરામ લેજો.

ઝ:—પધારજો

ભાઇનો સાંભળેલો એ છેલ્લો શબ્દ.

પરોઢિયાના પાંચ વાગે કોઈક મારું બારણું ખખડાવે છે. ફાનસ લઇ હું દ્વાર ઉઘાડું છું. વિદ્યાર્થીઓ આવી મને સમાચાર આપે છે. પાસેના છાત્રાલયના વિદ્યાર્થીઓ ખબર કહેવા નીકળ્યા છે. તે દારુણ શબ્દો બોલે છે:

"મેઘાણીભાઈનું અવસાન થયું."

પળ બે પળ હું એક શબ્દ બોલી શકતો નથી. પછી વિશેષ પૂછતાં કહે છે:

"હમણાં લઇ જવાની તૈયારી થાય છે."

ઘરનાં માણસોને દુ:ખદ સમાચારથી વાકેફ કરી શ્રી. ઝવેરચંદભાઇને ત્યાં જાઉં છું. ગાઢ સંબંધ ધરાવનારા પ્રતિષ્ઠિત નાગરિકો આવી બેઠા છે.

અને આખરે હજારોને વિવિધ લાગણીઓથી આંદોલિત કરનાર પુરૂષપ્રવરનું શરીર ચિતા પર મૂકાયું.

ચિતા પ્રજ્વળી રહી હતી. સવારની જે ગાડીમાં દરરોજ વહેલી સવારે તૈયાર થઇને વર્ષો સુધી ભાઇ રાણપુર જતા હતા તે ફાસ્ટ ટ્રેન પસાર થઇ રહી હતી.

❋





સ:—કંઈ નહિ તો ઈ. સ. પૂર્વે પહેલી સદી પહેલાં તો ખરું જ. એમતો ભાસનું સંસ્કૃત કર્યા મજાનું નથી. એ પણ ઘણો જૂનો કવિ છે.

મહાભારત વિષે વધારે વાતો કરતા અમે શ્રી. ઝવેરચંદભાઈના ઘર પાસે આવી પહોંચ્યા. છૂટાં પડતાં પહેલાં મેં તબિયત ના સમાચાર પૂછ્યા. અગાઉ જ્યારે સંધીવાનો હુમલો થયો હતો ત્યારે તેમાંથી મુક્ત થવા હોમિયોપેથિક ઇલાજ કર્યા હતા. વધારે પાવરની દવા લેતાં પહેલાં કોઇ નિષ્ણાતની સલાહ લેવી એવો સ્થાનિક ડૉકટરનો મત પડ્યો હતો. એટલે અગાઉ મુંબઈ પણ કોઇની સલાહ લીધી હતી અને વડોદરા વાળા શ્રી.ની ભટ્ટાચાર્યની સલાહ અનુસાર પણ ઉપચાર કર્યા હતા.

સ:—ભટ્ટાચાર્યને તો ફળ જ્યોતિષમાં પણ સારો રસ લાગે છે. યુવાનને ધંધાની પસંદગી કરવામાં સલાહ આપવા માટે એ વિદ્યાની પણ મદદ લઈ શકાય એ અર્થનો મેં એમનો એક લેખ વાંચ્યો.

ઝ:—એ એમાં માને છે. દવા આપે છે ત્યારે પણ નક્ષત્ર વગેરે જોઇને આપે છે.

ભાઇને હજી વાળુ કરવાનું બાકી હતું. હું રજા લઈ છૂટો પડ્યો.

શનિવાર તારીખ આઠમી માર્ચે શ્રી. ઝવેરચંદભાઈને મારા ઘર પાસેથી પસાર થતા જોયા હતા. ગુર્જરાતી શાળાના શિક્ષકો બીજાં સ્થળોના શિક્ષકોનું અનુકરણ કરીને પોતાનો સંઘ રચવા ભેગા થયા હતા. શિક્ષકના વર્ગ તરફ એમને મેં કાયમ સહાનુભૂતિ બતાવતા સાંભળ્યા છે. એટલે લથડતી તબિયતે પણ એ સભાને પોતાની હાજરીથી પ્રતિષ્ઠા આપવા ગયા. ત્યાં વ્યાખ્યાન પણ આપ્યું મેં પ.છીથી સાંભળ્યું હતુ કે ભાઈ દરરોજ જેટલા પ્રસન્ન દેખાતા નહોતા. હું ફરવા નીકળ્યો ત્યારે મેં એમને દૂરથી પસાર થતા જોયા. એ દહાડો એમને પરિશ્રમ પડ્યો હશે માટે ખલેલ ન કરવી એમ ધારી હું ફરવા ચાલ્યો ગયો.

૯મી માર્ચ રવિવારનો દિવસ ઊગ્યો, પસાર થયો અને સાંજના છ વાગ્યા. ભાઇની આજતો ખબર કાઢવીજ એમ મનમાં ઊગી નીકળ્યું. અને હું એમને ઘેર ગયો. આ બાજુ ઊભા રહીને પૂછ્યું, "ભાઇ છે કે?"

શ્રી. ઝવેરચંદભાઇના મકાનની બંને બાજુ ડેલીઓ છે. અંદર સળંગ ચાર ઓરડાઓ છે. વચ્ચેના ભાગમાં રસોડું છે.

રસોડાની પેલી બાજુની ઓસરી ઉપરથી ચિ. બાબાનું મોં દેખાયું અને તેમણે મને ધીમે અવાજે 'આમ આવો' એમ કહ્યું.

છેલ્લા ઓરડામાં ખુરશી લઈ જવાતી મેં જોઇ. ફળિયામાં જોડા ઉતારતાં મારૂં મન અપ્રસન્ન થઇ ગયું. કારણ કે એ હતી ઘરમાં માંદગીની નિશાની. છેલ્લા થોડા સમયથી ભાઈની તબિયત સારી તો નહોતી જ છતાં કામ ખેંચ્યે રાખતા હતા. પલંગ પાસે મૂકેલી ખુરસીમાં બેસતાં મેં પૂછ્યું, 'ભાઈ, કેમ અચાનક તબિયત બગડી આવી?'

ઝ:—હમણાં ગેસની પીડા રહે છે.

સ:—મે કાલે સાંભળ્યું હતું હતું કે આપના ચહેરા ઉપર કાયમી પ્રસન્નતા નહોતી.

ઝ:—એ શિક્ષકોની સભામાંજ મને ગેસની પીડા જણાઇ હતી.

એ સભામાં હું હાજર નહોતો પણ મેં સાંભળ્યું છે કે સભામાં અસ્ખલિત વહેવાના સ્વભાવવાળી શ્રી. ઝવેરચંદભાઇની વાણી એ વખતે શ્રોતાઓને લથડતી જણાઇ હતી. પરંતુ એમનો જાત ઉપર એટલો કાબુ હતો કે તેઓ કેવા શારીરિક દુઃખ વચ્ચે બોલી રહ્યા છે એની આખી સભાને પ્રતીતિ થઇ નહોતી.

કાયમી સાધારણ માંદગી જેવું જ વાતાવરણ હતું શોકનું કે અતિવ્યથાનું એક વાદળ ન હોતું કે ભાવિ વીજળી પડવાની કલ્પના પણ આવે. ભાઇએ રચિ

# સ્વામી શ્રી માધવાનંદજી મહારાજનો યોગવિદ્યાનો એક દૈવી ચમત્કાર

જોધપુર તા. ૧૨મી એપ્રિલ

ભારતવર્ષ અંતકાળથી તેના આધ્યાત્મિક અને યોગવિદ્યા માટે વિશ્વભરમાં પ્રસિદ્ધ છે. આજના પાશ્ચાત્ય સંસ્કૃતિના ભૌતિક વિદ્યાના સમયમાં એ વિદ્યાના અસ્તિત્વને ઘણાઓ ભૂલી ગયા છે. એ સંસ્કૃતિની વિદ્યા કેટલી પ્રબળ હતી તેની એક જીવંત ઘટના આધ્યાત્મવાદ અને યોગવિદ્યામાં ન માનનારાઓ માટે રજપુતાનાના લોકપ્રિય અને ગુરુશ્રી સ્વામીજી શ્રી માધવાનંદજીના દૈવી ચમત્કાર પરથી બની છે. સ્વામીજી ઉત્તર હિંદ વિગેરે બાજુની જનતા અને જોધપુર, ઈડર વગેરે મોટા રાજકુટુંબોમાં ભારે માન અને પ્રેમથી પૂજાય છે.

થોડા જ દિવસો પરની આ વાત છે. સ્વામીજી શ્રી માધવાનંદજીએ યોગવિદ્યાનો એક દૈવી ચમત્કાર કરી બતાવ્યો છે. આજે એ વાતે અનેક રાજકુટુંબો અને જોધપુરની જનતામાં ભારે રસ પેદા કરી દીધો છે.



જોધપુરના પુરાતન કિલ્લામાં અમુક સ્થળે જમીનમાં ચોક્કસ ઊંડાણમાં અમુક વસ્તુઓ છે એમ સ્વામીજીએ યોગવિદ્યાનો પરચો જોવા મળેલી મેદની સમક્ષ જાહેર કર્યું હતું.

સ્વામીજીની આ જાહેરાત વખતે જોધપુરના યુવરાજશ્રી બડા મહારાજ કુમારસાહેબ પણ હાજર હતા.

સ્વામીજીના જણાવ્યા પ્રમાણે કિલ્લાના જૂના મહેલોમાં ખોદકામ કરતાં દરેકેદરેક ચીજો જણાવેલી ઊંડાઈમાંથી મળી આવી હતી. જેમાં જૂનાં ઘરેણાં, કપડાં, નાળિયેર વગેરે વસ્તુઓ હતી. આ વસ્તુઓ પ્રાપ્ત થવાથી સ્વામીશ્રી માધવાનંદજી મહારાજ જોધપુરની ઐતિહાસિક સમય પરનો સંસ્કૃતિ પર ભારે પ્રકાશ પણ પડયો છે.

દેવી ભુવન, રાતાનાડા (જોધપુર)

સ્વામીજીની આ યોગવિદ્યાના ચમત્કારનો પ્રભાવ ખુદ જોધપુર રાજકુટુંબ પર પડયો છે.

જોધપુરના યુવરાજ પાશ્ચાત્ય સંસ્કૃતિવાળા વાતાવરણમાં ઉછેરાયા હોઈ સ્વામીજીના કહેવા પ્રત્યે પ્રથમ વિશ્વાસ બેઠો ન હતો પણ બધી ચીજો જણાવ્યા પ્રમાણે મળી જતાં યોગવિદ્યાના અસ્તિત્વનો કુમારશ્રીએ તુરતજ સ્વીકાર કર્યો હતો.

# બે પ્રસંગો

લખુભાઇ ન. શાહ

એક દિવસ હું એમની ડેલીમાં પગ મૂકું છું અને મલ્લ લોકોનું એક ટોળું જોઉં છું. હું વિચારી રહ્યો છું. આ લોકો 'અહિં કેમ ?' એક મલ્લ કંઇ રાહ જોઇ ઉભો છે. મેઘાણીભાઇને મેં દેખ્યા નહિ, ત્યાંતો, હસતે મ્હેરે આવકારતા, 'અરે ભાઇ થોડા મોડા થયા.' કહી મલ્લ લોકોની કળાની મુક્ત કંઠે વ્યાખ્યા કરવા બેસીગયા. ચિત્તમાં પ્રસન્નતા હતી. હાથમાં બે નોટો પકડી રહ્યા હતા. મલ્લને એમણે એ દસ રૂપિયા આપ્યા અને કહ્યું: 'આતો ભાઈ મેં તમને ખેલ કરવા બોલાવ્યા પણ હું તમને કાંઈ આપી શકતો નથી. તમે કાલે આવજો મારે તમને પ્રશંસાપત્ર લખી આપવું છે. તે લઈ જજો.'

હું વિચારી જ રહ્યો. મેં કહ્યું, 'ભાઈ, આજે મને સમજાય છે કે સાચું દાન કહીએ તો દાન, અને ધર્મ કહીએ તો ધર્મ આ છે.' તુરત જ તેમનો અવાજ ફરી ગયો. ગળાના દર્દ સાથે એ કહે—'ભાઈ, આપણા સમાજમાંથી બધુંજ જવા બેઠું છે. નષ્ટ થવા લાગ્યું છે. જેટલું પકડાય તેટલું પકડીએ, પોષીએ અને જીવન્ત રાખવા પ્રયાસ કરીએ. આવા લોકો ટુકડા માગીને પણ આપણો પુરાણ સાચવી રહ્યા છે તેને આપણે ગુમાવવા ન જોઈએ.'

કલમ પર નિર્વાહ ચલાવનાર માનવીએ ઘરને ખાનગી ખૂણેથી આવા ગરીબોને નોટો પકડાવી દીધી તેમાં એને કોઇની હાજરીની જરૂર નહોતી. ધર્માદાના ફંડમાંથી પણ કીર્તિની તખ્તી ચોડવાની શરતે રૂપિયા આપવા નીકળનાર વ્યાપારીની યાદ થતાં હું ચૂપ બેસી રહ્યો. અને અંતરથી એમને અનેક વખત પગે લાગ્યો. રજા લીધી.

× × ×

એક દિવસ આવીને મેં પૂછ્યું: 'ભાઈ ક્યાં ગયા ?' જવાબ મળ્યો કે, ફરીને ચાલ્યા આવે છે ને હમણાં જ ખેડૂતના લત્તા તરફ ગયા. પૃચ્છા કરતો-કરતો હું ગયો. અરે ! આ શું ? મેઘાણીભાઈ એ હાથમાં એક દાતરડું પકડ્યું છે ને ઘેર-ઘેર પૂછી રહ્યા છે: 'બાપા, તમારું દાતરડું ખોવાયું છે?' મેં કહ્યું, 'આપ જાતે કેમ આવ્યા છો?' તો કહે: 'અરે ભાઇ, હું ફરવા ગયો હતો; આ બિચારા કોઇનું દાતરડું રસ્તામાંથી મને મળી આવ્યું; માલિક મળી જાયતો સારું. એનો રોજીનો દિવસ ન પડે !'

હું ખેતીકાર હતો. મારા દિલને એક ઝટકો લાગ્યો. ક્યાં કાળી મજૂરી લેનારો હું અને ક્યાં કોઇની દાતરડી ખોવાઇ છે તો ઘેર ઘેર સાદ પાડવા નીકળનાર દેવદૂત !



# લોકસાહિત્યના લાડીલા કવિવર
# સ્વ૦ ઝવેરચંદ મેઘાણીને
# અંજલિ





પ્યાલા રે ઘુંટ્યા મેં અમૃતપાનના
આવજો પીવા પ્રેમવાન !
ઘુરેરે લાલપ-ઘેરી આંખડી
મરવા બનો મસ્તાન

**એવું**

મસ્તાનું જીવતર જીવી
જાણનાર અને મરી
જાણનાર લોકસાહિત્યના
અમર ઉપાસક અને
મા-સરસ્વતીના સાચા
સપૂતને અમારા
કોટી કોટી
વંદન હજો

લખજો
ખાક
પડી આંહીં
સહુના
લાડકવાયાની

આયુર્વેદિક ઔષધો બનાવતી જાણીતી સંસ્થા

## ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી

ગાંધીરોડ............અમદાવાદ





સંપાદક: ઈશ્વરલાલ મો. દવે

મે : ૧૯૪૭ અંક : બીજો

## આ અંકની સામગ્રી

Famous for Durability & Figure Fit



PIYUSH
UPLIFT
*Brassiere*

Lift that never lets you down

રૂપની લાવણ્યભરી સજાવટ માટે
પીયૂષ અપલીફ્ટ
બ્રેસીયર

| | | | |
|---|---|---|---|
| લવલી | રૂ. ૩, | ચંગસ્ટર | રૂ. ૪-૮ |
| પ્યોર સીલ્ક | રૂ. ૭/૮, | સાટીન | રૂ. ૪ |
| મોડર્ન | રૂ. ૨, | વીનસ | રૂ. ૨-૮ |

પીયૂષ હોઝીયરી વર્કસ
રાજામહેતા સ્ટ્રીટ, અમદાવાદ

---

અનેક રોગની એકજ દવા

# જીવનધારા

કોલેરા, સંગ્રહણી શરદી, બદનનો દુખાવો, પાણીવિકાર, સંધિવા, અશક્તિ, સોજા, અજીર્ણ અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત દાઢમાં કળતર, પેટ પેઢુનો દુખાવો, અમુંઝણ, ઝેરી ડંખ, મોઢાની દુર્ગંધી, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું, તથા અનેક જાતના દરદોમાં તેમજ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમૂલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂ. ૧ાા, વચલી બાટલી રૂ.૧ા અને નાની બાટલી રૂ. ૦ાા ટ. ખ. જુદું.

દરેક ઠેકાણે વેચાય છે
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક "જેનસ" નં. ૩૦૨

**જે. એન. શેઠના-નડિયાદ**

સ્ટોકીસ્ટ: કંચનલાલ વાડીલાલની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ.-૨

---

ડોક્ટરો વાપરવા ભલામણ કરે છે!
પ્રવીણ ગ્રાઈપ વોટર
બાળકને તંદુરસ્ત રાખે છે
દરેક દવાવાળા પાસેથી મળશે
પ્રવીણ લેબોરેટરી

---

જેમસી
ધાવણ વધે છે તથા ધાવણમાં પોષક તત્વો ઉમેરે છે.
વાપરી તંદુરસ્ત બાળક ઉછેરો
જેમસી લેતી માતાનું બાળક નિરોગી અને મજબુત બને છે
સારા ડાક્ટરો જેમસી માટે ભલામણ કરે છે.
જાણીતા દવાવાળા વેચે છે

એજન્ટ: કંચનલાલ વાડીલાલની કું.
મંગળદાસ રોડ, મુંબઈ ૨.

# દક્ષિણ હિંદમાં શિકાઈ ભુકી



હિંદના વિશાળ ઉપખંડમાં જુદા જુદા પ્રાન્તોએ શારીરિક સ્વચ્છતા માટે વિવિધ પ્રકારોનો ઉપયોગ કર્યો છે. દા. ત. તામિલનાડ (દક્ષિણ હિંદ)ના લોકો શિકાઈ ભુકી વાપરતા. જો કે, હવે આ પ્રથા ઝડપથી અદૃશ્ય થતી જાય છે અને આજે હજારો ઘરોમાં શિકાઈ ભુકી અને બીજાં સ્વચ્છતાનાં સાધનોનું સ્થાન સ્વસ્તિકનો કાન્તિ સાબુ લઈ રહ્યો છે.



બીજી સર્વોત્તમ સ્વસ્તિક બનાવટો: સુગંધિત કેસ્ટર ઓઈલ, શેવીંગ સ્ટીક, ધોવાના સાબુઓ, ગોવાલિન છાપ વનસ્પતિ. વગેરે, વગેરે.




# સ્વસ્તિકનો કાન્તિ સાબુ

ઉત્તમ અને અજોડ

સ્વસ્તિક ઓઈલ મીલ્સ લીમીટેડ., વડાલા, મુંબાઈ.

ડીસ્ટ્રીબ્યુટર્સ: વેસ્ટર્ન ઇન્ડીયા પ્રોસ્પેક્ટિંગ સિન્ડીકેટ લિ. પો. બો. નં. ૨૮ અમદાવાદ.

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી: અમદાવાદ.
મુદ્રક: હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય: હરણવાળી પોળ: ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ
વિજ્ઞાપના વ્યવસ્થાપક: સાયન્ટિફિક પબ્લિસિટી કાં. મોડલ ટોકીઝ સામે, અમદાવાદ; મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક


# ઊર્મિ અને નવરચના


'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક બીજો

મે : ૧૯૪૭


ક્રમ




: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂા. ૭-૦-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

છૂટક નકલ બાર આના

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ


સ્વ. ઝવેરચંદ મેઘાણી સ્મૃતિ અંકના પૂઠાનું ચિત્ર શ્રી નરેન્દ્ર ગવગના એક ફોટોગ્રાફ ઉપરથી તૈયાર કરાવેલું અને એ માટે અમે એમના આભારી છીએ.



## *શ્રમ : એનું ગૌરવ

અને પછી એક ખેડૂતે કહ્યું : 'અમને શ્રમ વિષે કાંઈક કહો' અને એણે જવાબ દીધો : 'પૃથ્વીની પ્રગતિ સાથે પ્રગતિ કરવા માટે તમારે શ્રમ કરવો જોઇએ: પૃથ્વીના અંતરમાં એક વિરલ સતત ગાન ચાલી રહ્યું છે; એની સાથે તાલબદ્ધ રહેવા માટે તમારે પરિશ્રમ કરવો જોઈએ'.

'કારણ કે આળસુ થવું, એનો અર્થ એ, કે, ઋતુ ઋતુના જીવનઆનંદથી વંચિત રહેવું. પૃથ્વીમાં એક પણ ઋતુ આળસ કરતી નથી. ઋતુ ઋતુનો વૈભવશાળી અને ભવ્ય મહોત્સવ આવે છે. આળસ કરવું એટલે, એ મહાન ઉત્સવમાં પાછળ પડી જવું. એ મહોત્સવ જાણે કે કોઈ અનંતની ઉપાસના કરે છે. આળસ કરવું એટલે એ ઉપાસનામાંથી ભ્રષ્ટ થવું.'

'જ્યારે તમે શ્રમ કરો છો, ત્યારે એ શ્રમ દ્વારા માત્ર તમે હાડમાંસમેદને પોષવાનું કામ કરો છો, એટલો જ જો તમારે માટે શ્રમનો અર્થ હોય, તો એ શ્રમ પોતે ક્ષુલ્લક છે, અને તમને પણ ક્ષુલ્લક બનાવે છે.'

'શ્રમનો—હરેક પ્રકારના શ્રમનો—એના કરતાં કાંઈક વધારે અર્થ તમે સમજતા હો તો જ એ શ્રમને પોતાનું ગૌરવ છે એમ કહી શકાય તેમ જ એવા શ્રમ દ્વારા તમે પણ ગૌરવ મેળવો છો—એમ કહેવાય.'

'જ્યારે તમે શ્રમ કરો છો, ત્યારે વિશ્વકલ્યાણ માટેનું એક અનંત સંગીત પ્રગટાવવાનું છે, અને એ સંગીતમાં તમારું પણ સ્થાન છે, એમ વિશ્વાસ રાખો. જ્યારે તમામે તમામ, જડ, ચેતન, અર્ધચેતન, અને અચેતન, એ સંગીતના પ્રાગટ્ય તરફ શ્રમ કરી રહ્યાં છે, ત્યારે તદ્દન મુંગા ઊભા રહેવાનું હીનભાગ્ય તમારું શા માટે હોય ?'

"શ્રમ, પરિશ્રમ, કામ, મહેનત, મજૂરી એ સઘળાંનો સંબંધ, થાક સાથે, કંટાળા સાથે, કાંઈક અજુગતા એવા ગૌરવહીન કાર્ય સાથે, બાંધવાની તમને ટેવ છે કે તમારી પ્રણાલિકા છે અથવા તો તમારી સમજણ છે; શ્રમને, જીવનમાં એક પ્રકારનો શાપ ગણવામાં આવે છે; શ્રમને, ભાગ્યહીનની રેખા કહેવામાં આવે છે; આજે એ દૃષ્ટિએ આળસને —આરામને—આશ્રમને—ભાગ્યોદયની અવધિ માનવામાં આવે છે.'

"પણ હું તમને કહું છું કે યુગયુગ થયાં ઊભેલી આ પૃથ્વીને પણ પોતાનું સ્વપ્ન

* ખલિલ જિબ્રાન ઉપરથી અર્થસ્ફુટતા માટે વિસ્તારીને કરેલો પ્રયોગ

પ્રેમથી જે શ્રમ કરે છે, એ જાણે કે, પોતાની માશુક કાલે આવવાની છે એમ સમજીને પોતાના ઘરને ખુણેખુણેથી વાળીચોળીને શણગારે છે.

એવો શ્રમ–એ તો જાણે કે, દરેકે દરેક પદાર્થને જીવનપરિમલ વડે સુગંધિત અને ચેતનમય કરવાની મહાકલા છે.

અને એવો શ્રમ કરતાં તો તમારે આટલી કલ્પનાની સમૃદ્ધિ પણ સાથે રાખવી જોઈએ. તમે જે શ્રમ કરો છો એ શ્રમને નિહાળવા ત્યાં અસંખ્ય પૂર્વજો હાજર છે. મધ્યયુગમાં રણક્ષેત્રના શૌર્ય માટે, પૂર્વજોની હાજરીની ભાવનાને, ચારણ ભાટો બિરદાવતાં; આજે પૃથ્વીનો મોટામાં મોટો પ્રશ્ન શ્રમનો છે; માટે શ્રમને એ રીતે સમજવો જોઇએ. શ્રમ કરવા માટે પ્રેમ હોવો જોઇએ. પ્રેમ વિનાનો શ્રમ–કેવળ અસંતોષ–ઉગ્ર અસંતોષ જન્માવે છે. શ્રમની સાથે પ્રેમનો મેળ મેળવવા માટે, શ્રમમાં જણાતાં તમામ અનર્થકારી તત્ત્વોને નાબુદ કરવાં ઘટે છે. પણ એ તમામ તત્ત્વોને નાબુદ કર્યા પછી–શ્રમ કરનાર વ્યક્તિ પોતે એ તત્ત્વોને કઈ સમજણથી અપનાવે છે, એના ઉપર તમામ આધાર છે.

માટે શ્રમ અને પ્રેમનો મેળ મેળવવો જોઈએ. એક પ્રકારના શ્રમ કરતાં બીજા પ્રકારના શ્રમને જુદા પાડવાનું કોઈ જ કારણ ત્યાં હોવું ન જોઈએ.

તમે ઘણીવખત વાત વાતમાં બોલો છો કે જેણે આરસમાંથી સજીવન પ્રતિમા ઊભી કરી તે કલાકાર હતો. તેણે જમીન ખેડનાર ખેડૂત કરતાં કે કામ કરનાર મજૂર કરતાં, કાંઈક અનોખી વસ્તુ કરી બતાવી.

અને વળી જેણે વસ્ત્રોને ભાતભાતની શોભાથી શણગાર્યાં એની કારીગરી પણ અદ્દભુત હતી. અને કેવળ પગનું રક્ષણ કરનાર કાંટારખાં બનાવનાર મોચી કરતાં, એની નકશીમાં વધારે અદ્દભુત વસ્તુ રહી હતી. સારા ખીચડી પકવનાર કરતાં સારો ચિતારો વધારે માન મેળવે છે પણ તમે જે આમ બોલો છો તે કેવળ ભ્રમણાત્મક વાણી છે. સ્વપ્નમાં માણસ વિવેક વિના બોલે એવી એ વાણી છે. હું તમને કહું છું કે નિત્યવહેનો પવન, ભવ્ય અને મજબૂત વટવૃક્ષના કાનમાં જેવી મધુર વાણી બોલે છે, એના કરતાં લેશ પણ ઓછી મધુરવાણી, એ ઘાસના તણખલા પાસે બોલતો નથી. કુદરતના આ મહિમાવંત રહસ્યનો અર્થ સ્પષ્ટ છે. પવન જે જુદી જુદી જાતનું સંગીત લાવે છે એને, તો જે વસ્તુ પોતાના દ્વારા વધારે મધુર રીતે એ સંગીતને પ્રગટ કરે છે એ મહાન છે. વડલો પણ મહાન નથી, ને તણખલું પણ મહાન નથી.

એનો અર્થ એટલો જ કે જે શ્રમ કરે છે—પ્રેમપૂર્ણ શ્રમ કરે છે—તે જ મહાન છે. કેવળ શ્રમ કરનારો મહાન નથી અને કેવળ આળસુ જીવન વીતાડનારો તો ક્ષુદ્ર છે. એ દૃષ્ટિએ જોતાં—જે શ્રમમાં પ્રેમ રાખી શકે છે તે મહાન છે. એટલા માટે તમારો પ્રયત્ન આ હોવો જોઈએ—દરેકે દરેક કામને કલાત્મક રીતે સમજનાર વ્યક્તિત્વના વિકાસનો.





છે. અને તમે શ્રમ કરો છો ત્યારે એ પૃથ્વીના સ્વપ્નને, ક્રિયાદ્વારા પ્રગટાવવાનો યત્ન કરો છો. જીવનને જે શ્રમ વડે શણગારે છે એ ખરી રીતે જીવન પ્રત્યેનો પ્રેમ દર્શાવે છે.

'તમને જ્યારે કોઇ પણ શ્રમમાં, પણ વધારે અર્થ મળે છે—ત્યારે જ આ પ્રેમ પ્રગટ થાય છે.

'કારણ કે શ્રમ દ્વારા જે માણસ જીવનનો આનંદ માણે છે એ માણસ જીવનનું ઊંડામાં ઊંડું રહસ્ય પણ મેળવે છે; એવું રહસ્ય પ્રાપ્ત કરનાર હરેકને માટે શ્રમ—એ કેવળ હાડમાંસમેદને સાથે રાખવાની મજૂરી રૂપે રહેવો ન ઘટે; રોટીની પ્રાપ્તિ માટે એ હતો, જીવનનિર્વાહ માટે પણ હતો; પરંતુ **એ ઉપરાંત** શ્રમનો કાંઇક વધારે અર્થ એ સમજ્યો હતો. એટલા માટે એણે શ્રમ દ્વારા જીવનનું રહસ્ય પણ મેળવ્યું.

'જન્મની વેદનાને જો તમે દુઃખ ગણતા હો, અને જીવનનિર્વાહ માટે જરૂરી એવા શ્રમને શાપ માનતા હો, તો તમારા ભાગ્યમાંથી એ શાપને ટાળવા માટે, કેવળ પ્રસ્વેદનાં જલબિંદુઓ જ સમર્થ થશે. એટલે કે, તમારી એવી ખોટી સમજણ, ઘણા ઘણા ઘણા પરિશ્રમ અને પશ્ચાત્તાપને અંતે જ સાચી સમજણ થઈ શકશે.

'થાકેલા, કંટાળેલા, નિરાશ થયેલા, અજ્ઞાનતાને વરેલા કોઈકે જીવનને મિથ્યા અંધકાર સાથે સરખાવ્યું છે, અને તમે તમારા થાકથી કંટાળીને એ સૂત્રને સોનેરી ગણ્યું છે.

'પરંતુ હું તમને કહું છું કે, જીવન એ ખરેખર અંધકાર છે... જો એમાં કાંઈક પણ અંદરનું તત્ત્વ તમને દોરવણી આપતું ન હોય તો.

—અને આ દોરવણી છતાં જીવન અંધકારમય છે—જો, એ આંધળી જેવી દોરવણી વિષે, થોડોક પણ પ્રકાશ, જરાક તેજ, સહેજ જ્ઞાન, એનો આવિર્ભાવ દેખાતો ન હોય તો.

—અને એ પ્રકાશ, એ જ્ઞાન, એ જરાક જેટલી ટમટમતી તેજની વાટ પણ—મિથ્યાભિમાનનો અંશ પ્રગટાવવા માટે ત્યાં નહિ હોય એની શી ખાત્રી? માટે એટલું સહેજ જ્ઞાન પણ **ક્રિયાત્મક ભૂમિકાને આધારે** ઊભેલું હોવું જોઇએ.

—અને નિરવધિ વિશ્વાસ વિના, પ્રેમ વિના, આ ક્રિયાત્મક ભૂમિકા તદ્દન શૂન્ય છે. અર્થહીન છે. આંતરિક પ્રેમ વિના કરેલી હરેક ક્રિયા માણસને અપંગ બનાવે છે.

—અને જ્યારે કોઈ પણ ક્રિયા, માણસના નિરવધિ વિશ્વાસમાંથી, પ્રેમમાંથી, એની અચળ અને અતળ શ્રદ્ધામાંથી, જન્મે છે, ત્યારે એ પોતાની ક્રિયાદ્વારા પોતાની જાતને પોતાના અંદરના તત્ત્વ સાથે અને એ દ્વારા સૌની સાથે, તાલમાં મૂકે છે.

આનું નામ પ્રેમપૂર્વકનો શ્રમ છે.

'જેને શ્રમ કરવો છે, અને પ્રેમપૂર્વક શ્રમ કરવો છે, એને માટે તો જાણે નિત્ય નિત્યના મહોત્સવ જેવો એ આનંદ છે. એવો આનંદ કે જેનો કાંઈક ખ્યાલ કેવળ આતુર આશક માશુકની ઉપમામાં શોધી શકાય.

### કવિશ્રી લલિતજી અને આપણી નવી પેઢી

ભક્ત કવિશ્રી લલિતજી અમરપંથે ચાલ્યા ગયા તે પૂર્વે થોડાંક વર્ષોથી એમણે દુનિયાના ચોકથી વેગળે એક શાંત ખૂણે પોતાની બેઠક લઇ લીધી હતી, તેથી ગુજરાતની નવી પેઢી એમના મંજૂલ સ્વરો સાંભળવા જેટલું સદ્‌ભાગ્ય ન પામી શકી એ વાત હવે થોડી થોડી સમજાય છે.

શ્રી મનઃસુખલાલ ઝવેરીએ 'જન્મભૂમિ'માં કવિશ્રી વિશે લખેલા એક લેખમાં આ મુદ્દો ઉપસે છે—

ન્હાનાલાલને ગયે પૂરા પંદર મહિના યે માંડ થયા; અને મેઘાણીભાઈ માટેની અવસાનનોંધ પરની શાહી હજી સુકાણી નથી; ત્યાં લલિતજી સિધાવ્યાના સમાચાર આવે છે. ચિત્ત જાણે હળવો એવો આઘાત અનુભવે છે. ખબર પડતી નથી કે શું થવા બેઠું છે. આ સવા વર્ષમાં કાળપુરુષે આપણા ત્રણ નામાંકિત સાહિત્યકારોને આપણી વચ્ચેથી ઉપાડી લીધા!

નામાંકિત? ન્હાનાલાલ તો નામાંકિત હતા જ મેઘાણીભાઇના અવસાને આબાલવૃદ્ધ સમગ્ર ગુજરાતને રડાવ્યું. પણ લલિતજીને યે મેં નામાંકિત કહ્યા? ગઇ કાલે જે બ્હેને મને લલિતજીના અવસાનના સમાચાર આપ્યા તેમણે તો કવિઓ વિશેના સમાચાર જાણવામાં મને રસ હશે એમ માનીને પરમાર્થબુદ્ધિથી જ આ ખબર આપેલી. બાકી તેમના પોતાનાજ શબ્દોમાં કહું તો, "લલિતજીનું નામ તો અમે કોઈ દી' સાંભળ્યું નહોતું. મેઘાણી એ રીતે મોટા માણસ હતા. લલિતની Personality એવી નહિ."

'એ બહેન મેટ્રિક સુધી પહોંચેલાં. મને એમની અને સાથોસાથ શાળા શાળાનાં જુદાં જુદાં પાઠ્યપુસ્તકો અને દૃષ્ટિશૂન્ય અભ્યાસક્રમનાં જાળાં ઝાંખરામાં ઉતરડાઇ રહેલા આપણા અધ્યયનઅધ્યાપનની દયા આવી. કાળની પણ વિલક્ષણતા? ન્હાનાલાલ-મેઘાણીની વાત જુદી છે. પણ લલિત કરતાં સોળમા ભાગનીયે સાધના કે સિદ્ધિ ન બતાવનાર નામોને રટયા કરતો, આપણા તરુણવર્ગનો અમુક ભાગ લલિતનું નામ ન જાણે! વર્તમાનપત્રોએ આપણા જ્ઞાનને વધાર્યું કે અજ્ઞાનને? એમણે આપણી ઔચિત્યબુદ્ધિને વિકસાવી કે તેના અભાવને?'

'હા; લલિત નામાંકિત હતા જ. મેઘાણીના મેઘગંભીર કંઠે ગુજરાતની કુંજેકુંજને મુખરિત કરી દીધી તેની પહેલાંનો યુગ લલિતનો હતો. એમનાં લયમધુર શબ્દાવલિમાં મઢાયેલી સુકુમાર ભાવરેખા વાળાં ગીતોએ ગુજરાતની ગૃહકુંજોમાં પ્રેમભર્યું સ્થાન મેળવી લીધું હતું. એમના મધુર કંઠે અસહકારયુગની શરૂઆતના દિવસોમાં હજારો શ્રોતાજનોનાં હૃદયમાં રાષ્ટ્રપ્રેમનાં અને શૌર્યનાં સ્પંદનો જગાડયાં હતાં. એમના કંઠેથી ઉતરેલાં 'મહુડી' અને 'ધોબનિયાં' ગુજરાતનાં માનીતાં ગીતો બની ગયાં હતાં. લલિતનું નામ, એ દિવસોમાં, પ્રજાનું લાડકવાયુ બન્યું હતું.'

### વિશ્વમાં ઊંચા આસને બેસવા તૈયાર થઇએ

સોળ મહિના...પંદર મહિના...ચૌદ...તેર... માશુક સાથેની મિલનઘડી સમી ૧૯૪૮ના જુન માસની આખર તારીખ હિંદુસ્તાન ભણી ઝડપભેર આગળ વધી રહી છે. અગાઉ હિંદુસ્તાન આઝાદીની મજલ ઉપર કૂચ કરતું હતું, પણ, હવે ૨૦મી ફેબ્રુઆરી પછીથી, સ્વાધીનતા હિંદુસ્તાનને ભેટવા દોડતી આવી રહી છે. હિંદુસ્તાન પોતાની કૂચમાં કદાપિ ધીમું પડશે, ચકિત બનીને ઊભું રહી જશે કે ડરીને પીઠ ફેરવશે તો પણ સ્વાધીનતાની દોટ અટકવાની નથી. આજ સુધી આપણે અંગ્રેજોને ચોક્કસ તારીખે હિંદ છોડવાનું અલ્ટિમેટમ આપવાની વાતો કરતા હતા, પણ હવે અંગ્રેજોએ પોતે હિંદ છોડવાની તારીખ દર્શાવીને આપણને અલ્ટિમેટમ આપ્યું છે. એ અલ્ટિમેટમ છે એકતા સાધવાનું, આપકર્મી થવા માટે કમર કસવાનું, માત્ર અધિકારભૂખ્યા મટીને કર્તવ્યનિષ્ઠ બનવાનું, આદર્શોને અમલમાં મૂકવાનું, સદીઓની રુચિરભીની આકાંક્ષાઓ પરિપૂર્ણ કરવાનું. આપણી પ્રાચીન મહત્તાની આપણે ઘણી મગરૂબીપૂર્વક વાતો કરેલી છે. ભૂતકાળની કબરમાં દટાયેલી પડી હતી ત્યાંથી ઊઠીને એ મહત્તા ફરી આપણી પ્રજાને વિશ્વના દરબારમાં ઊંચા આસને બેસાડવા આવી રહી છે.

કલાકાર, એ મજૂરના કરતાં કોઇ જુદી વ્યક્તિ નથી. એ પણ મજૂર છે. પરંતુ સઘળા મજૂરોને તમારે કલાકાર કરવા જોઈએ—અને કોઇ પણ કલાકારને મજૂર ન બનાવવો જોઈએ. એમ કરવા માટે શ્રમની સાથે જ શ્રમનો મહિમા સમજવો જોઇએ અને એ સાચી સમજણ સ્થાપવા માટે કોઈ પણ એક શ્રમનું મૂલ્ય બીજા શ્રમ કરતાં વધારે રહેવું ન જોઈએ.

ઘૃણાસહિત શ્રમ કરવા જવું એના જેવી ગૌરવહીન, બીજી કોઇ ક્રિયા નથી. પોતે જે શ્રમ કરે છે એ શ્રમમાં જેને કાંઇ જ રસ ન હોય—એવા માણસોની સેના ઊભી કરનારી વ્યવસ્થા, એ એક રીતે—Slaughter House — કસાઈખાનું ગણાવું જોઇએ. આવાં કસાઈખાનાંથી પોતાની રોટલી રળીને બહાર પડનારાં માણસો—સમાજમાં અણઘડ, અસંસ્કારી, અને અશિક્ષિત ગણાય છે.

— અને એમને એવા બનાવનારાઓ સુઘડ મનાય છે.

તમે શ્રમને, પ્રજાના મહાનગુણ તરીકે સ્થાપવા માગતા હો, તો એક શ્રમને બીજા શ્રમથી જુદો પાડનારી તમામ વર્ગીકરણની પદ્ધતિ પહેલાં દૂર કરો. તો જ શ્રમ એ પ્રજાકીય મહાન ગુણ બને.

શ્રમને પોતાનું ગૌરવ હોવું જોઈએ વકીલ, ડોકટર, શિક્ષક, શેઠ, ભંગી, વાઈસરોય, રાષ્ટ્રપતિ અને ચમાર—તમામે તમામને કાં સડી ગયેલ ઓસ્ટ્રેલીયન લોટ, રોટલી માટે આપવો જોઈએ—અથવા તો તમામે તમામને રોટલી ઉપર અરધા દોકડા ભાર માખણ મળવું જોઇએ.

**તમે જ્યારે શ્રમની આવી મૂલ્યાંકન વ્યવસ્થા કરી શકશો—ત્યારે જ તમને એના સાચા મહત્ત્વની પિછાન થશે. તે પહેલાં તો નહિ, નહિ, ને નહિ, તમે એ વિષે અઠવાડિકના તંત્રીલેખમાં એકહજાર એકસો ને એકત્રીસ લેખ લખો તો પણ નહિ.**

**કારણ કે પ્રજાકીય ગુણ તરીકેનું ગૌરવભર્યું સ્થાન શ્રમને અપાવવું હોય તો શ્રમ, શ્રમ વચ્ચેના વર્ગભેદે જવું જોઈએ. અને એના સરખા મૂલ્યાંકને એ ભેદ ટાળવો જોઇએ. તો જ શ્રમ એ વ્યક્તિનો અને પ્રજાનો આધ્યાત્મિક વારસો બની શકે.×**

**ધૂમકેતુ**



× લેખકના તુરતમાં પ્રગટ થનાર 'ખલિલ ગિબ્રાન; જીવન કવન અને કવન' અને આધારે—



ઓને પણ આ પુનિત પ્રજાપ્રતિનિધિસભામાં આપણે સ્થાન આપવું પડ્યું છે. એટલું કર્યા છતાં જે રાજ્યો અત્યારે બંધારણસભામાં નથી જોડાયા તેમને, પંડિત નેહરુએ કહ્યું છે તેમ, દેશના દુશ્મનો જ ગણવામાં આવશે, અને હવે સ્વતંત્ર હિંદુસ્તાન પાસેથી એવા વર્તાવની જ આશા તેઓ રાખી શકે.

આઝાદી આવતી જાય છે તેમ તેમ રાષ્ટ્રવાદના દોસ્તો વધતા જાય છે અને સાથે સાથે દુશ્મનો પણ વધતા જાય છે. આજ સુધી જે હર્ષ–દૂધ, બન્નેમાં પગ રાખતા હતા તેઓ હવે ખસી ખસીને એક યા બીજા પક્ષે ભળવા માંડ્યા છે. અંગ્રેજો ચાલ્યા જતા હશે તે ઘડીએ આ દેશમાં રાષ્ટ્રવાદીઓ અને એમના દુશ્મનો સિવાય ત્રીજો કોઈ પક્ષ રહ્યો નહિ હોય. કેટલાય માણસો એક છાવણીમાંથી નીકળીને બીજી છાવણીમાં ચાલ્યા જશે. દોસ્ત મટીને દુશ્મન બનશે. અને નહિ ધાર્યા હોય ત્યાંથી સાથીઓ સાંપડશે.

## હણ્યા પછી હાંસી કરતી શાંતિની સંયુક્ત અપીલ

હવે પછીના દિવસોમાં મગજનું સમતોલપણું આપણે જેટલું રાખીએ તેટલું ઓછું છે. પ્રેમથી જેટલા વિરોધીઓને જીતીએ તેટલા ઓછા છે. તલવારને જેટલી મ્યાનમાં રાખીએ તેટલી સારી છે.

આવી શુભ મનોકામના હોવા છતાં ગાંધીજી અને શ્રી ઝીણાએ શાંતિ માટે બહાર પાડેલી સંયુક્ત અપીલ આંખને કણાની માફક ખટક્યા કરે છે. એની નીચે સહી કરનારાઓમાંથી એકની અપાર સહૃદયતા બીજાના દંભને છુપાવી શકતી નથી, એકની નિર્દોષતાને આડે બીજાની હુશિયારી અછતી રહી શકતી નથી. આ અપીલની શી જરૂર હતી, આ અપીલથી આજની કોમી પરિસ્થિતિમાં કયો ફેર પડી જવાનો છે, ક્યાં રમખાણો અટકી જવાનાં છે, એ સમજવું મુશ્કેલ છે. પોતાના જીવનને શ્વાસે શ્વાસે એક માત્ર શાંતિનો મંત્ર જ ઉચ્ચારનાર સંત ગાંધીજી આ રીતે શ્રી ઝીણા સાથે મળીને એક વધુ અપીલ બહાર પાડે તેથી એમની અગાઉની અપીલોને વિશેષ સામર્થ્ય મળે તેવું તો નથી જ. બીજી બાજુ, પોતાનાં કાર્યોથી શ્રી ઝીણાએ જે સિદ્ધિ અને નામના મેળવી છે તે પણ કાંઈ આવી એકાદ અપીલથી ભૂંસી નાખી શકાય તેવી મામુલી નથી. શાંતિ માટે સાચે જ ઇચ્છા હતી તો વ્યક્તિગત રીતે સૌ પોતપોતાનું કાર્ય કરી શકે તેમ હતા—ગાંધીજી કરતા હતા તેમ શ્રી ઝીણા પણ કરી શકતા હતા. પણ આ અપીલે તો કોમવાદી ગુંડાગીરીના ભોગ બનેલાઓના જખમ ઉપર ક્યાંક મીઠું ભભરાવ્યું હશે, હણ્યા પછી હાંસી કરી હશે એવી દહેશત રહે છે. ઉપરાંત, 'નામદાર વાઈસરૉયે સામે ચાલીને કરેલી ખાસ વિનંતીને પરિણામે' આ અપીલ ઉપર બન્ને આગેવાનોએ સહી કરેલી છે તેવી જાહેરાત તો ભારે અપમાનકારક છે. હવે તો જગત કહેશે જ ને, કે એક પાંચ લીટીનું સંયુક્ત નિવેદન આ બે આગેવાનોએ બહાર પાડ્યું તે પણ અંગ્રેજ વાઈસરૉયને પ્રતાપે ! પંડિત જવાહરલાલે કહ્યું કે આપણા પ્રશ્નો આપણે વાઈસરૉયની મદદ વિના જ ઉકેલવાના છે તેની સાથે આવી અપીલ બંધબેસતી થાય છે ?

## રાષ્ટ્રસ્વમાનને ખૂંચતો બ્રિટિશ સૈનિકોનો ઉપયોગ

રમખાણો દરમિયાન જુદા જુદા પ્રાંતોમાં પ્રસંગોપાત હિંદી લશ્કરની સાથે સાથે સૈનિકોનો ઉપયોગ હજી પણ થતો હોય છે તે આપણા રાષ્ટ્રીય સ્વમાનને ખૂંચે તેવી બીના છે. અલબત્ત એવી દલીલ થઈ શકે કે આ બ્રિટિશ સૈનિકોને હિંદી ખજાનામાંથી ઘણા સારા પગારો મળતા હોવાથી જરૂર પડ્યે તેમની પાસેથી કામ લેવામાં કાંઈ ખોટું નથી. વળી, એ પણ જાણીતી વાત છે કે આ સૈનિકો આપણી ભૂમિ ઉપર છે તે આપણી ઇચ્છા વિરુદ્ધની બાબત છે, આપણી પરતંત્રતાની એક નિશાની છે. તેઓ અહીંથી જવામાં એક દિવસની કે એક ટંકની પણ ઢીલ ન કરે એવી દેશ આખાની ઇચ્છા છે તે પણ દુનિયાથી અજાણી નથી. રમખાણો દરમિયાન લશ્કરી મદદની જરૂર પડે ત્યારે કોમ, પ્રાંત કે દેશી—વિદેશીના કોઈ પણ ભેદભાવ ગણકાર્યા વિના જે ટૂકડી નજીકમાં નજીક હોય




## મેયર-પરિષદે ઉવેખેલી મ્યુનિસિપાલિટીની ત્રુટિઓ

એપ્રિલમાં કરાંચીમાં મળેલી મેયર-પરિષદમાં મેયરને સરકારી સમારંભોમાં પહેલી ખુરશી મળવી જોઇએ એવા અને એમના અધિકારોની રક્ષા અંગેના બીજા ઠરાવો પસાર થયા તેને બદલે મેયરો અને મ્યુનિસિપાલિટીઓની ફરજો વિષે કાંઇક નિર્ણયો થયા હોત તો ઘણું સારું થાત. રાજકીય પક્ષાપક્ષી અને કીર્તિપ્રાપ્તિ માટેના તુચ્છ પ્રયાસોની દૃષ્ટિએ જોઇએ તો સ્થાનિક સ્વરાજની આપણી સંસ્થાઓ પ્રાંતીય ધારાસભાઓનો મુકાબલો કરી શકે તેવી કક્ષાએ પહોંચી (ઊતરી) ગઈ છે. શહેર કે ગામની સુખાકારીને લગતા અગત્યના પ્રશ્નો ચર્ચવા હોય ત્યારે કેટલીય મ્યુનિસિપાલિટીઓમાં પૂરું 'કોરમ' પણ નથી હોતું. વારતહેવારે કોઇકનું મરણ થાય તો તેના શોકમાં કે કોઈ મહેમાન આવ્યા હોય તો તેના સન્માનમાં પણ મ્યુનિસિપાલિટીઓ પોતાનું કાર્ય ઢીલમાં નાખતી હોય છે. કેટલીક વાર તો મ્યુનિસિપાલિટીના સભ્યોએ જેમનું નામ પણ ન સાંભળ્યું હોય તેવી વ્યક્તિઓના શોક કે સન્માનમાં સમયનો આવો અસહ્ય દુર્વ્યય થતો હોય છે. પ્રાંતીય પ્રધાનમંડળના સભ્યોની નકલ કરીને મ્યુનિસિપાલિટીના પ્રમુખો ને સભ્યો પણ આ સંસ્થાનું ઉદ્ઘાટન કરવા કે તે પ્રતિમાની અનાવરણવિધિ કરવા કે અહીં પ્રમુખસ્થાન શોભાવવા અને ત્યાં વકતૃત્વ ચમકાવવા દોડ્યા જતા હોય છે; એક પછી એક બેઠકો મુલતવી રહેતી હોય છે અથવા તો કાંઈ જ કાર્ય કર્યા વિના બરખાસ્ત થતી હોય છે. કામના ગંજ ખડકાયે જતા હોય છે; અને આખર જતાં ઓછી બુદ્ધિ અને ટૂંકી દૃષ્ટિવાળા કાયમી નોકરો જ પ્રજાનાં કામનો ફાવે તેમ ફેંસલો કરી નાખતા હોય છે.

## સમયની આ બરબાદી પ્રજાને ત્રાસ પમાડે છે

પ્રધાનો એક બાજુથી કહે છે કે પ્રજાજીવનના અનેકવિધ કોયડાઓ ઉકેલવા માટે એમને પૂરતો સમય મળતો નથી, અને બીજી બાજુથી આવા સમારંભો કે કોઇ ફિલ્મની પહેલી રાત્રિ પાછળ એમના કલાકો ખરચાતા હોય છે. એ જોઈને પ્રજાને જેમ વિસ્મય થાય છે, તેમ મ્યુનિસિપાલિટીના લઘુઆગેવાનોને પણ એ એવી રીતે સમય વેડફતા જૂએ છે ત્યારે તો એને ત્રાસ થાય છે. સ્થાનિક-સ્વરાજની સંસ્થાઓ એકત્રિત થઇને આવા પ્રશ્નો ઉપર લક્ષ્ય આપે, સર્વસામાન્ય કોયડાઓનો સામુહિક ઉકેલ લાવે, કોઈના અનુભવનો તો કોઈના ડહાપણનો સર્વને લાભ આપે તેમ જ નવી નવી ચુંટાતી જતી મ્યુનિસિપાલિટીઓમાં કઇ રીતે કામ લેવું તેનું જુવાન સભ્યોને દર્શન કરાવતું એકાદ સામયિક ચલાવે તો એમણે પ્રજાની સેવા બજાવી ગણાશે. બાકી માત્ર ખુરશીઓ શોભાવવા જ ત્યાં જવુ હોય તો પછી નવી ચુંટણીઓમાં કોંગ્રેસની ટિકિટ પણ તેમને પ્રજાના મત નહિ અપાવી શકે એ બરાબર યાદ રહેવું જોઇએ.

## માતૃભૂમિની સેવા માટેની પ્રશંસાત્મક ભાવના

મધ્યસ્થ ધારાસભામાં થોડા સમય પરની પ્રશ્નોત્તરી દરમિયાન પંડિત જવાહરલાલે જાહેર કરેલું કે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની કચેરીમાં કામ કરતા દેશદેશના સેંકડો માણસોમાં હિંદીઓ તો માત્ર ૫-૧૦ જ છે. હિંદ જેવા મહાન દેશ અને સંયુકત રાષ્ટ્રસંસ્થાના મોભાદાર સભ્યના વતનીઓને એ સંસ્થાની કચેરીમાં આટલું ઓછું સ્થાન મળે તે વાજબી નથી એવી ધારાસભ્યોની અને વર્તમાનપત્રોની યોગ્ય ફરિયાદ દૂર કરવા પરદેશપ્રધાને શક્ય પ્રયાસો કરવા માંડ્યા હશે જ, અને તેને પરિણામે કદાચ થોડા વખતમાં જ વધુ હિંદીઓ સંયુકત રાષ્ટ્રસંસ્થાની કચેરીમાં દાખલ થઈ શકશે. આપણા નવજુવાનોને એ રીતે એક વિશ્વસંસ્થામાં કાર્ય કરવાની અને દેશવિદેશના બુદ્ધિચાતુર્યનાં સંપર્કમાં આવવાની તક મળે તે બેશક ઘણા હર્ષની બાબત છે. પરંતુ બીજી બાજુ એવા જુવાનોની શકિતની એમની જ માતૃભૂમિના નવઘડતરમાં ક્યાં

તેને હાજર કરવાની વચગાળાની સરકારની નીતિ છે એવી જાહેરાત સંરક્ષણ પ્રધાને કરી છે તેથી, અમુક પ્રસંગે ગુરખાઓ શીદ વાપર્યા ને બીજી જગ્યાએ બલૂચોને કેમ બોલાવ્યા તેવી ફરિયાદોનું કાંઇ સ્થાન રહેતું નથી. એ જ પ્રમાણે બ્રિટિશ સૈનિકોનું માની શકાય. હિંદી સૈનિકોથી મામલો કબૂમાં ન રહ્યો તેથી ગોરાઓને બોલાવવા પડ્યા છે તેવું તો કોઈ મૂરખ જ માને.

તે છતાં રાષ્ટ્રીય સ્વમાન એ દલીલથી પર એવી વસ્તુ છે. એને સંતોષવા ખાતર કોમી કે રાજદ્વારી રમખાણોમાં બ્રિટિશ સૈનિકોનો ઉપયોગ ન કરવાનો હઠાગ્રહ આપણા પ્રધાનોએ રાખવો જોઇએ. નહિતર પછી, સાચાં કારણમાં ઊંડા ઉતરવાની જેને ખેવના કે ફુરસદ નથી હોતી તેવી પ્રજાના મન ઉપર એની ખરાબ અસર થતી રહેશે. બ્રિટિશ સૈનિકો આપણો પગાર ખાય છે માટે નહેરો ખોદવામાં, બંધ, સડકો ને પૂલો બાંધવામાં, ઉદ્યોગો ચલાવવામાં અને યાંત્રિક ખેતી કરવામાં એમનો ઉપયોગ આપણે લાભદાયી રીતે કરી શકીએ તેમ છીએ.

## નિકલના રૂપિયાને
### મળતો આવકાર

હિંદના નાણાપ્રધાન તરીકેની પોતાની કારકિર્દી દરમિયાન નિકલનો રૂપિયો ચલણમાં દાખલ કરીને શ્રી લિયાકતઅલીખાન ઇતિહાસમાં યાદગાર બની જશે. ઘણા લાંબા કાળથી આ દેશનો મુખ્ય સિક્કો ચાંદી જેવી કિંમતી ધાતુનો રહેતો આવ્યો છે તેને કારણે આ ફેરફાર ક્રાંતિકારી ગણાશે. ભૂતકાળના સંજોગો એવા હતા કે ચલણી સિક્કાનું મુલ્ય તેની આંતર્ગત (ઇન્ટ્રિન્ઝીક) કિંમત જેટલું જ હોવું જોઈએ એમ મનાતું. કાગળની નોટોના આ જમાનામાં ચલણ એ તો રાજ્ય તરફથી મળેલી એક બાંહેધરીની સંજ્ઞા બની ગયેલ છે. તેથી સોના-ચાંદી જેવી ધાતુને પોતાના ચલણમાં જ રોકાયેલી પડી રહેવા દેવી તે દેખીતો દુર્વ્યય ગણાય. શુદ્ધ ચાંદીના સિક્કા તો છેલ્લા દાયકા દરમિયાન હિંદમાંથી સાવ અદૃશ્ય થઈ ગયા છે. અત્યારના જે સિક્કાઓમાં ચાંદી વપરાય છે તે પણ અરધો-અરધ બીજી ધાતુ સાથે મેળવેલી હોય છે. તે ઉપરાંત લોકોને રૂપિયાના વજનદાર સિક્કાને બદલે એક રૂપિયાવાળી નોટો વધુ ફાવી ગઇ છે. તેથી હવે નિકલના રૂપિયા બનાવવાના પગલા સામે વિરોધ કરવાનુ કોઇને કારણ રહેતું નથી.

નિકલના સિક્કાના ફાયદાઓ ગણાવતાં નાણાપ્રધાને કહ્યું છે તેમ એ ધાતુ એટલી સખત છે કે એમાંથી બનાવટી સિક્કાઓ પાડવાનું કાર્ય લગભગ અશક્ય બની જશે. ચાંદી લોહચુંબકથી આકર્ષાતી નથી, પણ નિકલ આકર્ષાય છે તેથી બીજી ધાતુના બનાવટી સિક્કાઓ પકડી કાઢવાનું કાર્ય પણ ઘણું સહેલું થઈ પડશે. નિકલનું ચલણ સૌ પહેલું ૧૮૮૧માં સ્વિટ્ઝરલેન્ડમાં દાખલ થયેલું. તે પછી ૧૯૩૬ સુધીમ-ઑસ્ટ્રીઆ, ઇટલી, ફ્રાંસ વગેરે ૨૯ દેશોએ તેનું અનુકરણ કરેલું. હવે પછીના મહિનાઓ દરમિયાન એ હિંદમાં પણ દાખલ થશે.

## દેશહિતના કાર્યમાં
### સહુ કોમોનો સહકાર

સેંકડો વર્ષોથી ચાંદીના રૂપિયાથી ટેવાયેલી આ દેશની પ્રજા રૂપાનાણાંથી વિખૂટી પડશે ત્યારે એની લાગણી જરૂર દુભાશે. બીજા સંજોગો હોત અને કોઈ વિદેશી નાણામંત્રીએ, ભલે આજના જેવા જ શુભ હેતુઓથી, આ પગલું ભર્યું હોત તો એની સામે ઘણો ઉહાપોહ જાગ્યો હોત. પરંતુ આજે તો પ્રજાકીય સરકારે આ પગલું ભર્યું છે, તેથી અમેરિકા પાસેથી આપણે ઉછીની લીધેલી ચાંદી પાછી ચૂકવવા માટે આપણા કરોડો સિક્કામાં નકામું પડ્યું રહેતું રૂપું ઘણું જરૂરી છે એ વાત પ્રજા સમજી શકે છે. પરદેશી સરકારે પગલું ભર્યું હોત તો પ્રજા એની પાછળના ઇરાદાઓ સમજવાની સાફ ના જ પાડત. પોતે પોતાને જેના પ્રતિનિધિ ગણાવે છે તેવા મુસલમાનો ઉપરાંત શીખ, પ્રિસ્તી અને હિંદુ જનસમૂહ પણ શ્રી લિયાકતઅલીખાનના આ યોગ્ય પગલામાં કેવો સહકાર આપે છે તે જોઈ ને એમના મનમાંથી કોમવાદનું તત્વ સહેજ પણ ઓછું થયું હોય તો કેવું સારું!

દેશી ભાષાનાં તમામ છાપાંઓએ સાથે બેસીને વિચારવા જેવો છે.

આ બાબતમાં એક સૂચન એવું પણ થયું છે કે, અમેરિકા જેવા દેશોમાં, જ્યાં અનેક વર્ષોથી પત્રકારત્વને પણ એક રીતસરના અભ્યાસના વિષય તરીકે ખીલવવામાં આવ્યો છે અને જ્યાંની પત્રકારત્વની વિદ્યાપીઠોએ એ દેશને અનેક શક્તિશાળી પત્રકારો આપ્યા છે ત્યાં, આપણા અમુક જુવાન પત્રકારોને વધુ તાલીમ માટે મોકલવા અને તેમના ખર્ચ પેટે અમુક શિષ્યવૃત્તિ કે લોન દેશી ભાષાનાં અખબારોના મંડળ જેવી સંસ્થાએ આપવી. બેશક, આવી મદદ આપીને પત્રકારત્વના અભ્યાસ માટે બહુ મોટી સંખ્યામાં જુવાનોને પરદેશ મોકલવા તે આપણા દેશને પોસાય નહિ. એટલે વખત જતાં તો આપણે ત્યાં જ, આપણી વિદ્યાપીઠોમાં જ પત્રકારત્વનો અભ્યાસક્રમ ગોઠવવો પડશે, પરંતુ એને માટે પણ અમુક માણસોએ તો પરદેશ જઈને અનુભવ મેળવી આવવો પડશે જ.

## પત્રકારત્વની તાલીમ માટે શિષ્યવૃત્તિઓનો પ્રબંધ કરીએ

આપણા જીવનમાં અનેક ક્ષેત્રોમાં તાલીમ પામેલા માણસોની એટલી બધી તંગી છે કે એ તાલીમ મેળવવા પરદેશોમાં જવું આવશ્યક બન્યું છે. એ રીતે પરદેશ જઈ આવનારાઓમાંથી અમુક તાલીમબાજોનો ઉપયોગ સીધો એ પ્રત્યેક ધંધાની ખીલવણી માટે થાય છે અને અમુકને એ જાતની તાલીમ બીજાને આપવાના શિક્ષણ-કાર્યમાં રોકવામાં આવે છે; એક પ્રત્યક્ષ પરિણામ આપે છે, બીજી લાંબા ગાળાની યોજના છે. પણ આપણી આજની પરિસ્થિતિમાં બન્ને જરૂરી છે. મધ્યસ્થ સરકાર તરફથી આવી જાતની તાલીમ મેળવવા માટે ૧૯૪૭-૪૮ના વર્ષ દરમિયાન જુદા જુદા ૩૬ વિષયના કુલ ૨૦૭ વિદ્યાર્થીઓ સરકારને જ ખર્ચે પરદેશોમાં ઓછામાં ઓછા બે વર્ષના અભ્યાસ માટે મોકલવામાં આવનાર છે. આ ૩૬ વિષયોમાં ખેતી, પશુપાલન, રસાયણવિદ્યા, ઇજનેરી, શિક્ષણ, ભૂસ્તરશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કાગળ-ઉદ્યોગ અને છાપકામ સુદ્ધાંનો સમાવેશ થાય છે; પણ પત્રકારત્વનું એમાં નામ નથી.

એ તો દેખીતું છે કે એકલી સરકાર બધા જ વિષયના બધા વિદ્યાર્થીઓને શિક્ષણ માટે પરદેશ મોકલવાનો ભાર વેઠી ન શકે. તેથી આ કાર્ય છાપાંના કોઈ મંડળે ઉપાડી લેવું જોઈએ. છાપાંના મંડળ પાસે ભંડોળ ન હોય તો સમજુ શ્રીમંતો પાસેથી એ માટે મદદ મેળવવી જોઈએ. પહેલી એશિયાઈ પરિષદ પોતાને આંગણે ભરીને હિંદે એશિયાની આગેવાની લીધી છે. તેથી એણે તો અન્ય એશિયાઈ દેશોના વિદ્યાર્થીઓને પોતાને આંગણે અભ્યાસ કરવા બોલાવવા જોઈશે અને એમને નાનાં ભાંડુ ગણી સારી પેઠે શિષ્યવૃત્તિઓ આપવી જોઈશે. પણ પોતાના જ દેશના જુવાનોને પરદેશ મોકલવા માટે જો હિંદી શ્રીમંતો કાંઈ નહિ કરતા હોય તો બીજાઓને તો એ પોતાને આંગણે કઈ રીતે બોલાવી શકવાના હતા ?

## સેવા કરતાં કરતાં દલિત-કોમોના વાડા ઊભા ન થાય !

માત્ર કોઈ એક જ કોમના સાંકડા વાડામાં પોતાની પ્રવૃત્તિને મર્યાદિત રાખનારી કોઈ પણ સંસ્થા પછી ભલે તે ચાહ્યા તેટલા શુભ હેતુથી ઊભી કરવામાં આવી હોય, સમગ્ર દેશ માટે તો નુકસાનકારક છે જ, પરંતુ ખુદ એ કોમની પણ શ્રેષ્ઠ સેવા તેના હાથે થઈ શકતી નથી એ વાત સમજવામાં હવે નવા હિંદુસ્તાનમાં ઢીલ થઈ શકે તેમ નથી. જુની ઘરેડના કોમવાદીઓએ આ વાત સમજવાની છે તેમ જે રાષ્ટ્રવાદી સમાજસેવકોએ પોતાનું સેવાક્ષેત્ર સાવ સંકુચિત રાખ્યું છે તેમણે પણ આજ સુધી આંખથી વેગળા રહેલા આ ભયથી સતેજ થવાની જરૂર છે. થોડા વખત પર મળેલી રાનીપરજ પરિષદ ઉપરના એક સંદેશામાં શ્રી કિશોરલાલ મશરૂવાળાએ એનો નિર્દેશ કર્યો છે.

'રાનીપરજ સેવા મંડળ, હળપતિ સેવા મંડળ, આદિવાસી સેવા સંઘ, હરિજન સેવક





ઓછી જરૂર છે કે બીજાઓ માટે આપણે એમને બાતલ કરી શકીએ ? જો કે આવી ભાવના તો એવા કાર્ય માટે જેમની માગણી થાય તે જુવાનોના અંતરમાંથી જ ઊગવી જોઈએ.

ક્રિકેટ અને બીજી રમતો વિશેનાં જેમનાં લાક્ષણિક વર્ણનાત્મક રેડીઓ–પ્રવચનોએ હજારો રસિયાઓને મુગ્ધ કર્યા છે તે મુંબઈના શ્રી 'બોબી' તાલયારખાને હમણાં જ આવી પ્રશંસાત્મક ભાવના દર્શાવીને બીજાઓને માટે દાખલો બેસાડયો છે અને એમના પ્રેમીસમૂહમાં પોતાને માટેનો આદર વધાર્યો છે. સંયુક્ત રાષ્ટ્રસંસ્થા તરફથી ચાલતા રેડીઓ–મથક ઉપર કામ કરવા માટે એમને વાર્ષિક રૂા. ૨૪,૦૦૦ (કરમુક્ત)ની એક ઑફર મળેલી તેને નકારતાં એમણે જણાવ્યું કહેવાય છે કે, રેડીઓ ઉપરથી બોલવાનો એમનો એક માત્ર ઉદ્દેશ હિંદમાં રમતગમતનું લોકશિક્ષણ આપવાનો છે અને તેથી આજની ઘડીએ એમનું કોઈ સ્થાન પરદેશી રાજકીય મંચ ઉપર નહિ પણ હિંદુસ્તાનમાં જ છે.

## પુંજીપતિઓને સાંપડેલો નવો નફાકારક ઉદ્યોગ

છેલ્લાં સાતેક વર્ષો દરમિયાન લગભગ બધાં છાપાંઓનું વેચાણ વધ્યું છે અને વધુ જાહેરખબરોને પ્રતાપે એમની આવકમાં પણ ઘણો વધારો થયો છે. પત્રકારત્વની દૃષ્ટિએ આ આવક વધારો પત્રકારોના પગારોમાં ઉમેરો કરતો હોય કે અખબારને વધુ સાધનસંપન્ન બનાવતો હોય તો ઘણો આવકારદાયી છે. પણ કમનસીબે બહુ ઓછા દાખલાઓમાં એવું બન્યું હશે. વસ્તુતઃ તો મોટા ભાગના અખબાર–માલિકોનાં ગજવામાં ૧૮ ટકા સુધીનાં 'ડિવિડન્ડ'ના રૂપમાં એ વધેલી આમદાની ઠલવાઈ ગઈ છે. આમ અખબાર ચલાવવું એ કોઈ મિલ–કારખાનું ચલાવવા જેટલો નફાકારક ધંધો થઈ પડયો હોઈને બિરલા, દાલમિયા અને સિંઘાણીઆ જેવા અનેક ઉદ્યોગપતિઓએ અખબારો ખરીદવા માંડયા છે.

આજ સુધી આપણી આમજનતા અને પરદેશીઓ વચ્ચે જંગ ચાલતો હતો, પણ કાલે આઝાદી આવીને ઊભી રહેશે પછી મજૂર અને માલિક વચ્ચેની લડત આપણું ધ્યાન વધુ ખેંચવા લાગશે. તે વખતે અખબારો આવા પુંજીપતિઓના હાથમાં હોવાથી માલિકોને પક્ષે એ પ્રચાર કરશે અને ખુદ પ્રજાકીય સરકાર પણ એ પ્રચારના દબાણથી અલિપ્ત નહિ રહી શકે. વળી, જ્યાં અખબારો ઉપર એમની સીધી માલિકી નહિ હોય ત્યાં પણ આ પૂંજીપતિઓ પોતાના ઉદ્યોગોની જાહેરખબરોને કારણે કેટલાંય નાનાં નાનાં અખબારો ઉપર આડકતરો અંકુશ ધરાવતા થઈ જશે.

નાગપુરના 'હિતવાદ'ના તંત્રી શ્રી મણિએ થોડા વખત પહેલાં એક વ્યાખ્યાનમાં હિંદી પત્રકારત્વ સામે ઊભેલાં આવાં ભયસ્થાનોનો ઉલ્લેખ કર્યો હતો અને કહ્યું હતું કે, આપણા પત્રકારત્વનું ભાવિ જો ઊજળું બનાવવું હોય તો આપણી જનતાને વહેલી તકે સમજણી બનાવવી જોઈએ, એનામાં સારા–સારનો વિવેક કેળવવો જોઈએ, એમની રુચિ ઊંચી કક્ષાની ઘડવી જોઈએ, કોમી કે રાજકીય કારણોસર એકતરફી સમાચારો આપીને એની દૃષ્ટિ સંકુચિત ન બનાવવી જોઈએ.

## દેશી ભાષાનાં છાપાંઓ સામે પડેલું નિઃસીમ ભાવિ

શ્રી મણિએ એમના પ્રવચનમાં એ પણ ઉલ્લેખ કર્યો હતો કે હિંદી પત્રકારત્વમાં સારા પત્રકારોની બહુ ઊણપ છે. આપણાં અંગ્રેજી છાપાંનું ધોરણ કાંઈક ઠીક હોય છે, પણ દેશી ભાષાનાં છાપાંઓએ તો ઘણી પ્રગતિ કરવાની બાકી છે. અંગ્રેજી છાપાંની આ દેશમાંની કારકિર્દી હવે અસ્તાચલને માર્ગે છે, પણ દેશી ભાષાનાં છાપાં સામે નિઃસીમ ભાવિ પડયું છે. પાંચ જ વર્ષમાં કરોડોની વાંચનભૂખનો આ છાપાંઓએ એકાએક સામનો કરવો પડશે. તે વખતે સમર્થ પત્રકારોની ખોટ આજે છે તેના કરતાં અનેક–ગણી વધુ સાલશે. જુદાં જુદાં છાપાંની નીતિ ભલે એકબીજાથી જુદી હોય, પણ સમર્થ પત્રકારોની જરૂર તો સહુને પડવાની જ છે. એટલે આ પ્રશ્ન



# જીવનપંથ

## ધૂમકેતુ

**અભણ પણ અણઘડ નહિ એવી ભાભીને ભણાવવા જતાં ભણતરનો સાચો શોખ જાગે છે.**

દરેક ગામડાને પોતાનાં બે ચાર કાવ્યમય સ્થળો હોય છે. આ રમણીય સ્થાનોની પિછાન જેટલી રખડુઓને અને રબારીઓને હોય છે એટલી બીજા કોઈને હોતી નથી. અને ગામડાનું હૃદયતંત્ર જે આનંદ આ સ્થાનોમાંથી ખેંચે છે એવો આનંદ એને મોટીમોટી મેદની જમાવતી સભાઓમાંથી પણ મળતો નથી. આવા રમણીય સ્થાનોમાં કુદરતે છૂટે હાથે સૌન્દર્ય વેર્યું હોય કે કોઈ આરસની મેડી મોલાતો કે મનોહર ઉદ્યાનો ત્યાં ઊભાં હોય એવું પણ કાંઈ હોતું નથી; ઘણી વખત તો માત્ર વેકુર ભરેલો નદીનો વિશાળપટ પોતાની સાદી રમણીયતાથી ગામડાનું અનુપમ આકર્ષણસ્થળ થઇ ગયેલ હોય છે, કે ગામને ગોંદરે ઊભેલો ખોખડધજ* વડ કેવળ પોતાની ઘાટી છાયાથી મોહિનીનું ધામ બની રહેલ હોય છે!

વીરપુરનું એવું એક રમણીય સ્થાન તો માનકેશ્વરનું મંદિર. પણ તે ગામની બહુ પાસે. ગામથી દૂર અને તેથી કલ્પનામય રંગથી રંગાયેલું સ્થળ તો 'હેમદ્રો' હતું. ઉનાળામાં પણ ત્યાં પાણી હિલોળા દેતું હોય. લોકોએ તો હેમદ્રાની વ્યુત્પત્તિ પણ શોધી હતી. કોઈ સાધુની મુદ્રા ત્યાં પડી ગઈ, અને હઠયોગી સાધુએ તો આસન જમાવીને ત્યાં ને ત્યાં મુદ્રાનો જાપ માંડયો. 'હે મુદ્રા! હે મુદ્રા! હે મુદ્રા!' એમાંથી થઈ ગયું હેમદ્રો. આ તો આપણી લોકકથાની ભૂમિકા કેવી રીતે તૈયાર થાય છે એનું એક ઉદાહરણ છે. બાકી તો 'હેમદ્રો' એ સમુદ્ર ઉપરથી જ નિષ્પન્ન થાય તેવો શબ્દ છે. અને એ નાનકડા ગામનો તો જળભંડારી સમુદ્ર જ હતો!

આ હેમદ્રાની આસપાસ પણ 'બેલાડિયાની પાટ' અને બીજાં ઘણાં જળસ્થાનો હતાં. ત્યાં આગળ ડુંગરા, ટેકરા, ધાર, પથ્થરખાણો ને કુદરતી રીતે બારે માસ લીલીછમ રહેતી ધરતી હતી. રબારીઓનું એ પ્રિય સ્થળ હતું. રખડુઓનો એ કાશ્મીરી બગીચો હતો. ભાગેડુઓ માટે સંતાવાની જગ્યા ત્યાં હતી. નર્મદ ગણાવે છે તેવા 'લાલ લલના' માટે એ જ સ્થળમાં રસિકતા સભર ભરી હતી. અને મૂરખાઓ માટે ડૂબી મરવાનું સ્થાન પણ એ જ હતું!

આ બેલાડિયાની પાટે તો અમે વારંવાર લૂગડાં ધોવા જતા—માની સાથે. એકલા જવાની તો હિમ્મત ચાલે નહિ. હેમદ્રામાં મઘર અચૂક રહેતી—પણ બેલાડિયાની પાટે એનો વાસ નહિ જેવો ગણાતો. એનાં શાંત, મીઠાં, પવનની લેરખીએ ચડેલાં, કાળાંનીલાં પાણી એવાં તો મનોહર હતાં ને કાંઠે આવેલાં પાન જેવાં એવા પડછાયી રંગે એમને શણગારી દેતાં કે ગમે તેવો કાળજાસાચવુ પણ એક વખત તો એને કાંઠે ટોલી જાય. મા કપડાં ધોઇ લ્યે, પછી પોતાને તરતાં બહુ સરસ આવડતું એટલે લાંબે શેલારે પાણીમાં પડે! હું કાંઠે ઊભો ઊભો આનંદથી ઠેકડા મારું, પણ પાણીમાં પડવાનું ગજું નહિ. પછી પોતે પાછાં ફરે, ને ખભે લગાડીને લાંબે સુધી પાણીમાં લઈ જાય!

આજ વર્ષો પછી જ્યારે એ પ્રસંગ હું સંભારું છું, ત્યારે એક ક્ષણભર તો વર્ષોનાં વર્ષો જાણે દૂર

---

* આ ખોખડધજ શબ્દ છેક સિદ્ધરાજ જયસિંહના જમાનાના 'કુકુટધ્વજ'નો વારસો જાળવી રહ્યો છે.





સંઘ વગેરે ન્યાતજાત, વંશ, ધર્મ કે સામાજિક રૂઢિઓના કારણથી ઉત્પન્ન થયેલા વિભાગોની સેવા માટે જુદા જુદા સંઘો સ્થપાય એ મને બહુ ગમતું નથી. આજની પરિસ્થિતિમાં કાર્યકર્તાઓને ચોક્કસ ક્ષેત્રમાં, એકાગ્રપણે અને એકધારું કામ કરવાની દૃષ્ટિએ આવા સંઘની રચના અનિવાર્ય બને છે. પણ આપણો આદર્શ તો હિંદુ અને અહિંદુ, બધા ભેદોને ભૂલી દેશના સર્વ લોકોને કેવળ એક ભારતવાસીઓના સમાજમાં એકત્ર ગોઠવવાનો છે. આપણે એક એવો મજબુ સમાજ રચવો છે, જેથી બધા એકબીજા સાથે એવા એક થઇ જાય કે કોણ આદિ અને કોણ આર્ય, કોણ દ્રાવિડ અને કોણ દ્વિજ અને કોણ અંત્યજ એનો ફરક જ શોધી ન શકાય.

'પછી આપણા સઘોનાં નામ આદિવાસી સેવક સંઘ, રાનીપરજ સેવા મંડળ, હરિજન સેવક સંઘ એવાં નહીં હોય પણ ગરીબ સેવા સંઘ, રોગી સેવા સંઘ, અજ્ઞાની સેવા સંઘ, વ્યસની સેવા સંઘ,–એવી જાતના સેવા સંઘો હશે. તે ગમે તે જાત, કોમ કે ધર્મના ગરીબોની રોગીઓની, અજ્ઞાન, વહેમ તથા વ્યસનોમાં ડૂબેલાઓની સેવા કરતા હશે અને દરિદ્રતા, રોગ, અજ્ઞાન, વહેમ, વ્યસન વગેરે મનુષ્યજાતના કાયમના શત્રુઓનો નાશ કરવા પ્રયત્ન કરતા હશે.

'રાનીપરજ વગેરે જુદાં જુદાં મંડળો સ્થાપીને પણ અસલ કામ તો છેવટે ગરીબાઇ રોગ, અજ્ઞાન, વ્યસન, અન્યાય વગેરેના નાશનું કરવાનું છે. પણ કાયમ માટે રાનીપરજ, હરિજન, હળપતિ વગેરે સમૂહો બંધાઈ જાય અને તેટલા જ સમૂહનું મમત્વ અને અભિમાન પાકું થાય તો તે ઇષ્ટ નહીં થાય.'

શ્રી કિશોરલાલભાઈની આ સ્વચ્છ દૃષ્ટિનો ચેપ આ દલિત વર્ગોમાં કામ કરી રહેલા સહુ કાર્યકર્તાઓને વહેલો વહેલો લાગે–નહિતર સાચા દિલથી સેવા કરવા જતાં ક્યાંક કોમવાદનું ઊંટ પેસી જશે.

### વિચારોમાં મક્કમ હતા— આચાર-કસોટીમાં નિષ્ફળ?

સ્વતંત્રતા માટેની લડત દરમિયાન જે ઉચ્ચ આદર્શો આપણે નજર સામે રાખેલા હતા તે હવે સત્તા આપણા જ કાર્યકરોના હાથમાં આવતાં તેઓ ભૂલવા લાગ્યા હોય તેવું હમણાં હમણાંથી બનતા બનાવોમાંથી જણાય છે. આજ સુધી આપણા જે વિચારો હતા તેને આચારમાં મૂકવાની ઘડી આવી છે ત્યારે આપણા ઘણાખરા આગેવાનો એ કસોટીમાંથી શુદ્ધ કાંચન સ્વરૂપે નથી નીકળી શકતા એવું લાગે છે. 'એક કૉંગ્રેસી કાર્યકરે' 'પ્રજાબંધુ'માં સમભાવપૂર્વક લખેલા એક નિડર લેખમાં કહ્યું છે તેમ—

> 'આ સ્થિતિમાં આપણે ગુજરાતમાં છેલ્લી પચ્ચીસી દરમિયાન જીવનની જે કેટલીક ઉદાત્ત ભાવનાઓનું સંરક્ષણ અને સંવર્ધન કર્યું છે તેને કોઇ પણ ભોગે સાચવી રાખવી એ પ્રત્યેક વિચારશીલ વ્યક્તિનું ઇતિ કર્તવ્ય થઇ પડે છે. એ સાચવણીનો માર્ગ આપણે જાણ્યો છે કે વ્યક્તિની પ્રત્યે લેશ પણ અનાદર કર્યા સિવાય આપણે ન્યાય ને નીતિનાં ધોરણો સચવાય એ પ્રકારે આપણું વર્તન ઘડવું.
>
> 'જો આ પ્રકારની જીવનવિશુદ્ધિ આપણા કાર્યકરો આજે સચેત થઇને નહિ કેળવે તો પ્રજા આજ સુધી જે આદરની ભાવનાથી કાર્યકરોને અનુસરી છે તેમ કરતાં અચકાશે–હકીકતમાં આજે અચકાઈ રહેલી છે...જેઓ ખોટા સિક્કા જેવા હોવા છતાં પણ હજુ ચલણી બની રહ્યા છે તેઓએ સમજી લેવું જોઇએ કે પ્રજામાં રહેલી એક સ્વાભાવિક ઉદારતાની વૃત્તિને લીધે જ તેઓ પોતપોતાના સ્થાને હજુ સ્થિર છે, પોતાની કોઈ વિશિષ્ટ લાયકાતને લીધે નહિ. એટલે પ્રજાની સહનશીલતાને, ઉદારતાને હદથી બહાર કસોટીએ ચડાવનારા વધારે પ્રસંગો બનશે તો પ્રજા એ સિક્કાઓનું ચલણ બંધ કરવામાં જરાયે ઢીલ નહિ કરે એ સહુએ સમજી રાખવું જોઈએ.'

'એક કૉંગ્રેસી કાર્યકરે' જો પોતાનું નામ જાહેર કર્યું હોત તો એમની આ સ્પષ્ટવાણીની અસર એમના સાથીઓ ઉપર કેટલી વધારે થાત!

૨૮–૪–'૪૭ મ૦




ઠાકોરને ઘોડો સાચવવાનો હતો. બંદૂક સંભાળવાની હતી. ને દીપડાને એક જ ઘાએ પાડવાનો હતો. બીજા ઘાનો વખત ન હતો. બીજો કોઈ ઘા કરે એમાં તો સો ટકાનું જોખમ હતું. બોલવાનો સમય ન હતો. ઇશારાનો પણ વખત ન હતો. સ્થાન સાચવવાનો જ મોકો હતો.

ઠાકોર સુરાજીએ અજબ જેવી સ્ફૂર્તિથી એક હાથે ઘોડાને પોતાને વશવર્તી બનાવી દીધો ને બીજે હાથ ઘા કરવા માટે તત્પર પણ વિવેકી એવી પળને સોંપી દીધો. એ પળમાં જીવનમરણ હતું. માથા ઉપર ખાબકે એવી તરાપે દીપડો અદ્ધર ઊડ્યો. ને એક ક્ષણ—આંખ મીંચી ને ઉઘાડો એટલી ક્ષણ, આકાશમાં એ લગભગ માથા ઉપર તોળાયો. પણ એ તોળાયો ન તોળાયો ને એક હાથે મજબૂત લગામ પકડી, ઘોડાને પણ જરાક અદ્ધર થઈ જાય એટલી વજ્જરતાથી વશ રાખી રહેલા ઠાકોર સુરાજીએ, શરીરને થોડોક પાછળનો ટટ્ટાર ઝોક આપી, એવી તો અજબ સ્ફૂર્તિથી બંદૂક ફોડી ને ઘોડાને પણ પાછળ હઠાવી લીધો, કે શું થયું કે શું થાય છે, એ આસપાસના કોઈ અનુભવે, તે પહેલાં તો દીપડો નીચે ફંગોળાઈ ગયો હતો! આ ઠાકોર સુરાજી!

આ હેમદ્રો; બેલાડિયાની પાટ, ને વીરપુર જેતપુર ગોંડલ રાજકોટને સાંધનારી મોટી પગસડક ઉપરના બિહામણીના પુલ સુધી, પાણીની છત રહેતી. એટલે એ બધાં સ્થાનમાં ગાયો, ભેંસો, બકરાં ચારવા માટે રબારી, ભરવાડ રખડ્યા જ કરતા. મેં પણ અમારી ગાય, ભેંસોને ત્યાં ચારવા માટે લઈ જવાની તૈયારી બતાવી.

નિશાળે ન જવા માટે તો એ વખતે ગમે તેવું કામ કરવાની મારામાં હિમ્મત હતી. શરત એટલી કે નિશાળમાંથી રજા મળવી જોઈએ. અમે છેક છેવાડે રહેતા, અને એક સાધારણ નહિ જેવી મૂડી છતાં, કોણ જાણે કેમ શાહુકારમાં ખપતા! મારા પિતાની રહેણીકરણી અને કાંઈક કરડો, સ્વમાની, કોઈની દરકાર ન કરે તેવો, આગ્રહી અને જમાનાની ને 'ફેશન'ની હમેશાં સામે થનારો, એકદમ નિખાલસ, ઉગ્ર અને એમની ત્યાંની નાનકડી કાર્યમર્યાદામાં સરખામણી કરવામાં રહેલાં જોખમ અને અયોગ્યતા વિષે ભાન છતાં, સરખામણી કરવી જ હોય તો, સરદાર વલ્લભભાઈ પટેલ સાથે સરખામણી કરી શકાય તેવો, કાંઈક કડવો, તીખો, એક ઘાએ બે કટકા કરવાવાળો, એવો સ્વભાવ આમાં કારણરૂપ હોવો જોઈએ. એમની આંખમાં રતાશ રહેતી. મોં ઉપર ગંભીરતા સાથે કડકાઈ દેખાતી. સ્વભાવમાં ઉગ્રતા હતી. વાણીમાં સ્પષ્ટતા હતી. વર્તનમાં નિખાલસતા હતી. વ્યવહારમાં ભગવાન કૌટિલ્યની કુનેહશક્તિ હતી. સંકટ સમયે ધીરજ ને શૂરવીરતા હતી. અને અત્યંત આગ્રહી સ્વભાવને લીધે ધાર્યું પાર પાડવાની તેજસ્વિતા પણ હતી. એમનાં પ્રિય પુસ્તકો બે. પંચતંત્ર અને વૃદ્ધચાણક્ય. આ બન્ને પુસ્તકોમાં કોઈ જગ્યાએ પરાજયનો મહિમા ન હતો. એટલે હાર્યો દા લેતાં એમને મૃત્યુ જેટલું દુઃખ થતું.

પણ એમણે આ જે વગરમાગેલી અને નાહકની ઉપાધ મેળવી હતી—શાહુકારીની—એણે અમને તો રાત ને દિવસ સચેત રાખ્યા કર્યા. ક્યાંક ચોરી થાય એટલે પે'લો ફફડાટ અમારે ત્યાં, અમારા ફળિયામાં કૂતરાંની લંગાર તો રહેતી, પણ એ ઉપરાંત અમારા ઘરની ચારે તરફની વંડી, એ કોણ જાણે કેવી મહાન કિલ્લાની ભીંત બનવાની હોય તેમ, એ કોઈ દિવસ પૂરી જ થાતી નહિ! જ્યારે જુઓ ત્યારે સરકારી સમારકામની જેમ એનું સમારકામ ચાલતું જ હોય!

અને આ સમારકામ પાછું કરવાનું ઘરનાં માણસોને પોતાને જ! એટલે કડિયા, મજૂર, ચણવાવાળા, પાણા લાવવાવાળા, પાણી સારવાવાળા—એ સઘળા અમે પોતે જ. ઋતુએ ઋતુએ એ ભીંતો નવી નવી રીતે ચણાયા જ કરે!

હાલ તો કાઠિયાવાડમાંથી નાશ પામી ગઈ છે એ હાથલા થોરની મજબૂત વાડ પણ ઘરને વીંટળાઈને પડી હતી. એટલે પાંચ પંદર દિવસે એક બે ભયંકર ભોરિંગ પણ ઘરમાં દેખા દે! એમની સાથે પણ ચોવીસ કલાકનું જુદ્ધ ને ચોવીસ કલાકની સંધિ





ઉઠી જાય છે—એ શાંત મીઠાં જળ, એ નીલાં ઘાસ, ડુંગરા, ટેકરા, ધાર ને પાણખાણો સઘળાં જ જાણે મને પાછો રમવા બોલાવી જાય છે. ખરેખર, મા ધરતી, એનું અમી, જો કોઈની સાથે સરખાવાય તો એક જન્મદાત્રી મા સાથે જ. એક વખત મારા કાકાએ કહેલો એક દોહો યાદ આવે છે :

ગર મોરાં, સર દાદરાં, અમરત ફળ ચુવે,
હેતુકવેણુ, જનમભોમ, શે વિસરે મુઓ.

આ બેલાડિયાની પાટે પાણી ધીમી શાંત લેરખીમાં આખો દિવસ લહેરાતું હોય—માને તરતાં આવડે એટલે જ્યારે બેલાડિયાની પાટે લૂગડાં ધોવા જાય ત્યારે પાણીમાં અચૂક પડવાનાં અને તરીને સામે કાંઠે નીકળી જવાનાં. એક વખત મારી કાકી પણ ધોવા માટે સાથે ગયાં. એમને તરતાં ન આવડે. પણ પાણીમાં હાથ પગ હલાવવાથી તરાય છે એટલું જાણે. માએ પાણીમાં હેલારો લીધો ને તરવા પડયાં કે કોણ જાણે શું થયું—પગ નીચેથી પથ્થર સર્યો કે પછી રહી શકયાં નહિ—પણ જમનાકાકી તરત પાછળ જ પાણીમાં ખાબક્યાં. માએ ચોટલો ઝાલવાનો યત્ન કર્યો, પણ એટલામાં તો, જમનાકાકી અદશ્ય થઇ ગયાં હતાં.

વીરપુરમાં એ વખતે એક કોળી રહેતો. એને કાંઈ નામ જ મળે નહિ. એ જનમમૂગો હતો. અને 'મૂગો' એ નામે જ ઓળખાતો. પણ સાત વાંસ પાણીમાંથી મોતી ગોતવું હોય તો એ ગોતે. હેમદ્રામાં પડીને હેમદ્રામાં એક દેરું છે, નીચે પાણીમાં, એવી દંતકથાભરેલી શોધ એણે કરી હતી. પાતળો નાનકડા બાંધાનો, વાચા વિનાનો પણ ગજબનો સેવાભાવી એ પુરુષ હતો. પાણી જોતાં એનું અતળ ઊંડાણ એ વાંચી કાઢતો. એનો ધંધો જ પાણીકાંઠે રખડવાનો.

જમનાકાકી અદશ્ય થતાં તો માએ મોટેથી રીડીયારીડ કરી મૂકી. રબારીઓ દોડી આવ્યા. કણબી ધોડયા. પાણખાણમાંથી પાણી પીવા આવેલા કોળી ભેગા થઈ ગયા. પણ પાણીમાં જવાની કોઇની હિમ્મત ચાલે નહિ.

એટલામાં કોણ જાણે કયાંથી મૂગો દેખાયો. એને તો નિશાની આપો એટલી જ વાર. એ ખાબકયો પાણીમાં, ને જમનાકાકીને ચોટલે ઝાલીને ઉપાડી લાવ્યો.

આ વાત, બેલાડિયાની પાટની, અમારી કૌટુંબિક કથા લેખે આકર્ષક હતી, પણ અમને છોકરાંવને તો બેલાડિયાનું એક બીજું આકર્ષણ હતું. આ પાટે ઠાકોર સુરાજીએ અજબ ગણાવી શકાય એવો દીપડાનો શિકાર કર્યો હતો એમ કહેવાતું હતું.

ઠાકોર સુરાજીને માટે એ તદ્દન સાચું હોઈ શકે. એ જમાનામાં ઠાકોરને, મધ્યયુગના વીરત્વના છેલ્લા અવશેષ જેવા ગણી શકાય. એ જ રજપૂતવટ અને એ જ ટેક. એ જ રંગ અને એ જ રાગ. એમાં પાછા સુરસિંહજી તો પોતે જુવાનીમાં કૈંક રણખેલ રમી ચૂકેલા. ટેકનો વટનો અને વચનનો એક રંગી પુરુષ. માથાના વાળ જેટલું દેવું થયું ત્યારે કોઇકે કીધું કે હવે તો આ કામદારને કાઢો—પણ, એનો જવાબ એક જ: 'જેને મેં હાથ આપ્યો એને હું નહિ કાઢું !'

એક વખત કોઈક ભરવાડે આવીને વાત કરી કે 'બાપુ ! બેલાડિયાની પાટે દીપડો આવ્યો છે. ને એક ચાળાને ચૂંથ્યાં છે !'

દરબાર તરત તૈયાર થયા. વીરપુરની ઘોડાર એ વખતે ભારતવિખ્યાત હતી એમ કહીએ તો પણ અતિશયોકિત ન ગણાય એવાં સરસ જાતવંત ઘોડાં વીરપુરમાં રહેતાં. દરબાર ઘોડેસવાર થઈ ને ચાલી નીકળ્યા અને એની પાછળ પણ બે ચાર જણા નીકળ્યા.

દીપડો એક ભાઠામાં અંદર સૂતેલો. ધીમે ધીમે રબારી ડાંગ લઇને આગળ ચાલ્યો. ને છેક સુધી પહોંચ્યો. સગડ મળ્યો. મરચાંની ધૂમાડી દીધી હોય તો અંદરથી ભુરાયો થઇને ભાગે. સૌ થોડે છેટે ઊભા રહ્યા. ધૂમાડી કરીને સગડીયો ભાગી ગયો.

થોડીવાર થઈ ને અંદરથી વિહ્વળ બનેલો દીપડો નીકળ્યો. નીકળ્યો તો ખરો પણ કોણ જાણે શું થયું તે નીકળ્યો એવો જ સીધો, આવ્યો ઠાકોર સુરાજી ઉપર.




પણ હતી, એમાં આ એક પાડી આવી એટલે ત્રણ ચાર ઢોર થયાં. પાડોશમાંથી છોકરા ને છોકરીઓ ભેંશો ચારવા જાતાં—એમાં હું પણ ભળી ગયો.

સવારમાં કાં સાથવો લઈને, કાં *ધશીયો લઇને, કાં દશમી લઇને અને નહિતર પછી ઘઉંનો રોટલો લઇને, પણ પાણીને બદલે એ દૂધમાં કર્યો છે એવો ઢોંગ કરીને, નીકળી પડું. અને પાડોશી ખાંટ, રજપૂત, સુમરા એમના છોકરા છોકરીઓ સાથે છેક બેલાડિયાની પાટ અને હેમદ્રા સુધી એમનાં ઢોર સાથે મારાં ઢોરને લઇ જાઉં. આ ક્રમ ઘણા દિવસ ચાલ્યો અને એ પ્રમાણે નિશાળની મુક્તિનો આનંદ હું માણી રહ્યો.

સવારે જાવું અને છેક સાંજે આવવું. સવારમાં દહીં રોટલો ખાધો હોય કાં જારનું ધાન ને છાશ ખાધી હોય, ને બપોરે ઝાડને છાંયે બેસીને બપોરાં કરવાં ને કટકબટક વધે તો વળી રોંઢો પણ થાય; કોઇ વખત કોઈ હરિનો લાલ રબારી મળી જાય તો આપણને બકરીની બે શેડ પાડવા દે તો રોટલાનું બટકું ને દૂધની શેડ એમ નાસ્તો પણ થઇ જાય; અને એ ને હિલોળા દેતાં પાણી જોયાં કરવાં કે કોઇ નીલીછમ ધાર ઉપર ઊભા રહીને છેટે છેટે ચરતી તમારી ગાય ભેંશોને નિહાળ્યાં કરવી—જીવનનું આ પ્રભાતી આકર્ષણ આજ પણ એટલું સતેજ રહ્યું છે કે, જો મને કાયાકલ્પથી કે જંતરમંતરથી વીસપચીસ વર્ષ પાછાં મળી જાય તો તરત પાછો 'નીલાછમ ટેકરાઓ ઉપર કાંઇ પણ હેતુ વિના રખડવા માટે તો હું એકલો જ જીવું છું !' એ મનોદશાનો પડઘો ફરીને અંગઅંગમાંથી જાગી ઊઠે ! નીલગીરીના ઉત્તાકામાંડ પાસેના વિસ્તીર્ણ નીલાછમ ટેકરાઓ અને એમાં ઠેર ઠેર આવેલી કુંજ નિકુંજોવાળી હરિયાળી ભોં જોઈને મને મારી શિશુવયની આ ગૌચરભૂમિ સાંભરી આવી હતી. હિમાલયની ગગનચૂંબી પર્વતમાળા જોયા પછી આ નીલગીરીનાં ડુંગરાઓ કેટલાકને અનાકર્ષક લાગે છે. પણ એમનામાં જે વિશિષ્ટ વ્યક્તિત્વ રહ્યું છે—એ અદ્ભુત છે. એવાં વિસ્તીર્ણ લીલાં મેદાનો માણસને કલ્પનાનો નિઃસીમ પ્રદેશ દેખાડે છે. એટલે જ મને તો હિમાલય અને નીલગિરિ બન્નેની સરખી મોહની લાગેલી.

આ હેમદ્રાના જળભંડારી રમ્ય સ્થાનોમાંથી પાછા ક્યારે નિયમિત નિશાળ તંત્રમાં આવીને જકડાયા એની ચોક્કસ કાલમર્યાદા જણાવવી મુસ્કેલ છે. પણ કાંઇક એવું સંસ્મરણ છે કે આ ભાભી જે આવ્યાં હતાં—મોંઘી ભાભી—એમનામાં ગજબનું વાત્સલ્ય હતું. અને લગભગ રાજવંશી કહેવાય એવું રૂપ હતું. એ જે સ્થાનેથી આવ્યાં હતાં—ચારણની પીપળી—ત્યાં એના બાપ કામદાર હતા. ચારણની ભાષામાં જે લાડભરેલી મીઠાશ હોય છે એ લાડભરેલી મીઠાશનો વારસો ભાભીને મળ્યો હતો. એનામાં હૈયા ઉકલત એવી હતી કે થોડા જ સમયમાં એણે ઘરનાં સઘળાંને પોતાનાં બનાવી દીધાં, અને પોતે ઘરનાં બની ગયાં. એની કાયા મજબૂત, કસાયલી, અને શ્રમને સહન કરનારી હતી. મોટી, નિર્મળ, પ્રેમભરી આંખો, સીધું ઘાટીલું અણિશુદ્ધ નાક, ચંપકવર્ણી—ખરેખરા અર્થમાં ચંપવર્ણી એવી દેહ, અને સપ્રમાણ ઊંચાઇ—ભાભીની સાથે મીનલવાવે પાણી ભરવા જવાનો એક નવો આનંદ મને મળી ગયો.

ભાભી આવવાથી ઘરમાં મારા પિતાને પણ ઘરપત થઈ હતી. અત્યાર સુધી એ બહારગામ જાય પણ જીવ ઘરમાં રહેતો. રાતે કોઇએ ખાતર તો નથી દીધું કે ? એની ચિંતા હમેશાં રહેતી. મોંઘીભાભી આવ્યાં, એની આવડત એમણે જોઇ; એની હિમ્મત દીઠી, એની વ્યવહાર કુશળતા અનુભવી, અને એમને હૃદયે જાણે ભારે નિરાંત થઈ ગઇ. પોતે નહિ હોય તો પણ આ વહુ કોઈનાથી ગાંજી જાય તેવી નથી.

પણ જ્યારે મોંઘીભાભી આવાં સમર્થ હતાં ત્યારે મોટાભાઈ રામજીભાઇ એવા જ નિર્બળ હતા !

એ હજી નાના હતા. આ નારીનો પરિમલ જાણવાની એમનામાં શક્તિ ન હતી. આ મધ્યયુગી કંડારેલી આરસસમી સ્ત્રીમાં કેટલી અજબ જેવી શ્રદ્ધા છે એનું કોઇને જ્ઞાન ન હતું.

ભાભીની ઈચ્છાશક્તિનો એક પ્રસંગ મેં અનુભવ્યો

---

* ધશીયો એટલે લોટને દૂધમાં રોકી જરાક ગળપણ માટે ગોળ નાખે તે.





ચાલતાં જ હોય! પરંતુ ચોરથી, સાપથી, કે એવા કોઈ ભયથી ડરીને પણ ગામમાં રહેવા જવાની મારા પિતાએ ક્યારે'ય ઇચ્છા કરી ન હતી. હા, સર્પને પકડવાનો એક લાંબો દોરી બાંધેલો મજબૂત વાંસ હમેશાં ઘરમાં રહેતો. અને મોટા ભાલા આકારનો લોઢાનો સળિયો પણ રહેતો. એક બે ભાલા પણ હતા. અને બીજાં પણ અનેક સાધનો હતાં. ગામમાં તો એટલે સુધી વાતો ચાલતી કે અમારા ઘરમાં પ્રવેશ કર્યા પછી કોઈ માઇનો પૂત ઘરમાંથી સાજોતાજો બહાર નીકળે એ વાતમાં કાંઈ માલ નથી. કારણ કે ત્યાં એવી ભૂલ-ભૂલામણી છે અને ટોકરીઓની એવી પરંપરા ઘરમાં રચેલી છે કે પ્રવેશ કરતાંની સાથે જ આખા ઘરમાં અવાજ અવાજ થઈ રહે છે! આ અતિશયોક્તિની વાતોએ અમને ચોરી, ચોરની રંજાડમાંથી બચાવી લીધાં એમ કહેવાય!

ખરી રીતે આ તમામ દંતકથા કેવળ બે પાંચ વખત દરબારી માણસો—ખાસ કરીને રાણીઓના કામદારો—પૈસા લેવા માટે આવતા જતા કોઈકે જોયા તેમાંથી ઉદ્‌ભવેલી હતી.

પણ પછી એ દંતકથાને થોડીઘણી ભૂમિકા આપી ચાલુ રાખવા માટે અમે પણ બારણાને થોડી ટોકરીઓ વળગાડી રાખી હતી! એટલે બારણાને કોઈ અડે કે તરત જ ટનન ટનન એવા અવાજ થઇ રહેતા!

ઘરનાં તમામે તમામને મજુરીનો પદાર્થપાઠ તો પેલી ભીંત ચણાતી હોય એમાંથી પ્રત્યક્ષ મળી રહેતો. ચણવાવાળો કોઇ મજૂર હોય તો ભલે નહિતર મારા પિતા પોતે જ ચણતા! ગારો, ગદેડાં, એલાં ને ગડ-ગડિયા પાણા—એમનો તો અમારે ત્યાં ભંડાર ભર્યો જ હોય. એ વખતે, ખાસ કરીને બપોરને સમયે, નિશાળનો ઘંટ થવાની તૈયારી હોય ત્યારે, હું એવા ઉત્સાહથી એમાં ભાગ લેવા માંડું કે પથરાઓને બરાબર ગોઠવવા માટે નાનકડી પાતળી પથ્થરની કરચો જોઇએ, એ ગમે ત્યાંથી શોધી શોધીને પણ હાજર કરી દઉં! આ કામના ઇનામ લેખે ઘણી વખત બપોરે ઘેર રહેવાની રજા મળી જાતી. આવી રજા મળે ત્યારે એ રજા વારંવાર પાછી મળ્યા જ કરે એવું કરવા માટે, પરચુરણ ઘરકામની હાંશી જવાય એટલી મજૂરી ચીવટથી આપવી પડતી. પણ ગારો સારવો, ગદેડાં ઉપાડવાં, ગડગડિયા લાવવા, મીનલવાવમાંથી પાણી લાવવું, કાથી ભાંગવી, ખાટલા ભરવા, નળિયાં ચળાતાં હોય તો ખોરડા ઉપર નળિયાં લઇ જવાં—એ તમામે તમામ કામ મારા મનથી સહેલાં હતાં. અઘરું તો પેલું ગણિત હતું.

પણ આટલું કામ આપ્યા છતાં નિશાળની હાજરી ગેરહાજરીનો સવાલ તો તલવારની પેઠે માથે લટકતો જ રહેતો. છોકરો તેડવા આવે તો તો ઠીક, પણ કોઇક વખત માસ્તર પોતે આવી ચડે ત્યારે તો પરાણે જવું જ પડે. સવારે આંક-લેખાં થયાં હોય તો બપોરે ગણિત હોય—ને સવારે ગણિત થયું હોય તો બપોરે આંક લેખાં હોય. ઊલમાંથી નીકળો તો ચૂલમાં પડો એવું આ વિષચક્ર ત્યાં હાજર જ હોય! અને માસ્તરની કાળી આંકણી—એ પણ ત્યાં હાજર હોય! એ વખતે મોન્ટેસોરી હતી નહિ ને સોટી લાગે ચમચમ એ સૂત્ર સર્વમાન્ય હતું.

પણ ભગવાન ભાંગ્યાનો ભેરુ કહેવાય છે. કેટલાક ભાગ્યાનો ભેરુ કહે છે એ બરાબર નથી. ભાગે એનાથી તો ભગવાન પણ ભાગે. પણ જે ભાંગે એનું ગમે એમ કરીને ભગવાન ગાડે ઘાલે. હું પણ મને લાગે છે ભાંગતો જતો હતો. આંખમાંથી આંસુ તો કોઇ ધોધ મોઢે ચાલ્યાં જતાં હોય, હીબકાનો તો પાર ન હોય, રોઇ રોઇને આંખો સૂજી ગઇ હોય, પણ નિશાળ—નિશાળ, કોઇ દિવસ મને છોડે, એ વસ્તુ હજી ક્યાંય ક્ષિતિજમાં દેખાતી ન હતી! એવામાં એક બનાવ બન્યો.

મોટાભાઈ પરણ્યા હતા બહુ નાના હતા ત્યારે. એટલે ભાભી આવ્યાં ને પિયરથી ×ધામેણી પાડી લાવ્યાં. આ પાડી બહુ જાતવંત હતી. ગામમાં તો નવી સવી એટલે શીમની અજાણી. રબારી ચારવા છોડી જાય, પણ સાંજે પાછી ઘેર ફરે કે નહિ એની ખાત્રી કોણ આપે? અમારી ભેંશ હતી, એક વાછડી

× ધામેણીનો અર્થ દાયજામાં આપેલી એવો છે.

તો ગાંડાની માફક સીધી સડકે દોડવા જ માંડી! મારું મન ખિન્ન થઈ ગયું. પાણી જાણી જોઇને ખોયું. હવે નહિ મળે એ ખાત્રી થઈ ગઈ. બળ રહ્યું ન હતું. હું તો હતાશ થઈ ગયો. એટલામાં થોડે આઘે બીજો કૂવો દેખાયો. અને ત્યાં કોઇક માણસ પણ ફરકતું લાગ્યું—પાણી ભરતું હોય તેવું. ભાભીમાં હિમ્મત આવી ગઇ.

તેણે ઉતાવળે ઉતાવળે રસ્તો કાપવા માંડયો. 'મણીભાઇ! જુઓ, ત્યાં પાણી રહ્યું—એ કૂવો દેખાય!'

એ કૂવા પાસે પહોંચ્યાં ત્યાં તો એક માણસ પાણી ખેંચી રહ્યો હતો. અધીરાઇની હદ ન હતી. આનંદનો પાર ન હતો. મેં ધરાઇને પાણી પીધું—શાંતિ થઇ ગઇ. ભાભીને પણ તરસ તો બહુ હતી. પણ એણે દૃઢ મનોબળથી માથું ધૂણાવ્યું:

'મારે નથી પીવું!'

'કેમ?'

કાંઇ બોલ્યાં નહિ. પણ પેલા માણસની આભડછેટ જાણે એમને મુંઝવી રહી હોય એમ લાગ્યુ. મેં તો જાતભાત પૂછ્યા વિના જ પાણી પીધું હતું. ભાભીએ ના પાડી, એટલે મને તક મળી ગઇ.

'તો પછી ભાભલી! ત્યાં પીવાત નહિ? ઓલ્યે કૂવે—સાડલો પાથરી પહોંચી જાત નહિ?' પેલા કૂવાનું પાણી જાણી જોઇને આણે ખોયું એ મુરખાઈ ઉપરની તીખાશ મેં ઠાલવી.

'ભાઈ! હાલો હવે, પહોંચી જાશું.' ભાભી બોલ્યાં: 'મારી ફકર નહિ, મને પાણા ય ન પડે!'

'ત્યારે ઓલે કુવે તેં પી લીધું હોત તો—? એટલી બધી ચોખલી...' ભાભીએ પેલો કૂવો છોડી દીધો એનો રોષ હજી પણ શમતો ન હતો—પાણી પીધા છતાં પાણીની વ્યથાનો અનુભવ મને પીડી રહ્યો હતો.

ભાભીએ શાંતિથી કહ્યું: 'ભાઇ! મણીભાઇ! એ વખતે તમને કહ્યું હોત તો તમે ચક્કર ખાઇને નીચે પડી ગયા હોત. એ કૂવામાં ત્યાં કાંકરા ઊડતા'તા!'

'હેં!' આશ્ચર્યમાં એક ક્ષણ તો સ્થિર થઇ ગયો. આ સમાચાર ભાભીએ પેલે કૂવે આપ્યા હોત તો જે માથે વીતત એના ભાને સ્તબ્ધ જ થઈ ગયો!

'પણ ત્યારે હવે તમે આંહીં પાણી પી લ્યો, ભાભી! આપણે પછી ચાલીએ—' મેં કહ્યું.

ભાભીના હોઠ હજી સુકાતા હતા. ચહેરો ફિક્કો પડતો જતો હતો. પણ એણે પોતાનું રૂપાળું સ્મિત કર્યું: 'મારે તો ભાઇ! માનકેશ્વર મંદિરે નાળિયેર વધાર્યા પછી પાણી પીવાનું છે; હાલો, હવે આપણે, લ્યો.'

આવી આ અદ્ભુત નારીની છાયાની મને જે મોહિની લાગી એને લીધે ધીમે ધીમે પાછો નિશાળ તરફનો પંથ લીધો હોય એમ જણાય છે.

આજે એની કડીબંધ રચના આપવી એ તો અશક્ય છે. પણ થોડાંઘણાં સાધનો મારી પાસે પડ્યાં છે, તેમાંથી કેટલોક ઇતિહાસ મળી શકે તેમ છે.

આ ભાભીમાં આટલી બધી મીઠાશ અને વાત્સલ્ય વસી રહ્યાં હતાં એટલે જેમ ઘરનાં સૌને એણે પોતાનાં બનાવી દીધાં તેમ મને પણ એણે પોતાનો દોસ્ત કરી લીધો.

ભણ્યાં તો એ કાંઈ ન હતાં. એક આંકડો પણ નહિ. જે પહેલી ચોપડી મેં એમને ભણાવવાની શરૂ કરી એ પહેલી ચોપડી આજ પણ મારી પાસે પડી છે. તેમાં 'લાસબાઇ' 'ગીગાભાઈ' 'વાલબાઇ' 'પુનાબાઈ' એવાં નામ એમના હાથથી લખેલાં છે. ગીગાભાઇ એ પીપળીના ચારણ દરબાર. લાસબાઈ એનાં સ્ત્રી. વાલબાઈ ઘણું કરીને દીકરી.

ભાભીના કુટુંબનો રોટલો આ ચારણ દરબાર સાથે હતો. એ કુટુંબની મીઠી માયાભરેલી ચારણી જબાન, એના ઉચ્ચાર અને ભારણમાં નહિ, પણ અર્થમાં, તો ભાભીને વરી હતી. એ વાતાવરણમાંથી ભાભીએ પ્રેમનો પ્યાલો પીધો હતો. એ કુટુંબની નારીકથાએ ભાભીને પણ 'કૌટુમ્બિક ભાર તો સ્ત્રીઓ માથે જ હોય' એવી આત્મશ્રદ્ધા આપી દીધી હતી.





હતો: વર્ષો પછી ભાભી ઘરમાં જતાં આવતાં થયાં ત્યારે એક વખત અમે ભાડવા ગયેલા. કોટડાસાંગાણી પાસેનું આ નાનકડું ગામડું હમણાં તો મોટાં નાનાં રાજ્યોના ભેળંભેળા વખતે એના દરબાર ચંદ્રસિંહજીને લીધે થોડીક પ્રસિદ્ધિ પામ્યું છે, પણ તે વખતે તો ભાડવાનો કાંઇ હિસાબ ન હતો. રાજ ઉપર મેનેજમેન્ટ હતું. સ્કૂલ ઉપર એજન્સીની દેખરેખ રહેતી. રામજીભાઈ ત્યાં માસ્તર હતા.

ભાડવાથી સવારે નીકળેલા અમે વીરપુર આવી રહ્યા હતા. ગોંડલ છોડ્યા પછી ધોમ તડકો તપવા માંડ્યો. વૈશાખ મહિનો હતો. શીમમાં આગ ઝરતી હતી. નપાણિયો એક લાંબો ગાળો ગોંડલ વીરપુર વચ્ચે આવે છે.

એ વખતે એ નપાણિયા લાંબા ગાળામાં કોઈ કોઈ મુસાફર પાણી વિના તરફડીને મર્યાના કિસ્સા પણ બનતા હતા. હજી ત્યાં પરબ બેસારવાનું કોઈને સૂઝ્યું ન હતું. આસપાસ ક્યાંય વાવકૂવાનું ઠેકાણું ન હતું. આ ગાળો ઉનાળામાં ભયંકર ગણાતો. આ ગાળામાં અમે ભાભી ને દિયર ચાલી રહ્યાં હતાં.

શીમમાં નજર કરો તો શીમ આખી ઉજ્જડ વેરાન સૂમી પડી હતી. કોઇ ક્યાંય દેખાતું ન હતું. કોઇ ઠેકાણે એક ઝાડનું પણ નામનિશાન નજરે આવતું ન હતું. એકલી આગ પ્રજ્વલી રહી હતી.

એ વખતે એ ગાળામાં અધવચાળે, અતિશય તૃષાને લીધે મારું ગળું સુકાવા માંડ્યું. પાણીની ઝંખના થઈ આવી. મોં ઝાંખું પડી ગયું. હોઠ ઉપરથી અમી ઊડી ગયું. 'પાણી! પાણી! પાણી!' એમ મન મોટેથી મનમાં પોકારવા માંડ્યું.

ભાભી એ કળી ગયાં. ભણ્યાં તો એક અક્ષર પણ ન હતાં, પણ ગણ્યાં તો એટલું બધું હતાં, કે એક વાક્ય અત્યારે બોલવું એ શક્તિ ગુમાવવા જેવું છે એ સમજી ગયાં. એટલે મનમાં ગાંઠ વાળીને, પોતાની ચાલનો શાંત રીતે વેગ વધારી દીધો, ને મને ઝડપી ચાલે રસ્તો કાપી નાખવાની આશા આપી સાથે ઉપાડ્યો!

અમે સપાટાભેર લગભગ દોડવા માંડ્યાં. પણ જેમ જેમ વેગ વધારતાં ગયાં તેમ તેમ 'પાણી! પાણી! અને પાણી!'નો આર્તનાદ પણ મારા મનમાંથી વધારે ને વધારે મોટો અવાજ કરતો ઊઠવા માંડ્યો. પાણી નહિ મળે—એ ભયથી પગ બળહીન થતા જણાયા.

ઘડી બેઘડીમાં તો ટાંટિયામાંથી ચાલવાનું સામર્થ્ય જાશે કે શું એવું લાગવા માંડ્યું.

છેટે એક કૂવો દેખાતો હતો. ભાભીએ લગભગ દોટ મૂકી—એ કૂવા તરફ, અને ત્યાં પહોંચી પણ ગયાં. હું તો પાછળ ઢસડાતો હતો. મારે માટે જીવનમરણ જેવો પાણીનો પ્રશ્ન હતો.

હું કૂવા પાસે આવ્યો. ભાભી થાળા ઉપર બેઠાં હતાં. પણ એની આંખમાંથી તો બોર બોર જેવડાં આંસુ પડી રહ્યાં હતાં. હું પહોંચ્યો—ન પહોંચ્યો ને એણે મને વાત્સલ્યથી તેડી લીધો: 'મણીભાઇ! ચાલો, ભાયલા, હમણાં પાણી આવ્યું દેખાડું!'

હું તો એની આ અચાનક ચાલથી અકળાઈ ઊઠ્યો. પગ પછાડવા માંડ્યો. જાત ઉપર ગયો—'અરે! વીરા! હમણાં—હમણાં—આ આવ્યું—જુઓ, ત્યાં કૂવો દેખાય!'

ભાભીએ તો કૂવા પાસે પણ મને જવા ન દીધો. મને તેડીને આગળ જ વધવા માંડ્યાં. જેણે ત્રણ ત્રણ મણ ઘાસની ભારી માથે ઉપાડી હતી એને આ મારો ભાર શું હિસાબમાં હતો? પણ ભાભી પોતે થાક્યાં હતાં. ઓછામાં ઓછી સત્તર અઢાર માઈલની આ બરતડકાની મુસાફરી થઈ ચૂકી હતી. એના પોતાના હોઠ પણ સૂકાતા હતા; છતાં એ તો મને તેડી લઇને આગળ વધવા માંડ્યાં!

પણ ભાભીએ આ કૂવાનું પાણી જાણીજોઇને છોડી દીધું—સાડલો પહોંચતો કરીને, કે પછી સાડલો મારું ધોતિયું, પહેરણ, સઘળાંને બાંધીને, 'પાણીમાં ભીંજાવીને પણ પાણી મેળવી લેવાત એ પાણી જાવા દીધું! પાણી! પાણી! મારા મનમાં એ વખતે પાણી એટલે શું એની જાણે ખબર જ ન હોય તેમ એ બાઇ



નવાબ તો ચારણી બાઈની વાણીએ વાણીએ વિનોદ પામે છે. વાલબાઈને આવવા જવાની રોકટોક ગઈ. પણ પોતાનું કર્યું પાછું ન ફેરવવાના અમલદારશાહીના વજ્જરકિલ્લાને ભેદવો મુશ્કેલ હતો.

વાલબાઈએ તો જમીન વિના પાછા ફરવાની ના પાડી દીધી. 'હું બેઠી છું બાપ! જૂનાગઢમાં. આંઇ મારે મોજ છે. એ ને મારે જમીયલશાહ દાતારનાં દરશન થાશે!'

વાલબાઇ હમેશાં કચેરીએ જાય. બેસે – કચેરી બરખાસ્ત થાય એટલે પાછી ફરે. કોઇ દી કાંઇ બોલતી નથી. પણ પોતે જમીન લીધા વિના પાછી નહિ ફરે —એ અડગ નિશ્ચય એના ચહેરા ઉપર બેઠો છે.

એ જમાનો પણ દુલ્લા નવાબોનો હતો. વાલબાઇ પોતાની જિંદગીની હયાતી સુધી એ જમીન પાછી મેળવવાનો હુકમ લઇને જ પીપળી પાછી ફરી.

ભાભીમાં પણ આ વાલબાઈની મીઠાશ, અડગતા, ટેક, ને સમર્પણી ધર્મની છાપ ઊઠી હશે. ભાભીએ બતાવેલી કુનેહ ગજબની હોવી જોઈએ. કારણ કે તીખો પણ અસમર્થ નાનકડો સ્વામી, અતિ ઉગ્ર અને તલવારની ધાર ઉપર ચોક્કસાઇ માગે એવા શ્વશુર, વાત્સલ્યપૂર્ણ પણ દુરાગ્રહી અને કામ લેવામાં એક્કાં સાસુ, અને મોંએ ચડાવેલા આ દિયરો—એ સૌને એક તંતુએ બાંધી રાખવા એ સહેલું ન હતું.

એક દિવસની વાત છે. ઘણું કરીને રાતના આઠ કે નવ થયા હશે. મારા પિતા ગામમાંથી ઘેર આવી ગયા હતા. હંમેશના નિયમ પ્રમાણે કાંઈ જમાઉધાર કરવા માટે ચોપડાનો કોથળો લીધો. એક ચોપડો કાઢ્યો. ચશ્માં ચડાવ્યાં. કાંઈક જોયું ને પૂંઠા ઉપર નજર ઠરી ગઈ. માનતા ન હોય તેમ ઉતાવળે દીવાની વધારે નજીક આવીને કાંઇક વાંચી કાઢ્યું. હું સામે બેઠો હતો. નજર એમના તરફ હતી. કોઈ દિવસ નહિ ને આજ પિતાના ચહેરા ઉપર એવી તો વિષાદ છાયા આવી ગઇ કે મારા મનમાં શું હશે? ની ફડક પેસી ગઇ!

એ તો તરત ઊઠ્યા. ચોપડો બંધ કર્યો. પોતાનો ખડિયો ગોત્યો. એક લોટો એમાં નાખ્યો. એક ધોતિયું મૂક્યું. શેર દોઢ શેર સાથવો મા પાસે બંધાવ્યો.

'શું છે? ક્યાં જાવું છે અટાણે?' મારી માએ પૂછ્યું.

'એ તો રામજી...' એમનો અવાજ શોકથી વિહ્વળ, ક્રોધથી ઉગ્ર, પરાજયભાનથી જરાક ઉતાવળો વિષાદથી દબાયલો, એવો નીકળ્યો. એમની આંખના એક ખૂણામાં સહેજ આંસુ હતું. મોટો ડુંગર ડોલે એવી એ નિશાની હતી. આંસુ–મારા પિતાની આંખમાં જરાક ઝળઝળિયું–એ કુંટુબ માટે આશ્ચર્યની પરિસીમા હતી.

'શું છે રામજીનું?'

'રામજી ભાગી ગયો!'

'ક્યાં?'

'વડોદરા!'

રામજીભાઇ ચોપડાને પાને થોડી હકીકત આપીને પોતે પચાસ કે સો રૂપિયા લઇને ઊપડી ગયા હતા. એ વખતે રાજકોટ ગાડી બદલવી પડતી. વીરપુરથી ગયેલી ગાડી ત્યાં પડી રહેતી. ને પછી સવારમાં વહેલી ઊપડતી. લગભગ સાતેક વાગ્યે. વીરપુરથી રાજકોટ અઢાર ગાઉ—છત્રીસ માઈલ થાય. આ અંતર સવારના સાત પહેલાં કાપી નખાય તો જ રામજી હાથ આવે. નહિતર મોટો છોકરો જાય! અને તે પણ એવે વખતે કે ઘણું કરીને એક બે દિવસમાં મોંઘીભાભીને મૂકવા માટે એના પિતા પીપળીથી આવી રહ્યા હતા!

રામજીભાઈ એટલા માટે જ ભાગ્યા. એ વખતે સરસ્વતીચંદ્રનો લોકોને ઘણો શોખ. ભાગવું એ 'ફેશન' મનાતી. રામજીભાઈ અને અમારા કાકાના દીકરા રેવાશંકરભાઇ બન્ને સરખી ઉંમરના. એમણે ફરતાં ફરતાં સંતલસ કરેલી કે આપણે વડોદરા ભાગી જવું. ત્યાં કલાભવનમાં દાખલ થવું અને પછી હમણાં આંહીં પાછું જ ન ફરવું. રેવાશંકર તો એ પ્રમાણે વડોદરા ભાગી ગયો. પણ રામજીભાઇને તક મળતાં વાર લાગી. પછી તક મળી ગઈ કે રામજીભાઇએ પણ રૂપિયા





જ્યારે એ જમાનામાં ગામડામાં વર્તમાનપત્રો પહોંચતાં નહિ, બીજાં મોજશોખનાં સાધન હતાં નહિ, બહુ લપનછપન દેખાતી નહિ, ખોટી, ચળકાટ ભરેલી, શહેરી નારીઓ ગામડામાં દોડીને મોટાભા થાવાની ભયંકર લાલસા સેવે છે એવી લાલસા પ્રગટેલી નહિ, ત્યારે તો જે કોઈ ગામડાની નજરે શ્રેષ્ઠ ગણાતું તેનું ઉદાહરણ અનેકોને પ્રેરણાજનક બનતું.

આ દરબાર ગીગાભાઈ તે જમાનાના અણિશુદ્ધ સજ્જન માણસ હતા. શંકરના ભગત. ભાભા કુટુંબના આપ્તજન. એના કામદાર વિઠ્ઠલજી મહારાજે એની આ છોડી મારા મોટાભાઈ રામજી વેરે આપી હતી.

પણ એ સગપણ કઢંગુ હતું. મોંઘીભાભી સમર્થ. રામજીભાઈ ખુશરા. મારા પિતાના વિચાર તો આ જમાનામાં પણ ઘણા આગળ જાય એવા, તો એ જમાનામાં તો અતિ સાહસિક ગણાય તેવા હતા. એનું મૂલ્ય એમને અવશ્ય આપવું પડયું—છતાં એમણે સિદ્ધાંતમાં ભાગ્યે જ ફેરફાર કર્યો હતો.

આ લગ્ન કઢંગુ છે એમ ધારીને, એ જમાનામાં મારા પિતાએ અજબ હિમ્મતથી એમ વાત મૂકેલી કે મોટીને બદલે નાની છોડી સાથે સગપણ ગોઠવવું. કારણ કે આ જોડું બરાબર નથી. પણ ગીગાભાઈના જમાઇ ગંગદાસભાઈ, ગીગાભાઈ પોતે, અને બાઇઓ સૌને આ વિચારથી અરેરાટી છુટી. એટલું જ નહિ ભાભાકુટુંબ જેવા ધર્મનિષ્ઠ શંકરભક્ત કુટુંબમાં આ અબ્રહ્મણ્ય વિચાર આવ્યો જ ક્યાંથી એનું એમને આશ્ચર્ય થયું. સગપણ રાખવું પડયું. વિવાહ થયો. પણ મોંઘીભાભીના અમીરી સ્વભાવે સઘળી કઢંગતા અજબ જેવી ધીરજથી ગાળી નાખી. અને મારા પિતાના અતિઉગ્ર સ્વભાવને પણ એ બાઈ ફેરવી શકી. એ એક નારીનો મહાન વિજય હતો.

આવી શક્તિ ભાભીમાં આવી—અભણ ભાભીમાં—એનું કારણ વિચારતાં, તેણે જે વાતાવરણનો ઉછેર લીધેલો, એ ઉછેરનો એમાં ઘણો મોટો ફાળો હતો.

આ પીપળી દરબાર ગીગાભાઇને પુત્ર નહિ. પીપળી જૂનાગઢ તાબે. એની કામકચેરી ભેંસાણમાં. ગીગાભાઇએ પોતાનો ગરાસ દીકરી વાલબાઈ ને ઘણું કરીને રજીસ્ટર કરાવી આપેલો. ગીગાભાઇ જ્યારે મરણ પામ્યા ત્યારે જૂનાગઢે તો આ કિસ્સો ગેરકાયદે ગણી જમીન ખાલસા કરી!

હવે શું થાય? વાલબાઈએ પોતે જૂનાગઢના તે વખતના નવાબને રૂબરૂમાં મળવા જઇને દાદ મેળવવાની હામ ભીડી.

વાલબાઈ એ રીતે, ગીગાભાઇની દીકરાની ખોટ ભાંગે એવી શક્તિશાળી નીવડી.

એવા નાનકડા, ભાગ્યે જ ૨૫૦–૩૦૦ માણસના ગામમાં તો આ હિમ્મતે ઐતિહાસિક ભૂમિકા સરજી હશે. ભાભીને એમાંથી ખ્યાલ આવ્યો હશે કે નારીને પોતાનો ભાગ ભજવવાનો છે. વાલબાઇ જૂનાગઢ પહોંચ્યાં. હંમેશાં ધક્કા ખાય. પણ ગાયકવાડી ને નવાબી તો કહેવત વિખ્યાત છે. કાંઇ પત્તો ખાય નહિ! ને અમલદારો, એમણે પોતે કરેલા કામને ફેરવવા મથનારને એમ પત્તો લાગવા દે ખરા?

પણ એક દિવસ કોણ જાણે કેમ—ચારણ છે એમ ધારીને, નવાબ પાસે, બાઇને જવા દેવાની ભૂલ કોઇકને હાથે થઇ ગઇ! થઇ રહ્યું. એ તો પછી વાલબાઇ! એની વાણીની મીઠાશે તો ઓલિયા નવાબને ડોલાવી દીધા! બીજી વખત મળવા આવવાનું કહ્યું.

'ભણે બાપ! તું તો મલકનો બાદશા' કેવા–પણ આ તારી લાખું કરોડુંની મોલાતમાં મને કોણ ફરીને આવવા દેતું'તું? આંઇ મારો બાઇ માણસનો કાંઈ ટાંટિયો કોઇ ઠખવા દયે? ધરપત આપવી જ હોય તો બાપ! હમણાં કાંઉં નથી દેતો?'

નવાબી હુકમ થયો કે વાલબાઈ મળી શકે. પણ અમલદારો—અમલદારો કાંઈ ગાંજ્યાં જાય? જીવાઇ બાંધી આપવાની વાત સરકાવી.

'જમીં'—જમીં તો મારી મા છે, ગઢિયાનો હો તો ગઢિયાનો પણ ગરાસ. ધારણ બંધાવવી હોય બાપ દીકરીને, તો, એના વળી ક્યાંય વાયદા હોતા હશે તારે બાપ! ક્યાં ખોટ છે?'




વાનું મારે માથે. એ ભણાવનારો ગુરુ હું બન્યો. એટલે આવી ડાહી મોટી શિષ્યાના ગુરુ લેખે પણ મને વેદ્યાનો રંગ લાગવા માંડયો. નિશાળે ન જવામાં શરમ દેખાવા માંડી. ભાભીને ભણાવતાં–ને તેની પાસે વાતો વાંચતાં હું પણ ભેગો ભેગો ભણવાના તાલમાં પાછો જવા લાગ્યો.

સારું થયું કે ભાભીએ મને આ કહ્યું. નિશાળે ન જનારો એવો હું કામધંધા વિનાનો થતો જતો હતો. સીમમાં ઢોર ચારવાનું ખરું, પણ ભાભી આવ્યા પછી તો હવે ઘેર રહેવાનું પણ મને એટલું જ ગમતું. પણ ઘેર રહીએ તો નિશાળે જવું પડે માટે આ સીમ ઠીક હતી.

પણ સીમને વળી પોતાનું જુદું જ લક્ષણ હતું. સીમમાં અમે છોકરાવ મોટા મોટા પથરા ઊંચકીને નીચેથી વીંછી કાઢતા, અને એમાં કોઇ વખત સાપ પણ નીકળી પડતા. વીંછીનો તો જાણે અમે મારવાનો ઈજારો જ રાખ્યો હતો. એમાં વળી કૂતરાંના લંગર સાથે હોય ને કોઈ નથી દેખતું એવું લાગે તો સસલાંની ને હરણની પાછળ પણ થતા. એમાં કોઈ વખત સસલાંનો શિકારી આનંદ મળી જતો.

આ વખતે મને એક નવો તુક્કો પણ સૂઝ્યો હતો. અમારા ઘરમાં એક નાનકડી કોથળી હતી. છેલ્લામાં છેલ્લી સાલના તાંબાના પૈસા એ થેલીમાં ભેગા થતા. બીજા તો તમામે તમામ પૈસાનો હિસાબ રહેતો ને હમેશનો હમેશ રોજમેળ મેળવાતો. એટલે એક પૈસો પણ ખૂટે તો રાતે આઠ નવે તો મારા પિતાને એનો પત્તો લાગી જ જાય !

પણ આ નવા પૈસાની થેલીમાં પૈસા ગણ્યા વિના નખાતા. મેં એ થેલી નજરમાં લીધી. અને ગામમાં રાઘવા કંદોઇને નજરમાં રાખ્યો.

પછી તો એ થેલીમાંથી પૈસા લઉં. રાઘવાને ત્યાંથી પાશેર પેંડો જોખાવું. એલાડિયાની પાટે નાસ્તો કરું. વીંછીનો શિકાર કરું. ને કૂતરાં ભેગાં આવ્યાં હોય તો સસલાંને તગડવાનું કામ કરું. ભેંશ તો એલાડિયામાં પડી હોય. ને સૌ ઢોર ભેગાં ગાયવાછડી ચરતાં હોય.

પણ આ પૈસાની એક વખત મારા મોટાભાઇ અંબાશંકરને ખબર પડી ગઈ. એણે મા પાસે ફરિયાદ કરી. એ વખતે તો ભાભી મદદે આવ્યાં. ગપ લગાવી: પૈસા તો મેં આપ્યા છે !

એ વખતે તો આ ચાલ્યું. પણ પૈસા ધીમે ધીમે ઓછા થતા જતા હતા. નવા પૈસા જેટલા આવે એટલા મારા પિતા એ કોથળીમાં નાખતા. એટલે મારા મનને ધરપત હતી કે આ ચક્ર તો ચાલ્યા જ કરશે, ને રાઘવા કંદોઇના પેંડા પણ મળ્યા કરશે! પણ એક વખત અંબાશંકરભાઇએ એ ભેદ બરાબર પકડી પાડયો !

તે વખતે વળી માએ મદદ કરી. છતાં એનું રહસ્ય હવે પ્રગટ થઇ જવા આવ્યું !

અંબાશંકરભાઇને રહસ્ય શોધી કાઢયાનો આનંદ હતો. માને, આ અનિયમિતતા જે વાતાવરણ ફેલાવશે એની ચિંતા હતી. ભાભીને, વખતે મણિભાઇને માર પડશે, એ બીક હતી. પણ એક વખત ફરીથી આ પ્રસંગે મારા પિતાએ અપૂર્વ ધીરજ બતાવી.

તેમણે મને બોલાવ્યો. સૌ ઘરવાળાં ધ્રૂજતાં હતાં. મને ખેંચી લેવા માટે ભાભી ત્યાં લાજ કાઢીને ઓશરીમાં જ ઊભાં હતાં–ભીંતની ઓથે. માને ખોટું બોલવા સિવાય બીજો કોઈ રસ્તો મળ્યો ન હતો. પણ સૌને આશ્ચર્ય થયું.

મારા પિતાએ તો શાંતિથી બે આના મારા હાથમાં આપ્યા. એ વખતે બે આને પેંડા હતા. અને એમણે બે આની ન આપી પણ વજન લાગે એવા આઠ પૈસા મારા હાથમાં આપ્યા. પછી પોતે મારી સાથે ગામમાં ચાલ્યા : 'જો તને કંદોઈ છેતરે, આટલા પૈસાના કેટલા પેંડા આવે એ હું દેખાડું !'

એમણે મને એકીસાથે ચાર પેંડા અપાવ્યા. ઘેર આવીને અંબાશંકરભાઇને ચોરી પકડયાનો એક પેંડો મારે આપવો પડયો. પણ ભાભીને તો હું





ઉપાડયા. રેવાશંકરે તો ગદિયાણો દોઢ ગદિયાણો સોનું લીધું હતું. ચડી બેઠા ગાડીએ. અત્યારે જ્યારે મારા પિતાને ખબર પડી ત્યારે તો એ રાજકોટ હોય. ને સવારમાં તો વહેલાં વડોદરા જવા નીકળી જાય! હું મેટ્રિકની અમદાવાદમાં પરીક્ષા દેવા આવ્યો, ઇસ્વી. ૧૯૧૪ની સાલમાં, તે વખતે પણ અમદાવાદ પરદેશ જેવું લાગતું, ત્યારે આ સમયે તો વડોદરા સાગરપાર જેવું મનાય. અને એમાં રામજીભાઈ તો ભાગ્યા હતા. એટલે મારા પિતાએ તો રાતોરાત રાજકોટનો પંથ કાપી નાખવાનો નિર્ણય કરી લીધો! એ સિવાય બીજો કોઈ માર્ગ જ ન હતો,

પણ એ નિર્ણયે તો ઘરમાં સૌ ખળભળી ગયા. આખી રાત–એકલા સીમમાં ચાલ્યા જવું! એ વિચારથી ધ્રૂજી ઊઠયાં.

પણ ઘરનાં હરકત કરે ન કરે તે પહેલાં મારા પિતાએ તો પાણી પીને વહેતાં મૂક્યાં!

સૌ એમને જતા જોઈ જ રહ્યા. ખડકી બંધ થઇ. જોડાનો અવાજ શમી ગયો. ફળીમાં સનસનાટી ફેલાઈ ગઈ. રાત્રિની નિઃસ્તબ્ધતા વધારે ભયંકર થઇ રહી.

સવારમાં સાત વાગ્યે રામજીભાઈ ટિકિટબારી પાસે વડોદરાની ટિકિટ કઢાવવા ઊભા હતા.

બે ચાર મિનિટ ચાલી જાય તો રામજીભાઈ વડોદરા ઊપડી જાય!

ટિકિટના પૈસા પણ હાથમાં હતા. બારી ઊઘડે એટલી જ વાર. બારી ઊઘડી ને રામજીભાઇએ પૈસા પણ કાઢ્યા.

બરાબર એ જ વખતે એમના ખભા ઉપર પાછળથી કોઈનો હાથ પડયો!

'રામજી!' તરત કાનમાં પિતાનો પરિચિત અવાજ પણ આવ્યો. રામજીભાઈનાં તો ધરણ જ મરી ગયાં.

પહેલાં તો આ મનાય તેવું ન હતું. સવારના પહોરમાં વહેલે કોઈ આંહીં આવી પહોંચે એ એમણે અશક્ય માન્યું હતું!

પણ રામજીભાઇને ખબર નહિ કે પિતાએ તો રાત આખી રસ્તો જ કાપ્યો છે! ખાસ્સા છત્રીસ માઈલ!

પણ આ વસ્તુને મારા પિતાએ ત્યાર પછી જે રીતે વળાંક આપ્યો એ રીતનો ખ્યાલ કરતાં તો આજ પણ એમની બુદ્ધિમત્તાને માટે માન ઊપજે છે. એ વખતે તો છોકરાને વશ કરવા માટે સૌ મારતા. વધારે મારે એ વધારે ડાહ્યો ગણાતો. માસ્તરોની તેજસ્વિતા પણ આંકણીથી મપાતી. એવા એ જમાનામાં મારા પિતાએ થોડા દિવસ પછી જ, રામજીભાઇને વડોદરા જવાની ટિકિટ પોતે જ લેવરાવી દીધી!

પણ આ વાતની–રામજીભાઇ ભાગ્યાની જ્યારે ભાભીને વાતવાતમાં વહેલે મોડે ખબર પડી ત્યારે એમના મનમાં શું થયું એ વાતની તો કાંઈ જાણ મળે તેમ નથી. પણ એક દિવસ એમણે મને અચાનક જ કહ્યું: 'મણિભાઈ! તમે મને ભણાવો! મારે તમારી પેઠે વાંચતાં શીખવું છે!'

ઝાંખા દીવામાં ભાભીનું રૂપાળું મોં શોભી રહ્યું હતું. એમની આંખમાં આંસુ હતાં. જરાક જ શ્યામ *કજ્જલ કાળી આંખની રેખા એનાથી વધારે શોભી રહી હતી.

મેં તરત જ સંકલ્પ કરી લીધો. ભાભીને ભણા-

* આજે આપણે આંખમાં હવે અંજનનો રિવાજ રહ્યો નથી, પણ મારી મા જે રીતે એ મેંશ તૈયાર કરતાં તે રીત નીચે પ્રમાણે છે. આ મેંશને લીધે જ અમને આંખમાં ફાયદો જણાયો છે. જેતપુરથી મા કાચો–એ નામનો પીળચટો ધૂળ જેવો પદાર્થ, લાવતાં, એને લોઢાની કડછીમાં નાખી દેવતા માથે તપાવી પછી ઘી નાંખતાં. ઘી નાખતાં જાય ને જેમ ઘી બળતું જાય તેમ તેમ કાચો તૈયાર થતો જાય. જ્યારે પાકીને તૈયાર થાય ત્યારે નીચે ઉતારી લોઢાની કોશથી જ એને કડછીમાં ઘૂંટે. બીજે દિવસે એ જ ક્રિયા ફરી કરે. ઘીની, બાળવાની, ને ઘૂંટવાની. ત્રીજે દિવસે પણ એ કરે. ત્યારે કાચો તૈયાર થાય. આનું અંજન ઘણું જ ગુણકારી છે. પણ કાચો બાળતાં આવડવો જોઇએ.




બાલવ્યાસ ઉસતાદ હમારા લીજે મુજરો માન.
—આ ત્રીજી લીટી ધ્રુવપદ છે. અને 'હલકારાના દુહા' એ નામના પદમાં વારંવાર આવે છે.

'બંગાલાસે આયા હલકારા સબકે મનમે ભાયા ॥
આવેગા ગોપીચંદ રાજા, બાજે નોબત બાજા—બાલ.

સિંહસિંહણે જંગલમાં કેર વર્તાવ્યો છે ને ગોપીચંદ રાજા શિકાર કરવા આવે છે. રાજા સિંહણને ભાગી જવાનું કહે છે. સિંહને જગાડીને લડાઇમાં મોકલવાનું કહેવરાવે છે. સિંહણ જવાબ વાળે છે.

'દૂર ભાગ કે કાંહાં મેં જાવું, લડું સેરકે સંગ
સનમુખ આય મોરચા માંડ્યા કરાં ફોજમેં જંગ
તીરીયા લડે ખાવંદ કે આગે, જીવે જીતનો પ્યાર
લગી ચોટ શીર સેર મરમકી, તું ઓર કરેગી યાર.
ઓર યારકુ આગ લગાવું, જો જુજે ભરથાર
સતી હોય કે સંગ ચલુંગી, જલું ઉતુંકે લાર.

ગોપીચંદને જોગી બનાવનાર મા મેનાવતી પોતે જ છે. ગોપીચંદ માને રોવાનું કારણ પૂછે છે:

'મેંણાવત માતા નીર ભર્યો થારા નેંણમેં ॥
બાદલ બરસે કંચન મેહેલમેં, ગોપીચંદ લડકા ॥
કયું માતા તું ઉનમનીશ રે, નીતકી રહેત ઉદાસ
જો કોઇ કેહેવે જીભ કટાવું, કરૂં દુસમનકો નાશ
મેંણાવત માતા નીર ભર્યો થારા નેણમેં. ॥

જોગી જાલંધરને મોતીએ આબુવાસી બનાવેલ છે.

નીગમ મારાજ આબુકી જગ્ગા
જહાં રેહેવે જોગેસર નગ્ગા ॥
પુસ્કર હે હીંદુકા ધ્યામ
બાલવ્યાસકુ મેરી સલામ ॥

આ પુસ્તકાલયની સંભાળ લેવા માંડી, તેની સાથે સાથે જ કાંઈક ને કાંઈક આંકડા માંડવાની પણ શરૂઆત થઈ ગઈ જણાય છે. એક વખત અમારે એક કાગળ લખવાનો હતો. નિયમ એવો હતો કે મારા પિતા બોલતા જાય ને હું લખતો જાઉં. નાનકડા પોસ્ટકાર્ડમાં એક વસ્તુ લખવાની હતી. કૌટુમ્બિક સંબંધ અંગે લખવાનું હતું કે તમને વાત પસંદ ન પડે તો તમે ફરી શકો છો. મનહર છંદમાં એ વસ્તુ મેં લખી કાઢી. એનું છેલ્લું પદ કાંઈક આવું હતું:

...' પસંદ ન પડે તો તો ફેરબદલીનો હક્ક છે "

સૌ એ મનહર છંદ સાંભળી રહ્યાં હતાં. પછી એવા મનહર છંદ બનાવવા માટે પિતા ઉત્તેજન આપી રહ્યા હતા. કારણ કે એમણે અનેક સુવાક્યો ભેગાં કર્યાં હતાં. નવરા બેઠા હોય ત્યારે પોતાના વિચારો લખ્યા જ કરતા. એમાંનાં કેટલાંક સૂત્રો તો આજે પણ તાજાં ને સમર્થ લાગે છે. એમણે એક એવી નોંધપોથી રાખેલી કે જેમાં જેઠ, આષાઢ, શ્રાવણ, ભાદરવો વગેરે ચોમાસાના ચારેચાર માસનાં, પવન, તાપ, વાદળાં, ને ઋતુરંગની માહિતી ટપકાવી હતી. લગભગ દસેક વર્ષના ચોમાસાની એમની એ નોંધપોથી આજે ક્યાંક આડી અવળી થઇ ગઇ છે. વર્ષાઋતુનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાની એમની મહત્ત્વાકાંક્ષા હતી. એમણે મને લખવાનું ઉત્તેજન આપ્યું. પહેલો એક પ્રસંગ મને સાંભરે છે કે જ્યારે અમારી ગાયને વાછડું આવ્યું ત્યારે મેં એક Design વાળી મનોહર હસ્તપત્રિકા—હાથીછાપના ઝીણા ચીનાઈ કાગળના પતાકડામાં પ્રગટ કરી એમાં લખ્યું હતું:

'આ વાછડાને સૌએ 'મેઘનાદ' એ નામે ઓળખવાનો છે.'

આ મેઘનાદ શબ્દ તો 'રામ રાવણ'માંથી ઇંદ્રજીતના બીજા નામ તરીકે વાપરવામાં આવ્યો છે એ જ છે. પણ ગમે તેમ, હવે પછી ઘરની માહિતી આપનારી એક નાનકડી પતાકાપોથીનો હું મણિરાવ સંપાદક થયો હતો.

પુસ્તકાલય રાખ્યું. પતાકડાપોથી કાઢી. વાંચવાનું શરૂ કર્યું. ભાભીને ભણાવવા માંડ્યાં. લંગડાની વાતોમાં રસ લેવા માંડ્યો. અને પડખે પડોશમાં એક કવિ રહેતા હતા 'ગૌરીશંકર' એમને ત્યાં બેસવા જવા માંડ્યો.

એ કવિએ ઠાકોર સુરાજી વિષે લખેલી બે પંક્તિ આજ પણ યાદ છે

રુચે નહિ રમકડાં રમત રણરંગની,
બહાદુર બંકડો બાલપણથી,
અટંકી આકરો સત્ય આગ્રહ ઉરે,
વિણુધને વશ કરે વડાલપણથી,

કવિ ગૌરીશંકર વ્રજભાષાના સારા અભ્યાસી હતા: ચારણી ઢબે પણ કાવ્યો ગાઈ શકતા: મેં અવારનવાર ત્યાં જવાનું રાખ્યું. [ચાલુ]





પોતે આપવા દોડ્યો! મને સાંભરે છે કે મેં ત્યાર પછી ઘરમાં કોઈ દિવસ એક પૈસો ચોર્યો નથી. હવે મને બે શિષ્યો એકસાથે મળ્યા. ભાભીએ મારી પાસે પહેલી ચોપડી વાંચવી શરૂ કરી, અને માએ પણ પહેલી ચોપડી વાંચવી શરૂ કરી. આવા એ બન્ને શિષ્યોનો હું ગુરુ થઈને–પોતે જ ભણવા ન જાઉં તો તો આબરૂ જ જાય નાં! એટલે એની મનમાં શરમ આવી હશે. અને ધીમે ધીમે પાછો નિશાળનો પંથ પકડ્યો હોય એવું જણાય છે.

ખળાવાડમાં જતી વખતે, લણણી વખતે, બેલાડિયાની પાટે મા ભાભી ધોવા જાય ત્યારે, અને કોઈ મેમાન આવે એ વખતે, રજા લેવાની છૂટ એમ સમાધાન થયું.

એ વખતે પણ મારામાં વાચનબળ ઠીકઠીક હતું. મારા પિતાએ જામનગરથી ત્રણ ચોપડીઓ મગાવી હતી. મણિશંકર ગોવિંદજી–આતંકનિગ્રહ ઔષધાલય વાળા–એમનું એક પુસ્તક 'રામ અને રાવણ', બીજું 'પાંડવ અને કૌરવ' ત્રીજું એક વિશ્વનાથ ગોવિંદજીનું 'વ્યવહાર દર્પણ'.

બપોરે જમ્યા પછી આ 'વ્યવહારદર્પણ' વાંચવાનું મારે માથે આવ્યું.

હું વાંચું, પિતા સાંભળે, મા સાંભળે, ભાભી બેઠાં સાંભળે–એ પરિસ્થિતિમાં રહેલા ગૌરવે મને વધારે ને વધારે વાંચવા માટે પ્રેર્યો. ભાવવાહી વાચન કરવાની ઉત્તેજના મળી.

'વ્યવહારદર્પણ'માં કપિલા ગાયનો એક પ્રસંગ આવે છે. જેમાં કપિલા સિંહના ઝપાટામાં આવે છે. ને ઘેર સૌની રજા લઈ પછી હું પાછી આવું એમ વચન આપી ઘેર આવે છે. ઘેરથી વાછરુની રજા લઈ –પાછી ફરે છે–એ પ્રસંગ વાંચતાં તો હું આંસુ ખાળી શકું નહિ. કંઠ ગદ્‌ગદ થઇ જાય. બોલી શકાય નહિ. વાચન એની મેળે બંધ થઈ જાય.

સાંજે ભાભી પાસે 'રામ અને રાવણ' ચાલે. ધીમે ધીમે એ રસ જામતો ગયો. ભાભીને ભણાવવાનું ને સૌને વાંચી સંભળાવવાનું મારે માથે આવ્યું. મને એ ગમતું ગયું. ભાભી જેવડી મોટી શિષ્યા પાસે મશ્કરી ન થાય એટલા માટે પણ મન કઠણ કરીને નિશાળ ચાલતી કરી હોય. ગમે તેમ હોય પણ ત્યાર પછી તો એકીસાથે અનેક આકર્ષણો જાગી પડ્યાં. આ કથા વાર્તાનું વાચન ચાલ્યું. સીમમાં જવાનું બંધ થયું, એટલે સાંજે લંગડા રજપૂતને ત્યાં અમારી પડોશી છોકરાંવની સભા મળતી તેમાં પ્રવેશ કર્યો. ત્યાં સુમલ ડોશી બેઠી હોય. એક મીરાંણી આવતી. પિંજારો આવ્યો હોય. પિંજારાની વહુ પણ આવે. ચોથી ખાંટ આવે. રાઘવો કોળી હોય. કોક વખત બકાલ નરસૈં લુવાણો આવી ચડ્યો હોય. લંગડાની પાસે ભૂતની, પ્રેતની, ખવીસની, મામાની ડાકણની–કોઇ પાર વિનાની વાતો હતી. લંગડો વાત ઉપાડે–તે અમે સાંભળીએ. ઘેર પછી પાછા ફરતાં જાવું હોય તો માત્ર પચીસ ડગલાં પણ ભે થી શરીર ધ્રૂજતું હોય! પણ રસ તો એવો આવે કે પાછા બીજે દિવસે ત્યાં હાજર!

મારા પિતાને પોતાને પણ વાંચવાનો ઘણો શોખ હતો. 'વૃદ્ધચાણક્ય' 'પંચતંત્ર' 'ભર્તૃહરીનાં શતક' 'વ્યવહારદર્પણ' એમનાં વાચન ચાલતાં જ હોય. ઘરમાં 'મેનાપોપટની વાત' 'કાષ્ટના ઘોડાની વાત' 'ગુલબંકાવલી' 'સુંદરકામદારની વાત' 'કાવ્યદોહન' 'સરસ્વતીચંદ્ર' 'કરણઘેલો' અનેક પુસ્તકોનો ભંડાર હતો. મેં એ તમામેતમામ પુસ્તકોની એક 'લાયબ્રેરી' બનાવી. એનું 'લીસ્ટ' તૈયાર કર્યું.

એમાંથી કોઇ કવિ 'મોતી' કૃત 'ગોપીચંદ રાજાનો ખેલ' એ નામની પુસ્તિકા આજ મારી મારી પાસે પડી છે. તેમાંથી જણાય છે કે આ પુસ્તિકા લાયબ્રેરીના લીસ્ટમાં વર્ગ પહેલામાં મૂકેલી છે. નંબર ૧૨મો છે. ઉપર તા. ૩૦–૧૦–૦૪ છે. મોતીકૃત ગોપીચંદ રાજાના ખેલની આ 'આવૃત્તિ બીજી' "મુબૈઇ મધે કૃશણજી બલાલ એઓએ" છાપી છે. સંવત ૧૯૨૩ના સને. ૧૮૬૭ ઈશવી. ઠેકાણું વીઠલવાડી.' આમાં ગોપીચંદ રાજાની વાત છે. એનો કાંઇક નમૂનો આ પ્રમાણે છે:

'મંમાઇમે મંમાદેવી' કીલક્તેમે કાલી ॥
જાધાંણાંમે ચાંમુડા, વો લાલ સુંદડી વાલી




૧૮૫૪ની સાલમાં રંગોબાપુજીએ હિન્દ આવ્યા બાદ ત્રણ વરસ શું કર્યું તેની કાંઈ માહિતી મળતી નથી. ૧૮૫૭ના બળવામાં તે સતારા તથા મહાબળેશ્વરમાં વસતાં અંગ્રેજ સ્ત્રી–પુરુષોનાં ખૂન કરવાની પેરવીમાં હતો એમ એની વિરુદ્ધ કહેવામાં આવ્યું છે. આમ ગમે તે ભલે કહેવાય પણ રંગોબાપુજીના હાથ લોહીથી ખરડાયા નથી. લાંબો સમય પરદેશ રહી પોતાના માલિક માટે તનતોડ પ્રયાસ કરનાર વ્યક્તિ હિન્દમાં આવ્યા બાદ ત્રણ વરસ કામ વિના શાન્ત રહી શકે નહિ.

અંગ્રેજની ન્યાયપ્રિયતામાં એને વિશ્વાસ હોવાથી તે લાંબો સમય ઇંગલન્ડમાં રહ્યો. ત્યાં એને નાના સાહેબ પેશ્વાના વકીલ આઝીમુલ્લાખાનનો ભેટો થયેલો. આ મુલાકાત વખતે બન્નેએ શી વાતો કરી અથવા શી રચના ગોઠવી તે કોઇ ઇતિહાસકાર કહી શકે નહિ; કારણ કે બન્ને પોતાની લાગણીઓ દાબી રાખવામાં નિષ્ણાત હતા.[3]

હિન્દમાં આવ્યા બાદ આઝીમુલ્લાખાન ઉત્તર હિન્દમાં અને રંગોબાપુજી દક્ષિણ હિન્દમાં બળવાનાં બી વાવી રહ્યા હતા. પ્રતાપસિંહની રાણીઓ, દત્તક પુત્ર તથા તેમના આશ્રિતો સાથે ૧૮૫૪ માં સતારા આવ્યા બાદ લોકલાગણી તેમની તરફ વળી હતી એમ સતારા ગેઝેટીઅરમાં જણાવવામાં આવ્યું છે. સતારા પાસેના પારલી ગામમાં એક લૂંટ થયેલી તેમાં રંગોબાપુજીનો હાથ હતો એમ સતારા ગેઝેટીઅરમાં જણાવ્યું છે. વળી સતારા તથા તેની આજુબાજુના પ્રદેશમાં શસ્ત્રો અને ગોળીઓનો સંગ્રહ સાંપડયાનું જણાવવામાં આવે છે. આમ વિલાયત રહી રંગો બાપુજીએ જે આગ્રહ અને ધીરજથી બંધારણીય ચળવળ ચાલુ રાખી હતી તે જ આગ્રહ અને ધીરજથી એણે દક્ષિણહિન્દમાં સંગઠન સાધી અંગ્રેજોને હાંકી કાઢવાનો પ્રયાસ કર્યો હોય તો તેમાં કાંઇ નવાઈ પામવા જેવું નથી. શિવાજીના સતારાને મધ્યબિન્દુ બનાવી દક્ષિણ હિન્દ પણ ૧૮૫૭ની સાલમાં સવેળા જાગી ઊઠયું હોત તો બ્રિટિશ સિંહના કપરા હાલ થાત, પણ તેમ બન્યું નહિ. રંગોબાપુજીને પરદેશમાંથી નિરાશ બની પાછા ફરવું પડયું તેમ અહીં પણ એને બળવાની શરૂઆતમાં જ ભૂગર્ભવાસ સેવવો પડયો. એ કયાં નાસી ગયો તેનો પત્તો મળ્યો નહિ એટલે સરકારે એને પકડી લાવનારને રૂ. ૫૦૦) નું ઇનામ આપવાનું જાહેર કર્યું આમ છતાં એની કાંઈ ભાળ મળી નહિ.

પણ એ ના જડયો તો એનો દીકરો તો હતો! પારલીમાં થયેલી લૂંટ અંગેની વિગતોમાં પડેલા પુરાવા ઉપરથી કેટલાકને પકડવામાં આવ્યા તેમાં રંગોબાપુજીનો દીકરો તથા એક બીજો સગો હતા. કેસ ચાલતાં તેમને ફાંસીની સજા મળી અને આ બન્નેને તા. ૮મી સપ્ટેંબર ૧૮૫૭ના રોજ ફાંસીને માંચડે લટકાવ્યા.

ત્યારે રંગોબાપુજીનું શું થયું? કદાચ એમ પણ બને કે, હિન્દમાં ત્રણ વરસની મહેનત અને અનુભવ બાદ એને એમ જણાયું હોય કે, દક્ષિણ હિન્દને જાગ્રત કરી શકાય તેમ નથી. જો તેમ જ હોય–અને તેમ માનવાને ઇતિહાસમાં સબળ સૂચનો જડી આવે છે–તો રંગોબાપુજીએ સ્વેચ્છાએ સ્વીકારેલો ભૂગર્ભવાસ સ્થિતપ્રજ્ઞ કર્મયોગીનો ગણાય, કાયરનો નહિ.

3 Kay & malleson Vol. I. P. 79.



## વનસ્પતિ

હિંદમાં આજે 'વનસ્પતિ ઘી'નાં ૨૩ કારખાનાં વરસે ૧,૯૦,૦૦૦ ટન માલ પેદા કરે છે. ટૂંક સમયમાં ૬૯ કારખાનાં ૪,૯૦,૦૦૦ ટન જેટલું 'વનસ્પતિ' પેદા કરતાં થઇ જશે એવું માનવામાં આવે છે.

'સત્તાવન'ની ક્રાંતિના એક મરજીવાની અણજાણ ઐતિહાસિક કથા

# રંગો બાપુજી

## વિજયશંકર મંછારામ ભટ્ટ

"અંગ્રેજો ભારે ઉત્સાહથી કહ્યા કરે છે કે, મહારાણીના રાજ્યમાં કદી સૂર્ય આથમતો નથી. પૂર્વ બાજુ દૃષ્ટિ નાખી પોતાના મહાન સામ્રાજ્યની વાતો કરતી રહેલ છે; પણ અંગ્રેજો એટલે આખી દુનિયા નથી. બીજી પ્રજાઓમાં પણ સંસ્કારી વ્યક્તિઓ વસે છે અને ઉપર જણાવ્યા તેવા અભિમાની બોલના જવાબરૂપે પડકારે છે કે, અંગ્રેજોએ પોતાના સામ્રાજ્યનો મોટો ભાગ સતારા તરફ દર્શાવેલી કૂટનીતિથી જ પ્રાપ્ત કર્યો છે. આવી કૂટનીતિની રીતસરની તપાસ નહિ થાય તો સંસ્કારી વ્યક્તિઓ આ સવાલનો જવાબ કેવી રીતે આપવો તે વિચારશે.[1]

૧૮૫૨ની સાલમાં લખાયલો આ નિખાલસ પત્ર ગાંધીજીના ૧૯૩૦માં વાઇસરોયને લખાયલા પત્રની યાદી તાજી કરે છે. આ રંગો બાપુજી કોણ હતો તે ટૂંકમાં વિચારીએ.

તેના જીવનની હકીકત કે વિગત શરૂઆતથી મળતી નથી પણ જે કાંઇ મળે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે આગ્રહી, દૃઢ નિશ્ચયી, અને દીર્ઘદૃષ્ટિવાળો હિન્દનો સપુત હતો. ૧૮૩૯માં સતારાના રાજવી પ્રતાપસિંહને પદભ્રષ્ટ કરી તેના ભાઇને ગાદી સોંપવામાં આવી ત્યારે પ્રતાપસિંહે રંગો બાપુજીને પોતાના વકીલ તરીકે અંગ્રેજ પ્રજા અને પાર્લામેન્ટ સમક્ષ તેનો કેસ લડવા મોકલ્યો. ત્યારથી ૧૮૫૩માં તે હિન્દ પાછો ફર્યો ત્યાં સુધી સતત મહેનત કરી પોતાના માલિકને ન્યાય અપાવવા તે મથ્યો. જ્યોર્જ થોમસન, જોસેફ હ્યુમ, જોન સલીવાન જેવા નિષ્પક્ષ અંગ્રેજોએ એને ખૂબ મદદ કરી. એકધારો સતત પ્રયાસ કરવામાં સક્રિય સાથ આપી આ બધાયે ગૃહસ્થોએ ખૂબ ઉહાપોહ કર્યો પણ પ્રતાપસિંહને ન્યાય મળ્યો નહિ. ૧૮૪૭ની સાલમાં પ્રતાપસિંહ કાશીમાં મૃત્યુ પામ્યો. આમ છતાં રંગો બાપુજીએ પ્રતાપસિંહે લીધેલા દત્તકપુત્રને તેનું રાજ્ય ફરી અપાવવા ખૂબ શ્રમ ઉઠાવ્યો અને પોતાનાં કુટુંબથી વિખૂટા રહી બીજાં છ વરસ પરદેશમાં ગાળ્યાં. લગભગ સો વરસની વયના પિતાએ પણ મૃત્યુશય્યાએથી તેણે લીધેલા કામમાં મંડ્યા રહેવાનો આદેશ આપ્યો. રંગો બાપુજીએ પોતાના પંદરના લાખ રૂપિયા ઉપરાંત ખર્ચ કર્યા હતા અને અનેક અપમાન તિરસ્કાર અને હડધૂતથી રીઢો બની અંગ્રેજોની ન્યાય–દૃષ્ટિ અને ખ્રિસ્તી ભાવના ઉપર મદાર બાંધી તેણે વિલાયતમાં વસવાટ ચાલુ રાખ્યો હતો. ત્યાં ગયા બાદ તે અંગ્રેજી શીખ્યો અને તે ભાષામાં ભાષણો કરવા લાગ્યો. આમ છતાં વિધિએ તેને યારી આપી નહિ અને ૧૮૫૩ની સાલમાં જ્યારે તે હિન્દ પાછો ફરવા ઉત્સુક બન્યો ત્યારે તેની પાસે ફૂટી બદામ પણ ન હતી.

અંગ્રેજ ઇતિહાસકાર સર જોન, લખે છે કે આ કપટી મરાઠાએ એના શત્રુઓ ઉપર પણ એવો પ્રભાવ પાડ્યો હતો કે, હિન્દી કચેરીએ તેનું બધું દેવું ચૂકવી, હિન્દ સુધીનું ભાડું આપી તેને વિદાય કર્યો.[2]

૧૮૫૩ની સાલમાં જ્યારે તે હિન્દ આવવા રવાના થયો ત્યારે તેના અંગ્રેજ પ્રસંશકોએ તેને એક ચાંદીની પ્લેટ ભેટ આપી. આ પ્રકારની ભેટ આપવામાં બાવીસ અંગ્રેજોએ ભાગ લીધો અને તેમનાં નામ પ્લેટ ઉપર ટંકાવવામાં આવ્યા. એમાં જોન બ્રાઇટ અને જોસેફ હ્યુમ જેવા પાર્લામેન્ટના સભાસદો છે, જોન સલીવાન, જોન બ્રિગ્સ ને જ્યોર્જ થોમસન જેવા ન્યાયપ્રિય સજ્જનો પણ છે.

---

૧ રંગોબાપુજીના પત્રમાંથી ઉતારો આ પત્ર તા, ૨૬ મી જુલાઈ ૧૮૫૨ ના રોજ જે. સી. હેરીસ, કંપનીની બોર્ડ ઓફ કન્ટ્રોલના પ્રમુખને લખેલો છે. જુઓ The Story of Satara by Major Basu.

૨ આ બધીયે રકમ સતારાની તિજોરીમાંથી મજરે લેવામાં આવી હતી, રંગોબાપુજીના સતત પ્રચારથી કંપનીના સંચાલકો ત્રાસી ગયા હતા, રંગોબાપુજીની સંપૂર્ણ વિગતો માટે જુઓ The Story of Satara by Major Basu.

'એ બધું ઠીક છે ભક્તજન! મને પાછો હતો ત્યાં-મૂકી આવ, મારે ત્યાં મઝો છે. આંહીં હું મૂંઝાઈ જાઉં છું!'

'આંહીં મૂંઝાઇ જાઓ છો મારા ભગવાન? આંહીં ધૂપ છે, દીપ છે, માળા છે, સુગંધી છે, શણગાર છે, પૂજા છે, જપ છે, આંહીં શું નથી?'

'આંહીં એક વસ્તુ નથી.'

'કઇ વસ્તુ? મારા પ્રભુ! કઈ વસ્તુ? મારા વા'લાને નામે એક હજાર ને એક વસ્તુ હમણાં ને હમણાં હાજર થઇ જાય, પછી શું? દુનિયાને છેડે પડી હોય તોય લાવી દઉં મારા નાથ! મારા ભગવાનને ખપે એવી કઈ વસ્તુ આંહીં નથી?'

'આંહીં એક વસ્તુ નથી શેઠ! આહીં કોઈ પાશેર સામે પાશેર જોખતું નથી. ભક્તજન! હું આંહી પૂજામાં રહું, એના કરતાં ત્યાં ઘડામાં રહું, એ મને વધારે ગમે. મને પાછો ત્યાં પહોંચાડી દ્યો-એના તાજવાના ઘડામાં. આંહીં તો મને લાગે છે કે હું કેદખાનામાં પડ્યો છું!'



પથ્થરને આકાર આપનારો કારીગર એ પણ એક રીતે તો લેખક જ છે ને? એ પણ પ્રજાને માટે કાંઈક મૂકી જાય છે. આપણને શી ખબર પડે – પણ જેવી મજા, ગવૈયાને પોતાનું ગળું પ્રગટાવવામાં આવે છે, અને જેમ જેમ સ્વરની મીઠાશ જામતી જાય, તેમ તેમ એનું અંતર ડોલે છે, તેમ આ કારીગરો પણ પથ્થરમાંથી જેમ જેમ રંગ નીકળતા જાય તેમ તેમ ડોલી ઊઠે છે.

એવા એક કારીગર પાસે આજે જઈ ચડ્યો. બારીમાંથી આછું તેજ તેની ઘડેલી આકૃતિ ઉપર આવી રહ્યું હતું. પોતાનું ઓજાર હાથમાં જ રાખીને એ આકૃતિને નિહાળતો ઊભો હતો.

'તમે આ શાને આધારે ઘડો છો ભાઈ?' મેં આ સોમપરા કારીગરને પ્રશ્ન કર્યો.

તેણે બોલ્યા વિના જ સામે એક આકૃતિ પડી હતી તે બતાવી.

'આ સોમપરા કારીગરો હજી ઘણું ઘણું સાચવી રહ્યા છે, જો કે કાળબળે પોતાનું કહેવાય એવું ઘણું ગુમાવી બેઠા છે. પોતાની મનમોજથી આકૃતિ કરવાનું એમને ફાવે એના કરતાં આ પ્રતિકૃતિઓ ઘડવાનું વધારે ફાવે. અંગ્રેજી કાવ્ય ઉપરથી પ્રેરણા મેળવનાર જેવું જ આ થયું. આ પણ કાળનો મહિમા છે! છતાં આ વસ્તુ એમણે બહુ સુંદર રીતે સાચવી છે. એમની પાસે તમે ચિત્રમાં વિચાર મૂકો – કે કોઈ કૃતિ મૂકો તો પ્રતિકૃતિ એવી કરી દીએ કે બે ઘડી તમે મોંમાં આંગળાં નાખી જાઓ. એમાં મદદ એક એના 'પોઈન્ટર'ની અને બીજી બહુ તો પાશેર દોઢપાશેર લોઢાનાં નાનકડાં ઓજારોની! એટલા સાધનવડે તો એ પથ્થરને બોલતો કરી મૂકે. આ ઓજારો એનાં નામ તો આપણને ક્યાંથી આવડે? પણ પૂછીએ તો ખબર પડે કે આ જરાક પહોળા પાનાનું લાગ્યે જ એક વેંત લાંબું 'ચેપડું' છે. બન્ને બાજુ સરખી કોતરણી કરવી હોય ત્યારે એનો વપરાશ થાય છે

મેં એની પાસે પડેલું એક બીજું ઓજાર ઉપાડ્યું: 'આ શું છે ભાઇ?' તો મારા અજ્ઞાન ઉપર હસતાં હસતાં એણે જવાબ વાળ્યો:

'એ 'ચેરણી' મારા—'

'ચેરણી? અને આ?' એની પડખે પડેલું એવું જ બીજું ઓજાર ઉપાડીને પૂછ્યું.

# પ્રસંગો-પુસ્તકો-પરિભ્રમણો

ધૂમકેતુ

એક વખત જ્ઞાનગોષ્ટિ ચાલી: 'ઈશ્વરનો સાચો ભક્ત કોણ?' કોઇએ જવાબ દીધો: 'જે આપત્તિ માત્રને ઇશ્વરી પ્રસાદ ગણી સ્વીકારી લે તે.'

બીજા કોઈએ માથું ધૂણાવ્યું: 'ના; એટલું પૂરતું નથી. જેને આપત્તિનું, આપત્તિ-રૂપે, લવલેશ પણ ભાન નથી તે.'

'એમ પણ નહિ' ત્રીજાએ કહ્યું: 'ઈશ્વરનો ખરો ભક્ત એ છે જે દુઃખ માત્રને પ્રસાદરૂપે નહિ પણ જ્ઞાનના માર્ગદર્શનરૂપે આનંદથી વધાવી લે છે તે.'

ગોષ્ટિમંડળમાં એક સ્ત્રી પણ હતી. અત્યાર સુધી એ શાંત બેઠી હતી. તેણે ધીમેથી કહ્યું: 'શિશુ, સુખ આપે છે કે દુઃખ એની લવલેશ સમજણ કોઈ દિવસ માતાઓને પડતી નથી; કારણ કે એવા કોઈ પદાર્થનું અસ્તિત્વ જ એમને મન નથી. એમને મન તો એક જ પદાર્થ અસ્તિત્વ ધરાવે છે–પ્રેમ. ખરા ભક્ત-જનની પણ એ જ દશા હોય. જે આવ્યું છે તે શું છે–સુખ છે કે દુઃખ. એનું એને જ્ઞાન જ હોતું નથી. એટલે એને મન એ પ્રસાદ નથી, ઇશ્વરી સંકેત પણ નથી, જ્ઞાનનું માર્ગદર્શન પણ નથી એ પણ એક છોળ છે. અને પ્રેમમય પદાર્થમાં રમનારો–પ્રેમની જ સમજણ, જ્ઞાન, ભાન, હેતુ કે પ્રસાદ, એવા કોઈ પણ તણ-ખલાનો આધાર શોધે ખરો?'

❊

સદના કસાઈની એક વાત છે. જાતનો કસાઈ. ધંધો માંસ વેચવાનો. આજીવિકા રૂપે એ ધંધો કરી લ્યે, પછી ભલે તે પોતે ને પોતાનો શાલિગ્રામ: એની ધૂનમાં રાતદિવસનું ભાન પણ ન રહે.

પણ માંસ વેચતાં ધડાની જરૂર પડે તો એ જ શાલિગ્રામનો ઉપયોગ કરી લ્યે. ધોઈ નાખીને પાછો એની પૂજા પણ કરે! આવો એ સદનો કસાઈ!

એક વખત એક ભક્તજન ત્યાં આવી ચડયા. સદનાની ભક્તિ વિષેની નામના સાંભ-ળેલી, એટલે જરા ભક્તિગોષ્ટી માટે આવેલા. એ બિચારા તો આ જોઈને મૂંઝાઇ જ ગયા: 'આ ભક્ત? અને આવી ભક્તિ? શાલિગ્રામને ત્રાજવામાં ધડારૂપે વાપરે આવો ભગત? અરે! ભગવાન! આ તે તારી કેવી વિડંબના આ દુષ્ટ માણસ કરી રહ્યો છે?'

એમણે તો ભગવાનનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કરી લીધો.

સદના પાસે શાલિગ્રામની માગણી કરી. સદનાએ કહ્યું: 'લઇ જાઓ–આવતા હોય તો.' શાલિગ્રામને લઈને ભક્તજન પોતાને પંથે પડયા. સદનાને મળવા ગયાનો મનમાં ખેદ હતો. ભગવાનનો ઉદ્ધાર કર્યાનો આનંદ હતો. આવાને ભગત ગણનાર લોકમાનસ વિષે આશ્ચર્ય હતું.

ઘેર પહોંચ્યા. ભગવાનને હજાર પાણીએ નવરાવ્યા, ગંગાજળથી ધોયા, ચંદન અર્ચ્યાં, અત્તરધૂપ કર્યાં; કસાઇને ત્યાંથી ઉદ્ધાર કર્યો માટે ફરીફરીને પોતે ભગવાનને એ વાત કહી. મનમાં એક મહાન કાર્ય કર્યાનો ઊંડો સંતોષ અનુભવ્યો.

પણ રાતે શાલિગ્રામ આ ભક્તજનને સ્વપ્નમાં દેખાયાં.

'અલ્યા! તું મને આંહીં કયાં લાવ્યો? મને પાછો હતો ત્યાં મૂકી દે–સદનાને ત્યાં!'

'અરે પણ મારા પ્રભુ! ત્યાં તારી કેવી દશા હતી? મારાથી એ જોયું ગયું નહિ!'



રહી છે એ સાંભળીને તો ઘડીભર તમામે તમામ પથ્થરની સૃષ્ટિ—આજ દિવસ સુધી જોયેલી–નજર સમક્ષ ખડી થઈ ગઈ!

જૂનાગઢની, ખિલ્લખાની, વીરપુર પાસેના કાગવડ થોરાળાની, પોરબંદરની, રામપરડાની, અરવલ્લીડુંગરાની, ગોવળકાંઠા પાસેની અને પેલો મારો દોસ્ત વસ્તો ભાલો વાતો કરતો એની પાણખાણો નજરે આવી ગઈ. વસ્તો ભાલો ખાટલો ભરતાં ભરતાં એની પાણ-ખાણોની કેવી કેવી વાત કરતો! આપણને પણ ત્યાં બે ઘડી જવાનું મન થઈ આવે!

આ પાણખાણો વિષે આપણને કાંઈ જ ખબર નથી, પણ ત્યાં કામ કરનારા—ઘણાખરા કોળી—પોતાની આ સૃષ્ટિને એવા તો પ્રેમથી સરજે છે કે ગમે તેવો માણસ જાય, એક વખત તો એનું દિલ ત્યાં ઠરી જાય! મુંબઈની વિખ્યાત ગુફાઓ જેમ ત્યાં જનારાને જકડી રાખે છે, એની પ્રખ્યાત શિલ્પાકૃતિઓને બાદ કરીએ તો પણ કેવળ એની રચનાના મોહક સંયોજનથી, તેવું જ આકર્ષણ આ પાણખાણોમાં સરજાય છે!

એવી કોઇ પાણખાણમાં તમે પ્રવેશ કરો તો પહેલાં તો એક નાનકડા ખાડા જેવો ખાડો જ તમને જણાય. પણ જેવી નાનકડી ઘડેલી પગથી દ્વારા અંદર ઊતરો તો છક્ક થઇ જાઓ. કોઈ કોઈ ઠેકાણે ખાણીઆઓએ થાંભલાના–થાંભલા ચોરસ જેવા રાખી દઇને–મહાન ખંડો જાણે કે ઊભા કરી દીધા હોય તેવું લાગે. એની વિશાળતા મોટા મોટા દીવાનખાનાને પણ લજવે! એમાં બેઠકો કોતરી હોય, ભીંતાસનો રચ્યાં હોય, પાણીનાં ઝરણની રૂપાળી કૂંડી પણ બનાવી હોય, એક ખાણમાંથી બીજી ખાણમાં ને બીજીમાંથી ત્રીજીમાં ચાલ્યા જવાનાં ભૂગર્ભમાર્ગો પણ હોય—અને માણસના જીવનને રસમય બનાવી દેનારી તમામે તમામ વસ્તુઓ એણે ત્યાં સરજી હોય! ખાણીઓ પાણખાણમાં કામે ચડે પછી તો એને પથરા કાપવા સિવાય બીજું કામ શું? એટલે એ જ્યારે નવરો પડે–ત્યારે પોતાની મનમોજી કોઇ ને કોઈ ચીજ આંહીં કરતો હોય! એવી કોઈ મનમોજી ચીજ, કોઈ રેઢી બંધ પડેલી પાણખાણમાં તમે જુઓ તો તમારું મન, એમાં એણે પ્રગટ કરેલી માનવતા નિહાળીને, રાજી રાજી થઈ જાય! આજ મોહેન જો ડેરોની એકાદ કુરડીમાંથી આપણને જે માનવતાની પગકેડી મળે છે એવી જ પગકેડી આ પથ્થરની ખાણોમાં પડેલી હોય છે. એમની મોંઘામાં મોંઘી મોજ એક ચૂંગીની. ચૂંગી પી ને અરધી બળેલી તમાકુ ઠાલવી એ પાછો પોતાને કામે વળગે. આ ખાણિયાઓને કેળ-વણીનો જરાક જ સ્પર્શ મળ્યો હોત તો એ પોતાના શ્રમને કેવી કેવી વસ્તુઓ વડે શણગારી દેત! કદાચ પાયાની કેળવણી—જે ઉદ્યોગોને પોતાનામાં ભેળવી લેવા માગે છે—તેને કામ કરતાં આવડશે તો તેમાંથી ફરીને પ્રજાની સર્જનશક્તિને એક જબરજસ્ત વેગ મળી રહેશે.



વિદ્યાપ્રીતિનું એક સુંદર ઉદાહરણ એક વખત એક પુસ્તકવિક્રેતાની અડબાઉ વાતોમાંથી મળી આવ્યું.

'તમારી સાંભળેલી વાત છે કે અનુભવેલી?' બીડી પીતાં પીતાં જરાક ઉલ્લાસમાં આવી, પોતાનાં જૂનાં સંસ્મરણો કહેવા માટે તૈયાર થયેલા પુસ્તકવિક્રેતાને મેં કહ્યું. તેણે બીડીની એક મોટી ઘૂંટ ખેંચી, ધીમેથી એના રસાસ્વાદ લેતો હોય તેમ આછા આછા ધૂમાડા પાછા કાઢયા જરાક ખોંખારો ખાધો, સાદ સુધાર્યો,





'એને 'ઘુંટણી' કહે છે !'

ઘુંટણીની વ્યુત્પત્તિ તો મનમાં બેઠી પણ ચેરણીનું કાંઈ ઠેકાણું પડયું નહિ. ઘેર જઈને વિદ્યાપીઠના *કોશમાં–જો મળે તો જોવાની ગાંઠ વાળી. પણ મનમાં તો લજ્જા એ આવી કે આપણે મંદિરમાં દિવસમાં દસ વખત દર્શન કરવા જઈએ—કોઈ દિવસ એ મંદિરમાં વપરાતા પથરાઓનો આપણે વિચાર કર્યો છે ખરો ?

અને ખરેખર નવાઈની વાત તો એ લાગી કે એણે કહ્યું તેમ મારા જ કાઠિયાવાડના ધ્રાંગધ્રાનો આ પથ્થર હતો !

'આ પથ્થર ! ધ્રાંગધ્રાનો ?'

'હા ભાઈ !' એણે કહ્યું.

'એનું નામ ?'

'એ કહેવાય છે 'કુળડી–કુળડો.' ઓરસિયામાં વપરાય છે નાં ? એ આ પથ્થર !'

કુળડી કે કુળડા કોઈ નાનકડું છ સાત ઘરનું, પથરા ઉપરાઉપર ચડાવીને, નાનકડાં ખંડેર જેવાં ઘર કરીને રહેનારા ખાણિયાઓનું ગામ હશે ? જેવું મૂળી પાસે રામપરડા છે એવું ? કે પછી આ પથરાનું નામ કુળડી હશે ?

પથરાનું નામ કુળડી હોય તો તો આ ખાણિયાઓએ એ નામ પાડવામાં જે કવિતા બતાવી છે તે ખરેખર અદ્દ્ભુત છે. કુળડો પથ્થર નીકળે—પથ્થરને પણ પોતાનું રૂપ હોય છે—એવી આ અણઘડ ખાણિયાઓની કલ્પના કેટલી સુંદર છે ! અને જો જુઓ તો આ કુળડી પથ્થર ખરેખર કુબડો છે. ગદ્દેડા જેવો લાગે. પણ આ પથ્થરને ઘડો એટલે અંદરથી માણસના આછા જરાક શ્યામલ રંગની ઝમક જોવામાં આવે. એની અંદરથી ચામડીમાં હોય એવા તલ જાણે ફૂટી નીકળે. અને જેમ જેમ સમય જાય તેમ તેમ એનું રૂપ વધારે ને વધારે પ્રગટે. પચાસેક વર્ષે તો આ પથ્થરને પવનદેવ પોતે જ પોતાની કરાંગુલિના કુદરતી સ્પર્શે એવો ઘડી કાઢે કે એનું તમામ રૂપ એના તમામ બહારમાં ખીલી નીકળે ! કોઈ જગ્યાએ ડાઘડુઘ ન રહે, કાળો તલ ન રહે, જરાક પણ જુદાપણું ન રહે, રંગભેદ ન રહે, એક, સમથળ, સમરસ, આકૃતિ બની રહે ! કેટલાક મહાન કવિઓ પહેલાં લુપ્ત થઇ જાય છે ને પછી પાંછા પચાસ સો વર્ષે પ્રગટી નીકળે છે તેમ.

પથ્થરમાં આવી કવિતાની સૃષ્ટિ વસી

---

* વિદ્યાપીઠના કોશમાં આ શબ્દ નથી. [આવૃત્તિ ત્રીજી ઇ. સ. ૧૯૩૭]. અને એ તો સ્વાભાવિક જ છે. પણ આપણે જ્યારે ઉદ્યોગોને કેળવણીનું એક પ્રધાનઅંગ ગણવાનો ક્રાન્તિકારી વિચાર કરી રહ્યા છીએ, ત્યારે એ હવે જરૂરી બને છે કે, તમામ ઉદ્યોગો – અને કલાઓમાં વપરાતા પારિભાષિક શબ્દો – ઓજારનાં ચિત્રો સહિત – એક જુદા જ કોશરૂપે પ્રગટ થવાં જોઈએ. ઉદ્યોગોને પોતાની સંસ્થામાં સ્થાન આપવાનું કરનાર હરેકને એ ઉપયોગી પણ નીવડશે. અને એ રીતે આપણા સામાન્ય જ્ઞાનમાં પણ ઘણો વધારો થશે. ઉદ્યોગ એટલે ચરખો એવી વ્યાપ્તિ તો કોઇને આ જમાનામાં સ્વીકારવી પોસાય નહિ. એટલે આપણા તમામ ઉદ્યોગોને, કેળવણીની સુવાસ આપવાનું આ મહાનકાર્ય છે, એમ સમજીને જ ઉદ્યોગની કેળવણીનો પાયો નાખવો ઘટે છે. ઉદ્યોગોને કેળવણીના સંસ્કાર મળે – ને કેળવણીને ઉદ્યોગોનો અનુભવ મળે – અને પરિણામે બન્ને એક બીજાને વધારે દીપાવે એ હેતુ ઔદ્યોગિક કેળવણીનો હોવો જોઈએ. ખરી રીતે તો 'ઔદ્યોગિક કેળવણી' એ શબ્દપ્રયોગ જ પિષ્ટપેષણ જેવો છે. 'કેળવણી'માં જીવનવ્યાપી તમામ ક્રિયાઓ સમાઇ જવી જોઇએ.

'અને આજ પણ તમારી શી દશા છે?' પુસ્તકવિક્રેતાએ કહ્યું: 'કાપડ ખરીદતાં કોઈ કમિશનની વાત કરતું નથી, પણ સારામાં સારો માણસ પણ પુસ્તક ખરીદતાં કમિશનની વાત કરે છે! પુસ્તકપ્રીતિ હજી તો ગુજરાતમાં આવી નથી. ફેર પડ્યો છે. ફેર પડશે. પણ— આંહીં આવડા મોટા ગુજરાતી સંસ્કૃતિના કેન્દ્ર જેવા અમદાવાદમાં ઘેલા વિદ્વાનો કેટલા? વિદ્યાપ્રીતિ કેટલી? અને વિરલ પુસ્તકોની માગ કેટલી? અને એનો ઉપયોગ કરનારા પણ કોણ?'

'ચાલો ત્યારે....' એણે બીડીનો એક વધુ ઘૂંટ લીધો અને કામ હોવાથી તે ચાલ્યો ગાયો. પણ એની વાતે ઘણા ઘણા વિચાર આવ્યા: 'આપણે ત્યાં ખરેખર–Rare Books– એનો શોખ સ્વ. હાજી મહમ્મદને હતો. પુરુષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં પણ કેટલાંક સુંદર પુસ્તકો હતાં. અમદાવાદ મુંબઇમાં હજી એવા કોઈ સંગ્રહ હોય તો એમનો લાભ ગુજરાતને આપવાની કમ્મર આ આતવારે ને છાશવારે નવો 'કોલમ' ઉઘાડતા, દૈનિકો, અઠવાડિકો, માસિકો, ન કરે? એમાંથી તો બહુમૂલ્ય રત્નો નીકળી આવે. સિમલામાં મેં એક 'સેકન્ડહેન્ડ બૂકસેલર'ને ત્યાંથી ૧૮૫૭ ના ગ્રંથનાં એક બે વિરલ પુસ્તકો મેળવ્યાં હતાં.'

※

કોઈ એક ગૃહસ્થે એમનું પુસ્તક વાંચવા મોકલ્યું હતું. તેમાંથી કેટલાંક સુંદર વાક્યો, મળ્યાં તે સંગ્રહી લીધાં હતાં. એની કાંઈક જાણવાજોગ વાનગી Amicus માંથી નીચે આપી છે.

'આપણામાંનો દરેક પોતાના જાતખર્ચમાં જો થોડોક જ વિવેક કરે, તો દુનિયાની અરધી ગરીબી અદ્દશ્ય થઈ જાય–અને એટલી જ ગમગીની ખુશાલીમાં ફેરવાઈ જાય!'

'દરેક માણસ જો, પોતાના યોગ્ય સ્વરને જ સ્પર્શે અને એને જ અડગ વિશ્વાસથી ખીલવે તો એક દિવસ એને જરૂર લાગે કે જીવન સંગીતમય છે. પછી ભલે એમાં વિષાદના, કારુણ્યના અને શોકના સ્વરો ભર્યા હોય!'

'હેતુ વાળો નહિ–ધ્યેયવાળો, જીવનના જંગમાં છેવટે જીતે છે!'

'મુશ્કેલીઓને, આપણે આપણી કલ્પનાથી, છે એના કરતાં મોટી બનાવીએ છીએ. જ્યાં સુધી એ આપણી નજરની સામે છે ત્યાં સુધી એ હિમાલય જેવડી જબ્બર દેખાય છે. એક વખત એના ઉપર તમે વિજય મેળવો એટલે એ ઉધઈના રાફડા જેવડી નાનકડી દેખાય છે. આપણને ત્યારે નવાઈ લાગે છે કે આટલી આ નાની સરખી મુશ્કેલીએ આપણને થકવી દીધા હતા!'

'આપણને ટેવ પડી છે: ઇશ્વર પાસે પુષ્પો માગવાની. પણ ઈશ્વર કોઈને પુષ્પો આપી શકતો નથી. એ તો પુષ્પછોડનાં બીજ છૂટે હાથે આપી શકે છે. એ બીજને વાવે, સિંચે, ઉછેરે, મોટાં કરે, તો માનવને પુષ્પો મળે. ઈશ્વર કહે છે: પુષ્પોની ભેટ ન હોય–ભેટ બીજની હોય.'

※

એક પિતાએ પોતાના પુત્રની આરામગાહ ઉપર નીચેનો લેખ કોતરાવ્યો હતો:

'હું કોઈ દિવસ તને એમ નહિ કહું કે આ રસ્તે તું જા.





નજર મારા ઉપર અને એક બીજા ભાઈ બેઠા હતા તેના ઉપર ફેરવી, પોતાના જૂવાન દિવસો જાણે ફરીને જોતો હોય એમ એ બોલ્યો: 'ભાઈ! તમે માનો કે ન માનો પણ આ ધંધો 'બૂકસેલરનો' એ પણ છેક કાઢી નાખવા જેવો નથી હો. કોઈક વખત તમે સાચવેલી ચીજનો ગ્રાહક મળી જાય—ત્યારે પૈસા તો ઠીક હવે—પણ એ વસ્તુનો જાણકાર મળી આવ્યો એનો આનંદ અમને આવી જાય છે! એ વખતે મુંબઇના પ્રખ્યાત બૂકસેલર જયેષ્ટારામના દિવસો. એને ત્યાં સંસ્કૃતનાં પુસ્તકો મળે. જે કયાંય ન મળે તે એને ત્યાંથી નીકળે. આપણે ત્યાં તો વિદ્યાની કયાં એવી કદરદાની છે. બાકી 'સેકન્ડહેન્ડ'–Rare books–ભાગ્યે જ મળી શકે એવાં પુસ્તકો – એમને શોધનારા તો એમની પાછળ ઘેલા હોય છે!

અને તમારા સમ પેટછૂટી વાત કરું છું. અમને ભલે તાજી તાજી નવલકથાઓના વેચાણમાંથી પૈસાની પ્રાપ્તિ થાય, પણ અમારે પોતાને મન પણ પ્રતિષ્ઠા ને માન તો કોઇ વિરલ પુસ્તકના સંગ્રહમાં જ રહ્યાં હોય છે. એવાં પુસ્તક શોધનારની અમારે મન પણ કિંમત છે!

એક વખત એવું બન્યું કે એની દુકાને એક પુસ્તક—નામ તો હું ભૂલી ગયો છું—પણ ભાગ્યે જ બજારમાં દેખા દે એવું પુસ્તક નીકળી આવ્યું. દુકાન ઉપર એક ગુજરાતી વિદ્વાન પણ તરત આવી ચડ્યા. એની નજરે એ પડ્યું. કિંમત પૂછી. જવાબ મળ્યો: 'સો રૂપિયા.' સો રૂપિયાનું મૂલ્યાંકન એને આકરું લાગ્યું. પણ પુસ્તક ખરેખર વિરલ હતું! વિદ્વાન ખરા, પણ છેવટે તો ગુજરાતના વિદ્વાન, એટલે ભાવતાલની ભાંજગડમાં પડ્યા. કાંઈ પત્તો ખાધો નહિ. મનમાં વિચાર્યું હશે કે થોડીવાર પછી આવીશું તો કાંઈક ફેર પડશે. 'ઠીક ત્યારે–હું પછી આવીશ' કહીને ગયા.

'પણ સાહેબ! આ ચીજ રહેશે નહિ હો!' બૂકસેલરે કહ્યું.

'અરે ભાઈ! એનો ખરીદનારો તમને બારવરસે કોક મળે તો સારું!' વિદ્વાને જવાબ વાળ્યો. અને એ ગયા.

થોડીવાર થઈને એક જર્મન સ્કોલર આવી ચડ્યો. એની નજરે આ પુસ્તક પડ્યું. બાજના જેવી તીક્ષ્ણ દૃષ્ટિથી એણે એ ઉપાડ્યું: 'આની કિંમત?'

'સો રૂપિયા!'

'અચ્છા—' પેલાએ તરત ખીસામાંથી કાઢીને રૂપિયા ટેબલ ઉપર ધરી જ દીધા. અને જેવું પુસ્તક મળ્યું કે તરત તે લઈને રવાના જ થઈ ગયો. એને મનમાં ડર હતો કે આ દેશનું આવું કિંમતી જવાહીર કોઈ બીજો આગંતુક દેખશે તો હજાર રૂપિયા ખરચીને પણ એ પાછું વાળશે! પણ એને ખબર નહિ કે આ દેશમાં એવું કોઈ દેખતું જ નથી!

જર્મન સ્કોલર તો ઊપડી ગયો. કલાક બે કલાક પછી, જાણે પેલા પુસ્તકની સેંજ ખબર કાઢતા હોય તેમ, પેલા વિદ્વાન આવી ચડ્યા:

'ત્યારે એમ કરો–' એમણે બહારથી જ કહ્યું: 'આપણે નેવું રૂપિયા રાખીએ!'

'સાહેબ! પુસ્તક તો ઊપડી ગયું!'

'ઊપડી ગયું? હેં! શું કહો છો? કોણે લીધું?'

'કોઈ જર્મન પંડિત હતા!'

'પણ નામ?'

'નામ તો કોણ જાણે—પણ પુસ્તક ગયું!'

**મ**ધ્યયુગના છેલ્લા અવશેષો અદશ્ય થઇ રહ્યા હતા. વર્ષાઋતુમાં જેમ કોઇ મહાપૂર આવે, અને નદીના બેટ એક પછી એક, જળબંબાકાર થતા જાય, તેમ રડ્યા ખડ્યા જે કોઇ જોદ્ધા, આવતા યુગના પૂરની સામે ઝઝૂમી રહ્યા હતા, એ પણ એક પછી એક, કાં સ્વર્ગપંથે, કાં સમાધાનપંથે કાં પોતપોતાના ઘરપંથે વળી રહ્યા હતા. સર્વત્ર શાંતિ ફેલાતી હતી. આભાસશાંતિ–સરકાર અંગરેજનો મહિમા, એક ચક્રવર્તી બનીને, દેશ આખામાં વ્યાપી ગયો હતો. અઢારસો સત્તાવન પછી અંગ્રેજ સિવાય કોઇ નર રહ્યો ન હતો. ગોરા સિવાય ક્યાંય ગર્વ ન હતો.

એવે વખતે એક અંગ્રેજ પોલિટિકલ એજંટને દેશમાં રહીસહી મર્દાનગીનો તાગ લેવાનું મન થઇ આવ્યું.

એણે મર્દાનગીના જીવનમરણ ખેલી મહીકાંઠાના મેદાનમાં પોતાની રાવટી ખોડી ડેરા તંબૂ ઠોક્યા. અંગરેજી ધ્વજ ફરકાવ્યો. એક મહિનાનો મુકામ કર્યો. ચારે તરફ વાત વહેતી મૂકી: 'સાહેબને, અસલી રૂપનો, અડીખમ, રણરંગી બહાદુર નર જોવો છે, એટલા માટે સાહેબે ડેરા તંબૂ નાખ્યા છે એમાં એક તંબૂમાં, એક બંદૂક રાખી છે. ઉપાડી જનારનો ગુનો માફ. માનઅકરામ અપાશે એ જુદાં. કોઇ બહાદુર આ હાકલનો જવાબ વાળે. એક મહિનાની મુદત.'

મહીસાગરનાં જળ આ ઘોષણા સાંભળીને ખળભળી ઊઠ્યાં. વાંઘેવાંઘાં સજીવ થઇ ગયાં. ગામડાંમાં ઘેર ઘેર એ જ વાત ચાલી. 'ગોરે, મારે દીકરે, આપણી ઇજ્જત ઉપર હાથ નાખ્યો છે. ફરતી ચારે તરફ હથિયારબંધ ચોકી ગોઠવી છે. એમાંથી બંદૂક ઉપાડી લાવવી એ કાંઇ રાંડીરાંડના ખેલ નથી!'

આખા મહીકાંઠામાં એક પ્રકારની સનસનાટી ફેલાઈ ગઈ. ભાદરવા ગામને પાદર જ્યાં મુકામ પડ્યો છે ત્યાં તો કોઇને અન્નમાં સ્વાદ રહ્યો નથી. ગામનું નાક કપાઈ જાય, જો ગોરો એમ ને એમ ચાલ્યો જાય તો. પણ ખડી ચોકીમાંથી બંદૂક જેની બંદૂક ઉપાડી લાવવી અને પાછું પકડાવું નહિ એ શરત ઉપર, કૈંક બહાદુરના માથાં, વિચારભારે નીચાં નમી જાય છે. કોઈને કાંઇ ગમ પડતી નથી.

એક, બે, ચાર, છ, દસ, તેર, અઢાર–દિવસ ઉપર દિવસ કપાવા માંડ્યા, ને નરબંકડાનાં કાળજાં કપાવા માંડ્યાં. મહીકાંઠાના મલકમાં હવે કોઈ મરદ રહ્યો નથી એવો અહંકાર કરીને આ અંગરેજ બચ્ચો ચાલ્યો જાય તો તો થઈ રહ્યું નાં! ઠાકરડા, રજપૂત, બારૈયા, ભીલ, કોળી કૈંક જુવાનડા, કાંટિયા કોમ ઉપર આવેલા આ આબરૂ–વિનાશી સંકટને, મૂગે મોંએ નિહાળી રહ્યા હતા. જાણે કે મહીકાંઠાનું પાણી આજ મપાઈ રહ્યું હતું.

અંતે એક જુવાન નીકળી આવ્યો. એણે પહેલો તો છાનો છાનો સાહેબનો મુકામ જોવા માંડ્યો. મુકામને ફરતી ચારે તરફ ખડી બંદૂકની ચોકી જોઇ. રાવટીઓની હારમાળા વચ્ચે સાહેબનો પોતાનો તંબૂ દીઠો. સાહેબ પોતે એમાં સૂએ છે એ ખબર મળ્યા. એમાં બંદૂક રહે છે એ જાણ્યું. એ બંદૂકને ઉપાડી લાવવાની હતી.

પછી તો જુવાનની ઊંઘ ઊડી ગઇ. રાત ને દિવસ ગોરાને ભૂ પાઇ દેવાના વિચાર એને મૂંઝવવા માંડ્યા. બંદૂક ઉપાડી લાવવાનાં સ્વપ્નાં એને આવવા માંડ્યાં. પણ એમ કરતાં કરતાં તો મુદત પૂરી થવાને માત્ર બે જ દિવસ રહ્યા. એ સચેત થઈ ગયો.

[૨]

રાત્રિ નિઃસ્તબ્ધ હતી અને અંધારાએ એને વધારે નિઃસ્તબ્ધ બનાવી હતી. ક્યાંય પાંદડું પણ ફરકતું ન હતું. છેટે છેટે સીમમાં રોતાં શિયાળિયાંના અવાજ સિવાય કોઇ અવાજ આવતો ન હતો. ગામ ઊંઘતું હતું. સાહેબના ચોકીદારો માત્ર જાગતા હતા.

એવે વખતે ગામ વીંધીને એક ગધેડું નીકળ્યું. ગધેડા ઉપર બુકાની બાંધેલ એક માણસ બેઠો હતો. એના પગ જમીન ઢળતા લટકી રહ્યા હતા. ભારથી ટગુ ટગુ ચાલતું ગધેડું ગામ વટાવીને ધીમે ધીમે પાદરને પંથે પડ્યું. ગામને સીમાડે રાયણનું ઝૂંડ હતું. ત્યાં આવીને ગધેડું અટક્યું. ગધેડા ઉપરથી પેલા માણસે પરબારો જ ઝાડના થડનો ટેકો લઇ લીધો ને ધીમેથી નીચેની ડાળ પકડી તે ઝાડ ઉપર ચડી એક ક્ષણમાં





'કારણ કે તારા રસ્તાની ખરી જાણ તને હોય; મને નહિ. તારો આત્મા તને જે રસ્તો બતાવે એ તારો ખરો રસ્તો હોય.

'તારા આત્માએ કાપેલો પંથ, એ મેં કદાચ જોયો પણ ન હોય, એટલા માટે અંધકાર હોય કે જોખમ હોય કે ભય હોય કે સાહસ હોય, પણ તારો પંથ, એ તારો પોતાનો ઐચ્છિક પંથ હો. હું એનું પરિણામ કલ્પી પણ ન શકું, અનુમાની પણ ન શકું, માત્ર શુભાશિષ આપીને તારા પંથને નિરખી શકું.

'હું વધુ માત્ર આટલું જ કહીશ:

'દરેકને પોતપોતાનો નિરાળો પંથ છે; દરેકને પોતપોતાની નિરનિરાળી ઐચ્છિક પસંદગી છે; દરેકને પોતપોતાનું નિરાળું સત્ય છે; ભલે ઘડીભર આમતેમ ઊંધે માર્ગે ચડેલા દેખાય, પણ છેવટે એ રીતે જ દરેકને દરેકનો પંથ મળશે.

'એટલા માટે તું તારે પંથે જા—

'એમાં મારે ભય રાખવો ન જોઈએ. પ્રીતિની નબળાઈ દેખાડવી ન જોઈએ. કુશંકા સેવવી ન જોઈએ.

'તને મળેલો રસ્તો એ તારો પોતાનો છે. એ તારો પ્રકાશ છે. એ રસ્તાનું કોઈ બીજું નામ હોય તેથી એને અંધકાર ન કહેવાય. કારણ કે સત્યનો રાહ એક જ છે, એને પહોંચવાનો દરેકનો માર્ગ ભલે જુદો હોય.

'પ્રકાશ તારામાંથી મળે કે સૂર્યમાંથી મળે પણ મેળવનારને માટે તો એ પ્રકાશ જ રહે છે.'



## સ્વ. મેઘાણીને અંજલિ

### હરીન્દ્ર દવે

(સ્રગ્ધરા)

આકાશે દીપ્તિવંતો શશિયર ઝળકે દીપ્તિનો રેલ રેલે,
એની દીપ્તિ ઝીલીને વનતરુ કુસુમો મંદ ડોલી રહે છે.
ને પેલા શ્રૃંગ કેરા કઠિન ઉરમહીં તેજ એનાં ભરેલાં,
કેવી આ વારીધીને હૃદય રમી રહી ચંદ્રની સ્નિગ્ધ છાયા.
કિન્તુ આ વાદળીશું, પથ ચુકી ગઇ'તી, ચંદ્રની પાસ આવી,
'ઢાંકયો ઢાંકયો શશિશું ?' હૃદયમહીં ગઈ પ્રશ્ન એવો જગાવી.
ન પેલી તારિકાના નયન દ્રવી ગયા દીપ્તિ એની વિલાતી,
ઢંકાયો ચંદ્ર આભે, હૃદયમહીં હવે મ્લાનગ્લાનિ છવાતી.
ઝાંખી સ્વર્ગંગ, ઝાંખા ધ્રુવ પણ બનતો જેમ જાતા શશિઆ,
એવું આ ગુર્જરીનું હૃદય વિલપતું હીર એનું લુંટાતાં.



અવાજને સાચવતો, શ્વાસ લેવા જરાક થોભી જતો, જેમ આવ્યો હતો તેમ એ ઉપર ચડી ગયો.

ચંદરવો હતો તેમ પાછો ઢાંકી દીધો. અને ઝાડની ડાળીએ ડાળીએ પાછો ફરી ગયો.

ગધેડા ઉપર બેસીને ગામ ભણી ફર્યો.

એનું કામ થઇ ગયું હતું. કોઇને કાંઇ ખબર પડી ન હતી. પોતાના માન અકરામનાં એને સ્વપ્નાં આવતાં હતાં.

[ ૪ ]

એનું મન પણ હવે તો ઉછાળા મારી રહ્યું હતું. આખા ગામમાં–આખા ગામમાં શું આખા મહી કાંઠામાં એની નામના થવાની હતી–આવતી કાલે જ.

કાલે સવારે એ વીરપુરુષની નામના મેળવશે, એને જોવા માટે આખો મલક ઊલટશે. ગોરો એની 'ટુમ્ ખરા' કહીને પીઠ થાબડશે. દરબાર એને ઇનામ દેશે. કાલે સવારે એના કુટુંબીજનોનો તો પોરસ માતો નહિ હોય. કાલે સવારે–અત્યારે બે ત્રણ તો વાગ્યા હતા–દિગંતવ્યાપી કીર્તિની અને એની આડે બહુ બહુ તો બે ચાર ઘડી હતી.

એનું ગધેડું ધીમે ધીમે ગામમાં થઇને ચાલી રહ્યું હતું. એવડા નાનકડા ગામમાં તો અત્યારે કોણ ચોકી પહેરો રાહ જોઇને બેઠો હોય ? ચોકી પહેરાવાળા તો સૌ તંબૂ રાવટીએ ચોકી કરી રહ્યા હતા.

પણ દરબારગઢની પછવાડેથી એ નીકળ્યો અને કોણ જાણે શું થયું તે એના મનમાં એક નવો વિચાર આવી ગયો. એ વિચાર આવતાં તો જેમ વીજળીનો આંચકો વાગે ને માણસ આખો ખળભળી ઊઠે, એમ એ ખળભળી ગયો.

એના પગની જરાક જેટલી અધીરી ઇશારતી ભાષા જાણે પેલું ગધેડું જાણી ગયું હોય તેમ એ પણ ત્યાં ઊભું રહી ગયું.

'ઓત્ તારીની ! આ પણ જાણે છે !' પેલો જુવાન મનમાં જ બોલી ઊઠયો: 'આને પણ માલમ છે. ફટ રે ગોઝારા વરહાજી ! એક આ ગોરો જરાક ખભો થાબડે, કે બે ચાંપલા વેણ બોલે, કે પાંચ પંદર તોલા સોનું રૂપું તને જોએ, એમાં તું તારા મલકની આબરૂની હરરાજી બોલાવીશ ? હેં વરહાજી ! આ તારું મૂલ ?'

એ ત્યાં ઊભો હતો પણ એના મનમાં તો સાત સાગરનાં નીર જાણે ખળભળી ઊઠ્યાં હતાં.

એના દિલમાં દરિયાના મોટા મોજા જેવો ભારે વિચાર આવી રહ્યો હતો: 'પોતે પ્રગટ થશે, પોતાને નામના મળશે, પણ ગોરો જાણશે કે ત્રીસ ત્રીસ દિવસે માંડમાંડ આ એક જુવાનડો નીકળ્યો ! આ મહીકાંઠાનું પાણી ! ગોરો આમ સમજશે એનું શું ? એનું પોતાનું નામ તો દુનિયાની જીભે ચડશે, પણ આ પરદેશી જાણી જાશે કે આંહીં ધરતીમાં હવે માણસ રહ્યાં નથી, એનું શું ? મહીકાંઠો આખો ઉજ્જડ પડ્યો છે એની ભાળ ગોરાને મળી જાશે એનું શું ?'

એ એકલો માન અકરામ લેવા પ્રગટ થાય તો આ પરિણામ આવે. પણ જો એ પ્રગટ જ ન થાય–કોણ બંદૂક ઉપાડી ગયું તો, કોણ જાણે કોણ–એમ જો થાય તો ?

તો તો આખા ગામમાં ને આખા મલકમાં કૈંક જુવાનડા પડ્યા હશે, એમાંથી કોક બહાદર નીકળી આવ્યો, કે પાંચપચીસ ભેગા થઇને આ કામો કર્યો એમ વાત, વા વંટોળે ફંગોળાશે, ને હજી આંહીની ધરતીનાં પાણી માપ્યાં જાય એમ નથી, એવી કહેવત રહી જશે. 'અરે ! વરહાજી ! તને હવે કોઇ જાણે તો'ય શું ને ન જાણે તોય શું ? નાક તો રહી ગયું છે.'

થોડી વાર પછી તો બંદૂક ત્યાં ને ત્યાં દરબારગઢને ચોકીપહેરાને દરવાજે બહાર જ મુકાઇ ગઇ. ગધેડાને એક જરાક ડોક ઉપર ધીમી થાપટ પડી ને આખી દુનિયામાં કમઅક્કલ ગણાતું ગૌરવહીન એ પ્રાણી–પોતે શું સિદ્ધ કર્યું છે એ જાણ્યા વિના જ ઉકરડાના ખાંખાખોળાં કરવા ચાલ્યું ગયું.

વરહોજી એને જતું જોઇ રહ્યો. અને પછી પોતે, 'આ પણ જાણે છે, આ ગધેડું પણ, એણે ય પાણી તો મહીસાગરનું પીધું છે એટલે...'

એમ મનમાં ને મનમાં વાત ચોળતો ચાલ્યો ગયો.







અદૃશ્ય થઇ ગયો. પાળેલું હોય તેમ ગધેડું ત્યાં ખાંખાં-ખોળામાં પડી ગયું.

રાયણાનું આ ઝૂંડ—એક પછી એક હારબંધ ઝાડવામાં છેક ગોરા સાહેબના તંબૂ ડેરા સુધી લંબાતું જતું હતું. પેલો જુવાન અત્યંત સાવધાનીથી ધીમે ધીમે ડાળ પછી ડાળ વટાવતો, એક ઝાડ ઉપરથી બીજે ઝાડે જતો, રાવટીના ચોકીદારો સુધી પહોંચી ગયો.

ત્યાં દેવતા જાગતો હતો. હોકા ગગડતા હતા. વાતો ચાલતી હતી. ગોરાના પડકાર ઝીલવાવાળા મહી-કાંઠામાંથી મરી પરવાર્યાનો આનંદ પ્રગટી રહ્યો હતો.

આવતી કાલનો દિવસ જાય એટલે ગંગના'યાની ચિંતામુક્ત હવા માણવાની અધીરાઇ ત્યાં હતી. પેલા જુવાને હવે, અત્યંત સાવધાનીથી ઝાડની ડાળી ઉપર ને ઉપર થઇને સાહેબના પોતાના તંબૂ સુધી આગળ વધવાનો પ્રયાસ કર્યો.

તે આગળ વધ્યો. જાણે રેતી ઉપર સરી રહ્યો હોય તેમ. એક ઝાડની ડાળને સાહેબ ખુદના તંબૂ ઉપર લંબાતી એણે જોઈ રાખી હતી. એને આધારે આધારે બરાબર તંબૂની ઉપર જ આવીને એ ડાળી ઉપર વાંદરાના પેઠે એક ક્ષણ તો શાંત બેઠો.

પણ મૃત્યુનો સ્પર્શ થયો હોય તેવો ટાઢો હીમ સ્પર્શ એને પગે થયો. એણે ઝાડની ડાળ ઉપર શરીર લંબાવીને બે પગની આંટી મારી આંખ ખેંચીને તંબૂ ઉપર જોવા માંડયું.

ઓત્ તારીની આ શું? તંબૂ ઉપર પાણી ભરેલું માટલું હતું! હવે? હવે શું થાય?

હતો ત્યાંથી જરાક પણ આઘો પાછો ખસે એટલી જ વાર. ધબ દઇને માટલું નીચે પડે ને એના ધબાક અવાજે ચોકી આખી જાગી ઊઠે. તંબૂના બારણા પાસે ઊભેલા સિપાઈની તગતગતી આંખો જાણે એણે દીઠી.

એ વાતને પામી ગયો. કોઈક ધરફૂટયાએ સાહે-બને આ જુકિત સુઝાડી હતી.

પાણીનું માટલું તંબૂ ઉપર મૂક્યું હતું—એટલે ઉપરથી તંબૂને ચીરીને પણ કોઇ માઇનો પૂત અંદર આવે એવું રહેવા દીધું ન હતું. અંદર સાહેબ નિરાંતે ઘોરતા હતા. એનાં નસ્કોરાં પણ સંભળાતાં હતાં. જુવાન નિરાશ થઈ ગયો. આવ્યો હતો તેના કરતાં એક હજારગણી વધુ સાવધાનીથી તેણે પીછેહઠ શરૂ કરી. હવે તો ખરું પરાક્રમ આ પીછેહઠમાં રહ્યું હતું. હજી કાલનો દિવસ બાકી હતો. કાલે આવીને કોઇ નવી જ રીતે એને તંબૂ પ્રવેશ કરવાનો હતો. નાક જાવાની અને નાક રહેવાની વચ્ચે હવે એક દિવસ હતો. એક દિવસમાં તો આકાશી તારા નીચે ઉતારાય!

[ ૩ ]

બીજે દિવસે પાછું એ જ ગધેડું. એ જ જુવાન, એવી જ કાજળ ઘેરી અંધારી રાત્રિ અને એ જ સમય. જુવાન કાલની પેઠે જ આજે છેક તંબૂ ઉપર આવી ગયો. ત્યાં થોડીવાર શાંતિથી બેઠો. પછી એણે પોતાની કેડેથી કાંઇક છોડયું. ધીમેથી એરંડાની એક લીલી નળી કાઢી. એક ઉપર બીજી ને બીજી ઉપર ત્રીજી એમ ચડાવી લાંબા થઇને ડાળી ઉપર સૂતે સૂતે માટ-લામાંથી પાણી ખેંચવા માંડયું. પાણી ખેંચતો જાય ને ધીમે ધીમે ચારે તરફ વેરતો જાય. તંબૂના જાડા કપડામાં એ છાંટનો કાંઈ પતો લાગે નહિ. વળી વચ્ચે વચ્ચે પેટમાં પાણી સમાવતો જાય. એમ ને એમ એણે આખું માટલું ખાલી કરી દીધું.

તમામ નળીને પાછી કેડે બાંધી દીધી. જરાક જેટલી નિશાની પણ પાછળ રહેવા દેવામા સો ટકાનું જોખમ હતું.

એક વખત માટલું પાણી વિનાનું થયું—એટલે પછી એ રાજા હતો. એણે ધીમેથી માટલું ઉપાડીને એને ઝાડ ઉપર જ બરાબર ગોઠવી દીધું.

જરા જેટલો પણ અવાજ ન થાય એવી રીતે એણે સફાઇથી તંબૂમાં ચંદરવો પાડ્યો. ને પોતે આસ્તેથી થાંભલાને આધારે નીચે ઊતરી ગયો.

બહુ જ કુશળતાથી થાંભલાને ટેકે મૂકેલી બંદૂક એણે ઉપાડી લીધી. અને બગલમાં એને રમાડતો,



"તું પાછો આવીશ ત્યાં સુધી હું રાહ જોઉં તો કાંઈ વાંધો છે ?"

શેંગ ગુસ્સે થયો. કાયમ મે લી તેના સવાલને ઉડાવતી હતી.

અમેરિકામાં ભણેલી આ છોકરી. તેના માતાપિતાને અમેરિકામાં મૂકીને એકલી તે ચીન આવી છે. તેના દિલમાં શું ચાલતું હશે તે શેંગેને સમજાતું નથી.

મે લી તેને જતો જોઈ રહી. ઊંચી કાયા દૃઢ ચાલ; તેને વિચાર આવ્યો. "શેંગ જડભરત જેવો સૈનિક માત્ર છે કે જિંદગીમાં આગળ વધવાની તેનામાં બુદ્ધિ છે ?"

( ૨ )

સેનાપતિએ શેંગને બોલાવ્યો હતો. "શેંગ ! તારા માણસોને તૈયાર કર. આપણે લાંબી કૂચ કરવાની છે. ઉપરથી હુકમ આવ્યો છે. બર્મામાંથી જે માર્ગ જાય છે તે રસ્તે આપણે મજલ કરવાની છે. દુશ્મનો ત્યાં આગળ વધે છે અને અમરિકનો તથા અંગ્રેજો પાછા હઠે છે. એ રસ્તો બંધ થાય તો ચીનને ક્યાંયથી મદદ ન પહોંચે."

"ક્યારે ઊપડીશું આપણે ?"

"ચાર દિવસનો સમય છે તારી ટુકડીને ખબર આપ. ને બધી તૈયારી કરી લે. પરદેશી ભૂમિ પર જઈને આપણે લડવાનું છે. અજાણ્યા લોકો, અજાણી બોલી. ડગલે ને પગલે પાછા ફરતા અંગ્રેજો. એમના હુકમ પ્રમાણે આપણે લડવાનું. આવી લડાઈ કદી જોઈ નથી." સેનાપતિનું મન માનતું ન હતું.

શેંગ મે લીની રજા લેવા આવ્યો. ત્યારે પણ કાયમ પ્રમાણે તકરાર જ આદરી. મે લી એક કૂતરાને ખોળામાં લઈને બેઠી. શેંગને લાગ્યું કે તે સાવ પરદેશી સ્ત્રી જેવી બની ગઈ છે. કૂતરાને ઊંચકીને શેંગે પાણીમાં બોળ્યું. મે લી નારાજ થઈ ગઈ. રૂમાલ લઈ તે કૂતરાને સાફ કરવા બેઠી. "કેવો ખરાબ છે તું ! મારા કૂતરાએ તારું શું બગાડયું છે ?"

ત્યાં આકાશમાંથી અવાજ આવવા લાગ્યો. દુશ્મનોનાં વિમાનો બોમ્બ નાખવા આવતા હતા.

"ચાલ, ગામની બહાર નાસી જઈએ." શેંગે કહ્યું. અને મે લીનો હાથ પકડી તેને ખેંચતો બજારમાં દોડવા લાગ્યો. ચારેબાજુ લોકો નાસભાગ કરતાં હતાં. ગામને છેડે તેઓ પહોંચ્યાં ત્યાં દરવાજા બંધ થઈ ગયા હતા. મોટી દીવાલની ઓથે સહુ ભરાયાં. વિમાનો ઉપર આવ્યાં. ચારે બાજુ બોમ્બ વરસવા લાગ્યા.

એ ધડાકા વચ્ચે શેંગ જોઈ રહ્યો, "આકાશમાંથી આ મોત વરસે છે. એનો ઇલાજ શો ? ચીન પાસે વિમાન નથી. તેમાં નિરાંતે જાપાનીઓ બોમ્બ નાખી ચાલ્યા જાય છે. અમેરિકાથી વિમાનો કેમ નથી આવતાં ?"

જાપાનીઓ ગયા અને શેંગ તથા મે લી દીવાલ પાસેથી બહાર નીકળ્યા. મકાનો તૂટયાં હતાં. ક્યાંક ક્યાંક આગ લાગી હતી.

ઈંટ-પથ્થરના એક ઢગલા આગળ એક આદમી ફાંફાં મારતો હતો, "મારાં ઘરનાં બધાંય આમાં દટાઈ ગયાં છે."

શેંગ પથ્થરો ખસેડવા લાગ્યો. "પેલી લાલ બંડી દેખાય છે તે મારા દીકરાની," પેલા આદમીએ કહ્યું.

શેંગે આઠ વરસના બાળકને પથ્થર નીચેથી ખેંચી કાઢયો. તે મૃત્યુ પામ્યો હતો. પોતાની બંદૂક એ આદમીને હાથમાં આપીને શેંગે કહ્યું, "લે આ બંદૂક ને ચાલ મારી સાથે આનું વેર લેજે."

શેંગ અને તે ચાલ્યા. મે લીએ રીક્ષા ભાડે કરી અને મૃતબાળકને તે ગામ બહાર ખેતરમાં દાટી આવી

તે રાત્રે મે લીને નિદ્રા ન આવી. તેને થયું "મારી જિંદગીનો મારે કંઈ ઉપયોગ કરવો જોઇએ."

બીજે દિવસે એ સેનાપતિને મળી. સેનાપતિએ વિમાન મોકલ્યું. અને તેમાં ઊડીને મે લી ચીનના સરદાર પાસે ગઈ.

ચાંગ-કાઈ-શેક દૂર નાનાં મકાનમાં રહેતા હતા. મેડમ ચાંગ-કાઈ-શેકે મે લીની વાત સાંભળી. "નર્સોની ટુકડી બર્માને મોરચે જાય છે. હું તને તેની સરદાર નીમું છું," મેડમે કહ્યું.

# ઈતબાર

અનુવાદક : **નાથાલાલ દવે.**

એક દિવસ એક સાધુ વૃદ્ધ લિંગ તાનના બારણે આવીને ઊભા રહ્યા અને કહ્યું, " તમારા ત્રીજા પુત્રના હું ખબર લાવ્યો છું. તે મઝામાં છે. લો આ તેના માથાનો વાળ છે. નાની છરી વડે તેણે પોતાને હાથે કાપીને તે મારી સાથે મોકલ્યો છે."

વૃદ્ધ લિંગ તાન અને તેની સ્ત્રીએ એ વાળ હાથમાં લીધો. માતા તો રડવા લાગી અને બોલી, "હા, એ મારા પુત્રનો જ વાળ છે. એવા વાંકડિયા વાળ બીજા કોના હોય ?"

" એનાં કપડાં સાજાં હતાં કે ફાટેલાં ?" વૃદ્ધે પૂછ્યું.

" એનાં કપડાં સાજાં હતાં, અને તે ખાધેપીધે સુખી લાગતો હતો. પણ દુશ્મનો નજીક આવતા જતા હતા. તેથી બીજા સાથે એ પણ કૂચ કરવાની તૈયારીમાં હતો."

જાપાને કબજે કરેલા મુલકમાં આ કુટુંબ રહેતું હતું. યુદ્ધમાં ગયેલ ત્રીજા પુત્ર શેંગની તેઓ વાતો કરવા બેઠા. વૃદ્ધે કહ્યું, " ઈંગ ( ઈંગ્લંડ )ના લોકો બહુ બળવાન છે, કોઈએ તેમનું નામ લીધું હોય તો તોપો અને હથિયારો લઈ તેમના લશ્કરો ધસી આવે, દરિયામાં તેમની મનવારો ઊભી જ હોય, આવા લોકો આપણા સાથી થયા છે. એટલે દુશ્મનને જ તેઓ જરૂર દરિયા સુધી હાંકી કાઢશે. આવતા શિયાળે તો જરૂર સ્વતંત્ર થઈશું."

" તેમાંય જ્યારે મે ( અમેરિકા )ના લોકો આપણી સાથે ભળશે ત્યારે તો દુશ્મનોનું તો આવી બન્યું જ સમજજો."

પણ ખબર આવ્યા કે ઇંગના લોકો તો હારતા જાય છે અને પાછા હઠે છે, તેમનું કશું જોર ચાલતું નથી. અને દુશ્મનોએ મેના લોકો પર તેમને ઘેર જઈને છાપો માર્યો, તેમનાં વિમાનો તોડી નાખ્યાં અને મનવારો ડુબાડી દીધી. ગોરાઓના મોં પર જાપાનીઓ થૂંકે છે, તો પણ ગોરાઓ કાંઈ કરી શકતા નથી. આ વાત સાંભળી ત્યારે લીંગ તાનને દિવસો સુધી ખાવાનું ન ભાવ્યું. " જો એમ જ હોય તો મુક્તિની તો આશા ક્યાં રહી ?"

" તમે એમ કરશો તો અમને પછી કોણ ધીરજ આપશે ?" તેની સ્ત્રીએ કહ્યું, " તમારા વગર હું કેમ જીવીશ ?"

ત્યારે લીંગ તાને ચા પીધી અને પરાણે ખાવા બેઠો.

એક બીજી ચિંતા પણ હતી.

મે લી નામની એક યુવતી હતી. તેના પત્રો આવતા. લડાઈમાં ગયેલા શેંગને તે ચહાતી હતી.

" આ ભણેલી છોકરીની રીતભાત મને પસંદ નથી." વૃદ્ધ કહેતા " તે પત્રો લખે છે. ભાવ બતાવે છે. તો પછી મારા પુત્રને પરણતી કેમ નથી ? બોલ જોઉં, કેમ એ પરણતી નથી ?"

" હું શું જાણું તમારા પુત્રને એ કેમ નહિ હોય," સ્ત્રી હસી પણ વૃદ્ધને હસવું ન આવ્યું.

" પરદેશમાં ભણેલી એ છોકરી કોણ જાણે કેવી હશે," સ્ત્રીએ કહ્યું. " પરદેશની હવા અને પરદેશનાં પાણી, એમાં કાંઈ ભલીવાર ન હોય " લીંગતાને કહ્યું

" હશે, આવા વિચારો ન કરો."

આમ અહીં આ વૃદ્ધો વાત કરતા હતા ત્યારે હજારો ગાઉ દૂર શેંગ મે લી સામે ઊભો હતો.

મે લી પૂછતી હતી, "તને કેટલા અક્ષર આવડ્યા ?"

" બધા," શેંગે જવાબ આપ્યો.

" તો પછી કાગળ કેમ ન લખ્યો ?"

" એક બે માસમાં હું અહીં આવવાનો હતો, પછી કાગળ શું લખું ?" મે લીએ તેની સામે ચા મૂકી.

" બોલ, હવે તું મારી સાથે લગ્ન ક્યારે કરીશ ?" શેંગે પૂછ્યું.

" તારી હિંમત વધતી જાય છે." મે બોલી.

" સૈનિકને તો ટૂંકો માર્ગ જ લેવો પડે, આ વખતે હું યુદ્ધમાં જાઉં તે પહેલાં તું મને પરણીશ કે નહિ ?"



"અમે આ મારગ બાંધનારા." સ્ત્રી જવાબ આપે છે, "અમારા હાથે અમે આ મારગ બાંધ્યો છે. ભલેને દુશ્મન બોમ્બ નાખી ખાડા પાડે. સાંજે તો પાછા અમે ખાડા સમા કરી દઈશું."

મે લી જોઇ રહે છે. આ બર્મારોડના બાંધનાર તેમના હાથમાં કોદાળી ન હતી, ત્રિકમ ન હતા, પોતાને હાથે પથ્થર વાટી વાટીને, કરાડો ખોદી ખોદીને ચીની પ્રજાએ માર્ગ તૈયાર કર્યો છે. બાળકોને ઝાડની ઓથે મૂકી સ્ત્રીઓ પથ્થર ખાંડે છે. એ પથ્થરથી રસ્તા પરનાં ગાબડાં પૂરે છે. કારણ, કે ચાંગકાઈશેકનો આદેશ છે, "બ્રહ્મદેશનો માર્ગ ખુલ્લો રહેવો જ જોઇએ."

શેંગ પણ પોતાની ટુકડી સાથે કૂચ કરતો બ્રહ્મદેશની સરહદ પર પહોંચ્યો. તેને ખબર ન હતી કે મે લી છાવણીમાં સાથે જ છે.

ત્યાં તેમની તકલીફ શરૂ થઇ. અંગ્રેજો પાછા હઠતા હતા. રંગૂન ભયમાં હતું. અમેરિકન સેનાપતિનો હુકમ ચાલતો હતો. ચીની સૈનિકોને થોભી રહેવું પડ્યું. અજાણી ધરતી, અજાણી ભાષા. "અંગ્રેજોને મદદ કરવા આવ્યા છો ? તો તો તમારો જાન લઈશું." એમ બર્મી લોકો ધમકી આપતા.

"પણ શું કામ ?" શેંગ પૂછતો.

"અંગ્રેજો અમને ગુલામ રાખવા માગે છે. તેને મદદ કરવા આવે તે સહુ અમારા દુશ્મન છે."

તે રીતે કેમ્પફાયરમાં મે લીએ અંગ્રેજી ગીત ગાયું. "તારી આંખો માંડીને મારી સામે જોઇ રહે, દિલબર ! મારે બીજા કોઈ શરાબની જરૂર નથી." શેંગ ચમક્યો. મે લીનો અવાજ. પણ અંધારામાં તેણે ટૂંકા વાળવાળી મે લીને ઓળખી નહિ. પોતે બહુ દૂર બેઠો હતો. "એ અહીં ક્યાંથી હોય ?" કહીને એ બેઠો હતો ત્યાં જ સૂઇ ગયો.

બીજે દિવસે એકાએક હુકમ મળ્યો. નદી પાસે ગોરી સેના ઘેરાઈ ગઈ હતી. જાપાનીઓ જો પૂલ તોડી નાખે તો બધા ગોરાઓ કપાઇ જાય. ચીની ફોજ તેમને મદદ કરવા ઊપડી.

અંગ્રેજો વેરવિખેર નાસતા હતા. મોટા તોતિંગ યંત્રોનો ભાર તેમની સાથે હતો. જાપાનીઓ ડગલે ને પગલે તેમની કતલ કરતા હતા. મે લી તેની ટુકડી લઇને આવી અને ઘાયલ થયેલાની સારવાર કરવા લાગી. કોઇને પગ નથી, કોઇને હાથ નથી, કોઇની છાતી ચીરાઈ ગઇ છે. "પાણી ! પાણી !" સહુ પોકાર કરે છે. મે લી આમતેમ દોડવા લાગી.

ડૉક્ટર ચુંગ કહે, "એમ બધાની સારવાર ન કરાય. જે જીવે તેમ હોય તેની દવા કરો. બાકીનાને મરવા દો. દવા વધારે નથી. બધાયને નહિ પહોંચાય." ત્યારે મે લીને ખબર પડી કે યુદ્ધ કેવી ભયાનક વસ્તુ છે. હાથપગ તૂટેલા, અર્ધ માથાં ઊડી ગયેલાં, કાળો પોકાર પાડતા ઘાયલ સૈનિકો—મે લી એમને કેમ પહોંચી વળે ? હજી એ પ્રથમ અનુભવ હતો. મે લીનું હૃદય રીઢું નહોતું થઈ ગયું. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. બને તે સર્વેને તે મદદ કરવા લાગી. તે અંગ્રેજીમાં બોલતી. એ સાંભળી ઘાયલ પરદેશીઓની આંખ ચમકતી. મે લીને પારાવાર થાક લાગ્યો.

એક વીસેક વર્ષનો યુવાન છેલ્લાં ડચકાં લેતો હતો, મે લીએ તેને પાણી પાયું. તેની અંગ્રેજી બોલી સાંભળી એ સૈનિક રાજી રાજી થઇ ગયો. "અરે, કેટલા વરસે સ્ત્રીના મુખમાંથી હું મારી ભાષા સાંભળું છું; એક ગીત સંભળાવ તો, બહેન !"

અને મે લીએ તે રાત વાળું ગીત ગાયું, "તારી આંખો માંડીને મારી સામે જોઇ રહે, દિલબર ! મારે બીજા કોઇ શરાબની જરૂર નથી." સૈનિકની આંખમાંથી આંસુની ધારા ચાલી. "અહો ! અંગ્રેજી ગીત ક્યાંથી તું એ..." અને તેના પ્રાણ જતા રહ્યા.

એકાએક શેંગ તેની પાસે આવ્યો. તેને બે બાહુમાં જકડી લીધી. "ત્યારે રાતે ગીત ગાનારી એ તું જ હતી ?" તેણે કહ્યું. મે લીએ જોયું તો શેંગનો ડાબો હાથ સૂઝી ગયો હતો. "શું થયું છે ? તેણે પૂછ્યું.

"બર્મીએ તીરથી ખીલી મારી. આખી જ પેસી ગઈ હતી." તેને મે લીએ પાટો બાંધ્યો. "તમને ખબર છે, પાન્સિઓ સાથે છે. હજી કાલે જ તેણે વાત કરી કે તે તમારી બહેન થાય."





ડૉ. ચુંગ મે લીનો સાથી હતો. તેમણે દવાઓ સાધનો, બૂટ, કપડાંની પેટીઓ ભરી, અને ખટારામાં તેઓ બ્રહ્મદેશને રસ્તે રવાના થયા. સાથે ભાતભાતના સ્વભાવવાળી સ્ત્રીઓ હતી. તેમાંથી ખુશમિજાજી અને હેતાળ પાન્સિઓ મે લીને ગમી ગઇ. ભોળી પાન્સિઓ. એક દિવસ તેણે મે લીને વાત કરી, "હું ચાર્લીને ચાહું છું."

રસ્તામાં મોટા ખાડા અને પથ્થર આવતા હતા. ધડધડાટ કરતો ખટારો ચાલતો હતો. મે લીએ કહ્યું, "જરા ધીમે હાંકો તો?" ડ્રાઈવરે એક ગાળ કાઢી અને કહ્યું, "ધીમે? અરે આ ખટારાને તમે ઓળખતા નથી. સાલો, પક્કો બદમાસ છે. જરા ધીમો પાડો એટલે એ તો ઊભો જ રહે. ગોરાઓની બનાવટ ને! બપોર પછી તો ચાલે જ નહિ. બપોર પછી ગોરાઓને કદી કામ કરતા જોયા છે?"

બીજો ડ્રાઇવર હતો ચાર્લી, મૂંગો, સ્વસ્થ અને શાંત–પાન્સિઓને તે ગમી ગયો હતો.

રાત્રે એક ધર્મશાળામાં રહ્યાં. બીજે દિવસે મે લીએ પોતાના લાંબા વાળ કાતરી નાખ્યા. "નકામો ભાર. હું જાઉં છું ત્યાં એનું શું કામ છે?" હવે તેને રૂપની, શોભાની જરૂર ન હતી.

રસ્તામાં એક ગામ આવ્યું. ત્યા કાતરો સારી મળતી. સહુ સ્ત્રીઓએ કાતરો ખરીદી. કારીગર હતો વૃદ્ધ લુહાર. તે કહે, "પહેલાં તો આવું લોખંડ મળતું નહિ. પણ હવે તો અમેરિકન લોખંડ મળે છે. પહાડ ઉપર વળાંક છે. ત્યાંથી ખટારા નીચે પડી જાય છે. અમે તેમાંથી લોખંડ કાઢી કાતરો બનાવીએ છીએ."

પછી ખટારા પહાડ પર ચઢવા લાગ્યા. મે લી વિચારમાં પડી, "પોતાનો ખટારો પડે તો?" આડાઅવળા વળાંક લેતી લોરીઓ છેક શિખરે પહોંચી. સ્ત્રીઓને ફેર ચડ્યા. કોઈને ઊલટી થવા લાગી. સાંકડો પૂલ આવ્યો. ત્યા ઉપરથી જાપાની વિમાનો આવ્યાં. બૉમ્બ પડવા લાગ્યા. પહાડો ધમધમી ઊઠ્યા.

ડ્રાઇવરે આંખો મીંચીને ખટારો હંકારી મૂક્યો. મે લીની નજર સામે ગિરિશિખરો સમુદ્રના લોઢની પેઠે ઊંચાનીચા થવા લાગ્યા. આકાશમાં રૂપેરી વાદળો, નીચે ભૂરી ખીણમાં નાનાં ગામો ચારે બાજુ પહાડોનાં શિખરો ત્યાં અમેરિકન વિમાનો આવ્યાં. મશીનગનનો તડતડાટ શરૂ થયો. એક પછી એક જાપાની વિમાનો તૂટીને ખીણમાં પડવા લાગ્યાં. બીજા જાપાની વિમાનો પાછાં જતાં રહ્યાં. એક અમેરિકન વિમાની મે લીના ખટારા પર ચક્કર લગાવી નજીક આવ્યો અને હસીને તેણે હાથ હલાવ્યો. સહુ ચીની સ્ત્રીઓએ સામે ચીનનો જયનાદ પોકાર્યો.

અને ભય જતો રહ્યો એટલે બર્મા રોડની ભવ્ય કુદરત મે લી જોવા લાગી. ગિરિમાળાઓ, વનો અને નદીઓ વટાવીને જતો એ માર્ગ. ચીનની પ્રજાએ તે પોતાને હાથે બાંધ્યો છે. હજારો ગાઉથી લોખંડના ગર્ડર તેઓ ઘસડીને લાવ્યા છે અને પૂલો ઊભા કર્યા છે.

જાપાન આગળ વધતું ગયું ત્યારે ચીનને માટે એક પછી એક બંદરો બંધ થયા. આ એક જ બ્રહ્મદેશનો માર્ગ ખુલ્લો છે, દુનિયામાંથી કોઇ દેશ મદદ મોકલે તો આ એક જ રસ્તે તે આવે તેમ છે.

અને ચીનને મદદની કેટલી જરૂર છે? ગોરાં સૈન્યો જેમની પાસે ટપોટપ શરણે થતાં આવે છે એવાં જાપાની દળો સામે ચીને ચાર–ચાર વર્ષથી ટક્કર ઝીલી છે. ચીનની પાસે ખોરાક નથી, કપડાં નથી, દવા નથી; પણ એના વગર તો ચીન ચલાવે, પણ ચીન પાસે હથિયાર નથી. તોપ નથી, સૈનિકોના હાથમાં બંદૂક નથી; ટૅંક નથી, વિમાનો નથી. આકાશમાંથી જાપાની વિમાનો બૉમ્બ વરસાવે છે ત્યારે ચીનની પ્રજા હોઠ પીસીને જોઇ રહે છે.

અને તેના લશ્કરોને માટે ખટારા નથી. "જ્યારે પીછેહઠ કરતાં અમેરિકન સૈન્યો," ભારે કડવાશથી ચાર્લી વાત કરે છે, "હા, અમેરિકન સૈન્યો અને અંગ્રેજો ટૅંકો, તોપો અને ખટારાનો નાશ કરે છે, ગેસોલીન રેડીને, ગેસોલીન જે રૂપા કરતાં પણ મોંઘું છે."

એક સ્ત્રી બાળકને તેડીને બેઠી છે. "તમે કોણ છો?" મે લીએ પૂછ્યું.





ત્રીજે દિવસે તેમને ત્રણ અંગ્રેજ સૈનિકો મળ્યા. તેમનાં કપડાં ફાટેલાં હતાં. તેમના હાથમાં બંદૂકો હતી. તેઓ પણ જાપાનીઓથી નાસતા આ તરફ આવી ચડયા હતા.

મે લીને અંગ્રેજી આવડતું હતું તે જોઈ એ સૈનિકો ખુશ થયા. સહુ સાથે જંગલનો માર્ગ કાપવા લાગ્યા.

"બાપ રે!" કહીને અંગ્રેજે કૂદકો માર્યો. "શું છે?" મે લીએ પૂછયું. "ધીસ ડેમ્ડ થિંગ" કહી તેણે પગ પર ચોંટેલી જળો ઉખેડી. ત્યાં લોહીની ટશરો ફૂટી.

રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાં અજાણ્યા બર્મીઓ રહેતા હતા. કોઈ ત્યાં ગયું ન હતું. જંગલની પારનું એ ગામડું. લડાઈની અસર ત્યાં પહોંચી ન હતી.

અજાણ્યા મુસાફરોને જોઈ ગામડિયા ભેગા થયા. ટોળું જોઈ અંગ્રેજ સૈનિકે બંદૂક ઉઠાવી. તે જોઈ ગામડિયા પણ તૈયાર થયા, મે લી વચ્ચે પડી. અંગ્રેજ સૈનિકને તેણે કહ્યું: "બંદૂક એક બાજુ મૂકો. બધી મુશ્કેલીઓમાં તમને એ એક ઉપાય જ સૂઝે છે?"

અને તેણે પોતાના પેટ પર હાથ મૂકી, મુખથી ખાવાની નિશાની કરી. ગામડિયાઓ સમજી ગયા કે તે ભૂખી છે. તેઓ હસ્યા અને આ પરોણાઓને ભાત લાવીને આપ્યા. મે લી તથા પાન્સિઓ અને અંગ્રેજ સૈનિકોએ કેટલા યે દિવસે અનાજ ખાધું.

શેંગ પર મે લીએ જે પત્ર લખ્યો હતો તે શેંગને ઘણા દિવસે મળ્યો. જે ચીની સ્ત્રીને મે લીએ તે પત્ર આપ્યો હતો તે કાગળને ખિસ્સામાં ભૂલી ગઈ. પછી તે નદીએ કપડાં ધોવા ગઈ ત્યારે તેને યાદ આવ્યું. પાછા આવીને તેણે પતિને વાત કરી. પતિએ તેને કહ્યું, "આટલા દિવસે તને યાદ આવે છે? લાવ એ કાગળ." સ્ત્રીને તેણે મારી.

શેંગ અમેરિકન સેનાપતિ પાસે ગયો અને પોતાના સેનાપતિના ખબર પૂછ્યા. "દુશ્મન પર હલ્લો કરવા ગાયછે," અમેરિકને કહ્યું.

"દુશ્મન તો બહુ જોરમાં છે, એમ હલ્લો કરવા કેમ જવાય?" શેંગે પૂછ્યું.

"મેં તો ના કહી પણ મારું તેણે માન્યું નહિ. એને બદલે તું સેનાપતિ હોત તો સારું હતું." અમેરિકને કહ્યું.

ત્યાં પેલા ચીની ગૃહસ્થે શેંગને મે લીનો કાગળ આપ્યો.

શેંગ, ચાર્લી અને પેલો હિન્દી જંગલને રસ્તે ચાલી નીકળ્યા.

જે ગામમાં મે લી હતી તે ગામ સારું હતું. પણ મે લીને અંગ્રેજ સૈનિકોની ચિંતા હતી. તેઓને ખોરાક મળ્યો. ખાવાપીવાની ચિંતા ટળી એટલે અંગ્રેજો ગામની સ્ત્રીઓ વિશે વાતો કરવા લાગ્યા. મે લીને લાગ્યું કે, "આ લોકો જરૂર કંઈ ઉપાધિ ઊભી કરશે." તેણે કહ્યું, "તમે કયાં છો એ તો જરા સમજો."

અને તોફાન ઊભું થયું: આ પરોણાઓને હાંકી કાઢવા આખું ગામ ભેગું થયું. ચીની સ્ત્રીઓ તથા અંગ્રેજ સૈનિકો પાછળ પાછળ ખસતા ગામ બહાર જવા લાગ્યા.

એ વખતે શેંગ, ચાર્લી, અને પેલો હિન્દી ત્યાં આવ્યા. શેંગને મે લી ભેટી પડી.

"હવે કયાં જઈશું, શેંગ?" મે લીએ પૂછ્યું.

"ચાલ, વતન તરફ." શેંગે જવાબ આપ્યો. પાછળ જોયું તો ચાર્લીને કંઠે પાન્સિઓના હાથ વીંટાયા હતા.

અંગ્રેજોએ કહ્યું, "અમે જઈશું હિન્દ તરફ."

અને હિંદીએ કહ્યું, "હું તેમની સાથે જઈશ." ત્રણ અંગ્રેજો અને એક હિંદી જંગલને રસ્તે ચાલી નીકળ્યા. મે લી તેમના સામે જોઈ રહી. અને કાલે આ અંગ્રેજ વાત કરતો હતો કે બ્રહ્મદેશ માટેની જવાબદારી તેમને શિરે છે? જવાબદારી! અહીંથી જીવતા ઘેર પહોંચે તો બસ."

શેંગે કહ્યું, "પેલો હિન્દી સાથે છે તે ઠીક નથી





"પાન્સિઓ, અહીં?" ને શેંગ તેને મળવા ચાલ્યો.

તે રાતે શેંગે પૂલ બચાવવા હલ્લો કર્યો. તાવ ઉજાગરા, કૂચનો થાક. તેઓ પૂલ પાસે પહોંચ્યા ત્યાં તેમને જાપાની ધારીને અંગ્રેજોએ તેમની સામે બંદૂકો તાકી "અરે, આ બેવકૂફો! મિત્રો છે કે દુશ્મનો તેય ઓળખતા નથી," શેંગે કહ્યું, 'જાપાનીઓએ ભયંકર હુમલો કર્યો. થોડી વાર ચીનાઓ ટકી રહ્યા પણ પાછળ જોયું તો અંગ્રેજોએ જતાં જતાં પૂલ તોડી નાખ્યો. ચીની સૈનિકોના આવવાની તેમણે રાહ ન જોઈ. "આ આપણા સાથીઓ! અને આપણે તેમને બચાવવા આવ્યા છીએ!" શેંગ બોલ્યો. પાછળ નદીનો ઊછળતો પ્રવાહ. જાપાનીઓએ એકેએક ચીની સૈનિકને કાપી નાખ્યા. શેંગ અને ચાર્લી અને એક હિન્દી, ત્રણ જણા તેમાંથી નાસી છૂટયા.

બ્રહ્મદેશના ગામડાંમાં છુપાતા તેઓ આવતા હતા. શેંગે કહ્યું, "આ બર્મીલોકોને અંગ્રેજો તરફ બહુ ઝેર છે."

સાથે હિન્દી હતો તેણે જવાબ આપ્યો, "હા, ઘણું ઝેર છે. અને તમારે વધારે જોવું હોય તો ચાલો હિન્દમાં. ગોરાઓ પર કેટલું ઝેર હોઈ શકે એ તમને હું બતાવું."

શેંગની ટુકડીના પંચાવન ચુનંદા સૈનિકો સાફ થઈ જવાની વાત સાંભળી ત્યારે ચીનના સેનાપતિનું દિલ ખાટું થઈ ગયું. મારે અહીં બેસીને મારાં માણસોને મરવા દેવા નથી. હું આજે જ હલ્લો કરીશ."

ટાઢાશથી અમેરિકન સેનાપતિએ કહ્યું, "હલ્લો કરવો હોય તો તમારી મરજી. પણ દુશ્મન જોરમાં છે. તમે પહોંચશો નહિ."

"ગમે તે થાય અમે લડવા આવ્યા છીએ. બેસી રહેલા નહિ." ને તે જ દિવસે રંગૂન પડવાના ખબર આવ્યા.

રાત્રે મે લી પણ તૈયાર થઈ, તેણે શેંગને પત્ર લખ્યો. એક પત્ર શેંગને ઘેર લખ્યો. ચીની સૈનિકોની કતલના સમાચાર તેમાં લખ્યા, "વખતે શેંગ હવે પાછો ન આવે." તો પણ તેના દિલમાં આશા હતી. તેથી તો શેંગને આપવાનો પત્ર તે એક ચીની સ્ત્રીને આપતી ગઇ.

બીજે દિવસે તેઓ વહેલા દુશ્મનનો સામનો કરવા ગયા, પણ દુશ્મનની તાકાતની તેમને ખબર હતી. વિમાનો, ટેંકો અને લોખંડનું એક વાવાઝોડું તેમના પર આવ્યું. ગોળીઓનો સુસવાટ થવા લાગ્યો. "હવે મૃત્યુ ચોક્કસ છે" એમ માની મે લી જમીન પર સૂઇ ગઈ.

ચીની સૈનિકો ટપોટપ મૃત્યુ પામ્યા. ડૉ. ચુંગ ગયા. સેનાપતિ ગયા. બધી સ્ત્રીઓ વીંધાઇ ગઈ. ગોળીઓના એ વરસાદ વચ્ચે મે લીને વિચાર થતો હતો, "શેંગને હું પરણી ગઇ હોત. અરે, એક જ રાત તેની સાથે ગાળી હોત! આ કાયા આમ ને આમ ધૂળમાં મળી જશે." ત્યારે તેને ખ્યાલ આવ્યો, "હાય! મારું જીવન કેટલું ખાલી છે!"

લોખંડનો ધોધ ઉપર થઇને ચાલ્યો ગયો. મે લી કોણ જાણે શી રીતે જીવતી રહી. ઊભી થઈને તેણે જોયું તો પાન્સિઓ તથા બીજી એક સ્ત્રી બચી ગઇ હતી. કોઇની મદદ વગરની આ ત્રણ સ્ત્રીઓ નાસી, બાજુના જંગલમાં છુપાઈ ગઈ. જાપાનીઓના હાથમાંથી બચવા બીજો ઇલાજ ન હતો.

જંગલમાં ત્રણે સ્ત્રીઓ આગળ ચાલી. ઝાડોની ડાળીઓ એકબીજામાં ગૂંથાઇ ગઇ છે. પાનોમાં થઈને લીલો પ્રકાશ દેખાય છે. આડીઅવળી કેડીઓ જાય છે. કઈ દિશા છે તેની ખબર પડતી નથી. વરસાદ વરસે ત્યારે પાનોમાં ઝનઝન અવાજ થવા લાગે છે.

લીલા સાપની બીક હતી. તડકો પડે ત્યારે વરસાદના પાણીની વરાળ થાય. આખું જંગલ વરાળથી ગુંગળાવા લાગ્યું. શ્વાસ લેવો પણ ભારે થઇ પડે એવી હવા બની ગઇ.

આખો દિવસ ચાલ ચાલ કર્યા પછી મે લીને લાગ્યું કે આમ તો ચાલવાનો કદી અંત નહિ આવે. થાકથી સહુનાં શરીર અકડાઇ ગયાં.



# ગુજરાતનો નાદ

ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી

મેઘાણીભાઇ એટલે મુખ્યત્વે બુલંદ અવાજ. એ ગાતા ત્યારે તેમના અવાજમાં સોરઠના મોરલાઓના પડઘા પડતા; ડુંગરા ડોલતા; ભાદરના પાણી થંભી જતાં. એમને ગુજરાતના નાદ તરીકે વર્ણવી શકાય.

એટલે, જ્યારે એમના અચાનક અવસાનના ખબર મળ્યા ત્યારે એમ થયું કે એક અવાજ અટક્યો. મારું હૃદય સૂનું થયું. મને એમ પણ લાગે છે કે ગુજરાત પણ સૂનું થયું-જલસો ખતમ થયા પછી સૂના પડેલા શમિયાણાની માફક.

મેઘાણીભાઇના અને મારા પ્રકાશક શ્રી ઈશ્વરલાલ દવેએ મને લખ્યું: "મેઘાણીભાઇના અવસાનના ખબર જાણ્યા હશે. આપને મળવાને જાણે એ રોકાયા." મને પણ એમ લાગે છે, કેમ કે એમને મારા તરફ ખૂબ મમતા હતી. બાર વર્ષે હું પરદેશથી પાછો ફર્યો ત્યારે એમણે મને નાના ભાઈની તરીકે વધાવ્યો હતો. છતાં એવો દાવો તો મારાથી ન કરી શકાય; કેમ કે એમાં આત્મમહત્તા આવી જાય. પણ એમના સ્નેહનો દાવો તો જરૂર કરી શકું.

હું જ્યારે સાવ નાનો હતો અને દક્ષિણામૂર્તિમાં ભણતો ત્યારે મેઘાણીભાઈ ઘણી વખત ત્યાં આવતા. તેઓ આવે ત્યારે સંગીતનો ઉત્સવ થતો. તેઓ આવે ત્યારે વિદ્યાર્થીઓમાં ખૂબ ઉમંગ ઊપજતો. અને અઠવાડિયાઓ સુધી વિદ્યાર્થીઓ મેઘાણીભાઈનું અનુકરણ કરી ટેકરાઓ ગજવી મૂકતા.

૧૯૨૯ના ઉનાળાની રજા ગાળવા હું મારા ભાઇને ત્યાં (તેઓ એ વખતે "સૌરાષ્ટ્ર"માં કામ કરતા) રાણપુર ગએલો. મારા કાવ્યો અને વાર્તાઓ એ વખતે "કુમાર" વગેરેમાં છપાતાં. પણ હું તો લખ્યે જ રાખતો, અને મેઘાણીભાઇ એ છપાય તે પહેલાં વાંચીને બીજાની પાસે મારા વખાણ કરતા. મારી પાસે એની ઊણપો બતાવતા. જ્યારે વૌઠાના મેળામાં જવાનું તેમને આમંત્રણ આવ્યું ત્યારે તેઓ મને પણ સાથે લઈ ગયા. ગુજરાતની સામાન્ય પણ શ્રદ્ધાશીલ જનતા સપ્તસંગમ ઉપર કીડીની માફક ઉભરાઈ પડેલી. એવી મેદનીમાં કેટલાંક નાનાં બાળકો ગુમ થઈ જાય એ હિન્દુસ્તાનની પરિસ્થિતિને અંગે નવાઈ જેવું તો ન જ ગણાય. પણ મેઘાણીભાઈને એમાં જરાજેટલો માબાપોનો દોષ અને બેદરકારી જણાયા. એમનું હેતાળ હૃદય વીંધાયું. સાંજની જાહેર સભામાં એમણે "તમે મારા દેવના દીધેલ છો; તમે મારા માગી લીધેલ છો" એ ગીત ગાયું અને મેદનીને રડાવી.

બાળકો તરફના એમના પ્રેમનો પરચો મને ફરી વાર પણ થએલો. ૧૯૩૪માં અમેરિકાની સફરની તૈયારી કરવા હું મુંબઇ ગએલો. ઘણી વાર સાંજના થોડાએક મિત્રો મેઘાણીભાઈના માળામાં મળતાં અને એમના ગીતો સાંભળી પુનર્જિવિત થતાં. એ દિવસો મેઘાણીભાઈના જીવનમાં ખૂબ આકરા હતા. તેઓ માતા વિહોણા પોતાના બાળકોને એ વખતે ઉછેરી રહ્યા હતા. દિવસ-રાત અનેક અકળામણો સહ કરતા, મોઢું હસતું રાખતા, અને બાળકોને માત





થયું. તેની પાસે એક છરી છે. રાતે ય તે છરી હાથમાં લઈને સૂએ છે. એના દિલમાં અંગ્રેજો માટે જે ઝેર ભર્યું છે તેનો હિસાબ નથી."

મે લીએ જે પત્ર મોકલ્યો હતો તે ચીનમાં વૃદ્ધ લિંગ તાનને ઘેર પહોંચ્યો. સૈનિકોના હાથમાંથી ટપાલમાં, ટપાલમાંથી વિમાનમાં, વિમાનમાંથી મોટરમાં ત્યાંથી પાછો રેલ્વેમાં, ત્યાંથી સૈનિકોની થેલીમાં અને ત્યાંથી વળી જાપાને કબજે કરેલા પ્રદેશમાં ભેદી રીતે કોઈ બૌદ્ધ સાધુ સાથે. એમ પ્રવાસ કરતો એ પત્ર લિંગ તાનને ઘેર પહોંચ્યો

ત્યારે બપોરનો સમય હતો. પુત્રની વધૂ જેઈડ જાગતી હતી. તેણે એ પત્ર લીધો. બગીચામાં એક ખૂણે તે વાંચવા બેઠી.

બધા ભયાનક સમાચાર એ પત્રમાં હતા. રંગૂનને સળગાવીને ગોરી ફોજોએ પીછેહઠ કરી હતી. શેંગ પૂલનું રક્ષણ કરવા ગયો હતો અને તેના કશા સમાચાર આવ્યા ન હતા. પોતે દુશ્મનો સામે હલ્લો કરવા જતી ટુકડી સાથે જતી હતી. વિજયની કોઈ આશા ન હતી. ગોરા સાથીઓ ડગલે ને પગલે દગો દેતા હતા.. તેમના પર વિશ્વાસ રાખવાથી કાંઇ વળે તેમ ન હતું. ભારે કડવાશ સાથે મે લીએ બધું લખ્યું હતું.

જેઇડ થંભી ગઈ. તેની નિરાશાનો પાર ન રહ્યો તો તો પછી પોતે મુક્ત ક્યારે થશે? આઝાદી ક્યારે આવશે? પોતાનાં તંદુરસ્ત સુંદર બાળકો; એ શું ગુલામ તરીકે જીવન જીવશે? કેવાં સરસ છે એ! એમને સંતાડી રાખવાં પડે છે. તંદુરસ્ત બાળકોને જાપાની સૈનિકો જોઇ જાય તો ઘેર દરોડો પાડે છે ને કહે છે, "અનાજ આપો, તમે અનાજ સંતાડી રાખ્યું છે. નહિ તો આવાં બાળકો ક્યાંથી હોય?" હા, સાચે જ લિંગ તાને ભંડકમાં ચોખા સંતાડી રાખ્યા છે. તેમાંથી થોડા થોડા કાઢી એ બાળકોને ખવરાવે છે.

પરાજયની વાત જેઈડ જો લિંગ તાનને કરે તો એ વૃદ્ધનું હૃદય જ બેસી જાય. તેથી એ કંઈ બોલી નહિ. પણ પોતાના પતિને તેણે વાત કરી. પતિ તો સમજતો હતો, તેણે કહ્યું: "એમ નિરાશ થવાની જરૂર નથી. તું મે (અમેરિકા)ના માણસોને ઓળખતી નથી. એમને ત્યાં તો અફાટ મેદાનો, ગાઢાં જંગલો અને મહાન નદીઓ છે. ત્યાં અઢળક અનાજ પાકે છે."

"એથી કાંઇ લડાઇ જીતાશે?" જેઇડે પૂછ્યું.

"હા, અને એમની પાસે કારખાનાં છે. તેમાં તેઓ વિમાનો બનાવશે ત્યારે આખી ધરતીને વિમાનોથી ઢાંકી દેશે."

"તો પછી તેઓ ઉતાવળ કેમ નથી કરતા?"

"કરશે, હજી તો શરૂઆત છે. તેઓ આપણાથી પાંચ હજાર ગાઉ દૂર છે. તેમને આપણા દુઃખની ખબર નથી. પણ એક વાર ખબર પડવા દે. પછી તેઓ જંપીને બેસે તેવા નથી."

"ઠીક ત્યારે. હવે આ કાગળ આવ્યાની વાત કોઇને ન કહેશો." અને એમ જેઈડનું હૈયું હળવું થયું.

તેના બે પુત્રો લડતા લડતા તેની પાસે આવ્યા. હા, આ બાળકો આઝાદ થાય તેની હજી આશા હતી. દૂર દૂરના પરદેશીઓ પર તેને ઇતબાર બંધાતો હતો.

તેના મોટા પુત્રે નાનાને માર્યો. નાનાએ બે ધક્કા ખાઈ લીધા, જરા રડ્યો. પછી તેણે દોટ મૂકી અને મોટાની છાતીમાં માથું લગાવ્યું. માતા એ જોઇને બોલી: "સાબાશ! બેટા! લગાવ, લગાવ, બરાબર લડતાં શીખ." અને સંતોષભરી એક નજર નાખી તે ઘરમાં ગઈ. ×

× પર્લ બકની નવલકથા 'ધી પ્રોમીસ' પરથી.



# પથદીવડો

**પન્નાલાલ પટેલ**

**આ**જથી દસેક વર્ષ પરના દિવસો યાદ આવે છે: મેં મારી પ્રથમ વારતા 'શેઠની શારદા' ફૂલછાબ ઉપર મોકલાવેલી શ્રી સુન્દરમે મારી ઓળખાણ આપતો કાગળ પણ શ્રી મેઘાણી ઉપર લખેલો. આ પહેલાં મારી એક વારતા પ્રજાબંધુમાં આવેલી પણ મેઘાણીભાઈના છાપાનું ગૌરવ, મારા સાહિત્યરસિક મિત્રોને મન ઔર હતું. એમને મન હતું એટલે મારા મનથી ય હોય જ ને ?

ને હું દર હફ્તે થડકતે હૈયે ફૂલછાબ જોવા લાગ્યો. વારતા ન જોતાં નિરાશ થતો. ઓછું હોય તેમ પેલા મિત્રો બળતામાં ઘી હોમતા: 'તારા સરખા નવાસવાની ને અભણ માણસની વારતા મેઘાણીને ગમે જ નહિ ને ? તું મેઘાણીને નથી જાણતો બાકી અમે ( એ લોક કૉલેજીયન હતા ) તો એમને ઓળખીએ ને ?'

હું નિરાશ થઈ બેસતો. મનમાં મનમાં ચીઢ પણ ચઢતી: 'આ મેઘાણી વળી એવો તે કેવો માણસ હશે કે સુન્દરમને ગમે, ઉમાશંકરને ગમે ને એને વળી ન ગમે ?' મને કાગળ લખવાનુંય મન થયું કે ભાઈ છાપવું હોય તો છાપો નહિ તો વારતા પાછી મોકલાવી દો...ઊગતાની અધીરતા તો એક ઊગતો જ જાણે !

પણ ત્યાં તો ફૂલછાબના એક હફતામાં મારી વારતાએ દેખા દીધી, ને તે ય મેઘાણીભાઈની રિમાર્ક સાથે. આજે મને લાગે છે કે એકડો ઘૂંટતા લેખકની પહેલી વારતા ઉપર આવડી બધી મમતા અને મુગ્ધતા ઠાલવવાનું કામ–ને તે ય જાહેરમાં–એક મેઘાણીભાઈ જ કરી શકે. સાથે સાથે સવાલ પણ ઊઠે છે કે માત્ર એક–સવા ફર્માના લખાણ ઉપરથી એમણે કેવી રીતે પેલા 'લેખક'ને ઓળખ્યો હશે ? એવી તે કેવી એ દૃષ્ટિ હશે ?

આ પછી તો એમણે મને કાગળ પણ લખેલો ને મળવાની આતુરતા ય દેખાડેલી. પહેલ–વહેલા અમે શ્રી ઉમાશંકરને ત્યાં મળ્યા. ને જે સ્નેહથી, મમતાના આવેગ અને ઉમળકાથી એ મને ભેટી પડ્યા એ યાદ કરતાં તો આજે ય મને લાગે છે કે જીવનમાં આવાં ધન્ય મિલનો ઘણા ઓછાં સાંપડે છે. જગતને જોતાં બેધડક કહી શકાય કે અમારી વચ્ચેનું એવડું મોટું અંતર કોઈ મોટા ગજાનો માનવી જ ભૂલી શકે–તરીને સામે કાંઠે જઈ શકે ?

આ પછી તો મેઘાણીભાઈએ, વળામણા પર 'પગલીનો પાડનાર દ્યો ને રન્નાદે !' આવી ઉક્તિ ટાંકીને ને બીજી રીતે સાહિત્ય જગતમાં મને સરસ રીતે આવકાર્યો છે, લાડ લડાવ્યાં છે એમ કહું તોય કંઈ ખોટું નથી.

પણ ત્રીજે વરસે જ્યારે એમણે મને ફૂલછાબનું ભેટ પુસ્તક લખવાનું નિમંત્રણ આપ્યું ને આગ્રહ કર્યો ત્યારે તો એમ જ લાગેલું એ મારી ધૃષ્ટતાની પરીક્ષા કરે છે, ચકાસી જુવે છે.

પણ આ વખતે ય એમણે મારી અલ્પતાને–ક્ષોભને પીગળાવી નાખ્યો; એ હૈયાની ઉષ્મા જ એવી હતી. 'મળેલા જીવ' ઉપરની એમની મુગ્ધતા તો આખીય પ્રસ્તાવનામાં પથરાયલી પડી છે.

આ પછી ય એમણે મારા ઉપર મમતાનો ચોકી–પહેરો રાખ્યા કર્યો છે. જ્યારે જ્યારે મારા લખાણમાં શહેરી જીવન દાખલ થયું છે ત્યારે ત્યારે એ દુ:ખી થઈ ઊઠ્યા છે. રૂબરૂમાં અને જાહેરમાં ય એમણે મને ઠપકો આપ્યો છે ને શિખામણ દીધી છે. એમની પેલી ભવિષ્યવાણી તો, સાંભળી હતી એ કરતાં ય આજે વધારે તાજી લાગે છે : 'ગામડાંનાં લખાણ વિષે તમે ગમે તે માનતા હો, બાકી મને તો ખાતરી છે કે ગામડાં વિષેનું તમારું કોઈ પણ લખાણ, પાછળ નખાઈ ગયેલી પેલી વિરાટ જનતાને ત્યાંની પગદંડીઓ ને તે પત્થરોને ઓળખવા માટે ભવિષ્યની પથ–દીવડી બની રહેશે......

મેઘાણીભાઈના જતાં ગુજરાતે જે કંઈ ગુમાવ્યું છે એ ઉપરાંતે ય મારા સરખા લેખકે તો હૈયાંની હૂંફ ખોઈ છે, એક મોટી ઓથ ગુમાવી છે, પથ–દીવડો રાણો થયો છે !

તો બીજી બાજુ એમ પણ લાગે છે કે સ્વ. મેઘાણીભાઈની માનવતા, પ્રતિભા ને મમતા, આત્મ-ગૌરવ ને નિખાલસતા વગેરે એ એટલું બધું મૂકી ગયા છે કે એમાનું થોડુંઘણું ય જો આપણું કરી શકાય તો નિર્વિવાદ છે કે જીવન ધન્ય બની જાય.



ઊણપ ન આવે તેવો પરિશ્રમ કરતા. આમ બાળ-પ્રેમ એમની રગોમાં વહેતો. અને પોતાની વફાદારીથી વફાદાર કરેલા મિત્રો એમની કૌટુંબિક પરિસ્થિતિ જોઈને ગળગળા થઈ જતા. પણ મને યાદ છે ત્યાં સુધી આ અકળામણના દિવસોમાં પણ મેઘાણી-ભાઈનો મુખ્ય રસ દેશસેવામાં હતો.

પછી તો અમારી વચ્ચે સાત સાત સમદરના અંતરાયો આવ્યા. મેં નવી દુનિયામાં ઝૂકાવ્યું અને મેઘાણીભાઈની આસપાસની ભારતીય દુનિયા પણ કાયાપલટ કરવા લાગી. શરૂઆતમાં જારી રાખેલો અમારો પત્રવ્યવહાર ઢીલો પડ્યો. વર્ષો સુધી અમે એકબીજા સંબંધે સીધી રીતે સાંભળ્યું નહિ. તેવામાં અચાનક એમનું આહ્વાન આવ્યું; અને વર્ષોના ગાળા ઉપર પૂલ બાંધી દે તેવો સ્નેહભર્યો પત્ર આવ્યો. નિમિત્ત હતું મારું "પિયો ગોરી" કરીને એક પુસ્તક ( જેની હસ્તપ્રત એમણે ધૂળના ઢગલાઓ નીચેથી શોધી કાઢી હતી. ) કે જે તેઓ ગુજરાતમાં પ્રગટ થાય તેમ ઇચ્છતા હતા. પણ એ પત્રની ખરી મઝા તો જૂની મૈત્રી તાજી કરવામાં સમાએલી હતી.

બાર વર્ષના ગાળા પછી જ્યારે હું ધ્રૂજતો ધ્રૂજતો સાંતાક્રુઝ એરોડ્રોમમાં ઊતર્યો ત્યારે મારા મોટાભાઇએ મારા હાથમાં તાજેતરમાં પ્રગટ થએલી "પિયો ગોરી"ની નકલ મૂકી. મેઘાણીભાઇનો પ્રસ્તાવ એટલો મમતાભર્યો હતો કે તરતજ મને થયું કે હું ઘેર આવ્યો છું અને ગભરાવાની જરૂર નથી. આવું સ્વાગત એમના જેવા પ્રેમાળ મિત્ર જ કરી શકે.

પછી તો હું રાજકોટમાં મળેલી સાહિત્ય પરિષદમાં ગયો અને ત્યાં મેઘાણીભાઇને મળ્યો. તેઓ સાહિત્ય વિભાગના પ્રમુખ હતા અને હું ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિભાગનો પ્રમુખ હતો. ગુજરાતી ભુલાય તો કેમ જ? એ તો મારી માતૃભાષા. પણ મારું ગુજરાતી જરા કટાઈ તો ગયું જ હતું કેમ કે તે વાપરવાનો બાર વર્ષ સુધી પ્રસંગ પ્રાપ્ત થયો ન હતો. એટલે હું ધ્રૂજતો હતો. એ વખતે મેઘાણીભાઇએ મારો હાથ ઝાલ્યો અને મને હિંમત આપી. પણ જ્યારે પોતે ઊભા થયા અને ભાદર નદીના પૂરના જેવી વાક્ધારા ચલાવી ત્યારે મારા તો હાજાં ગગડી ગયા. ક્યાં એમનો વાણીપ્રવાહ! અને ક્યાં મારા ટાઢાં ટણુકલાં! અને સામે ગુજરાતના સમર્થ સાહિત્યકારો! મારું ભાષણ સાંભળ્યા પછી મને સૌ પીંખી નાખશે એની મને ખાતરી થઈ ગઈ. અને મને પીંખી પણ નાખ્યો. પણ જે બહુ જૂજ સદ્ભાવિઓએ મારા ભાંગ્યાતૂટ્યા પ્રયત્નને વધાવી લીધો તેમાં મેઘાણીભાઇ એક હતા. એ રીતે મેઘાણીભાઈ અમેરિકન હતા. સદ્ભાવમય સહકારથી જ, અને નહિ કે નિર્દય હરીફાઈથી અને ઈર્ષાથી, પરસ્પરની પ્રગતિ થાય છે તેવી માન્યતા એમના આચારમાં હંમેશાં રહેતી. અને એ ઉદારતા એમના હાસ્યરસમાં પણ હતી. આપણા ગુજરાતમાં ત્રણ-ચાર જ વક્તાઓ હાસ્યરસની રમઝટ મચાવી શકે છે. અને હાસ્યરસ અને હાસ્યરસમાં પણ ફેર હોય છે. મેઘાણીભાઇનો હાસ્યરસ સહાનુભૂતિકારક, ઉદાર અને મીઠો હતો. મીઠો હાસ્યરસ બહુ મુશ્કેલ છે કેમ કે મુખ્યત્વે વક્તાઓ કડવો હાસ્યરસ જ વાપરે છે.

પછી તો અમે કલાકો સાથે ગાળ્યા. આપણા ગરીબોની અધમ દશા, આપણા સમાજની અંધારી જીદ, આપણા રાજકારણની ખૂનામરકી—એ સર્વ એમના હૃદય ઉપર એક ભાર સમ બેઠા હતા. પણ છતાં એમણે કદી જ પોતાને નિરાશાથી ઘેરાવા નહોતા દીધા. એમની એ જોબનભરી આશામયતા એ મારી એમની છેલ્લી યાદગી.



હિંદની વસતીના ૨૩.૪ % અને જમીનના ૩૮.૮ % દેશીરાજ્યોની હકૂમત નીચે આવે છે.

# મેઘાણીભાઇ—નટ અને નાટકકાર

કપિલ ઠક્કર

૧૯૧૮ની સાલની આ સ્મૃતિ છે. ૧૯૧૬માં ભાઇ અને હું સાથે બી. એ. પાસ થયા. અને એ અરસામાં ભાઇ થીયેસોફિના સંસર્ગમાં આવ્યા હતા.

ડૉ. એની બેસન્ટની યોજના મુજબ ૧૯૧૮ની સાલમાં સમગ્ર હિન્દમાં એપ્રિલ ૬થી ૧૩ સુધીનું અઠવાડિયું 'રાષ્ટ્રીય કેળવણી સપ્તાહ' તરીકે ઉજવાયું હતું. એ સપ્તાહમાં ભાવનગરના એમેચ્યોરોએ એક નાટ્યપ્રયોગોનો કાર્યક્રમ યોજેલો. એનું નામ હતું 'ચિત્રવિચિત્ર' જુદી જુદી નાટિકાઓનો એ પ્રયોગ હતો. હજુ અમે એ કામ સુધી એક સળંગ નાટક ભજવવાનો પ્રયોગ ભાવનગરમાં શરૂ કર્યો નહોતો.

એ 'ચિત્રવિચિત્ર'માં એમણે બે ભૂમિકાઓ ભજવેલી, કવિ ન્હાનાલાલના 'જયાજયન્ત'માંથી 'જયન્ત'ના આશ્રયવાળા દેખાવથી માંડીને, પછીના પ્રવેશના 'કોણુ જનમનો જોગી જયન્ત?' ત્યાં સુધીના પ્રવેશો ભજવવાના હતા. સરિતામાં તણાતી જયાને 'આશ્રમવાસીઓ યોગગુફામાં મૃગચર્મ ઓઢાડી સુવાડે છે અને જયન્ત એ શબવત શરીર પાસે ઊભો રહી

> 'એક જ્વાલ જલે તુજ નેનનમાં
> રસ જ્યોત નિહાળી નમું હું નમું'

એ કવિનું અજોડ ગીત ગાય છે, એ આ પ્રવેશની પરાકાષ્ટા છેઃ Shellyના Prometheus Unboundમાંનું' Life of life! Thy lips enkindle with their breath, the air between them" એ Shellyનુંએક અનુપમ Lyric મનાય છે, એવું કવિ ન્હાનાલાલનું 'એક જ્વાલ જલે' એ ગીત જયાજયન્તમાં છે. પણ એ ગીતની ભવ્યતાને અનુકૂળ અને તેના ગૌરવને ગજાવનારો રાગ, મને લાગે છે કે મેઘાણીભાઈએ આપ્યો. કવિ પોતે એ રાગમાં એ ગીત નહોતા ગાતા. લલિતજી મંજીરા સાથે એ ગીત ગાતા. પણ તોટકછંદને અમુક લયમાં બેસારીને. મેઘાણીભાઈ એ કઇ રીતે ગાતા એ તો આ લેખમાં બતાવી ન શકાય. પણ જયાના શબવત શરીરના પગ પાસે ઘૂંટણીએ પડી એ ગીત જ્યારે એમણે ગાયું ત્યારે, અને એ આખા પ્રયોગ દરમ્યાન, વિજયરંગ થિયેટરમાં ખીચોખીચ ભરાયેલા તમાશબીનોમાંથી જેમને 'જયા—જયન્ત'નો પરિચય હતો, એમને એક વાત હકીકતરૂપે સમજાઇ કે કવિ ન્હાનાલાલનો કલ્પેલો જયન્ત મૂર્તસ્વરૂપમાં કોઇ વ્યક્તિમાં દેખી શકાય, અને ન્હાનાલાલની ભાવનાને જીવી બતાવે એવી કોઈ વ્યક્તિ સંભવે, તો એ આ મેઘાણી જ હોઇ શકે. મેઘાણીભાઈ પણ એ કાળે આજીવન બ્રહ્મચારી રહેવાની ભાવના સેવતા હતા.

એ 'ચિત્રવિચિત્ર'માં એમણે બીજી પણ એક ભૂમિકા ભજવી હતી. જયન્તથી તદ્દન જુદા અને વિરુદ્ધ પ્રકારની. અમૃત કેશવ નાયકની પ્રખ્યાત નવલકથા "એમ. એ. બનાકે કયો મેરી મિટ્ટી ખરાબ કી?" માં 'મહાત્મા' તુલારામ પટવારીનું એક પાત્ર આવે છે. ધાર્મિકતાનો દંભ રાખનાર, ગુર્જરીઓનો અખાડો જમાવનાર, વિજયા ઘૂંટીઘૂંટીને પીનાર અને પાનાર તુલારામ પટવારીના અખાડામાં મહેમાન બની માણેકચંદ એમ. એ. આવી આશરો લ્યે છે અને નાતની મહાજનમંડળી સામે પોતાનો બચાવ કરવા માટે એને વિનવે છે, એ પ્રસંગો અમે નાટકરૂપે ભજવવા તૈયાર કરેલા. એ ભૂમિકા પણ મેઘાણીભાઇએ અજબ આકર્ષક રીતે ભજવી હતી, અને રિહર્સલોમાં જે નહિ કરી બતાવેલું એ નાટક ભજવતી વખતે ભજવી બતાવેલું. ગાંજાની ચલમો ચેલાઓના હાથમાંથી લઈ ફૂંકતા, અને ભાંગની પ્યાલીઓ ગટગટાવતાં. તુલારામ પટવારીની શિઘ્ર કવિતાઓ અર્ધમીંચેલી, નશો કરેલી આંખો સાથે લલકારતાં, "આવો માણકચંદ! કહો શરીરે તો સુખી?" અને

> "અરે શું વિચારી તું હિન્દુ થયો છે?
> ભણ્યો અંગરેજી જ ફાટી ગયો છે." અને

'ધન યૌવન ગયું' એ કવિતા કેવી કહી બેટા માણ્યકા?" અને

> "જખ મારે છે બધા, યાર, તું ચાલ્યો જાને,
> પારસ છે પારસણુ, મજા કર, બેગું ખાને"

## જ્યોત બુઝાઈ

**સોમચંદભાઇ**

તેજ ભરેલી જ્યોત બુઝાઈ,
તાર વીણાના તૂટ્યા,

ટહુકે ગાતા મોરલીઆનાં
કંઠ વસંતે ખૂટ્યા!

આજે કવિઓનાં કેવાં
રસમય ખેતર ભેળાણાં!

## યુગગાયકને

**નરેન્દ્રપ્રસાદ**

સૌરાષ્ટ્રીના ઉપવન થકી, મોરલો એક આવ્યો,
કુંજે કુંજે ગુર્જર તણી, ચેતના-ગીત ગાતો;
મંજુવાણી વીરરસ ભરી, મુક્તિની પ્રેરણાર્થે,
ઉચ્ચારંતાં નગર નગરે, ઘૂમતો ગામ ગામે.
એણે ગાયાં સુયશગીતડાં, રાષ્ટ્ર સૌરાષ્ટ્ર કેરાં,
છેડી વીણા જનહૃદયની, રાષ્ટ્રના ઘુમ્મટેથી;
પ્રાચી-ચિત્રો રસભરી કરી, ગુર્જરીમાં ઉતાર્યાં,
માતૃભૂની યુગયુગ તણી, સંસ્કૃતિ ઓળખાવી.
સમર્પી આત્મશ્રી, યુગ-ઊણપને પૂર્ણ કરવા
પ્રતિષ્ઠા જેની છે, અમર યુગ-સાહિત્ય ભવને;
રહો સેવ્ય સ્થાને મનુજ ગણનો સેવક મહા,
શુભાશીર્વાદોથી અમજીવનને ધન્ય કરવા.

## ક્રન્દના

**'શશિન્' ઓઝા**

સોરઠી સંસ્કૃતિ કેરે હૈયેથી ક્રન્દના વહી,
પહાડના બાળની વાંસે ધરિત્રીએ રડી રહી!

## સ્વ. કવિ મેઘાણી

**અંબાશંકર ના. પંડ્યા**

અતિ ગંભીર ગર્જન કાવ્યતણું
રસમર્મ સમેત સદૈવ કર્યું

ઉંડા હૈયામાંથી રસ મિષ્ટ દઈ
રસપાત્ર અપૂર્ણ-અપૂર્ણ ભર્યું

હતી અંતરઆશ વિશેષ હજી
શુભ સેવ થવા ગીરાગુર્જરીની

પણ નો'તી અરે ખબર્યું અમને
અણચિંતવી એ કાળ-ખંજરીની!

બજી તો ય ગઈ, વિધિને ગમ્યું શું?
કવિ રત્નનું શું એને કામ પડ્યું?

સમજાય નહિ વિધિ ભેદ કશા પણ,
સ્વર્ગને સોનું-સુગંધ જડ્યું!

અહીં ખોટમાં ખોટ આ ખોટા સમે,
અમને અતિ-આતશ રૂપ થઇ!

રસ સાગરથી રસ ઉડી જતાં,
ક્ષારની બુરી પોપડી માત્ર રહી!

હતું શ્રેષ્ઠ 'ઝવેર' કદી પરખ્યું—
વણપારખ્યું તો ય પ્રકાશ ભર્યો

જગનું કુડું જોઈ કુટિલપણું—
સુરધામ શું જૈ વસવાટ કર્યો?

મેઘગર્જન શાં તુજ ગાન તણાં,
રસધારનાં ગૂંજન છે અધૂરાં,

પડ જોઈ ધરા પરનાં અહીંનાં,
કરવાં'તાં હજી કથનો મધુરાં,

પણ સાને વિસરી જઇને,
કવિરાજ ગયા જગ આજ ત્યજી!

સૂની સૃષ્ટિ પડી તુજ ચાહકની,
પણ સત્વર તેં ચીરશાંતિ સજી!





ભૂતપૂર્વ અંગતમિત્ર અને પ્રખર નાસ્તિકવાદી ચાર્લ્સ બ્રાડલો પરથી ઉતારવામાં આવ્યું હતું. એ ભૂમિકા એમની એ સમયની આધ્યાત્મિક સ્થિતિને બરાબર અનુકૂળ હતી, અને એ ભાગ એમણે સુંદર રીતે ભજવ્યો હતો.

આખું નાટક તૈયાર કરી મેં એમને વંચાવ્યું હતું અને ફેરફારો માટે સૂચનાઓ માગી હતી.

"આ સીનમાં સંવાદ બહુ સરસ છે. પણ Actionની ખામી છે. Action વગર આ સીન અસરકારક નહિ નિવડે. અને એની ખૂબીઓ મારી જશે. એમાં બને એટલું Action મૂકો."

Action શું કહેવાય અને એની ખામી કેમ દૂર થાય એનો મને સ્પષ્ટ ખ્યાલ એ વખતે નહોતો. આજે છે એમ પણ નથી કહેતો. પણ મને એ માટે યોગ્ય સૂચનાઓ આપી નાટકને બરાબર દીપાવ્યું.

બીજે એક સ્થળે એમણે જણાવ્યું. "આ પાત્ર નાટકનો *Anti-hero* છે. એ ખામી છે, Sinner છે. પણ નાટકની આખરી દશામાં આપણે એને એમ ને એમ ન છોડી દઇ શકીયે. એ થીયોસોફિનો સિદ્ધાંત ન કહેવાય. એના એ આત્માના ઉદ્ધારની ઘડી આવે, એટલે એ પ્રકારનો સુધારો અને ઉમેરો આ સ્થળે કરો." આ એક બહુ મૌલિક સૂચના હતી. આથી આખા નાટકનો અંત અસરકારક રીતે ફરી ગયો. આખું નાટક બહુ સફળતાપૂર્વક ભજવાયું હતું. 'ફૂલછાબ'ના શરૂઆતના વરસોમાં એ આખું નાટક એમાં પ્રકટ થયેલું.

એ અરસામાં એમણે ભાવનગર મહિલાવિદ્યાલયના એક નાટ્યપ્રયોગ માટે 'બલિદાન' નામની એક નાટિકા લખી આપેલી, અને એ નાટિકા હાઇસ્કૂલના હોલમાં એ સંસ્થા તરફથી સફળતાપૂર્વક ભજવાયેલી. એ એક વાસ્તવવાદી નાટિકા પ્રયોગ હતો. સ્વતંત્ર નાટક લખવાનો એમનો એ પ્રથમ પ્રયોગ હતો. એ પછી એમને એ માટે અવકાશ મળ્યો નહોતો. એ નાટિકા એ પછી પ્રકટ થયેલી છે.

૧૯૨૭ના અરસામાં ભાવનગરમાં 'લલિત કળા સમાજ'ની સ્થાપના થઈ. એ સમયે તેઓ રાણપુર—ભાવનગર વચ્ચે રહેતા હતા. લલિતકળાસમાજના આદર્શો ઊંચા હતા, અને ઉચ્ચ પ્રકારના નાટકો સંપૂર્ણ કળામય રીતે એમેચ્યુઅરો તરીકે ભજવી બતાવવાની અમારી ભાવના હતી. પ્રથમ—અને પછી તો એકતા-પ્રયોગ તરીકે "શાહજહાન" ભજવવાનું અમે ઠરાવ્યું.

'શાહજહાન' બંગાલી સ્ટેજ પર ભજવાતું એમણે જોયેલું અને બેએક વરસ પૂર્વે એનો અનુવાદ ગુજરાતીમાં એમણે ઉતારેલો. એટલે સંપૂર્ણ રીતે એમની દારુબરી નીચે જ આ નાટક ભજવવાનું હતું.

મોગલ પાદશાહનો જમાનો તખ્તા પર બતાવીએ એટલે મોગલ ઝમાનાને બંધબેસતી જ બધી વસ્તુઓ નાટકમાં બતાવવી જોઇએ, અને એ જમાનામાં ન સંભવી શકે એવી એક પણ વસ્તુ ન જોઈએ. માથાના તાજ કે પાઘડી, જામા, સુરવાળ અને મોજડી સુદ્ધાંત મોગલકાળની જોઈયે. ભૂલેચૂકે પણ કોઈ એક્ટરના પગમાં બૂટની જોડી ન આવી જાય કે હાથ પર કાંડા ઘડિયાળ ન રહી જાય એની અમારે પૂરેપૂરી તકેદારી રાખવાની હતી. તરવાર આવે તો વાંકી અને ચામડાના કે રેશમી મિયાનવાળી. ભાવનગરના લાન્સર્સમાંથી માગી લાવેલી સીધી અને લોઢાના મિયાનવાળી નહિ. ઢાલ લાવીયે તો ગેંડાની, લોખંડની નહિ. મોગલશાહજાદાઓની પાઘડીઓ જૂના ચિત્રો જોઈને એ પરથી તૈયાર કરાવવાની. આ બધું તદ્દન સહેલું નહોતું. પણ લલિતકળાસમાજની ભાવના આ આદર્શને અનુકૂળ હતી. અને એનો અમલ કરવા માટે જે જહેમત કે ખર્ચ ઉઠાવવાના હોય એ બધા માટે અમારી તૈયારી હતી, અને ઘણી વસ્તુઓ અમે માગી મેળવી હતી. આખરે દારા, શુજા, ઔરંગઝેબ અને મુરાદને શોભે એવા જામા અને પાઘડીઓ. નાટકની આગલી રાત્રે, ઠીક પ્રમાણમાં પૈસા ખર્ચી આખી રાત દરજીઓને બેસાડી અમે વખતસર તૈયાર કરાવી લીધા.

શાહજહાનનો પાર્ટ મારે ભજવવાનો હતો.



એ બધુ પાત્રની ભૂમિકા બરાબર સમજી, ભજવતાં મેઘાણીભાઈ આજે પણ નજર આગળ તરે છે.

એ ચિત્રવિચિત્રમાં મારે હેમ્લેટનો પાર્ટ ભજવવાનો હતો. કુમાર હેમ્લેટ એના પિતાના ભૂતને મળવા. પોતાના બે મિત્રો સાથે જાય છે, અને મધરાતે રાજા હેમ્લેટનું ભૂત કિલ્લાની બ્હાર પ્લેટ-ફોર્મ પર તેને દેખાય છે એ પ્રસંગ હતો. રાજા હેમ્લેટના Ghostનો ભાગ અમારા સ્વ. મિત્ર અને કુશળ કલાકાર ભાઈ સત્યવંતરાય મહેતાએ ભજવેલો. પણ શેકસપીયરના મૂળ નાટકમાં ભૂત દૂરથી ચાલતું આવતું દેખાય છે તેમાં મેઘાણી ભાઈએ એક સુધારો સૂચવેલો. સ્ટેજ પર એક સફેદ આરસની દેખાય એવી કબર ઊભી કરાવી એની ઉપર પુષ્પો, અગરબત્તી અને લોબાનનો ધૂપ મુકાવ્યા, અને એ કબરમાંથી ભૂત ઊઠતું હોય એવું દશ્ય તૈયાર કરાવ્યું. એમના લેખોમાં લીલું કપડું ઓઢાડેલી પીરની કબરનું વર્ણન વારંવાર આવે છે. પ્રેક્ષકો પર આ દેખાવે ઊંડી અને નવા પ્રકારની અસર પેદા કરી હતી.

એ પછીના એમના વરસો કલકત્તાના નિવાસના હતા. જે દરમ્યાન ત્રણ ચાર માસનો એક ઇંગ્લંડનો પ્રવાસ થયેલો. ઇંગ્લંડમાં તેમણે લંડન અને કેમ્બ્રીજ સિવાય બીજા કોઇ સ્થળોની મુલાકાત લીધી નહોતી. કલકત્તાના એમના જીવનલાલ કંપનીની નોકરીના દિવસો દરમ્યાન બંગાલી ભાષાનો અભ્યાસ એમણે દુકાનો પરના પાટિયાં વાંચવા માંડીને શરૂ કર્યો. બંગાલી સ્ટેજ જોયું. હિન્દુસ્તાનની રંગભૂમિમાં બંગાલ શી રીતે પ્રથમ દરજ્જો ભોગવે છે એ અંગત પરિચયમાંથી સમજ્યા અને દ્વિજેન્દ્રનાથ રોયના નાટકો બંગાલના તખ્તા પર ભજવાતા જોયા.

કાઠિયાવાડમાં આવી, રાણપુરમાં સ્થિર બની બંગાળી ભાષાના જે અનુવાદો એમણે ગુજરાતને આપ્યા એમાં રોયના બે પ્રખ્યાત નાટકો છે,–રાણા પ્રતાપ, અને શાહજહાન.

બંગાલની રંગભૂમિ અને આપણી વચ્ચે શું તફાવત છે. અને બંગાલનો તખ્તો હિન્દભરમાં સર્વોત્તમ કેમ મનાય છે એ વિગતોનો એમણે બારીક નિરીક્ષણ કરી એ વસ્તુઓ આપણને સમજાવી હતી. આ બારીકીઓની રૂબરૂ ચર્ચા તેઓ બહુ ઉમંગથી કરતા. ભાવનગરમાં અમને એમની પાસેથી આ વાતો સાંભળવાનો લાભ ઘણી વખત મળતો.

ભાવનગર સાહિત્યસભા તરફથી શ્રી. નટવરલાલ સુરતી સાહેબને પ્રમુખપદે મેઘાણીભાઈના અવસાન નિમિત્તે મળેલી શોકસભામાં એમને અંજલિ આપતાં સામળદાસ કૉલેજના પ્રિન્સિપલ પૂ. શાહાણી સાહેબે કહેલું કે "મેઘાણી મારા શિષ્ય હતા એમ એક રીતે મારા ગુરુ પણ હતા. એમનો 'રાણાપ્રતાપ' એમણે મને બહુ રસથી સમજાવ્યો. ગુજરાતી ભાષાનું મારું જ્ઞાન એવું નથી કે એમાંથી હું સીધો સિંધી ભાષામાં તરજુમો કરી શકું. એટલે શ્રી. રામુભાઈ ઠક્કરને હું હંમેશાં રાત્રે એકાદ કલાક મારી પાસે બેસારતો. એમને ગુજરાતીનું અંગ્રેજી કરી સમજાવતા. એ અંગ્રેજીનું મેં સિન્ધી કર્યું. આજે 'રાણાપ્રતાપ' સિન્ધમાં ભજવાય છે અને શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે ચાલે છે."

૧૯૨૬ કે '૨૭ના અરસામાં ભાવનગરમાં એક થીયોસૉફિકલ ઉત્સવ હતો. એ પ્રસંગે ડૉ. એની બેસન્ટનું એક નાનકડું જીવનચરિત્ર તૈયાર કરી પ્રકટ કરવાનું હતું અને એક નાટિકા તૈયાર કરવાની હતી અને એક નાટિકા તૈયાર કરીને ભજવવાની હતી. આ બે કામ અમો બે જણાને માથે હતાં.

મેં એમને કહ્યું "જીવનચરિત્ર તમે ઉતારો. નાટક હું લખીશ. નાટક એ આખરે સ્થાનિક વસ્તુ છે. જીવનકથા એ હંમેશને માટેનું ઉપયોગી સાહિત્ય છે." પરિણામે એમણે ડૉ. બેસન્ટનું એક નાનકડું સુંદર જીવન તૈયાર કર્યું, અને મેં 'આનંદમઠ' નામની નાટિકા તૈયાર કરી. આનંદમઠ ને બંકિમચંદ્રની કથા સાથે કશો સંબંધ નહોતો. એની સંકલના સર્વાંગે થીયોસૉફિકલ હતી. એમાં એમણે એક પાર્ટ ભજવવાનું સ્વીકાર્યું હતું. અને એમનું પાત્ર હતું દ્વિજેન્દ્રનું પાત્ર ઇંગ્લંડના પ્રખ્યાત લોકનેતા, ડૉ. બેસન્ટના

# ટૂંકો, મધુરો પરિચય

રમણલાલ એન્જિનીયર

**મે**ઘાણીભાઈ સાથેનો મારો પરિચય બહુ જ ટૂંકો હતો, પણ એ પરિચય જીવનભર યાદ રહે એવી સુખદ સ્મૃતિ મૂકી ગયો છે.

એમના અવસાન અગાઉ ત્રણ–ચાર મહિના પહેલાં અમદાવાદમાં ભારતી સાહિત્ય સંઘને ઘેર મારે એમની સાથે પંદરેક દિવસ રહેવાનું થયું હતું. આ બે અઠવાડિયાં દરમ્યાન લેખક, તંત્રી, વિચારક, વિવેચક અતિથિ અને પિતા તરીકેનાં એમનાં જીવનમાં જુદાં જુદાં પાસાંઓનો મને જાતઅનુભવ થયો.

લેખક તરીકે એમના જેટલા મહેનતુ લેખકો બહુ જ ઓછા હશે. 'પ્રતિભાશાળી માણસને પરિશ્રમ કરવાની જરૂર નથી, એવા કેટલાક નવા લેખકોના ભ્રમને એમનું લેખકજીવન સચોટ જવાબરૂપે હતું. "નવ્વાણુ ટકા પરિશ્રમ અને એક ટકો પ્રેરણા" એ પ્રો૦ ગજ્જરનું સૂત્ર એમણે જીવનમાં વણી લીધું હોય એમ લાગતું હતું.

તંત્રી તરીકે નવા લેખકોને ઉત્સાહ અને ઉત્તેજન આપવાની એમની ટેવ સુપ્રસિદ્ધ છે. એમનું વિવેચન રચનાત્મક હતું. લેખકના દોષ કરતાં ગુણ ઉપર એ વિશેષ ધ્યાન આપતા હતા.

અમારે સાથે રહેવાનું થયું, એટલે મેં સહેજ સંકોચ સાથે કહ્યું કે: "ભાઈ, આપને ફુરસદ હોય તો મારી પાસે એક લખાણ પડયું છે, તે આપને જોઈ જવા માટે આપું."

એમણે હા પાડી, એટલે મેં એ લખાણ એમના હાથમાં મૂકયું. લખાણ ગાંધીવાદ અને સમાજવાદ વિષે હતું. ઉપર ઉપરથી નજર નાખી જોઈને એમણે મને પૂછયું: "તમને ખરાબ ન લાગે તો હું એક Blunt (બુઠ્ઠો) પ્રશ્ન પૂછું?"

મેં કહ્યું; "જરૂરથી પૂછો."

"તમે તમારા ક્ષેત્ર બહાર શા માટે માથું મારો છો? નિસર્ગોપચારના ક્ષેત્રમાં જ પૂરતું કાર્ય નથી?"

મેં કહ્યું: "આ પણ મારું જ કામ છે. આ લખાણ છાપવાનો મને મોહ નથી. આપ સુધારા–વધારા સૂચવશો તો આભારી થઈશ."

એ લખાણ વાંચી ગયા, અને એમણે પોતાનો અભિપ્રાય ફેરવ્યો. એમણે કહ્યું: "હવે હું એ જોઈ શકયો છું કે તમે સ્વભાવે વિચારક છો, અને નિસર્ગોપચાર એ તો તમારી જીવન તરફની દ્રષ્ટિનું જ એક અંગ છે. તમારી શૈલી પ્રૌઢ અને પરિપકવ છે. તમારી સૂત્રશૈલી મને ખાસ ગમે છે. આમાંથી હું પસંદ કરેલા ફકરા "ઊર્મિ"માં છાપીશ, અને તમે જેમ ગાંધીજી વિષે લખ્યું છે, તેમ જી. બી. એસ. અને બીજા મહાપુરુષો વિષે પણ લખો. તમે જરૂરથી લખજો."

આમ કહ્યાં પછી એમણે મારા લખાણના દોષો બતાવ્યા. કેટલાક મુદ્દાઓ ઉપર અમારે નિખાલસ ચર્ચા પણ થઈ. પછી મેં કહ્યું કે: "ઠીક ત્યારે, આપના સૂચવ્યા મુજબ હું સુધારાવધારા કરીશ."

મારી એ ઇચ્છાનો એમણે તત્કાળ વિરોધ કર્યો. એમણે કહ્યું: "નહિ, એમ નહિ, તમે મારી પેઠે બીજાના પણ અભિપ્રાય લો, એની ઉપર વિચાર કરો અને એનું તમારા મનમાં બરાબર રસાયન થયા પછી, તમારી દૃષ્ટિએ તમને ઠીક લાગે એટલા જ ફેરફારો કરો."

નવા લેખકોને પોતાના પ્રભાવમાં આંજીને પોતાના પંથમાં ભેળવવાની વૃત્તિથી એ તદ્દન અલિપ્ત હતા. દરેક વ્યક્તિનો સ્વતંત્ર વિકાસ થાય એ પ્રકારનાં જ એમનાં વિચારવર્તન હતાં. એમનો પોતાનો કોઈ વાડો નહોતો, અને કોઈના વાડામાં બંધાવું એમને પસંદ નહોતું.

મારું લખાણ વાંચ્યા પછી, એમણે અનેક વિષયો વિષે મારી સાથે મન ખોલીને વાતો કરવા માંડી. અમારો વાર્તાલાપ કલાકો સુધી ચાલતો, એમાં જાતજાતના વિષયો ચર્ચાતા. એમનો સમય ન બગડે એટલા માટે હું ઘણી વાર બાજુની રૂમમાં બેસતો, પણ એ નવરા પડે કે તુરત જ મને વાતો કરવા ચાહીને બોલાવતા. જ્યારે એમણે જાણ્યું કે જુદા જુદા વિષયો પરત્વેનું મારું શિક્ષણ મોટે ભાગે સ્વયંશિક્ષણ છે. ત્યારે એમને કંઇક નવાઈ પણ લાગી.



મેઘાણીભાઈએ દારાનો પાર્ટ ભજવવાનું સ્વીકાર્યું હતું. નટોનો મોટો ભાગ ગ્રેજ્યુએટો અને કોલેજના વિદ્યાર્થીઓનો હતો. કોને કોને કયો પાર્ટ આપવામાં આવ્યો છે એ બધુએ બરાબર તપાસી ગયા.

એક પાત્ર જોધપુરના કિલ્લાના કિલ્લેદારનું હતું. આખા નાટકમાં એને એક જ પ્રવેશમાં આવવાનું હતું. અને ફક્ત એક લીટી બોલવાની હતી—"માતાજી! મહારાણાજી પધાર્યા છે." એક નાનકડા વિદ્યાર્થીને એકાદ નાનો પાર્ટ ભજવવાની હોંશ હતી. અમે એ પાર્ટ એને આપ્યો હતો. મેઘાણીભાઈએ, કયા કયા પાત્રોને કયા કયા પાર્ટ આપવામાં આવ્યા છે એની એક વખત તપાસ કરી. કિલ્લેદારનું નામ આવતાં આ વિદ્યાર્થીને બતાવવામાં આવ્યો.

"આને તમે કિલ્લેદાર બનાવ્યો છે?"એમણે પૂછ્યું.

"હા. એક જ લીટી બોલવાની છે. એ કામ સરસ કરશે" અમે જણાવ્યું.

એમણે કહ્યું, "પણ તમે સમજો છો? આ જોધપુરના કિલ્લાનો કિલ્લેદાર છે. જોધપુરના મહારાણા જ્યારે યુધ્ધે સીધાવે ત્યારે આના હાથમાં કિલ્લાની કુંચી સોંપાય. મહારાણાનું અંતઃપુર, રિયાસત. એ બધાનો વફાદાર અને સશક્ત ચોકીદાર છે. એ પાર્ટ ભજવવા માટે કોઇ પહાડી શરીરનો, કદાવર, ભવ્ય આદમી શોભે, એવો કોઈ શોધી કાઢો." પરિણામે પહેલવાન જેવા શરીરના પડછંદ કાય, ભાઈ ધનવન્તરાય સામળદાસ દેસાઈને એ કામ સોંપાયું.

નાટકને દિવસે પડદો ઊપડવા પહેલાં અરધા કલાકે સૌ પાત્રોએ પોતાના પોષાકોમાં સજ્જ થવાનું હતું. હું નાટકશાળાએ પહોંચ્યો ત્યારે સૌ પાત્રો તૈયાર હતા. એક ભાઇએ કહ્યું "મેઘાણીભાઈ રિસાયા છે, અને તૈયાર થવાની ના કહે છે."

મેં ભાઇને પૂછ્યું "કેમ ભાઈ! શું વિલંબ છે? તૈયાર થશું ને? આપણે તો પડદો ઊપડતાં જ દેખાવાનું છે."

એમણે કહ્યુ, "આ જુવો મારે માટે રાખવામાં આવેલું સુરવાલ; શાહજહાનનો શાહજાદો દારા આ સુરવાળ પહેરવાનો છે?"

તમારા કરતાં એમને ગમે તેવી એક પણ સુરવાળ ફાજલ નહોતી.

"મને મારે યોગ્ય સુરવાળ નહિ મળે ત્યાં સુધી હું તૈયાર નહિ થાઉં. ભલે નાટક મોડું શરૂ થાય, કે ન પણ થાય."

પાલીતાણા ભક્તિપ્રદર્શક નાટકમંડળીએ રોકેલા વિજયરંગ થીયેટરમાં એ નાટક ભજવવાનું હતું. એ કંપનીના માલિક છોટુભાઇએ કંપનીના રેશમી કપડાની પેટી અમને ઉઘાડી આપી, અને એમણે મનગમતી સુરવાળ પસંદ કરી. પછી નાટક શરૂ થયો.

નાદિરાનો પાર્ટ રામુભાઇએ ભજવેલો. નાદિરાના મૃત્યુનો પ્રસંગ એ આ નાટકનો એક કરુણ દેખાવ છે. એ પ્રસંગે દારા એકાદ ગીત ગાય, અને એ ગીત 'કલાપી'માંથી હોય તો મેઘાણીભાઇને મોંયે 'કલાપી' સાંભળવાની ઇચ્છા ઘણે વખતે સંતોષાય એવી મારી યોજના હતી. એમની રજાથી એ પ્રસંગે કલાપીનું

"સૈયારી અશ્રુની ધારા."

વાળું કાવ્ય જેમાં

સાથી ના છોડીને જાશે,<br>
સાથી સાથે શે શે ગાશે,<br>
દિલની ખાક દિલે ચોળાશે.<br>
લાવો શૈયા સૈયારી.

અને

સૈયારી સપનામાં આવ્યા,<br>
ભગવી કન્યા સાથે લાવ્યા,<br>
પહેરાવી ને કાં ના પહેરી?<br>
લાવો નૌકા સૈયારી"

એ લીટીઓ આવે છે, એ ગીત એમણે એમના આર્દ્રતા નીતરતા કંઠે ગાયું. નાદિરાના શબ પાસેથી પાછે પગલે નેપથ્ય તરફ જઇને, ફરી પાછા આવી, ઘૂંટણ પર પડી નાદિરાના પગ પર માથું ઝુકાવી નમન કર્યું એ અદ્ભુત action હતું.

નાટકશાળા શ્રોતાઓથી છલી વળી હતી. સર પ્રભાશંકર અને લેડી પટ્ટણીથી માંડીને ભાવનગરનો ઉપલા થરનો અને શિક્ષિતવર્ગ ત્યાં હાજર હતો. ચાર કલાકનો એ પ્રયોગ હતો. ભાવનગરમાં એમેચ્યુઅર નાટકો એ પહેલાં અને એ પછી ઘણા ભજવાયા, અને ભજવાય છે, પણ લલિતકળાસમાજે ભજવેલું શાહજહાન એ એક Landmark હતું, અને ઐતિહાસિક બની ગયું. એની પાછળ નાટકકાર અને નટ તરીકે મેઘાણીભાઈની ભાવના, પ્રેરણા અને દોરવણી હતી, એ આજેય સૌ જાણે છે.



વાર માહિતી માગી. મેં મારી પાસે જે કાંઇ માહિતી હતી તે બધી એમને આપી. ઉપરાંત શ્રી. ભાઇલાલભાઇના કેટલાક જીવનપ્રસંગો કહ્યા. એમાં ઇ. સ. ૧૯૩૧માં સિંધુમાં જબરજસ્ત પૂર આવેલું, તે વખતે એ પૂરથી સિંધને બચાવવાની જવાબદારી શ્રી. ભાઇલાલભાઈને માથે હતી. તે વખતે એમણે નદીના વધારાના પાણીને એક મહાપ્રવાહમાં વાળી લઇને એક સરોવર સુધી અનેક મુશ્કેલીઓનો સામનો કરીને શી રીતે પહોંચાડયું એ પ્રસંગ પણ કહ્યો.

આ પ્રસંગ સાંભળીને એમનામાં રહેતી કવિની કલ્પના સળગી ઊઠી. એ કહે: "ઓહો! આ બનાવની આજુબાજુ તો એક વાર્તા કે નવલકથા ગૂંથી શકાય એમ છે. સિંધુ જેવી નદી; એનું પ્રલય જેવું પૂર: એક માણસની પાછળ પાછળ જેમ પાળેલો અજગર ચાલ્યો આવે તેમ એક ઇજનેરની પાછળ પાણીનો મહાપ્રવાહ ચાલ્યો આવતો હોય. રસ્તામાં વિફરેલા લોકો હથિયારબંધ સામનો કરે, અને છેવટે એ પાણી નિશ્ચિત ધ્યેયે પહોંચે! આ બધું ખરેખર ખૂબ પ્રેરક છે.

"આપણા સાહિત્યકારો કહે છે કે ગુજરાતના જીવનમાં નાવીન્ય નથી, અમને પ્રસંગો જડતા નથી. પણ એક ઇજનેરના પુરુષાર્થ કે પરાક્રમો ને ગૂંથતી એકેકે વાર્તા-નવલકથા આપણે ત્યાં હજી સુધી લખાઇ છે?"

ત્યાર બાદ મેઘાણીભાઇ, ઇશ્વરભાઇ અને હું એમ અમે ત્રણે જણ વલ્લભવિદ્યાનગર જવા નીકળ્યા. શ્રી. ઇશ્વરભાઇ મહેમદાવાદના સ્ટેશને ઊતર્યા, અને "પ્રજાબંધુ" લઈ આવ્યા. ત્યાર પછી એ ફળ લેવા ગયા, એટલે મને મેઘાણીભાઈએ કહ્યું: "લેખકની પ્રતિભાને કેમ પોષણ આપવું એ ઇશ્વરભાઈ સારી રીતે જાણે છે. એ જાણે છે કે મને "પ્રજાબંધુ" પ્રિય છે એટલે જ્યારે જ્યારે અમે સાથે હોઇએ છીએ ત્યારે ત્યારે એ મને વગર માગે એ પત્ર અચૂક પૂરું પાડે છે. કેવળ મારી સાથે જ નહિ પણ બીજા લેખકો સાથે પણ એમનું વર્તન આ જ પ્રકારનું હોય છે." પોતાના તરફના કોઈ પણ વ્યક્તિના સામાન્ય સદ્ભાવની પણ એ પૂરતી કદર કરતા.

પછી વિદ્યાનગર વિષે વાતો ચાલી. એમણે મને પૂછયું, "ભાઇલાલભાઇની ઉંમર કેટલી?" મેં કહ્યું, "૫૮ વર્ષ". એમણે જવાબ આપ્યો: "ઓહો! એ તો હજી જુવાન ગણાય; એમની આગળ ઉજ્જવળ ભવિષ્ય પડયું છે." આ ટકોર પાછળ મેઘાણીભાઇનું જ જુવાન માનસ જ જણાતું હતું. પચાસ વર્ષ વટાવ્યા પછી એમની ઝિંદાદિલી એવી ને એવી હતી.

અમે સૌ રાત્રે વિદ્યાનગર પહોંચ્યા. ત્યાં એમણે શ્રી. ભાઇલાલભાઇ, શ્રી. ભીખાભાઈ, શ્રી. બુટાની વગેરેનો પરિચય સાધ્યો. સંસ્થામાં મેઘાણી આવ્યા છે એમ જાણતાં ત્યાંના મોટરડ્રાઇવરોને પણ ઘણો જ આનંદ થયો. સમાજના સૌ થરમાં એ એકસરખા લોકપ્રિય હતા.

ત્યાં એ એક દિવસ રહ્યા, અને તુરત જ અમદાવાદ જવા પાછા વળ્યા. ત્યાં એમને શ્રી. ભાઇલાલભાઈ તરફથી એ પ્રદેશના લોકજીવનની કેટલીક વાતો મળી. એમાંની એક વાર્તા "પહેલું વોળાવું" "ઊર્મિ"માં આવી ગઇ છે.

વિદ્યાનગરના કાર્યકર્તાઓ તરફથી એક Visiting Professorsની–મુલાકાતી પ્રાધ્યાપકોની યોજના કરવામાં આવી અને એમાં પહેલા પ્રધ્યાપક તરીકે મેઘાણીભાઇને મારા તરફથી નિમંત્રણ મોકલાયું. મેઘાણીભાઇએ એ નિમંત્રણ સહર્ષ સ્વીકાર્યું. સંસ્થા તરફથી એવી વ્યવસ્થા હતી કે મેઘાણીભાઇ એક વર્ષમાં પોતાની અનુકૂળતા મુજબ વ્યાખ્યાનો આપે, તેમ જ ચરોતર અને ગુજરાતના લોકજીવન અને લોકસાહિત્યનું સંશોધન કરવા માટે એમને સંસ્થા તરફથી બધી અનુકૂળતાઓ આપવાનું નક્કી થયું.

મેઘાણીભાઇને આ યોજના ગમી ગઈ. એમણે મને લખ્યું હતું કે, "માણસાઈના દીવા"થી એમનો ગુજરાતના લોકજીવનમાં પ્રવેશ થયો હતો, અને એ આ પ્રદેશમાં વધુ ને વધુ આગળ વધવા માગતા હતા.

એમનો આ નિર્ણય જાણીને અમને બધાને ખૂબ આનંદ થયો. હવે મેઘાણીભાઈ સોરઠી જીવનના સાહિત્યકારમાંથી મહાગુજરાતના જીવનમીમાંસક થવાના

[ અનુસંધાન પાન ૬૪ ઉપર ]





પરિચય વધ્યા પછી મેં એક દિવસ કહ્યું: "ભાઈ! આપના લખાણોમાં મને કેટલાક હકીકતદોષો જણાયા છે."

એમણે ઉત્સાહથી કહ્યું : "જરૂર, તમે મારું ધ્યાન ખેંચો."

મેં કહ્યું : "આપે "અકબરની યાદ"માં લખ્યું છે, એમાં સિંધના રાજા દાહીરની બે પુત્રીઓનો જે પ્રસંગ છે એ ઐતિહાસિક રીતે યથાર્થ નથી. "પુરાતત્ત્વ" માસિકમાં અધ્યાપક અબુઝફર નદવીએ એક લેખ લખ્યો હતો. એમાં એમણે આ કથા માત્ર દંતકથા હોવાનું જણાવ્યું છે. મેં બીજે પણ આને મળતો અભિપ્રાય વાંચ્યાનું ઝાંખું સ્મરણ છે. આપના પુસ્તકનો ઉદ્દેશ તો હિન્દુ-મુસ્લિમ એકતા છે, એટલે એમાં તો કોઈ પણ જાતની મુસ્લિમો વિરુદ્ધની ખોટી હકીકત ના આવે એની સંભાળ રહેવી જોઇએ. આપ આ બાબતમાં ઘટતી તપાસ કરશો."

મારા વિચાર સાથે એ સંમત થયા. એમણે કહ્યું: "મેં તો વિન્સેંટ સ્મીથ વગેરે લેખકો ઉપરથી એ બધું લખ્યું છે. અધ્યાપક નદવી તો સારા અભ્યાસી છે. હું તપાસ કરીશ, અને જો વાત ખોટી માલૂમ પડશે તો હું નવી આવૃત્તિમાં જરૂરી ફેરફારો કરીશ."

એમના જેવા લબ્ધપ્રતિષ્ઠ લેખકને આટલી સરળતાથી પોતાની ભૂલ સુધારવાની ઇચ્છા વ્યક્ત કરતા જોઇને. મને તો ખરેખર આશ્ચર્ય થયું.

એમનું કામ પતી ગયા પછી એ બોટાદ ચાલ્યા ગયા, અને હું સોજિત્રા ગયો.

ત્યાર પછી થોડેક વખતે શ્રી. ઈશ્વરભાઇ બોટાદ ગયા, અને એમને કહ્યું કે, "તાગચંદ થોડોક વખત ઉપર વલ્લભવિદ્યાનગર જઇ આવ્યા, અને ત્યાંનું કામકાજ જોવા જેવું છે." આ ઉપરાંત ત્યાંને વિષે એમણે કેટલીક વિગતો પૂરી પાડી.

આ બધુ સાંભળીને એમને આનંદ થયો. એમણે ઇશ્વરભાઇને કહ્યું કે, "તમારી આ બધી વાતો સાંભળીને મને એમ થાય છે કે ત્યાં જો આવું સુંદર કામ થઈ રહ્યું હોય તો આપણે પણ એ પ્રવૃત્તિમાં આપણો ફાળો શા માટે ન આપવો? હું તો ત્યાં રહેવાનો જ વિચાર કરું છું. આજે જ રમણભાઈને તાર કરી દો કે એમની સાથે જ મારો પણ એક પ્લોટ રાખે. થોડી વાર પછી ઈશ્વરભાઇએ કહ્યું: 'પણ ભાઈ! આપ એક વખત જાતે બધું જુઓ તો ખરા. આ તો મેં મારો અભિપ્રાય કહ્યો. કદાચ આપનો મત જુદો પણ પડે.

પછી બન્ને જણે સાથે વલ્લભવિદ્યાનગર આવવું એમ ઠર્યું. એ પહેલાં થોડુંક કામ પતાવવા એ અમદાવાદ આવ્યા આ વખતે પણ મને એમની સાથે રહેવાનો લાભ મળ્યો.

આ વખતે પણ મેં એ જોયું કે મેઘાણીભાઇ એક આદર્શ અતિથિ હતા. એ જ્યાં ઊતરે ત્યાંના માણસોને ઓછામાં ઓછી તકલીફ પડે એવું એમનું હરહંમેશ વર્તન રહેતું હતું. એમને માટે ખાસ ખાવાપીવાની તકલીફ એ કોઇને ઉઠાવવા દેતા નહોતા. એમની એક કાયમની ફરિયાદ એ હતી કે, "બહેનોને આ રોટલીના ત્રાસમાંથી કેમ કોઈ છોડાવતું નથી?" નહાવા માટે ઠંડા-ગરમ પાણીની બાબતમાંય એ બેફિકર રહેતા, અને એ જ રીતે નાનાથી માંડીને મોટામાં મોટી સુખસગવડો માટે બીજા કોઇને અગવડમાં ન મૂકવાની ટેવ એમને તદ્દન સાહજિક થઈ ગઈ હતી. બુદ્ધિજીવી પુરુષોનું ગૃહજીવન ઘણી વાર શુષ્ક હોય છે, પણ મેઘાણીભાઈની બાબતમાં એમ નહોતું. એ જ અરસામાં કડીથી મસ્તાન-નાનક આવ્યા હતા, અને એ અમારી સાથે ચાર-પાંચ દિવસ રહ્યા. પોતાના આ બે પુત્રોના જીવનની નાનામાં નાની વિગતોમાં મેઘાણીભાઈ અસાધારણ રસ ધરાવતા હતા, એમ એ વખતે મારા જોવામાં આવ્યું. એ અરસામાં એક દિવસ બપોરે એક ફુગ્ગાવાળો આવ્યો, એની પાસેથી રંગબેરંગી ફુગ્ગા લઇ ટપાલથી પોતાના બાળકો માટે એમણે બોટાદ મોકલાવ્યા!

આ વખતે ફરી પાછા અમે સાથે રહ્યા, એટલે વલ્લભવિદ્યાનગરની યોજના વિષે મારી પાસે વિગત-

# બગસરાવાસીનાં સંભારણાં

લાલચંદ જેચંદ વોરા

સોરઠી સંસ્કૃતિને સાચવી લેવા, બિરદાવવા જેણે અપાર શ્રમ લીધો, એવા સ્વ. શ્રી મેઘાણીની સ્મૃતિ અમર છે. છેલ્લા વર્ષોમાં તેઓ જ્યાં જ્યાં શાણા વૃદ્ધો જોતા ત્યાં ત્યાંથી બધુ સંભળી ટાંચણુ કરતા અને લાગતાવળગતા સાહિત્યકાર તો શું, પણ મારા જેવાને પણ ભલામણુ કરતા અને કહેતા કે આ વહેલું પતાવી લેવું, 'ફલાણા બાપાની બધી વાતો સાંભળીને આવડે એવી ભાષામાં લખી નાખજે હું.'

કાવ્યો લખવાનો તેમનો શોખ તો પોતે અમરેલી હાઈસ્કૂલમાં ગયા ત્યારે જાગ્યો. ત્યાં કલાપીના કરુણુ કાવ્યો લાંબી હલકે રડતા રડતા ગાયા અને એમનો સ્વભાવ પ્રગટ થયો. મેઘાણીએ કાવ્યો નીચે પોતાનું તખલ્લુસ 'વિલાપી' લખ્યું.

ઝવેરભાઇ અમરેલી હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા, મારાથી ત્રણ વર્ષ અભ્યાસમાં આગળ. મંડળ દ્વારા 'સોશિયલ ગેધરિંગ' ભજવવામાં મેઘાણી મોખરે. શાળામાં દરેક વર્ષે પહેલો નંબર રાખે એટલે એમનું મિત્રમંડળ વધી ગયેલું. એમનો વિલાપી અને માતાના માર્દવ સમો કંઠ સૌને આકર્ષક થતો. ઉનાળાની રજાઓમાં ગેધરિંગની તૈયારી માસ–દોઢમાસ ચાલે, કિટસન લાઈટ અને ઉજાગરા એ માટે ચા ને નાસ્તા, સંવાદો શોધવા અને રચવા માટે પુસ્તકોના પહાડ ફેંદવા વગેરે કામ ચાલે, અને એમાં અમારા ઉત્સાહનો પાર નહિ. વેકેશનનો બધો સમય કાઢવા અને ગેધરિંગના પ્રણેતાઓનો પરિચય સાધવો એ અમારે મન લ્હાવો હતો. આ દિવસોમાં ઝવેરભાઈ પોતાનું ધાર્યું ન થાય ત્યારે રિસાઈ પડતા. ખાય પીયે નહિ, બોલે નહિ, લાલઘૂમ આંખો થાય, મનમાં શોષવાય અને છેવટ તેમના મિત્રો વ્હારે આવે, ઝવેરભાઈનું ધાર્યું થાય, એમની ઇચ્છા મુજબના ડ્રેસ, એક્ટિંગ, સંવાદોની પસંદગી થાય અને ગાડું પાટે ચડે.

આ ગેધરિંગમાં રાજા પ્રજા સૌ રસ લેતા અને ઘણી વેળા બીજા ગેધરિંગ થતા સુધી એ સ્મરણો તાજા રહેતા, ઝવેરભાઇ તેમાં મુખ્ય પાત્ર લેખાતા અને દિગ્દર્શક પણ એ જ ગણાતા.

આ દિવસો પછી તો કલકત્તામાં થોડું મળતાં. તેમના જીવન પર સાદાઈ અને વૈરાગ્યની અસર થવામાં હોમ રૂલ લીગ અને પોતાના ૧૧ વર્ષના નાના ભાઇના અવસાન થતાં તેમને ખૂબ અસર થયેલી ૧૯૨૦–૨૧ના આ દિવસોમાં તેઓ જાડી ખાદી પહેરતા રેંટિયો કાંતતા.

*

૧૯૨૨માં હું બગસરામાં ખાદી ભંડાર ચલાવતો. હું અને મારા મિત્રો પૂ. બાપુજી અને નવજીવન, ખાદી અને રેંટિયાના ઉપાસક હતા. ઝવેરભાઈ બગસરાના પ્રથમ ગ્રેજ્યુએટ વક્તા અને ગાયક એટલે અમે બધા ખૂબ ખેંચાતા. મેં ભંડાર સાથે વણુવાનું ગોઠવેલું, એટલે નિત્ય ભંડારમાં આવે પોતાની ખેતી વિષયક યોજનાઓ લાવે, પોતે ખેતી કરવાના છે તેમના મંડળમાં દરબારશ્રી વાજસુરવાળા સાહેબ, શ્રી ગિરધરલાલ દેસાઇ, શ્રી ગુલાબચંદ વખારીઆ આ બધા જ એકબીજા બંધાયા હતા. નજીકના ગામમાં ગોકળ ગામમાં ખેતી કરવાના હતા ત્યાર પછી હડાળા અને કેરાળામાં ખેતી કરવાની યોજના તૈયાર કરેલી. એમની પોતાની યોજના બારસો રૂપિયાની મૂડીમાં કરવાની હતી, આ ખોટનો ધંધો કેમ શરૂ કરાય? તો તમારી ખાદી શું ખોટી? મારા ભંડારના આંકડાઓ પણ જુએ, તપાસે અને બધે ખોટ જ દેખાય. આ દિવસો દરમ્યાન એમના વેવિશાળ કરવા સૌ સમજાવે. ઘણા માગાઓ હતા. પણ પોતાને ગામડાંમાં વસી ખેતી કરવી છે, એ ખ્યાલે ના પાડયા કરે. છેવટે મરણપથારીએ પડેલ બહેનની ઇચ્છાને આધીન થઇ હા પાડી. શ્રી. ગિરધરલાલ કન્યા જોઈ આવ્યા અને લગ્ન થયા. લગ્નમાં પોતાના કપડાં ખાદીના હતા, પરંતુ વચ્ચે હડાળા દરબાર સાહેબે ટોપીને સ્થાને ઝરીનો ફેંટો પહેરાવ્યો અને ઝવેરભાઇએ તે પહેર્યો. તે માટે અમે થોડા દિવસ હાંસી કરેલી. આ લગ્ન સમાજના ધોરણે મોટી ઉંમરે અને કંઈક સુધારક દૃષ્ટિએ થતા હોઇને નવા વર–વધુને જોવા સૌ ઊમટતા.

# હૃદયની વાતો વાંચનાર

ડૉ. ધીરુભાઇ

ગરવી ગુજરાતમાં એ ગુંજાએલાં બુલંદ અવાજ કોના કાને અથડાયા વગર રહેલો હશે ? હજુ તેના પડઘા સંભળાય છે. નાના બાળકો તેના મીઠા ગીતો ગાય છે. ડોશીમાઓ તેની વાતો કહે છે. નાની કન્યાઓ વેણીના ફૂલોમાંથી ફૂલ ગુંથતી, તેના ગાયનો લલકારે છે. નવજુવાનો તેમના રાષ્ટ્રગીતોના રણકાર કરે છે. અને એ ગાનાર કયાં ચાલ્યો ગયો તેની શોધમાં પડયા છે. બહારવટિયો તેની બહાદુરીની વાતો અધૂરી કહેવાની રહી ગઇ હોય, તેવી મીટ માંડીને જુએ છે કે એ હાલ કયાં સંતાઇ ગયા ? આ બધાની વચમાં રહેલાં માણુસ કોને ના સાંભરે ?

અમારો પરિચય થોડો અને ઘણુ ઓછા વખતનો હતો. અમારે ઘણી વાતો કરવાની હતી, તે પણ અધૂરી રહી ગઇ છે. છેલ્લા થોડા વર્ષોમાં શ્રીમાળી સોસાયટીમાં ભારતી સાહિત્ય સંઘના મકાને ઊતરતા.

ઘણીવાર હું બપોરે એમની પાસે જતો. તેમના 'ગાઉટ'ના દરદની વાતો કરતા. જે દુઃખ થતું હતું તે સારી રીતે સમજાવતા હતા. દવા કરીને એમને સાજા કર્યા હતા—પણુ તે દરદ એવું વિચિત્ર છે કે કોઈ દિવસ મૂળથી જતું નથી. આ રોગ અહીંયાનો નથી. માંસાહારીને વધુ પ્રમાણમાં થાય છે. પણ તે તો સાદો ખોરાક ખાતા હતા, છતાં તે રોગથી પીડાતા હતા—

એક વખતે અમારે સાહિત્યવિષે વાત નીકળી. બંગાળના જેવું સાહિત્ય આપણે ત્યાં કેમ લખાતું નથી એ વાત નીકળી. ત્યારે તેમણે ત્રણ વસ્તુ જણાવી. અહીંયાં બંગાળના સમાજની ઘણી વાતો છે. અહીંયાં કુટુંબના વિભાગ પડયા પછી—વધારે ને વધારે દૂર જાય છે અને તેમનું પોતાનુ નાનું કુટુંબ બનવામાં ગુંથાઈ જાય છે. ત્યારે ત્યાં વિભાગ પડતા હશે પણુ તેઓમાં ભાવના અને આદેશો જુદા છે. તેઓ ભાવના અને આદેશમાં જીવન અર્પણુ કરવામાં મગરૂર રહે છે અને તેથી તેમની વાતો રસિક બને છે. વળી બીજું ત્યાંના લેખકોને એક જ પ્રકારનુ લખાણુ લખવું પડે છે, તેમને કવિતા અને બીજા વિષયોમાં માથું મારવાનું હોતું નથી. જ્યારે અહીંયાં બધી વસ્તુઓ વિષે લખવાનુ હોય છે. તે કવિ—લેખક અને સાહિકાર બને તો જ આગળ આવે. વળી અહીંયાં જુદો વિચારવાનો વખત ન જ હોય. સવારથી સાંજ સુધી ઓફિસનું કામ હોય તે કરવાનું અને તેમાં જે ઉતારા કરવાના હોય તે જ હોય. એટલે બીજું વિચાર કરીને લખવાનું ન જ હોય.

આમ અમારે ઘણી વાતો થતી હતી. પોતાનું દરદ ઓછું થતું જતું હતું. પણુ તેમની ઘરની જવાબદારી એટલી બધી હતી કે તેમાંથી તેમને છૂટા પડાય તેમ ન હતું. તેઓ ડૉકટરોને બહુ સ્વમાનની દૃષ્ટીએ જોતા. એક વાર એમણે પૂછ્યું, "તમે ડૉકટરો આવી વસ્તુમાં આજ ખાવું અને આ ન ખાવું અને સારવારમાં આટલી દરકાર લેવી એ બધું કેમ જાણો છો?" મેં કહ્યું, "તમે માણુસના હૃદયની વાતો કેમ કરીને જાણી શકો છો ? એમ !"

મારે અહીંયાં એક રમૂજી ટૂચકો લખવો છે એટલે લખું છું. એક વખતે એક ડોશી આવા નવા હૃદયની વાતોનો ડૉકટર પાસે ગઈ અને તેને પોતાના દરદની બધી વાત કહી. સાહિત્યિક રસને ખાતર બધી વાત સાંભળી પછી તે બાઇને જવાબ આપ્યો કે હું માણસના રોગનો ડૉકટર નથી—પણુ હું બીજા પ્રકારનો ડૉકટર છુ." બાઈએ નિસાસો મૂકયો અને કહે કે "હે ઇશ્વર તું આવા કયા પ્રકારના દરદો મોકલે છે કે આવા જુદી જુદી જાતના ડોકટરો બનાવવા પડે છે."

અહીંયાં જ્યારે આવે ત્યારે સાહિત્યકારોનો મેળો ભરાતો.

આવી વ્યક્તિ આમ બધાનાં મન જીતીને ચાલી જાય એ કુદરતની કંઇ જુદી જ ઇચ્છા હોય એમ લાગે છે.





નિષેધ કરવા મથતા હતા. એ કહે, ‘છોકરાઓને ફટાકડાથી માત્ર નહિ, પણ પીસ્તોલ સાથે ખેલવા દો.’

*

કોઈ વાર હું રાજકીય એટલે માત્ર stunt સમાચારભર્યો પત્ર લખું તો મને ચેતવે અને જણાવે ‘સર્વ ક્ષેત્રે પહોંચવું જોઈએ, સામાજિક, આર્થિક પ્રવાહોને ભૂલી ન જવાય. પત્રકારનો ધંધો પ્રમાણિક હકીકત પહોંચાડવાનો હોય છે તેમ સઘળા પ્રવાહોને વજન મળવું જોઈએ.’

*

ખાદી વિષે અમે ઠીક ઠીક ચર્ચાઓ કરતા. એક વાર મેં કહ્યું, ‘ઝવેરચંદભાઈ તમે આ સભા, ખાદી-ફેરી કે પ્રભાતફેરીમાં કેમ નથી રસ લેતા ? તેમણે કહ્યું, ‘મને એ વાતો નથી ગમતી. ભાષણો આપીને ભાગી જવું, એ ઠીક નથી. તમે એવું ગોઠવો કે આપણે હંમેશ એક ઘેર જઈએ, અને પ્રત્યેક ઘેર રેંટિયાનું મહત્ત્વ સમજાવીએ. હું તૈયાર છું.’ મેં કહ્યું, ‘એ કામ ક્યારે પતે ?’ એ કહે, ‘આપણો અંત સાથે તો પતે ને ! થોડું પણ નક્કર કામ કરવું જોઈએ, તમે શરૂઆત કરીને મને કહેજો.’ જોકે ખાદીવેચાણમાં આડકતરી રીતે ઘણી મદદ કરતા અને પોટકું રાણપુર પણ લઈ જતા.

૧૯૩૪માં હું મુંબઇ ગયેલો. મેઘાણીભાઈએ ફરી લગ્ન કર્યું. સ્વ. ડૉ. મેઘાણી એક અભિનંદન મેળાવડો ગોઠવવા તૈયારીમાં હતા. મેઘાણીભાઇએ કહ્યું, ‘આ બંધ કરાવો. મેં કાંઈ સુધારાને ખાતર આ પગલું ભર્યું જ નથી. આમાં તો અમારી સગવડતાનો પ્રશ્ન હતો.’ આખરે આ મેળાવડો બંધ રખાયો.

ઝવેરભાઈ કોઇ વાડામાં ન રહ્યા. ખાદી ક્ષેત્રમાં મારી સંસ્થાને બીજી મોટી સંસ્થા સાથેના જોડાણનો પ્રશ્ન આવ્યો. મને કહે, ‘જો જો ક્યાંય ન જોડાતા. તમે સ્વતંત્રપણે કર્યા કરો એ જ મારી સલાહ છે. મોટા તંત્રો તમારી કામની ઊંડાઈ કે સચ્ચાઈ નહિ માપી શકે. તેઓના હિસાબનીશ કે તપાસનીશ આવે. કાગળ પરના આંકડા તપાસી, નિર્ણય બાંધે, એ ઠીક નહિ થાય. તમે સલાહ મેળવો. નિર્ણય તમારો જ હોય.

૧૯૩૪માં બાળમંદિર ફંડ માટે મુંબઇ ગયેલો બગસરાવાસી મિત્રોના મ્હેણા આવ્યા. ‘ઝવેરચંદ-ભાઇને કેમ નથી કહેતા ? એ બગસરાના નથી ? એક જલસો આપે અને તમારો મુંબઈથી છૂટકારો.’ મેં તુરત ટેલિફોન કર્યો અને હકીકત કહી. તેઓએ ફોનમાં જ કહ્યું, ‘જુઓ, મારું ગળું પણ હજુ સ્વ. દમયંતી અંગે શોક-મગ્ન છે, તમે ૨૫-૨૫, ૫૦-૫૦ ની ટિકિટ કાઢો અને સાંભળનારને એમ થાય કે તેમના નાણા છૂટી પડયા એટલે માફ કરો—પણ તમે સાંજના મારા ઘર પર ચોપાટી આવો. આપણે વાતો કરીશું.’

હું વખતસર પહોંચ્યો. થોડી વાતો પછી એમણે કહ્યું, ‘મારા પાસે હજારેકની ખર્ચવા માટેની રકમ હતી, તેમાંથી મેં સો રૂપિયા, એક ભાઈને વાપરવા આપ્યા છે, હવે તમારે જોઇએ તે લો. મેં મારા સાથી તૈયબઅલી શેઠ સામે જોઈને કહ્યું. ‘પાંચસો માગું છું.’ તેઓની સંમતિ મળે તે પહેલાં તો ઝવેરભાઈ બોલ્યા ‘લાવો તમારો કાગળ’ ૫૦૧) લખી સહી કરી, અને ફરી કહ્યું, ‘હજુ ચારસો છે જોઈએ તો તમારા છે. મેં ‘બસ કહ્યું’ અમે જલસા વિશે કશું બોલી જ ન શકયા.

આવડી રોકડ રકમ અહીંથી મેળવવાની અમને જરા પણ કલ્પના નહોતી.

*

એ સમયની હીરાબાગની અમારી સભામાં મેઘાણીભાઇએ પોણા કલાક સુધી પ્રવચન કરેલું, એ વેળાના તેમના શબ્દો ‘મુંબઈ સમાચાર’ના અહેવાલ પરથી ટાંકું છું.

“બગસરાની પરિસ્થિતિની ઝાંખી કરતા, શ્રી. ઝવેરચંદ મેઘાણીએ કેળવણીના નૂતન, દષ્ટિબિંદુ પર પ્રકાશ પાડયો હતો અને સંસ્થાના કાર્યવાહકોની ઓળખાણ આપી જણાવ્યું હતું કે, ‘બગસરામાં મને રહેવાને બંગલો, ફરવાને મોટર અને બીજી આર્થિક સગવડો આપવામાં આવે તોય હું એ કામ કરવા ત્યાં ન જાઉં...’





આ જ વર્ષોમાં ઝવેરભાઇના વ્યાખ્યાનોની શ્રેણી, બગસરામાં ગોઠવી. આ ભાષણનો સાર લેખરૂપે, પોતે 'સૌરાષ્ટ્ર'માં મોકલાવેલ. પ્રથમ લેખ અને બીજો લેખ 'મોતીની ઢગલીઓ' નામે ગયા પછી અમૃતલાલ શેઠે 'બોલાવ્યા એ સ્પષ્ટ યાદ છે. ચોરાનો પોકાર તો ત્યાર પછીનાં દિવસોમાં પોતે તોરી ગામના ચોરાનું મથાળું કરીને લખેલો.

આ દિવસોમાં તેમની વિચાર-સરણી બહુ સ્પષ્ટ હતી અને ગામડાંની વાતો-વાર્તાઓ સાંભળવાનો, સાંભળીને ટાંચણ કરવાની તેમને આદત હતી. આ દિવસોમાં શ્રી. ગુલાબચંદ વખારીઆ તેમને રાજકોટ સરકારી નોકરી ભણી ખેંચવા પ્રયત્ન કરતા હતા, પણ ઈશ્વરી યોજના જુદી હતી.

આ પછીના વર્ષોમાં હું 'સૌરાષ્ટ્ર'ના અથવા ઝવેરભાઇના ખબરપત્રી જેવો હતો અને પત્ર દ્વારા વિચારોની આપલે કરતા. ઉપરાંત એકબીજાને પોતા-ભણી, ક્ષેત્રપસંદગી કરવા લલચાવતા. ૧૯૨૫ના સમય પછી હું કલકત્તા તરફ ધકેલાઈ ગયો, જ્યારે તેઓનું કાર્યક્ષેત્ર બહોળું બન્યું. રસધારના બે ભાગોની વાર્તાઓ હડાળાથી એટલે દરબારસાહેબ અને ચારણ કવિ ગગુભાઈ પાસેથી મળી. શૂરવીરતાની અને એવી વાતો સામે અમે દેશ નાયકોની વાતો મૂકતા અને તેમ તેમ તેમનો સાહિત્યરસ ઊંડે ગયો. એમને લોકોની નિર્બળ મનોદશા પર દયા છૂટતી. એકદમ પ્રજા પાસે અહિંસાની વાતો મૂકવા અને એની ચર્ચા કરવા એ તૈયાર ન થતા. હું ઘણી વેળા રાણપુર જતો અને એમના વલણને તપાસતો. નવા યુગનાં પ્રવાહમાં ઝવેરભાઈ કેમ નથી તણાતા એનું કોઇ કોઈ વાર મને આશ્ચર્ય થતું. પણ તેઓ તો સ્પષ્ટ કહેતા, 'સ્વરાજનું દિલ્હી બહુ દૂર છે. ધરતી ભોગ માગે છે. ઇતિહાસ એ કહે છે.'

*

ફરી ૧૯૩૦માં હું કલકત્તાથી આવ્યો. ગાંધી-ઇરવીન કરાર પછી મેં ૨-૩ વાર તેમના પાસે માર્ગદર્શન માગ્યું. તેમણે લખ્યું: 'તમે ખાદી વગેરેનું કામ કરો છો એ યથાર્થ છે. યુદ્ધ ખેડનારાઓ તમારું ક્ષેત્ર નહિ ખેડી શકે,' અને ફરી એક વાર લખેલું 'ઓછામાં ઓછું પ્રતિકૂળ ક્ષેત્ર પસંદ કરવું એ જ એક સમાધાન. સર્વ સાનુકૂળતા ક્યાંય ન હોઇ શકે.

જ્યારે બગસરા આવે ત્યારે અમે કંઈક સભા કે ગીતના જલસા જેવું ગોઠવીએ. પણ એ કહે મને કંઈક જોવા દો, એક વાર ચોકમાં ભવાયા રમે. મારી મેડીએ રાત બધી જુએ અને અમે વારે ઘડીએ ઊંઘી જઇએ, પણ પછીથી કેટલાક પાત્રો તેના અભિનય, તેમના દુહા વગેરે ઝીલી લે. એક વાર કોળીના ભજનો સાંભળવા ગયેલા, એ ઉઘાડા શરીરે તન્દુરસ્ત ગાયકના થનગનાટ, તાલ આપતી તેમની સ્ત્રીઓ, શરીરના અભિનય વગેરે જોઇને કહે, 'લોકહૃદયમાં પેસવાનો આ મહામાર્ગ છે.'

*

મેં એક વાર કહ્યું, 'તમે ઊંઘની ફરિયાદ કરો છો, પણ વખતસર સૂઈ જવાનો આગ્રહ તમારે રાખવો જોઈએ ને!' એ કહે, 'ધંધો એવો છે ભાઈ! ઊંઘ વેચવાનો જ ધંધો વેઠ્યો છે. સાહિત્યમાં જાગરણ ને પગરણ* બેઉ સમાય છે.

*

કોઈ કોઈ વાર હું, એમની સલાહ લેવા દોડી જતો. શો જવાબ મળશે એની મને ખબર હોય છતાં કંઈક નવું મળશે એમ ધારીને જ પૂછું. જવાબ મળે 'તમે જે ઘોડા ઘડયા હોય તે બરાબર હોય! સાચું માર્ગદર્શન તો દરેકને પોનાનું કામ જ પોતે આપી રહે છે.' મેં પૂછ્યું, 'વિચાર્યું ખૂબ હોય પણ વાણી કે કલમમાં ન બેસે તેનું શું?' જવાબ મળે 'કામ કામને શીખવે છે. તમે કાવ્ય ન બનાવો કે ન ગાઓ એ સમજી શકાય પણ જે માણસો લાખોના વેપાર ખેડી શકે છે, હજારો ગ્રાહકોને રીઝવી શકે એ સારું ન લખી શકે એ હું ન માનું.'

*

દિવાળીના દિવસો દરમ્યાન અમે ફટાકડાનો

* પગરણ—પ્રવાસ

# માનવજાતને ચરણે

ડૉ. ન. મૂ. શાહ

પોતાના ભક્તો ગરીબ હોય કે પૈસાદાર, સુખી હોય કે દુઃખી, સાજા હોય કે માંદા હોય; એની વિજ્ઞાનને શી પડી છે ? એ બધા તો ગૂઢ રહસ્યો શોધવા અને તેની પાછળ શ્રમ કરવા સર્જાયેલા છે. તેઓની શક્તિ ચાલશે ત્યાં સુધી સંશોધનનું કામ કર્યા કરશે; શક્તિ ખૂટશે એટલે હેઠા બેસશે. પોતાના કાર્યની વિરુદ્ધ જવાનું વૈજ્ઞાનિકની શક્તિ બહાર છે. કંટાળામાં પણ સાચો વૈજ્ઞાનિક પોતાની પ્રયોગશાળા અને તેમાં આવેલાં સાધનો તરફ જોવાનો.

ક્યુરી દંપતીના દુઃખી દિવસોમાં પણ તેઓએ સફળતાપૂર્વક કરેલા સંશોધન તરફ નજર કરીએ તો આશ્ચર્ય થયા વિના રહેતું નથીઃ રેડિયો–એકટીવીટીને જન્મ આપ્યો, બાળકને વિકસાવ્યું. એના વિકાસમાં દંપતીએ પોતાની જાતને ખપાવી દીધી. ૧૮૯૯–૧૯૦૪ સુધીમાં આ વિષયના બત્રીસ સંશોધન લેખો તેમણે પ્રકટ કર્યા.

ફ્રાન્સમાં જન્મેલી રેડિયો–એકટીવીટી પરદેશોમાં વિજયપૂર્વક પ્રસરવા લાગી, દુનિયાના મહાન વૈજ્ઞાનિકોના પત્રોનો ઢગલો થવા માંડયો. ક્યુરી દંપતીનો પત્રવ્યવહાર સતત વધવા લાગ્યો.

૧૯૦૩માં સર વિલિયમ રામ્સે અને સોડી નામના બે અંગ્રેજ રાસાયનિકોએ બતાવી આપ્યું કે રેડિયમમાંથી હેલિયમ નામનો વાયુ થોડા પ્રમાણમાં છૂટે છે. અણુની રચનાના ફેરફારનો પહેલો દાખલો. કીમિયાગરોનું સ્વપ્ન સિદ્ધ થયું ! અંધારામાં રેડિયમ પ્રકાશે છે, કાચને રંગીન દેખાડે છે, ફોટોગ્રાફની પ્લેટને બાંધી રાખી હોય છતાં અસર કરે છે, વાતાવરણને વીજળીવાહક કરે છે એ પ્રમાણે જોઇ ગયા પણ આટલેથી જ રેડિયમના ચમત્કાર અટકતા નથી. પાસેની વસ્તુને પ્રકાશિત કરે છે એટલું જ નહિ પણ પાસેની વસ્તુને પોતાનો ગુણ પણ આપે છે–પ્રયોગશાળામાં બધી વસ્તુઓ રેડિયો–એક્ટિવ બની જાય છે. દ્રવ્ય–રચનાના જૂના વિચારો ડગમગવા લાગ્યા. માનવજાતના સુખ માટે પણ રેડિયમ કંઈ કરી શકે છે એ મોટો ચમત્કાર હતો. ભયંકર દર્દ ચાંદા–કેન્સર મટાડવામાં તે ઉપયોગી થાય છે, એમ શોધાયું.

પીરે મહાશયે પોતાનો હાથ રેડિયમની અસર જોવા માટે તેનાં કિરણો પર રાખ્યો. ચામડી રાતી થઈ અને બળી ગઇ હોય એવો દેખાવ થયો. જરાય દુઃખ ન થયું. કેટલાય વખત પછી રતાશ વધવા લાગી. વીસમે દિવસે પાછી નવી ચામડી આવવા લાગી. અને છેવટે થોડા ભાગમાં ઊંડો અસર થઇ હોય તેવો જખમ થઈ રહ્યો. મેરીને પણ આવા જ જખમ હાથ પર થયા હતા. પ્રોફેસર બેક વેરલે રેડિયમની એક ટયુબ (નાની શીશી) ખિસ્સામાં રાખી હતી. એટલા ભાગમાં તે પણ દાઝયા.

'હું આ રેડિયમને ચાહું છું, પણ તેની સામે મારી ફરિયાદ છે.' એમ તેઓ ક્યુરી દંપતીને તેમના આ 'ભયંકર બાળક' માટે કહેતા.

રેડિયમની શોધ માનવજાતને ઉપયોગી નીવડી હતી–ખૂબ ઉપયોગી. હવે મોટા પાયા પર એ તત્ત્વ બનાવવા પ્રયત્નો થવા લાગ્યા. ૧૯૦૨માં ફ્રાન્સની વિજ્ઞાન એકેડેમીએ ક્યુરી દંપતીને ૨૦૦૦૦ ફ્રાંક આપ્યા. ઉદ્યોગપતિઓ એની બનાવટ માટે કારખાનાં કાઢવા વિચાર કરવા લાગ્યા. રેડિયમના વ્યવહારુ ઉપયોગ ખૂબ હતા. જોતજોતામાં એ એક વેપારની ચીજ બની ગઇ.

એક દિવસ એવો આવીને ઊભો રહ્યો કે, જે દ્રવ્યના અભાવે પોતાને ખૂબ ખૂબ સહન કરવું પડયું હતું. તે દ્રવ્ય બારણે આવીને ખડું થયું : પણ ગૌરવશીલ ગરીબાઈમાં માનનાર આ દંપતીએ એને માટે દ્વાર ન ખોલ્યાં.

બેલ્જિયમ અને અમેરિકામાં પીચ-બ્લેન્ડ ખનીજમાંથી આ તત્ત્વ કાઢવા કારખાનાં ઊભાં થયાં, પણ જ્યાં સુધી ઇજનેરો બધી ક્રિયાનું રહસ્ય ન જાણે ત્યાં સુધી કામ ક્યાંથી આગળ ચાલે ? આ બધી ક્રિયાઓ અને રીતો માત્ર મેરીએ શોધી હતી અને તે એકલી જ જાણતી હતી.

એક દિવસ અમેરિકાથી કાગળ આવ્યો. ધ્યાનપૂર્વક વાંચી પીરે મહાશયે ખિસ્સામાં મૂકયો. એક રવિવારે સવારે પીરેએ પોતાની પત્ની સાથે ફરતાં ફરતાં વિચારપૂર્વક વાત ઉપાડી.

વધારામાં તેઓએ જણાવ્યું કે, 'બગસરાને આટલી રકમ આપવી (પાંચ છ હજારની) તે વધારે પડતી નવી. હિંદના ગામડાંઓ ભાંગી પડેલા છે, ત્યાંના પૈસા શોષાઇને અહીં આવે છે અને અત્યારે ત્યાં પાછા જાય એ વાસ્તવિક જ છે. અને બગસરા પ્રત્યે કર્યું છે તે દેશ પ્રત્યે કર્યું છે એમ માનજો. અહીં જે નામો હું જોઉં છું તેમાં ગર્ભ-શ્રીમંતના નામો ઓછાં છે. જેઓ ભાંગતા ગામડાંમાંથી નાસેલા છે અને જેમણે અહીં, માથા પછાડીને લોહી કાઢેલા છે, તેવાઓએ દ્રવ્ય આપેલું છે. આ શુભ પ્રયત્નને હું વધાવું છું.'

(તા. ૨૬-૬-૧૯૩૪નો અહેવાલ સાથે છે)

છેલ્લે હમણાં જ તા. ૧૯-૨૦ જાન્યુઆરીમાં અહીં બગસરા, નૂતન બાલશિક્ષણ સંમેલનનું બીજું અધિવેશન હતું, ત્યારે હાજરી આપવા સ્વીકારેલું હતું. એ પત્રમાં જ એમણે લખેલું: 'જેને પંતુજીઓ કહી આપણે પડતા મૂકયા છે તેને ન વિસારશો. તાલુકાના શિક્ષકગણને નોતરજો. હું આવીશ, મારે તો એક પંથ ને દો કાજ થશે.'*

સંસ્કૃતિનો સાચો રખવાલ આમ ઓચિંતો ચાલ્યો જશે એ ધારવામાં નહોતું. એમનો વેગ જેમ ઝડપી હતો તેમ અકળ પણ નીવડયો.

* ડો મેઘાણીના મુંબઈ અકાળ અવસાનના કારણે તેઓને મુંબઇ જવું પડયું હોવાથી આ સંમેલનમાં હાજરી ન આપી શકયા.



[ અનુસંધાન પાન ૫૯ થી ચાલુ ]

હતા, અને ગુજરાતની સંસ્કૃતિની વિસ્મૃત સમૃદ્ધિને ઊગતી પ્રજાસમક્ષ રજૂ કરવાના હતા.

છેવટની વાતચીત માટે એમણે મને આણંદ સ્ટેશને મળવા બોલાવ્યો હતો. એ અમદાવાદથી વડોદરા "મહિડા પારિતોષક" સ્વીકારવા માટે જતા હતા. સાથે ચંદ્રવદન મહેતા હતા. અમારે દસેક મિનિટ વાતચીત થઈ. વિઠ્ઠલભાઈ પટેલ વિજ્ઞાન મહાવિદ્યાલય જૂન '૪૫માં શરૂ થશે કે કેમ, એ સંબંધી એમને કંઈક શંકા હતી. મેં એમને ખાતરી આપી કે એમાં કાંઈ જ ફેર નહિ પડે, અને એમનો નિર્ણય જાણવા માગ્યો. એમણે સંસ્થામાં જોડાવાનું નક્કી કરી દીધું છે એમ મને કહ્યું, અને ફરી વિદ્યાનગર એકાદ દિવસ આવી જવાનું વચન આપ્યું.

વિદ્યાનગર આવ્યા હતા ત્યારે પણ ત્યાંના સ્ટાફને એમણે એ જ વચન આપ્યું હતું.

તે વખતે કોને ખબર હતી કે એ આ વાયદો કદી પાળવાના નથી ?






શિક્ષક તરીકેનું કામ તો ચાલુ જ રાખ્યું.

કીર્તિ એક અજબ અરીસો છે. કેટલીક વાર સાચું દર્શન કરાવે છે. તો કેટલીક વાર અજબ વિકૃતિ પેદા કરે છે. છાપાઓમાં જાહેર થયું કે ક્યુરી દંપતીનો રેડિયમના જથ્થાનો થોડો ભાગ અકસ્માતથી ખોવાઈ ગયો છે, ત્યારે એવાં ચિત્રો પ્રગટ થયાં કે તેઓ પોતાના ગમાણ જેવા એકઢાળિયામાં પૂરાઇ ગયાં છે, કોઈ ને દાખલ થવા દેતાં નથી અને ઝાડુ લઇને ખૂણેખૂણા સાફ કરે છે અને ખોવાયેલા તત્ત્વને શોધવા પ્રયત્ન કરે છે!

કીર્તિના પ્રકાશમાં ક્યુરી દંપતી એટલાં બધાં અકળાઇ ગયાં કે તેઓ શાંતિ માટે નાસી છૂટવા ગામડામાં ચાલ્યાં ગયાં. સાયકલ પર સામાન્ય વેશમાં નીકળેલાં એ જણને કોણ માને કે એ વિજ્ઞાનની વિભૂતિઓ હશે? અને જાણકારને પણ તેમને ઓળખવામાં મુશ્કેલી ઊભી થતી. પણ એક બાહોશ અમેરિકન પત્રકાર પાછળ પડયો. એક મચ્છીમારના ઝૂંપડા આગળ તેમને પકડી પાડયાં. તેના પત્રમાં અધિપતિએ ક્યુરી દંપતીની મુલાકાત માટે તેને મોકલ્યો હતો, પણ પત્રકાર મૂંઝવણમાં પડયો. શું આ સ્ત્રી જગપ્રસિદ્ધ વૈજ્ઞાનિક? કોઇ ભૂલ નથી ને! ઉઘાડા પગે, બારણાના પગથિયામાં રેતી ઉછાળતી આ સ્ત્રી તે વળી મેડમ ક્યુરી હોય?

સ્ત્રીએ મોં ઊંચું કર્યું અને પત્રકારે જોયેલા ફોટા સાથે એનું સામ્ય નીહાળ્યું. તે પાસે આવ્યો અને આસન જમાવ્યું. મેરીએ પણ ધાર્યું કે હવે છૂટવાનો ઉપાય નથી; એટલે ટૂંકાં વાક્યો વડે જવાબ આપવા માંડયા. થોડા સવાલ થયા પછી પત્રકારે મેરીને તેમના કાર્યની રીત, સંશોધન માટે મનોવૃત્તિ વગેરે પર પૂછવા માંડયું. એક જ વાકયમાં મેરીએ પતાવી દીધું: 'વિજ્ઞાનની વસ્તુઓમાં અમે રસ લઈએ છીએ, વ્યક્તિઓમાં નહિ.' મેરીના જીવનનો મુદ્રાલેખ અને તેના ચારિત્ર્યનું વર્ણન આ વાકયમાં આવી જાય છે. એક મોટા પુસ્તકમાં જે ન લખી શકાય તે બધું મેરીએ આમાં સમાવી દીધું છે.

---

*તાજેતરમાં પ્રગટ થયેલ આ લેખકના 'મેડમ ક્યુરી' નામના પુસ્તકનું એક પ્રકરણ. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય.*



( અનુસંધાન પાન ૭૨ થી ચાલુ )

ભૂતકાળમાં આ વિસ્તારમાં પાક નિષ્ફળ જતા અને દુષ્કાળ પ્રવર્તતો. ભૂખમરાને લીધે મરણપ્રમાણ ખૂબ રહેતું. હવે વિશ્વાસપૂર્વક કહી શકાય કે આ યોજના પૂરી થતાં એવું બનશે નહીં.

આ પ્રદેશની ખનીજ સંપત્તિ સમૃદ્ધ છે. કોલસા ખૂબ નીકળે છે. બીજા ખનીજોમાં ચાઈનાકલે, ફાયરકલે એવી જાતજાતની ઉપયોગી માટીઓ, અબરખ, ચૂનાપથરો, સીસું, રૂપું અને એન્ટીમનીના ખનીજો વગેરેનો સમાવેશ થાય છે. આ યોજનાને લીધે સસ્તી શક્તિ અને વ્યવહારની સગવડો વગેરે સુલભ્ય બને છે એટલે એ પ્રદેશની ઔદ્યોગિક ખીલવણી થશે અને ભૂતકાળની જાહોજલાલી પાછી આવશે.

આખી યોજનાનું ખર્ચ પંચાવન કરોડ રૂપિયા અડસટવામાં આવ્યું છે. આ વર્ષના ઉનાળામાં ઉપરવાસ પહેલો બંધ બાંધવાનું કામ શરૂ થાય, એટલી ભૂમિકાએ તૈયારીઓ પહોંચી છે. બંગાળ, બિહાર અને મધ્યસ્થ સરકાર–એમ ત્રણ સરકારોનું આ યોજનામાં હિત સમાયલું છે. અમેરિકાની ટેનીસીવેલી યોજનાના મુદ્દાપર યોજાયેલી આખી યોજનામાં હિંદમાં પ્રવર્તતી પરિસ્થિતિને અનુકૂળ ફેરફાર પણ કરવામાં આવ્યા છે.

ગુજરાતમાં તાપી, નર્મદા, મહીસાગર નદીઓ આવેલી છે. છેલ્લાં બે વર્ષો થયાં તાપીના પૂર પારાવાર નુકશાન કરે છે. આ નદીઓને દામોદર યોજના અનુસાર ખીલવાય તો એ પ્રદેશની સૂરત ફરી જાય. મુંબઈ સરકાર તાપી માટે આવી ખીલવણીનો વિચાર કરી રહી છે એવા સમાચાર થોડા વખત પહેલાં પ્રગટ થયા હતા, એ ખરેખર આનંદની વાત છે.

કુદરતી બળોનો ઉપયોગ માનવીના હિત ખાતર યોજવો એ જ વિજ્ઞાનની સર્વશ્રેષ્ઠ સિદ્ધિ છે.





'આપણા રેડિયમ માટે થોડી વાત છે. તેનો ઉદ્યોગ ખૂબ વધશે, એમાં શંકા નથી. થોડા વર્ષમાં આખી દુનિયાને રેડિયમની જરૂર પડશે. હમણાં અમેરિકાથી કાગળ આવ્યો છે. તેઓને રેડિયમ કાઢવા માટે માહિતી જોઇએ છે.'

'બરાબર, પછી?' મેરીને કાંઈ રસ નહોતો.

'પછી આપણે પસંદ કરવાનું છે. કોઇ પણ જાતના સંકોચ વિના બધાં પરિણામો આપણે બહાર પાડવાં. શુદ્ધ કરવાની રીત.........'

'મેરીએ હાનું ડોકું ધુણાવ્યું અને ધીમેથી કહ્યું: 'હા બરાબર.'

'અથવા તો...' પીરેએ આગળ ચલાવ્યું:

'આપણે રેડિયમના શોધક તરીકે તેના માલિક બનવું. આમ તો આપણે પેટન્ટ કઢાવીએ જેથી આપણા હક્કોનું રક્ષણ થાય.'

મેરીએ ક્ષણભર વિચાર કર્યો અને કહ્યું: 'એ નહીં બને. સંશોધનની ભાવનાની વિરુદ્ધ થાય.'

પીરેનો ચહેરો આનંદિત થયો, પણ તેમણે આગળ ચલાવ્યું:

'હું પણ એમ ધારું છું......પણ આ નિર્ણય હલકા મને ન થવો જોઇએ. આપણું જીવન કષ્ટમય તો છે, અને કષ્ટો હજી વધવાનાં. દીકરી છે અને બીજાં બાળકો પણ થાય. પેટન્ટ લેવાથી ખૂબ પૈસા આવશે. આ બધું ગદ્ધાવૈતરું બંધ થશે અને સગવડનો અભાવ મટી જશે.' અને હસીને ઉમેર્યું: 'એક સારી પ્રયોગ શાળા પણ આપણે ઊભી કરશું.' મેરી તાકી રહી. બધું વિચારીને બરાબર તોળી જોયું અને પેટન્ટની એકદમ ના પાડી, જવાબ આપ્યો:

'ભૌતિક વિજ્ઞાનીઓ પોતાના સંશોધનના પરિણામો પૂરેપૂરાં પ્રગટ કરે છે. જો રેડિયમની શોધ ઉદ્યોગમાં ઉપયોગી હોય તો એ અકસ્માત છે. આપણે તેનો ફાયદો ઉઠાવવો ન જોઇએ. મને એમાંથી ફાયદો ઉઠાવવો અઘટિત લાગે છે.' પોતાના પતિને સંતોષવા તેણે કોઈ પ્રયત્ન ન કર્યો.

પીરેએ પત્નીના વાકયનો શાંતિપૂર્વક પડઘો પાડયો: પેટન્ટ વૈજ્ઞાનિક સંશોધનની ભાવના વિરુદ્ધ થાય. આજે રાત્રે અમેરિકા જવાબ લખી નાખીશ અને માગેલી માહિતી મોકલીશ.' પીરેએ સંતોષપૂર્વક પૂર્ણાહુતિ કરી.

ગરીબાઈ અને પૈસા—એમાંથી હંમેશને માટે દંપતીએ પોતાની પસંદગી કરી દીધી.

પણ સૂર્ય છાબડે ઢંકાતો નથી. એ તો આખરે ચમકી ઊઠયો. દેશદેશમાં તેમનાં માન થવા લાગ્યા.

સ્વીટ્ઝરલેન્ડે કયુરીદંપતીની સૌ પ્રથમ કદર કરી; તેમને યોગ્ય જગ્યા જીનીવા યુનિવર્સિટીમાં આપી. સૌથી પહેલું માન ઇંગ્લંડે આપ્યું. ૧૯૦૩ના જૂનમાં રોયલ ઈન્સ્ટીટયુશને રેડિયમ પર ભાષણ આપવા કયુરી દંપતીને આમંત્રણ મોકલ્યું. લોર્ડ કેલ્વીને તેમનું સ્વાગત કર્યું; તેમની શોધમાં ખૂબ રસ લીધો—જાણે કે પોતાની શોધેલી હોય. ઇંગ્લંડની પ્રયોગશાળાઓ બતાવી. ફ્રેંચ ભાષામાં પીરેએ ભાષણ કર્યું અને રેડિયમના પ્રયોગો કરી બતાવ્યા. બીજે દિવસે આખું લંડન કયુરી દંપતીને જોવા ઊમટયું.

પ્રોફેસર અને મેડમ કયુરીને ખાણાનાં અનેક આમંત્રણો મળ્યાં. ૧૯૦૩ના નવેમ્બરમાં ઇંગ્લંડની રોયલ સોસાયટીએ 'ડેવી મેડલ' તેમને એનાયત કર્યો

૧૯૦૩ના ડિસેમ્બરમાં સ્વીડનની એકેડેમીએ જાહેર કર્યું કે, "ભૌતિકશાસ્ત્રમાં આ વર્ષનું નોબેલ પારિતોષક હેનરી બેકવેરેલ અને કયુરી દંપતી વચ્ચે વહેંચવામાં આવ્યું છે; રેડિયો-એકટીવીટીના ક્ષેત્રમાં તેમની શ્રેષ્ઠ શોધો માટે."

વળી એક ઇનામ આવ્યું. ઓસિરીસ ઈનામના ૫૦ હજાર ફ્રાંક આવ્યા તેમાંથી થોડા બચત અર્થે રોકયા. બાકીનામાંથી પીરેના ભાઈને અને મેરીની બહેનોને ભેટો મોકલી; વૈજ્ઞાનિક મંડળોનાં લવાજમો મોકલ્યાં. લેબોરેટરી મદદનીશોને, મેરીની ગરીબ સખીઓને ભેટો મોકલી. અને છેલ્લામાં છેલ્લો થોડો પોતાની સગવડનો પણ વિચાર કર્યો. પોતાના મકાનમાં એક સરસ બાથ-રૂમ બનાવરાવી; મકાન સાફસૂફ કરાવ્યું. પણ પોતાને કાજે એક નવી હેટ-ટોપી ખરીદવાનું મેરીને ન સૂઝયું! પીરેને નોકરી છોડાવી. પરંતુ પોતાનું



પડ્યું હતું. રોગજનક જંતુઓ ઉપર ગ્રેમીસીડીન ખૂબ અસરકારક પુરવાર થયા છતાં દર્દીને માટે નુકસાનકારક હોવાનું માલૂમ પડ્યું; જોકે પગ ઉપરનાં ચાંદાં, ચામડીના રોગો વગેરે ઉપર બાહ્ય ઉપચાર તરીકે તે ખૂબ અસરકારક હતું.

૧૯૪૧ના ઉનાળામાં ઇંગ્લંડથી બે વૈજ્ઞાનિકો ડૉ. ફ્લેમીંગની અસલ સ્ટેફીલોકોકાઈ જંતુઓ ઉગાડેલી ફુગવાળી કાચની બરણી લઇને અમેરિકા ગયા. અમેરિકાના ખેતીવાડી ખાતાની ઇલીનોયસ પરગણાના પીઓરીઆમાંની નોર્ધર્ન રીજ્યનલ રીસર્ચ લેબોરેટરીને આમાંથી પેનિસીલીન છૂટું પાડવાનું કામ સોંપવામાં આવ્યું. ઉત્સાહી સંશોધનકારો આ કામ પાછળ મંડી ગયા અને એક વર્ષના ખંત અને ઉત્સાહભર્યા અવિરત પ્રયત્નને અંતે તેઓએ ઓક્સફર્ડમાં ફૂગમાંથી તૈયાર કરવામાં આવેલ પેનિસીલીન કરતાં દસગણું વધારે અસરકારક પેનિસીલીન તૈયાર કર્યું. ૧૯૪૩માં ૨૧૦૦૦,૦૦૦,૦૦૦ એકમ પેનિસિલીન તૈયાર થયું અને બીજે વર્ષે એ ઉત્પાદનનો આંકડો ૧,૬૩૩,૦૦૦,૦૦૦,૦૦૦ એકમ સુધી પહોંચ્યો, ક્ષ-કિરણો અને અલ્ટ્રા-વાયોલેટ કિરણોની મદદ વડે ઉત્પાદનમાં ખૂબ વૃદ્ધિ થઇ; વાર્ષિક ઉત્પાદન ૭,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦એકમ સુધી પહોંચ્યું છે.

આવી અજાયબ શોધો થયા છતાં, વિજ્ઞાન તો હજુ એક ડગલું આગળ વધવાનું હતું. ૧૯૪૩માં અમેરિકાના ડૉ. સેલ્મેન વેક્સમાને એક નવા ચમત્કારિક ઔષધ—સ્ટ્રેપ્ટોમાઇસીનની શોધ કરી. આ ઔષધ જમીનમાં થતી એક ફુગમાંથી કાઢવામાં આવ્યું હતું. અને તે ટયુલરેમીઆ, ઇન્ફ્લુએન્ઝા, મેનીન્જાઇટીસ, ન્યુમોનીઆ અને બ્લડ પોઇઝનીંગ ઉપર અસરકારક જણાયું હતું. યુદ્ધના ક્ષેત્રમાં કામ કરતા ડૉક્ટરોએ મુત્રાશયની કોથળી અને મૂત્રપિંડના રોગોની સારવારમાં તેના ફત્તેહકારક પરિણામો જાહેર કર્યાં હતા.

કેટલાક રોગજંતુઓ ઉપર સલ્ફા ઔષધો અને પેનિસીલીન બીનઅસરકારક નીવડ્યાં છે. આ એક મૂંઝવતો પ્રશ્ન છે. આના ઉકેલ માટે રસાયનશાસ્ત્રીઓનું ધ્યાન પેનિસીલીનના વિઘટન યા તેને રાસાયનિક રીતે તોડી પેદા થતા પદાર્થો તરફ વળ્યું છે. અત્યાર સુધીમાં પેનિસીલીનમાંથી 'જી', 'કે', 'એક્ષ' અને 'એફ' ભાગો પાસાદાર રૂપમાં છૂટા પાડવામાં આવ્યા છે.

શુદ્ધ 'એક્ષ' અને 'જી' પેનિસીલીન ઘણાં દરદોમાં અસરકારક માલૂમ પડેલ છે. અશુદ્ધ 'જી' સોરીલીસ (ચાંદી) માટે વધુ અસરકારક જણાયું છે. 'એક્ષ' પેનિસીલીનથી ગોનોરીઆ (પરમા) ઉપર ખૂબ સારાં પરિણામો આવેલ છે. ઇંગ્લંડ અને અમેરિકાના વૈજ્ઞાનિકોના સહકારથી પેનિસીલીનનું સંયોજન પણ સફળ થયું છે.

અત્યાર સુધી પેનિસીલીન અને સ્ટ્રેપ્ટોમાઇસીન ઔષધોએ માનવજાતના ઘણાખરા અસાધ્ય રોગો ઉપર ચમત્કારિક અસર કરી છે, છતાં કેટલાક રોગો ઉપર આ બન્ને તેમ જ બીજા ઔષધો બીનઅસરકારક રહ્યા છે. પરંતુ વિજ્ઞાનની પ્રગતિ તેની આગેકદમ–તો શાશ્વતકાળ લગી ચાલ્યા જ કરશે. તેના અંતની આગાહી કરી શકે તેવો બડભાગી માનવી હજુ તો પૃથ્વીના પેટે પાક્યો નથી. એક દિવસ એવો જરૂર આવશે જ્યારે માનવીનાં અથાગ પ્રયત્નો વડે પ્રાપ્ત થયેલા નવા ઔષધો માનવીને પીડતા બધાય રોગો ઉપર પ્રભુત્વ મેળવશે અને માનવજાતને મૃત્યુના મુખમાંથી બચાવી શકશે. પેનિસીલીન અને સ્ટ્રેપ્ટોમાઇસીન જેવા ચમત્કારિક ઔષધોની શોધો માનવીની એ આશાના સિદ્ધિના સૂચક આરંભિક ચિહ્નો છે.

## ઉદ્યોગોમાં વાયુઓ

ઉદ્યોગોમાં મોટા પાયા પર વાયુઓનો (ગેસ) ઉપયોગ આધુનિક રાસાયનિક ઇજનેરની એક મહાન ફત્તેહ છે; વૈજ્ઞાનિકો અને ઇજનેરોના સહકારનું એ પરિણામ છે. ગેસના મોટા સીલીન્ડર રેલ્વેસ્ટેશન પર કોણે નહીં જોયા હોય? આવા વાયુઓમાં હાઇડ્રોજન, ઓક્સીજન, નાઇટ્રોજન, આર્ગન, ક્લોરીન, સલ્ફર ડાયઓક્ષાઇડ, એમોનિયા નાઇટ્રસ ઓક્ષાઇડ, કાર્બન મોનોક્ષાઇડ અને ડાયઓક્ષાઇડ, એસીટીલીન, ઇથાઇલ ક્લોરાઇડ વગેરેનો સમાવેશ થાય છે. ઉપરના ઔદ્યોગિક

# વિજ્ઞાનદર્શન

શ્રી. બંસી ગાંધી, बी. एससी.
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મૂ. શાહ, एम. एससी., पीएच. डी.

## નવીન ઔષધોની શોધમાં

પેનિસીલીન અને સલ્ફા ઔષધોની શોધોથી વૈદકીય વિજ્ઞાનમાં ખૂબ પ્રગતિ થઇ છે. અને કેટલાક અસાધ્ય રોગો ઉપર આ ઔષધોએ ચમત્કારિક પરિણામો આણ્યા છે. યુદ્ધકાળમાં રણમેદાન પર અસંખ્ય સૈનિકોની જિંદગી બચાવવામાં આ બન્ને ઔષધોએ અજાયબ કામ કર્યું છે, પેનિસીલીન અને સલ્ફા ઔષધોના ચમત્કારિક પરિણામોથી પ્રેરણા મેળવી યુરોપ અને અમેરિકામાં પુષ્કળ વૈજ્ઞાનિકો તેના જેવા બીજા નવીન ઔષધોની શોધ માટે અવિરત મહેનત કરી રહ્યા છે અને તેમાં ખાસ કરીને અમેરિકા આવા પ્રયાસોમાં આગળ પડતો ભાગ લઇ રહેલ છે. પેનિસીલીન અને સલ્ફા ઔષધો 'ચમત્કારિક' ઔષધો ગણાય છે છતા તે સર્વ–દર્દ–નિવારક ઔષધો પુરવાર થયા નથી; એટલે વિશેષ અસરકારક બીજાં ઔષધોની શોધ માટેના પ્રયાસો અમેરિકાની પ્રયોગશાળાઓમાં અવિરતપણે ચાલુ છે. દાખલા તરીકે, અમેરિકાની ન્યૂયોર્ક બોટેનીકલ ગાર્ડન્સમાં ૧૦૦૦ ઉપરાંત ફૂગોની શાસ્ત્રીય તપાસ નવીન ઔષધો મેળવવા માટે થઇ રહેલ છે.

૧૯૩૯–૧૯૪૪ના ગાળામાં વૈજ્ઞાનિકોએ બેકટીરીઆ, ફૂગો અને બીજાં જમીનમાં થતાં સૂક્ષ્મ જીવાણુઓમાંથી કેટલાક ઔષધો બનાવેલ છે. આ બધાં ઔષધો ઘણાં દર્દો ઉપર સલ્ફા ઔષધો જેટલા અસરકારક નીવડયાં છે તેટલું જ નહિં પરંતુ આ ઔષધો સલ્ફા ઔષધો કરતાં દરદીને ઓછા નુકસાનકારક માલૂમ પડયા છે. રોગઉત્પાદક જંતુઓ ઉપર આ ઔષધો અજાયબ કામ કરે છે અને અંતે તે જંતુઓનો નાશ કરે છે.

બેકટીરીઆ, ફૂગ અને બીજાં સૂક્ષ્મ જીવાણુઓમાંથી અત્યારસુધી શોધાયેલા ઔષધોના સંશોધનની શરૂઆત પ્રખ્યાત ફ્રેન્ચ વૈજ્ઞાનિક લુઇ પાશ્ચરથી થઈ ગણાય. ૧૮૭૭માં પાશ્ચરે શોધી કાઢયું કે કેટલાક 'એન્થ્રેક્ષ' જીવાણુઓના ઉગાડેલા સમૂહ ઉપર આસપાસની હવામાંથી સામાન્ય બેકટીરીઆ પ્રવેશેલા હતા અને તેઓએ એન્થ્રેક્ષ બેકટીરીઆ–જીવાણુનો વિકાસ પૂર્ણ રીતે અટકાવી દીધો હતો. પાશ્ચર અને તેના સહકાર્યકરોએ આ અગત્યની બીનાની નોંધ લીધી પરંતુ એ વાત એટલેથી જ પડતી મૂકી અને એ સંબંધમાં વધુ સંશોધન કર્યું નહિ. તે પછી છેક ૧૮૯૯માં જીવાણુઓમાંથી પાયોસ્થાનેઝ નામના ઔષધની શોધ થઇ અને તેનો વૈદકીય ઉપયોગ કરવામાં આવ્યો, સામાન્ય બેકટીરીઆમાંથી તૈયાર કરવામાં આવતાં આવાં ઔષધો ડીપ્થેરીઆ, એન્થ્રેક્ષ અને બીજાં જીવાણુજન્ય દર્દોમાં કારગત નીવડે છે. તે પછીના ત્રીસ વર્ષમા આવાં કેટલાંક બીજાં ઔષધોની શોધ થઈ હતી; આ ઔષધો પ્રયોગ પૂરતા કાચની નળીઓમાં રાખેલા રોગજનક જીવાણુઓ ઉપર અસરકારક માલૂમ પડયા હતા; પરંતુ પદ્ધતિસર ઉપયોગ માટે નિરર્થક પુરવાર થયા હતા.

૧૯૨૯મા લંડનના ડૉ. ફ્લેમીંગે રોગજનક સ્ટેફીલોકોકાઇ જંતુઓ ઉપર અન્વેષણ કરતાં પેનિસીલીઅમ નોટેટમ નામની લીલા રંગની ફૂગમાંથી પેનિસીલીનની આકસ્મિક શોધ કરી. પેનિસીલીનની શોધનો રસમય ઇતિહાસ અને તેના ચમત્કારિક ઉપયોગનું વર્ણન 'ઊર્મિ અને નવરચના'ના અગાઉના અંકોમાં આવી ગયું છે (જુઓ જાન્યુઆરી ૧૯૪૬ અને માર્ચ ૧૯૪૬ના અંકો). ડૉ. ફ્લેમીંગે સ્ટેફીલોકોકાઇ જંતુઓ ઉપર પેનિસીલીનની વિનાશકારી અસરની નોંધ કરી. પરંતુ ફૂગ ઉગાડવા માટે તૈયાર કરેલ પ્રવાહી 'બ્રોથ'માથી પેનિસીલીન છૂટું પાડવા માટે જયારે પ્રયત્ન કર્યો ત્યારે પેનિસીલીનની બધી ચમત્કારિક અસર નાશ થતી જણાઈ. તેથી ડૉ. ફ્લેમીંગે આ નવીન ઔષધને રાસાયનિક દૃષ્ટિએ અસ્થિર ગણી વધુ સંશોધનની વાત પડતી મૂકી.

લગભગ એક વર્ષ પછી અમેરિકામાં ન્યૂયોર્કના રોકફેલર ઇન્સ્ટીટયુટ ફોર મેડિકલ રીસર્ચના ડૉ. રેને ડયુબોએ ગ્રેમીસીડીનની શોધની જાહેરાત કરી. આ ઔષધ જમીનમાં થતા એક બ્રેસીલસ બ્રેવીસ નામના બેકટીરીઆમાંથી કાઢવામાં આવ્યું હતું. અને તે ન્યુમોકોકાઇ, સ્ટ્રેપ્ટોકોકાઇ અને સ્ટેફીલોકોકાઇ નામના રોગજનક જીવાણુઓ ઉપર ખૂબ અસરકારક માલૂમ



ગયા છીએ. ગંધક બાળવાથી સલ્ફર ડાયોક્સાઇડ પેદા થાય છે. આ વાયુ ઝેરી છે અને તેનો ઉપયોગ જંતુ-વિનાશક તરીકે થાય છે. ક્લોરીન પીવાના પાણીને જંતુવિહીન બનાવવા માટે વપરાય છે. આ વાયુ પણ ઝેરી છે અને આધુનિક યુદ્ધોમાં વપરાતા ઝેરી વાયુ-ઓની બનાવટમાં પણ વપરાય છે.

વાયુઓ દ્રવ્યનું સાદામાં સાદું રૂપ છે. આધુનિક યાંત્રિક સંસ્કૃતિમાં મનુષ્યે વાયુઓ પર પ્રભુત્વ મેળ-વવામાં સફળતા મેળવી છે એ ખરેખર ઔદ્યોગિક યુગની મહાન ઘટના છે.

**દિલ્હીની વિજ્ઞાન પરિષદના જાહેર ભાષણો**

વિજ્ઞાન પરિષદ દરમિયાન રોજ સાંજે જનતાને ઉપયોગી ભાષણો ગોઠવવામાં આવતા. હિંદના જાણીતા વૈજ્ઞાનિકોને આ માટે આમંત્રવામાં આવ્યા હતા. પ્રમુખ તરીકે વચગાળાની સરકારના સભ્યોને નોતરવામાં આવતા. ભાષણો ખૂબ લોકપ્રિય થયા હતા. લોકો એક એક કલાક અગાઉથી જગ્યા રોકવાની શરૂઆત કરતા.

સર સી. વી. રામને પંડિત જવાહરલાલના પ્રમુખપદ નીચે સ્ફટિકો પર ભાષણ આપ્યું. તેમની લાક્ષણિક શૈલીમાં સ્ફટિકોના અભ્યાસની અગત્ય અને સ્ફટિકોના બંધારણ વિષે સરળ ભાષામાં ચર્ચા કરી હતી. પ્રો. બ્લેકેટે રાજેન્દ્રબાબુના પ્રમુખપદ નીચે કૉસ્મિક કિરણો પર ભાષણ આપ્યું હતું.

પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવતા ૮૬ વર્ષના સર ડાર્સી થોમ્સને શરીરના વિવિધ હાડકાંઓના આકારમાં ઇજનેરી તત્ત્વો કેવી રીતે સમાયેલા છે અને તેને લીધે શરીરનો ભાર સમાનતાથી કેવી રીતે વહેંચાયેલો રહે છે તેમ જ શરીરરચનાના મુદ્દા શું છે એ સમજાવ્યું હતું. દાખલા તરીકે, પક્ષીઓની પાંખોની રચના પરથી કેવી રીતે ઇજનેરોએ વિમાનની પાંખ રચી એ સર્વે અનેક ચિત્રો પાડી સમજાવ્યું હતું. ૮૬ વર્ષના આ વયોવૃદ્ધ વિજ્ઞાનીને કવિતાસમું ભાષણ આપતા અને અવારનવાર પાટીઆ પર સુંદર અનેક આકારનાં હાડકાં ચીતરતાં જોઇને લોકો મુગ્ધ બન્યા હતા. પ્રમુખ શ્રી. રાજગોપાલાચારીએ એને techniqne of speech makins—ભાષણ આપવાની કળા—એમ વર્ણવ્યું હતું અને આવું ભાષણ તે કેમ કરી શકે છે તે સમજાવતા કહ્યું હતું કે તેઓ તેમનો વિષય સંપૂર્ણ રીતે જાણે છે. યુવકોને સલાહમાં કહ્યું કે તમારા વિષયનો સંપૂર્ણ રીતે અભ્યાસ કરો અને જ્યારે તે પૂરેપૂરો સમજો ત્યારે જ ભાષણો કરજો.

પ્રો. મનરો ફોક્ષે 'પ્રાણીઓની વર્તણુંક' પર ભાષણ આપ્યું. પક્ષીઓ વસંતઋતુમાં પ્રજનન કરે છે; ઠંડી ઋતુમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં સેંકડો માઇલ દૂર જઇ વસે છે ઇત્યાદિ ખાસિયતોનો અભ્યાસ તેમણે કેવી રીતે કર્યો અને તેના પરિણામો શું આવ્યા તે વિષે સમજૂતી આપી હતી. ઇંગ્લંડના પ્રો. મોરડેલે આપણા સુપ્રસિદ્ધ ગણિતવિજ્ઞાની 'રામાનુજન' પર ભાષણ આપ્યું હતું. પ્રો. શેપલીએ આકાશગંગાઓ (Galaxies) પર ખૂબ સુંદર ભાષણ આપ્યું હતું. સર હેરોલ્ડ સ્પેન્સર જોન્સ બ્રિટનના શાહી ખગોળ-શાસ્ત્રીનો વિષય 'બીજા ગ્રહો પર જીવનની શક્યતા' હતો. પ્રો. મેઘનાથ શહા 'સૂર્ય–કલંકો (sun-spots) પર બોલ્યા હતા. અમેરિકાના ડૉ. ઓસ્કાર રીડલેએ 'ગ્રંથિઓ અને આપણું શરીર' એ પર વિષય પોતે કરેલા પ્રયોગોના પરિણામો વર્ણવ્યા હતા.

અમેરિકાના પ્રો. બ્લેકસલી અને ન્યૂટન હાર્વેના ભાષણો ખાસ નોંધીએ; પ્રો. બ્લેકસલીનો વિષય સ્વાદ અને ગંધ વંશાનુગતિક છે કે નહીં એ હતો. તેમણે ફીનાઇલ થાયોકારબામાઇડ નામના રસાયણમાં બોળેલી કાગળની પટીઓ શ્રોતાજનોમાં વહેંચી હતી અને તેમાંનો એક ટુકડો દરેકને મોંમાં મૂકવા જણાવ્યું હતું. ઘણાને તે કડવો લાગ્યો, કેટલાકને બિલકુલ નિઃસ્વાદ, તો થોડાકને તે મીઠો અને કેટલાકને તે ખાટો લાગ્યો. આમ એક જ પદાર્થનો સ્વાદ જુદા જુદા માણસોને જુદો જુદો માલૂમ પડ્યો. આ ઉપરથી તેમણે કરેલા પ્રયોગોની ચર્ચા કરી હતી.

પ્રો. હાર્વે 'પ્રાણીઓનો પ્રકાશ' પર બોલ્યા. લગભગ ૪૦ જાતના કીડાઓ, દરિયાઇ છોડો આગિ-યાની માફક પ્રકાશે છે. આ બધાંની અનેક સ્લાઇડો તેમણે બતાવી હતી. શરીરના કયા ભાગો પ્રકાશે છે,





વાયુઓના બે વિભાગ કરી શકાય; પ્રથમ વિભાગમાં પહેલાં પાંચ વાયુઓનો અને બીજા વિભાગમાં બાકીના બધાનો સમાવેશ થાય છે. પ્રથમ વિભાગના વાયુઓને દબાણમાં રાખ્યા છતાં વાયુરૂપે જ રહે છે; જ્યારે બીજા વિભાગના વાયુઓને દબાણમાં રાખવાથી પ્રવાહીરૂપ થઈ જાય છે. એટલે આ વાયુઓને પ્રવાહી બનાવી ખૂબ અંતરે આવેલા સ્થળોએ થોડા ખર્ચે મોકલી શકાય. આ વિભાગમાં વાયુઓના અનેક બીજા ઔદ્યોગિક ઉપયોગો ઉપરાંત, એમોનિયા, કાર્બન ડાયઓક્ષાઇડ રેફ્રીજરેટર (ઠંડુ રાખનાર યંત્ર)માં ગરમી ઓછી કરવાના સાધન તરીકે વાપરવામાં આવે છે.

આ બધા વાયુઓના વિધવિધ ઉપયોગો જોઇએ: હાઇડ્રોજન એમોનિયાની બનાવટમાં, વેજિટેબલ ઘીની બનાવટમાં કોલસામાંથી પેટ્રોલની બનાવટમાં અને બીજા એવા ઉપયોગી પદાર્થોની બનાવટમાં ખૂબ વપરાય છે. હાઇડ્રોજન હલકો હોવાથી બલૂનમાં ભરવામાં આવે છે. હાઇડ્રોજનને હવા અથવા ઓક્સીજન સાથે મેળવી એ મિશ્રણને યોગ્ય રીતે બાળવાથી ખૂબ ગરમી પેદા થાય છે એટલે હાઇડ્રોજનનો ઉપયોગ એમાં પણ થાય છે. હેલિયમ બલૂન ભરવામાં વપરાય છે. તે હાઇડ્રોજન જેટલો જોખમકારક નથી. કારણ કે તે હાઇડ્રોજનની જેમ વિદારણશીલ (Explosive) નથી. ૧૯૩૭માં હાઇડ્રોજનથી ભરેલા હીન્ડેન્બર્ગ પર આવેલી આફતની કોને ખબર નહીં હોય?

એસેટીલીનની સાથે ઓક્સીજન મેળવીને તૈયાર થયેલ મિશ્રણને સળગવાથી પુષ્કળ ગરમી પેદા થાય છે; અને તેનો ઉપયોગ ગજવેલના કકડા સાંધવામાં યા ગજવેલને કાપવા માટે કરવામાં આવે છે. ઓક્સીજન અને હાઇડ્રોજનનું મિશ્રણ પણ એવી રીતે ખૂબ ગરમી આપે છે એટલે તેનો પણ એવો ઉપયોગ થાય છે. લોહના ખનીજમાંથી લોઢું કાઢવામાં હવાને બદલી ઓક્સીજન અમુક પ્રમાણમાં ભઠ્ઠીમાં દાખલ કરવાથી પુષ્કળ ગરમી થાય છે અને કોલસાનો બચાવ થાય છે. પ્રવાહી ઓક્સીજનને કોલસાની ભુક્કી સાથે મેળવીને સ્ફોટક પદાર્થ તરીકે વાપરવામાં આવે છે. ઓક્સીજન હવામાં છે; હવાને દબાણમાં રાખી ઠંડી પાડવાથી પ્રવાહી બને છે. આ પ્રવાહી હવાને ઊડવા દેવાથી હવાના અન્ય અંશોમાંથી ઓક્સીજન જુદો પાડી શકાય છે. અને તેનો બીજો ભાગ નાઇટ્રોજન જુદો એકઠો કરવામાં આવે છે. આનો ઉપયોગ એમોનિયાની બનાવટમાં કે વીજળીક શક્તિ દ્વારા નાઇટ્રીક એસિડની બનાવટ માટે કરવામાં આવે છે.

હવામાંથી ઓક્સીજન અને નાઇટ્રોજન કાઢી લીધા પછી વાયુનો થોડો ભાગ રહે તેમાં આર્ગન હોય છે. આર્ગન ઇલેક્ટ્રીક બલ્બમાં ભરવા માટે વપરાય છે. આ ઉપરાંત હવાના બાકીના ભાગમાં વિરલ વાયુઓ અત્યંત જૂજ પ્રમાણમાં હોય છે. આનો ઉપયોગ "નિયોન સાઈન" તરીકે કરવામાં આવે છે. જાહેરાતની આ નવી રીત હવે ખૂબ પ્રસરતી જાય છે. પાતળી કાચની નળીઓના જુદા જુદા આકારો કે અક્ષરો બનાવી તેમાંથી હવા કાઢી લઈ દબાણ ઓછું કરીને આ વાયુ ભરવામાં આવે છે અને તેમાં વીજળી પસાર કરવામાં આવે છે. એટલે તેમાંથી જુદા જુદા રંગના કિરણો નીકળે છે.

નીયોનમાંથી રાતો, આર્ગનમાંથી વાદળીઓ ક્રીપ્ટન અને ઝીનોનમાંથી આછો વાદળી, અને હેલિયમમાંથી કીરમજી રંગનો પ્રકાશ થાય છે. પારામાંથી લીલા વાદળી રંગનો પ્રકાશ નીકળે છે.

નાઇટ્રસ ઓક્સાઇડ "હસતો વાયુ" કહેવાય છે. તેનો ઉપયોગ જ્ઞાનતંતુને જડ બનાવવામાં થાય છે. દાંતના દાક્તરો તેનો ઉપયોગ કરતા. અન્ય વિશેષ કાર્યક્ષમ પદાર્થોની શોધને લીધે હવે આ વાયુ ઓછો ઉપયોગમાં લેવાય છે. કાર્બન મોનોક્ષાઇડ ઝેરી છે. કાર્બન ડાયોક્ષાઇડ સોડાવોટર બનાવવામાં વપરાય છે.

એસેટીલીનનો ઉપયોગ પ્રકાશ માટે કરવામાં આવતો. વીજળીના દીવા દાખલ થયા પછી આ ઉપયોગ ઓછો થયો છે. પણ હજી ફેરીઆઓ આવા દીવા વાપરે છે. એસેટીલીનની મહત્તા થોડા વર્ષો થયાં વધી છે. તેમાંથી આલ્કોહોલ, એસીટોન અને એવા ઉપયોગી પદાર્થો બનાવાય છે. તેનો ઉપયોગ રબ્બરની બનાવટમાં પણ થાય છે. એસેટીલીન લોઢું સાંધવામાં ઉપયોગી થાય છે એ ઓક્સીજનના ઉપયોગોમાં આપણે નોંધી

# સરિત્સંગમ

## ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

૧

ગીતાને ઉપનિષદોરૂપી ગાયોનું દૂધ કહી છે. બીજી રીતે કહીએ તો, ઉપનિષદો એ ભારતના તત્ત્વજ્ઞાનની ગંગોત્રી છે. જગતના નિરન્તર બદલાતા વિનશ્વર પદાર્થોના ; મૂળમાં રહેલું અનશ્વર, ધ્રુવ, અવિચળ તત્ત્વ — અર્થાત્ બ્રહ્મ—અને મનુષ્યના હૃદયમાં વસતો અન્તરતમ આત્મા, એક અને અભિન્ન છે,[૧] એ ઉપનિષદના ઋષિઓની મોટામાં મોટી શોધ હતી. એ પરમ તત્ત્વને જોવા જાણવા માટે બહાર નજર કરવાની જરૂર નથી, કેમકે એ તત્ત્વ તો આપણા અંતરમાં જ બેઠું છે. દુઃખના મિશ્રણવાળા સુખને બદલે શુદ્ધ નિર્ભેળ સુખ મેળવવું હોય, તો એ આત્માને જોવો જોઇએ, જાણવો જોઈએ. એને જાણ્યા પછી જન્મ જરા મરણ વગેરેથી ભરેલા સંસારમાં આવવાનું રહેતું નથી. એ આત્મા શુદ્ધ છે, નિષ્પાપ છે, સર્વજ્ઞ છે, સર્વવ્યાપી છે, સ્વયંભૂ છે, જગતનો આધાર છે, તે ભૂતમાત્રના અંતરમાં વસે છે, તે જ અનેક રૂપો ધારણ કરે છે, ચન્દ્ર સૂર્ય વગેરે તેના તેજથી જ પ્રકાશે છે, તે સત્યકામ છે, આપ્તકામ છે, તે જ લોકાધિપતિ છે, સર્વેશ્વર છે, તે પોતાની શક્તિ વડે જ પોતાનું દર્શન કરે છે, તેના સિવાયનું બીજું બધું નાશવંત છે, વગેરે વચનો દ્વારા આત્માનો મહિમા ગાતાં ઉપનિષદના ઋષિઓ થાકતા નથી. એ આત્માનું — અર્થાત્ બ્રહ્મનું — દર્શન અથવા તેનો સાક્ષાત્કાર એને જ તેમણે જીવનનો પરમ પુરુષાર્થ માન્યો. અને તેની સિદ્ધિ માટે માણસે કોઇ દેવદેવીની કે પર તત્ત્વની કૃપા યાચવાની જરૂર નથી; એ શક્તિનો ખજાનો તેના પોતાના અંતરમાં જ પડેલો છે; કોઇની કૃપા જરૂરની હોય તો તે આત્માની જ કૃપા છે;[૨] એ વાત પર તેમણે ફરીફરીને ભાર દીધો.

કાળે કરીને ઉપનિષદના આ જ્ઞાનનો પ્રવાહ મન્દ પડી ગયો. દેવદેવીઓને રીઝવવા ને તેમની પાસેથી જાતજાતના ભોગ અને સત્તા મેળવવા યજ્ઞો ફરી ધમધોકાર ચાલવા લાગ્યા. ફિલસૂફીમાં વાદવિવાદનું જ સામ્રાજ્ય વ્યાપી રહ્યું. તે વખતે મહાવીર અને બુદ્ધે, પોતાના સર્વોચ્ચ કોટિના પુરુષાર્થ દ્વારા, જ્ઞાનમાર્ગને સજીવન કર્યો. ઉપનિષદોમાં બતાવેલા સંન્યાસનો આશ્રય લઈ તેમણે ત્યાગ, તપ, તિતિક્ષા ને ધ્યાન વડે સત્ તત્ત્વની શોધ નવેસર શરૂ કરી. એ સત્ તત્ત્વના સાક્ષાત્કારમાં ભવરોગનું ઔષધ છે એવી જે વાત ઉપનિષદોએ કરી હતી તે તેમને સ્વાનુભવ દ્વારા કસી જોવી હતી. આસપાસ ચાલી રહેલી ડાચાકૂટ જોઇ તેમને ગ્લાનિ થઈ. તેઓ એ વાદમાં ઊતર્યા જ નહીં. અને સંભવ છે કે એ વાદથી સાવ અળગા રહેવાને માટે જ તેમણે, કડક થઇને, વેદનું પ્રામાણ્ય સુદ્ધાં ફગાવી દીધું. એમને કામ 'વેદ' નામે ઓળખાતા ગ્રન્થોની ચર્ચા જોડે નહીં, પણ એમાં રહેલાં સત્ય જોડે હતું. એ બંને મહાપુરુષોએ ઉપનિષદોના આત્મવાદની સાચી ભાવનાને સજીવન કરી તેમાં નવું બળ રેડ્યું. માણસ બહાર રહેલા કોઈ પર તત્ત્વની કૃપા વડે નહીં, પણ પોતાના અંતરમાં સ્ફુરતા તત્ત્વની શક્તિ વડે જ પરમ પુરુષાર્થ સાધી શકે છે, એ ઉપનિષદોએ કહેલી વાતનું પારખું તેમણે નવેસર જગતને બતાવ્યું. મહાવીરને વિષે કહેવાય છે કે તેઓ સમાધિમાં હતા તે વખતે કોઈ મૂઢ માણસે તેમના કાનમાં ખીલા ઠોક્યા, છતાં તેમની સમાધિમાં ભંગ પડ્યો નહીં. દેહને ગમે તેટલાં સુખદુઃખ પડે છતાં એ સુખદુઃખનો સ્પર્શ આત્માને જરાયે થવા પામતો નથી, એનો સચોટ પુરાવો મહાવીરના આ પરિષહમાંથી મળે છે. બુદ્ધે કહ્યું: 'મેં આત્માનું શરણુ લીધું છે.'[૩] માટે 'તમે પણ આત્માને દીવો બનાવીને ફરો, ને આત્માનું શરણ લો.'[૪] વળી કહ્યું કે 'એવા માણસનો આત્મા બ્રહ્મરૂપ થઇ જાય છે.'[૫] જગતના અનેક પદાર્થો ગણાવીને કહ્યું કે 'એ મારો આત્મા નથી.'[૬] 'એ તો અનાત્મા છે, એને મારો આત્મા ન કહી શકાય.'[૭] 'શોધવા જેવી વસ્તુ તો આત્મા છે.'[૮] 'દેહ તે રથ છે, અને આત્મા એનો સારથી છે.'[૯] 'આત્મા પોતે જ આત્મા વડે આત્મામાં પ્રવેશ કરે

* રાધાકૃષ્ણનના 'ઇંડિયન ફિલોસૉફી' પ્રકરણ ૯ ના, શ્રી. ચંદ્રશંકરે કરેલા અનુવાદનું પુસ્તક 'ગીતાદર્શન' વોરા ઍન્ડ કંપની (મુંબઈ) તરફથી તાજેતરમાં પ્રસિદ્ધ થયું છે, તેની અનુવાદકે લખેલી પ્રસ્તાવના.— સંપાદક, ઊર્મિ.





કેવી જાતનો પ્રકાશ હોય છે, તેની તેજસ્વિતા કેટલી, કયા રસાયણો અને રાસાયનિક ક્રિયાઓ પ્રકાશન ઉદ્દ્ભવરૂપ બને છે તે સર્વેની તેમણે રસમય માહિતી આપી હતી.

## દામોદર નદીની યોજના

આપણા દેશમાં ગંગા, બ્રહ્મપુત્રા, કાવેરી, તુંગભદ્રા, સિંધુ જેવી મહાનદીઓ વહે છે. બંગાળની દામોદર પણ આવી એક મહાનદી છે. આ નદીઓ માનવીને ઉપકારક છે. પણ ચોમાસામાં પૂર પડતાં પારાવાર નુકસાન પણ કરે છે, કાંઠાની ખેતીની જમીન ધોઇ નાખે છે, ગામડાં તાણી જાય છે અને આજુબાજુ પૂરનાં પાણી ફરી વળતાં ખેતીને બીજું નુકસાન થાય તે વધારામાં.

પરંતુ આવી મહાનદીઓના નીર વિજ્ઞાનની મદદ વડે યોગ્ય રીતે ઉપયોગમાં લેવાય એવી યોજના કરવામાં આવે તો પુષ્કળ ફાયદાઓની સંભવિતતાઓ છે.

અમેરિકામાં ટી. વી. એ–ટેનીસી વેલી યોજનાએ આ સ્પષ્ટ કરી બતાવ્યું છે.

ટી. વી એ યોજના સંબંધી ઉલ્લેખ 'ઊર્મિ અને નવરચના'ના એપ્રિલ ૧૯૪૬ના અંકમાં આવી ગયો છે. બંગાળમાં દામોદર નદીનો પ્રશ્ન ટેનેસી જેવો છે. દામોદરમાં પૂર આવે છે ત્યારે ખૂબ નુકસાન થાય છે. ટી. વી. એ યોજનાને અનુસરીને દામોદરનદીની આજુબાજુનો પ્રદેશ ખીલવવા માટે એક મોટી યોજના તૈયાર કરવામાં આવી છે. આપણા દેશની ખીલવણી માટે સૌથી અગત્યની યોજનાઓ-માંની એક આ યોજના છે.

દામોદર યોજનામાં બહુવિધ ખીલવણીનો વિચાર કરવામાં આવ્યો છે; નદીના પૂરના પાણીનો કાબૂ, વીજળી ઉત્પન્ન કરવા માટે પાણીનો ઉપયોગ, ઉદ્યોગોમાં તેમ જ પીવા માટે પાણી પૂરું પાડવાની યોજના અને વહાણુ હરીફરી શકે એવી શકયતાઓ–એ બધું આ યોજનામાં આવી જાય છે.

બંગાળ અને બિહારના પ્રાંતોમાં કલકત્તાની ઉત્તર-પશ્ચિમે દામોદરની ખીણુ આવેલી છે. નદીના મુખ આગળ લગભગ ૮૫૦૦ ચોરસ માઇલના વિસ્તારમાંથી પાણી ભેગું થાય છે. દામોદર યોજના પૂરી થશે ત્યારે આ વિસ્તારના બે-તૃતીયાંસ ભાગમાંથી પાણીના વહેનને ઉપરવાસ સાત મોટા બનાવટી તળાવો બનાવીને કાબૂમાં લેવામાં આવશે, ઉપરાંત વીજળી ઉત્પન્ન કરવા માટે એક મોટો બંધ બાંધીને પાણીને ઊંચાઇએથી નીચે ધોધ રૂપે વહેવડાવવામાં આવશે અને નીચેવાસ ખેતીવાડીને ઉપયોગી થાય એવી રીતે નહેરોમાં તેમાંથી પાણી વાળવા ઊંચો બંધ (weir) બાંધવામાં આવશે.

અત્યાર સુધી આવેલા મોટામાં મોટા પૂરના પાણીને કાબૂમાં રાખી શકાય એના કરતાં પણ વિશેષ પાણીને સમાવી લે એવા મોટા બનાવટી તળાવોની યોજના કરવામાં આવી છે. એટલે પ્રથમ તો પૂરને લીધે થતું નુકસાન અટકશે.

કલકત્તા નજીક નીચેવાસ ૮ લાખ એકર જમી-નના વિસ્તારને આખા વર્ષ દરમિયાન પાણી મળે એટલું પાણી ચોમાસામાં ત્યાં સંગ્રહવામાં આવે એવી સગવડ કરવામાં આવી છે. ઉપરાંત ૩,૦૦,૦૦૦ કીલોવોટ વીજળીક શક્તિ ઉત્પન્ન થાય એવી સગવડ કરવામાં આવી છે.

ઉદ્યોગોમાં સૌથી વિશેષ ખીલવણી પામેલા હિંદના પ્રદેશમાં આ યોજનાનો વિસ્તાર છે. આ પ્રદેશમાં ઉનાળામાં પાણીની તંગી પડે છે, એટલે યોજનાને લીધે પાણીની સગવડની ચોક્કસતાને લીધે ઉદ્યોગી-કરણને પુષ્કળ ઉત્તેજન મળશે. આ યોજનાથી હુગલી નદીમાંથી રાણીગંજ કોલસાની ખીણોવાળા પ્રદેશ નજીક નાના નાના વહાણો દ્વારા વ્યવહાર શકય બનશે. અને એવી ધારણા રાખવામાં આવી છે કે હુગલી નદી અને કલકત્તાના બારાની સ્થિતિ ખૂબ સુધરી જશે.

આજુબાજુ ગામડાંની પચાસ લાખ વસ્તીને આ યોજનાથી સીધો ફાયદો થશે અને આજુબાજુના શહેરોની વીસ લાખ ઉપરાંત વસ્તીને યોજના ઉપકારક બનશે.

[ અનુસંધાન પાન ૬૭ ઉપર ]




હતો, તે યુગમાં ગીતાકારે એની પાછળ રહેલી ભાવનાને આવકાર તો આપ્યો, છતાં પોતાનું બધું વજન સંસારની સેવા ન તજવાના પક્ષમાં નાખ્યું. ચાતુર્વર્ણ્ય સામે વિરોધનો પોકાર ન ઉઠાવ્યો; પણ એ વ્યવસ્થાને કેવળ જન્મ પર રચાયેલી ન માનતાં ગુણકર્મ પર રચાયેલી માની, ને એના ટીકાકારોની દલીલમાં જે સત્ય હતું તે સ્વીકારી લીધું. આમ ગીતાએ વેદધર્મનું કલેવર ફેંકી દીધા વિના તેમાં જ નવો પ્રાણ ફૂંકવાનો પ્રયત્ન કર્યો; અને સિદ્ધાન્તો માટે માંહોમાંહે લડતા લોકોને ભેગા કરી તેમને એક જ પુરુષાર્થની સાધનામાં કામે લગાડ્યા. બુદ્ધે જે 'ધર્મ'નો ઉપદેશ કર્યો તેને વિષે તેમણે કહેલું કે એ ધર્મ એકલા વર્તમાન કાળને માટે નથી પણ ત્રણેય કાળને માટે છે — તેમના પોતાના શબ્દ વાપરીને કહીએ તો, એ ધર્મ જેમ 'સંદિટ્ઠિક' છે તેમ અકાલિક પણ છે.[૧૭] તે જ પ્રમાણે, ગીતાનો ઉપદેશ પણ જેમ ભારતયુદ્ધને પ્રસંગે અર્જુનને કામનો હતો તેમ સર્વ દેશકાળમાં વસનાર મનુષ્યમાત્રને માટે પણ એટલો જ ઉપયોગી છે.

૩

જ્ઞાનની ગંગા અને ભક્તિની કાલિન્દીના જે બે મહાપ્રવાહો ચાલ્યા આવતા હતા તેમાં કર્મયોગરૂપી સરસ્વતી જોડી ગીતાકારે એ સાધનોનો પણ ત્રિવેણીસંગમ સાધ્યો છે. ગીતાકારને આ ત્રણેય સાધનોનો સમન્વય (સમુચ્ચય અર્થાત્ સંમિશ્રણ નહીં, પણ સમન્વય અર્થાત્ રસાયણ) અભિપ્રેત છે, એમ રાધાકૃષ્ણને વિસ્તારથી બતાવ્યું છે. જ્ઞાની, ભક્ત અને કર્મયોગીનાં લક્ષણ એકબીજામાં ભળી જાય એવાં જ ગીતાએ આપ્યાં છે. 'સમ્યક્ જ્ઞાન, સમ્યક્ સંકલ્પ, અને સમ્યક્ કર્મ ત્રણેય જરૂરનાં છે...જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેયનો સંગમ થાય ત્યારે જ જીવન સંપૂર્ણ બને.'[૧૮] જુદા જુદા માણસોમાં આ ત્રણમાંની એક વૃત્તિનું પ્રાધાન્ય હોય; પણ તેની સાથે બીજી બે વૃત્તિઓ પણ મોજૂદ હોવી જ જોઈએ. માણસ જ્યારે આંખ મીંચીને (आवृत्तचक्षुः) અંતરમાં જુએ છે ત્યારે તેને આત્માની ભવ્યતાનું ભાન થાય છે. જે કંઇ સુન્દર અને ભવ્ય વસ્તુઓ તેણે બહારના જગતમાં જોઈ હોય છે તે બધી તેને અંતરમાં પણ દેખાય છે.[૧૯] પોતાનો આત્મા જેમ અનાજના કણથી નાનો છે તેમ પૃથ્વી, આકાશ અને સ્વર્ગ કરતાંયે મોટો છે, એમ તે જુએ છે.[૨૦] એ આત્મા સર્વ કામ કરી શકે છે, પોતાની સર્વ ઇચ્છાઓ પૂરી કરવાની શક્તિ ધરાવે છે, જગતમાં જેટલી સુગન્ધો ને જેટલા આનન્દો છે તે બધા એ આત્મામાં ભરેલા છે, એમ જોઈ તે નવું બળ અને નવી સ્ફૂર્તિ મેળવે છે; અને તેને ઝગઝગાટ દેખાય છે કે અંતરમાં દેખાતો એ આત્મા તે જ બ્રહ્મ છે. ઇસુએ પણ કહેલું કે 'પ્રભુનું રાજ્ય બહાર નથી પણ તારા અંતરમાં જ છે.'[૨૧] એ આત્મા અજર છે; અમર છે; દેહથી અળગો છે; અને દેહનો ગુણદોષ તથા સુખદુઃખ એ આત્માને સ્પર્શ કરી શકતાં નથી; એ જ્ઞાન અંતરમાં ઊતરી ગયા પછી તે સત્યને ખાતર ગમે તેવી યાતનાઓ સહન કરવાની શક્તિ મેળવે છે. પ્રહ્લાદે દેહ પર અનેક પ્રહારો થવા છતાં હરિનું નામ ન છોડ્યું. સુધન્વાએ ઊકળતા તેલની કઢાઇમાં પણ ભગવાનનું રટણ કર્યું. સૉક્રેટીસે સત્યનું ઉચ્ચારણ ન છોડતાં ઝેરનો પ્યાલો પીવાનું પસંદ કર્યું. ઇસુએ સત્યનો ઉપદેશ બંધ કરવાની કબૂલાત ન આપતાં વધસ્તંભ પર પ્રાણાર્પણ કર્યું. હજરત અલીએ માથું કપાવા છતાં નમાજ ન છોડી. એ સર્વ સત્યાગ્રહીઓને આત્માના આ બળનો સાક્ષાત્કાર થયેલો હતો એમ કહી શકાય; કેમકે અભય એ આત્માનું એક મુખ્ય લક્ષણ છે. આત્મા અને બ્રહ્મના એકત્વનો પૂરો સાક્ષાત્કાર થાય એ જ્ઞાનમાર્ગની પરિસીમા છે.

પણ ઘણાખરા માણસો હજુ એ સ્થિતિથી ઘણા દૂર છે. તેમને ત્યાં પહોંચતાં અથાગ પ્રયત્ન કરવો પડે એમ છે. એ આખરી મુકામે પહોંચતાં અનેક જન્મો પણ કદાચ વીતી જાય, એમ ગીતાએ કહ્યું છે. દર્ભની અણી વડે સમુદ્રને ઉલેચવાનો હોય એના જેવો એ પ્રયત્ન છે. રસ્તામાં વિષયવિકારરૂપી અનેક વાટમારુ હુમલો કરવા ટાંપીને બેઠેલા છે. એની સામે યુદ્ધ કરતાં માણસ ઘણીવાર હારી જાય છે. જો હૃદય





છે.'૧૦ 'આત્મા જ આત્માનો આખરી મુકામ છે,૧૧ 'આત્મા જ આત્માનો બંધુ છે,'૧૨ આત્મા જ આત્માનો નાથ છે,'૧૩ 'આત્મા જ આત્માનો નેતા છે,'૧૪ 'આત્મા જ આત્માનો ગુરુ છે,'૧૫ 'આત્મા જ આત્માનો રક્ષક છે,' ૧૬ એ વચનોનું — અર્થાત્ આત્માના સ્વતંત્ર સામર્થ્યનું — ભારેમાં ભારે પ્રદર્શન ઉપનિષદના કાળ પછી જેવું મહાવીર અને બુદ્ધના જીવન અને ઉપદેશમાં જોવા મળે છે, તેવું જગતમાં બીજે ક્યાંયે મળતું નથી.

૨

આ બે પ્રવાહોએ, વેદધર્મના પરિવારથી દેખીતા કંઇક જુદા પડીને પણ, ધર્મની સાચી જ્યોતને ફરી પ્રજ્વલિત કરી. તેની સાથેસાથે, વેદધર્મની અંદર પણ એવો એક સમાન્તર પ્રયાસ ચાલી રહ્યો હતો. તેણે વહેમનાં જાળાં બને એટલાં સાફ કર્યાં. દેવ-દેવીઓની મોટી અને વધતી જતી સંખ્યાને ઘટાડી બે કે ત્રણ દેવો જ રાખ્યા; અને તે પણ એક જ પરમાત્માનાં જુદાં જુદાં નામ છે એમ બતાવ્યું. પોતાના અંતર્યામીની જ શક્તિ વડે પરમ પુરુષાર્થ કરવાનું ગજું બહુ થોડા માણસોનું હોય છે, એ પણ દેખીતી વાત હતી. એટલે સામાન્ય માણસોએ તે ઉપરાંત વિશ્વમાં વિરાજતી પરમ શક્તિની પણ મદદ માગવી જોઈએ; એ વિચાર સ્વીકાર્યો. ઉપનિષદોના જ્ઞાનપ્રવાહની સાથે તેણે વેદની સંહિતામાંથી નીકળી આવેલા ભક્તિપ્રવાહને પણ જોડયો. એ સંગમનું પ્રથમ દર્શન મહાભારતમાં થાય છે. એ પ્રયત્નને ગીતાએ વ્યવસ્થિત રૂપ આપ્યું. તેણે પ્રાચીનતા પર સીધા પ્રહારો કરી લોકોને આઘાત આપવાને બદલે, જે શબ્દોનાં ખોખાં જર્જરિત થઇ ગયાં હતાં તેમાં જ નવું જોમ રેડયું. એ શબ્દોના સાચા અર્થો ભુલાઈ ગયેલા તે ફરી યાદ કરાવી તે વિશાળ ક્ષેત્રમાં લાગુ પાડી બતાવ્યા; અને સનાતન વેદધર્મમાં જ કેટલું બળ રહેલું છે તે તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું.

ગીતાકારને પણ વાદવિવાદ તરફ અણગમો હતો. એ વાદ ટાળવા તેમણે જુદા જુદા મતો વચ્ચેના વિરોધ શમાવી તેમને ભેળા કરવાનો રસ્તો લીધો; અને ઉપનિષદના અદ્વૈતબ્રહ્મવાદની ધરતી પર એ સર્વનો સમન્વય સાધ્યો. જુદા જુદા અનેક મતોની સરિતાઓનો સંગમ ગીતામાં સ્પષ્ટ જોઇ શકાય છે. એ દરેકમાં ગીતાકારને પોતાની દૃષ્ટિએ જે અતિ-શયતા લાગી તે પણ તેમણે દૂર કરી. સાંખ્યની પ્રકૃતિ પુરુષ વગેરેને લગતી પ્રક્રિયા લીધી; પણ તેમાં સેશ્વરવાદ ઉમેરી પુરુષ તથા પ્રકૃતિને પરમેશ્વરનાં જ બે અંગ માન્યાં. યોગની ધ્યાનની પ્રક્રિયા લીધી; પણ યોગનું રૂપ વિશાળ બનાવ્યું. યોગ દ્વારા કેવળ ચિત્ત-નિરોધ કરી ચિત્તની ક્રિયાને સર્વથા રોકી લેવાનો ઉપદેશ ન કર્યો; પણ તે વાટે ચિત્તને પરમાત્મામાં જોડવાનો બોધ આપ્યો; તથા જુદા જુદા પ્રકારના બધા યોગ આખરે પરમાત્મપ્રાપ્તિરૂપ પરમયોગમાં પરિણમે છે એમ દેખાડી આપ્યું. કર્મમાર્ગનો ઉપદેશ કર્યો ખરો; પણ કર્મમાત્ર કઇ રીતે પરમાત્માને અર્પણ થાય, ને એ વાટે એ પરમ તત્ત્વ સાથે અનુ-સંધાન કેમ કરાય, તે બતાવ્યું. યજ્ઞનો નિષેધ ન કર્યો; પણ 'યજ્ઞ' શબ્દનો વિશાળ અર્થ કરી બતાવ્યો; યજ્ઞની પાછળ સ્વાર્પણ, ત્યાગ અને સેવાની કેવી ભાવના રહેલી છે તે બતાવી, જગતનું આખું તન્ત્ર આવા સાચા યજ્ઞને આધારે ચાલે છે એ સમજાવ્યું; એવો યજ્ઞ કર્યા વિના ખાનાર પાપી ને ચોર છે એવી આકરી ટીકા કરી; અને એ વિશ્વયજ્ઞમાં પોતાનો પૂરો ફાળો આપવાનો દરેક માણસને આદેશ કર્યો. અનેક પ્રાચીન મહર્ષિઓ, અને મહાવીર તથા બુદ્ધ જેવા અર્હતો, જે માર્ગે ગયેલા તે સંન્યાસનો નિષેધ ન કર્યો; પણ સંન્યાસ પાછળ રહેલી મનોનિગ્રહ અને તૃષ્ણા-ત્યાગની ભાવના તરફ ધ્યાન ખેંચ્યું; અને એવો સાચો સંન્યાસ વેશ બદલ્યા વિના, સંસારમાં રહીને, પણ લઇ શકાય છે, એમ બુલંદ અવાજે સંભળાવ્યું. આત્મજ્ઞાનીને કર્મ કરવાપણું રહેતું નથી એવો જે વિચાર એ યુગમાં પ્રચલિત હતો તેને કબૂલ રાખ્યો. પણ સાથેસાથે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે તેમ છતાંયે એવા જ્ઞાનીએ, લોકસેવાનો વિચાર કરીને, નિઃસ્વાર્થ-ભાવે જીવન પર્યંત કર્મો કરવાં જ જોઈએ. જે યુગમાં સંસારત્યાગ અને સંન્યાસનો મોટો ઘો ચાલી રહ્યો




સંબન્ધ છે. ભક્તને એટલી જાણ હોય છે કે તે જેની ભક્તિ કરે છે તે પરમાત્મા તેના પોતાના અંતરમાં પણ બેઠેલો છે જ. પરમાત્મા જો તેનાથી સાવ પરાયો હોત, તો તેની ભક્તિ કરી શકાત જ નહીં. એટલે ઈમર્સને કહ્યું કે 'હું અપૂર્ણ તે મારા પૂર્ણ રૂપને આરાધું છું.' રાધાકૃષ્ણન કહે છે: 'ભક્તિનો ઉદય વેદનામાંથી થાય છે. જે માણસને પરબ્રહ્મનું, અને તેની ને પોતાની વચ્ચેના અંતરનું, ભાન થાય છે તેના મોંમાંથી એક જ ચીસ નીકળી જાય છે કે 'હું પાપી છું' ( પાપોઽહમ્ ). પોતે સાવ એકલો-અટૂલો છે એવું આ ભાન તેને થાય છે ત્યારે તે દુઃખી થઈ જાય છે. પણ આ કરુણ દશામાં માણસનું ગૌરવ પણ રહેલું છે. પરબ્રહ્મ સાવ દૂર દૂર છે, પરાત્પર છે, એવું ભાન એને થાય છે એ પળે પણ, એ પરમાત્મા અંતર્યામી છે, જગતના અણુએ અણુમાં વ્યાપેલો છે, એ વાતનું ઉચ્ચારણ તે વસ્તુતઃ કરતો હોય છે. માણસ ઈશ્વરના આવિર્ભાવની છાપ પોતાના હૃદયપટ પર ઝીલી ને ટકાવી શકે છે, અને દૈવી જીવનને વ્યવહારમાં સાકાર રૂપે પ્રગટ કરવા મથે છે, એ જ એના અંતરમાં બેઠેલા ઈશ્વરની હસ્તીનો પુરાવો આપે છે.[131] જ્ઞાનની પેઠે ભક્તિનું પણ પર્યવસાન આત્મા ને બ્રહ્મના ઐક્યમાં જ આવે છે,[32] એમ અનેક ભક્તિગ્રંથોએ કહી બતાવ્યું છે. જ્ઞાન સાથેનો આ સંયોગ ભક્તિને અવિવેકી ને વેવલી બનતાં અટકાવે છે.

જ્ઞાન અને ભક્તિની પરાકાષ્ઠાએ જ્ઞાની અને ભક્તને ભૂતમાત્રમાં ભગવાનનું—આત્માનું દર્શન થતું હોય, તો એ ભૂતમાત્રની સેવા કરવાની ફરજ એમાંથી આપોઆપ ફલિત થાય છે. એવો માણસ કોઈને દુઃખી જોઈને સુખે બેસી કેમ શકે? ગાંધીજી કહે છે: 'આવા ધર્મ પ્રત્યે નિષ્ઠા ધરાવવા સારુ, માણસે જીવમાત્રની સતત ને અવિરત સેવામાં લીન થઈ પોતાની જાતને ભૂલી જવી જોઈએ. આ જે જીવનનો અપાર સાગર છે તેમાં પૂર્ણપણે ભળી ગયા વિના, ને તેની સાથે તદ્રૂપ બન્યા વિના, સત્યનારાયણનાં દર્શન થવાં અશક્ય છે. એટલે, મારે માટે તો સમાજસેવામાંથી છટકવાની બારી છે જ નહીં; એની પાર કે એનાથી અળગું એવું બીજું સુખ પૃથ્વી પર નથી.[133] કર્મયોગ એટલે શું, ને તેના દ્વારા ઈશ્વરદર્શન કેમ થાય, એ બંને આપણે અહીં જોઈ શકીએ છીએ.

૪

જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણમાંના દરેકને પ્રધાન પદે રાખી ગીતા પર લખાયેલાં ત્રણ મોટાં ભાષ્યો છે. જ્ઞાનને પ્રધાન પદ આપનાર ભાષ્ય તે શંકરનું. જ્ઞાન સાથે ભક્તિ અને કર્મની પણ આવશ્યકતા બતાવનારાં શંકરનાં વચનો 'અનુવાદકનાં ટિપ્પણો'માં આપેલાં છે, તેથી અહીં તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી. ગીતાના ૧૧મા અધ્યાયના છેલ્લા શ્લોકને શંકરે 'ગીતાશાસ્ત્રનો સાર' કહ્યો છે. એ શ્લોકમાં જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેયનો સંયોગ છે, એ હકીકત જ શંકર સામેના ઘણા આક્ષેપોનો સચોટ રદિયો આપનારી છે. જે યુગમાં યજ્ઞયાગનું જોર ઘણું જામ્યું હતું, મીમાંસકોનો કર્મમાર્ગ પ્રબળ થઈ પડ્યો હતો, દેશમાં ઘણી સંપત્તિ હોવાથી લોકો વૈભવ અને વિલાસમાં મશગૂલ હતા, સંન્યાસની સદંતર મનાઈ કરવામાં આવી હતી, તેવે વખતે—જેમ પ્રાચીન કાળમાં ઉપનિષદોએ કરેલું તેમ—શંકરે કર્મમાર્ગ સામે બળવો જગવ્યો, ઉપનિષદોનો જ્ઞાનમાર્ગ ફરી સજીવન કર્યો, સમાજની સાચી સેવા કરે એવા સંન્યાસીઓ ઊભા કર્યા, ધર્મને નામે ચાલતી નરમેધ જેવી પ્રથાઓ બંધ કરાવી, અને દેવદેવીઓની સંખ્યા ઘણી વધી પડેલી તેને ઘટાડી પંચાયતનની સ્થાપના કરી. તેમણે પોતે જીવનભર ધર્મના સંશોધનનું અને જ્ઞાનપ્રચારનું જ કાર્ય ચાલુ રાખ્યું. એના કરતાં મોટો કર્મયોગ બીજો શો હોઈ શકે? ગીતામાં શાનો બોધ છે તે શંકરે પોતાના જીવનરૂપી ભાષ્ય વડે પણ બતાવી આપ્યું છે.

પણ પોતાને શંકરના 'અનુયાયી' કહેવડાવનાર લોકો, આગળ જતાં, શંકરમાં જે સરસ સમતોલપણું હતું તે ગુમાવી બેઠા, ને તેમણે ગીતાને કેવળ





પ્રભુનું મન્દિર છે તેમાં વિષયોરૂપી ચોર ભરાઈ બેઠેલા લાગે છે, ને એના ધામને લૂંટી રહ્યા દેખાય છે. એવે વખતે તે, તુલસીદાસની પેઠે, કારમી ચીસ પાડી રામને બોલાવે છે.[૨૨] માણસ આમ હારીને દીન બને છે ત્યાં જ ભક્તિનો ઉદય થાય છે[૨૩] ટોમસ એ કેંપીસ જેવો ખ્રિસ્તી ભક્ત બોલી ઊઠે છે: 'હે પ્રભુ! ગમે તેવું બ્રહ્મચર્ય પણ, તું જો તેની રક્ષા ન કરે તો, સુરક્ષિત નથી. તારી પવિત્ર ચોકી અમારી આગળ હાજરાહજૂર ન હોય, તો અમારાં વ્રતો ને પ્રતિજ્ઞાઓ જરાય કામ આવવાનાં નથી.'[૨૪] આવે વખતે સાધકને લાગે છે કે તે પોતે એકલો તો તણખલાને પણ તોલે નથી.[૨૫] ગાંધીજી જેવા નિરંતર જાગરૂક રહેનાર કર્મયોગી પણ, 'પ્રભુકૃપા વિના બધું મિથ્યા' એમ કહી આર્તનાદ કરે છે, અને કહે છે; 'ગીતામાતાના ઉપદેશ વિષે મારી શ્રદ્ધા હતી તેટલી જ જાગૃત છે. એ ઉપદેશનો જીવનમાં સાક્ષાત્કાર ત્યારે જ થાય કે જ્યારે એ ઉપદેશના પાલન માટે સતત અનવરત પ્રયત્ન કરવામાં આવે. પણ એ જ ગીતાજી કહે છે કે એ સાક્ષાત્કાર તો પ્રભુકૃપા વિના સાંપડતો નથી. પ્રભુકૃપાની શરત ભગવાને ન રાખી હોત તો માણસનું માથું ફરી જાત, અને તેના અભિમાનની સીમા ન રહેત.'[૨૬] આથી જ, જૈન અને બૌદ્ધ બંને સંપ્રદાયમાં પણ આગળ જતાં એક યા બીજા રૂપમાં ઉપાસના અને ભક્તિને સ્થાન મળ્યું છે.

જ્ઞાનથી આવતી આત્મશ્રદ્ધાની જોડે જોડે અહંકારનો ઉત્તરોત્તર ઘટાડો, ને છેવટે સર્વથા વિલય, જરૂરનો છે. તે જો ન હોય, તો જ્ઞાનના ગર્વથી વાદવિવાદની વિતંડા કરનાર, અને હાલતાંચાલતાં 'अहं ब्रह्मास्मि', 'शिवः केवलोऽहम्', 'ब्रह्म सत्यं जगन्मिथ्या' વગેરે વાક્યોની ફેંકાફેંકી કરનાર, શુષ્ક વેદાન્તીઓ જ પેદા થાય. ખરું જોતાં જેમ જ્ઞાન વધે તેમ નમ્રતા વધવી જોઇએ. એ નમ્રતા ભક્તિનું પણ મુખ્ય ચિહ્ન છે. 'ભવ્ય તત્ત્વના સાંનિધ્યમાં પોતે કેવો તુચ્છ છે; અનન્ત અમર્યાદ પરમાત્માની આગળ પોતે કેવો પરિમિત ને અલ્પ છે; એવું જે ભાન તેનું જ નામ નમ્રતા. માણસ અપરિમિત સત્પદાર્થની વચ્ચોવચ મુકાયેલો છે; અને એ પદાર્થ તેને સર્વ દિશાએથી ઘેરી વળ્યો છે ને તેને ટકાવી રાખે છે. તેની આસપાસ અપરિમિત આકાશ ને અગણિત પદાર્થોનો પથારો પડેલો છે; ને તે પોતે એમાં એક ઓસરી જતા ટપકા જેવો છે. તે જ પ્રમાણે અમર્યાદ કાળ તેની આગળ ને પાછળ ફેલાઇને અનન્તતત્વમાં સમાઈ જાય છે. આ અમાપ ને અપ્રમેય પરમાત્માની આગળ તે નજીવા જન્તુ કરતાં વધારે શું છે? તેને પોતાની આ તુચ્છતાનું ભાન થાય છે ત્યાં જ તેનામાં ભક્તિનો ઉદય થવા પામે છે.'[૨૭] એટલે, એમ કહેવામાં વાંધો નથી કે અંતરમાં નજર કરતાં જ્ઞાનનો, અને બહારના જગત તરફ નજર કરતાં ભક્તિનો ઉગમ થાય છે.

ઈશ્વરના જે અનુગ્રહની વાત ઉપર કરી તેને માટે પણ અમુક પુરુષાર્થ તો કરવો જ પડે છે. ઈશ્વર પોતાનો અનુગ્રહ મનસ્વીપણે ગમે તેના પર નથી ફેંકતો. 'જેણે બૂરાં કામ કરવાં છોડ્યાં નથી, જે શાન્ત થયો નથી, જેણે એકાગ્રપણે ધ્યાન ધર્યું નથી, ને જેના મનના ઉછાળા શમ્યા નથી,'[૨૮] તેના પર ઈશ્વરનો અનુગ્રહ થતો નથી. એને માટેની તૈયારીમાં મુખ્યત્વે જોઈએ છે વિષયોનું શમન, અહંભાવનો ત્યાગ, અને ઈશ્વરને ચરણે પોતાના જીવન સુદ્ધાં સર્વસ્વનું સમર્પણ. આ સ્વાર્પણ, પ્રપત્તિ કે શરણાગતિ માટે કંઈ જેવાતેવા પ્રયત્નની જરૂર નથી પડતી. એ પુરુષાર્થની જરૂર કેટલી છે તે ઠસાવવા માટે જ યોગવાસિષ્ઠકારે કહ્યું કે 'હે રામ, શિષ્યની વિશુદ્ધ બુદ્ધિ એ જ જ્ઞાનનું કારણ છે, કૃપા પ્રસાદાદિ કંઈ નથી.'[૨૯] બીજી બાજુ, શંકર જેવા જ્ઞાનીએ પણ—વલ્લભ જેવા ભક્તની પેઠે જ—ઈશ્વરના અનુગ્રહથી, અર્થાત્ પુષ્ટિથી, જીવને જ્ઞાન થતું માન્યું છે.[૩૦] આમ પુરુષાર્થ અને પુષ્ટિ એકબીજાની પૂર્તિરૂપ બની જાય છે. પુરુષાર્થ વિના પુષ્ટિનો અધિકાર પ્રાપ્ત થતો નથી; પુષ્ટિ વિના પુરુષાર્થની પૂરી સફળતા થતી નથી. ગીતાએ આ બેનું નિરૂપણ એકબીજાના પૂરકરૂપે જ કર્યું છે.

ભક્તિ સાથે જ્ઞાનને બીજી રીતે પણ ઘણો ગાઢ



અને વ્યાસજીનું ભાગવત ત્રણેય એકબીજાની પૂર્તિ કરે છે. એ ત્રણેયને ભેગાં કરો એટલે ગીતા પરનું સંપૂર્ણ ભાષ્ય થઈ રહ્યું. તે ઉપરાંત, અનેક જ્ઞાની ભક્ત ને કર્મયોગી સાધુસન્તો ને મહાપુરુષોએ પોતાનાં જીવનરૂપી ભાષ્યો ગીતા પર લખેલાં છે. તેની કશી નોંધ કે તવારીખ આપણી પાસે નથી. પણ એવાં જીવતાં ભાષ્યો જ્યાં લગી રચાવો ચાલુ રહેશે ત્યાં લગી ભારત અને તેનું તત્ત્વજ્ઞાન પણ જીવતાં રહેવાનાં છે.

વડોદરા, ૨૦-૧-૪૭

---

૧. तद् ब्रह्म । स आत्मा । तैत्तिरीय. १; ५; १. (એ બ્રહ્મ છે. એ જ આત્મા છે.)

૨. यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् । कठ. १; २; २२.

( એ આત્મા જેને પસંદ કરે છે તે માણસ જ આત્માને મેળવી શકે છે. એ માણસ આગળ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.)

૩. कतं मे सरणमत्तनो । दीघनिकाय २; १२०.

૪. करेथ सरणत्तनो । संयुत्तनिकाय ३; १४३. अत्तदीपा विहरथ अत्तसरणा । दीघनिकाय २; १०१. ये अत्तदीपा विचरंति लोके अकिञ्चना सब्बधि विप्पमुत्ता । सुत्तनिपात ५०१. अन्धकारेन ओनद्धा पदीपं न गवेसथ । ...सो करोहि दीपमत्तनो । धम्मपद १४६, २३२. (અંધારામાં ઘેરાયેલા છતાં દીવો શોધતા નથી... એટલે તમે તમારા આત્માને તમારો દીવો બનાવો.) સરખાવો : आत्मतत्त्वेन दीपोपमेन । श्वेताश्वतर २; १५.

૫. ब्रह्मभूतेन अत्तना विहरति । अंगुत्तरनिकाय २; २११, ब्रह्मभूता...बुद्धा । संयुत्त. ३; ८३. (બુદ્ધો બ્રહ્મરૂપ છે.) यो खो धम्मं पस्सति सो मं पस्सति । संयुत्त. ३; १२०. (જે ધર્મને જુએ છે તે મને જુએ છે.) धम्मभूतो ब्रह्मभूतो...धम्मसामी तथागतो । संयुत्त. ४; ९४. (તથાગત ધર્મરૂપ છે, બ્રહ્મરૂપ છે, ધર્મસ્વામી છે.) આનન્દ કુમારસ્વામી કહે છે: 'ધમ્મ=બ્રહ્મ=બુદ્ધ=અત્તા એ સમીકરણો વિષે કશી શંકાને સ્થાન નથી.'—'હિંદુઇઝમ એંડ બુદ્ધીઝમ,' પાદટીપ નં. ૨૯૮.

૬. न मे सो अत्ता ।

૭. यद् अनत्ता...न मे सो अत्ता । संयुत्त. ३; ८२, ८३.

૮. विनयपिटक १; २३. महावग्ग १; १५.

૯. कायो ते रथ...अत्ता वा सारथि । વળી : धम्माहं सारथिं ब्रूमि । संयुत्त. १; ३३. (ધર્મને હું સારથિ કહું છું.)

૧૦. आत्मैव संविशत्यात्मनात्मानम् । माण्डूक्य. १२. ११. अत्ता हि अत्तनो गति । धम्मपद ३८०. १२. आत्मैव ह्यात्मनो बन्धुः । गी. ६; ५. १३. अत्ता हि अत्तनो नाथो । धम्मपद १६०. १४. आत्मनोत्मा नेता अमृताख्यः । मैत्री. ६; ७. १५. आत्मनो गुरुरात्मैव । भागवत ११; ७; २०. १६. आत्मैव ह्यात्मनो गोप्ता । भा. ११; ८; ४७. १७. धम्मं संदिट्ठिकं अकालिकं । सुत्तनिपात ११३९. धम्मं न जरं उपेति । जातक ४५७. (એ ધર્મને ઘડપણ આવતું નથી.)

૧૮. રાધાકૃષ્ણનઃ 'હિંદુ ધર્મ' (અનુ. ચંદ્રશંકર શુક્લ), પૃ. ૧૬.

૧૯. यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदयआकाश उभे अस्मिन् द्यावापृथिवि अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचंद्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति तत्सर्वं तदस्मिन्समाहितम् । छांदोग्य. ८; १; ३.

૨૦. एष म आत्मान्तर्हृदयेऽणीयान्व्रीहेर्वा...एष म आत्मान्तर्हृदये ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्यः । सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः । एष म आत्मान्तर्हृदय एतद् ब्रह्म । छांदोग्य. १४; ३.

૨૧. બાઈબલ.

૨૨. मम हृदय भवन प्रभु तोरा,
मह़ीं आय बसे बहु चोरा ।
कह तुलसीदास सुन रामा,
लूटत तस्कर तव धामा । विनयपत्रिका.

૨૩. 'विषयी' परम बाधा देखती । परी त्यागीं नाहीं सामर्थ्यशक्ती । ऐसिया साधकांप्रती । वेदें सद्गती योतिली ॥ एकनाथी भागवत २१; ४२.





સંન્યાસીઓ માટેનો ગ્રન્થ બનાવી મૂકયો. ત્યારે લોકમાન્ય તિલકે તેની સામે વિરોધનો અવાજ ઊઠાવતું 'ગીતારહસ્ય' લખ્યું; અને જે કર્મયોગ ભુલાઇ જવા આવ્યો હતો તેને ફરી સજીવન કર્યો. ગીતામાં કર્મયોગ નથી એમ કહેવું આજે અશકય જેવું થઇ પડયું છે. એ કર્મયોગને જ્ઞાન અને ભક્તિનો સાથ છે જ, એમ તિલકે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે.[૩૪] 'ગીતારહસ્ય' વાંચતાં, મહાભારતના અનેક ઝંઝાવાતો ને ઉત્પાતોમાં પણ, અવિચળ ખડકની જેમ ઊભી રહેનારી, કર્મયોગના ઉપદેશક કૃષ્ણની, મૂર્તિ નજર આગળ ખડી થાય છે; અને તે બુલંદ અવાજે જગતને કહેતી સંભળાય છે:

सुखं वा यदि वा दुःखं प्रियं वा यदि वा अप्रियम् ।

( સુખદ કે દુઃખદ, પ્રિય કે અપ્રિય, જેવી સ્થિતિ જે વખતે આવી પડે તે વખતે, હૃદયથી હાર્યા વિના, તેનો સામનો કરવો જોઇએ. )

ગીતાનું ભક્તિપ્રધાન ભાષ્ય તે ભાગવત. ઉપનિષદોના નિર્ગુણવાદ સાથે ગીતાએ ભક્તિ અને અવતારવાદનો યોગ સાધ્યો હતો. તેનો જ ઘણો મોટો વિસ્તાર ભાગવતે કરેલો છે. જે વાતો ગીતામાં છે તેનું જ નિરૂપણ ઘણા લંબાણથી ભાગવતે કર્યું છે; એ અર્થમાં તેને ગીતાનું ભાષ્ય કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી.[૩૫] ભાગવતમાં જ્ઞાન અને ભક્તિના પ્રવાહો જોડાજોડ ચાલ્યા જાય છે, એટલું જ નહિ પણ ઘણીવાર એકબીજામાં ભળી જાય છે. પરમાત્મા સ્વસ્વરૂપે નિર્ગુણ છે, પણ જગતની દૃષ્ટિએ સગુણ દેખાય છે, સગુણ રૂપે જ તે જગતમાં વિચરે છે, એ સગુણત્વ તે જ એની માયા છે, એ માયા દ્વારા તે માણસોને મોહ પમાડે છે. ને ભક્તિ વડે એ માયાને જવાય, એ આશયના વિચારોનું અત્યંત હૃદયંગમ નિરૂપણ ભાગવતે કર્યું છે. કવિતા ને તત્ત્વજ્ઞાનનો આટલો સુન્દર સંયોગ, એક ગીતાને બાદ કરતાં, બીજે કયાંયે નહીં મળે. ભાગવતને 'વેદરૂપી કલ્પતરુનું પરિપકવ ફળ ( निगमकल्पतरोर्गलितं फलम् )' કહેલું છે; અને બહુ જ યથાર્થ રીતે ઉમેર્યું છે કે 'હે રસિક ભાવુકો! આ પૃથ્વી પર, મોક્ષ થાય ત્યાં સુધી, ભાગવતનો રસ ફરીફરી પીધા જ કરો. ( पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः भा. १; १; ३.

'પણ ભાગવત જ્ઞાનભક્તિનું રસાયણ કરીને અટકતું નથી. તે કહે છે કે ભૂતમાત્રના હૃદયમાં ઇશ્વર અંશરૂપે પ્રવેશ કરીને બેઠેલો છે, માટે ભૂતમાત્રને મનથી પ્રણામ કરવા જોઇએ. જગતનાં પ્રાણીઓની ઉપેક્ષા કરીને કરેલી ભગવાનની અર્ચના સાવ નકામી–ભસ્મમાં કરેલા હોમ જેવી–છે. એ પ્રાણીઓની સેવા, એટલું જ નહીં પણ તેમને કાજે કરેલું પ્રાણાર્પણ, એ જ ભગવાનની ખરી પૂજા છે. એની આગળ મોક્ષ પણ કશી વિસાતમાં નથી; અને તેથી ભગવાન મોક્ષ આપે તોય તે લેવાની ભકતો ના પાડે છે. તેઓ તો શિવજીની પેઠે જગતના જીવોને ઉગારવા હળાહળ પીવાનું કે રંતિદેવની પેઠે પ્રાણીમાત્રનું દુઃખ પોતે વહોરી તેમને સુખી કરવાનું, વધારે પસંદ કરે છે. જનસેવા ને તેને કાજે આત્મવિલોપન અને આત્મબલિદાનની, તથ એમાં જ જગદાત્માની ખરી અર્ચના છે એમ માનવાની, આ ભાવના—જે કર્મયોગની પણ પરકાષ્ઠા છે—તેનો ઉપદેશ કરવામાં તો ભાગવત બીજા કોઇ વૈદિક ગ્રંથ કરતાં જ નહીં, પણ ગીતા કરતાંયે, કંઇક આગળ જાય છે; અથવા કહો કે ગીતામાં જે વસ્તુ ગર્ભિત હતી તે ભાગવતે ઘણી ઉપસાવીને રજૂ કરી છે.

એ ભાગવતધર્મનો પણ મુખ્ય સંદેશો છે. ભાગવતધર્મે નાતજાતના ભેદ ભૂંસ્યા; વર્ણોનાં અભિમાન તોડયાં; હલકા ગણાતા ને ઉપેક્ષિત વર્ગોમાં હિંદુ ધર્મનો સંદેશો પહોંચાડી એ વર્ગોને સંસ્કારની ઊંચી કક્ષાએ આણ્યા; જ્ઞાનહીન ને નિઃસાધન સ્ત્રીશૂદ્રાદિ પણ કેવળ શુદ્ધ હૃદયને બળે પરમ પદને પામી શકે છે એમ કહી તે સર્વને માટે મોક્ષનાં દ્વાર ખુલ્લાં કર્યાં. હૂણ, યવન, શક વગેરે પરદેશીઓ ટોળાબંધ ભારતમાં આવ્યા તેમને—કેવળ ગાયત્રી ને વાસુદેવમન્ત્ર ભણાવી—હિંદુ ધર્મના પરિવારમાં સમાવી લીધા. પતિતપાવન એવા ભાગવતધર્મની આ જે મોટી સેવા છે તેનું સ્મરણ ગીતા અને ભાગવત બંને આપણને કરાવે છે.

આમ શંકરનું ગીતાભાષ્ય, તિલકનું ગીતારહસ્ય

## કલાચિંતન

રવિશંકર રાવળ

કળા વિષયક લેખોનો સંગ્રહ

૩-૮-૦

## કાળચક્ર

ઝવેરચંદ મેઘાણી

સ્વ. ની અંતિમ નવલકથા

૨-૮-૦

## જ્વાલા

અનુ: મહેન્દ્ર મેઘાણી

અમર ફ્રેન્ચ સાહિત્યકાર વિક્ટર હ્યુગોની
જગપ્રસિદ્ધ નવલકથાનો અનુવાદ

૩-૮-૦

## સત્તાવનની કત્લેઆમ

વિજયશંકર મ. ભટ્ટ

૧૮૫૭ ની સાચી ઇતિહાસકથા

૨-૮-૦





( જે સાધક વિષયભોગમાં મોટી આફત છે એમ સમજે છે, પણ જેનામાં તેનો ત્યાગ કરવાની શક્તિ નથી, તેને વેદે મારી ભક્તિ કરવાનો ઉપદેશ આપ્યો છે.)

૨૪. 'ઇમીટેશન ઑફ ક્રાઇસ્ટ' ૩; ૧૪; ૨.

૨૫. तृणतुल्यो यदयं स्वयं जनः। गीता मधुसूदनीव्याख्या १८; ७८.

૨૬. 'હરિજનબંધુ', ૧-૩-૧૯૩૬.

૨૭. ફ્રેડરીક પૉલસનઃ ઇંટ્રોડક્ષન ટુ ફિલોસોફી', પૃ. ૨૪૪.

૨૮. नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥
कठ. १; २; २४.

૨૯. ज्ञप्तेस्तु कारणं राम शिष्यप्रज्ञैव केवलम् ।—
योगवासिष्ठ.

૩૦. ईश्वरप्रसादनिमित्तज्ञानप्राप्तेः। गी. शां. भा. २;३९.

૩૧. 'ઇસ્ટર્ન રિલિજિયન્સ ઍન્ડ વેસ્ટર્ન થૉટ', પૃ. ૨૯૯-૩૦૦. સરખાવો: एवं दुःखकूपपतितां। हृदयस्थु भगवंतुचि त्राता। धांव पाव कृष्णनाथा। भवव्यथा निवारीं। ए. भा. ८; ४०. (હું દુઃખરૂપી કૂવામાં પડ્યો છું. હવે હૃદયસ્થ ભગવાન જ મારો ત્રાતા છે. હે કૃષ્ણનાથ! તું દોડી પહોંચ, ને મારી ભવવ્યથાનું નિવારણ કર.)

૩૨. सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥
भा. ११; २; ४५.

(જે ભૂતમાત્રમાં ભગવાનનું—આત્માનું રૂપ જુએ, અને ભૂતમાત્રને ભગવાનમાં—આત્મામાં—જુએ તે ઉત્તમ ભક્ત છે.)

૩૩. 'કૉંટેંપોરરી ઇંડિયન ફિલોસૉફી', પૃ. ૨૧.

૩૪. 'ગીતારહસ્ય,' પ્ર. ૧૧. 'વિદ્વત્તાવાળી અને કોઇ કોઈ દૃષ્ટિબિન્દુથી ખાસ ઉપયોગી એવી ટીકાઓ બીજી છે, પરંતુ आकर ग्रन्थ ગણી શકાય એવા ગ્રન્થો બે જ છેઃ શ્રી શંકરાચાર્યનું ગીતાભાષ્ય અને તિલક મહારાજનું ગીતારહસ્ય."—આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ'. પૃ. ૫૩૧.

गीता संक्षेपतस्तस्या वक्ता स्वयमभूद्धरिः ।
तद्विस्तारो भागवतं सर्वनिर्णयपूर्वकम् ॥
—वल्लभः तत्त्वदीपनिबन्ध, सर्वनिर्णय, श्लो. २१८-९.

( ગીતા સંક્ષેપમાં હરિએ પોતે કહેલી છે. ભાગવત એ તેનો જ વિસ્તાર છે; ને તેમાં સર્વ વિષયોના નિર્ણયો આપેલા છે.)

---

# સાભાર સ્વીકાર

( સમાલોચનાર્થે મળેલાં )

**નવજીવન કાર્યાલય;** અમદાવાદ તરફથી.

**આત્મ રચના અથવા આશ્રમી કેળવણી**
લે: જુગતરામ દવે. મૂલ્ય, રૂા. ૪-૮-૦.

**માનવી ખંડિયેરો.** મૂળ લેખક: પેરીબરજેસ.
ભાષાન્તરકારો: કાકા કાલેલકર—કિશોરલાલ—મશરૂવાળા. મૂલ્ય. રૂા. ૨-૮-૦,

**શ્રી રાજચંદ્ર.** (જીવનયાત્રા તથા વિચારરત્નો)
સંપાદક: ગોપાળદાસ જીવાભાઈ પટેલ.
(ગૂ. વિદ્યાપીઠ જૈન સા. પ્રકાશન) મૂલ્ય, ૩-૮-૦.

**તત્ત્વાર્થ સૂત્ર.** (ગૂજરાતી વ્યાખ્યા સહિત)
વિવેચક: પંડિત સુખલાલજી.
(ગૂ. વિદ્યાપીઠ જૈન સા. પ્રકાશન) મૂલ્ય ૧-૮-૦.

**ગીતા ધ્વનિ.** (ભગવદ્‌ગીતાનો સમશ્લોકી અનુવાદ)
[નવી સંશોધિત આવૃત્તિ]
કિશોરલાલ મશરૂવાળા મૂલ્ય ૦-૬-૦

*

**આપણા નેતાઓ:** (ભા.બીજો) લેખક: યુસુફ મહેરઅલી
અનુવાદક: ભ. હી. ભૂખણવાળા. પદ્મજા પ્રકાશન વડોદરા. મૂલ્ય રૂા. ૧-૦-૦

**કદલી વન:** લે. વિનોદિની નીલકંઠ. પદ્મજા પ્રકાશન, વડોદરા. મૂલ્ય રૂા. ૩-૦-૦

**ગુરૂ ગોવિન્દસિંહ:** (મહાકાવ્ય) લે. ગોવિન્દ હ. પટેલ. પદ્મજા પ્રકાશન, વડોદરા. મૂલ્ય પાકું પુંઠું ૪-૦-૦ કાચું પુંઠું ૩-૮-૦

**છીએ તે જ ઠીક:** શ્રી. કનૈયાલાલ મા. મુનશી, ભારતિય વિદ્યાભવન તરફથી પ્રકાશક પદ્મ પબ્લિકેશન લિ. મુંબઈ-૧. મૂલ્ય રૂા. ૨-૮-૦

# ગ્રામ અને નવરચના

: ૧૯૪૭ : સંપાદક : ઈશ્વરલાલ મોહનલાલ દવે : અંક ત્રીજો



ભથવારી

છૂટક નકલના બાર આના : પરદેશમાં ડોઢ શિલિંગ
Regd. No. B. 4061

શ્રી ઝવેરચંદ મેઘાણીની બીજી માસિક પુણ્યતિથિ (૯-૫-૧૯૪૭)એ બહાર પડશે.



# છેલ્લું પ્રયાણ

લેખક :
ઝવેરચંદ મેઘાણી

કિંમત : અઢી રૂપિયા

લોકસાહિત્યની સંશોધનવાટે પચીસથીય વધુ વર્ષોની મજલ કાપતાં કાપતાં લોકકથાઓ, લોકગીતો વગેરેના જે ત્રીસેક સંગ્રહો શ્રી મેઘાણીએ આપ્યા છે તેની ઉપર નવું અજવાળું નાખે તેવી નાની મોટી વિગતો, વાર્તિકો ને ટુચકા તેમણે પોતાની જીર્ણ ટાંચણ-પોથીઓનાં બે-ત્રણ હજાર પાનાંમાંથી શોધીને 'ટાંચણપોથીનાં પાનાં' નામે એક લાંબી લેખમાળામાં પીરસ્યાં હતાં. એ લેખમાળાના પહેલા સત્તર હપ્તાના સંગ્રહરૂપે 'પરકમ્મા' નામનું પુસ્તક સવા વરસ પર બહાર પડ્યું. તે પછી લખાએલા તમામ હપ્તાઓ 'પરકમ્મા'ના બીજા ભાગ સમા આ પુસ્તકમાં સમાવાયા છે. 'પરકમ્મા'ની માફક 'છેલ્લું પ્રયાણ'નો ઘાટ પણ એક આત્મકથા જેવો ઊતર્યો છે. પણ એ લેખકની આત્મકથા નથી. એ તો છે એમના વિષયની લોકસાહિત્યની શોધનકથા. જનસામાન્યને એમાં ભરપૂર પડેલા કથાપ્રસંગો રસપ્રદ થયા છે, અને અભ્યાસીઓને એમાં પ્રગટ થતી શ્રી મેઘાણીની શોધન-પદ્ધતિ થકી આનંદ ઊપજ્યો છે.

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી : અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ ; ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ
વિજ્ઞાપના વ્યવસ્થાપક: સાયન્ટિફિક પબ્લિસિટી કાં. મોડલ ટૉકીઝ સામે, અમદાવાદ; મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક ત્રીજો

જૂન : ૧૯૪૭

ક્રમ



: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂા. ૭-૦-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

છૂટક નકલ બાર આના

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ




## પરાજયનું ગાન

**આજ તો મારા મન! મારા મિત્ર! આપણે ગાન ગાઈએ. વિજયનું કે વિજયોત્સવનું નહિ. પરાજયનું. કોઈ મહાન ભવ્ય પરાજયનું.**

સેંકડો ને હજારો વિજય કરતાં પણ જે મહાન અને ભવ્ય હોય એવો પરાજય, એવો પરાજય એ તો મારા અંતરનો ઊંડામાં ઊંડો અભિલાષ છે. દિગંત વ્યાપી વિશ્વકીર્તિ કરતાં પણ મારે મન એનું મૂલ્યાંકન કાંઈક ઓર છે.

અને વિજય–એ પતંગિયાની કિમ્મત પણ મારે મન મળે ત્યારે જ મારા અંતરમાં એકવાર ફરીને શ્રદ્ધાનો દીપ સચેત બને. ત્યારે જ મને ખબર પડે, કે કહો ન કહો પણ હજી તો મારામાં અજબ જેવી સ્ફૂર્તિ વસી રહી છે. હજી તો મારામાં નવજુવાનીની ચેતના થનગની રહી છે. જાતકસોટી ઉપર શુદ્ધ સોન–રેખી અક્ષરો પડે કે રળેલી કમાણી ઉપર, બાપસંગ્રહી દોલત ઉપર, આપ મેળવેલી એક વખતની કીર્તિની કમાઈ ઉપર, ટકી લેવાની આળસુ વ્યાજખોરી હજી ત્યાં પ્રવેશી નથી.

પરાજય વિના કોઈને, એકાંતી જાતશોધનનો આનંદ મળે ખરો? પરાજય વિના અમર્યાદ માનવશક્તિનો આછો પણ ખ્યાલ આવે ખરો? માનવના અંતરમાં જે અમરસ્રોત છે, કે જે સેંકડો, હજારો ને લાખો પરાજયો છતાં પણ નિત્ય વિજયનું મહાગાન ગાઈ રહ્યો છે, એ અમરસ્રોતની કલ્પનાભોમનો પરિચય, પરાજય વિના કયાંથી મળે?

પરાજય! મારા દોસ્ત! તું ન હો તો હું કેટલો કંગાલ ને પામર હોઉં? અથવા તો ગર્વિષ્ઠ અને ગૌરવહીન હોઉં? પરાજય વિનાનો કોઈ વિજય શોભતો જ નથી. વિજય, એ પુરુષાર્થ કીર્તિકળશ હશે, પણ પરાજય એ તો વિજયનો પણ કીર્તિધ્વજ છે.

પરાજયની આંખમાં એક મહાન ઐતિહાસિક ચિરંતન સત્ય મેં વાંચ્યું છે. જેણે જેણે વિજય મેળવ્યો છે, અને જે વિજયમાં અભિલાષાની તૃપ્તિનો માત્ર આનંદ માણી રહ્યા છે, એ તમામેતમામ વહેલે મોડે કુંઠિત શક્તિના વામનજી બની ગયા છે. એમના વિજયે એમના વિકાસપંથની ઘોર ખોદી છે. એટલા માટે

## બનાવોનો દોર રાષ્ટ્રના હાથમાંથી સરી રહ્યો છે

બંગાળાની સરકારમાં કોંગ્રેસના સાથી બનીને આવેલા અને એ રીતે મુસ્લિમ લીગવાદીઓને ભારે અળખામણા થઈ પડેલા સૈયદ અલી ઝહીરે થોડા વખત ઉપર બહાર પાડેલા એક નિવેદનના આ શબ્દો આજની પરિસ્થિતિને સવિશેષ અનુરૂપ બન્યા છે—

> ‘ હાલ તુરત પૂરતો તો કોંગ્રેસે બનાવોનો દોર પોતાના હાથમાંથી ગુમાવ્યો છે, અને અંગ્રેજો તેમજ લીગવાદીઓ એને જેમ દોરે છે તેમ એ પોતાની નીતિ ઘડતી જાય છે. હિંદુસ્તાનભરના કોંગ્રેસી પ્રધાનો જ્વાલામુખીની કોર ઉપર બેઠા છે. કોંગ્રેસની નીતિ પ્રત્યેનો કચવાટ અને સામાન્ય અસંતોષ વધતો જાય છે. આજની કટોકટી વખતે સાચી જરૂર એક મજબૂત ગૌરવશાળી અને અખંડિત હિંદુસ્તાનની સ્થાપના ભણી દોરી જતી ચોક્કસ અને સ્પષ્ટ દોરવણીની છે.
>
> ‘ અખંડ હિંદુસ્તાનના સ્વપ્ન કાજે રાહ જોવી પડે કે મરવું પણ પડે તો પરવા નહિ— લોહી, પરસેવો કે પરિશ્રમરૂપે એનાં ચાહે તેટલાં મૂલ્ય ચૂકવવાં પડે તો તે ઓછાં છે. ’

એ જ નિવેદનમાં શ્રી અલી ઝહીરે આપેલી બીજી ચેતવણીની અસર રાષ્ટ્રનેતાઓ ઉપર જેટલી વહેલી થશે તેટલું રાષ્ટ્રનું ઘોર અહિત થતું અટકી જશે—

> ‘ મનામણાંની નીતિથી સામો પક્ષ રીઝવાને બદલે ઊલટો વધુ ઝનૂને ચડતો હોય અને એને આપણી નબળાઈની એક નિશાની લેખતો હોય તે છતાં એ જ નીતિને વળગ્યા રહેવું એ સમર્થ રાજનીતિ નથી. મોટે ભાગે તો એવી નીતિ નિષ્ફળ નીવડે છે અને રક્તપાત અટકાવવાને બદલે ઊલટાનો વધારી મૂકે છે.’

સમય ઝડપભેર વીતી રહ્યો છે, અને આવતા થોડા દિવસોમાં આ દેશમાં એ જળમાં સ્થળ ને સ્થળમાં જળ જેવા ઐતિહાસિક પલટાઓ કરી નાખવાનો છે ત્યારે ભૂતકાળને વિશેષ તો સંભારવો નકામો છે, પરંતુ જે મનામણાં–નીતિએ આપણને દેશના ભાગલાથી લઈને પ્રાંતોના ભાગલા અને ‘ કોરીડોર ’ ભૂમિપટ્ટીની હીન માગણી સુધી પહોંચાડી દીધા તેનો હવે ત્યાગ નહિ થાય તો શું થશે તેનો ખ્યાલ એમાંથી જ મેળવવાનો રહે છે. શાંતિ માટે એક પછી એક ગેરવાજબી માગણીઓ રાષ્ટ્રવાદીઓ કબૂલતા ગયા છે તેમ તેમ કોમવાદીઓની માગણીઓ ઘોર આકાશી સ્વરૂપ ધારણ કરતી ગઈ છે. ઉપરાંત, શાંતિ તો આપણે પામ્યા જ નથી. પાકિસ્તાનની વાત સુદ્ધાં સાંભળવાની રાષ્ટ્રે ના પાડી દીધી હોત તો એને માથે જે આભ તૂટી પડ્યું હોત તે, આજે જ્યારે પાકિસ્તાન સંપૂર્ણપણે અપાઈ ગયા જેવું છે ત્યારે, બંગાળ, પંજાબ અને સરહદમાં જે બન્યું છે તેથી બહુ વિશેષ અસહ્ય ન હોત. આજે તો બધું જ ખોઈ બેઠા હોવા ઉપરાંત રાષ્ટ્રનો તેજોવધ થઈ રહ્યો છે.

## આંતરવિગ્રહનો ભરડો વધુ આકરો બને છે

રાષ્ટ્રનું ભાગ્ય પલટાઈ રહ્યું છે. કાળઘડી આવી ગઈ છે. રાજનીતિજ્ઞો મુંઝાઈ ગયા છે. આજે એ શાંત રહેવાની અપીલો કરે છે, કાલે એ ‘શક્ય તેટલાં તમામ સાધનોથી’ સામનો કરવાનું કહે છે. એક દિવસ એ અંગ્રેજો ઉપર ઈતબાર રાખવાનું કહે છે, બીજે દિવસે કહે છે કે, ‘ આવું બનશે એમ જાણ્યું હોત તો અંગ્રેજોની જાળમાં ન ફસાત. એમાં દોષ કોનો છે ને કોનો નહિ તે નક્કી કરવાની અત્યારે જરૂર નથી–વેળા નથી રહી. હવે તો કોઈની ય દોરવણીની રાહ જોયા વિના આત્માને જે સૂઝે તે રસ્તે ચાલ્યા જવાનું છે.

સરહદના પઠાણો કોઈની ય દોરવણી માટે થંભ્યા નથી. ખુદ બાદશાહખાનના બેટાની આગેવાની





હું ફરી ફરીને કહું છું કે વિજયના સિંહાસન ઉપર બેઠેલો માણસ, પરાજયના પાયા પાસે પડેલા માણસ કરતાં કોઈ રીતે વધારે મહાન નથી.

કારણ કે વિજયના સિંહાસન ઊપર જે બેસે છે એ જ વહેલેમોડે ગુલામનો પણ ગુલામ થઈ રહે છે.

વિજયનું આ પરિણામ ચકચકિત છે. આખી દુનિયા એ જોઈ શકે છે. સૌ એને સમજી જાય છે. એટલે એમાં કાંઈ જ અગમ્ય રહેતું નથી. સામાન્ય માનવની સામાન્ય ભાષા અને કવિની કવિતા, એની વચ્ચે જે તફાવત છે, એ તફાવત વિજય અને પરાજય વચ્ચે છે. વિજય પોતાને કહેવાનું બધું કહી નાખે છે. પરાજય તો કાવ્ય છે. એણે જે કહ્યું છે એ, એને જે કહેવાનું છે એની તુલનામાં, કાંઈ જ નથી.

વિજય એ પ્રયત્નની ટોચ છે. એ તો પરિપકવ ફૂલ છે. એને માટે પછી બે જ માર્ગ રહે છે. પડી જવાનો કે સડી જવાનો.

પણ પરાજય તો વ્યક્તિના આંતર ગીતને, એના મૌનને, એની વેદનાને સાંભળે છે, અને ધીમે ધીમે એમાંથી ફરીને શસ્ત્રાસ્ત્ર સજે છે.

ફરી ફરીને એમાંથી ગગનગામી અભિલાષા જન્મ લે છે. સંકટના મહાન પર્વતો, એક રાતમાં જાય છે. સંક્ષુબ્ધ સમુદ્રો નાનાં ખાબોચિયાં થઇ રહે છે. પરાજય દ્વારા તો આત્માનો અજેય અને અણનમ ખડકનો પરિચય સધાય છે.

એટલા માટે હું પરાજયનું ગાન ગાઉં છું. પરાજય! મારો દોસ્ત! તું મારી અજેય શક્તિનો સાક્ષી છે, તારા દ્વારા હું, અને મારા દ્વારા તું—આપણે બન્ને એક બીજાની મદદે, નિરાશાના સમુદ્ર સામે જે અટ્ટહાસ્ય કરીશું એ સાંભળીને ખુદ પ્રજાપતિ પોતે વિશ્વના આ નવીન સત્ત્વનો પરિચય સાધવા નીચે આવશે.

અને આપણે બન્ને સાથે મળીને હૃદયના ખૂણેખૂણામાંથી જે કાંઇ ક્ષણિક હશે; જે મૃત્યુધર્મી હશે, જે ગૌરવહીન હશે, તે તમામને દફનાવી દેશું.

આપણે બન્ને—મારું વ્યક્તિત્વ અને તું—આપણે બન્ને પ્રકાશનો પંથ નિહાળીશું. અમર્ત્ય ઇચ્છાશક્તિનો સ્રોત જોઈશું. અને દુનિયા આખીને જાહેર કરીશું કે પરાજયના જેવી જેમ કોઈ ભવ્ય વસ્તુ નથી તેમ એના જેવી કોઈ ભયંકર વસ્તુ પણ નથી.

સત્ત્વશાલીઓ માટે તો પરાજય અને નહિ કે વિજય—એ જીવન્ત પ્રેરણા છે.

ધૂમકેતુ

એટલા માટે મારા મન! મારા દોસ્ત આજ તો ગગનભેદી અવાજે આપણે ગાન ગાઈએ વિજયનું કે વિજયોત્સવનું નહિ. પણ પરાજયનું. કોઈ મહાન ભવ્ય પરાજયનું.*



* ખલિલ જિબ્રાન ઉપરથી. ઘણો અર્થવિસ્તાર કરીને



આપણને અનેક વાર કહ્યું નથી કે, પાકિસ્તાન તો એક દિવાસ્વપ્ન છે અને એને હિંદુસ્તાનની ધરતી ઉપર કદી ખડું કરી શકાશે નહિ? પણ પંજાબ અને બંગાળમાંનાં કોમી રમખાણોએ લોકોને, અને કદાચ નેતાઓને પણ, ગભરાવી મૂક્યા છે. પ્રાંતોના ભાગલાની માગણી જ એ દેખાડી આપે છે કે આપણે પાકિસ્તાન મંજૂર કરી લીધું છે. નહિતર તો, "પાકિસ્તાન આવે તો પંજાબ અને બંગાળના પણ ભાગલા પાડવા જોઈએ,' એમ કહેવાને બદલે આપણે મક્કમતાપૂર્વક જાહેર કરી દેવું જોઈતું હતું કે "નહિ, હિંદુસ્તાન અખંડ જ રહેશે; દુનિયાની કોઈ તાકાત એના ભાગલા નહિ પાડી શકે."

'એમ કહેવામાં આવે છે કે ૨૦મી ફેબ્રુઆરીના નિવેદનમાં બ્રિટિશ સરકારે એમ જાહેર કર્યું છે કે, જરૂર પડ્યે સાર્વભૌમ સત્તા આજના પ્રાંતોને પણ સોંપવામાં આવશે. પરિણામે પાકિસ્તાન અનિવાર્ય બને છે, એમ દલીલ કરવામાં આવે છે. પણ હિંદી રાષ્ટ્રીય મહાસભા જેવી મહાન સંસ્થાના મોઢામાં આવી દલીલો ન શોભે. આપણે જો અંગ્રેજોને હિંદ છોડવાની ફરજ પાડી શક્યા હોઈએ તો એમને મક્કમ શબ્દોમાં કહી દઈ શકીએ કે, હિંદુસ્તાનના ભાગલા નહિ પાડી શકાય. અને પાકિસ્તાન આપણી ઉપર બળજબરીથી ઠોકી બેસાડવામાં આવે તો પણ રાષ્ટ્રે પોતાની તમામ તાકાતથી તેનો સામનો કરવા માટે દેશવ્યાપી બળવો જગાવવો જોઈએ.

'વળી, પાકિસ્તાન અને પ્રાંતોના ભાગલાની માગણીથી દેશભરમાં એક બહુ રોગિષ્ઠ મનોદશા ઊભી થઈ રહી છે. કેટલાય દેશી રાજ્યો સાર્વભૌમત્વની વાતો કરવા મંડી પડ્યા છે. સાર્વભૌમ પઠાણ રાજ્ય, સાર્વભૌમ બલુચિસ્તાન પ્રાંત, સાર્વભૌમ રાજસ્થાન, સાર્વભૌમ મહારાષ્ટ્ર, સ્વતંત્ર દ્રવિડિસ્તાન વગેરેની ગંભીરપણે વાતો થવા લાગી છે. મુસ્લિમ લીગ 'હિંદુસ્તાન'માં મુસ્લિમ બહુમતીવાળા કેટલાય નાના-નાના વિસ્તારો (પોકેટ)ની પણ માગણી કરશે. આ રીતે ભાગલાનું પરિણામે જિલ્લા, તાલુકા, ગામડાં અને શહેરોની શેરીઓના પણ ભાગલા આવી પડશે. આપણે એને માટે તૈયાર છીએ? જો ન હોઈએ તો દેશના ભાગલાનો આપણી તમામ શક્તિથી આજે અને અત્યારે જ સામનો કરવો જોઈએ. આપણે સદ્ભાગ્યે ગાંધીજી નિશ્ચિતપણે પાકિસ્તાનનો અને પ્રાંતોના ભાગલાનો વિરોધ કરે છે. એમની સલાહની અવગણના કરતાં પહેલાં આપણે એકસો વાર વિચાર કરવો જોઈએ. હજી ય વિચાર કરવાની અને નિર્ણય ઉપર આવવાની વેળા વહી ગઈ નથી.'

## 'હિંદ છોડો' અને 'કાશ્મીર છોડો' વચ્ચે અસમાનતા?

રાજસ્થાની પ્રજા પરિષદના પ્રમુખ અને શેર-એ-કાશ્મીર શેખ અબ્દુલ્લાના કારાવાસને બરાબર વર્ષ પૂરું થતું હતું એ જ દિવસોમાં એ કારાવાસ માટે જવાબદાર કાશ્મીરના મહારાજા સાથે રાષ્ટ્રપતિ કૃપાલાનીએ ખાણું લીધું એ પણ વિધિની એક વક્રતા છે. એટલું અધૂરું હોય તેમ કૃપાલાનીજીએ એવું નિવેદન કર્યું કે, 'કાશ્મીર છોડો'નો પોકાર ગેરવાજબી છે અને હિંદ છોડો સાથે 'કાશ્મીર છોડો'ને સરખાવી ન શકાય, કારણ કે અંગ્રેજો તો પરદેશીઓ છે, જ્યારે કાશ્મીરનરેશ આ ધરતીના જ પુત્ર છે, અને વળી કાશ્મીર રાજ્ય એમના વડવાઓએ અમુક રકમ આપીને ખરીદેલું છે!' વાંચીને સ્તબ્ધ થઈ જવાય છે. મહાસભાના પ્રમુખના મોઢામાંથી આવા શબ્દો—અને તે પણ શેખ અબ્દુલ્લા કેદ પુરાયેલા છે ત્યારે—નીકળે તે મનાતું નથી. કાશ્મીર અંગે કૃપાલાનીજીને જો આટલું જ કહેવાનું હતું તો ત્યાં સુધી ધક્કો ખાવાની એમને જરૂર નહોતી એમ થઈ આવે છે. પોતાના સ્વભાવની નિખાલસતા મુજબ કૃપાલાનીજી જે બોલી ગયા છે તેથી દુશ્મનોને તો બબ્બે દારૂગોળો જડી ગયો છે, સાથીઓને .





નીચે જ એમણે 'ઝલ્મે પખ્તૂન' નામે શસ્ત્રસજ્જ સૈનિકોનું દળ ઊભું કર્યું છે. નિર્દોષો અને પીડિતોનું એ રક્ષણ કરશે અને ગુંડાઓનો એમનાં જ હથિયારો વડે સામનો કરશે. આજની જરૂર ઠેર ઠેર 'ઝલ્મે પખ્તૂન' ઊભાં કરવાની છે. જેના દિલમાં કોમી ઝનૂન ન હોય, જેને નિર્બળોનું રક્ષણ કરવાની લગની લાગી હોય, ગુંડાઓના કાયદા જેને મંજૂર ન હોય તે હિંદીને માટે—મુસ્લિમ કે હિંદુ, પઠાણ કે બંગાળીને માટે—ઝલ્મે પખ્તૂન સિવાય બીજો કોઈ રસ્તો નથી. આંતરવિગ્રહ હવે કોઈ ભાવિની વાત નથી રહી. પંજાબમાં જે બન્યું છે તે અહીં બને ત્યારે જ આપણે એને આંતરવિગ્રહ તરીકે ઓળખશું તો પછી કીડીની જેમ ચગદાઈ મરવા સિવાય કોઈ રસ્તો રહ્યો નહિ હોય. આંતરવિગ્રહ આ દેશની આસપાસ કુંડાળે વળીને પડેલો જ છે. કોઈને એ કુંડાળું દૂર લાગે છે, કોઈને નજીક. પણ જેમ આપણે એનાથી દૂર નાસવા મથીએ છીએ તેમ તેમ પોતાનો ભરડો એ સાંકડો બનાવતો જાય છે. કાં તો એ આપણને ભરખી જાય, અને કાં તો આપણે સામે ચાલીને એની ઉપર તૂટી પડીએ, એ જ બે રસ્તા છે. કાલે ઊઠીને બહેન-દીકરીઓ શિયળ સાચવવા કૂવા પૂરતી હશે ત્યારે પછી બાબુ પુરુષોત્તમદાસ ટંડનના શબ્દો સંભારે કાંઈ નહિ વળે. જે કાંઈ કરવું હોય, તેનો વિચાર આજે જ કરી લેવાનો છે.

### આત્મનિરીક્ષણ કરીને
### છેલ્લા આંકડા માંડી લો

હિંદુસ્તાનના મુસ્લિમોને ઉદ્દેશીને લખેલા એક અગ્રલેખમાં 'નેશનલ હેરાલ્ડ' કહે છે કે—

> 'મુસલમાનો લીગ કે કોંગ્રેસ કરતાં પણ મહાન છે. તેમની આકાંક્ષાઓ આજના ક્ષણિક ઝનૂન કરતાં ઉચ્ચતર છે. બધા જ મુસલમાનો નવાબો નથી, તેમ એ બધા મુસ્લિમ લીગવાદીઓ પણ નથી. અમે જાણીએ છીએ કે જમિયત જેવી સંસ્થાઓ દ્વારા મુસલમાનોના અંતરાત્માનો અવાજ નીકળ્યો છે ખરો; પણ એ પૂરતું બોલ્યો નથી. કોઈ કહેશે કે આજે હવે મોડું થઈ ગયું છે—પણ સારા કામને કદી બહુ મોડું થતું નથી. અમો એમને બોલવાનું કહીએ છીએ ત્યારે કોંગ્રેસને પક્ષે બોલવાનું કે કોંગ્રેસને હાથે ઉલ્લુ બનેલાઓ તરીકે બોલવાનું નથી કહેતા. અમે માનીએ છીએ કે એમનામાં એથી ઘણી વધુ બુદ્ધિ છે. ભૂતકાળમાં ભૂલો તો થઈ જ હશે. પણ રાજકારણમાં ધિક્કારનું ઝેર રેડીને મુસ્લિમ લીગે અંધાધૂંધી ઊભી કરી છે. કોઈ પણ બાબતને શાંતિથી અને સમતાપૂર્વક વિચારવામાં આવી નથી. હિંદુઓને ડરાવવાના કે ધાક પમાડવાના પ્રયત્નો બહુ લાંબા કાળથી થઈ રહ્યા છે. આજે હવે મુસલમાનોએ એક પ્રજા તરીકે જાગ્રત બનવાની વેળા આવી ગઈ છે. મુસલમાનોને શું દેશના ભાગલા, કોમોના ભાગલા, સાહિત્ય અને સંસ્કારના ભાગલા જોઈએ છે? ખંડિત અર્થકારણ, અરક્ષિત સરહદો, ભય, ત્રાસ, આંતરવિગ્રહની શક્યતા, જાસૂસી, સામસામા બદલા જોઈએ છે? સોદા કરવાની વૃત્તિથી નહિ પરંતુ એક નૂતન રાજ્યના સંયુક્ત સર્જક તરીકે એમને શું જોઈએ છે તે તમામ મુસલમાનોએ નક્કી કરી લેવાની જરૂર છે.'

### દેશવ્યાપી બળવાથી
### ભાગલાનો સામનો

એટલી જ જરૂર રાષ્ટ્રવાદીઓ અને બિન-મુસ્લિમો માટે પોતે કેટલું નમતું તોળવા તૈયાર છે અને કેટલાને માટે આખર સુધી મક્કમ રહેવા માગે છે તે નક્કી કરવાની છે. એ રીતે જેઓ વિચારવા માગતા હોય તેમને માટે જાણીતા ગાંધીવાદી અર્થશાસ્ત્રી શ્રી. શ્રીમન્નારાયણ અગરવાલના આ નિવેદનમાં પુષ્કળ સામગ્રી પડી છે: આજની પરિસ્થિતિમાં આટલું સ્પષ્ટ વક્તૃત્વ બહુ ઓછા માણસો દાખવી શક્યા હોત:—

> 'સૌથી મોટી કરુણતા તો એ છે કે પંજાબ અને બંગાળના ભાગલાની ચળવળ કોંગ્રેસે જ શરૂ કરી છે. આપણા રાષ્ટ્રનેતાઓએ



મહિને ત્રીસ મેળવવામાં સદ્‌ભાગ્ય સમજતા તે હવે નેવું રૂપિયા મેળવશે. એક બાજુ સરકારના નોકરોને તેમનું જીવનધોરણ જાળવી રાખવા માટે જરૂરી ઓછામાં ઓછો પગાર રૂ. ૫૫ નો ઠરાવીને તેમ જ બીજી બાજુ વધુમાં વધુ પગારનો આંક રૂ. ૨૦૦૦ મૂકીને કમિશને સાબિત કર્યું છે કે દેશના પલટાઇ રહેલા વાતાવરણથી તે અજાણ નથી. જો કે હજીય ૩૦ અને ૨૦૦૦ વચ્ચેનો ગાળો ઘણો મોટો છે. એ ગાળો ઓછો કરવાનું કામ ભવિષ્યના બીજા કોઈ પે-કમિશન ઉપર છોડવાને બદલે રાષ્ટ્રીય સરકાર પોતે જ પતાવી દેશે એવી આશા રાખી શકાય.

નાણાંપ્રધાન શ્રી લિયાકતઅલીખાને એક રેડિયો-પ્રવચનમાં જાહેર કર્યું છે કે પે-કમિશનની ભલામણોનો અમલ કરવા જતાં મધ્યસ્થ સરકારને કુલ ૩૪ કરોડ રૂપિયાનું ખર્ચ થશે, જેમાંથી રેલ્વે અને તાર-ટપાલ ખાતાંને ફાળે જ અનુક્રમે ૨૫ અને ૩ કરોડ રૂપિયા જશે. આ ભલામણોનો અમલ જુદા જુદા પ્રાંતોની સરકારો પણ કરશે ત્યારે એમને કદાચ પચીસેક કરોડ રૂપિયા બીજા ખરચવા પડશે.

આ રીતે સરકારી નોકરોને તેમના કામના પ્રમાણમાં થોડે અંશે પણ વાજબી બદલો આપવા જતાં દેશની પ્રજા ઉપર લગભગ સાઠ કરોડનો વધુ બોજો નવા કરવેરાના રૂપમાં, કે તાર-ટપાલ-રેલ્વેના દર-વધારા દ્વારા આવી પડશે એમ દેખાય છે.

## સડેલા રાજતંત્ર કરતાં અરાજકતા બહેતર છે

આધુનિક રાજતંત્ર દિનપ્રતિદિન વધુ ને વધુ ખર્ચાળ બની રહ્યું છે, તે બીના આવા પ્રસંગો આપણને સમજાવે છે. પ્રજા ઉપર આમ વધતા જતા કરભારણનો બદલો તેને સરકારી નોકરો પાસેથી ત્વરિત, વિનયશીલ, કુશળ, પ્રામાણિક ચાકરીના રૂપમાં મળવો જ જોઈએ. આજે આ દેશના જીવનમાં સર્વત્ર સડો પ્રસરેલો છે. આપણા સરકારી તંત્રમાં જે રુશ્વતખોરી ને કૂડકપટ પેઠાં છે તેનો જોટો દુનિયાના પટ ઉપર બીજે ક્યાંય જડવો મુશ્કેલ છે. સડો એ તો આપણે ત્યાં વેદકાળની પણ પૂર્વેની કોઈ પ્રણાલિકા હોય એટલી સર્વવ્યાપકતા એણે મેળવી છે. જેની ઉપર વધારાના ૨૮ કરોડ રૂપિયા ખરચવાનું આ દેશની પ્રજાએ સ્વીકાર્યું છે તે રેલ્વે અને તાર-ટપાલખાતાના નોકરોએ જ હવે પોતાની ફરજ વિચારવી જોઇએ અને શરમિંદા બની ગયેલા મલિન માર્ગોએથી પાછા વળવું જોઇએ. બીજા સરકારી નોકરોની પણ સીધે રસ્તે ચાલવાની અને પોતાની કાર્યક્ષમતા વધારવાની ફરજ છે.

પ્રજાએ પણ આ નવા બોજાથી ભડકવાને બદલે એ વિચાર કરવો જરૂરી છે કે પોતે જેને સારું એવું મહેનતાણું આપવા માગે છે તે સરકારી નોકરો પાસેથી એ કેમ સીધી રીતે કામ લઈ શકતી નથી? ગેરકાયદે કે અયોગ્ય કામ કઢાવવા માટે સરકારી નોકરોને પગલે રુશ્વતો વેરનારાઓની વાત અહીં અપ્રસ્તુત છે. પરંતુ ડગલે ને પગલે સરકારી નોકરોની જડતા ને નિષ્ક્રિયતારૂપી આડખીલીઓ અનુભવતા સામાન્ય પ્રજાજને એમાંથી બચવા ઝટ દઈને ખિસ્સામાંથી લાંચ કાઢવાને બદલે પોતાના કાયદેસરના અધિકારો ભોગવવાનો મનસૂબો કરવો જોઈએ. બરડો ફાડી નાખે તેવા કરવેરા ભર્યા પછી પણ જો પ્રજા પોતાના સરકારી તંત્ર પાસેથી સફાઇદાર કામ ન મેળવી શકતી હોય તેને માટે આધુનિક રાજતંત્રને બદલે અરાજકતા જ બહેતર છે.

## માનપત્રો અને થેલીઓને સંપૂર્ણ તિલાંજલિ અપાવીએ

કોંગ્રેસના સમાજવાદી આગેવાનોને માનપત્ર કે થેલીઓ આપવાની પ્રવૃત્તિઓથી સદંતર અલગ રહેવાની સૂચના ઉપરાઉપરી બે પરિપત્રો મહામંત્રી શ્રી શંકરરાવ દેવે તમામ કોંગ્રેસ સમિતિઓ ઉપર મોકલાવ્યાં છે તે બે ડગલાં વધુ આગળ ગયો હોય તો વિશેષ આવકારપાત્ર બનત. માનપત્રો અને થેલીઓ આપવાની પ્રવૃત્તિ લાગેવળગે છે ત્યાં સુધી શ્રી દેવના





મૂકયા હશે. પંડિત જવાહરલાલનો પણ એ નિવેદનમાં ઉલ્લેખ છે તેનો ખુલાસો એમનો પાસેથી મેળવવા માટે પ્રજાને બહુ ખમવું નહિ પડે.

અંગ્રેજો પરદેશી છે અને રાજાઓ તો આ ધરતીના પુત્રો છે એ ભેદરેખા કોંગ્રેસના સુકાનીના મોઢામાંથી નીકળી છે એ પણ ઓછી અકળાવનારી નથી. અંગ્રેજો પરદેશીઓ છે તેથી જ શું પ્રજા એમની સામે લડી છે? જાલિમોના વળી દેશી અને પરદેશી, એવા વિભાગો હોય છે?

**રાજાઓ સાથેના સંવનનનાં ફળ પણ ચાખવાં બાકી છે?**

એવું એક બીજું અળખામણું દૃશ્ય તાજા જ ઇંગ્લંડ જઈ આવેલા જામસાહેબે દિલ્હી જઈને સરદાર વલ્લભભાઈ સાથે લીધેલા ખાણાનું છે. જે જામસાહેબના જામનગરમાં પ્રજાને વાણીસ્વાતંત્ર્યનું ટીપું સુદ્ધાં ન મળે તેની આટલી તકેદારી રખાય છે, જે જામસાહેબ શ્રી ઢેબર જેવા શાંત સૌજન્યમૂર્તિ કાર્યકરને પોતાના રાજ્યમાં ઊભા રહેવા ઓટલો પણ નથી મળવા દેતા, જે જામસાહેબે કોંગ્રેસ જો એમને છંછેડે તો મુસ્લિમ લીગ સાથે દોસ્તી કરવાની ધમકી આપી છે, અને જે જામસાહેબની બદનામ બની ચૂકેલી જામજૂથ યોજના સામે પ્રાણાંતે પણ લડી લેવાના આદેશો કાઠિયાવાડના આગેવાનોએ (બેશક પ્રજાને જ) આપ્યા છે તે જામસાહેબ સરદારશ્રી સાથે ખાણું લેવા જાય તેમાં બીજું ભલે કાંઇ જ નુકસાન ન થતું હોય, પણ સામાન્ય પ્રજાજનને તો એ ન સમજાય તેવી બીના લાગે છે. મુસ્લિમ લીગ સાથેના સંવનનનાં માઠાં ફળ ચાખતાં ચાખતાં આપણે રાજાઓ સાથે પણ કયાંક એવા જ સંબંધમાં ઊતરી પડશું તો નહિ ને, એવી ભીતિ આ બે પ્રસંગો જગાડે છે.

**ઢસાની પ્રજાને માથે પડેલું દરબારશ્રીની કીર્તિનું ઓઢણું**

પચીસ વર્ષે ઢસાની ગાદી બિચારી દરબારશ્રી ગોપાળદાસને શોધતી શોધતી આવી ત્યારે એ લોકહૃદયના ઊંચા સિંહાસને બિરાજી ચૂકયા હતા. છતાં એમણે એ નાનકડી ગાદીને આવકારી છે અને નીચા નમીને એને પોતાની સમીપ લીધી છે. એ રીતે ૨૩મી મેનો શુભ અવસર સરકારે દરબારશ્રીને નહિ પણ પ્રજાને ઢસાની ગાદી સોંપ્યાનું મહત્ત્વ ધારણ કરે છે. દરબારશ્રીનાં ત્યાગ, બલિદાન કે અટંકીપણા વિશે આજ પચીસ વર્ષે કાંઈ લખવું તે ઘણું મોડું ગણાય. દરબારશ્રીની શક્તિ માટે ઢસા કે રાયસાંકળીના સીમાડા ઘણા ટૂંકા ગણાય. દરબારશ્રીને ગાદી પાછી સોંપાવીને પ્રજાએ પોતાના માટે જ એ ગાદી પ્રાપ્ત કરી લીધી છે. હવે કસોટી એ પ્રજાની છે કે એમણે દરબારશ્રીનું નામ શોભાવવું રહ્યું. દરબારશ્રી નહોતા ત્યારે ઢસા બીજા એક સામાન્ય ગામડા જેવું ભલે રહ્યું હોય, પણ હવે તો એની ઉપર આવા એક આગેવાનની યશકીર્તિનું ઓઢણું પડયું છે. અગાઉ બે દિવસના પરોણા બનીને આવતા દરબારશ્રી ઉપર પ્રજાએ બતાવેલા અખૂટ પ્રેમને હવે એણે કાયમનો બનાવવો પડશે. પ્રજાથી હવે દારૂ નહિ પીવાય, આભડછેટ નહિ પળાય, કાળાં બજાર નહિ કરાય, ખેડૂતને નહિ ચુસાય, કોમભેદ–જ્ઞાતિભેદ નહિ રખાય.

ઢસાની પ્રજા દરબારશ્રી પાસેથી જે પામી તે સારાય કાઠિયાવાડની પ્રજા પોતાપોતાના રાજવીઓ પાસેથી પણ મેળવી શકે છે. અને એ મેળવવાનો રસ્તો પણ તેમને દરબારશ્રીએ — કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખસ્થાનેથી — બતાવેલો જ છે!

**પે–કમિશને દેખાડેલો સ્વમાની જીવનનો રસ્તો**

એક વરસની કામગરી પછી પે–કમિશને બહાર પાડેલી ભલામણો સરકારી નોકરો માટે સ્વર્ગ ખડું કરી દેતી નથી, પરંતુ એમને માનભેર જીવન જીવતા કરવાનો રસ્તો દેખાડે છે. લડાઇ પહેલાં પટાવાળાઓ જેવા સૌથી નીચલા દરજ્જાના સરકારી નોકરોને ચૌદ રૂપિયા પગાર મળતો હતો. તેમને આ વર્ષના જાન્યુઆરીથી મોંઘવારી ભથ્થા સહિત પંચાવન રૂપિયા મળશે. અને મેટ્રિક થયેલા જે કારકુનો અગાઉ

આપણને આપ્યો છે. આવા પ્રયોગો ઉપર જો પ્રતિબંધ મૂકવાના હોય તો પછી તેનો અર્થ એટલો જ થાય છે કે ચોક્કસ રાજદ્વારી વાદ-પ્રતિવાદના સમર્થન-ખંડનના ઝનૂનમાં આંધળા બનીને આપણી સંસ્કાર-ફૂલવેલ ઉપર આપણે પોતાને હાથે જ કુહાડો મારવાનો છે—આપણી સંસ્કૃતિના ઉત્તમ તત્ત્વો પણ આપણા વિરોધીઓને હાથે વિકસતાં હોય તે આપણે સહી શકવાના નથી.

## સામ્યવાદીઓનો હાઉ લોકશાહીમાં અશ્રદ્ધા સૂચવે છે

અલબત્ત આ પ્રયોગોમાં જેમ ઉચ્ચ કોટિની કલા છે તેમ રાજકારણ પણ છે જ. રાજકરણ આજે આ દેશમાં એક બંધિયાર ચોકઠામાં વસતી ચીજ નથી રહી, એ સર્વવ્યાપી બની ગયેલ છે. એ કલામાં છે, કેળવણીમાં છે, ભાષા અને સાહિત્યમાં છે, પત્રકારત્વમાં છે, વેપાર અને ઉદ્યોગમાં છે, ખેતીમાં છે; રોટી અને કાપડમાં પણ રાજકારણ છે. માની લઈએ કે આ પ્રયોગના અભિનેતાઓએ આપેલી લેખિત બાંહેધરી નરાતર જૂઠાણું છે અને તેઓ સહુ સામ્યવાદીઓ છે અને આવા પ્રયોગો કરવા પાછળ સામ્યવાદી પક્ષની નીતિનો પ્રચાર કરવાની એમની નેમ છે. તેથી શું? સામ્યવાદીઓ એટલા બધા જ કૂતરાને મોતે મારવા જેવા ચોર-ડાકુઓ તો નથી ને? અને સામ્યવાદીઓએ પોતાની જાતને બદનામ કરી હોય તો પણ સામ્યવાદના સિદ્ધાંતો તેથી કાંઈ ખોટા ઠરતા નથી ને? સામ્યવાદી કોણ નથી? આ દેશમાં મોટામાં મોટા સામ્યવાદી તો ખુદ મહાત્મા ગાંધી છે. કિસાનો અને મઝદૂરોનું રાજ્ય માગતી ખુદ કોંગ્રેસ પણ સામ્યવાદી નથી તો શું છે? દેશને માટે જેમણે ભોગ આપ્યા છે તે લાખો સામાન્ય નરનારીઓ સામ્યવાદી રાજતંત્ર માટે નથી લડ્યા તો શેને માટે લડ્યા છે?

સામ્યવાદને નામે આ દેશમાં અનેક તૂત ચાલી રહ્યાં છે તેમ સામ્યવાદીઓના વિરોધને નામે પણ સામાં અન્યાયી કૃત્યો ચાલી શકશે એમ માનવું ભૂલ ભરેલું છે. સામ્યવાદનો અર્થ રશિયાની ગુલામી એટલો જ નથી થતો. સામ્યવાદ એટલે કિસાન-મઝદૂરોનું રાજ્ય. અને એ અર્થમાં આ દેશનું ભાવિ સામ્યવાદના હાથમાં જ છે—દુનિયા આખીનું ભાવિ એના હાથમાં છે. રૂઝવેલ્ટ અને વિલ્કીના વારસદાર વોલેસે કહ્યું છે તેમ, 'જેમને લોકશાહીમાં શ્રદ્ધા નથી એવા માણસો જ સામ્યવાદનો ભય રાખીને ફરતા હોય છે.'

## અધૂરા પોષણનું અદૃશ્ય જોખમ

અનાજની અછતનાં વર્ષો એક પછી એક માંડ વીતતાં જાય છે. તેમ તેમ પ્રતિ વર્ષે નવી અને વધુ આકરી કટોકટીઓ દેશને માથે આવતી રહે છે. રાજેન્દ્રબાબુએ જાણે કોઈ ચમત્કારથી ગયા વરસે પ્રજાને ભૂખમરાથી ઉગારી ત્યાં તો આ વરસે એથીય વધુ અમંગળ ભાવિ ભખાઈ રહ્યું છે. દિવાળી હજી દૂર છે. અને પાછો વાટમાં અધિક માસ છે.

રીતસરના ભૂખમરામાં હજારો માનવીઓ હોમાઈ જતાં એકવાર જોયા પછી એ દૃશ્યથી આપણે કમ્પીએ છીએ. પરંતુ અધૂરા પોષણરૂપી જે અદૃશ્ય ભૂખમરો આપણી પ્રજાના જોરને બરબાદ કરી રહ્યો છે તેની ભયંકરતાનો પૂરો ખ્યાલ તરત જ નથી આવતો. રસ્તે ચાલતો માણસ ભૂખથી મોત ભેગો થઈ જાય તેને બદલે એ અજીઠા ટૂકડા ખાઈને પણ થોડાક દિવસ જીવે અને પછી કોઈ અંધાર ખૂણે માંદગીના છેલ્લા શ્વાસ ઘૂંટે તો એ કોઈ અસામાન્ય બીના નથી. અધૂરા પોષણથી આખી એક નવી પાંગળી પેઢી ઊભી થઈ રહી છે એ બાબત પ્રત્યે આગેવાન તખ્તીઓએ પ્રજાનું અને પ્રજાકીય સરકારોનું તાકીદે ધ્યાન દોરવું જોઈએ. નહિતર પછી બનશે એવું કે પગની નાળ્યોમાં ઘી-દૂધ ભરી ચૂકેલા વૃદ્ધો હજી જીવનપંથ ડગુમગુ કાપતા હશે ત્યાં જ આવતી કાલના નાગરિકો ઢળી પડ્યા હશે.

## જાહેર સંસ્થાઓ સાથે જોડાતાં શ્રીમંતોનાં નામ

નિશાળો, કોલેજો, પુસ્તકાલયો, ઇસ્પિતાલો ધર્મ-





પરિપત્રે એનો નિષેધ માત્ર સમાજવાદીઓ પૂરતો જ નહિ પણ તમામ પ્રકારના માનવીઓ માટે કર્યો હોત તો કેટલીય કૉંગ્રેસ સમિતિઓના સમયના મોટા ભાગનો દુર્વ્યય થતો અટકયો હોત એમાં સંદેહ નથી. હકીકતમાં આ પરિપત્ર માત્ર સમાજવાદીઓને જ સન્માનપાત્રોની નાત બહાર મૂકતો હોઈને કેટલાક કૉંગ્રેસીઓને તે રુચ્યો નહિ હોય, પરંતુ એ વિશે મૌન સેવીને સમાજવાદીઓએ જેમ પોતાનું ગૌરવ જાળવ્યું છે તેમ એ બીજા કૉંગ્રેસીઓએ પોતાની જવાબદારીનું ભાન દેખાડયું છે.

## સ્વતંત્ર હિંદુસ્તાનમાં મુંબઈના સ્થાન વિશે ચર્ચા

દુર્ભાગ્યે શ્રી દેવના હાથે હમણાં હમણાં એક યા બીજા શાંત પાણી ડહોળાવા માંડયા છે. સ્વતંત્ર હિંદુસ્તાનમાં પ્રાંતોની ભાષાને ધોરણે નવરચના થવાની છે તેની તૈયારીમાં આંધ્રના વરાડ–હૈદ્રાબાદના અને બીજા ઝગડાઓમાં હવે મુંબઇ પ્રકરણનો ઉમેરો થયો છે. થોડા મહિનાઓ પછી મહારાષ્ટ્રના અને ગુજરાતના જુદા જુદા પ્રાંતો રચાય ત્યારે મુંબઈ તો મહારાષ્ટ્રમાં જ રહેશે તે સિદ્ધ થઇ ચૂકેલી હકીકત છે, એવા શ્રી શંકરરાવના નિવેદન પછી આ ચર્ચા ઊપડી છે. મુંબઇ મહારાષ્ટ્રમાં જાય કે ગુજરાતમાં આવે તે મુંબઈવાસી ગુજરાતીઓ કે મરાઠીઓને માટે કઈ મોટી ચિંતાનો વિષય બની જાય છે તે સમજવું મુશ્કેલ છે, તેમ આવી સિદ્ધ થઈ ચૂકેલી હકીકતનું આવું કટુ–ઉચ્ચારણ આજના રુંધાયેલા વાતાવરણમાં કરવાનો શો ઉદ્દેશ હશે તે કલ્પવું પણ અઘરું છે. તે પછી, પેલી વાર્તાની માફક, શ્રી દેવ તો બોલ્યા તો બોલ્યા, બીજાઓ શીદને બોલી ઊઠયા ? એવો પ્રશ્ન થાય છે. મુંબઇ વિશે જેમને જેમને ઊંડો પ્રેમ ફૂટી નીકળ્યો હોય તેમને એ વિશે પેટ ભરીને બોલી લેવાનો મોકો બંધારણ સભા પ્રાંતોના સીમાડા નક્કી કરનારી સમિતિ નીમશે ત્યારે મળી રહેશે. ત્યાં સુધી મૂંગા મૂંગા, સૌ સાથે મળીને મુંબઈનું નામ ઊજળું બનાવવા ઘણું કરી શકે તેમ છે.

મુંબઇ અંગેની ચર્ચા હવે શાંત પડી જશે તો પણ કેટલાંક માણસોનાં મન એણે ડહોળી નાખ્યાં હશે. એવા માનવીઓમાંથી ગુજરાતીઓને એટલું કહેવાનું કે મુંબઈની વસતીનો મોટો ભાગ જેની સાથે રહેવાનું પસંદ કરશે તેની સાથે રહેતાં તેને કોઈ રોકી શકશે નહિ; મુંબઇમાં સમૃદ્ધિ કોણે વધારી છે, એવી દલીલ તો ગુજરાતીઓની માફક પારસીઓ, મારવાડીઓ અને ખુદ અંગ્રેજો પણ કરી શકે છે. મરાઠીઓને એટલું જ કહેવાનું કે રખેને મુંબઈ ગુજરાતમાં રહે તો ગુજરાતીઓ થોડા જ મહારાષ્ટ્રના દુશ્મનો છે ? અને મરાઠીઓ કાંઇ એવા માયકાંગલા નથી કે ગુજરાતીઓ એમની ઉપર એમની ઇચ્છા વિરુદ્ધ રાજ્ય કરી જાય. જે જેનું હશે તે તેના ખિસ્સામાં જ છે, બીજાનું કદી મળશે નહિ, એમ સમજીને અત્યારે મૂંગા રહીશું તો ઘીને ઘડે ઘી થઈ રહેશે.

## સંસ્કાર–ફૂલવેલ ઉપર જાતે જ કુહાડો મારશું ?

બે મહિના વીતી ગયા છતાં નાવિકોનો બળવો, કાશ્મીર અને કોમી હુલ્લડને લગતા લોકનાટયસંઘના ત્રણ ચોટદાર નૃત્ય–નાટય–પ્રયોગો ઉપર પોતે મૂકેલો અવિચારી પ્રતિબંધ સંપૂર્ણ પણે ઉઠાવી લેવાનું શાણપણ મુંબઇ સરકાર હજી સુધી દાખવી શકી નથી. પ્રતિબંધ મુકાયાને ઠીક ઠીક મુદ્દત વીતી ગઇ છે અને વચગાળામાં એ ત્રણમાંથી એકાદ નાટય–પ્રયોગ ઉપરનો પ્રતિબંધ સરકારે પાછો પણ ખેંચી લીધો છે તે છતાં પ્રજાકીય સરકારને હાથે આવા પ્રતિબંધ મૂકી શકાય છે તે વાતનું અચરજ ઓસરતું નથી.

પ્રજાના સંસ્કારપ્રેમી અને કલારસિક વર્ગમાંથી જેમણે આ નાટયપ્રયોગો મુંબઇ, અમદાવાદ કે ગુજરાતનાં બીજાં શહેરોમાં ભજવાતા જોયા છે તેમાંના મોટા ભાગની પ્રશંસાના અધિકારી એ પ્રયોગો કરનારાં યુવક–યુવતીઓ બનેલાં છે. આપણી અચેતન રંગભૂમિને જો ફૂલવું–ફાલવું હોય અને લોકહૃદયમાં પ્રવેશ પામવો હોય તો ભાવના, ધગશ, અથાગ ઉદ્યમ અને અવિરત પરિશ્રમ તેણે કેટલા પ્રમાણમાં કેળવવાં જોઈએ તેનો એક સુંદર નમૂનો લોક–નાટયસંઘના આ પ્રયોગોએ



# જીવનપંથ

## ધૂમકેતુ

**વ્યાસ, વાલ્મિકિ શામળ અને લોકવાર્તાઓ અગમ્ય રીતે, હૃદયમાં દોસ્તીનું સ્થાન જમાવે છે.**

તે સમયનું વીરપુર હું આજે સંભારું છું, અને મને એક અતિ આશ્ચર્યકારક ઘટના કલ્પનામાં દેખાય છે. એવડી નાનકડી રિયાસતે ઠાકોર સુરાજીને લીધે એક પ્રકારનું અનોખું મહત્ત્વ પ્રાપ્ત કર્યું હતું. આર્ય-સમાજનો એ અભેદ્ય કિલ્લો ગણાતો. વીરપુર દરબાર, સુરાજી, સાંગણવા દરબાર શિવુભા, લાખણકા દરબાર, અને બીજા પણ કેટલાક નાના મોટા ગરાસીઆઓ એ સમયે આર્યસમાજના રંગે રંગાયા હતા. અને એ તમામની કેન્દ્રભૂમિ વીરપુર હતું.

જાતવંત ઘોડાઓનો વીરપુર ઉછેર કરતું. ક્ષત્રિયો-ચિત મધ્યયુગી રંગમાં રાચતું. ગોપાલન ખરા અર્થમાં ત્યાં થતું. એની હદમાં પગ મૂકવો એ સિંહની બોડમાં પગ મૂકવા જેવું મનાતું. અને માથાના વાળ જેટલું દેણું ન હોત તો ગોરાને પણ કેટલું માન આપવું ને કેટલું ન આપવું એનું ઠાકોર સુરાજીને પૂરેપૂરું રાષ્ટ્રીય દષ્ટિનું ભાન હતું. એ જમાનામાં આટલી સિદ્ધિ એ જેવી તેવી વસ્તુ ન હતી.

આ ઠાકોર સુરાજીનું ભણતર તો નામનું. ઉંઠા જેટલું. પોતાની સહી કરી શકે તેટલું.

પણ એનામાં અનુભવ ઘણો હતો. અને અનુભવ કરતાં પણ વધારે તો જાતગુણોનો કેટલોક વારસો ખમીરવંત ખજાનો એને મળ્યો હતો. ઘોડા ઉપરની એની સવારીમાં જે ગૌરવ અને ગર્વ અને લાલિત્ય દેખાતાં એવાં ગૌરવ ગર્વ અને લાલિત્ય જોવા માટે તમારે મધ્યયુગનો સીમાડો નિહાળવો પડે.

પોતાની ઘોડેસવારીનું, ઘોડાનું અને તલવારનું પોતાને અભિમાન હતું. એના હૃદયમાં એક છાનો ખૂણો હતો. એ ખૂણામાં રજપૂતોચિત વસ્તુ-ઓનો સંસ્કારી વારસો ભર્યો હતો. એમાં એ જમા-નાના દોષ પણ હતા. છતાં ગૌરવ આપે એવા ગુણોનો ખજાનો પણ હતો. એક વખત વીરપુરને પાદર સિંહ નીકળ્યો હતો. એ સિંહે એક બે ઢોરને ચૂંથ્યાં છે એવી ફરિયાદ ઠાકોર પાસે આવી. ઠાકોર સાહેબ તરત ચડયે ઘોડે સિંહનો સામનો કરવા ગયા હતા. એમને શિકારનો શોખ હતો. અને અચૂક નિશાનબાજી એમને વરી હતી. સિંહ તો સદ્દભાગ્યે વીરપુરની હદ છોડી થોડીવારમાં જ જતો રહ્યો પણ મારી રિયાસતી હદ એની તસુએ તસુ જમીન પવિત્ર વારસા લેખે જાળવવાની એવી અભિમાની વૃત્તિ ત્યાં વસી રહી હતી. અને આ અભિમાન કેવળ શાબ્દિક અભિમાન ન હતું. એક વખતની વાત છે કે લગભગ સંધ્યા ટાણે એક ગોકળી સમાચાર લાવ્યો કે ગામને સીમાડે મિયાંણા આવ્યા છે અને રાત્રે વીરપુર ઉપર છાપો મારવાનો મનસુબો રાખી રહ્યા છે.

આખા ગામમાં આ સમાચારે સનસનાટી ફેલાવી દીધી. ગામને ફરતો તો કોટ પણ રહ્યો ને દરવાજા બંધ થાય એટલે કાંઈક પણ રક્ષણ મળે. પણ અમારા જેવા જે કોટની બહાર રહેતા હતા એમના તો ફફડે શ્વાસ અધર રહી ગયા. મિયાંણાની ટોળકી વીરપુર ઉપર ખાબકે તો એને પહોંચવું ભારે પડે. માથાં આથેરા





શાળાઓ અને બીજી જાહેર સંસ્થાઓ માટે ધનવાનો પાસેથી સખાવતો મેળવવાની જરૂર તો દુનિયાના લગભગ તમામ દેશોએ સ્વીકારેલી છે. પરંતુ આવી જાહેર સંસ્થાઓ માટે દાન આપનારા શ્રીમંતોનું નામ અચૂકપણે એની સાથે જોડી દેવાનો ચાલ કદાચ, આપણા દેશ જેટલો બીજે કયાંય પ્રચલિત થયો નહિ હોય. માણસ પોતાના બંગલાને પોતાનું નામ આપે અને પોતે જેને દાન દીધું છે તે સંસ્થા સાથે પોતાનું નામ જોડે એ બે વાનામાં ઘણો ફેર છે. સંસ્થાઓ તો પ્રજાને માટે છે. કોઇ ઇસ્પિતાલ માટે અમુક શ્રીમંતે મોટી રકમનું દાન કર્યું હોય છતાં એ ઇસ્પિતાલ સાથે એને બદલે શહેર–ગામના કોઈ સેવાભાવી દાકતરનું નામ જોડાય તો તે કેટલું રુડું દીસે એવી જ રીતે જીવનના જૂદા જુદા ક્ષેત્રોમાં પ્રજાની સેવા કરનારાઓનાં નામ જ એમની પ્રવૃત્તિ સાથે જોડાયેલાં રહે એમાં પ્રજાની અને દાન આપનારાઓની પણ શોભા છે. પ્રજાને દાનની ગરજ હોય તેથી એ શ્રીમંતનું નામ, પોતાને ન રુચે તો પણ કોઈ પણ જાહેર સંસ્થા સાથે જોડાયેલું હોય તે નિભાવી લે છે અને પછી છેવટ જતાં એ શ્રીમંતનું નામ ટૂંકાવીને બગાડીને જંપે. એના કરતાં પ્રથમથી જ પ્રજાનો પ્રેમ સંપાદન કરી ચૂકેલી વ્યક્તિનું નામ જ સંસ્થા સાથે જોડાય તે સારું.

પોતાની સેવાને કે સિદ્ધિને કારણે નહિ પણ પૈસાને જોરે જાહેર સંસ્થાઓ સાથે પોતાનું નામ જોડાવવાની પ્રાથમિક મનોદશાની લાલચ શ્રીમંતોથી જરાય ઓછી થવાનો પ્રસંગ આવે ત્યારે ખુદ પ્રજાના માણસો જ જાણે સામે ચાલીને એમને જૂનો ચીલો દેખાડતાં હોય તેવું લાગે છે. અમદાવાદમાં બંધાનારી ગુજરાતની એકની એક ફાર્મસ્યુટિકલ કોલેજ માટે બિલકુલ બિનશરતી દાન મળવા છતાં અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ સામે ચાલીને કોલેજ સાથે દાનકર્તાનું નામ જોડવાનું જાહેર કર્યું છે એ આ જાતનો, અચંબો પમાડનારો બનાવ છે. હજીય પણ જો બહુ મોડું ન થયું હોય તો જે ક્ષેત્રના વિદ્યાર્થીઓને માટે આ કોલેજ શરૂ કરવામાં આવનાર છે તે જ ક્ષેત્રમાં નોંધપાત્ર કાર્ય કરી જનાર કોઇ વ્યક્તિનું નામ એની સાથે જોડીને સોસાયટી બીજી ઓછી પ્રગતિશીલ સંસ્થાઓ માટે દાખલો બેસાડી શકે, અને દાન આપનારના નામને તેને છાજતું ગૌરવ અપાવી શકે.

તા. ૨૮–૫–’૪૭ મ૦



## હિંદ–અમેરિકાની આયાત–નિકાસ

| | ૧૯૪૫ | ૧૯૪૬ |
|---|---|---|
| હિંદમાં અમેરિકન માલની આયાત | ૪૯ કરોડ ડૉલર (૧૬૧ કરોડ રૂપિયા) | ૧૮ કરોડ ડૉલર (૫૯ કરોડ રૂપિયા) |
| અમેરિકા (યુનાઇટેડ સ્ટેટ્સ)માં હિંદી માલની આયાત | ૧૭ કરોડ ડૉલર (૫૬ કરોડ રૂપિયા) | ૨૪ કરોડ ડૉલર (૭૯ કરોડ રૂપિયા) |

પરાને વળગી રહેવાની પ્રીતિ છતાં પરિવર્તનના સમયનું મહત્ત્વ જાણવાની ઠાકોરમાં અજબ શક્તિ હતી. એમના એક કુંવર જેઠીજી છેક વિલાયત જઇને માન ભરેલી ડિગ્રી લાવ્યા હતા, એ આ શક્તિના પ્રતાપે.

સુરાજીની આસપાસ એ જમાનાની તાસીર પ્રમાણે એક નાનકડી મંડળી ફર્યા કરતી. એમાં કવિ ગૌરીશંકર હતા. મૂળ તો એ રહેવાશી ગોમટાના પણ એમણે વીરપુરમાં એક નાનુંસરખું મકાન અમારા મકાન પાસે જ પંદર રૂપિયામાં વેચાતું લીધું હતું. એમની એ ઓરડી હતી તો કાચી ઈંટની ઝૂંપડી જેવી ડગુમગુ ને નાનકડી, પણ એમણે એની ચારે દીવાલોને સુંદરમાં સુંદર વેદઋચાઓથી માંડીને વ્રજભાષાનાં સૂત્રાત્મક સુંદર દોહાઓ સુધીનાં સુવાક્યોથી શણગારી હતી. હું ત્યાં બેસવા જતો ત્યારે કવિરાજ કાંઇ ને કાંઇ કાવ્ય બનાવતા હોય. એમનામાં ઝડઝમક લાવવાની સારી શક્તિ હતી. અને જૂના કવિઓની ઢબે વાતાવરણને ઘડીભર મુગ્ધ બનાવી દે એવી રીતે ગાવાની પણ તાલીમ હતી. એમણે આર્યસમાજી સિદ્ધાંત પ્રમાણે કેટલાંક ઇશ્વર સ્તવન રચ્યાં હતાં અને દર સોમવારે આર્યસમાજની સભા થતી, તેમાં એ ગવાતાં હતાં. એ વખતે એવી દરેક સભામાં હું જતો અને જ્યાં માણસો જોડા ઉતારતા ત્યાં બેસીને પણ એનું કામકાજ નિહાળ્યા કરતો.

આ આર્યસમાજી સભાઓનો ખરો રંગ તો પાછળથી આવ્યો. પણ ઠાકોર સુરાજીના એક બીજા શોખે મને આકર્ષ્યો હતો. જ્યારે ઉનાળો આવે ત્યારે ગામડાંઓમાં આજ પણ ઘેર ઘેર ઓખાહરણ વંચાય છે. બપોરનો વખત આળસુ ને વાતોડિયો કે ઉંઘણશી થઇ જાય એના કરતાં જ્યાં ઓખાહરણ વંચાતું હોય ત્યાં બૈરાંઓ ટોળે વળીને બેસે ને પોતપોતાને ઘેરથી પૈ પૈસો લાવીને ભટ્ટજીની પોથી પાસે ધરે ને એ રીતે એ કાવ્યવાચનની પ્રથા ચાલે એ વસ્તુ ઇચ્છવા યોગ્ય છે. એમાં ઘણા સુધારાવધારાને અવકાશ હશે, પણ એ તો નયીતાલીમ પામેલા કેવળ વાતોડિયા થવાને બદલે લોકમાનસ ને લોકપ્રથાનો અભ્યાસ કરી એને અનુરૂપ શક્તિનો વિકાસ સાધવાની તૈયારી બતાવે ત્યારે થાય. ઠાકોર સુરાજીની દરબારગઢની ડેલીએ બપોરે ચારને સુમારે કે ક્યારેક તો એથી પણ વહેલાં દર ઉનાળે રામાયણ મહાભારતની કથા મંડાતી. એમાં દરબારગઢમાં ઘણાં માણસો આવતાં. બાનડીઓ બેસતી. ચક આડે નાખીને રાણીવાસ અંદર બેસતો. રૈયતના માણસો પણ આવતા. અને એક નાનો સરખો પણ સુંદર 'સમાજ' થઇ રહેતો.

આ કથાવાર્તા કહેનારો માણસ જોશી જીવરાજ જો વીરપુરને બદલે મુંબઇમાં હોત ને એ જમાનાને બદલે આ જમાનામાં હોત તો એના પગ પાસે પૈસાનો વરસાદ વરસત. એવી તો એના કંઠમાં કુદરતી શક્તિ ભરી હતી. વાર્તા કહેતી વખતે રસને અનુરૂપ કંઠ અને મુખમુદ્રા એ એને સહજ હતાં. એટલાં સહજ કે એક મિનિટમાં એના ચહેરાએ અનેક ચહેરા દોર્યા હોય. એની ભરપટ ઊંચાઈ, જામનગરી ઝંડુભટ્ટ જેવી પાઘડી, પાસાબંધી લાંબી બાંયનું આગળ કસ આવે એવું અંગરખું ને સોનેરી કિનારનો દુપટ્ટો, એને એક પ્રકારનું ગૌરવ આપતાં. જ્ઞાતિએ એ સારસ્વત બ્રાહ્મણ હતા. એના કંઠમાં કોઈ તાલીમ પામેલા રાગની મોહિની ન હતી. પણ જેમ ભાઇ મેઘાણીને કુદરતે છૂટે હાથે બક્ષિસ આપી હતી તેમ જીવરાજ જોશી ઉપર કુદરત વરસી હતી. એ વાત શરૂ કરે પછી માણસનો ભાર નહિ કે આંખનું મટકું પણ મારી શકે. મહાભારતની એની વાતની માંડણી—'વૈશંપાયન એણી પેર બોલ્યા તું સાંભળ જનમેજય રાયે...' એ માંડણીના પ્રલંબ સૂરોના ભણકારા આજ આટલા વર્ષે પણ સંભળાય છે.

જીવરાજ જોશીની ઉનાળાની આ કથાએ મને તો એક પ્રકારની મોહિની લગાડી હતી. પેલી રૂપેણ નદીની એક લોકવાર્તા મેં લખી છે એમાં મુસાફરને પ્રશ્ન થાય છે કે ઋતુમાં ઋતુ, કઈ ઋતુ સૌથી સારી ? એવો પ્રશ્ન જો કોઈ એ વખતે મને કરત તો મારો જવાબ એક જ હોત: જીવરાજ જોશીની કથાવાર્તા—





મૂકીને ગાયકવાડ જૂનાગઢ સામે બહારવટે ચડેલા એ તો નફ્ફરા માણસો હતા. એમનો સામનો કરવો એમાં પણ કાંઈ જેવું તેવું જોખમ ન હતું.

અમારા પિતાએ ઘરવખરી સંતાડવા માંડી. કાંઈક ભોં ભેગું કર્યું. થોડુંક આડુંઅવળું મૂકી દીધું. ગામના માણસોની જે ચીજો હતી એમને જીવની પેઠે જાળવીને જાત ઉપર બાંધી લીધી. રીડિયો પડે કે તરત શી રીતે સૌએ વરતવું એની સૂચના અપાઈ ગઈ. બૈરાં-છોકરાંની સલામતી ખડના કુંદવાને આધારે રાખી પુરુષોએ પાસેના સુમરાઓને ઘેર રહેવું, અને ત્યાં જોખમ જેવું જણાય તો જ બહાર નીકળવું એમ ઠર્યું. સુમરા સિંધના મુસલમાન રહ્યા એટલે એમનાં સ્થાન સલામત મનાયાં હતાં. આ પ્રમાણે રાતના પહેલા પો'રમાં બંદોબસ્ત કરીને અમે સૌ ફળીમાં બેઠા. ક્યારે રીડિયા થાય છે એ સાંભળવા.

એવામાં રાતની શાંતિને વીંધીને આવતા ઘોડેસવારી ડાબલાઓ સંભળાયા. ઠાકોર સુરાજી પોતે પોતાના જેવા થોડાક માણસોને લઈને અત્યારે રાત્રે જ મિયાંણાની ટોળકીનો સામનો કરવા માટે નીકળ્યા હતા એવા સમાચાર આવ્યા. સૌના જીવમાં જીવ આવી ગયો. ઠાકોરસાહેબ પોતે નીકળ્યા હતા એટલે વીરપુર તો સલામત હતું. એટલો બધો એમની *જાતબહાદુરીનો વિશ્વાસ લોકના મનમાં બેઠો હતો.

*વીરપુરની આ જાતબહાદુરીનો વારસો ઘણા વખત સુધી સચવાયો હતો. વીરપુરના એક કુમાર રામસિંહજી, અત્યારના પાલીતાણાના દીવાન મૂળરાજસિંહના પિતા, એમનું લોકપ્રિય લાડીલું નામ નવલુભા હતું, નવલુભા, માનકેશ્વરના મંદિરના પાછળના ભાગમાં એ વખતે દરબારી બગીચો હતો, ત્યાં અવારનવાર બંદૂકના ખેલ કરી બતાવતા. એક અજબ જેવો ખ્યાલ તો આજ પણ યાદ આવે છે. એક ચક્કરમાં રંગરંગના માટીના લોટકા ગોઠવાતા. પછી એ ચક્કરને દોરીને વળ આપીને ફેરકુદરડીમાં નાખવામાં આવતું. નવલુભા થોડે દૂર પોતાના ઘોડા ઉપર સૂઈને, માથું નીચે ઢાળી એ ચક્કરને દેખતા. જ્યારે બરાબર ફેરકુદરડીએ ચક્કર જતું ત્યારે પ્રેક્ષક વર્ગમાંથી ગમે તે એક રંગના લોટકાનું નામ દેવાતું ને થોડી સેકંડમાં એ જ રંગના લોટકાને નવલુભા બંદૂકના નિશાને ઉડાવી દેતા!

ઠાકોર સુરાજી ગામમાં પાકો બંદોબસ્ત કરીને અને કદાચ પોતે ખપી જાય તો સૌએ શી રીતે વરતવું એવી સૂચના આપીને ખરા ક્ષત્રિયોચિત વેશમાં નીકળ્યા હતા.

સરિયામતી નામે નદીના ભાઠામાં મિયાંણા પડ્યા હતા. એમને સનસા આવી કે સુરાજી પોતે આવ્યા છે એટલે એ પણ વિચારમાં પડ્યા. બહારવટાં ખેડનારા સૌમાં એમના નામની પ્રતિષ્ઠા હજી જળવાઈ રહી હતી.

મિયાંણાંએ એકાદ ઘા બળ આપવા કરી જોયો. પણ સામેથી તરત જવાબ મળ્યો. એટલે ચેતી જઈને એમણે નદીને આધારે રસ્તો પકડયો. ઠાકોરે પણ એમની પાછળ જ ચાલ રાખી.

પોતાની હદની બહાર જૂનાગઢની હદ સુધી એમને પહોંચાડીને અને પાછા વીરપુર સામે ન જોવાનો સંદેશો આપીને ઠાકોર મધરાતે પાછા ફર્યા.

નાની નાની રિયાસતોએ આપણા સાર્વત્રિક વિકાસને રૂંધ્યો છે એ જેટલું સાચું છે તેટલું જ આ પણ સાચું નથી કે પરદેશી સત્તાને તો તમામ પ્રકારના ખમીરની હરરાજી બોલાવી દેવી હતી! એક લોકોક્તિમાં સચવાયલી આ વાણી કેવું સત્ય રજૂ કરે છે!

અંગરેજ તુંમાં અક્કલ નાહ,
વાળાને તેડાવ્યો હોત વેલાત
તો રે'વા ન દેત રામડો,
જરમર વાળી જાત!

વીરપુર દરબારને જેવો ગોપાલનનો, જૂની ક્ષત્રિવટ જાળવવાનો અને અશ્વોનો શોખ હતો તેવો જ વૈદિકવિદ્યા, વેદવિદ્યા અને મધ્યયુગી અનેક રસભરેલી વસ્તુઓ જાળવવાનો પણ શોખ હતો. છેક ખૂણામાં હતું. રિયાસતની દૃષ્ટિએ નાનકડું રાજ હતું. છતાં એનું નામ ભાવનગર જૂનાગઢ જામનગરની તુલનામાં પણ અગત્યનું ગણાતું. એનું કારણ સુરાજી ઠાકોરની આર્યસમાજ પ્રીતિ અને શુદ્ધ ક્ષત્રિય માનસ. મધ્યયુગી રસભરિત વસ્તુઓ જાળવવાની અને એ પરં-

થયું ને આખા વીરપુરમાં સનસનાટી ફેલાઇ ગઇ. બસો તેર છોકરાઓમાં રામજીભાઇનો પહેલો નંબર હતો અને ડ્રોઇંગમાં તો પચાસમાંથી સાડીઓગણ-પચાસ માર્ક હતા! ગોવરધન મહારાજના દીકરાનો પહેલો નંબર આવ્યો છે એ સમાચારે ઠાકોર સુરા-જીને પણ ડોલાવ્યા!

મને બરાબર સાંભરે છે કે આ મહાન સિદ્ધિના પારિતોષિક લેખે રામજીભાઇને કોટનું કપડું મળ્યું. છ પૈસાના વારનું ધોળી લીટીવાળું મદ્રાસીકોટ પહેરવાનો વૈભવ એવી રીતે કુટુંબમાં આવ્યો.

પણ રામજીભાઇ રાજકોટ જતા આવતા થયા એટલે હવે ઘરમાં વિદ્યાનો પ્રવેશ થયો અને ભણવામાં સૌને રસ પડવા માંડયો.

તે સમયે કાઠિયાવાડમાં ધર્મની બે છાવણી પડી હતી. એક તરફ આર્યસમાજ હતો. બીજી તરફ સનાતન ધર્મ હતો. આર્યસમાજનો અભેદ્ય કિલ્લો વીરપુરમાં હતો. સનાતન ધર્મનો ધ્વજ રાજકોટમાંથી ફરકતો ને દ્વારકાના તે વખતના શંકરાચાર્ય માધવતીર્થસ્વામી એ એના પ્રણેતા હતા. આને પ્રતાપે વીરપુરમાં અવારનવાર વિદ્વાનો, સાધુઓ શાસ્ત્રીઓ આવતા જતા. તે સમયના ને સ્થળના પ્રમાણમાં ઘણી મહાન ગણાય એવી સભાઓ ભરાતી. આર્યસમાજ મંદિરમાં ભાષણો થતાં–અને સમજાય કે ન સમજાય પણ એક જાતની ધાર્મિક રસની પરંપરા ઊભી થતી હતી.

એ વખતના આર્યસમાજી વક્તાઓમાં મુખ્યત્વે સ્વામી આત્માનંદ, શંકરાનંદ, નિત્યાનંદ, ગણદેવીના શાસ્ત્રી મણિશંકર, અને એક કોઇક પંજાબ તરફના આર્યમુનિ હતા. સામે પક્ષે પંડિત ભીમસેન હતા. હાથીભાઇ શાસ્ત્રી પણ ખરા. પંડિત ભીમસેન ઇટા-વાના રહીશ હતા અને ધુરંધર વિદ્વાન અને ભયંકર ન્યાયશાસ્ત્રી ગણાતા. એમની સામે ટકવું એ લોઢાના ચણા ચાવવા જેવું હતું.

આ વાતાવરણ કેવું ઉગ્ર અને સ્વતંત્ર હતું એનો કાંઇક ખ્યાલ એ વખતના લોકકંઠમાં ઊતરી આવેલા એક બે દાખલા દલીલથી સ્પષ્ટ થશે. મારા પિતાને આ વાતનો રસ લાગ્યો હતો. પોતે પહેલેથી જ સ્વતંત્ર શક્તિવાળા અને મોટા ચમરબંધીની પણ દરકાર કરે તેવા ન હતા. એમનો તત્ત્વજ્ઞાની પરિપક્વ સિદ્ધાંત તો એ હતો કે ઇશ્વર હોવા વિષે જેટલાં કારણો છે એટલાં જ ન હોવાનાં પણ કારણો છે. પરંતુ ઇશ્વરનું અસ્તિ–નાસ્તિ શાસ્ત્રાધારે નહિ પણ વ્યક્તિને આધારે રહ્યું છે. અને વ્યક્તિના જીવનમાં જેટલું સ્થાન મૂર્તિપૂજાને છે તેટલું જ અમૂર્તની પૂજાને પણ છે.

એમણે પોતાના સિદ્ધાંતના સમર્થન માટે અને પોતાના સ્વતંત્રખવાસની શક્તિના વિલાસ માટે એક વિદ્વાન સંન્યાસી ગણેશાનંદનો ખુલ્લી રીતે સત્કાર કર્યો.

એ જમાનામાં આ ઘણું મોટું સાહસ હતું. વીરપુર આખું આર્યસમાજી હોય કે ન હોય પણ ઠાકોર સુરાજી બહુ જ મજબૂત મનોબળથી આર્ય-સમાજી હતા. એટલે એમની સામે આવા સંન્યાસીને આશ્રય આપવો એ સાહસ જેવું હતું.

પણ વીરપુરમાં એક ભગત થઇ ગયા છે. જલ્લા ભગત. કાં જલ્લા ને કાં અલ્લા એવી એની નામના છે. એના નામનું અન્નક્ષેત્ર ચાલે છે. ભગત, ભિખારી, સાધુ, સંત, ગરીબ, અપંગ, ફકીર તમામને કોઇ પણ જાતના ભેદભાવ વિના ત્યાંથી એક ટંકનું અનાજ મળતું. આ જલ્લા ભગતની ગાદી ઉપર એ વખતે હરિભગત હતા. અત્યંત વિનયી અને કુશળ પુરુષ હતા. એમને તે વખતના જેતપુર દરબાર મૂળુવાળા સાથે મૈત્રી હતી. મૂળુવાળા દરબાર વારંવાર ત્યાં જગ્યામાં આવતા. એ ચુસ્ત સનાતની હતા. જગત તો સનાતની હોય જ. ગણેશાનંદને આશ્રય અપાવ-વામાં મારા પિતાએ આ બન્નેનો ઉપયોગ કર્યો. સ્વભાવમાં સ્વતંત્રતાનો અતિશય પ્રેમ ન હોત, વાણીમાં થોડીક મૃદુતા હોત અને પોતાના વિચાર પ્રમાણે જ ચાલવાની વૃત્તિમાં જરાક છૂટછાટ મૂક-વાની રાજદ્વારી કુનેહ હોત, તો એમનું સ્થાન કોઇ





વાળી ગ્રીષ્મઋતુ. આ જીવરાજ જોશી મહાભારત રામાયણની કથાવાર્તા ઉપરાંત ક્યારેક રાતે રાતે દરબારગઢમાં 'જેમંગળા હાથીની વાત' 'શામળિયા સોડની વાત' 'જગદેવ પરમારની વાત' 'ભોજપ્રબંધની વાત' અને શામળ કવિની બત્રીસ પૂતળીની વાત પણ માંડતા. એ ખબર મને પડી ત્યારે તો ઉનાળાની ઋતુ એ મારે માટે અત્યંત ઉદ્યોગી સમય થઈ ગયો.

દરબારગઢમાં તમે આવતા જતા હો તો તમને કોઈ ટપારે નહિ ને તમે રાતે પણ સુખેથી વાત સાંભળવા બેસી શકો. એટલા માટે ઉનાળાની એક વખતની નિશાળ થાય એટલે બપોરના એકથી માંડીને રાતના દસ સુધીનું મારું સમયપત્રક તૈયાર થઈ જાય. બપોરનો એક પણ ન વાગે ત્યાં દરબારગઢમાં પહોંચી જવાનું. જઈને તમામેતમામ ઘોડા જોવાના. એક 'ટાર્પિડો' નામે ઊંચો કદાવર ઘોડો હતો. એની પાસેથી તો હું ખસું જ નહિ. એની ડોક, એની આંખ, એની કેશવાળી, એની છટા જોયા જ કરું. ઘોડા જોયા પછી તમામેતમામ પક્ષીઓ જોવા માંડું. ત્રણ સાડાત્રણ થાય તે જીવરાજ જોશીનો પ્રબંધ સુરાવલિ કાને પડે કે તરત ત્યાં હાજર થઇ જાઉં! એ વાર્તાઓએ મારામાં સુપ્ત પડેલો વાર્તારસ જગાડયો એમ કહું તો ખોટું નથી.

જીવરાજ જોશીનો એક દીકરો હતો. રતિલાલ એનું નામ. ઘણું કરીને એનું અકાલમૃત્યુ થયું છે, પણ એ રતિલાલને નાટકનો શોખ હતો. અમે ગુજરાતી નિશાળમાં પાછળથી નાટક ભજવતા થયા ત્યારે રતિલાલ રાજાપાઠમાં હોય તો હું પ્રધાન બનતો ને હું રાજાપાઠમાં હોઉં તો રતિલાલ પ્રધાન થતો. અમે ઘણું કરીને રાંખેંગારનું નાટક ભજવ્યું હતું અને સાધનને અભાવે તાલુકામાસ્તરનો ખાટલો ગરવોગઢ ગિરનાર બન્યો હતો! પ્રેક્ષકવર્ગમાં તાલુકામાસ્તરના વહુ હતાં, પાંચ છ આસિસ્ટંટ હતા, નિશાળિયા હતા ને નીચે દરવાજે બેઠેલો સિપાઈ હતો!

આ પ્રમાણે જ્યારે હું નિશાળે જવા માંડ્યો ને જોશી જીવરાજની કથાવાર્તાઓમાં રસ લેવા માંડ્યો ત્યારે એક અત્યંત મહત્ત્વનો બનાવ બન્યો.

રામજીભાઈ વડોદરાથી ૭ મહિના પછી પાછા આવી ગયા હતા. ત્યાં તેમણે ડ્રોઈંગક્લાસમાં ૭ મહિનાની તાલીમ લીધેલી. આંહીં આવ્યા ત્યારે ગોમટાના માસ્તર નવલરામે મારા પિતાને કહ્યું કે આને રાજકોટ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા અપાવો તો સારું.

પછી તો રામજીભાઈએ પ્રવેશક પરીક્ષાની તૈયારી માંડી. એ વખતે હંટરમેઇલ ટ્રેનીંગ કૉલેજનો સિતારો ચડતો હતો. પ્રવેશક પરીક્ષા દેવા માટે આખા કાઠિયાવાડમાંથી છોકરાઓ ત્યાં આવતા. અને એનું મહત્ત્વ જાણે કે નાની સરખી મેટ્રિકની પરીક્ષા જેવું બની ગયું હતું. અંગ્રેજી સિવાય વિષયો પણ મેટ્રિક જેવા જ હતા.

રામજીભાઇને પ્રવેશકમાં તૈયાર કરવા માટે નવલરામ માસ્તર અવારનવાર ગોમટેથી અમારે ત્યાં આવતા જતા થયા. વીરપુરથી ગોમટા દોઢ ગાઉ. ત્યાં એ માસ્તર હતા. દર શનિવારે એ આવે, રવિવાર આખો દિવસ રહે, એક અઠવાડિયા જેટલો અભ્યાસક્રમ તપાસે ને આપે ને એવી તાલીમ દ્વારા પ્રવેશકની તૈયારી કરાવે.

પણ નવલરામ માસ્તરનો આત્મા સાહિત્યકારનો હતો. એ લખતા પણ ખરા. એમણે વાતાવરણમાં એક નવી ચમક આપી. એ વખતે 'ગુજરાતી' પેપર સ્વ. ઇચ્છારામના હાથમાં હતું. એ અઠવાડિકના એ પ્રશંસક હતા. એમણે વિજ્ઞાનની, ધર્મની, રાજકારણની, સંસ્કૃતિની એવી એવી નવીન વાતોની માંડણી માંડી. આખા વીરપુરમાં એનો આત્મા અમારે ત્યાં ઠરતો. આંહીં એમને અનુકૂળ ભૂમિકા દેખાતી. એમના વાતરસિયા શોખીન સ્વભાવને આંહીં એવા જ વાતરસિયા માણસો મળી આવ્યાં. પછી તો નવલરામ માસ્તર આવે એટલે એક પરિષદ્ જેવો દેખાવ થઈ જાય. નવલરામ માસ્તરે ત્યાં 'ગુજરાતી' પેપર દાખલ કરાવ્યું.

'કૅલંબો'ના પાંચસોએ પાંચસો દાખલા ગણીને રામજીભાઈએ પ્રવેશકની તૈયારી માંડી. પરીક્ષાનો સમય પાસે આવ્યો. મહોત્સવનો વિષય હોય તેમ સૌ સ્ટેશન સુધી વળાવા ગયા. પરીક્ષાનું પરિણામ જાહેર



દાખલો આજ મને યાદ આવે છે.

અમારા કાકા દેવકૃષ્ણ અત્યંત વિચિત્ર એવા વિચારોના સંગમસ્થાન જેવા હતા. કોઇ પણ વસ્તુને પ્રચલિત વ્યવહાર પ્રમાણે ન જ કરવામાં એમને એક પ્રકારનો આનંદ મળતો. એટલી આ કાર્યપ્રણાલિકાને જો મારા પિતાનું અનુમોદન મળતું તો તો પછી એ વસ્તુ વજ્રલેપ થઇ રહેતી. આજે તો હાસ્યાસ્પદ લાગે એવી એક વસ્તુ એમને હાથે એ વખતે થઈ, એમાં પણ આ પ્રણાલિકાભંગનો ખ્યાલ જ બળવાન હતો. એમના ચિરંજીવી શામજીભાઈનું સગપણ આસપાસ કોઇ ગામમાં કરેલું. આ સગપણ તો એ જમાના પ્રમાણે માબાપોની વચનસિદ્ધિ માટેનું સગપણ હતું. એમાં ભય લાગેલો કે આ વચન હવે સામાવાળા પાળશે નહિ.

એટલે એક ટૂંકો રસ્તો દેવકૃષ્ણ કાકાએ લીધો. એમણે કોઇ બહાને કન્યાને તેડાવી ને માંડવોબાંડવો નાખવાને બદલે ધૂળના ઢગલા કરીને એનો વિવાહ કરાવી નાખ્યો. તમામેતમામ ક્રિયાઓને તિલાંજલિ આપીને કેવળ દોઢ બે પૈસામાં પતાવેલો આ વિવાહ એ એક જમાનાની વિચિત્રમાં વિચિત્ર રીતોમાં પણ અનોખી વિચિત્રતા દાખવી રહ્યો હતો.

સામી પાર્ટીમાં જે કોઈ હશે એમને આ ખબર પડી એટલે એમણે માંડી ફોજદારી.

આ ફોજદારીના સમન્સને વૈદરાજ વીરપુર અને જેતપુર વચ્ચે આંટાફેરા કરાવે. વીરપુરથી એમણે જેતપુર અધવારું કર્યું હતું. એણે છેવટે થાકીને સમન્સ કઢાવવાવાળાએ પોતાની રીતે પોતાનો માર્ગ શોધી કાઢ્યો.

એક વખત જેતપુરથી આ કન્યાને લઈને અંબાશંકરભાઇ વીરપુર આવી રહ્યા હતા. રસ્તામાં બાઈનાં સગાંવહાલાંઓએ માર્ગ રોકયો ને પાછી એને ઉપાડી ગયા. આવી તદ્દન વિચિત્ર અને અવ્યવહારુ પંથે વળેલી જોશીકુટુંબની શૈલીએ, ઘણું કરીને વર્ષો સુધી જ્ઞાતિના કંઠોકંઠમાં આ પૌરાણિક વસ્તુનો રસાસ્વાદ જીવન્ત રાખ્યા કર્યો ! અને વિધિનિર્માણની અજબ જેવી ઘટના હોય તેમ ત્યાર પછી જેટલા વિવાહ થયા તે દરેકેદરેકની પાછળ એક એક વાર્તા હજી સુધી તો રચાતી રહી છે !

રામજીભાઈ, અંબાશંકરભાઈ, શામજીભાઇ એ સૌ જેમ રાજકોટમાં ટ્રેનિંગ કોલેજમાં ભણતા ગયા તેમ તેમ હું પણ મારો અભ્યાસ આગળ વધારી રહ્યો હતો. એ વખતે ગુજરાતી સાત નહિ પણ આઠ ચોપડી હતી. આઠમી ચોપડીમાં ઘણું કરીને નર્મગદ્ય ચાલતું કે બાલમિત્ર ચાલતું. હું આઠમીમાં આવ્યો ત્યારે વીરપુરની સ્કૂલમાં ત્રણ રૂપિયાના માસ્તરની એક નવી જગ્યા નીકળી હતી. આ જગ્યાને માટે બે ઉમેદવાર હતા. એક છોટાલાલ રેવાશંકર. અને બીજો હું. તે વખતે તાલુકા સ્કુલમાં પ્રેમજી દલ્લુ હેડમાસ્તર હતા.

આ પ્રેમજી દલ્લુ મહામહેનતે પેલું વર્ષ પાસ થઇ શકયા હતા. એ અને એમની વહુ બે જ જણાં હતાં. પોતે હંમેશાં ગલઢા થતા જતા હતા. વહુ હંમેશાં જુવાન થતાં જતાં હતાં. એ જાતના ઝાલાવાડી બ્રાહ્મણ હતા. સોટીનો મહિમા એમના જેટલો બીજા કોઈને સમજાણો ન હતો. અને સોટીની બિલકુલ બીનઅસરકારકતા એમના જેટલી બીજા કોઇએ સિદ્ધ કરી ન હતી. એમનો વિચાર છોટાલાલને પાસ કરવાનો અને મને નપાસ કરવાનો હતો. પ્રેમજી દલ્લુની પહેલાં કરસનજી બાવાભાઈ નામે માસ્તર હતા, એમની સાથે રામજીભાઈને તકરાર થયેલી એટલે પ્રેમજી દલ્લુ હું પાસ થાઉં એમ કોઇ રીતે ઇચ્છતા નહિ.

તે વખતે કેળવણીખાતામાં એજન્સી એજ્યુકેશનલ ઑફિસર તરીકે ધીરજરામ વિશ્વનાથ વ્યાસ હતા. એ અસલ સુરતી ઢબના શોખીન અને બાદશાહી ઠાઠથી રહેનારા માણસ હતા. ઉનાળામાં સાહેબ પરીક્ષા લેવા આવે ત્યારે માનકેશ્વરના મંદિરમાં એમના ઉતારાની ચારે તરફ વાળાની ટટ્ટીઓ બંધાતી. બપોરે તરબુચ સુધરતાં. દુધિયા ભાંગ તૈયાર થતી. કોઇ અવાજ કરી ન બેસે માટે હેડમાસ્તર ને આસિસ્ટંટો ચારે તરફ પહેરો ભરતા. અને લગભગ પાંચ સાડા-





પણ રાજદરબારને આંગણે પ્રથમ હરોલમાં હોત. પણ કોઇની સેવા કરવી જ નહિ અને સેવા કરવી તો એ માણસને પોતે જ દોરે એ સૂત્ર એમના જીવન-ધ્યેયમાં અચળ હતું. એટલે એમણે શકિત છતાં રાજદરબારમાં કોઈ દિવસ સ્થાન મેળવ્યું નહિ. આ ગણેશાનંદનો પરિચય એ પણ એક રીતે ઠાકોર સુરાજીનું મન દુખાય એવો જ પરિચય હતો.

ગણેશાનંદ વિદ્વાન તો હતા પણ જયસિંહ સિદ્ધરાજની પાસે આવેલા દેવિબોધની પેઠે અત્યંત સ્વાભિમાની અને સ્વતંત્ર મિજાજના હતા. કહેવાતું કે ભાવનગરમાં એ પ્રભાશંકર પટ્ટણીને ત્યાં રહેલા. ત્યાં કોઇક વાતમાં મતભેદ થયો કે પછી કોઇકે કાંઇક કહ્યું–શું બન્યું એ આજે બરાબર યાદ નથી–પણ ગમે તે કારણે પટ્ટણી સાહેબ સાથે એને વાંકું પડ્યું. ગણેશાનંદ પાસે એક ધોકો રાખતા. સ્વભાવે ઉગ્ર હતા. અને સંન્યાસી એટલે કોઈની પણ દરકાર ન રાખવામાં ગૌરવ સમજતા. એમણે તો ધોકો ઉપાડ્યો. પટ્ટણી સાહેબને મારવા દોડ્યા! પટ્ટણી સાહેબ સમય વરતી પાણીની ઓરડીમાં પેસી ગયા. પોતાનો ક્રોધ ઊતર્યો ત્યારે ગણેશાનંદને લાગ્યું કે એમણે લીધેલું પગલું અન્યાયી હતું. મનસ્વી માણસની રીત પ્રમાણે જે ક્ષણે એમને લાગ્યું કે પોતે ખોટું કર્યું છે તે જ ક્ષણે પોતાનું કમંડળ લઇને એ ચાલી નીકળ્યા! આ ગણેશાનંદ.

ગણેશાનંદે ગીતાની કથા શરૂ કરી હતી. ઠાકોર સુરાજી પણ એ કથામાં આવતા. પણ પાછળથી ગણેશાનંદ સૌની સાથે લડીને રાજકોટના સનાતની મંડળને આધારે શાસ્ત્રાર્થમાં રસ લેવા માંડ્યા હતા.

હિંદુ સંસ્કૃતિએ યુગપરિવર્તન પ્રમાણે ન ફરવામાં જે સહન કર્યું છે એનું પરિણામ આજે તો હવે સ્પષ્ટ રીતે જોવા મળે છે. પણ જેવી રીતે, ધીમે ધીમે હમેશાં જ નમતું જોખવાનો માર્ગ ગ્રહણ કરવા જતાં, આપણા રાજદ્વારી પક્ષોએ ન નીકળી શકાય એવી જાળમાં પ્રવેશ કર્યો છે, તેમ કોઈ પણ વાતમાં પરિવર્તન ન સ્વીકારીને હિંદુધર્મે નબળાઈની અખૂટ ખાણનો રસ્તો લીધો છે. તે વખતના અનેક સંન્યાસીઓ આ વાતની સાક્ષી આપે તેમ છે. એક બીજું ઉદાહરણ યાદ આવે છે. વીરપુરમાં એક સચ્ચિદાનંદ નામે સંન્યાસી આવેલા. એ પણ વિદ્વાન ને તેજસ્વી પુરુષ હતા. મારા પિતાએ એની મૈત્રી સાધેલી. અને હરિભગતના આશ્રયે એમનો સત્કાર કરાવીને એમને વીરપુરમાં રાખેલા. સચ્ચિદાનંદ શેતરંજની રમતના શોખીન હતા. ભગત મહારાજ અને દરબાર મૂળુવાળા પણ એ રમતના શોખીન હતાં. એટલે મૈત્રી જામી ગઇ.

એક વખત એવું બન્યું કે શેતરંજ રમતાં રમતાં કોઇ યજુર્વેદી શ્લોક વિષે અકસ્માતી ચર્ચા થઇ. હરિ ભગત ભણ્યા'તા થોડું પણ બહુશ્રુત જેવા બની ગયા હતા. એમણે એનો અર્થ અમુક રીતે ઘટાવ્યો. સચ્ચિદાનંદે પાઠ ભેદે એ જ અર્થ બીજી રીતે ઘટાવ્યોઃ એમાંથી મતભેદ થયો. પુસ્તકનો આધાર લેતાં ભગત મહારાજનો અર્થ સાચો નીકળ્યો. થઈ રહ્યું. સચ્ચિદાનંદ બીજે દિવસથી અદૃશ્ય થઈ ગયા તે આજનો દી ને કાલની ઘડી! પ્રખર વિદ્વતામાં રહેલા હીન વ્યક્તિત્વનો આ જેવો તેવો દાખલો નથી. આપણા વિનિપાતમાં આ વસ્તુ પાયામાં રહેલી છે. હિંદુધર્મ સંકટમાં છે, કોઈ મહાન સંગઠનની જરૂર છે, ભયંકર રીતે એ ધર્મ નમતું જોખ્યે જાય છે, એના બળની પરીક્ષા થઇ રહી છે—આવો કોઇ જ ઐતિહાસિક ખ્યાલ, છેલ્લાં સો વર્ષમાં, કાઠિયાવાડમાં તો એક દયાનંદ સરસ્વતી' સિવાય બીજા કોઇને આવ્યો જ નહિ એ એક ખરેખર આશ્ચર્યકારક બીના છે. આપણો ધાર્મિક વ્યવહાર નવરચનાને માર્ગે વળી શક્યો નહિ—એ જેવો તેવો અફસોસનો વિષય નથી.

વીરપુરમાં જામેલા આ ધાર્મિક વાતાવરણે એક રીતે જીવનને નવું બળ આપ્યું હતું. પ્રથમથી જ અમારું કુટુંબ કાંઈક પ્રથાભંગ કરવાની બાબતમાં વિચિત્ર ગણાતું. સામે પૂરે જવાની જાણે કે એના લોહીમાં રાસાયનિક સિદ્ધિ હોય તેમ હરકોઇ બાબતમાં એ સામે પૂરે જ વિચરતું. ગણેશાનંદનો તો એક દાખલો છે જ. પણ એવો જ એક બીજો કૌટુંબિક



પણ આવડતું શાનું હોય ? બહાદુરીથી પીછેહઠ કર્યા વિના બીજો કોઈ માર્ગ જ ન હતો.

મેં સાહેબને સલામ કરી. ડોકું ધૂણાવ્યું. રસ્તો માપ્યો. સાહેબે આખું ખાનું ભરાઈ જાય એવી મોટી ચોકડી મૂકી.

હવે ? હવે શું થાય ?

પ્રેમજી દલ્લુએ તો પોતાની વિવેકબુદ્ધિ વાપરી છોટાલાલને મોનીટર નીમ્યો. હું રખડી પડ્યો. એ વખતે એક નવીન વસ્તુ મારા માર્ગમાં આવી.

રામજીભાઈ રાજકોટથી સરસ્વતીચંદ્ર ભાગ પહેલો લાવ્યા હતા,

ખાંખાંખોળાં કરતાં એ ચોપડી મારે હાથે ચઢી ગઈ !

થઈ રહ્યું. મને તો જાણે અમૂલખ ખજાનો મળ્યો હોય તેમ રાત ને દિવસ જોયા વિના હું તો એમાં તલ્લીન થઈ ગયો.

[ અપૂર્ણ— ]



## પુસ્તક સ્વીકાર

**શ્રી મન્નૃસિંહાચાર્યજી :** લેખક : મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ. સયાજી બાલ સાહિત્ય માળાનું ૨૯૪ મું પુષ્પ પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા. મૂલ્ય રૂા. ૨–૫–૦

**વૃત્તવિવેચન :** લેખક: રમેશનાથ ગૌતમ સયાજી સાહિત્ય માળાનું ૨૮૯ મું પુષ્પ પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા મૂલ્ય રૂા. ૨–૦–૦

**ચિરંજીવ સાહિત્ય :** સંપાદક: મણિલાલ પ્ર. વ્યાસ સ્વ. મો. ન. અમીન સ્મા. ગ્રંથમાળા, પુષ્પ ૫ મું પ્રકાશક પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા મૂલ્ય રૂા. ૨–૪–૦

**વિવિધ વ્યાખ્યાનો :** (ગુચ્છ પહેલો) (ગો.મા ત્રિપાઠી અને તેમની કૃતિઓ) કર્તા : બળવંતરાય ક. ઠાકોર. સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૨૯૧ મું પ્રાચ્ય વિદ્યામંદિર. વડોદરા મૂલ્ય રૂા. ૧–૨–૦

**ઘર, શાળા ને શેરી :** લેખક: ગિરીશ મં. ભટ્ટ. ઘરશાળા, ભાવનગર. મૂલ્ય રૂા. ૦–૬–૦

**અધિકારીજી :** લેખક : રસીકલાલજી જોષી પ્રકાશક : આર આર. શેઠની કંપની, મુંબઇ–૨ મૂલ્ય રૂા. ૫–૦–૦

**અધૂરી વાત :** લેખક: બચુભાઇ શુક્લ પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૪–૮–૦

**દિનરાત :** લેખક: સ્વપ્નસ્થ પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૪–૦–૦

**કાશ્મીરી ગુલાબ :** લેખક: પ્રો. ના. સી. ફડકે અનુવાદક ટી. પી. અડાલજા. પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૩–૦–૦

**ગુજરાતનું ઘડતર :** કર્તા : રમણલાલ વ. દેસાઇ (સાહિત્ય અને બીજા વ્યાખ્યાનો) મુંબઇ યુનિવર્સિટી તરફથી પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી લિ., મુંબઇ ૨. મૂલ્ય રૂા. ૩–૦–૦

**અર્વાચીના :** લેખકો: ધનસુખલાલ મહેતા અને અવિનાશ વ્યાસ (રંગભૂમિ-રસિયાની રંગલીલા) પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી લિ., મુંબઇ–૨ મૂલ્ય રૂા. ૧–૦–૦

**પથિક :** (ગેયગીતો) કર્તા : 'પ્રશાંત' સાંકડી શેરી, જીવણપોળ, અમદાવાદ મૂલ્ય રૂા. ૧–૪–૦

**સબરસ :** કર્તા : અમીન આઝાદ, બદરી રોડ, સુરત (ગીતો અને ગઝલો) મૂલ્ય રૂા. ૧–૪–૦

**સુષમા :** લેખક: અશોક હર્ષ ભારતી સપ્તાહિક (અમદાવાદ)નું પ્રથમ વર્ષનું ભેટ પુસ્તક. મૂલ્ય રૂા. ત્રણ

**જો હું તું હોત તો :** કર્તા : ધનંજય ન. ઠાકર (નાટક) રૂપક સંઘ, એલિસબ્રીજ, અમદાવાદ મૂલ્ય રૂા. ત્રણ

**સોરઠી સંત વાણી :** સંપાદક : ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ અમદાવાદ મૂલ્ય રૂા, ૩–૮–૦

**લગ્ન-મંગળ :** લેખક: ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ રાયચુરા બુક ડીપો, રાવપુરા, વડોદરા મૂલ્ય રૂા, ૧–૪–૨





પાંચે સાહેબ જાગીને એક અરધી કલાક પરીક્ષા લેતા. પરીક્ષા ત્રણ દિવસ ચાલતી અને સાહેબના એક અવાજ માત્રથી કૈંક છોકરાઓનાં હાંજા ગગડી જતાં! ધીરજરામ વિશ્વનાથ કડપી પુરુષ હતા અને દેશી રાજ્યમાં પોતાના હોદ્દાને અનુરૂપ ગૌરવથી રહેતાં સાધારણ રીતે દેશી રાજાઓને કેળવણીખાતા જેવું નકામુ ખાતું એકે લાગતું નથી. ઘણાં જૂના વખતની વાત છે કે રાજકોટમાં દરબાર ભરાયો ત્યારે દરેકેદરેક રાજાને ભાગે, એક એક ઑફિસરની સહબેઠકનો કાર્યક્રમ ઘડાયો હતો. ભોગ જોગે તે વખતના નવાબ સાહેબની સાથે કેળવણી અધિકારીની બેઠક આવી! કેળવણી ખાતાના અધિકારી તરીકે તે વખતે ગોપાળજી સુરભાઇ. નવાબ સાહેબને પહેલાં તો ખબર પડી નહિ કે એમના સાથે કોની બેઠક છે. એમણે તો એજન્સીના કોઇ હોદ્દેદાર ધારેલા. એમ કરતાં પૃચ્છા થઇ. 'એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ' ને એવા એવા શબ્દમાં તો કાંઇ નવાબ સાહેબ સમજ્યા નહિ. છેવટે એમનાં જેવા એમના દરબારીઓએ સમજણ પાડી કે આ તો 'લડકેકી તાલીમના' સાહેબ છે ત્યારે નવાબ સાહેબ સમજ્યા : 'હાં, હાં, વો ઘેટાંસાહબ!' નિશાળનાં છોકરા એટલે ઘેટાં અને આ એના સાહબ!

પણ ધીરજરામભાઇ પોતાના ગૌરવને બરાબર જાળવી રાખનાર હતા. હાથના ઉદાર હતા. અને પોતાની માનહાનિ ન થાય એવી રીતે રહેતા.

આ ધીરજરામભાઇ પરીક્ષા લેવા વીરપુરમાં આવ્યા ત્યારે અમારી આકરામાં આકરી કસોટી હતી!

આ સાહેબને એક ટેવ હતી. ઘણું કરીને યુકલીડનું એકતાલીસમું 'થીઅરમ' એ પૂછતા.

વર્ષો થયાં એમાં ફેર પડયો ન હતો: હવે ફેર પડવાનો સંભવ ન હતો. વિદ્યાર્થીપરંપરાએ એ વસ્તુ સિદ્ધ કરી હતી. 'અમારે કોઇ પણ ભોગે એકતાલીસમું કડકડાટ કરવાનું હતું! એકતાલીસમું જિહ્વાગ્રે હોય તો અરધો વિજય થઇ ચૂકયો હતો!

બીજું બધું છોડીને અમે તો એકતાલીસમાને ગોખી માર્યું. એવું કે એમાં એક અક્ષર આમ કે તેમ ભૂલ નીકળે તો ભૂલ કાઢનારના જ ભોગ!

ધીરજરામભાઈ પાસે પરીક્ષા શરુ થઇ. એક પછી એક વિષય લેવાતા ગયા. છોટાલાલ એક વિષયમાં ઊડી ગયો હતો. હું હજી સુધી અણનમ હતો. વીરપુરના મોનીટરશિક્ષકનું પદ મારા લલાટમાં નિશ્ચિત લાગતું હતું.

એ વખતે એક ચમત્કાર બન્યો.

ધીરજરામભાઈ ભૂમિતિનાં પત્તાં ફેરવતા હતા. અધીરી ઝડપથી એકતાલીસમું કરી નાખવાના ઉત્સાહમાં હું સામે ઉભો હતો. પાસે ટેબલ ઉપર પાટી મૂકી હતી. પેન ઉપર આંગળીઓ રમી રહી હતી.

એ આવ્યું એવી અમર આશાના સ્વરથી વાતાવરણ ખુશનુમા હતું. ધીરજરામભાઈની નજર બરાબર એકતાલીસમા 'થીઅરમ' પર હતી. તેમણે ચોપડીમાંથી નજર બહાર કાઢી. ચશ્માના એક ખૂણામાંથી મારી તરફ નજર દૃષ્ટિ ફેરવી. અધીરી પેને પાટી ઉપર જરાક પાડેલી રેખા ઉપર સહેજ નજર કરી અને તેણે ધીમી મીઠાશથી કહ્યું: 'છોકરા! ઓગણચાલીસમું કર તો!'

નીચે પગ હેઠેથી પૃથ્વી સરી રહી હતી. અને પૃથ્વી નીચે પાતાળ ઊઘડતું હતું!

એક સહેજ ઉતાવળથી આખી આઠમી ચોપડી રદ થતી હતી. વરસ બગડતું હતું. માસિક ત્રણ રૂપિયાની મહાન નોકરી જતી હતી. પાસ થયો છું. એમ ખુશખુશાલ સમાચાર આપવાની ઉત્સવક્રિયા ટળતી હતી. પણ કોઈ દિવસ નહિ ને આજે આ ધીરજભાઇને પણ શું સૂઝ્યું હતું?

'એકતાલીસમું નહિ સાહેબ?' એમ પૂછવાનું મન થઈ આવ્યું. પણ પ્રેમજી દલ્લુ ત્યાં શકરાબાજી નજરે ઊભા હતા. તે આ વાત કળી ગયા. છોટાલાલ તો નપાસ હતો. ને આ પણ નપાસ થાય તો પછી પસંદગીનો સવાલ એમના વિવેક ઉપર છોડાય. તેમણે ઉતાવળ કરી.

'આવડે છે?'



from the present time and place, "Forgive me. So much of the time I am not here "

× × ×

ગિબ્રાનના લખાણુની મૌલિકતા અને સૌન્દર્ય અદ્‌ભુત છે. પરંતુ એ લખાણનું અદ્‌ભુતત્ત્વ એ જેટલું કલા કસવાને આભારી છે એના કરતાં વધારે વ્યક્તિવિકાસને આભારી છે. એ વસ્તુ તમામેતમામ સાહિત્યકારોએ નોંધી લેવા જેવી છે. ગિબ્રાને પોતે કહેલું, "While I was writing the Prophet, the Prophet was writing me." જે લખાણુ બીજાને ઘડે તે લખાણુ લેખકને પણ એ જ વખતે ઘડતું રહે, તો લખાણુ ખરેખર અદ્‌ભુત છે. ગિબ્રાનના જીવનના કેટલાક પ્રસંગોમાંથી એના લખાણનું રહસ્ય મળે છે.

× × ×

ચાર વરસનો બાળક ગિબ્રાન* એક વખત એક રમત માંડી બેઠો. તેણે બગીચામાં એક ખાડો ખોદ્યો. અને એ ખાડામાં એણે ચબરખી કરેલા કાગળના કકડા દાટયા. પછી એ ત્યાં રાહ જોતો બેઠો: ક્યારે એ કકડામાંથી છોડવો થાય, ક્યારે એ છોડવામાં મોટા મોટા કાગળ લટકે અને ક્યારે એ કાગળ તોડીને પોતે એમાં કવિતાનાં ચિત્ર કાઢે!

૭ વરસની વયે, લીઓનાર્ડોના ચિત્રોનું પુસ્તક, એની માએ એને આપ્યું. થોડી વાર સુધી એણે પુસ્તકનાં પત્તાં ફેરવ્યાં કર્યાં, અને પછી કોણ જાણે શું થયું તે રોઈ પડયો! અને એકાંતમાં ભાગી ગયો. પણ લીઓનાર્ડોની પ્રીતિ આ ક્ષણથી જ એવી લાગી ગઈ કે એના પિતાએ કોઇ વાતમાં પાછળના વર્ષોમાં એને ઠપકો આપ્યો ત્યારે એ બોલી ઊઠયો: 'હું–હું તો ઈટલીનો છું!'

પુસ્તક ખરીદનારામાં પણ કેવા કેવા અધિકારના ભેદ રહ્યા છે એનો એક ઘણો જ સુંદર પ્રસંગ આપવામાં આવ્યો છે.

પુસ્તકવિક્રેતાની દુકાને એક બાઈ આવી. એણે હાંફળા હાંફળા આવીને ઉડસુડ કહ્યું: 'મારે પુસ્તક લેવું છે!'

'કયું પુસ્તક?'

'એ તો મને ખબર નથી!'

'ત્યારે કયો લેખક–કયા લેખકનું પુસ્તક લેવું છે?'

'હું તો એ પણ ભૂલી ગઇ છું!'

'ત્યારે?'

'મને તો એક મિત્રે કાગળ લખ્યો હતો. એમાં પુસ્તકનું નામ છે ને લેખકનું નામ પણ છે. એ કાગળ ખોવાઈ ગયો છે. માત્ર એક વાકય જે એ મિત્રે લખ્યું હતું, તે એટલું સુંદર હતું કે એ વાકય હું ભૂલી શકી નથી. એ વાકય હું વારંવાર યાદ કર્યા કરું છું!'

'વાકય બોલો તો ખબર પડે. પુસ્તકનો પતો લાગે!'

'મને એ વાકયે તો મુગ્ધ કરી દીધી છે. મારા મિત્ર માટે તો પુસ્તક લેવાનું છે જ–પણ મારે પોતાને એ પુસ્તક પાસે રાખવું છે.'

'કયું વાકય તમે કહ્યું?'

* ગિબ્રાનનો ખરો ઉચ્ચાર 'જિબ્રાન' છે એમ શ્રી. મશરૂવાળાનો એક પત્ર મારા ઉપર હતો. એ વિશે વધારે નિશ્ચયાત્મક માહિતી મેળવવાનો પ્રયત્ન હું કરી રહ્યો છું. દરમ્યાન આ ભૂલ સુધારવા માટે હું એમનો આભારી છું.

# પ્રસંગો : પુસ્તકો : પરિચયો : પરિભ્રમણો

ધૂમકેતુ

ઘણાં વર્ષો પહેલાંનો એક અનુભવ યાદ આવે છે. એ વખતે પોરબંદર હાઈસ્કૂલમાં હું અભ્યાસ કરી રહ્યો હતો. પોરબંદર પાસે રાણાવાવ સખપરમાં ઘણી સુંદર પાણખાણો આવેલી છે. ઘણોખરો પોરબંદરી પથ્થર એ પાણખાણોમાંથી નીકળે છે. ત્યાં જાંબુવતીની ગુફા એ નામે ઓળખાતી એક ગુફા છે. ડુંગરા, ટેકરા અને ધારોની વચ્ચે એ ગુફાનું દ્વાર એવી રીતે છૂપાયેલું છે કે છેક ગુફાના દ્વાર પાસે આવો ત્યારે જ ખબર છે કે તમે ગુફા પાસે આવ્યા છો. એક વખત અમે ત્રણ ચાર જણા એ ગુફા જોવા ગયા. આ ગુફા ઠીક ઠીક લાંબી છે અને એની અંદર સોનેરી રેતી છે. કહેવાય છે કે એ રેતીમાંથી સોનું કાઢવાનો પ્રયત્ન પણ થયો હતો. પરંતુ અર્થ-શાસ્ત્રની દ્રષ્ટિએ એ વસ્તુ નિરર્થક જણાઈ હતી. જ્યારે એ ગુફાની અંદર જઈને અમે પાછા આવ્યા ત્યારે ગુફાના દ્વાર પાસે એક વૃક્ષની છાયામાં બેઠેલા એક સાધુને જોયો. સાધુ તો ઘણા આપણને જોવા મળે છે, એટલે એને ત્યાં જોવાથી કાંઇ આશ્ચર્ય થવાનું કારણ ન હતું. પણ આ જે સાધુ અમે જોયો—એ સાધુના રૂપે એક ઘડીભર તો સૌને આશ્ચર્યમાં ડુબાડી દીધા. આટલી બધી રૂપ ભરેલી સપ્રમાણતા માનવ શરીરમાં હોઈ શકે એ માનવાનું મન જ થાય નહિ. અમે તો ઘડીભર એને જોવા માટે ત્યાં થંભી જ ગયા. એવી રીતે અમે ઊભા હતા ત્યાં બરડાની ડુંગરમાળા બાજુથી એક કોઈ ફકીર આવ્યો. આ ફકીર સાધુ જેવો રૂપાળો ન હતો, પણ એનું વ્યક્તિત્વ એટલું જ આકર્ષક હતું. એ બન્નેનો આંહીં મળવાનો સંકેત લાગ્યો. થોડી વાર ત્યાં વૃક્ષપાસે બેઠા, કેટલીક ગુફ્તેગો કરી, અને પછી એક-બીજાની રજા લઈ બન્ને છૂટા પડી ગયા. પેલો સાધુ બરડાના ડુંગર તરફ ચાલ્યો ગયો. અને ફકીર પોતાને માર્ગે વળ્યો. એમની એકબીજાની રજા લેવાની શૈલી—એ તો વળી અદ્‌ભુત વસ્તુ હતી.

એમની સાથે વાત તો બે કે ત્રણ મિનિટ થઇ હશે. શું વાત થઈ એ પણ આજે ધ્યાન નથી. માત્ર તે વખતે જે અસર થઈ હતી એ અસર આજે એટલી જ તાજી રહી છે. સમા-જમાં જેમ માનસિક વિકાસની દૃષ્ટિએ ઊંચા નીચા માણસો પણ આવે છે, તેમ આ બન્ને કોઈ આધ્યાત્મિક પંથના રસિયા જીવ લાગ્યા હતા.

કલાપીના એક ઉત્સવ પ્રસંગે લાઠી જવાનું થયું ત્યારે ત્યાં શોભનાને મળવાનો લાભ લીધો હતો. કલાપી વિષે વાતચીત થતાં એમણે કહેલું એક વાક્ય, અકસ્માત, ખલિલ ગિબ્રા-નના જીવનપંથના વાક્ય સાથે, મળતું આવેલું આજે વાંચ્યું ત્યારે સાનંદાશ્ચર્ય થયું. શોભ-નાએ કહેલું કે ઘણી વખત પોતે કામમાં હોય ને આપણે વાત કહેતા ઊભા રહીએ, ત્યારે ફરી ફરીને એ વાત કહેવી પડતી. આપણે કહીએ કે આવી આ વાત અત્યારે બીજી કે ત્રીજી વખત થઇ, ત્યારે પોતે જરાક થોભીને, કાંઈક સંભારતા હોય તેમ પ્રત્યુત્તર વાળે: ' પણ હું એ વખતે આંહીં ન હતો ! '

ખલિલ ગિબ્રાન વિષે આ જ અનુ-ભવ એક અંતેવાસીએ આપેલો છે : Gibran would sometime say, after long moments of preoccupation with some thought apparently far removed



કાવ્યો અને તીરછેદી કાઠિયાવાડી દુહાઓ જેવા મનોવેધક સ્વરૂપોમાં જ વિકાસ પામે.

આ યાદશક્તિને હમેશાં કાંઇ ને કાંઈ અવલંબન જોઈએ, એટલે કાવ્યના જુદા જુદા ગેય પ્રકારો અસ્તિત્વમાં આવ્યા. આવો એક ગેયપ્રકાર એ 'સોનેટ.' આ 'સોનેટ'નું સ્વરૂપ, સંભવિત છે કે, સ્પેન દ્વારા મૂળ અરબ્બી સાહિત્યમાંથી ઇટલીએ ઉપાડયું હોય! 'અરેબીયન નાઇટ્સ' એ રણનો વારસો છે. પ્રગટ થયેલી 'અરેબીયનનાઇટ્સ' કરતાં ઘણી વધારે કથાઓ હજી લોકકંઠમાં અપ્રગટ પડી છે!

વીરત્વ વિષેનો આપણો સંકુચિત ખ્યાલ આપણને જીવનધ્યેયથી એવી કેટલી બધી વસ્તુઓના સંસર્ગથી દૂર રાખે છે? વીરત્વને ને શસ્ત્રને આપણે સેળભેળ કરી દીધાં છે. પણ જીવનની હરેક પરિસ્થિતિને પોતાનું વીરત્વ છે એનો આપણને ખ્યાલ જ નથી રહ્યો! બપોરનો એક વાગ્યાનો ભયંકર તાપ જ્યારે ચારે તરફથી અગન વરસાવે છે ત્યારે આંહીં હું બેઠો છું એ મારા ઘર પાસેથી એક જુવાન જેનો તરવરિયો વૃદ્ધ મજૂર કારીગર હમેશાં નીકળે છે એ ઉચ્ચવર્ણનો છે; પણ એ વર્ણનું સઘળું અભિમાન, એણે એક પણ ભાષણ કર્યા વિના, પોતાના જીવનમાંથી, જાણે કે ગાળી નાખ્યું છે, પોતાની એક જ પ્રકારની સીધી ચાલમાં એ બરાબર વખતસર હંમેશાં કામ ઉપર જાય છે, કામ ઉપરથી ઘેર આવે છે, ઘેર આવીને, ઘરભંગ હોવાથી, પોતાનાં બાળબચ્ચાંને રોટલા કરી દે છે, શાંતિથી, દંભ વિના, દંશ વિના, ફરિયાદ વિના, કોઇ પણ જાતના અસંતોષ વિના, એકધારું એકરંગી એક જ પ્રકારનું જીવન એ વર્ષોથી જીવી રહ્યો છે! પંદર સત્તર વર્ષ પહેલાં મેં એને જોયો હતો. આજે ફરી વાર એને જોયો, એમાં કાંઈ જ ફેર નહિ! જાણે કે એને જીવનમાં ને જગતમાં સમાધાનનો પંથ મળી ગયો હોય! એક તદ્દન જ નાના જગતની આ પણ વીરગાથા નથી? કદાચ આપણને છેલ્લાં થોડાં વર્ષો થયાં એવી કેળવણી મળી રહી હતી કે એમાં, દુનિયાની નાની મોટી તમામેતમામ પ્રવૃત્તિઓમાં વીરરસ ભર્યો છે, એવી કલ્પનાને સ્થાન જ રહ્યું ન હતું! આજે લોલક ફર્યું છે. છતાં એણે એક નવી દિશાના ઝોકને અતિમહત્ત્વ આપવાની ભૂલ પણ કરી છે. એ ભૂલનાં પણ ફળ તો મળશે જ. જે માણસ જે સ્થાન ઉપર હોય એ સ્થાનને એ શોભાવે, એટલે એ ખરા અર્થમાં વીર ગણાવો જોઈએ. પછી કદાચ એ ચાલુ હવાના શ્વાસોચ્છ્વાસ સાથે મેળમાં ન હોય તો એ દોષને અતિશયતા આપવાની જરૂર નથી, આપણા જીવનભરના વિદ્યાવ્યાસંગી સ્વ. કેશવ હર્ષદ ધ્રુવની એક વાત આજે મળી આવી. એ વખતે એ R. C. High School-માં હેડમાસ્તર હતા. વિદ્યા પ્રત્યેનો એમનો અનુરાગ તો એ વખતે પણ પ્રસિદ્ધ જ હતો. એ વખતે લોરી સાહેબ ઈન્સ્પેક્ટર હતા. ઘોડા ઉપર બેસીને અવારનવાર નિશાળોની મુલાકાત લેતા. રાજ ચલાવનારી પ્રજાના પ્રતિનિધિ, એટલે દેશીલોકો ફરજ અને કાર્યશક્તિમાં કાંઇક મંદ છે એ ખ્યાલથી હમેશાં પીડાતા. એક વખત આર. સી. હાઈસ્કૂલમાં જઇ ચડયા. ધ્રુવ સાહેબ એ વખતે મેટ્રિકમાં, ઘણું કરીને સંસ્કૃતનો પોતાનો વિષય લઈ રહ્યા હતા. લોરી સાહેબને આવેલા જોઇને પટાવાળો તો પોતાના નિયમ પ્રમાણે એકદમ દોડયો ને ધ્રુવ સાહેબને એ વાતની જાણ કરી. કાંઇ જ ન હોય તેમ ધ્રુવસાહેબે પોતાનો વિષય ચલાવ્યે રાખ્યો ને





'Your Pain is the breaking of the shell that encloses your understanding—

તમારી વિજ્ઞાન ઉપર બાઝી ગયેલું જડત્વનું પડ દૂર કરવા માટે, તમને જે એક વસ્તુ કુદરત તરફથી આપવામાં આવે છે, એ તમારી વેદના.

પુસ્તકવિક્રેતાએ તરત ખલિલ ગિબ્રાનનું the prophet કાઢીને એમાં દુઃખ વિષેનું લખાણ એની પાસે રજૂ કર્યું.

કેટલા થોડા લેખકોને કેટલા થોડા વાંચનારાઓ આ રીતે જાણે છે!

× × ×

ખલિલ ગિબ્રાનનું આ પુસ્તક-the prophet એનો ઇતિહાસ કહી આપે છે કે એ પુસ્તકના લખનારે એને પોતાનું સર્વોત્તમ સર્જન બનાવવાને કેટલી ધીરજ રાખી છે. એ પુસ્તક લખાયું સીરીયામાં. ત્રણ વર્ષ પછી એ પેરિસમાં ચિત્રકામની તાલીમ માટે ગયો. ત્યાંથી અમેરિકામાં બોસ્ટન ગયો. ત્યાં પણ પુસ્તક સાથે ગયું. હજી પ્રગટ થયું ન હતું. વીસ વરસના જુવાન ગિબ્રાને, પોતાની માતાની માંદગીપથારી પાસે, બેઠાં બેઠાં અલ્ મુસ્તફા વિષે પોતે જે લખ્યું હતું તે વાંચ્યું. માતાએ કહ્યું: પુસ્તક સારું છે, પણ ગિબ્રાન! તું એને થોડો વખત પડ્યું રહેવા દે!'

માતાની શિખામણને પુત્રે અક્ષરસઃ માની. પચીસ વરસનો તરુણ ચિત્રકાર પાછો પેરિસમાં આવ્યો. આવીને આખું પુસ્તક ફરીને લખ્યું. પણ હજી મૃતમાતાનો શબ્દભણકાર જાણે એને સંભળાઈ રહ્યો હતો: 'ગિબ્રાન પુસ્તક સારૂં છે, પણ હમણાં એક બાજુ પડ્યું રહેવા દે!' કેટલી ધીરજ! આજનો જુવાન ગુજરાતી લેખક તો આટલી ધીરજ ધરવા કરતાં તો આપઘાતનો સરળપંથ જ સ્વીકારે!

આ વાત ઉપર તો બીજાં દસ વર્ષ વહી ગયાં! આ દસવર્ષમાં તો એણે વધુ ચિત્રો, વધુ પુસ્તકો, વધુ મિત્રો, વધુ કામ, વધુ મહેનત કર્યા જ કરી. વિખ્યાત મીટરલીંક એનો મિત્ર હતો.

અમેરિકામાં પાછો ફર્યો ત્યારે ગિબ્રાને ન્યૂયોર્કમાં મુકામ નાખ્યો. જ્યાં ચિત્રકારો ને શિલ્પીઓ જ વસ્તા એવા 'Studio building' સ્ટુડિયો બીલ્ડિંગમાં એ રહ્યો.

અને આંહીં પાંચ વર્ષમાં પાંચ વખત ફરી ફરીને લખીને ને સુધારીને પ્રેસ માટે જે વસ્તુ તૈયાર થઈ તે the prophet.

પોતે કવિતા લખવા માટે જે નોટ્સ વાપરતો તેમાં અરેબીકમાં આ વાકય પહેલું લખાતું:

'O my, brother, every problem that has troubled you, has troubled me also!'

× × ×

ખલિલ ગિબ્રાને 'સોનેટ' વિષે એક નવો ખ્યાલ મૂક્યો છે તે વિચારવા જેવો છે. આરબ લોકમાં કવિતા એ ઉચ્ચ વર્ગનો અધિકારનો વિષય હોય એમ કોઈની માન્યતા નથી. રણના જીવનસંગ્રામીઓ માટે એ એક જરૂરિયાતની વસ્તુ મનાય છે. અને એટલા માટે કવિતા એ લખાણ દ્વારા કરતાં વધુ કંઠ દ્વારા પ્રજાના સંસ્કૃતિ–વારસા લેખે ફેલાતી રહે છે, આ યાદ શક્તિના સામર્થ્યથી જે સાહિત્યનો વારસો જીવંત રહે; એ સાહિત્ય કુદરતી રીતે જ દ્રષ્ટાંતો, કથાઓ, ઉપકથાઓ, ઊર્મિમય પ્રસંગ-



'ઝાડ કાપવું' એમ બોલવામાં શેઠને વાંધો હતો. કોન્ટ્રાક્ટર ભલે ઝાડ કાપે પણ પોતાના હુકમથી એમ થયું છે એ થવું ન જોઇએ.

'તે હું ન જાણું' શેઠે જવાબ વાળ્યો:

'મારે તો આંહીં ગેરેજ જોઇએ'

'મુનીમ પડખે હતો એણે કોન્ટ્રાક્ટરના કાન કરડ્યા: 'અરે! ગાંડાભાઇ શેઠ તને મોંએથી કોઇ દિવસ કહેવાના છે કે ઝાડ કાપજે. એવું પાપ શેઠ વહોરશે? તું તારે, તારે જેમ થાતું હોય એમ કર ને!'

કોન્ટ્રાક્ટર સમજી ગયો. 'ભલે સાહેબ! થઈ જાય. પછી શું?'

'પણ આ જ જગ્યાએ!'

'એ જ જગ્યાએ!'

'બે તસુ આમ કે આમ ન થાય!'

'ના, ન થાય!'

થોડા વખત પછી ત્યાં ગેરેજ થઈ ગયું. ઝાડના સૂકાં લાકડાં પણ દેખાતાં બંધ થઈ ગયાં.

× × ×

ઓખાને ઉજમ નહિ, ખરડો ધોખો ધરે
ગરવો પૂછે લીલી ગરને, મૂળુ માણેક કેમ મરે?

આ દુહામાં મૂળુ માણેકના આખા કાર્ય–પ્રદેશને સાંકળી લીધો હશે કે લગભગ તમામ સોરઠના શોકને વ્યક્ત કરવા માટે એ મૂક્યો હશે?

દોહા અભ્યાસીઓ માટે એ એક કોયડા સમાન વસ્તુ છે. 'કેમ મરે?' એટલે શી રીતે મરે એમ તો ન હોય, 'શા માટે મરે,' એમ હોય. અને એ વસ્તુને મૂળુ માણેકના મૃત્યુ સાથે સંબંધ હોય. મૂળુ માણેકની મરણઘટનાનું રહસ્ય એમાં છુપાવ્યું હશે?



## લશ્કરી ભરતી

શાંતિકાળના પહેલા વર્ષ દરમિયાન સંરક્ષણ માટે બ્રિટન ૯૦ કરોડ પાઉન્ડનો ખર્ચ કરવાનું છે.

શાંતિકાળ દરમિયાન પણ ફરજિયાત લશ્કરી ભરતી ચાલુ રાખવાના કાયદા અંગે એ દેશમાં ભારે ઉહાપોહ જાગ્યો છે.

લડાઇ પહેલાનાં પાંચ વર્ષ દરમિયાન બ્રિટન સરેરાસ ૪,૨૦,૦૦૦ થી ૪,૭૦,૦૦૦ નું લશ્કર રાખતું હતું. ૧૯૪૬ના ડિસેમ્બરની આખર તારીખે એ આંકડો ૧૪,૨૦,૦૦૦ ઉપર હતો. એમાંથી ૨,૪૬,૦૦૦ તો જર્મની, ઑસ્ટ્રીઆ, ગ્રીસ, ઈટલી, ઉત્તર આફ્રિકા અને જાપાનમાં કબજો જાળવવાનું કાર્ય બનવે છે.



## મે માસનું રેશન

૧૯૪૭ના મે મહિના દરમિયાન યુનાઇટેડ સ્ટેટ્સમાંથી હિંદમાં ૮૧૦૦ ટન જુદાં જુદાં અનાજ અને લોટ મોકલાશે.

પ્રાર્થના કરી રહ્યો હતો: “ પ્રભુ! મારું ભૂતકાળનું જીવન મને ક્ષમા કરી દ્યો! ” અને એ જ વખતે, ઇશ્વરમાં શ્રદ્ધા રાખનારો પેલો આસ્તિક, પાસેના જ બીજા એક મંદિરમાં, તમામેતમામ શાસ્ત્રનાં પોથાંની હોળી કરી રહ્યો હતો!

× × ×

આપણી 'યુદ્ધોત્તરની પુનર્રચના' એ કામ ખરી રીતે કેટલું મહાન છે એનો આપણને ખ્યાલ જ નથી એટલે લગભગ તમામે તમામ માણસો એ વિષે આંકડા મૂકી મૂકીને એને મહાન બનાવે છે. જાણે કે મોટા આંકડા મૂકવાથી કામ ખરેખર મોટું થઇ જાશે! પુનર્રચનાનો અત્યંત અગત્યનો અને સાચેસાચો મહાન પ્રશ્ન વ્યક્તિએ વ્યક્તિને પહોંચી વળવાનો છે. એ રીતે શકય બનશે ? આ વસ્તુનો તુમારી ધોરણે નહિ પણ ખરેખરી ગંભીરતાથી કેટલા ઓછા માણસોએ વિચાર કર્યો હશે ?

એક ગરીબ કુટુંબ હતું. એનો ધંધો ખજૂરીની સાવરણી કરીને વેચવાનો. ઘર નાનું અને માણસો અંદર ખદબદે બપોરે તો અમદાવાદની ભયંકર ગરમીમાં એ કુટુંબ એટલી નાની જગ્યામાં પોતાનો સમાસ શી રીતે કરી શકતું હશે એ એક મોટો કોયડો ગણાય. એકાદ જણ સૂએ, એક બે બેસે, બે ચાર કામ કરે ત્યારે માંડ માંડ રહી શકાય. બપોરને વખતે સૂવાના વારા નીકળે. પણ નાનકડી મઢુલીના બહારના ઓટલા ઉપર એક નાનું સરખું ઝાડ હતું. એ ઝાડ એ કુટુંબનું હિમાલય જેવું ઠંડીનું મથક હતું. જ્યારે જુઓ ત્યારે એની ઓથમાં કોઈ બે ચાર જણાં બેઠાં જ હોય!

એવામાં મ્યુનિસિપાલિટીએ રસ્તો સુધાર્યો. એ સુધારામાં પેલું ઝાડ આવી જાય. ઓટલો જરાક જ રહે. મઢુલી માત્ર બચી જાય.

હવે ? હવે શું થાય ? કુટુંબની સભા મેળવી સર્વાનુમતે ઠરાવ થયો કે ગમે તેમ થાય પણ ઝાડ તો રહેવું જ જોઇએ.

ઠંડે પો'રે ફેરવવામાં આવે તો ઝાડનાં મૂળને બાજવામાં વધારે ફાવટ મળે.

સાંજે હું ત્યાંથી નીકળ્યો ત્યારે તો આ વૃક્ષ ફેરવવાથી ટકશે કે મરશે એની ચિંતામાં સૌ હતાં. કુટુંબમાં કોઈ માંદુ હોય તેમ ઘેરો વળીને ઝાડની આસપાસ બેઠાં હતાં.

બીજે દિવસે સવારે નીકળ્યો ત્યારે વૃક્ષ ફેરવાઈ ગયું હતું. જરાક જેટલો ઓટલો બચ્યો હતો ત્યાં રોપાઈ ગયું હતું. ઝાંખુ પડીને કરમાતું જતું હતું, પણ ઘરનાં સૌ એની સરવારમાં પડી ગયાં હતાં.

એક મહિના પછી એ વૃક્ષની જરા જરા પુનર્જીવન પામતી ડાળીની પાંદડાવિહોણી છાયા નીચે બેસીને ઘરનો મુખ્ય માણસ બીડી પીતો પીતો ચારે તરફ દૃષ્ટિ ફેરવતો હતો. એ દૃષ્ટિમાં વૃક્ષ આંગણે રહી ગયાનો ઊંડો સંતોષ હતો!

એક બગીચાશોખીન અમદાવાદી શ્રીમંતને 'ગેરેજ' કરવાની હતી.

પોતે વૃક્ષ કાપવામાં પાપ માનતા. પણ બન્યું એવું કે ગેરેજ કરવાની જગ્યામાં એક ઝાડ હતું. એ ઝાડને કાપ્યા વિના ગેરેજનો ઘાટ ઊતરે તેવો ન હતો.

એમણે કોન્ટ્રાકટરને બોલાવ્યો. યુધિષ્ઠિરના નરો વા કુંજરો વા ની પેઠે વાત શરૂ કરી. ગેરેજ આંહીં કરવું છે એમ કહ્યું.

'પણ તો આ ઝાડ કાપવું પડે!'




સમગ્ર મોં ઉપર કરુણતા છવાઇ ગઈ.

પંડ્યાથી એ મુખ જોયું ન ગયું. એણે તરત પોતાનો બોલ ખેંચી લેતાં કહ્યું: 'રાજબા! મારા ઉપર, ખોટું લાગ્યું? આ તો સ્હેજ, બાકી તમારો આગ્રહ હોય તો મને અહીં રહેવા આવવામાં વાંધો નથી.'

પંડ્યાએ મૂળ માગણી સ્વીકારી છતાં રાજબાના મોં ઉપર કરુણતા દૂર ન થઈ. ખેદપૂર્ણ સ્વરે એમણે જવાબ આપ્યો: 'પંડ્યા મા'રાજ! તમારા ઉપર શી રીતે ખોટું લગાડું? આ ડેલીનાં કાળાં કર્મ એવાં છે કે તમે શું, પણ કોઈ સીધો માણસ એના છાંયે ઊભો રહેવા ખુશી ન હોય.' એ દુઃખના કડવા ઘૂંટડાથી મોં કટાણું કરી રાજબા આગળ બોલ્યાં: 'હું સ્વાર્થી થઈ, મારા દાદુના સંસ્કાર માટે તમને અહીં રાખવા ઇચ્છું, પણ તમને ય તમારાં છોકરાંના સંસ્કાર જોવા રહ્યા ને. પંડ્યા મા'રાજ! ખુશીથી તમે અહીં રહ્યા વગર કારભારું કરો, મારે આંગણે દા'ડામાં એક વખત તમારો પગ પડશે તો ય હું અહોભાગ્ય માનીશ.' રાજબાએ પાલવ વડે આંખ લૂછી.

ગદ્‌ગદ્ થઈ જતાં રઘુનાથ પંડ્યાએ કહ્યું: 'રાજબા! હું તો એક પામર જીવ છું. મારામાં નથી કંઈ એટલું મોટું ભણતર, કારભારું કરવાની આવડત કે મોટા સંસ્કાર. ફક્ત બે ઘડી ભગવાનનું નામ લેવું, સીધે રસ્તે જવું આવવું, બને તો કોઇનો છેડો ઝાલી છૂટવો, નહિ તો કોઇના બૂરામાં રાજી ન થઇએ એટલે શંભુ! શંભુ! ને એટલો સંસ્કાર છોકરાંને ઊતરે કે ગંગા નાહ્યા.' સ્હેજ અટકીને પંડ્યા બોલ્યા: તમારા જેવાની સોબત મૈરાં છોકરાંને આ ગામમાં બીજે કયાંથી મળવાની હતી? પરંતુ આ તો ઠકરાત રહી એટલે જુદી જુદી જાતના માણસો આવે જાય...'

'ના, ના, મારો તમને, પંડ્યા મા'રાજ એવો આગ્રહ જ નથી. બાકી રાજબાના હાથમાં તંત્ર હશે ત્યાં સુધી આ ઘર છે—ઠકરાત નથી, એની ખાતરી રાખજો.'

આ વાતને બીજે જ દા'ડે રઘુનાથ પંડ્યા ડેલીની જોડેના કારભારીના ઘરમાં રહેવા આવ્યા.

અને એક વરસમાં ડેલી, ડેલી જ ન રહી!

ચોવીસે ય કલાક જે ડેલીમાં દારૂની બાટલીઓ પડી રહેતી, તે ડેલીમાંથી એક વખત દવાની શીશીઓ સુદ્ધાંને રવાના કરી. જ્યાં નદીની તાજી ભાજી વઘારાયા વગર એક દા'ડો ય ખાલી ન જતો, ત્યાં વરસ થયું છતાં એક વખતે ય માંસાહારનું નામ પણ ઉચ્ચારાયું ન હતું. લોકોની નિંદા કરતો એદી ડાયરો ડેલીએ ઉઠમણું કરવા છેલ્લો ભેગો થયો હતો તે. રોજ રોજ ઘોડે ચડીને દારૂ ને નપાક ખાવા જ ઊભરાતા મહેમાનો ગયા તે સામું જોતા ન હતા.

જે ઘોડાના તબેલામાં ચાર ઘોડા બંધાતા, ત્યાં એક ઘોડો રહી, બાકીની જગામાં ત્રણ ગાયો બંધાઈ હતી જ્યાં ચાર ભેંસો બંધાતી ત્યાં, એ વિદાય થઈ જતાં ચાર બળદ બંધાતા હતા. દારૂ લાવવા અને ખોટું ખાવા-પકાવવા પાંચ પુરુષો નાસાનાસ કરતા ત્યાં પાંચ હાળીઓ સીમમાં દોડાદોડ કરતા. ગામ નજીકની જમીનના ૨૫, ૨૫ વીઘાંના બે ટુકડા જે સારા હતા ત્યાં ઘેર, જાતે ખેતી શરૂ થઇ હતી.

જે બાઇ નોકરો પહેલાં મોડી રાત સુધી ખોટી સરભરામાં થાકીને સવારમાં ઊંઘતાં, તે હવે વહેલાં ઊઠીને દરરોજ વલોણાનાં નેતરાં ખેંચી તાજગી અનુભવતાં. પહેલાં જે ડેલીએ દા'ડો ઊગે ને અફીણી, વ્યસની અને બેઠાડુંનું ટોળું જામતું ત્યાં, મૈરાં છાશ લેવા દોણી લઇને આવતાં. અને સવારના એ ખુશનુમા પ્રભાતમાં નરી તાજી છાશ જ મળતી એમ નહિ, પરંતુ રાજબાનો વહાલભર્યો હાથ દરેક ઉપર ફરતો હોય, તેમ મીઠી વાણીના અમૃતઘૂંટડા મળતા.

પાટલો ઢાળીને રાજબા પોતે જ છાશ આપતાં. અને છાશ લેવા આવનાર દરેકેદરેક વ્યક્તિની ખબર રખાતી.

કોઈ મોડું થતું તો તેનું કારણ પુછાતું, મોં પડેલું જણાતું તો તે અંગે પુછાતું, પગ ઢીલા પડતા તો તે અંગે પૂછગાછ થતી અને કોઇ ગેરહાજર રહ્યું હોય તો તે વિષે બીજે દિવસે હાજરી વખતે તેની તપાસ થતી.

# રાજબા

ઈશ્વર પેટલીકર

આ દરના પાડસંગ ઠાકોર, એ એક પાતાળમાં મૂળિયાંવાળી વ્યક્તિ હતી. એને જે કેળવણી મળી હતી, એ પ્રમાણે એ સજ્જન વ્યક્તિ પાકવી જોઈતી હતી. પરંતુ પૂર્વજન્મના કોઈ વારસાઈના ગુણ–કર્મે કે રાજા–રજવાડાના લોહીરૂપ થઈ ગયેલા સ્વભાવને પ્રતાપે, જન્મથી માંડીને એકવીસ વર્ષ સુધીના રાજબાના સંસ્કારોને પાડસંગે લજવ્યા હતા.

નખમાં ય રોગ નહિ એવાં પાડસંગનાં મા અને બાપ, એના જન્મની સાથે એક મહિનામાં જ ચાલ્યાં ગયાં. સાતવાસાનો મૂકી મા સુવાવડમાં વિદાય થઈ. ઠકરાણી ઉપર ઠાકોરનો પ્રેમ અનહદ હતો એમ કહેવાતું. અને એ આઘાતના માર્યા ઠાકોર પણ પત્નીના મરણ પછી બાવીસમે દિવસે ચાલતા થયા.

લોકોના માનસે પુત્રના અક્કર્મી પગલાંનું એવું ભીષણ વાતાવરણ ઊભું કર્યું હતું કે, રાજબા જેવી ભક્તિપરાયણ અને મજબૂત છાતીની સ્ત્રી જ પુત્ર ને પુત્રવધૂનો કારમો ઘા ઝીલી શકે. અને એથી ય ભીષણ નરકયાતના સિવાય બીજી ઉપમા ન આપી શકાય તેવા ઘા રાજબાએ પતિ તરફથી 'હરિ! હરિ!'ના નામ રટણ કરીને ઝીલ્યા હતા.

છતાં ગઈ સાલ એવો પતિ જતાં ય રાજબાને ઘા તો થયો જ હતો. અને એ ઘા એક વરસમાં એનું શરીર જોતાં ચોખ્ખો દેખાતો હતો. અને બીજે વરસે સામટા બે જીવલેણ ઘા પડ્યા. પિસ્તાલીસ વર્ષે ઘરની સર્વ જવાબદારી આવી પડી. ને તેથી ય મોટી મૂંઝવણ નાના દાદુનું, જેને લોકોએ તો, એકીઅવાજે અક્કર્મી જ ગણી કાઢ્યો હતો, જીવના જોખમે જતન કરવાનું હતું. એ ગમે તેવાં પગલાંનો હોય પરંતુ એના વડે જ એ ઘર ઉઘાડું રહેવાનું હતું. એ જાય તો રાજબાને છતે આયુષ્યે આપઘાત કરવો પડે.

હરિ! હરિ! નું નામ સ્મરણ કરતાં રાજબાએ દુઃખને અળગું કરી, માથે આવી પડેલું એક માત્ર કર્તવ્ય—દાદુને ઉછેરવામાં મન પરોવી દીધું.

અને છ મહિનાની અંદર તો એ ડેલીના રંગ જ બદલાઈ ગયા. કામ કરનારી બે બાઈ, એક પુરુષ ને હિસાબ રાખનાર એક મહેતા સિવાયનાં આઠ માણસને રજા આપી. સાત હજારની વાર્ષિક આવકવાળી આ બે ગામની ઠકરાત ઉપર રાજબાએ જ્યારે જાણ્યું કે ૩૫ હજાર રૂપિયા દેવું હતું, ત્યારે એક વખત તો એમને અમૂઝણ થઈ. પરંતુ તે રાત્રે જ એમણે વ્યવસ્થાનાં પાનાં ગોઠવી દીધાં.

નવમે મહિને સાત વર્ષનો જૂનો મહેતો વિદાય થયો. ઘર ચલાવવાના ખર્ચમાં નહિ નહિ તો ૨૫થી ૩૫ ટકા એના કમિશનના જ ચડી જતા. એને બિચારાને શી ખબર કે જે લુચ્ચાઈ પુરુષોના વખતે ચાલતી તે એક રાંડીરાંડ સ્ત્રીના હાથે પકડાઈ જશે?

છેલ્લાં દસ વર્ષથી ગામઠી નિશાળ ચલાવતા રઘુનાથ પંડ્યાને રાજબાએ કારભારી નીમ્યા. ગામઠી નિશાળમાં એમને બહુ બહુ તો દસ રૂપિયા પરવડતા. રાજબાએ એમના ઘરનું સીધુંપાણી પૂરું પાડવા ઉપરાંત પચ્ચીસ રૂપિયાનો મહિનો બાંધી આપ્યો.

છતાં રઘુનાથ પંડ્યા માનતા ન હતા! એમનો જીવ કચવાતો હતો. એને ઓળખતી રાજબાએ તરત જ મનની વાત જાણી લઈ પંડ્યાને નિર્ભય કર્યા: 'પંડ્યા મા'રાજ! આ ઘર પહેલાં હતું એવું જ મારે રાખવું હોત તો હું તમને ના બોલાવત.' પણ મારે, ખોળામાં સુવાડેલા પૌત્રને બતાવતાં એમણે કહ્યું: 'આ દાદુને કાદવમાં ખરડાવા દેવો નથી. તમારા સંસ્કાર અને હરિની કૃપા હશે તો મારા મનોરથ પૂરા થશે. ને હું પંડ્યા મા'રાજ! તમને ખાતરી આપું છું કે તમારો બ્રાહ્મણનો દેહ જેનો ઓછાયો પડતાં અપવિત્ર થાય એવું કોઈ કામ આ ઘરમાં નહિ થાય.'

રઘુનાથ પંડ્યાથી હવે ના કહેવાય એમ રહ્યું નહિ. છતાં એમણે એક વિકલ્પ મૂક્યો કે, પોતે ડેલીની જોડે કારભારી માટે બાંધેલા ઘરમાં રહેવા ન આવે અને ગામમાં પોતે જ્યાં રહે છે ત્યાં જ રહે તો?

રાજબા આ વખતે કંઈ ન બોલ્યાં. ફક્ત એમના



હતી પરંતુ રાજમાના ઘરમાં એ વધુ યોગ્ય હતી એમ રઘુનાથે અભિપ્રાય આપ્યો હતો.

પરંતુ ઠાકોરની કન્યા ન લેવાય એવી મૂર્ખાઈ સગાઓ અને પિતરાઈઓ ચાલવા દે તેમ ન હતું. દાદુનું વલણ પણ એ તરફ હતું. એટલે રાજમા અને રઘુનાથે પોતાનો વિચાર પડતો મૂકી ત્યાં જ નક્કી કર્યું.

લગ્નના બે દિવસ બાકી હતા. સગાસાગવાથી ડેલી ઊભરાઈ ગઈ હતી. રઘુનાથની દાદુની સાથે રમેલી દીકરી લક્ષ્મી પણ ભાઈ પરણતો હોય તેટલા ઉમંગે પિયર આવી હતી. આ પ્રસંગ પ્રત્યે આ ડેલી સાથેનું અન્નજળ પૂરું થતું હતું એમ માની ઉલવેલા એ અવસરને દીપાવવા રઘુનાથના પગ જોરથી ઉપડતા હતા. પરંતુ લગ્નની આગલી રાતે જ એના પગ કોઈએ કાપી નાખ્યા હોય તેમ એ અપંગ થઈ ગયો.

લક્ષ્મી માની આગળ શ્રાવણનાં વાદળ વરસતાં હોય તેમ આંસુ સારતી હતી. એનું દુઃખ માતું ન હતું. આરસ ઉપર ચાંદની વરસે અને એનું સૌંદર્ય ઝગઝગે તેમ લક્ષ્મીના મોંનું સૌંદર્ય આંસુથી ધોવાઈ ધોવાઈ દીવાના ઝાંખા પ્રકાશમાં ઘરને અજવાળી રહ્યું હતું.

છેલ્લાં ત્રણ વરસથી એ અહીં મહિનો માસથી વધારે વખત લાગલાગટ રહી ન હતી તેથી દાદુના પરિવર્તનની એને ખબર ન હતી. પીઠી ચઢી ગયા પછી, ડેલીમાંથી બધાં બૈરાં વિખરાયાં ત્યારે વહાલસોયી બહેનનો ભાવ વ્યક્ત કરવા, ઘેર આવતી આવતી એ દાદુના ઓરડે ડોકિયું કરી બેઠી.

'કેમ વરરાજા, વહુનું મોંમાં પાણી આવે છે એટલે ઊંઘ નથી આવતી ને?'

રાજમા ડેલીના પાછલા ભાગમાં નોકરોને સવારના કામની સૂચના આપતાં હતાં. આવેલા પુરુષ મહેમાનો ઊંઘતા કે જાગતા, પોતપોતાની સૂવાની જગાએ હતા. બૈરાં બધાં પાછલા ભાગમાં સૂતાં હતાં. ડેલીમાં બહાર નીકળતાં નીચે દાદુનો ઓરડો હતો.

લક્ષ્મીએ ઓરડામાં પગ મૂક્યો ત્યારે ત્યાં કોઈ ન હતું. રાતના અગિયાર લગભગ વાગવા આવ્યા હતા. ઝીણા દીવાનું તેજ એના મોં ઉપર પડી છાયાચિત્રની જેમ આકર્ષણ જમાવતું હતું.

લક્ષ્મી બોલતાં બોલતાં હસી રહી. એના ગાલે ગલ પડ્યા. દાદુએ, કોણ જાણે શું વિચાર્યું હોય તેમ એના જવાબમાં ઊભા થતાં લક્ષ્મીનું કાંડું ઝાલ્યું!

ભયની ચીસ નાખતાં લક્ષ્મીએ કાંડું છોડાવી દોટ દીધી. લક્ષ્મીને જિંદગીમાં એવા ભયનો પ્રસંગ આવ્યો ન હતો, એટલે એની ચીસ પણ એણે પાડી ન હતી. રેલ્વેનું એન્જિન, રસ્તામાં કોઈને વચ્ચે ઊભેલું જોતાં, જેમ તીણી ચીસ નાખે તેવી લક્ષ્મીની ચીસનો ડેલીમાં પડઘો પડ્યો. રાજમાએ પણ એ સાંભળ્યો. પણ એ અવાજ કોઈથી ઓળખાયો નહિ.

પરંતુ બીજે દિવસે રઘુનાથના પગ ઉપરથી રાજમાની શંકાને ખાતરી થઈ કે પોતે ગણતરી કરી હતી એ જ અવાજ એ હોવો જોઈએ. લગ્નના સપરમે દા'ડે એ વાત ઉચ્ચારવી રાજમાને ઠીક ન લાગી. છતાં યૌવનના લગ્નનો રસ એના હૈયામાંથી ઊડી ગયો હતો.

લગ્નના ત્રણ દિવસ પછી રઘુનાથ જાન સાથે પાછો આવ્યો ત્યારે જાણે એ પહેલાનો રઘુનાથ જ ન હોય તેમ એના મોં ઉપર નૂર જ ન હતું.

રાજમાએ એને એકાંતમાં બોલાવી પૂછ્યું: 'પંડ્યા મા'રાજ! લક્ષ્મીએ તે રાત્રે કેમ એવી ચીસ નાખી હતી?'

જે વાત રાજમાને કાને જવા દીધા વગર, રઘુનાથ ચૂપચૂપ આ ડેલી છોડવા માગતો હતો; તે આમ એકાએક એમને મોઢે જ સાંભળતાં એ આઠસે વરસે રડી પડ્યો.

એણે કહ્યું: 'કશું ય નહોતું, બા! સાનમાં ન સમજે, એવા મૂરખ માણસને ભગવાન છેવટ ડફણું ન મારે તો શું કરે? ત્રણ વરસથી મારું અંતર કહેતું હતું કે તારું અન્નજળપાણી હવે અહીં પૂરું થયું છે. પરંતુ એને ન ગણકારી હું રહ્યો. છેલ્લા છ મહિનાથી





અને તે બધાંનાં કારણો નિવારવા રાજબાથી થાય તેટલું કરતાં. રઘુનાથ પંડ્યા વૈદુ જાણતા હતા એટલે દવા ડેલીએથી ચોવીસે ય કલાક મળતી. માંદાના ભાવાભાવ માટે પાપડ, સારેવડું, અથાણું, કઢી, દાળ, જે કંઈ જોઈતું કરતું તે રાજબાની ડેલીએથી મળે જ. ગરીબગરબાને પહેરવાનું વસ્ત્ર ન હોય તો તે, કોઈને દાણા ખૂટયા કર્યા હોય તો તે, અને કોઇને લાજથીય એવી સાચી ઓપટી આવી હોય તો પૈસાની મદદ પણ થતી.

ડેલી તો પહેલાંય ગૂંજી રહેતી હતી અને આજે ય ગૂંજતી હતી. પરંતુ પ્રથમનો ગૂંજારવ ભમરીઓનો હતો, ત્યારે આ બીજો ગૂંજારવ મધમાખીઓનો હતો.

એટલે ગરીબગરબાં ને સીધાંસાદાં માણસ રાજબાના ગુણ ગાવામાં બાકી રાખતાં ન હતાં. ત્યારે ભમરીઓ જેવો ઉપદ્રવી વર્ગ, એમનો ડંખ માર્યે જતો હતો.

લોક કુળ જોતા હશે તે અમસ્તા! બાપગોતરે ય ઠકરાતી લોહી હોય ત્યારે રાજાશાહી વૈભવ સૂઝે ને? રાજબા કોઈ ઠાકોરની નહિ, પરંતુ સામાન્ય જમીનદાર માબાપની દીકરી હતી. અને એના સાદા સીધા સંસ્કાર પ્રમાણે એણે જે ઠકરાતી જીવન ભોગવ્યું હતું, તેથી એ ત્રાસી ગઇ હતી કે લખચોરાસીના એકે ય અવતારમાં એ જિંદગી, એ ન માંગે એટલી સૂગથી એનું સમગ્ર હૈયું ભરાઈ ગયું હતું. અને તેથી જ એણે એના ઉપર ઘરની જવાબદારી આવતાં, ઠકરાતને ઘરમાં ફેરવી નાખ્યું હતું. વળી ઠકરાતને જમીનની માલકી સિવાય બીજા કોઇ રાજાના હક્ક, અધિકાર હતા નહિ, એટલે પ્રજાની રાજખટપટમાં એને પડવાની પંચાત પણ ન હતી.

આમ દાદુ દસ વર્ષનો થયો એટલા રાજબાના વહીવટમાં ૩૫ હજારનું દેવું વ્યાજ સાથે પતી ગયું. ઉત્પન્ન સાત હજાર હતી તે એતી વધતાં નવ હજાર થઈ. અને વીસ હજાર રૂપિયાની રોકડ મિલકત વધી તે નફાની.

પરંતુ નાના દાદુમાં ભમરીઓના વર્ગે એના વિષનું સિંચન કરવું શરૂ કરી દીધું હતું. ઠાકોર કોને કહેવાય, એનું જીવન કેવું હોવું જોઇએ, સાહ્યબી શી હોય, કેવી રહેણીકરણી અને ખાનપાન હોય; આમ વિવિધ કુસંસ્કારનાં બીજ અને તેના ઉછેર તરીકે એના ચટકાનો અનુભવ ખાનગીમાં અપાતો.

અને આમ દાદુ પંદર વર્ષનો થયો ત્યારે એને એક વાત તો ખૂંચવા જ લાગી કે રઘુનાથ પંડ્યા એને આડખીલી હતા. પંડ્યા પણ એવા અબૂધ ન હતા કે બહારનું વાતાવરણ ન જાણે. રાજબા સાથે એ અંગે વાતચીત થતી. રાજબા હજુ એ તો છોકરમત છે કહી એક બાજુ જવાબ વાળતાં, અને બીજી બાજુ દાદુ ઉપર અંકુશ વધારતા. પરંતુ એનું પરિણામ એ જ આવતું કે આઘાતનો પ્રત્યાઘાત એટલા જ જોરથી થતો.

રઘુનાથના મનની મનમાં જ રહી ગઈ. દાદુને એમણે એક આદર્શ ઠાકોર બનાવવા ધાર્યો હતો, પરંતુ અંગ્રેજી ત્રણ ભણતાં અઢાર વર્ષ એણે પૂરાં કર્યાં. અને એ છેલ્લાં ત્રણ વરસ એ તાલુકદારી બોર્ડિંગમાં રહ્યો, તેમાં તો રઘુનાથ પંડ્યાનાં અને રાજબાનાં બધાં વર્ષો છૂટી પડયાં. જે જે લક્ષણો રાજબા ડેલીમાં ફરકવા દેવા નહોતાં માગતાં એમાંનું એકે ય દાદુએ અપનાવ્યા વગર બાકી ન રાખ્યું.

અઢાર વર્ષ પૂરાં થઈ દાદુ સગીર મટી પુખ્ત ઉમરનો થયો એટલે રઘુનાથે આબરૂભેર છૂટા થઇ જવામાં ડહાપણ માન્યું. પરંતુ રાજબાએ દાદુને પરણાવતા સુધી રોકાવાનું કહ્યું.

કન્યાનાં બે ત્રણ માગાં આવ્યાં હતાં, એટલે એમાંથી એકની પસંદગી કરવાની હતી. ત્રણે ય જગાએ રઘુનાથ જઇ આવીને ઘર અને કન્યા જોઈ આવ્યા હતા.

ચાદરના કરતાં જરા મોટા ઠાકોરની એક રૂપાળી કન્યા હતી. પહેરામણી સારી મળે તેવી હતી. બીજી બે કન્યાઓ જમીનદાર રજપૂતોની હતી. તેમાંની એક કન્યા રઘુનાથને પસંદ ન હતી. અને બાકીની ત્રીજી, જરા પહેલી કરતાં રૂપમાં ઓછી



લાલચ રાખું ?'

'બદલો ! હા ! હા ! તમારી સેવાનો પૂરેપૂરો બદલો મળ્યો છે.' અને લક્ષ્મીના પ્રસંગ અંગે ઇસારત કરતાં રાજબાએ કહ્યું: 'અને થોડો બાકી રહી જતો હતો તે છેવટ જતાં જતાં આપી દીધો.'

રઘુનાથ બોલ્યો: 'તમે બા ! અમસ્તાં ઓછું લાવો છો. મારા જેવા ગરીબ બ્રાહ્મણને ઓગણીસ વર્ષમાં આ ડેલીએથી જે મળ્યું છે તે બે પેઢીમાં પણ બીજેથી ન મળે. આજે જેમને આશરે શહેરમાં પડવા જાઉં છું તે બે દીકરા આ ડેલીએ ન હોત તો, ગરીબ મહેતાજીના દીકરા વળી કોલેજમાં ભણાવવાના કયાંથી હોત ?' લક્ષ્મીના નામનો ઉચ્ચાર કરતાં કરતાં રહી જઈ એ બોલ્યો: 'દીકરીનું લગ્ન આખી નાતમાં નથી થયું તેવું ઉજવાયું, તે આ ડેલીના પરતાપ નહિ, તો શું આ ગરીબ બ્રાહ્મણની વિસાત !'

રાજબાએ કહ્યું: 'એ બધું મારે નથી સાંભળવું. એ તો સવસવના પુણ્યની વાત છે. પરંતુ ધર્મની વાત કરતા તમે, એક વાતનો ખુલાસો કરો કે બ્રાહ્મણને, તે ય દક્ષિણા પેટે કરતાં જુદા રૂપે, સેવા પેટે દીધેલી વસ્તુ પાછી સંઘરનારને એ પાપનિવારણ માટે શી વિધિ કરવી પડે છે ?'

રઘુનાથ કંઈ ન બોલ્યો.

રાજબાએ ઉપરથી બીજો ચાબખો માર્યો: 'ને એ ય પાપનિવારણની વિધિ ભેગી ભેગી કહી નાખો કે બ્રાહ્મણનું સર્વ લૂંટી લેવું હોય તો એનું નિવારણ શાથી ?'

રઘુનાથ આ વખતે ફક્ત હસ્યો.

રાજબાએ મૂળ સ્વભાવ ઉપર આવતાં કહ્યું: 'ત્યારે જરા પગલું ભરતા પહેલાં સામાનો ધર્મ તો વિચારો. તમે તો જાણે કશું ન લેવાનો ધર્મ વિચારી બેઠા. પરંતુ એને પાછું લેનારના ધર્મનો કંઇ વિચાર જ ન આવ્યો ?'

રઘુનાથ હસ્યો! બોલ્યો: 'આવ્યો 'તો. માટે જ આ કર્યું.'

'શો ?'

'વચન આપો કે મારું વેણ નહિ ઉથામો.'

'એમને એમ......'

'મારો વિશ્વાસ નથી.'

'જાવ, પંડયા મા'રાજ, તમને દુઃખ થાય તેવું હું કંઈ નહિ કરું, મારું વચન છે.'

'તો માડી ! ખમૈયા કરો. આ હાથ હવે વિશેષ કંઇ સ્વીકારે તેવા મજબૂત નથી.'

'બસ ! એટલું જ ને !'

રઘુનાથના મનની એક મૂંઝવણ ટળી ગઇ કે ચાલો ઘરવખરીથી પત્યું. બાકી રાજબા જતી વખતે જે આપત તે, ન ઝીલાય તેટલો ભાર ઊંચકાવવો પડત, અને આમ ના કહે માનત નહિ.

પરંતુ રાજબાએ એ વાતમાં પણ રઘુનાથને નિષ્ફળ બનાવ્યો. છેલ્લે દિવસે જમાડયા પછી ત્રણ જણને: લક્ષ્મીને, એક દીકરાની વહુ હતી તેને, અને બીજી ગેરહાજર હતી તેના બદલે રઘુનાથની વહુને પાંચ પાંચ તોલાનો સોનાની ત્રણ જણશો રાજબાએ પોતાના પિયરના કરિયાવરમાં મળેલી તેમાંથી આપી.

રઘુનાથને રાજબાએ બોલવા જ ન દીધો: "હું તમને કશું આપતી નથી. મારે તો ત્રણે ય દીકરીઓ જેવી છે. એક નથી માટે એનો ભાગ કંઈ આપ્યા વગર ચાલે ?......'

રઘુનાથ: 'પણ......'

'જો બોલ્યા છો તો અત્રી......'

એ બ્રાહ્મણ કુટુંબે જ્યારે ગામ છોડયું ત્યારે કેટલી આંખોમાં પાણી આવી ગયું હતું. તે ગણવું અશકય હતું. દાદુ પોતે ય રડ્યો હતો, અને રઘુનાથના કારભારને વગોવતા વર્ગની આંખ ' ભીની થયા વગર નહોતી રહી.

રાજબા સૂમસામ મને રઘુના જતે જોઈ રહી.

અને એ રાતે રાજબાએ







તો મારે કોઈ હિસાબે રહેવું નહોતું જોઈતું, પરંતુ છતાં રહ્યો. ભગવાને જાણ્યું કે આ મૂરખ ડફણું જ માગે છે.' અને ઊંચે જોઈ પ્રભુને પ્રાર્થના કરતો હોય તેમ રઘુનાથ બોલ્યો: 'મારો વહાલો હજુ મારી એટલી ચિંતા રાખે છે ત્યાં સુધી પુણ્ય પરવાર્યું નથી. ડફણું મારીને દીનાનાથે સાન ઠેકાણે આણી ત્યાં સુધી જીવવા જેવું રહ્યું છે. બીક કોક દિવસ......'

રઘુનાથનું ગળું ભરાઈ ગયું. એનું ડૂસકું ગળામાં ન સમાયું.

સ્વાભાવિક રીતે રાજબાથી રડ્યા વગર ન રહેવાયું. એટલે સ્વસ્થ થતાં રઘુનાથ બોલ્યા: 'રડો ના બા! એ તો મારો બ્રાહ્મણનો જીવ રહ્યો એટલે રડી જવાય છે. બાકી દીનાનાથે લાજ રાખી છે એટલે...'

'પણ શું થયું એ તો મને કહો, પંડ્યા મા'રાજ!'

'નહિ જાણો તો નહિ ચાલે?'

રાજબા કંઈ બોલ્યા વગર ઓચિંતા ફરી રહ્યાં.

'બા! રાજબા!' કરતો રઘુનાથ શું બોલવું તે ન સૂઝવાથી વિવશ થઈ ગયો.

રાજબાએ ડૂસકું ભરતાં કહ્યું: 'આ શું બોલો છો, પંડ્યા મા'રાજ! લક્ષ્મી તમારી દીકરી ને મારી નહિ! એણે મારા ઘરમાં ચીસ નાખી ને એ હું ન જાણું?'

રઘુનાથ પાસે હવે કંઈ દલીલ ન રહી. એ બોલતાં અચકાતો હતો એટલે: 'દાદુ......' કહીને રહી ગયો.

'એ તો હું જાણી ગઈ છું, પંડ્યા મા'રાજ!' રાજબાએ અનુમાન કરેલું તે જણાવતાં કહ્યું: 'પણ એણે એને......' આગળ બોલતાં રાજબાની જીભ ન ચાલી.

પ્રસંગ બન્યો હતો તે રઘુનાથે કહી સંભળાવ્યો. અઢાર વર્ષ પહેલાં આ ડેલીમાં રહેવા ન આવવાની રઘુનાથની આનાકાની રાજબાની દૃષ્ટિ આગળ ખડી થઈ. બ્રાહ્મણની દીકરી, પોતાને ઘેર ઊછરીને મોટી થયેલી, પોતાની હાજરીમાં પોતાના દીકરાએ...રાજબાની આંખે અંધારા આવ્યાં. એ આગળ કંઈ બોલ્યા વગર ઊઠી ગયાં.

બરાબર ઓગણીસ વર્ષની ડેલીની સેવા પૂરી કરી રઘુનાથ પોતાની ઘરવખરી સાથે, ડેલીએથી જ નહિ પરંતુ ગામમાંથી વિદાય લેતા હતા.

એમના બે દીકરા શહેરમાં નોકરી કરતા હતા એટલે ત્રણ ચાર વર્ષથી તેઓ માબાપને ત્યાં આવી રહેવા આગ્રહ કરતા હતા, એટલે રઘુનાથ દીકરાઓ પાસે જતો હતો.

ઘરવખરી જેમ જેમ બંધાવા લાગી તેમ તેમ, ઓગણીસ વર્ષ પહેલાં આ ઘેર આવતાં જે વસ્તુઓ પોતાની હતી તેટલી રહેવા દઈ બાકીની ડેલીએ રવાના થવા લાગી.

રઘુનાથની વિદાય રાજબાના અંતરને કેટલી કારમી થઈ પડી હશે તે તો એ જ જાણતાં હતાં, પરંતુ જ્યારે એ ઘરની મોટા ભાગની વખરી પોતાની ડેલીએ ઝપાટાબંધ હલવાવા માંડી. ત્યારે, ધા નાખતાં એ રઘુનાથ પાસે દોડી ગયાં.

અને એના આંગણા આગળ, એ વૃદ્ધ રજપૂતાણી ઢગલો થઈ ફસડાઈ પડતાં ચીસ પાડી ઊઠી: 'પંડ્યા મા'રાજ! મારા પર આ શો અત્યાચાર માંડ્યો છે?'

રઘુનાથે સ્વસ્થ ભાવે કહ્યું: 'બા! રાજબા! એમાં અત્યાચાર શી રીતે? તમારી ચાકરી કરી ત્યાં સુધી તમારી ચીજભાવ વાપરી. હવે હું છૂટો થતો હોઉં ત્યારે એ તમને પાછી સોંપવી જોઈએ ને!'

રાજબા રઘુનાથના બંધાયેલા સરસામાન સામે ફાટી આંખે જોઈ રહ્યાં! ઓગણીસ વર્ષના લાંબા ગાળા પછી એક સાંણસી સરખી પણ એ બ્રાહ્મણની નજરમાંથી ભૂલાઈ ન હતી!

રાજબાએ દુઃખભર્યા હૈયે કટાક્ષ કરતાં કહ્યું: 'પંડ્યા મા'રાજ! જરા મારા સામું જુઓ જોઈ! ઓગણીસ વર્ષની ચાકરી પછી મારા ઘરની એક સાંણસી સરખી પણ તમને બદલામાં ન મળવી જોઈએ, એમ તમે માનો છો ને?'

'અરે! મારાં ભોળાં બા!' રઘુનાથે એવો જ સામો કટાક્ષ કરતાં કહ્યું: 'બદલો, મેં કંઈ ઓછો મેળવ્યો છે કે ઘરની વખરી જેવી નાની ચીજમાં

## જેનો નાશ તો હવે થવો જોઇએ તે

# મહંતશાહી

ડૉ. સુમન્ત મહેતા

આપણા સમાજમાં અનેક પ્રકારનું મોટું પરિવર્તન થઇ રહ્યું છે. જેવી રીતે આપણા ઘરમાં છોકરાંઓ મોટાં થાય છે તેનું પુરું ભાન માબાપોને થતું નથી, કારણ કે જે ફેરફારો દરરોજ થાય છે તે લક્ષની બહાર રહે છે તેવી રીતે આપણા હાલના સમાજના ફેરફારો આપણા લક્ષમાં પૂરા આવતા નથી. ઘરમાં સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધોમાં ઘણું પરિવર્તન થયું છે, માબાપ અને છોકરાંઓના સંબંધમાં ફેરફાર થયા છે. શેઠ અને નોકરના સંબંધો બદલાતા જાય છે.

માત્ર સમાજવાદીઓની જ નહીં પણ રાષ્ટ્રીય મહાસભાવાદીઓની પણ માંગણી છે કે જમીનદારી નાબૂદ થાય. રાજવાડી તંત્રમાં ભારે પરિવર્તન થઈ રહ્યું છે. મૂડીવાદનો નાશ થાય એવું કરોડો મનુષ્યો ઇચ્છે છે. પણ એટલું તો નક્કી જ છે કે મૂડીવાદનું ભારે નિયમન થશે અને તેના પર જબરો અંકુશ મુકાશે. શાહુકારીનું પણ નિયમન થશે. તેવું જ નિયમન મહંતશાહીનું થાય એવું આજની પ્રજા ઇચ્છે છે. મહંતશાહી એટલે શું?

આપણા દેશમાં લાખો મંદિરો છે, એ મંદિરોમાં પ્રજા પૈસો રેડે છે. તેથી દરેક મંદિરનું નામ રજિસ્ટરે ચઢવું જોઇએ, અને દરેક મંદિરના ચોપડા તપાસવાનો સરકારને હક્ક છે. ધાર્મિક મોટાં ફંડો (રિલિજીઅસ એન્ડાઉમેન્ટ) નું નિયમન કરવાના કાયદા ઘણા દેશોમાં હોય છે અને આપણા દેશમાં પણ છે, છતાં તે ઉપરાંત દરેક મંદિરના વહીવટ પર સરકારી નજર રાખવાની જરૂર સ્વરાજી રાજવ્યવસ્થામાં હોવી જોઇએ, કારણ કે હવે તો આપણે જ સરકાર છીએ.

ઘણાં મંદિરોને અંગે જમીન પળે છે. કોઇક જમીન દેવને નામે હોય છે, કોઈ પૂજારીને કે મહંતને નામે હોય છે; પણ નાણાં આપનારા તો પ્રજાજનો હોય છે, એટલે આ બધી જમીનોમાંથી આવતી આવકનો ખર્ચ યોગ્ય રીતે થાય છે કે નહીં તે જોવાનો અને તેના પર સામાન્ય દેખરેખ રાખવાનો હક્ક દરેક સરકારને છે. એક દલીલ એવી કરવામાં આવે છે કે અમુક કોમના માણસો જ એક મંદિરને અંગેનો બધો ખર્ચ પૂરો પાડે છે માટે તેના હિસાબકિતાબ જોવાનો હક્ક તે કોમના આગેવાનો સિવાય કોઇને નથી. આ દલીલ લંગડી અને નકામી છે. જ્યાં ફાળો થાય છે ત્યાં ચોખ્ખો હિસાબ હોવો જ જોઇએ, અને આવા હિસાબો સરકારે તપાસવા જ જોઇએ, એટલે ખોટા ફાળા પણ એકઠા કરાશે નહીં.

મેં એક મંદિરના મહંત વિશે સાંભળ્યું હતું કે તે દારૂ તાડીનાં પીઠાંના ઇજારદારોને પૈસા ધીરતો હતો. ૧૯૩૦-૩૧ની રાજકીય લડત વખતે દારૂનાં પીઠાં પર પિકેટિંગ (ચોકી) ચાલતું હતું ત્યારે આ હકીકત જાહેર થઈ હતી. જે લોકોએ મહંતને પૈસા આપેલા તે ધર્મના પ્રચાર માટે, દારૂના વ્યસનને ઉત્તેજન મળે તેટલા માટે નહીં. જો મહંતને પોતાને નાણાં આપવામાં આવ્યાં હોય તો પણ તેને કાયદો લાગુ પાડવો જ જોઇએ, કે જેથી આવા બદમાશો નાબૂદ થઇ જાય. એક બીજા મહંત વિશે મને કહેવામાં આવેલું કે મુંબઇનાં કેટલાંક બજારોમાંથી એને દર વર્ષે ફાળો મળતો. વર્ષો પછી એણે પરોપકારી પ્રવૃત્તિ સમેટી લીધી અને તે છતાં ફાળા તો ચાલુ રહ્યા. આવી રીતે પ્રજાના પૈસાનો ગેરવ્યય થાય તે સહન કરી લેવાય નહીં. એક મહંત જાણીતો વ્યભિચારી હતો પણ એના મંદિરની મિલકત એ પચાવી બેઠેલો. આવા મનુષ્યો પાસેથી મિલકત છીનવી લેવાનો હક્ક સ્વરાજ્યમાં સરકારને મળે છે. ફ્રાન્સના વિપ્લવ વખતે લાખો કરોડો વીઘાં જમીન મંદિરો પાસેથી પ્રજાએ છીનવીને ગરીબ ખેડૂતોને વહેંચી આપી હતી. એક બીજો મહંત હતો તે ચોરીનો માલ રાખતો અને ચોરની ટોળીઓને ઉત્તેજન આપતો. આવી ચોરીઓના પ્રસંગે લૂંટારુઓ મહંતની બંદૂકથી ખૂન પણ કરતા. એક જુવાન રૂપાળો મહંત વ્યભિચારી હતો પણ તે ઉપરાંત એ જુગારના

# રવીન્દ્ર-સ્મરણાં

મૂળ લેખક : શ્રી. અતુલ સેન
અનુવાદક : રમણીક મેઘાણી

"મારા મૃત્યુ પછી ભલે હું કવિ નહોતો એમ કહેજો, એ હું સહી શકીશ. પણ તમને આણ આપું છું કે કૃપા કરી કો'ક સુવર્ણગર્દભને (જેવી કે......) પ્રમુખ બનાવી મને સર્ટિફિકેટ-પ્રમાણપત્ર ન આપતા કે "રવીન્દ્રનાથ એક કવિ હતો."

એક દિવસ ફુરસદની વેળાએ તદ્દન બિનજરૂરી એવા થોડાક પત્રો ફાડી રહ્યો હતો તેવામાં ખબર ન પડે એમ રવીન્દ્રનાથ આવી ઊભા. એમણે પૂછ્યું—"કેમ અલ્યા, શું કરે છે? જે એક દિવસ પ્રણયના દૂતો હતા એનો જ આજે પ્રલય શાને?" હું ચૂપ થઇ ગયો. કવિ હસીને બોલ્યા—"પણ બરાબર જ કરે છે; બેઉ વાતો એક જ છે ને. પ્ર-પૂર્વક ની અને પ્ર-પૂર્વક લી, એની વ્યુત્પત્તિ લગભગ એક જ છે. દાર્શનિકો એ બન્નેમાં કંઇ ભેદ નથી જોતા."

મારો પાંચ વર્ષનો પુત્ર અરુણાભ એની માના શિખવ્યા પ્રમાણે ઠાકુર-કવિને હરિ ઠાકુર કહેતો. એ એમની પાસે હાથ જોડીને લગભગ પ્રત્યેક વાર કહેતો—"હરિઠાકુર, હું તમારી વાત સાંભળીશ. બાપુની વાત સાંભળીશ, બાની વાત સાંભળીશ" ને એની આવી બોલીથી રવીન્દ્રનાથને એવું કૌતુક થયેલું કે એકવાર એમણે "પદ્મા" બોટ પરથી એને એક પત્ર લખી નીચે સહી કરેલી "હરિઠાકુર."

એક દિવસ એમના શિલાઇદાના ઘેર મેં અને ઉપેનભદ્રે ધર્મ વિષે એમની સાથે અનહદ-તુમુલ-ચર્ચા-વાદ-વિવાદ કરેલો. રાત્રે લગભગ દોઢ વાગે અમારો વાદ-વિવાદ અટક્યો; એમે માન્યું, અમે જીત્યા, એમણે સંભવિત છે કે એમની જીત માની હોય, કારણ એ પ્રસન્નવદને ત્રીજા માળના શયન-ખંડમાં સૂવા ગયા હતા. અમે હતા બીજા માળે. કલાકેક પછી નિંદર આવતાં ઓચિન્તિ નજર પડી. ત્રીજા માળે દીવો બળતો હતો. શું હશે? બીલ્લીપગે ઉપર જઇને જોયું તો એ તલ્લીન થઇ લખ્યે જતા હતા બીજે ક્યાંય એમનું ધ્યાન નહોતું. એ જ રીતે સવાર સુધી એ લખતા રહ્યા; એ લખતા રહ્યા અને હું છૂપી રીતે ત્યાં ઉભો જ રહ્યો. વહેલી સવારની એમની લાંબી ગેરહાજરીનો લાભ લઇ ટેબલ પાસે જઇ એમણે લખેલું લખાણ ઉપર ઉપરથી જોઇ ગયો તો આગલી રાતના વાદ-વિવાદને એમણે વાર્તા-સ્વરૂપે લખી નાખ્યો હતો; વાર્તાનું પાત્ર ખુદ કવિ અને અમે બે જ હતા. વાર્તામાં એ વાદ-વિવાદમાં વિરોધી પક્ષને હરાવીને જ જંપ્યા હતા: દુઃખની વાત છે કે એ વાર્તાનો તે પછી પત્તો જ લાગ્યો નથી. એ ક્યાંય પ્રગટ જ થઇ નથી.

"ઘરે-બાહિરે" પ્રબળ વેગથી લખાઇ રહ્યું હતું. એ "સબુજ પત્ર" (હરિત પત્ર)માં નિયમિત-પણે ચાલુવાર્તા રૂપે છપાઇ રહ્યું હતું. પણ એ છપાયા પહેલાં જ અમે સાંભળતા હતા. નાયિકાના ભાવિ વિષે અમારી ચિંતાનો પાર નહોતો—કોનું શું થશે? એક દિવસ એમને પૂછ્યું—"આમાં કોનુ શું થશે એ કહેશો અમને?" કવિ હસીને બોલ્યા,—"એ શું હું પોતે પણ જાણું છું? રસ્તા ઉપર આવીને ઊભો છું—ક્યાં પહોંચીશ એ નથી કહી શકતો. પણ મને લાગે છે કે વિમળા મારા ધારેલા પાકા માર્ગથી બહાર પગ મૂકી રહી છે. તમારી જેમ હું યે કુતૂહલપૂર્વક શું થાય છે એ જોવા રાહ જોઇ રહ્યો છું."

રવીન્દ્રનાથની જે બોટ કાલિગ્રામમાં રહેતી, એનું નામ હતું "નાગર" શિલઇદામાંની એમની બોટનું નામ હતું "પદ્મા." એકવાર મેં કંઇક ખાસ કારણે "નાગર" નામમાં વાંધો દર્શાવ્યો, કવિ આશ્ચર્ય પામી મારી સામે જોઇ રહ્યા ને બોલ્યા—"શું કહે છે? તું ગામનું નામ જ ભૂલી ગયો લાગે છે? ગામની બરોબર બાજુની નદી કઇ?"

હું શરમાઇ ગયો. ગામનું નામ "પતિસર" નદીનું નામ હતું "નાગર."

( અનુસંધાન પાન ૪૨ )

# રખડુ છોકરાઓ

લેખક : જ્યોત્સ્ના ખંડેરીઆ

ઘરબાર વિનાના રખડુ છોકરાઓ આપણને દરેક સ્થળે જોવા મળશે. શહેરની ફૂટપાથો પર એક હાથમાં બ્રશ અને બીજા હાથમાં પૉલીશની ડબી લઈ બૂટ-પૉલીશ કરી આપવા માટે ફરતા, ચાલતી ટ્રેઇને ભજનો અને ફિલ્મી ગાયનો ગાઈ પૈસો પૈસો ઉઘરાવતા, જાહેર બગીચાઓના બાંકડાઓ ઉપર સૂઈ રહેતા, રેલ્વે સ્ટેશનો પર મજૂરી કરતા અને લાગ મળે તો નાની ચોરીઓ પણ કરી લેતા—આ છોકરાઓ શહેરની ફૂટપાથો પર સિનેમાઘરોની આસપાસ અને હોટેલોમાં ભમતા ઠેર ઠેર દેખાશે.

છેક સાત આઠ વર્ષથી માંડીને ૧૭-૧૮ વર્ષની વય સુધીના બધા છોકરાઓ આમાં હોય છે. સૂકું નિસ્તેજ શરીર કૉલરવાળું ખમીશ અને ચડ્ડીનો પહેરવેશ, ગળે લહેરમાં બાંધેલો રુમાલ, માનીતા ફીલ્મસ્ટારની જેમ ઓળેલા ઊભા વાળ અને ચહેરા ઉપર એક પ્રકારની લાપરવાહી—આમ આ છોકરાઓનું એક વિશિષ્ટ જ વ્યક્તિત્વ હોય છે. વાતચીતમાં એ હાજર-જવાબી અને વાચાળ હોય છે. લહેર કરવી એ એના જીવનનું સૂત્ર હોય છે; ચા, બીડી અને વ્યસનોની એની કલ્પનાની લહેર કરી એ બેજવાબદાર જીવન જીવે છે.

આ છોકરાઓ ક્યાંથી આવતા હશે ? શા માટે ઘર છોડીને નીકળી પડતા હશે ? પોતાનું ગુજરાન કેમ ચલાવતા હશે ? સાજામાંદા પડે ત્યારે એમની કોણ સંભાળ લેતું હશે ? કેવી એ જિન્દગી હશે ? એમને જોઈને અનેક પ્રશ્નો ઊઠે છે.

આવા જ કોઇ કુતૂહલથી પ્રેરાઇને મને એમના જીવનમાં ઊંડા ઊતરવાનું મન થયું. પણ સામાન્ય વાતચીતમાં કાંઈ કઢાવવું મુશ્કેલ હતું. મોટે ભાગે તેઓ ઉડાઉ અને બનાવટી વાતો જ કરતા એટલે મેં એમની સાથે દોસ્તી કરવા માંડી અને એનો વિશ્વાસ સંપાદન કરવા મહેનત કરી. બે ચાર દિવસ સાથે ફર્યાથી, નાનું સરખું કામ બતાવી પૈસા આપવાથી, એમના રહેવાના અને સૂવાના સ્થળની મુલાકાત લેવાથી આ જહેમત સફળ થતી અને એના જીવનની હકીકતો મળતી. લગભગ દરેક પાસે એકેક રોમાંચક સાહસકથા હતી, એકેએક દર્દપૂર્ણ જીવનકથની હતી, ગેરવ્યવસ્થિત સમાજરચના ( Social disorganization )નાં શું પરિણામો આવે છે તેના અભ્યાસનો સરસ મસાલો હતો. આવા પચીસ મિત્રો પાસેથી એકઠી કરેલી માહિતીનું તારણ નીચે આપ્યું છે.

શા માટે આ છોકરાઓ ઘરબાર ત્યજીને રખડું બને છે, તેનાં કારણો શોધતાં બે જાતનાં કારણો મળે છે: (૧) વ્યક્તિગત, (૨) કૌટુંબિક અથવા સામાજિક. પહેલા પ્રકારનાં કારણો વૈયક્તિક વિશેષતામાંથી ઊભાં થતાં હોય છે, જ્યારે બીજા પ્રકારના કારણોમાં આસપાસનાં વાતાવરણ ( environment ) અને સંજોગોને આભારી હોય છે. જોકે આ બંને કારણો પરસ્પર ખૂબ અસર કરે છે છતાં વિશદતા અર્થે આપણે એમની અલગ ચર્ચા કરીએ. અમુક રીતે વર્તવા માણસો શા માટે પ્રેરાય છે ( hummari motivation ) તે માનસશાસ્ત્રીય રીતે સમજવા પ્રયત્ન કરીશું તો રખડુ છોકરાઓનું માનસ સમજવું સુગમ પડશે.

મનુષ્ય આચરણને પ્રેરતી ચાર મૂળભૂત ઝંખનાઓ મનુષ્યમાં જન્મથી જ હોય છે. ગમે તે સ્થળે અને ગમે તે સ્થિતિમાં આ ચાર ઝંખનાઓ મનુષ્યમાં હોય છે જ:—

૧. સંરક્ષણની ઝંખના—Urge for Security.
૨. પ્રત્યુત્તરની ઝંખના—Urge for Response.
૩. નવા અનુભવોની ઝંખના—Urge for New Experiences.
૪. આત્મનિવેદનની ઝંખના—Urge for Self-expression.

દરેક મનુષ્યમાં આ ચારે ભૂખ વત્તીઓછી હોય છે; આમાંની કઇ વધુ પ્રબળ છે અને કઈ નબળી છે તેના પરથી માણસનું વિશિષ્ટ વ્યક્તિત્વ ઘડાય છે. સ્વાભાવિકતા (normality) જાળવી રાખવા માટે આ ચારે ભૂખ અમુક અંશે સંતોષાવી જોઈએ. આમાંની એકાદની માત્રા ખૂબ વધી જાય છે કે ખૂબ ઘટી





અડ્ડાઓ જમાવતો. શું આવા મહંતોને નિરંકુશ રાખી શકાય? ખરું જોતાં તો રશિયાની માફક આપણે એક સિદ્ધાંત દાખલ કરવો પડશે કે જે માણસ શ્રમ લઇને દેશનું કાંઈ (સોંપેલું) કામ કરે તેને જ ખાવાનો અધિકાર છે. આવું જ્યારે થશે-અને વહેલી તકે થવું જોઇએ-ત્યારે હજારો નહીં પણ લાખો આળસુ લોકો જે ભગવાં લૂગડાં પહેરીને કે નાગા રહીને રાખ ચોળીને પ્રજાને પરસેવે તાગડધીન્ના કરે છે અને હજારો બ્રાહ્મણો જે પોતે પોતાને "ભેંમણ" કહેવડાવે છે તેમને પણ હાડકાં વાળીને પ્રમાણિક કામ કરવું પડશે. મેં મારે પોતાને કાને એક ભિખારીને કહેતાં સાંભળ્યું છે કે એ ભીખ માંગે છે-કારણ કે 'હું ભેંમણ સું.'

મને કાયદાનું જ્ઞાન નથી તેથી આ બાબતમાં આજના કાયદા શું કરી શકે અને આપણે કયા પ્રકારના નવા કાયદા કરવા પડે તેનું વિવેચન કોઇ નવજુવાન વકીલ કરશે તો તે રસમય નિવડશે. છેવટે કાયદા ઘડનાર તો આપણે જ છીએ એટલે મને કાયદાશાસ્ત્રીઓનો ભય નથી, અથવા આજના કાયદાની નબળાઈથી ગભરામણ થતી નથી. નિયમન તો થવાનું જ છે.



( અનુસંધાન પાન ૪૦ નું ચાલુ )

એક ખૂબ જ કિંમતી લૅમ્પ તદ્દન બેકાળજીથી નોકરના હાથમાંથી પડી ભાંગી ગયું. એ રવીન્દ્રનાથની અતિ પ્રિય વસ્તુ હતી, એ ગઝબના ગુસ્સે થયા; મનમાં થયું, નોકરને ગઝબની સજા કરશે. અપરાધી નોકર એમની પાસે આવ્યો. એમણે એને ઘસીને ગાળ આપી, એ ગાળ આ હતી—"તને આટલુંયે જવાબદારીનું ભાન નથી, આટલી યે કાળજી નથી, માલિકની ચીજ ઉપર જરા યે પ્રેમ નથી..." વગેરે.

એ પછી બે-એક દિવસે જ એક નોકરની ચોરી પકડાઇ ગઇ. એને એમણે આ શબ્દોમાં જ તિરસ્કાર્યો-"હિસાબમાં ગોટાળો-ભૂલચૂક થતાં તને જ ચોર કહેવો પડે..." વગેરે.

આને લઇને ઉપેનભદ્ર અને હું એક વાર એક બાજુએ બેસી રસ-ચર્ચા કરતા હતા. મેં કહ્યું,—"માલિકની આવી સખત સખત ગાળો નોકરોને બહુ વીંધતી હશે કેમ? કવિના નોકરો કદાચ જાડી ચામડીના નહિ હોય?"

રવીન્દ્રનાથ નજીકમાં જ હતા, એની અમને ખબર નહોતી—એ બોલી ઊઠ્યા—"ભૂલ કરો ના. માત્ર ચામડીના ભેદથી જ મર્મ નહીં જાણી શકાય. માનવી ગુપ્તમર્મી છે; એનાં ગુપ્તગૃહમાં પ્રવેશવાનો પંથ બીજો છે.



દાક્તરથી ઘર ચાલે છ
દીવાનથી રાજ ચાલે છ
દલાલથી વેપાર ચાલે છ



ચાર મિત્રો તો એવા હતા કે જેણે મોટાં મોટાં દરેક શહેરની મુલાકાત લીધી હતી. એક સ્થળે ઠરી ઠામ થઈને બેસવાનું એમના સ્વભાવમાં જ નથી હોતું. આપણે એમને રમતારામ ( Foot-loose ) કહી શકીએ. આમ વ્યક્તિગત સ્વભાવની ખાસિયત અને પ્રતિકૂળ વાતાવરણ બંને મળી આ છોકરાઓને રખડુ બનાવે છે.

આત્મ-નિવેદન ( self-expression )ની જરૂરિયાત દરેક મનુષ્ય માટે છે જ: છેક નાનપણથી બાળકમાં પણ એ ભૂખ હોય છે. પોતે કંઈક કરી શકે છે, પોતે કંઈક છે એવી, પોતાની આંતરશક્તિઓને બાહ્ય સ્થૂળ સ્વરૂપમાં બતાવવાની ઝંખના મનુષ્યમાં સ્વભાગવત છે. આવું કાંઇક કરી બતાવે ત્યારે જ માણસને સંતોષ થાય છે, અને આ વૃત્તિને પૂરો અવકાશ મળે તો જ માણસનું વ્યક્તિત્વ પૂર્ણપણે ખીલી શકે છે. આ વૃત્તિની અતિશયતા અપવાદરૂપે સિકંદર કે હિટલર જેવા માણસો પેદા કરે છે પણ સ્વાભાવિક મનુષ્યોમાં પણ આ વૃત્તિ કુદરતી હોય છે જ. છોકરાઓ દરેક બાબતમાં પોતાની ઇચ્છા પ્રમાણે જ વર્તે, ઝીણી ઝીણી દરેક બાબતોમાં પોતે સૂચવેલી રીતો જ અનુસરે, બાળક એટલે સ્વતંત્ર વિચારશક્તિ ધરાવતી વ્યક્તિ નહીં પણ કહ્યાગરું પ્રાણી હોવું જોઈએ એવું માનનારા માતપિતાનાં બાળકોને ઘરમાં જ્યારે આત્મનિવેદનની જરાય તક નથી મળતી ત્યારે બે પરિણામ આવે છે. કાં તો તેઓ કુંઠિત, કહ્યાગરા, સ્વતંત્ર અભિપ્રાય વિનાના, લઘુતાગ્રંથિથી પીડાતા અને આત્મવિશ્વાસ વિનાના બની જાય છે, અથવા તો આખો વખત થતી રોકટોકને ધિક્કારતા ઉદ્ધત અને બંડખોર બને છે. આવી પરાધીનતા ન સહી શકનારા છોકરાઓ ઘર છોડીને ભાગી જાય છે.

ઉપરની ચારે સ્વાભાવિક વૃત્તિ કેવી રીતે સંતોષાય છે અને બાળકનો વિકાસ કઇ દિશામાં થાય છે તેનો આધાર વાતાવરણ ઉપર, ખાસ કરીને માત-પિતાના અથવા વાલીના વલણ ઉપર ખૂબ આધાર રાખે છે તે આપણે ઉપર જોયું. આ વલણને બે સ્પષ્ટ વિભાગમાં મૂકી શકાય.

(૧) અતિરક્ષણ–overprotection.

(૨) ઉદાસીનતા અથવા નકરાત્મક વલણ—Rejection.

આ બંને પ્રકારનું વલણ બાળકના સ્વાભાવિક મનોવિકાસ માટે અનિષ્ટ છે, એ બંને વચ્ચેનો મધ્યમ માર્ગ ગ્રહણ થવો જોઇએ. અતિરક્ષક માતપિતાનાં બાળક કાં તો આત્મવિશ્વાસ વિનાનાં અને પરાવલંબી બને છે અથવા તો સમાજ પર કિનો લેવા માગતા બંડખોર બને છે. રખડુ છોકરાઓમાંના મોટા ભાગને આ બેમાંથી એક આત્યંતિક પ્રકારનો સામનો કરવો પડયો હોય છે.

ઊગતી વયના એટલે લગભગ ૧૨થી ૧૮ વર્ષની વયના કિશોરોનું માનસ (Psychology of the Adolescent) સમજવું પણ ખૂબ મહત્ત્વનું છે. આ વયે છોકરાઓ (અને છોકરીઓ)ના શરીરમાં ખૂબ ઝડપી પરિવર્તનો થઇ રહ્યાં હોય છે, સાથે સાથે એમના માનસમાં પણ જબરૂં પરિવર્તન આવતું હોય છે. મોટા ભાગના છોકરાઓ આ વખતે અતડા, શરમાળ, વિચિત્ર, તોફાની અને બાઘા જેવા થઇ જાય છે. શું થઈ રહ્યું છે એની તેમને સમજ નથી પડતી. નથી એ બાળક રહેતા કે નથી યુવાન બની જતા, આ બન્ને વચ્ચેનો સંધિકાળ એટલે કે યૌવનની શરૂઆત (puberty) એ વિકટ સંક્રાન્તિકાળ છે. છોકરાઓ આ વખતે ખૂબ અસ્થિર અને અસ્વસ્થ રહે છે, કેમ વર્તવું તેની તેમને સમજ નથી પડતી. જાતીય ભાન આ વખતે જ જાગ્રત થવા માંડે છે. ઘરના નિયંત્રિત જીવન કરતાં બહાર ફરવું, નવું નવું જાણવું ને સાહસ ખેડવું તેમને વધુ ગમે છે. આ વયે સહાનુભૂતિથી અને બિરાદરીથી સમજનારું અને યોગ્ય માર્ગદર્શન કરનારું કોઈ નથી મળતું. ઊલટાનો વડીલો તરફથી વારંવાર એમનો તેજોવધ કરવામાં આવે છે ત્યારે આ છોકરાઓ નિરાશ અને દુ:ખી થઇ જાય છે. એથીયે વધુ અથડામણ ઊભી થાય છે ત્યારે ઘર છોડી નાસી જાય છે.





જાય છે ત્યારે આચાર, વિચાર કે વર્તનની વિચિત્રતા જરૂર જોવામાં આવે છે. રખડુ છોકરાઓને સમજવા માટે આ રીતે એમનું માનસપૃથક્કરણ કરવું જરૂરનું છે.

સંરક્ષણની ઝંખના એટલે માત્ર શારીરિક રક્ષણ જ નહિ, ખોરાક કપડાં અને રહેઠાણની જ ફિકર નહિ પણ પોતાનું કોઈ છે, પોતાને કોઇની ઓથ અને હૂંફ છે, દુનિયામાં પોતાની કોઇને જરૂર છે આ જાતની લાગણી બાળકના સ્વાભાવિક મનોવિકાસ માટે આ જાતની સંરક્ષણની ભાવના ખૂબ જરૂરની છે. એ ન મળે તો કાં તો બાળકો ગભરુ, લાચાર અને કાંઇ કરતાં ડરે એવાં ( recessive ) થઈ જાય છે અથવા તો દુનિયા ઉપર વેર લેવા માગતાં ક્રાંતિકાર, વિઘ્નકર અને આક્રમક ( aggressive ) બની જાય છે. આ કુદરતી ભૂખને પંપાળીને માત-પિતા ખૂબ મોટી કરે છે અને અતિરક્ષણ આપે છે ત્યારે બાળકો પરાધીન અને "ઘરકુકડી" બને છે, જ્યારે એથી વિરુદ્ધ માત-પિતા ન હોવાને કારણે અથવા તો બાળકની ૪ જરિયાતો પ્રત્યે બેદરકાર હોવાથી છોકરાઓને ઘર સાથે બાંધી રાખનારું માયા કે સ્નેહનું કોઇ બંધન નથી હોતું. રખડુ છોકરાઓમાંના ઘણા અનાથ હોય છે અથવા માત-પિતા એમાંથી એક વિનાના હોય છે, સંરક્ષણની ઝંખના તીવ્ર ન હોવાના કારણે અથવા તો મુદ્દલ ન સંતોષાતી હોવાને કારણે ઘર છોડી દેવું એમને માટે બહુ સહેલું હોય છે.

પ્રત્યુત્તરની ભૂખ સંરક્ષણની ભૂખને બહુ જ મળતી છે. મનુષ્યના સ્વભાવને અને વર્તનને ઘડતી આ પણ ખૂબ ઊંડી આરઝુ છે. હંમેશાં આપણા પ્રેમ, લાગણી ઉત્સાહ અને સહાનુભૂતિનો આપણને પ્રત્યુત્તર મળે, સામાં માણસો પણ આપણા તરફ એ જ ભાવ બતાવે એ સ્વાભાવિકપણે આપણે ઇચ્છીએ છીએ. બાળકોમાં આ લાગણી ખૂબ તીવ્ર હોય છે. મા, બાપ, ભાઈ-બહેનો વગેરે પાસેથી પોતાના સ્નેહનો અને લાગણીનો પ્રત્યુત્તર નથી મળતો ત્યારે બાળકનો મનોવિકાસ કુંઠિત થઈ જાય છે, એનું જીવન દુઃખમય બની જાય છે. "બા, કાગડો ! જો, બા, કાગડો ! જોને, બા, કાગડો !" કહીને બાળક પાંચ વાર બતાવશે. છતાંય જ્યારે મા બાળક તરફ કે કાગડા તરફ જોવાનીયે દરકાર નહિ કરે ને માથું પકવવા માટે વઢશે ત્યારે બાળક હતોત્સાહ થઈ જશે. ફરી કોઈ વાર આવા ઉત્સાહમાં આવીને શંખલા અને પીછાં, અને એવી અદ્દભુત લાગતી વસ્તુઓ માને નહિ બતાવે. આ તો સામાન્ય એક પ્રસંગ થયો પણ બધા પ્રસંગોમાં પ્રકટ થતું આવું નકારાત્મક વલણ બાળકને જ્યારે મળે છે, પોતાને કોઈ ચાહતું નથી, કોઇ સમજતું નથી એવું લાગે છે અને પ્રત્યુત્તરની ભૂખ વણશમી રહી જાય છે ત્યારે અનેક માનસવિકૃતિઓ ઊભી થાય છે. માબાપ હયાત નથી હોતા અથવા ખૂબ કડક હોય છે અને બાળક પ્રત્યે જરાય ભાવ કે લાગણી નથી બતાવતાં ત્યારે બાળકના જીવનમાં એક પ્રકારની કટુતા અને નિષ્ફળતા વ્યાપી જાય છે, આ વાતાવરણથી કંટાળી નાસી જાય છે.

ઉપરનાં બન્ને કારણો પાછળ માતપિતાની ઇરાદાપૂર્વકની બેદરકારી અને ઉદાસીનતા કરતાં ઘણી વાર આર્થિક કારણો વધુ જવાબદાર હોય છે. ગરીબી, અજ્ઞાન, બાળક પાછળ આપી શકાય તેવા સમયનો અભાવ ને એવાં કારણો પણ ઉપરની બંને ઝંખના ન સંતોષી શકવા પાછળ કામ કરતાં હોય છે.

રખડુ છોકરાઓમાં નવા અનુભવો અને રખડવાની અને પોતાનો હાથ અજમાવવાની વૃત્તિ એના સ્વભાવમાં જ હોય છે. આવા બાળકોને જ્યારે આસપાસના સંજોગો આ પ્રકારની અનુકૂળતા નથી કરી આપતા ત્યારે એ વાતાવરણમાં તેઓ ગૂંગળાય છે. બહુ કડક શિસ્ત જાળવવા માગતાં અને બાળકોને પોતાના સંપૂર્ણ કાબૂમાં રાખવા માગતાં માબાપને જ્યારે આવું સાહસવૃત્તિવાળું બાળક હોય છે ત્યારે બાળકની દશા કફોડી થાય છે. આવા બાળકની સાહસવૃત્તિને અને શોધકવૃત્તિને જ્યારે અવકાશ નથી મળતો ત્યારે મુક્ત રીતે વર્તવા તેઓ નાસી જાય છે. રખડુ છોકરાઓમાંના ઘણા કાંઇ કારણ વગર એક ગામથી બીજે ગામ ભટકતા જ હોય છે, સ્થિરતા એમના સ્વભાવમાં જ નથી હોતી. પચીસમાંના

નાનપણથી જ બાપને ધિક્કારતાં શીખ્યો. એ આઠ વર્ષનો થયો ત્યારે એકવાર એના બાપે માને મારતાં મારતાં એવી જગ્યાએ વાગી ગયું કે મા મરી ગઈ. બાપ ઉપર પોલીસ કેસ થયો ને જેલમાં ગયો. છોકરાને સંભાળનારું કોઈ રહ્યું નહીં એટલે ત્યારથી એ રખડુ બન્યો. એક દોસ્તદારે એને મુંબઈ આવવા લલચાવ્યો ને હોટલમાં નોકરી અપાવીશ એમ કહ્યું એટલે નવ વર્ષનો હતો ત્યારે એ મુંબઇ આવ્યો. હોટેલની દિવસના ૧૬ કલાકના સખત કામની નોકરી તેણે છ મહિના કરી. પણ ત્યાંની સડેલી વાનીઓ ખાઇને અને ચા પીને તે માંદો પડયો. એટલે શેઠે કાઢી મૂક્યો. માંડ સાજો થયા પછી એણે કોઇને ઘેર બાળક સાચવવાની નોકરી થોડો વખત કરી પણ તે બંધન પણ તેને ગમ્યું નહીં. હાલમાં એ બૂટપોલીશ કરી રોજના ચાર છ આના કમાઇ લેતો ને ગુજરાન ચલાવતો. વગર ટિકિટે એકવાર તે વડોદરાને અમદાવાદ પણ જોઇ આવ્યો હતો.

મોહન ચૌદેક વર્ષનો સુકલકડી છોકરો હતો. બાપ નાનપણથી મરી ગયો હતો. વિધવા માએ દળણાં દળીને મોટો કર્યો હતો, પણ એકનો એક એટલે નાનપણમાં માએ ખૂબ લાડ કરી મોઢે ચડાવેલો. નિશાળે મૂક્યો પણ ભણવું એને ગમ્યું નહીં. કામ કરવાનું પણ આળસ તો પૂરતું. મા કાંઇ કામ કરવાનું કહે એટલે ઘરમાં કંકાસ. આડે રસ્તે દોરવનારા મિત્રો પણ ઠીક મળી ગયા એટલે સિનેમા, ચાપાણી ને નાસ્તામાં એણે પૈસા ઉડાવવા માંડયા. પોતાની પાસે ન હોય એટલે મા પાસેથી જબરદસ્તીથી આંચકીને લઇ જાય. હાયવરાળ કરતી મા મરી ગઈ એટલે મોહનનો માર્ગ ખુલ્લો થયો. ઘર છોડી એ જતો રહ્યો. એનો કંઠ ઠીક હતો. અત્યારે એનો ધંધો ચાલતી ટ્રેઇને સિનેમાનાં ગીતો ગાઈ લોકોનું મનોરંજન કરી પૈસા એકઠા કરવાનો હતો. કોઇનું ખિસ્સું હાથમાં આવી જાય તો તફડંચી પણ કરી લેતો. એક બે વાર પોલીસના હાથમાં પણ ગયેલો પણ નાની ઉંમર હોવાથી ધમકી આપી છોડી મૂકયો હતો.

રસુલ નામે એક પંદર વર્ષના મુસ્લિમ છોકરા પાસે તો રોમાંચક વાત હતી. એનાં માબાપ કોણ હતાં એની તેને ખબર ન હતી પણ એક 'દાદા' તેના રક્ષક તરીકે હતા. દાદા એટલે પિતાના પિતા નહીં પણ મવાલીના અર્થમાં. દાદાનો ધંધો હતો ગામ પરગામથી નિરાધાર મળી આવેલી છોકરીઓ એકઠી કરવાનો, ને એમની કમાણી પર નભવાનો. "દાદા"ને ત્યાં બાંધેલા ઘરાકો જ આવતા. રસુલનું કામ હતું આવા ઘરાકો આવીને બહારના ખંડમાં બેસે એટલે અંદર ખબર આપવાનું અને સૂચના થાય તે પ્રમાણે અંદર લઈ જવાનું. દેખાવે રસુલ કોમળ અને છોકરી જેવો હતો, 'દાદા' એના ઉપર ખૂબ ભાવ રાખતા પણ રસુલ જેમ મોટો થતો ગયો તેમ આ હેત અકુદરતી રીતે પ્રકટ થવા લાગ્યું. રોગ થવાની બીકે 'દાદા' છોકરીઓના તો રક્ષક તરીકે જ રહેતા પણ પોતાનો આવો ઉપયોગ થાય તેની સામે રસુલે વિરોધ કર્યો, એટલે 'દાદા' એના ઉપર સખત થવા માંડયા. એક દિવસે લાગ જોઇને રસુલ નાસી ગયો. અત્યારે એ રેલ્વે–સ્ટેશને છૂટક મજૂરી કરીને ચલાવતો. બહુ નિખાલસતાથી આ છોકરાએ કહ્યું કે ખરેખર અંધારી રાતના દોજખથી એ ત્રાસી ગયો હતો. જો બની શકે તો પ્રમાણિકપણે મહેનત કરી એક શરીફ આદમીની જેમ એને જીવન વીતાવવું હતું.

...દરેકેદરેક જીવનકથનીમાં કાંઇક નવીનતા હતી, કરુણતા હતી; જીવનનું એક નવું પાનું ઉકેલવાનું હતું. ઉપર કહ્યા તેવા કૌટુંબિક અને સામાજિક કારણો ઉપરાંત કોઇ કોઇ વાર આ રખડુ એકામ જિન્દગીની પાછળ ઉદાત્ત માનવસ્વભાવનાં પણ દર્શન થયાં...



નાનાને જ્ઞાન આપો
જુવાનને કામ આપો
બુઢ્ઢાને માન આપો





આ છોકરાઓનું રોજ-બ-રોજનું જીવન બહુ અનિશ્ચિત હોય છે. આજે અહીં હશે તો કાલે બીજે ક્યાંક, આજે ભીખ માગીને પેટ ભરશે તો કાલે થોડી મજૂરી કરીને કે પરમદિવસે ચોરી કરીને, પણ આ જિન્દગીની એમને ફાવટ આવી ગઇ હોય છે. સાચા સ્થિતઃપ્રજ્ઞની જેમ આવતી કાલની ચિંતા એમને કોઇ દિવસ નથી થતી. કુટુંબની કે ગૃહજીવનની હૂંફ તેમને નથી હોતી છતાં પોતાના જ વર્ગના મિત્રો તેમને હોય છે, ઘણી વાર "દિલોજાન—દોસ્ત" પણ હોય છે. એકાકી અનાથજીવનમાં આ દોસ્તી એમને આત્મીયતા આપે છે.

ડીટેકટીવ કથાઓ, અને સ્ટંટ ચિત્રોનો આ છોકરાઓને ખાસ શોખ હોય છે. ફિલ્મના અમુક અભિનેતા તેમના માનીતા હોય છે, એમનાં ગાયનની કડીઓ તેમની જીભે રમતી હોય છે, વાળ ઓળવાની ઢબ પણ એના જેવી રાખે છે. હલકી ગમ્મતો કરતાં, આંખ મીચકારતાં અને અશ્લીલ ચાળા કરતાં તેમને આવડતા હોય છે. બીડી અથવા સિગારેટ પીવાની તેમને આદત હોય છે. જુગાર અને શરાબ પણ એમના સુરત જીવનની ઉત્તેજક ચીજો છે.

આટલી નાની ઉંમરે આ છોકરાઓ એક યા બીજી જાતીય વિકૃતિમાં ફસેલા હોય છે. શહેરના ગલીચ લત્તાઓમાં તેઓ અવારનવાર છે એટલું જ નહીં પણ પુખ્ત ઉંમરના મવાલીઓ સાથે અથવા છોકરાઓમાં જ અંદર અંદર સજાતીય(homosexual)સંબંધો હોય છે. અનિયમિત ઠેકાણા વગરની જિન્દગી, બેપરવા અને બેજવાબદાર જીવન, કોઇના નિરીક્ષણ કે નિયંત્રણનો અભાવ અને શહેરનાં પ્રલોભનો—આ બધી ચીજો આ છોકરાઓ માટે નૈતિક પતનનાં દ્વાર ખુલ્લાં કરી મૂકે છે.

તેમની બૌદ્ધિક શક્તિનું માપ (Intelligence quotient) કાઢતાં માલૂમ પડે છે કે બહુ ઓછા છોકરાઓ normal ૧૦૦થી નીચે હોય છે. મોટા ભાગના છોકરાઓની બૌધ્ધિકકક્ષા ઉંમરના પ્રમાણમાં ઊંચી હોય છે. ૧૧૦થી ૧૨૦ ગુણ મેળવનારા પણ તેમાં નીકળી આવે છે. દુનિયાનું, દુનિયાના માણસોનું અને દુન્યવી શઠતાનું એમને સારું જ્ઞાન થઈ ગયું હોય છે. અથડાતાં, કુટાતાં અને પોતાની મેળે જ પોતાનો માર્ગ કરતાં એમની બૌદ્ધિક શક્તિઓને વિકસવાનો સારો અવકાશ મળે છે. અલબત્ત, શિક્ષણની દૃષ્ટિએ બહુ ઓછાને પ્રાથમિક શિક્ષણ પણ પૂરું કરવાનો લાભ મળ્યો હોય છે પણ સાચે કે ખોટે રસ્તે પોતાનું ફોડી લેતાં તેમને આવડે છે. આમાંના ઘણા તો ખૂબ તેજસ્વી છોકરાઓ હોય છે કે જેઓ એમની તેજસ્વિતાને લીધે જ એમના સંજોગોમાં બંધબેસતા નથી થઈ શકતા ને આ રખડુ જિન્દગી ગુજારવી પસન્દ કરે છે.

સમાજજીવનના સ્વાભાવિક ક્રમમાં આ બાળકોનું સ્થાન નથી, વ્યવસ્થિત સમાજરચનામાંથી એમને ધકેલી દેવામાં આવ્યાં છે, વિખુટાં પડેલા બાળકો જેવા તેઓ છે. સમાજ એમને સમજી શકતો નથી, તેઓ સમાજ પ્રત્યે નફરત અને કિનો ધરાવે છે; જે શક્તિ વિધાયક રીતે સમાજના ઘડતરમાં વપરાઇ શકે તે સમાજની વિરુદ્ધ ઝૂઝવામાં ખર્ચાઇ રહી છે. આ જ છોકરાઓને એમની માનસિક અભિરુચિને ઓળખી ને યોગ્ય રીતે દોરવનાર કોઇ હોય તો તેઓ કુશળ કારીગરો, મીકેનિકો, ટેકનીશિયનો થઈ શકે, એમની સાહસવૃત્તિ અને શોધકવૃત્તિને યોગ્ય રસ્તે ઉત્તેજન મળે તો મહાન મુસાફરો અને વૈજ્ઞાનિકો બની શકે. અત્યારે સમાજ જીવનના પ્રવાહથી વિમુખ અને સમાજ પર બોજા રૂપ રહેલા આ છોકરાઓ, જો એમની શક્તિઓને સર્જક રીતે કામે લગાડાય તો રાષ્ટ્રને ઉપયોગી સ્વમાનશીલ નાગરિકો થઇ શકે.

× × ×

વિઠુ નામે બાર વર્ષનો ચબરાક છોકરો શોલાપુરની એક મિલમાં કામ કરતા મજૂરનો દીકરો હતો. બાપ દારૂડિયો હતો, રોજ રાત્રે ઢીંચીને આવતો ને બૈરીને મારતો. કમાણીના અર્ધા પૈસા તો આ દારૂની લતમાં જ ઊડી જતા. પણ મા સ્નેહાળ હતી. જેમ તેમ કરી ઘર ચલાવતી ને છોકરા ઉપર ખૂબ પ્યાર કરતી. છોકરો



'અરે આપણે તો માહતર! ઘોરિયો આવશે ત્યાં પાણી પી લેહું. પછી કુંજાનું હું કામ? ન્યાં ક્યાં હજી એવો ઉનાળો બેઠો છે?'

પોટલું, બેગ, દફતર, સોટી, પાનપેટી, એમ સઘળું ગોઠવી, મીઠારામ વહીવટદારની પેઠે બેઠા. ને જરાક ઠાઠમાઠ લાગે માટે પાનપેટી કાઢી, પાન બનાવવા લાગ્યા. ઉકો બોલ્યો, 'એક પાંદડું મને ય દેજો માહતર! રાતું મોં હારૂં લાગે છે માળું–મેં તો એક દી ખાધું'તું, તમને હાંભરે છે? કેમ વળી, કનુભાના વિવામાં, તમેય અમારી હારે જ હતાને, ગાદલાં ગોદડાં ગણવામાં — આ ઈને પાંચ છ વરહ થ્યાં, ત્યાં આજ તમારી પાંહે પાછું પાંદડું દીઠું!'

મીઠારામને આસિસ્ટંટો ને છોકરાંઓની હાજરી માનહાનિ કરનારી લાગી. એટલે તેમને જવાની રજા આપી. તેમણે જરાક તપીને ઉકાને કહ્યું:

'અલ્યા તું કેવો છે?'

'કેમ વળી કીવો તે? સગર!'

'કાંઇ માણસ બાણુસ જુએ છે ખરો કે ભરડયે જ રાખે છે?'

'કીમ માણહ નંઇ ઓળખતા હઈ? એમ તો મેં ય દરબારી વેઠ વરહોવરહ કરી છે હો! વહીવટદાર ફોજદારને ય લઇ ગ્યો છું ને! માણહ ન ઓળખંઇ ઇમ કાંઈ હોય?'

'તો તું મને શું ધારે છે?'

'કેમ વળી? તમને હું ધારે? તમે માહતર–છોકરાં ભણાવો–ઇમાં બીજું હું ધારવું'તું?'

'ના ના, મૂરખ! હવે હું ઇન્સ્પેક્ટર છું–ઇન્સ્પેક્ટર સમજ્યો?'

'પુલીસના?'

'ના–ના–પરીક્ષાનો સાહેબ!'

'હંહ' — છોકરાવને તપાહવાવાળા — ઈવા તો ઘણાય સાંબ આવે છે!'

'તો પછી? ઇ હોદ્દો તારી નજરમાં કાંઇ નહિ એમ?'

ઉકો કાંઈક સમજ્યો. એ બોલ્યો: 'અરે એવું હોય માબાપ! તમે તો ગરુને ઠેકાણે. તમે શીધો આપવા જોગ. એવું હોય માબાપ!'

મીઠારામને એક અફસોસ તો રહી ગયો કે સાળું, ખાસ ખાખી પોલીસ કપડું મંગાવીને મેં ઇન્સ્પેક્ટર થતાં જ હાફકોટ કરાવ્યો, ને એમાં બટન પણ મોટાં પિત્તળનાં નખાવ્યાં, તો'ય મારો બેટો, આ કણબો હજી મને 'માહતર'માં જ ગણે છે. એમણે છેવટે એ જંગલી સાથે સંભાષણ બંધ કરવા, એક છાપું કાઢ્યું. છાપું અંગ્રેજી હતું ને પોતે અંગ્રેજી ભણ્યા ન હતા. એટલે જાહેરખબરનાં ચિત્રો જોવા લાગ્યા.

ત્યાં ઉકાએ ગાડું હાંક્યું ને પૂછ્યું: 'આ તો પરદેશી અફસર લાગે છે!'

'એમાં તને ભૂતને શી સમજ પડે?' મીઠારામે છેવટે ઘા મારવાની તક મળતાં તે આનંદપૂર્વક વધાવી લીધી.

'હા બાપુ! ઇ તો હાચું! અમારું વરણ તો ભોથું કે'વાય! તમ જેવા કોઈ એ અફસર હમજાવે તો હમજઈ!'

'તું એમાં કાંઇ સમજે તેમ નથી — તને કહ્યું તો ખરું!'

'હા બાપુ!'

ગાડાખેડુ શાંત થઇ ગયો ને ગાડું ચાલવા લાગ્યું.

પણ ગાબો બીનો હશે–ને ઉકાએ ફેરવ્યો હતો છતાં એની નૈસર્ગિક સુગંધ તો હજી છૂટતી હતી– એટલે મીઠારામ કાંઇક કચવાતા મને એક બાજુ તરીને બેઠા. ગાડાખેડુ શાંત થયો–પણ એના બળદનો જોડ–એ પણ બેસનારો સમજતા હોય તેમ 'ગોરી ધીમે ચલો!' વાળું ગાયન સ્મરતી ચાલી રહી.

એમ કરતાં તો સાંજ પડી. કોઇ ગામ તો હજી આવ્યું નહિ. ખરી રીતે હવે કોઇ ગામ દેખાવું

# પાનગોષ્ઠિ

અ-કવિ

લગભગ પંદર વર્ષની નોકરી પછી મીઠારામ માસ્તરમાંથી ઈન્સ્પેકટર થયા, એટલે તે દિવસે એમનાં વહુએ કંસાર ને મગ બનાવ્યા. બપોરના બે વાગે જમી કારવી, પોતે હમણાં જ શહેરમાં ખાસ જઇને સિવડાવેલો ખાખી કોટ પહેરી, હાથમાં લાકડી રાખી, એક ચામડાની બેગ લઇ, મીઠારામ-નવાપરાની સ્કૂલના હેડમાસ્તર સાહેબ-હવે નવા હોદ્દાની રૂઇએ, આજમ મહેરબાન ઈન્સ્પેકટર સાહેબ, પરીક્ષાનું ચક્કર ફરવા નીકળ્યા. તે પહેલાં એમણે એક સુરતી સાહેબને જોયેલો. તે પાન કાથો ચૂનો સાથે રાખતો. એટલા માટે મીઠારામે પણ પાનપેટી સાથે લીધી હતી.

એક છોકરાના હાથમાં પાનપેટી, બીજા છોકરાના હાથમાં તેમનું પોટલું, ત્રીજાના હાથમાં ઓફિસરોને શોભે તેવી ચામડાની બેગ, એક આસિસ્ટંટ પાછળ પાણીનો કુંજો લઈને આવતો હતો, બીજો રસ્તામાંથી બાવળનું દાતણ કાપી લેવા સૂડી લઈને આવતો હતો— એવા બાદશાહી ઠાઠમાઠ સાથે મીઠારામ ઈન્સ્પેકટર બનીને નીકળ્યા.

ગામને પાદર એક ગાડું એમને માટે તૈયાર રાખવાનું હતું. પણ હજી ગાડાવાળો આવ્યો ન હતો એટલે વડલા હેઠે મીઠારામ ગાડાની રાહ જોતા ઊભા. ને એવા મોટા માણસને હરકત ન થાય માટે વડલા હેઠે એક બે ગધેડાં ઊભાં હતાં, તેમને આસિસ્ટંટ વજેરામે કાઢી મૂકયાં.

એટલામાં શીમમાંથી ખોખડધજ ગાડું, નરસિંહ મહેતાના વિવાહવિધિની સ્પર્ધા કરે તેવા બે ખાંડિયાબાંડિયા બળદ, ને ગાડામાં એક ગાભો પાથરીને, ઉકો પટેલ આ બાજુ આવતો જણાયો.

મીઠારામને માફા વિનાનું ગાડું જોઈને જરાક ખોટું લાગ્યું પણ તેમણે મન વાળી લીધું.

એટલામાં ઉકો આવ્યો.

'પસાયતો મોડું કહેવા આવ્યો નાં!' તે આવતાં વેંત બોલ્યો. 'ગાડું આજ જોતું હોય તો કાલ નો કહેવરાવીએ? પણ કીધું કાંઈ નહિ, ન્યાં કયાં કોઈ અમલદાર છે તે કામનો ખોટીપો થવાનો છે? તમારે તો છોકરાંવની પરીક્ષા લેવા જાવું છે નાં?

મીઠારામનો પિત્તો ગયો. તેમણે રોફથી કહ્યું:

'એ કામ તું ઓછું અગત્યનું ગણે છે એમ?'

ઉકો કાંઈ સમજ્યો નહિ. એણે તો હાંકયે રાખ્યું.

'ઉપર બુંગણનો માફો પણ નો મળ્યો. કીધું ન્યાં કયાં કોમ અમલદાર છે તી મનદખ થાશે? માહતર છે. ઈને કોણ ન્યાં અમલદારમાં ગણે છે તી માફાની જરૂર પડે? એટલે પછી હું ગાડું જોડીને આવતો'તો. ઘરવાળીએ વળી એક ગાભો નાખ્યો છે— તી તમારે બેહવા થાશે!'

મીઠારામ કાંઈ બોલ્યા નહિ. પણ એમણે ઇન્સ્પેકટરના હોદ્દા વિષે કરેલી કલ્પના છિન્નભિન્ન થઈ જતી લાગી. તે બોલ્યાચાલ્યા વિના અંદર જોવા માંડયાઃ સામાન કેમ ગોઠવવો એની વ્યવસ્થા માટે. એટલામાં તો ઉકો પાછો બોલ્યોઃ

'અરે! પણ માહતર! તમે વળી આ આટલો બધો લબાચો શું કરવા ભેગો લીધો છે? ન્યાં કયાં તમને ગામેગામ લોક મળવા આવવાનું છે તી આ લબાચો ભેગો ફેરવ્યો છે? તમારું ગાડું દેખીને છોકરા ઝાંપેથી હુડિયો કરશે તી નિહાળ હુધીઃ ને નિહાળેથી પાછા નીકળશો તંઇ હુડિયો કરશે, તે ઝાંપા હુધી. આવું અમલદારી ટાપટીપિયું આપણે તે પોહાય? આપણે માહતર!'

મીઠારામે બોલ્યા વિના કુંજો મૂકયો.

'આ ઇ તમારો કુંજો જ પે'લવે'લાં તો ગાભો પલાળશે. ઓણીકોર તો છોકરે પલાળ્યો છે, એટલે મેં ફેરવી નાખ્યો છે. ત્યાં આણીકોર તમે પલાળો! ભઇસા'બ મેં તો 'પાંસ હાત માહતર' જોયા પણ બધાય આવા છોકરમતિયા! હવે આ ઈ તમારો કુંજો કેમ હચવાશે?'

મીઠારામે કચવાતે મને કુંજો આસિસ્ટંટને પાછો આપ્યો: 'આ તમે પાછો લઈ જાઓ. આ માણસને આપણા 'મિશન'નું જ્ઞાન નથી.'

હું ય ઝોકે ગયો અને આ બળદ ચકરાવે ચડી ગયા. પાછું ફરી ફરીને હતા ત્યાં જ આવીને ઊભા! લ્યો, હવે શું કરવું છે?'

મીઠારામે બોલ્યા વિના જ ચામડાની બેગ ને પાનપેટી ઉપાડી લીધાં. લાકડી વજેરામે લીધી.

ઇન્સ્પેક્ટર સાહેબ ડિસ્ટ્રિક્ટ ફરીને આવી ગયા. હવે તો બોલ્યા વિના જ ઘેર પહોંચી જવા માગતા હતા.

પણ જેને આડ તો નામ હતાં, એ ભગો ભગત ટીલાળો કાંઈ હવે છાનો રહે?

બે ચાર છોકરાં ગામનાં, પાદર નીકળ્યાં હતાં એમને હાકલ મારી: 'અલ્યા છોકરાંવ! માહતરને રાત આખીનો ઉજાગરો છે, તે બે'ક ઓઠા રીડિયો કરજો! એમ કહીને વાત કરી ને છોકરાંવ તો હસી હસીને ઉંધાં વળી ગયાં. એ ય મીઠારામની પાછળ ચાલ્યાં. મીઠારામ ને વજેરામના પાછળ બે મિનિટમાં તો એક નાનું સરખું ટોળું દેખાયું. અત્યારના પો'રમાં આટલાં આઠદસ માણસ આવડા નાનકડા ગામડામાં નીકળે એ તો મહાન ચમત્કાર ગણાય. એટલે કાંઈક નવા જૂની થઇ છે એમ જાણીને ગામનો વાણંદ પણ પાછળ હાલ્યો. એક બે વેપારી ભળ્યા. લોટે જવા નીકળેલા સૌ માસ્તરની પાછળ પાછળ ચાલ્યા.

પણ મીઠારામને તો ખાઈ ગઈ હતી. હજી તો ગઇકાલે એણે આ ઇન્સ્પેક્ટરી હોદ્દા વિષે કૈંક સ્વપ્ન સેવ્યાં હશે. ને વહુ પાસે રોફ માર્યો હતો, ત્યાં તો આજે આ દશા! એમ ને એમ સૌ ઘેર આવ્યાં. ત્યાં ઘેર પણ મીઠારામની વહુએ ખંભાતી વળગાડ્યું હતું!

મીઠારામને હવે સાંભર્યું કે પોતે લાડુ જમીને જ સાંજે આવશે એમ વાતવાતમાં વહુને કહી દીધું હતું એટલે એ વાતને અક્ષરશઃ ખરી માની એ પણ આઘાંપાછાં થઇ ગયાં હતાં!

હવે શું થાય?

છેવટે વજેરામ આસિસ્ટંટને ત્યાં દાતણ કરવા માટે મીઠારામ ઇન્સ્પેક્ટર ઊપડ્યા!



## 'અનપાર્લામેન્ટરી'

ધારાસભામાં જે અશિષ્ટ ગણાય અને ન ઉચ્ચારી શકાય તેવા ૩૦૦-૪૦૦ 'અનપાર્લામેન્ટરી' શબ્દોની એક યાદી મદ્રાસ ધારાસભાના પ્રમુખે સભ્યોની જાણ માટે તૈયાર કરી છે.



## મોટરગાડી

અમેરિકાનાં મોટર બનાવનારાં કારખાનાં ૧૯૪૭ દરમિયાન ૩૬ લાખ મોટરગાડીઓ અને ૧૧ લાખ મોટરબસ તેમ જ ખટારાઓ બનાવશે. એમાંથી ૧,૪૮,૦૦૦ મોટરગાડીઓની અને ૧,૮૬,૦૦૦ ખટારાઓની પરદેશોમાં નિકાસ થશે.





જોઈએ. પણ બળદની ચાલ ઘણી ધીમી હતી.

'અલ્યા કોઈ ગામ હજી કેમ આવતું નથી?' ઉંઘમાંથી જાગતો તેમ ગાડાખેડુ બોલ્યો.

'હમણાં ભડકવું આવશે તમારે ભડકવા જાવું છે કે ઝાંસાવદર?'

'તને કહ્યું તો ખરું કે ભડકવા જવાનું છેઃ ત્યાં 'એન્યુઅલ ઈન્સ્પેકશન' છે સમજ્યો?'

'તંઇ બેહો તમતારે નિરાંતે અંધારું થયે ભડકવામાં પેસી જાશું ઊલટું તમારે તો હારું. મફતનું અજવાળું હોય તો છોકરાવ હુડિયો કરે!'

'તું ગમાર લાગે છે અલ્યા!' મીઠારામ તપી ગયા.

ગાડાખેડુને પણ જરાક ચડી ગઇ. પણ તે આંખો મીચીને હો હો-કરતો બેઠો રહ્યો એટલામાં બળદ ભડકવાનો ચીલો છોડી ઝાંસાવદરને ચીલે ચડી ગયા. ગાડું ચાલવા માંડ્યું.

અંધારું થઈ ગયું. પણ કોઇ ગામ જ દેખાણું નહિ.

માસ્તર મીઠારામ ઘણા ઊંચા નીચા થાય પણ ગાડાખેડુ માથાનો મળેલો એક હોંકારો કરે ને પાછો ઝોકે ચડી જાય. એને મનમાં એક વાતની ધરપત હતી. એના ગાડામાં કોઇ અમલદાર બેઠો ન હતો કે એને વાંધો આવે!

ગાડું તો એમ ને એમ ચાલતું રહ્યું. અરધી રાત ગઈ હોય એમ જણાયું. પણ હજી કોઈ ગામ જ આવ્યું નહિ.

મીઠારામ તો અકળાવા માંડ્યા પણ હવે થાય શું? આંહીં તો શીમ હતી. બહુ રોફ છાંટવા જાય તો ગાડાખેડુ રખડાવે. એ બોલ્યા ચાલ્યા વિના બેઠા જ રહ્યા!

'અલ્યા! તારું નામ શું?' છેવટે એમણે ગાડાખેડુ સાથે વાત શરૂ કરી.

પણ ગાડાખેડુએ કાંઈ જવાબ વાળ્યો નહિ. એને માસ્તરનો સવાલ છોકરા જેવો લાગ્યો.

ફરીવાર પૂછ્યું ત્યારે આંખો ચોળતો ગાડાખેડુ બોલ્યોઃ 'મારાં નામ તો સાત કે આઠ છે. એમાંથી તમારે કયા નામનું કામ છે?'

'તારા પોતાનું નામનું!'

'તો મારું નામ ભગો વેકરિયો. કોક વળી ઝાંખરિયો ય કહે છે. ભગો કાણો એવું ય બોલાય છે એમ તો મોટો ભગો પણ છે. પાદરવાળો ભગો. ભગો ટીલાળો. ભગો ભગત. ઘણાંય નામ છે.'

'પણ ભગત! હજી ભડકવા કેમ ન આવ્યું? અરધી રાત તો થઇ ગઈ!'

'અરધી રાત હોય? એમ તો હમણાં પ્રાગડ વાશે!'

'હેં!'

'આ હયણ્યું જુવોને!'

માસ્તર મીઠારામને તો હરણ્યું શું એ કાંઈ કથિતપાઠમાં આવેલું નહિ એટલે ગતાગમ શાની હોય? પણ એટલામાં તો એમણે કૂકડાનો અવાજ સાંભળ્યો એટલે ભડકવું પાસે લાગ્યું. બોલ્યા વિના બેઠા રહ્યા.

ગાડું પણ ચાલતું રહ્યું.

મો સૂઝણું થવા આવ્યું ઝાડ ઝાંખાં ઝાંખા દેખાવા લાગ્યાં. એક વડ દેખાયો પણ ઓતતારીની આ શું?

મીઠારામ તો આંખો ફાડીને જોઈ જ રહ્યા. વડલા નીચે વજેરામ આસિસ્ટંટ હાથમાં લોટો લઈને કોનું ગાડું આવી રહ્યું છે. એ જોવા માટે ઊભો હતો.

મીઠારામને હસવું કે રડવું એ કાંઈ સમજણ પડી નહિ. રાત આખી ફરી ફરીને ગાડું, સાંજે જ્યાંથી નીકળ્યું હતું ત્યાં જ, પાછું આવીને ઊભું હતું! અને એની આ ફજેતી જોવા માટે આસિસ્ટંટ વજેરામ પણ ત્યાં હાજર હતો!

'કેમ સાહેબ, રાતે જ પતાવી દીધું?'

'અરે રાતે શું પતાવે? માહતર ઘોરતા રયા ને

વિલાયત એક અરજ ગુજારી. બાજીરાવની હયાતીમાં આવી અરજ કરવાનું વિચારાયલું અને રામચન્દ્ર પન્તના દીકરાને વિલાયત મોકલવાનું ઠરેલું પણ ખરું, પરંતુ કમિશ્નરે ના પાડવાથી આ વિચાર અમલમાં મૂકવાનું મોકૂફ રહેલું. આવી અરજ બાજીરાવના મૃત્યુ બાદ નાનાસાહેબે કરવાનું ઠરાવ્યું. આ અરજીમાં શુદ્ધ ન્યાય, (Equity) હકીકત અને કાયદાની દલીલોનો સાગર...ઠાલવવામાં આવ્યો છે; દાખલા દલીલોથી અરજીના મુદ્દાનું સમર્થન કરવામાં આવ્યું છે; નૈતિક ધોરણોની યાદી તાજી કરવામાં આવી છે; આમ છતાં અંગ્રેજોની ન્યાયબુદ્ધિને સ્પર્શે એ હેતુથી સમગ્ર દૃષ્ટિ આવરી લેતી અરજનો અંજામ કરુણ આવ્યો. નાનાસાહેબનો વકીલ આજીમુલ્લાખાન વિલાયત પહોંચ્યો તે અરસામાં નાનાસાહેબની અરજ નામંજૂર કરી દેવામાં આવી હતી.

આજીમુલ્લાખાન વિલાયતથી યુરોપની મુસાફરીએ ઊપડ્યો અને નાનાસાહેબે અંગ્રેજોની ન્યાયબુદ્ધિમાં રહ્યોસહ્યો વિશ્વાસ ગુમાવ્યો. જે નાનાસાહેબ અંગ્રેજો તરફ સદ્‌ભાવની દૃષ્ટિએ જોઇ રહ્યો હતો તે હવે તેમને પોતાના ભયંકર શત્રુઓ લેખવા લાગ્યો. તેની મનોવૃત્તિએ પલટો ખાધો છતાં તેના બાહ્યવર્તનમાં કાંઈ ફરક પડ્યો નહિ અંગ્રેજ સ્ત્રી–પુરુષોની મહેમાનગતિ કરવાની તેની જૂની રીતરસમ ચાલુ રહી.

અંગ્રેજ ઇતિહાસકારો પણ મુક્તકંઠે સ્વીકારે છે કે, કાનપુરથી કંટાળેલા અંગ્રેજો બ્રહ્માવર્ત જઇ નાનાસાહેબના મહેમાન બનતા અને તેમને શાલદુશાલાની અનેક ભેટો વિદાય વેળાએ નાનાસાહેબ આપતો. અંગ્રેજો તરફ રાજ કરતી પ્રજા તરીકે તેને અણગમો આવ્યો હતો, છતાં વ્યક્તિઓ તરફનું તેનું વર્તન બદલાયું ન હતું. વ્યક્તિગત અંગ્રેજોનો તિરસ્કાર કરવાનું તેના ઉમદા દિલને યોગ્ય લાગ્યું નહોતું.

અંગ્રેજોએ નાનાસાહેબનાં કરેલાં વર્ણનો તેની સાફદીલીની સાખ પૂરે છે. તે શરીરે સ્થૂળ હતો એમ જાણવામાં આવ્યું છે. કમિશ્નરની સૂચનાઓને તે ઘટતું માન આપતો એમ આપણે જોયું છે. આમ છતાં પછીનાં વર્ણનોમાં તે લોહીતરસ્યો હતો, અંગ્રેજ સ્ત્રી–પુરુષોની કારમી કતલ કરવામાં શૂરો હતો, વચનભંગી હતો વગેરે અનેક પ્રકારના આક્ષેપો કરી એના નામને કલંકિત કરવામાં આવ્યું છે. સારીયે અંગ્રેજ પ્રજાના રોપનો ભોગ એ બન્યો છે અને હિન્દના ઇતિહાસમાં જો કોઈ અત્યંત ક્રૂર, ઘાતકી, બેઇમાન નરરાક્ષસ હોય તો તે નાનાસાહેબ છે એમ દર્શાવવામાં આવ્યું છે. વળી આ ઉપરાંત કહેવાતી નાનાસાહેબે યોજેલી હત્યાને ટપી જાય એવી કારમી કતલો અંગ્રેજોએ આદરી છે. આ આખું યે પ્રકરણ અતિશય દુઃખદ છે.

ઇતિહાસને નિહાળવાની જો કોઈ તટસ્થ દૃષ્ટિ હોય તો નાનાસાહેબના પ્રતિસ્પર્ધી અંગ્રેજોએ કરેલાં કુકર્મોને ત્રાજવામાં મૂકવાં જોઇએ. આ માટે નિષ્પક્ષ અભ્યાસની જરૂર ઊભી થાય છે. હિન્દે અત્યાર સુધી એકતરફી ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોનો અભ્યાસ કર્યો છે. આમ છતાં આ એકતરફી...પુસ્તકોમાંથી પણ નાનાસાહેબનું સદ્‌વર્તન તરી આવે છે.

જો નાનાસાહેબ ૧૮૫૭ના બળવા બાદ અંગ્રેજોને હાથ પડ્યો હોત તો અવશ્ય એના બૂરા હાલ થાત. એના ઉપર શા શા સિતમો ગૂજરત તેની કલ્પના પણ થઇ શકતી નથી; કારણ કે, અંગ્રેજો તેને અંગ્રેજ સ્ત્રી–પુરુષોના જલ્લાદ તરીકે ઓળખવા લાગ્યા હતા. તેને સદ્‌ભાગ્યે તે લખનૌની બેગમના મુલકમાં નાસી છૂટ્યો અને ત્યાંથી નેપાળના રાજ્યમાં છૂપા વેશે ફરવા લાગ્યો. આ જ ભૂમિમાં ફરતો આખડતો તે તાવનો ભોગ બન્યો અને જંગલમાં મૃત્યુ પામ્યો એવી માહિતી સાંપડે છે.

આમ તેનું જીવન એ જ એનું સાચું સ્મારક બન્યું છે. જે અંગ્રેજોએ અનેક કારમાં કૃત્યો કરી હિન્દી ધનસંપત્તિ લૂંટી છે, હિન્દી ગામો સળગાવી મૂક્યાં છે, ક્રૂર અને અમાનુષી હત્યાઓ કરી છે અથવા કરવામાં સાથ આપ્યો છે તેમનાં સ્મારકો પરાધીન હિન્દમાં સ્થળે સ્થળે જોવા મળે છે; જ્યારે નાનાસાહેબનું નામનિશાન શોધ્યું જડતું નથી, હિન્દી બાળકો એને લોહીતરસ્યા આદમી તરીકે ઓળખે છે! સ્વતંત્ર હિન્દ જ નાનાસાહેબને ન્યાય આપી તેનું સાચું સ્મારક કરી શકશે.

❋

# શ્રીમંત નાનાસાહેબ

વિજયશંકર મંછારામ ભટ્ટ

અમદાવાદની પાસે જેમ આબુ હવાખાવાનું સ્થળ છે તેવી રીતે મુંબઈ પાસે માથેરાનની ટેકરી હવાખાવાનું સ્થાન છે. સૃષ્ટિસૌન્દર્યનું અનોખું દર્શન આ જગાએ જોવાનું મળે છે. એક ટોચ ઉપરથી નીચે પથરાયેલો આખોયે વિસ્તાર એવો રમ્ય અને ભવ્ય લાગે છે કે, તે ટોચને અંગ્રેજીમાં 'પેનોરમા પોઈન્ટ' (Panorama Point) નામ આપવામાં આવ્યું છે.

આવા રમ્ય અને આહ્લાદક વિસ્તારમાં વેણું નામનું ગામ વસેલું તેમાં જૂનાં અને જાણીતાં કુટુંબોમાં માધવરાવ નારાયણ ભટ્ટનું નામ તરી આવતું. માધવરાવની પત્નીનું નામ ગંગાબાઈ. પતિપત્ની ગરીબ આનંદી જીવન જીવી રહ્યાં હતાં. ૧૮૨૪ના અરસામાં ગંગાબાઈએ એક પુત્રનો જન્મ આપ્યો. આ બાળક ભવિષ્યમાં બાજીરાવનો દત્તકપુત્ર બની નાનાસાહેબને નામે પંકાયો. આજ એ નાનાસાહેબ જેને અંગ્રેજો લોહીતરસ્યા આદમી તરીકે ઓળખાવે છે. આજ એ નાનાસાહેબ જેને એક હિન્દી લેખકે અશ્વત્થામાની સાથે સરખાવ્યો છે! એના જીવનપ્રસંગોની કંઈક ઝાંખી કરીએ.

છેલ્લો બાજીરાવ પેશ્વા ૧૮૧૮ની સાલમાં અંગ્રેજોને શરણે આવ્યા બાદ તેને વાર્ષિક આઠ લાખ રૂપિયાનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું અને કાનપુરથી બાર માઈલ દૂર આવેલા બ્રહ્માવર્તની જાગીર પણ આપવામાં આવી. આ સ્થળે તે પોતાના પરિચારકો અને આશ્રિતો સાથે આવી વસ્યો અને કંપની સરકારનો ઋણી બની સરકારને સહાય કરવાની ફરજ સમજી અનેક પ્રસંગે મદદ કરતો રહ્યો. ઘણાં કુટુંબો...બાજીરાવ સાથે બ્રહ્માવર્ત આવીને વસેલાં તેમાં નાનાસાહેબના પિતા માધવરાવ ભટ્ટ પણ હતા. બાજીરાવ અપુત્ર હોવાથી એણે માધવરાવ ભટ્ટના પુત્ર ધોન્ડુપન્ત ઉર્ફે નાનાસાહેબને દત્તક લીધો.

બાજીરાવે એક વીલ કરીને નાનાસાહેબને પોતાનો વારસ બનાવેલો અને કંપની સરકારને પણ અરજ કરેલી કે, તેના તમામ હક નાનાસાહેબને વારસામાં મળે. સરકારે આ વિષે કાંઈ સ્પષ્ટ જવાબ આપેલો નહિ એટલે ૧૮૫૧ની સાલમાં જ્યારે બાજીરાવનું મૃત્યું થયું બાદ વર્ષાસન બંધ કરવામાં આવ્યું. બાજીરાવે શરણે આવ્યા બાદ તેના મરણપર્યંત વફાદારી અને નેકદીલીભર્યું વર્તન દાખવ્યું હતું એ ઇતિહાસ પ્રસિદ્ધ છે. અંગ્રેજો જ્યારે અફઘાનિસ્તાનમાં આખડી પડ્યા ત્યારે તેણે પોતાના પદરની રકમમાંથી પચાસ લાખ રૂપિયા જેટલી મોટી રકમની સરકારને લોન આપી હતી. વળી...શીખવિગ્રહ વેળાયે એક હજાર પાયદળ અને એક હજાર હયદળની મદદ બાજીરાવે જ કરી હતી. જેમ હિન્દી સિપાઈઓએ અંગ્રેજોને વફાદારીપૂર્વક મદદ કરી તેમ જ આ પેશ્વાએ તન, મન અને ધનથી અંગ્રેજની સેવા કરી, તેમનું શુભ ઈચ્છયું, અને કારમી કટોકટીની વેળાએ સ્વદેશનું સત્યાનાશ વાળાવામાં સહાયભૂત બન્યો. આમ છતાં તેના મરણ બાદ વર્ષાસન બંધ કરવામાં આવ્યું.

નાનાસાહેબે પણ અંગ્રેજોની સાથે સારો વ્યવહાર જાળવી રાખ્યો હતો. એ અંગ્રેજીથી બિલકુલ અજાણ હતો છતાં એક ખાસ અંગ્રેજને રોકી તે દેશપરદેશના સમાચારથી વાકેફ રહેતો હતો. અંગ્રેજોને તે અવારનવાર મિજબાનીઓ આપતો અને તેની ખ્યાતિ એક સજ્જન તથા સદ્‌ગૃહસ્થ તરીકે ફેલાયેલી હતી. બાજીરાવના મરણ સમયે તેનું વય સત્તાવીસ વરસનું હતું. રાજદરબારમાં દેખાઇ આવતા કોઈ દુર્ગુણો તેનામાં નહોતા. તેની રીતભાત તથા વર્તન શુદ્ધ હતાં. તેની ગણના શાન્ત અને ડોળવગરના સજ્જન તરીકેની હતી. વળી અંગ્રેજ કમિશ્નરની સલાહ—સૂચનાને તે માન આપતો હતો. રામચન્દ્રપન્ત નામનો વિશ્વાસુ ગૃહસ્થ નાનાસાહેબની જાગીરની વ્યવસ્થા ઉપર હતો. નાનાસાહેબને તે સાચી સલાહ આપતો અને બધા આશ્રિતોને નિયમનમાં રાખતો. તેણે પણ નાનાસાહેબ માટે ખૂબ મહેનત કરી. બ્રહ્માવર્તના કમિશ્નરે પણ આ દલીલનું સમર્થન કરી રિપોર્ટ કર્યો પણ ઉપરીઅધિકારીઓએ આ અરજ નામંજૂર કરી.

આમ હિન્દી અધિકારીઓએ તેની અરજનો અસ્વીકાર કરવાથી નાનાસાહેબે કંપનીનાં ડાયરેક્ટરોને



જોઇને બિછાના નીચે ભરાઇ રહેનાર કરતાં પણ વધારે ભયંકર રૂપ ધારણ કર્યું. હેનરી લેતાંગને માથે ઘા કર્યો હોય એવી એ શાંતિની અસર થઇ. જાણે લાંબી ઊંઘમાંથી ઊઠ્યો હોય એમ તેને લાગ્યું. તે ઘણા વખતથી ભૂલી ગયો હતો તે વાત તેને યાદ આવી. તે મનમાં મનમાં બોલ્યોઃ

'અરે હટ, વખત થઇ ગયો, હું તો ભૂલી જ ગયો હતો કે મારે એક દિવસ મરવાનું છે.'

અને જ્યારે એણે થૂંક ગળે ઉતાર્યું ત્યારે તેના ભયંકર સ્વાદથી તે નવાઇ પામી ગયો અને તેને લાગ્યું કે આ સ્વાદ તો સદાને માટે મારા ગળામાં રહી જવાનો.

'આજે રાત્રે મારું ખૂન થવાનું.'

કેમ જાણે તેના પોતાના મડદાનો સ્વાદ અત્યારમાં જ તેના મોંમાં ન આવ્યો હોય એમ તેને લાગ્યું. તેનાથી એ ન સહેવાયું.

કોઇક વાર, ધીમેથી, ધ્યાન ન ખેંચાય એ રીતે, અવાજ થશે તો કોણ જાણે શુંનું શું થઇ જશે એવી બીકમાં, પોતાથી બને એટલી બધી સાવચેતી લઇને તેણે પોતાની ડોક ઉપર માથું ફેરવ્યું, અને ઓરડામાં ચોરેકોર ઉત્સુક દૃષ્ટિ નાખી, બધું રાચરચીલું જોઇ લીધું. એક રસોડાનું ટેબલ હતું, એને એ ઓળખી ન શક્યો, એક કપડાં રાખવાનું કબાટ હતું, અને એક ટેબલ હતું, થોડી ખુરશીઓ હતી, તે એણે ગણી જોઈ તો ચાર થઇ, એક સોફો હતો તે તો એણે લગભગ જોયો જ નહિ. પણ એક પણ રાચરચીલું એને કામ આવે એવું ન નીકળ્યું.

જે થવાનું હશે તે થશે એ વિચારને હઠાવીને ઉગ્ર નિરાશા વ્યાપી રહી અને એટલામાં તો પૂરી દસ મિનિટ વિતી ગઇ. ભલા ભગવાન! એને જ માથે આ સંકટ શા માટે આવ્યું? એ આજ ક્ષણે ઝુરીચ શું કરવા આવ્યો? પોતાના સ્વિટ્ઝર્લૅંડના પ્રવાસમાં ખલેલ પડ્યા વગર તે અત્યારે બાસલ, કે જીનિવા, કે સ્કાફહાઉસેન જઇ શક્યો હોત. અને એ શહેરોમાં કંઇ આફત આવવાની નહોતી. જીવન જ મૂઢતાની મૂર્તિ છે. તે આ જ ઓરડામાં શું કરવા આવ્યો? તે પાસેના ઓરડામાં જઇ શક્યો હોત. બીજું કંઇ નહિ તો સૂતાં પહેલાં બિછાના નીચે એક નજર નાખવાનું એને કેમ નહિ સૂઝયું હોય?

"આહ! મેં ત્યારે બાજી માર્યું!" તે મનમાં ને મનમાં બોલ્યો.

તે પોતાની સામે યથાશક્ય ઝઘડ્યો. સૌની પહેલાં, પોતાના બચાવમાં તેને કેવળ એક જ વિચાર સૂઝયો, જે ભૂલનો ભોગ બનીને મરનાર દરેક માણસને સૂઝે છે.

'પણ મેં કંઇ જ કર્યું નથી,' તેને મનમાં ને મનમાં બૂમ પાડી ઊઠવાનું મન થયું. કારણ, આપણા દરેકના મનમાં મૃત્યુનો ખ્યાલ સજાના ખ્યાલની સાથે એવી તો દૃઢ રીતે જડાઇ ગયેલો છે કે આપણે એને છૂટો પાડી જ શકતા નથી.

ના. એણે કશું જ કર્યું નહોતું. એ નિર્દોષ હતો. એને પોતાની નિર્દોષતાની સંપૂર્ણતા અને ગંભીરતાનો અનુભવ થયો. વળી તે બહુ ભલો માણસ હતો. એટલો બધો ભલો કે જે ચોર એના બિછાના નીચે લપાઈને એનું આટલું બધું બૂરું તાકતો હતો તેના પ્રત્યે એને ગુસ્સો પણ ચડ્યો નહોતો. ખરેખર, એના ઉપર એ ગુસ્સો થઈ શકત. પણ, અલબત્ત, એને બૂમ પાડીને તેને કહેવાનું મન થયું.

'જેને તું મારવા તૈયાર થયો છે, તે તો હું હેનરી લેતાંગ છું! તું ભૂલ કરે છે, મારા જેવા માણસને તે કોઇ મારતું હશે!'

તેને એમ લાગ્યું કે એની સાથે દોસ્તી પણ કરી શકાય. પૈસાને અભાવે જ લોકો ગુના કરતા થઈ જાય છે. હેનરી લેતાંગ પાસે પૈસા હતા. તેને પેલા માણસને એમ કહેવાનો વિચાર આવ્યો કે,

'સાંભળ! મને ખબર છે કે તું મારા બિછાના તળે છે. તું મને કંઇ ઇજા ન કરે તો હું તને મારી પાસે જે કંઇ છે તે બધું આપી દઇશ. હું તને એથી પણ વધારે આપીશ. હું કોણ છું એની તને ખબર નથી; તને ખબર નથી કે શું કરી શકું એમ છું. મારી પાસે છે એટલાથી જો તને સંતોષ ન થતો

# દીવાસળી

અનુવાદક : નગીનદાસ પારેખ

સ્વિટ્ઝર્લાંડના પ્રવાસ દરમિયાન હેનરી લેતાંગ જે દિવસે સાંજે ઝુરીચ પહોંચ્યો તે દિવસે જ ત્રણ સેકંડમાં માણસને માથે આવી શકે એવી ભયંકરમાં ભયંકર આફતમાં તે સપડાઈ ગયો.

હેનરી લેતાંગ સાંજની ગાડીએ ઝુરીચ પહોંચ્યો. તે ગાડીમાં બેસીને પોતાની હોટલમાં ગયો. ખૂબ આરામથી પ્રવાસ કરી શકે એટલો સાધનસંપન્ન હોઈ, ગાઇડબૂકોમાં જેને સુવ્યવસ્થિત–સુસંચાલિત અને સારા માણસોને રહેવાલાયક તરીકે વર્ણવે છે એવી એક હોટેલ તેણે પસંદ કરી હતી. તેણે નીચે ભોજન કરી લીધું; પછી રેલ્વેની મુસાફરીનો થાક જણાતાં તે માળ પર પોતાની ઓરડીએ ગયો, અને ઊંઘ નહોતી આવતી છતાં સૂઇ રહ્યો. બિછાનું ખૂબ સુખદ હતું.

હેનરી લેતાંગ બીજા અનેક માણસોના જેવો જ હતો. બેશક તે ઝુરીચ આવ્યો તો હતો શહેર જોવા, અને ત્યાં પહોંચ્યો તે પહેલાં તો તેના કુતૂહલનો પાર ન હતો. પણ જે સાંજે માણસ કોઈ ગામ પહોંચે છે, તે સાંજે તો તેના પ્રત્યેની લાગણી બુઠ્ઠી બની જાય છે, અથવા કુતૂહલને સંતોષવાને પૂરતો સમય હોય છે એટલે તે લાગણી શાંત થઇ જાય છે, અને આખો વખત તે શહેરનું અસ્તિત્વ રહે એટલી જ ઇચ્છા રાખે છે. હેનરી લેતાંગ ઝુરીચમાં એક બિછાનામાં પડ્યો હતો; તેના ઓરડામાં જે વીજળીનો દીવો બળતો હતો તે ઝુરીચના ઓરડાનો વીજળીનો દીવો હતો. તેણે પોતાની સિગારેટની ડબ્બી બિછાના પાસેના ટેબલ ઉપર મૂકી હતી, તેમાંથી તેણે એક સિગારેટ કાઢી, મોમાં ઘાલી : તે ઝુરીચમાં એ સિગારેટ પીવાનો હતો, એટલું એને મન બસ હતું.

સિગારેટ સળગાવ્યા પછી, એણે હજી હમણાં જ દીવાસળી ફેંકી દીધી હતી, એવામાં એકાએક એને ચિંતા થવા લાગી, અથવા તો એનો અંતરાત્મા ડંખવા લાગ્યો. આ સળગતી દીવાસળી જાજમ ઉપર પડે તો આગ ન લાગે ? હેનરી લેતાંગ નીચો વળ્યો; એણે જોયું એ સારું કર્યું : ખરેખર જ દીવાસળી હજી હોલવાઇ નહોતી. તે ઊભો થઇને તેને કચડી નાખવા સ્લીપર પહેરવા જતો હતો, ત્યાં તો અચાનક કોઈ ક્રૂર આવશ્યકતાથી (Brutally) તેને એ કરવાની જરૂર જ ન રહી.

ચોખ્ખું દેખી શકાય એ રીતે, ચાર આંગળા અને અંગૂઠાનો પંજો બિછાના તળે છુપાયલો હતો તે બહાર આવ્યો, ઊંચો થયો અને પછી હેઠે પડ્યો અને તેણે દીવાસળીને દબાવીને તેની જ્યોતને હોલવી નાંખી.

પહેલાં તો આપણી આંખોએ જે બતાવ્યું હોય છે, તે જ મગજ ગ્રહણ કરે છે. હેનરી લેતાંગને પહેલ-વહેલો જે વિચાર આવ્યો તે ક્ષણ પૂર્વે એણે જે ક્રિયા થતી જોઈ હતી તેને લગતો હતો. જ્યારે આપણે કોઇ સળગતી વસ્તુ ઉપર હાથ મૂકીએ છીએ ત્યારે દાઝવાનો ભય રહે છે. એ હાથના માલિકે દાઝતા બચવા માટે શી યુક્તિ કરી હશે ? હેનરી લેતાંગે મનમાં મનમાં વિચાર કર્યો કે અલબત્ત, એ માણસે થૂંક વડે પોતાની આંગળીઓ ભીની કરી હશે.

ઘણે ભાગે આ પછી જ—આટલો વિચાર કરતાં એને લાગ્યો એટલો વખત વહી ગયા પછી જ હેનરી લેતાંગને સૂઝ્યું : 'મારા બિછાના તળે કોઈ માણસ છે ! મને મારીને લૂંટી લેવા માટે હું ઊંઘી જાઉં તેની તે રાહ જુએ છે !'

ત્યાર પછી ધીમે ધીમે એક પછી એક શબ્દે તેને આ વિચાર આવ્યો :

'હું ઊંઘી જાઉં ત્યાંસુધી તે સંતાઇ રહેશે અને પછી મને મારી નાખશે અને લૂંટી લેશે.' જ્યારે તેણે આ વિચારનો એકેએક શબ્દ સમજી લીધો, તોળી જોયો, અને અમુક રીતે સ્પર્શી જોયો ત્યાર પછી તેને બીજો કોઇ વિચાર જ આવી શક્યો નહિ. તેના બધા જ વિચારો ઊડી ગયા અને ભયંકર શાંતિએ ખંડમાં એકાએક પ્રવેશ કર્યો અને આખા ખંડને વ્યાપી લીધો, તથા પોતાનો લાગ આવે તેની રાહ

શ્રી. બંસી ગાંધી, बी. एससी.
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મૂ. શાહ, एम. एससी., पीएच. डी.

# રેશનિંગ અને વિજ્ઞાન

થોડાં વર્ષ ઉપરની વાત છે. બે બૈરાં ભેગાં મળે ત્યારે એક કહે અમે તો વાંસીના જ ચોખા ખાઇએ અને બીજી કહે અમને તો જીરાસર જ માફક આવે. કોઇને બાસમતી માફક આવે, તો કોઇને કોલમ કે કમોદ. કમોદ ખાનારને મન દુનિયાના તમામ જાતના ચોખા નકામા. વાંસી ખાનારને કમોદ નકામી. ફલાણાને ત્યાં તો જીરાસરના ચોખા ખાય છે, મને તો એ જોવા ય ન ગમે. ખરેખર! જમાનો તો એવો જ હતો. ભાલના ઘઉં ખાનાર માળવી ઘઉંના સામું ય ન જુએ. વળી ભોગજોગે કોઈ વાર વાપરવા પડે તો તેની તેને રોટલી વણવી ન ફાવે, કે કણક પોચી કે કઠણ પડે, ઈ.

દુનિયામાં અનેક જાતના ઘઉં થાય છે, તે દરેકની કઈ કઈ સારી બનાવટો બને છે તે ગુજરાતનાં બૈરાંને રેશનિંગ વગર ન જ સમજાત. આજે તો કયા ઘઉંનો લોટ કેટકેટલું પાણી પીએ છે, તેની રોટલી વણતાં તેની કિનાર ન ભાંગે માટે કઈ કઈ સાવચેતી લેવી જોઇએ, એવું એવું ગુજરાતણ સહેજે સમજી લે છે. આજે ઘઉંની જાત તો ઠીક, પણ ક્યાં ક્યાં થાય છે, તે સુદ્ધાં શેરીના નાનાં છોકરાં ય જાણે છે. ભૂગોળમાં તો ઘણું ય વાંચેલું પણ પ્રત્યક્ષ નમૂના તો નહિ જ મળેલા. આજે તો ઑસ્ટ્રેલિયા, કેનેડા, પંજાબી, શરબતી, દાઉદખાની અને છેવટે તો તૂર્કસ્તાની ઘઉં કે લોટનાં નમૂના ય મળી આવે. ભૂગોળમાં ઘઉંના ઉત્પાદક તરીકે તૂર્કસ્તાનનું નામ જ ન મળે. ભૂગોળની એ ભૂલ રેશનિંગે જ ઉઘાડી પાડી. હજી યુક્રેનના ઘઉં બાકી રહ્યા છે. થોડી ધીરજ બાદ તે પણ આવી જશે, એવી આશા રાખવી અસ્થાને ન ગણાય.

ચોખાનું પણ તેવું જ છે. હાથછડના ચોખા ખવડાવવા રેશનિંગે કરેલો પ્રયત્ન સાચે જ સ્તુત્ય છે. અનેક જગદંબાની સ્વસ્તિ સાંભળીને પણ રેશનિંગ ખાતાએ કરેલા પ્રયત્નને હાર્દિક ધન્યવાદ ઘટે છે. કયા ચોખાને કેમ છડવા, કણકી પડે નહિ માટે કેટલા છડવા એ બધું ગુજરાતણને શીખવું પડયું છે. ગુજરાતનાં બૈરાં માથે એક દોષ છે. એ Adaptability—કેળવતા નથી એટલે કે તેઓ સંજોગોને અનુકૂળ થઇ જાણતા નથી. કલકત્તામાં જાય કે કરાંચીમાં પણ એમના ખોરાક અને તેની બનાવટમાં ફેરફાર ન પડે. રેશનિંગ ખાતાએ એ દોષમાંથી ગુજરાતણને મુક્ત કરેલ છે. જુદાં જુદાં અનાજ અને તેમની બનાવટોનું વિજ્ઞાન સમજવાની દરેકને ફરજ પાડી છે.

પરંતુ હજી ઘણું બાકી છે. કપરા અનુભવે છણછણતા છણછણતા કે કાળા બજારમાંથી વસ્તુ લાવી પોતાનું રોડવી લેતા માણસો ઘણા છે. ગમે ત્યાંથી અનાજ લાવી પૂરવું એ રેશનિંગખાતાં માટે પૂરતું નથી. રેશનિંગખાતું જાતે જ નિષ્ણાતો દ્વારા પ્રયત્ન કરી તમામ જાતના ઘઉં કે ચોખાની વાનગીઓ કેમ કેમ સારી બને, તે બનાવવા શું શું કરવું જોઇએ ઇ. ની તપાસ કરી વાનગીના નમૂના મૂકે તો એ ઇચ્છનીય ગણાય. વિશેષમાં વિશી રેસ્ટોરાં ઇ.માં તેવી વાનગીઓ પીરસાવવાનો આગ્રહ રાખી તેને લોકપ્રિય બનાવવા પણ પ્રયત્ન કરે. રેશનિંગખાતું જાતે જ એકાદ રેસ્ટોરાં ઉઘાડે તો? ઘઉં, બાજરી, જુવાર, જવ, તૂર્કસ્તાની લોટ જે જે આવી પડે તેમાંથી લોકપ્રિય વાનગી બનાવડાવે તો? રેશનિંગ-ખાતું તો ત્યારે જ દીપે કે તેનો એકાદ આવો રેસ્ટોરાં બીજાં તમામ રેસ્ટોરાંને હરીફાઇમાં પાછાં પાડી દે. પછીથી હોટલો કે રેસ્ટોરાંવાળાને કહેવાતી ઊંચી જાતના અનાજ માટે કાળા બજારમાંથી અનાજ લાવવું ન પડે. રેશનિંગના અનાજની વાનગીઓ બનાવવામાં નિષ્ણાત કારીગરોની ફોજ પણ એ ખાતું ઊભી કરે, અને જે જે પ્રદેશમાં તેવું અનાજ આપવાનું હોય ત્યાં એવી ફોજના સૈનિકો મોકલી પૂર્વભૂમિકા પહેલાં તૈયાર કરે. લોકોની એ જાતના અનાજ માટેની કૃત્રિમ માગ પણ ઊભી કરે. અને એકાદ નાટક-સિનેમાની જાહેરાતો જોઈને તેના આવવાની તારીખ માટે કેટલાંક માણસો તલપી રહે છે તેમ





હોય તો આમ જો; હું તને વચન આપું છુ : હું પાછો પારીસ જઈશ, અને એકવાર ત્યાં પહોંચ્યો એટલે તું કહેશે એટલી રકમ તને મોકલી આપીશ.'

ગરીબ કોમરેડ બિછાના તળે ભરાઈ બેઠો હતો ! હેનરી લેતાંગની તેના ઉપર ગુસ્સે થવાની હિંમત ચાલી નહિ–રખેને તે ક્રોધે ભરાયો તો ! ઊલટું, તેણે કશો અવાજ ન કર્યો અને દીવાસળી ઉપર હાથ મૂકવારૂપી શાંત ઇશારતથી જ તેનું ધ્યાન ખેંચ્યું એ બદલ તે તેનો ઋણી હતો.

પણ બીજી જ ક્ષણે કંઈક બન્યું. જેને આપણે બનાવ કહી શકીએ. હેનરી લેતાંગ પોતાના વિચારમાં આટલે સુધી આવ્યો હતો ત્યાં અચાનક, તેણે આશા પણ નહોતી રાખી એવી ક્ષણે, ઓચિંતી, અદમ્ય હૃદયની મમતાભરી દયાએ તેના અંતર ઉપર હુમલો કર્યો. આક્રમણ કર્યું.

દયાએ તેણે તેને ગળેથી પકડ્યો, તેના મોંમાં પ્રવેશ કર્યો, જાણે વહેતી ન હોય એમ તેને લાગવા માંડ્યું, તે તેનાથી ભરાઈ ગયો. એ શી રીતે આવી તેની એને ખબરે ન પડી. તે માત્ર બૂમ પાડી ઊઠ્યોઃ

"ઓ ભગવાન ! હું બચી ગયો !"

સફળતાની ખાતરી કરવા માટે તેણે ખૂબ સમય લીધો, તેણે એકએક વિગત નક્કી કરી; પોતાના પગલા ક્યાં મૂકવા તે જગ્યા પણ તેણે ચોક્કસ કરી. તેણે પોતાના મન સાથે એનો પણ વિચાર કર્યો કે મારે મારો ડાબો હાથ બિછાનાના પિત્તળના ડટ્ટા ઉપર મૂકવો. બધું તૈયાર થઇ ગયું, કશાથી ડરવાની જરૂર નહોતી. હવે—

હેનરી લેતાંગ બેઠો થયો, અને સૌથી પહેલાં એકલા એકલા બબડવાની ટેવ હોય એવા માણસની નકલ કરવા લાગ્યો. તે એકલો એકલો જ બોલતો હતો, અલબત, પણ તે ખાસ એવી રીતે કે તેના ઓરડામાં સંતાયલા બધા માણસો સાંભળી શકે. તે બોલ્યોઃ

'હું તે કેવો બેવકૂફ, મારી ચાવી તો હું બારણામાં જ મૂકી આવ્યો.'

તે ઊઠ્યો. કોઈએ ધસી આવીને તેનું ગળું પકડ્યું નહિ. પેલો બીજો માણસ જરૂર પોતાની જાતને અભિનંદન આપતો હશે કે પોતે એક ભયમાંથી બચી ગયો. તે પોતે જ્યારે ગુનો—ખૂન કરતો હોત તે જ વખતે કોઇ ચાવી ફેરવીને બારણું ખોલીને અંદર આવી પહોંચે એવું જોખમ એણે વહોર્યું હતું.

હેનરી લેતાંગે ઉતાવળ ન કરી, જેથી પેલાનું ધ્યાન ન ખેંચાય, તે બારણા સુધી ગયો: તેણે બારણું ઉઘાડ્યું. હાશ ! ચાવીની કોને પડી છે ! તેણે એવી તો બૂમ પાડી ! તેનો અવાજ પણ કેવો બુલંદ હતો !

"દોડો–દોડો ! ખૂન ! દોડો ! જલદી !'

તે બૂમ પાડી રહે તે પહેલાં તો દસ માણસો તેની આસપાસ ભેગાં થઈ ગયા. તેણે જરૂર કરતાં વધારે બૂમ પાડી હતી.

તે લોકોએ બિછાના તળેથી પેલાને શોધી કાઢ્યો. તેઓએ તેને ઘસડીને બહાર કાઢવો પડ્યો, કારણ તે ચસકતો નહોતો. જ્યારે તે ઊભો થયો ત્યારે તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો અને આંખો ચમકતી હતી. સ્ત્રીઓએ તેને માર માર્યો. હોટેલના માલિકે તેને પહેલાં કદી જોયો નહોતો. પોલીસોએ તેને હાથકડી પહેરાવી દીધી. જ્યારે તેઓ તેને લઈ ગયા, જ્યારે તે જેલખાનાને રસ્તે પડી ગયો હતો, ત્યારે પણ એકેએક માણસ ધ્રૂજતું હતું.



મૂરખા જાય છે મંદિરમાં
જૂઠા જાય છે કોર્ટમાં
માંદા જાય છે હસ્પિતાલમાં

તપાસીએ. એક માણસને પાણીમાં ડૂબીને આપઘાત કરવાનો વિચાર આવ્યા જ કરે. કેમે કર્યો તે મનમાંથી ખસે જ નહિ. તે માણસે આપેલા પ્રતિશબ્દ નીચેના કોઠામાં જણાવેલા છે.

| આપેલો શબ્દ | પ્રતિશબ્દ | સમય |
|---|---|---|
| ૧. માથું | વાળ | ૧.૪ સેકંડ |
| ૨. લીલું | ઘાસ | ૧.૬ ,, |
| ૩. પાણી | ઊંડું | ૫.૦ ,, |
| ૪. લાકડી | ચપ્પુ | ૧.૬ ,, |
| ૫. લાંબુ | ટેબલ | ૧.૨ ,, |
| ૬. વહાણ | ડૂબે છે | ૩.૪ ,, |
| ૭. પ્રશ્ન | ઉત્તર | ૧.૬ ,, |
| ૮. ઊન | ગૂંથવું | ૧.૬ ,, |
| ૯. તળાવ | પાણી | ૪.૦ ,, |
| ૧૦. માંદો | સાજો | ૧.૮ ,, |
| ૧૧. સહી | કાળી | ૧૨ ,, |
| ૧૨. તરવું | તરતાં આવડે છે. | ૩.૮ ,, |

ઉપરનો કોઠો તપાસતાં શબ્દ અને પ્રતિશબ્દ વચ્ચેનો ગાળો ( reaction time ) ૩, ૯, અને ૧૨માં વિશેષ છે, અને તે તેની માનસિક સ્થિતિનો ખ્યાલ આપી રહે છે.

વરકન્યાના પરણ્યા બાદ છાશવારે થતા છૂટાછેડાના અનેક કિસ્સાઓમાં બંને પક્ષને કંઈક આવા જ શબ્દ પૂછતા અને પ્રતિશબ્દ તપાસતાં સંખ્યાબંધ કિસ્સાઓમાં એવું જણાયું છે કે છૂટાછેડા લેનાર મોટાભાગે બંને તેજ હોય અગર બંને મંદ હોય. મરદ સ્વભાવવાળી સ્ત્રી અને સ્ત્રી સ્વભાવવાળો પુરુષ અગર તો મરદ સ્વભાવવાળા મરદ અને સ્ત્રી સ્વભાવવાળી સ્ત્રી જોડાયાં હોય એવાં લગ્નોમાં છૂટાછેડાના કિસ્સા બહુ નથી હોતા. લગ્ન થતાં પહેલાં જ પુરુષ તેમ જ સ્ત્રીના સ્વભાવની પરીક્ષા પ્રતિશબ્દ પદ્ધતિથી કરી લગ્ન કેવાં નીવડશે તે સમજી શકાય. આપણા દેશમાં આવી કોઈક વૈજ્ઞાનિક પદ્ધતિ આપણી લગ્નસંસ્થામાં દાખલ કરવામાં આવે તો !

## દુધાળાં ઢોરમાં વેતરવૃદ્ધિના પ્રયોગો

દુધાળાં ઢોર ઉછેરવાનો ધંધો હિંદુસ્તાનમાં પરાપૂર્વથી ચાલ્યો આવ્યો છે. માણસ જાત દૂધ માટે ઢોર ઉછેરતાં શીખી ત્યારથી જ સંસ્કૃતિની શરૂઆત થઈ એમ કહીએ તો અસ્થાને નહિ ગણાય. ઢોર ઉછેરવાના ધંધામાં આજ સુધી અનેક જાતના ઉપયોગી અખતરાઓ થયેલ છે. પરંતુ તાજેતરમાં આ ધંધામાં ક્રાન્તિ લાવી મૂકે એવી શોધો ચાલી રહી છે.

દૂધ માટે ઉછેરવામાં આવતી ગાય–ભેંસ.

(૧) ફર ટંકે વધારે દૂધ આપે.

(૨) નાનપણથી દૂધ આપવાનું શરૂ કરે.

(૩) લાંબો સમય સુધી દૂધ આપ્યા કરે. જલદી ઘરડાં ન થાય. એ પ્રશ્નો નજર સામે રાખીને 'આયોડેટેડ કેસીન' નામની દવા તૈયાર કરવામાં આવી છે. 'કેસીન' સામાન્ય છાશમાં હોય છે જ. આયોડીન સાથે કેસીનનું ચોક્કસ પ્રકારનું સંયોજન તે આયોડેટેડ કેસીન. આયોડીનને લઈને પ્રાણીની થાઈરોઈડ ગ્લાંડને ઉત્તેજના મળે છે, અને તેથી ગાય કે ભેંસનાં વેતર વધે છે અને તેથી તે લાંબો કાળ દૂધ આપી શકે છે. એ જ પ્રમાણે મરઘાં—બતકોના ઉપર પણ આ દવાના પ્રયોગો થઈ રહ્યા છે અને તેની મદદથી ઈંડાનું પ્રમાણ ઘણું વધતું હોવાનું જણાયું છે. હિંદુસ્તાન જેવા ખેતીપ્રધાન દેશને આ શોધ ઘણી ઉપયોગી નીવડવા સંભવ છે. આપણા ઢોરના ખોરાકમાં આયોડીનનું તત્ત્વ કેમ વધે તે સંબંધી સંશોધન કરવાની જરૂર છે.

## વનસ્પતિ સંકર (Plant Hybirds)

વનસ્પતિ સંકર એટલે બે વનસ્પતિનો સંકર કરી તેમાંથી જોઈતી મિશ્રજાતિ ઉત્પન્ન કરવાની ક્રિયા.

પ્રત્યેક વનસ્પતિ બીજમાં નીચેના મુખ્ય અંગો હોય છે. ઉપરનું પડ, ગર્ભ અને ગર્ભનો ખોરાક. બીજને વાવીએ ત્યાર બાદ તે મૂળ નાખે. ફૂટયા પછી





જનતા પણ એ નવી જાતના અનાજ માટે તલપી રહે.

ઘઉં, ચોખા કે જાર—બાજરીના dietacticsના નિષ્ણાતોએ કરેલાં પૃથક્કરણના આંકડાઓના ટેબલોની નોંધ અહીંતહીં, વિજ્ઞાનને લગતા પ્રદર્શનો ઈ. માં મળે છે. પણ તે કઇ જાતના ઘઉં કે બાજરી ઇ. નો નિર્દેશ તેમાં હોતો નથી. રેશનિંગખાતું જે જે જાતનું અનાજ આપવા માગે તેનું પૃથક્કરણ કરાવી તેમાં કેટકેટલી કઈ કઈ ચીજ છે તેના કોઠા દરેક રેશનિંગની દુકાનમાં ચોડાવે. વળી જનતાને નવી જાતનું અનાજ આપતાં કેટકેટલી કેલરી, પ્રોટેન, વીટામીન ઇ. ની ખોટ પડશે અને તે વગર રેશનિંગની કઈ કઈ ચીજોથી પૂરી શકાય તે પણ દુકાને દુકાને ચોડાવે. યુદ્ધના કપરા કાળમાં પણ તેમાં સંડોવાયેલા અન્ય દેશોએ પ્રજાકીય તંદુરસ્તી સાચવવા અને ટકાવી રાખવા આવું કામ કરેલું છે. હિંદમાં શા માટે એ ન થઇ શકે?

## કસોટીની પરંપરા

જેણીતી ભૌતિક રાશિનું માપ કાઢવા જુદાં જુદાં એકમો શોધાયાં છે અને તે મુજબ માપનું કામ ચાલે પડતું જાય છે. અનેક રાશિ માટેનાં માપ શોધવા વૈજ્ઞાનિકોએ ઠીક ઠીક જહેમત ઉઠાવી છે. પરંતુ ભૌતિક વિષયો ઉપરાંત 'માપણી'નું ક્ષેત્ર વધતું જાય છે. બુદ્ધિની માપણીની જ વાત કરીએ. પાંચ વર્ષનું સામાન્ય બુદ્ધિવાળું બાળક અમુક અમુક હકીકતો જાણે જ. છ વર્ષનું, સાત વર્ષનું ઈ. દરેક બાળકો સામાન્ય રીતે જાણતા હોય તેવા પ્રશ્નો બાળકોને પૂછવામાં આવે. સાત વર્ષની ઉંમરનું બાળક નવ વર્ષના બાળક માટેનાં પ્રશ્નના ઉત્તરો સાચા આપે તો તેની બુદ્ધિનું માપ $\frac{૯ \times ૧૦૦}{૭}$ ગણાય. અંગ્રેજીમાં આ માપને intelligence quotient કહે છે. ૧૨ વર્ષનું બાળક ૯ વર્ષના બાળક માટે નક્કી કરેલા પ્રશ્નોના ઉત્તરો જ આપી શકે તો તેની બુદ્ધિનું માપ $\frac{૯\times૧૦૦}{૧૨}$=૭૫ આવે. શિક્ષણમાં નબળી બુદ્ધિવાળાં બાળકોને છૂટા પાડવાં બુદ્ધિમાપનનો ઉપયોગ કરવામાં આવે છે અને જેનું માપ ૭૫થી ઓછું આવે તેને ખાસ શાળામાં મૂકવામાં આવે છે. તેવી શાળામાં શીખવવાના વિષયો પણ તેની બુદ્ધિમાં ગ્રાહ્ય હોય એવા જ રાખવામાં આવે છે. આ થઇ બુદ્ધિના માપની વાત. ઉપરાંત વિદ્યાર્થી દરેકેદરેક વિષયમાં કેટકેટલો પાવરધો છે તે માપવા માટેના પ્રશ્નો પણ હોય છે. તેને અંગ્રેજીમાં achievment test કહે છે. આ ઉપરાંત વ્યક્તિત્વ વિકાસની માપણી (personality test) અને દરેક વ્યક્તિ કયા કયા ધંધા કે કારીગીરીને અપનાવી શકે તે માટેના vocational tests પણ શોધાયા છે. જીવતાજાગતા માણસની કસોટીનું કામ આટલેથી જ પૂરું નથી થતું. તેણે અનેક (કસોટીની પરંપરામાંથી) પસાર થવું પડે છે.

છેવટે આવે છે વરકન્યાની પરસ્પર લાયકાત માટેની કસોટી. આપણી ઘણી ન્યાતોમાં વરકન્યાના જન્માક્ષર મેળવવાનો રિવાજ છે. લગ્ન માટે વરકન્યાની પરસ્પર યોગ્યતા ઉપરાંત જન્માક્ષર મળતા હોય તો તે લગ્ન સુખી નીવડે એવી માન્યતા છે. પશ્ચિમમાં લગ્નની પરસ્પર લાયકાત માટેના test એ જન્માક્ષરના નહિ પણ word-reactionના (પ્રતિશબ્દ પદ્ધતિ) છે. word-reaction પદ્ધતિ શું છે તેનો જરા વિચાર કરી લઈએ. એ પદ્ધતિ શોધવાનું માન જાણીતા માનસશાસ્ત્રી ડૉ. Jungને ફાળે જાય છે. આપણે કોઈને એક શબ્દ કહીએ અને તે સાથે જ તેના મનમાં પ્રતિધ્વનિરૂપે ઊઠતો જે શબ્દ હોય તે સામો માણસ કહે. આપણે આપેલો શબ્દ અને સામાએ આપેલા શબ્દ એ બે તપાસતાં ઉપરથી તેના મનનાં કેવા કેવા લઢણો છે તેનો ખ્યાલ પામી શકાય. બીજું આપણે શબ્દ બોલીએ અને સામો માણસ પ્રતિશબ્દ આપે તે બે વચ્ચે કેટલો સમય જાય છે તે સમયની નોંધ પણ લેવી જોઇએ. જે જે શબ્દ માટે સામા માણસના મનમાં માનસિક ગૂંચ હશે તે તે શબ્દનો પ્રતિશબ્દ મળતાં વધારે વિલંબ થશે. આ બાબતમાં જંગ અને પીટરસને આપેલો કિસ્સો

શકશે. ભેજ, ઉષ્ણામાન, રોગ, તાપ, તેજાળીપણું છે ને સહન કરી શકે તેવા સશક્ત છોડ ઉછેરી શકાશે. બગીચામાં ઓછી જગા રોકી વધારે સુંદર લાગે તેવા ફૂલછોડ ઉછેરવા શકય બનશે.

આપણા દેશમાં આ જાતના અનેક અખતરા થઈ રહ્યા છે. લાંબા રેસા આપે એવા કપાસ શેરડી, ચોખા, ઘઉંની જુદી જુદી સંકરજાતો આ રીતે તૈયાર કરવામાં આવી છે.

આ પ્રયોગો આપણા ખેતીપ્રધાન દેશને વિશેષ ફળદાયી નીવડવા સંભવ છે.

## આપણા દેશમાં વીજળિક શક્તિની ખીલવણી

હિંદુસ્તાન વિશાળ દેશ છે : અમેરિકાના સંયુક્ત રાજ્યો કરતાં અડધો, અને સોવિયેટ રશિયાના કરતાં એક પંચમાંશ જેટલો તેનો વિસ્તાર છે. પરંતુ વસ્તીનાં હિસાબે આપણી સંખ્યા અમેરિકા કરતાં અઢીગણી અને રશિયા કરતાં સવાબે ગણી છે.

કોઈ પણ દેશની ખીલવણી ઉદ્યોગોમાં અને સામાન્ય રીતે વપરાતી વીજળિક શક્તિના માપ વડે આંકવામાં આવે છે. આ ધોરણે આપણા દેશની પ્રગતિ સાવ નજીવી છે. ૧૯૪૫માં આપણી વીજળીની ૪ અબજ યુનિટ કરતાં વધારે હતી : એટલે વસ્તીના જણ દીઠ આશરે ૧૦॥ યુનિટ થયા. આ આંકડાને ઉદ્યોગોમાં આગળ વધેલા નીચેના દેશો સાથે સરખાવો :

અમેરિકા—૧૫૪૦ યુનિટ માથાદીઠ વપરાશ
ઇંગ્લંડ — ૮૦૬ યુનિટ માથાદીઠ વપરાશ
રશિયા — ૩૦૦ યુનિટ માથાદીઠ વપરાશ.

આની સાથે સરખાવતાં કયાં આપણા ૧૦॥ યુનિટ ! !

અત્યારની વચગાળાની સરકાર આ પરિસ્થિતિથી વાકેફ અને વીજળિક શક્તિના ઉત્પાદનની ખીલવણી કરવા માટે બનતા પ્રયાસો કરી રહી છે.

દેશની ઔદ્યોગિક અને ખેતી વિષયક ખીલવણીને બરાબર સમતોલ રાખવી જોઈએ એમ વચગાળાની સરકાર માને છે. અત્યારે ખેતીની ખીલવણીનો અતિરેક છે. એમ એકલી ઔદ્યોગિક ખીલવણી થયા કરે એ પણ ઇચ્છવા જેવું નથી. બંને વચ્ચે પ્રમાણ સચવાવું જોઈએ.

હિંદના અન્ય વિભાગો કરતાં દક્ષિણ મધ્ય બિહારના ભાગમાં ખાસ કરીને કુદરતી લોહના ખનીજ, કોલસો, બોક્સાઈટ, [ એલ્યુમીનિયમનું ખનીજ ] ચૂના પથ્થરો ઇત્યાદિ ઉપયોગી કાચો માલ નીકળે છે. વીજળિક શક્તિ પેદા કરવાની શકયતાઓ પણ ઘણી છે. આવું સંયોજન ત્યાં થયેલું છે. એટલે તે પ્રદેશ મોટા ઉદ્યોગોની ખીલવણી માટે યોગ્ય ભૂમિકા પૂરી પાડે છે. અત્યારે જે વીજળિક શક્તિ ત્યાં પેદા થાય છે તે ઉપરાંત પાંચ લાખ કીલોવૉટ નવી વીજળી પેદા કરવાનું ત્યાં સહેલાઈથી થઇ શકે એમ છે. અત્યારે અખિલ હિંદનાં બધાં વીજળી–ઉત્પાદક મથકો જેટલી શક્તિ પેદા કરે છે તેનો આ એક તૃતીયાંશ હિસ્સો થયો.

આપણા દેશમાં ધોધના પાણીમાંથી વીજળી ઉત્પાદન પરત્વે શું પરિસ્થિતિ છે તે સંબંધી કોઇ તપાસ કરવામાં આવી નથી. આવી તપાસ માટે પગલાં લેવાઈ રહ્યાં છે. દરમિયાન એમ માની લો કે બે ત્રણ કરોડ કીલોવૉટ શક્તિ આ રીતે આપણને મળશે. આ શક્તિની ખીલવણીમાં થોડીક મુશ્કેલીઓ આવેલી છે. આપણે ત્યાં વર્ષાઋતુ એકસરખી નથી. આખા વર્ષ દરમિયાન એકસરખો વરસાદ પડતો નથી. વરસાદ પર તો આપણો કાબૂ નથી, પણ મોટી નદીઓના પ્રવાહ આડા યોગ્ય સ્થળે બંધ બાંધીને પાણી સંઘરી રાખી વર્ષ દરમિયાન જોઇએ ત્યારે ઉપયોગમાં લઈ શકાય એવી યોજના થવી જોઇએ. પણ ધારો કે એક વર્ષ દુકાળ પડયો ! એટલે આવી યોજના સાથે કોલસા તેલ ઇત્યાદિ બાળીને મળતી શક્તિ વડે વીજળીનું ઉત્પાદન થાય એવી સગવડ કરવી રહી. આ સંયુક્ત નવા મથકો સ્થાપવાનો ખૂબ અવકાશ છે. પણ સંતોષકારક આર્થિક પરિણામો લાવવા આ પરત્વે





ઉપરનાં લીલાં પાન ન બેસે ત્યાં સુધી તે ઊગતો છોડ પોતાનો ખોરાક બનાવી શકે નહિ. તેથી તે છોડને પાંદડા બેસે ત્યાં સુધી છોડને ચાલે તેટલો ખોરાક બીજમાં સંઘરેલો હોય છે.

જુદી જુદી વનસ્પતિના સંકરમાં ઘણીવાર સંકર સફળ થાય છે. પણ સંકરને પરિણામે પાકેલાં ફળોનાં બી ઊગતાં નથી. આથી તેવી જાતનાં ફળો મેળવવા 'સંકર ક્રિયા' દર વખતે કરવાની જરૂર પડે છે. આમ બનવાનાં અનેક કારણો હોય છે. પણ મુખ્ય કારણ એ હોય છે કે સંકરફળોનાં બીજમાં પૂરતો ખોરાકનો સંઘરો થતો નથી. એ બીજનો ગર્ભવિકાસ ખોરાકના અભાવે થતો નથી અને તે મરી જાય છે. ગર્ભ મરી જવાને કારણે તેના બીજ ફૂટતા નથી.

આમ ન બને તે માટે બીજ પાકે તે પહેલાં જ તેને ફળમાંથી છૂટું પાડી તેને યોગ્ય પોષકમિશ્રણમાં વિકસાવવામાં આવે છે. સામાન્ય રીતે બીજના સાતમા ભાગનો વિકાસ થાય ત્યારે તેને ફળમાંથી કાઢી લેવામાં આવે છે.

આ ફળને જંતુશુદ્ધ કરેલા ચપ્પાથી કાપી, અને તેને જંતુશુદ્ધ રકાબીમાં ઢાંકી મૂકવામાં આવે છે. તેના એક કાચા બીજનું બહારનું પડ કાઢી નાખી તેમાંથી ખોરાકવાળો ભાગ પણ કાઢી નાખવામાં આવે છે અને ફક્ત ગર્ભનો જ ભાગ છૂટો પાડવામાં આવે છે. આ દરમિયાન ગર્ભને નુકસાન પહોંચે નહિ તેની કાળજી રાખવામાં આવે છે અને તેને ચેપ લાગે નહિ માટે બુરખો પહેરીને વિજ્ઞાની સૂક્ષ્મદર્શક નીચે બીનચેપી સંયોગોમાં આખી શસ્ત્રક્રિયા કરે છે. ટમેટા જેવા ફળોમાં ગર્ભભાગ ટાંકણીના મથાળા કરતાં ભાગ્યે જ મોટો હોય છે. આ ક્રિયા કરવા લોઢાના ચપ્પા કરતાં વળી શકે તેવાં કાચના ચપ્પા વધારે અનુકૂળ માલૂમ પડ્યાં છે.

કાચા ફળમાંથી લીધેલું કાચું બી ભેજવાળું અને ચીકણું હોય છે. ગર્ભને છૂટો પાડ્યા બાદ ૮ ઘન સેંટીમીટર પોષક દ્રવ્ય (Agar)માં રાખવામાં આવે છે. પોષક દ્રવ્યમાં સાકર યીસ્ટ અને ઓછાવત્તા પ્રમાણમાં ક્ષારો હોય છે.

બીજને કોઈ પણ પ્રકારનો ચેપ ન લાગે એ હેતુથી પ્રયોગ કરનાર અલ્ટ્રાવાયોલેટ કિરણના વાતાવરણમાં કામ કરે છે. જો ઉછેરવાના મિશ્રણવાળી રકાબીને ફુગ વળે કે બીજી કોઈ જીવાત વળગે તો પદાર્થ નકામો જાય છે. ગર્ભ ઉછેરવા ૭૮° નું ઉષ્મામાન કેટલાક દિવસ સુધી જાળવવું પડે છે. ગર્ભના મૂળ વિકાસ પામે અને લીલાં બીજપત્રો દેખાય ત્યાં સુધી આવા ઉષ્મામાનની જરૂર પડે છે. ત્યાર પછી તેને પોષકમિશ્રણની જરૂર પડતી નથી.

ગર્ભપોષક, દ્રવ્યમાંથી છોડને ઊંચકી માટીમાં રોપવામાં આવે ત્યારે ગર્ભના જીવનમરણનો પ્રશ્ન રહે છે. sterile બાગમાટી, ગોરાડુ, glass beads એ બધાનો સફળ રીતે ઉપયોગ થઈ શકે છે. પોષક દ્રવ્યમાંથી ઊંચકી માટીમાં છોડને રોપવાનું કામ પણ ultra violet કિરણથી કરવામાં આવે છે. માટીમાં રોપ્યા પછી બે દિવસ પોષક દ્રવ્ય જ માટીને પાવામાં આવે છે. આમ કરવાથી જીવનરસને લાગતા shockનું પ્રમાણ ઘણું ઓછું રહે છે. જો કાચના મણકા ઈ.નો ઉપયોગ કરવામાં આવ્યા હોય તો ખનીજ પોષક દ્રવ્યો આપવા પડે છે. ખરડિયા અને કાચના મણકા ફક્ત મૂળને ફેલાવામાં મદદ કરે અને આધાર આપે એટલું જ. ઊછરતા છોડ ઉપર દસ દિવસ સુધી કાચનું પવાલું ઢાંકવામાં આવે છે. પછી પવાલું લઈ લેવામાં આવે છે અને છોડ કુદરતી સંયોગોમાં વિકાસ પામતો રહે છે.

આ પદ્ધતિએ નવી નવી જાતનાં ફળો, શાકભાજીઓ, ફૂલો ઉગાડવાં શકય બનશે. બીજું આમ કરવાથી ફળ પરિપકવ થઈ રહે અને ત્યાર બાદ તેના બીને આરામ આપવાનો વખત મળી રહે પછી જ વવાય એવું બનશે નહિ.

જુદા જુદા વનસ્પતિ સંકરને માટે વખત ઓછો જોશે અને તેથી ઓછા સમયમાં પ્રયોગો વધારે થઈ

# પંચવર્ષી યોજનાઓ

પી. શ.

સ્વરાજ આવ્યું, એ આવ્યું એમ તો સૌ કોઇ કહે છે. સ્વરાજ આવ્યું છે એમાં શંકા નથી. આવ્યું છે તે રહેવાનું છે એમાયે હવે શંકા નથી, બ્રિટિશરો તો જશે.

પણ બ્રિટિશરો જશે ને સ્વરાજ આવશે પછી ? પછી શું ખાશું પીશું અને રાજ કરશું ? અર્ધી સદી ઉપરાંતની કોંગ્રેસની લડતની વારતા ત્યાં પૂરી થાય છે ? બ્રિટિશ વાઇસરોયને બદલે દેશી રાષ્ટ્રપ્રમુખ અને વિલાયતી ગવર્નરોને ઠેકાણે દેશી પ્રધાનમંડળો બેસી જાય એટલે પતી ગયું ?

ના, એવું સુદ્દલ નહિ ! જો એનું નામ જ સ્વરાજ હોય તો તો આટલા બધા વર્ષો લડવાનો કાંઇ અર્થ નહોતો. આટલા ભવ્ય બલિદાનો એળે ગયાં ગણાય.

સ્વરાજ એ સાધ્ય નથી સાધન છે. આપણા રાષ્ટ્રના છેવટના ધ્યેયની એ ચાવી છે. સ્વરાજ આવ્યા પછી આપણા દેશની રાજકીય, આર્થિક અને સામાજિક ઉન્નતિ ન થાય તો પછી એ સ્વરાજનો અર્થ શો ?

અને એ બધું કેમ થાય ? અત્યાર સુધી આપણા યુવાનો લડતા હતા. હવે આપણે રાષ્ટ્રઘડતરનું કામ કરવાનું આવ્યું. આઝાદી માટેની લડતે આપણી પાસેથી જેટલાં સ્વાર્પણ અને બલિદાન માગ્યાં એટલાં જ પ્રમાણમાં રાષ્ટ્રનું નવનિર્માણ આપણી પાસે ભોગ માગે છે.

લડતે તો પાયો પૂર્યો છે, ઇમારત ચણવી તો હજુ બાકી છે.

પણ અત્યાર સુધી આ દિશામાં શું કરવું જોઇએ એ વિષે આપણે કદી વિચાર્યું નથી. આપણને એવું વિચારવાની તક પણ મળી નહોતી. પણ હવે રાષ્ટ્રના સુસંચાલનની જવાબદારી આપણી ઉપર આવે છે. અણુયુગની દુનિયા વિરાટ પગલાં ભરતી દોડયે જાય છે. એની કૂચ સાથે આપણે પણ કૂચ કરવી પડશે. અરે વખત આવ્યે એ શરતમાં મોખરે નીકળી જઇ વિશ્વનેતૃત્વ પણ સ્વીકારવું પડશે.

પણ દુનિયા તો ઘણી આગળ નીકળી ગઇ છે. આ શરતદોડમાં આપણે એને આંબી જવું અને એના કદમ સાથે કદમ મિલાવવા અને વખત આવ્યે એથીયે આગળ નીકળી જઇ દુનિયાના પીડિત દેશોનું નેતૃત્વ લેવું એ વાત આપણે ગળે ઊતરે એવી નહિ લાગે.

કામ ભગીરથ છે. ઘણું જ કપરું છે. છતાં એ દિશામાં પ્રયાણ કર્યા વગર છૂટકો નથી. પ્રજા તરફથી વ્યક્તિગત રીતે તો આ દિશામાં પગલાં લેવાશે. પણ આપણી સરકારે આ દિશામાં શું પગલાં ભર્યાં છે, હવે પછી શું પગલાં ભરશે—એ સવાલો પણ આપણા મનમાં ઊઠે છે.

આ દિશામાં સરકાર પણ જે કાંઈ શક્ય એ પગલાં ભરવાનું ચૂકી નથી. એ બધાથી આપણે હવે તો વાકેફ રહેવું પડશે. સરકારનાં એ કાર્યો આપણને પસંદ હોય તો તે આપણે વધાવી લેવાં પડશે. એમાં ભૂલો કે ખામીઓ હશે તો આપણે સરકારને આંગળી ચીંધીને બતાવીશું પણ ખરાં. પણ એ બાબતમાં આપણે હજુ જરા બેફિકર છીએ. સરકાર તરફથી લેવાતાં પગલાં તરફ જે બેદરકારીથી જોવા આપણે ટેવાયેલાં છીએ. એ ટેવ હજુ આપણામાંથી છૂટી નથી. પણ હવે આપણે એ દિશામાં વિચારતા થવું જ પડશે.

તા. ૨૬ ઓકટોબર ૧૯૪૬ના રોજ મધ્યસ્થ સરકારે એક યાદી બહાર પાડી એક 'એડવાઇઝરી પ્લેનિંગ બોર્ડ'ની સ્થાપના કરી. મધ્યસ્થ સરકારે આ અગાઉ નીમેલી 'નેશનલ પ્લેનિંગ કમિટી' એ તૈયાર કરેલી યોજનાઓ અને તે ઉપરાંત પ્રાંતિક સરકારોએ અને દેશી રાજ્યોએ કરેલી યોજનાઓનો અભ્યાસ કરી તેમાં સુધારાવધારા કરવા યોગ્ય હોય તો તે સૂચવવા, કઇ યોજનાઓને પ્રથમ પસંદગી આપવા જેવું છે તે સૂચવવા અને રાષ્ટ્રીય નિયોજનની દ્રષ્ટિએ કયા પ્રકારનું સરકારી વ્યવસ્થા તંત્ર યોજવું જરૂરી છે એ વિષે અભિપ્રાય આપવાનું કામ આ સલાહકારી પંચ (એડ. પ્લે. બોર્ડ) ઉપર નાખવામાં આવ્યું હતું. આ પંચને પોતાનો અહેવાલ બે માસમાં રજૂ





વિશેષ સંશોધનની જરૂર છે.

દખ્ખણના મહાન પ્રદેશની સરહદ પર ધોધમાંથી વીજળી શક્તિ પેદા કરવાની ખીલવણી આશાસ્પદ છે. પશ્ચિમઘાટની ૧૫૦૦—૧૮૦૦ ફૂટની ઊંચાઈએથી પાણી વહેવડાવીને વીજળી ઉત્પન્ન થાય છે. અને એક જગ્યાએ તો ૩૦૦૦ ફૂટની ઊંચાઈએથી પાણી પડે છે. હિંદની ઉત્તર તરફ પણ આવી શક્યતાઓ પુષ્કળ છે. નેપાલ અને ટિબેટમાંથી નીકળેલી નદીઓ બારેમાસ પાણીથી ભરપૂર રહે છે. હિમાલયના બરફના પાણી તેને સતત મળ્યા કરે છે. આ નદીઓ હિંદની સપાટ ભૂમિ પર ઊતરે છે. સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા અને તેની શાખાઓ આ ઊંચા પ્રદેશમાંથી નીકળે છે. હિમાલયની ખીણોમાં આ મહાનદીઓના પાણી સંઘરી શકાય અને જરૂર પડયે છોડી શકાય એવા બંધો બાંધવાની જરૂર છે, જેથી વીજળી ઉત્પન્ન કરી શકાય. આ કાર્ય માટે હજુ વર્ષો લાગશે.

અનેક મુશ્કેલીઓ છતાં, વીજળીના વિશેષ ઉત્પાદન માટે યોજનાઓ વિચારાઈ રહી છે. અને એકાદ દશકામાં આ દિશામાં ખૂબ ખીલવણી થશે. આ યોજનાઓનો ફાયદો ખેતીને પણ મળશે. વીજળી ઉત્પન્ન થયા પછી પાણીનો નીકાલ લાવવા નહેરોની યોજના પણ કરવામાં આવી છે. આથી વરસાદની અનિશ્ચિતતાના કારણે પડતા દુષ્કાળો ઓછા થવાનો સંભવ છે.

એમ ટીકા કરી શકાય કે બીજા દેશોની સરખામણીમાં ઉપરની યોજના તુચ્છ લાગે છે. અમેરિકા ૫ કરોડ કીલોવોટ વીજળી ઉત્પન્ન કરે છે. રશિયા ૧૯૫૦ સુધીમાં ૨ કરોડ ઉપર ઉત્પન્ન કરશે અને ઇંગ્લંડમાં સવા કરોડ કીલોવોટ ક્યારનાય પેદા થાય છે. આ આંકડા નિર્વિવાદ છે. પણ હિંદની રાષ્ટ્રીય સરકાર હાથ જોડીને બેસી રહી નથી. અનેક યોજનાઓ ઘડાય છે.



## રેલ્વે—અહેવાલ

૧૯૪૫-’૪૬ના વર્ષ દરમિયાન સરકાર હસ્તકની રેલ્વેયોને લગભગ બે અબજ ને છત્રીસ કરોડ રૂપિયાની આવક થઇ અને એક અબજ ને પિસ્તાલીસ કરોડનો ખર્ચ થયો છે. આગલા વર્ષ કરતાં આવકમાં નવ કરોડ રૂપિયાનો વધારો થયો છે અને ખર્ચ પણ લગભગ બાવીસ કરોડનું વધ્યું છે.

હિંદુસ્તાનની બધી ૮ રેલ્વેઓમાં મળીને એ વર્ષ દરમિયાન કુલ એક અબજ મુસાફરોએ લગભગ એકતાલીસ અબજ માઇલની સફર કરી હતી.



## મોંઘવારી

ઉદ્યોગોને ઉપયોગી એવા જથ્થાબંધ કાચા માલના ભાવનો આંક ૧૯૩૯ના ઓગસ્ટમાં ૧૦૦ હતો તેમ ગણીએ તો ૧૯૪૭ના ફેબ્રુઆરીની ૧લીએ પૂરા અઠવાડિયે એ ૩૫૩.૮ હતો, અને તે આગાઉ એક અઠવાડિયે ૩૪૮.૧ હતો.





કરવાનો હતો.

તેના સભ્યોમાં શ્રી. કે. સી. નિયોગી, પ્રો. મેઘનાદ શહા, નવાબ અલિનવાઝજંગ, શ્રી. ગગનવિહારી એલ. મહેતા, ડૉ. ઝકીરહુસેન, શ્રી. શુંઆઇબ કુરેશી, પ્રૉ. કે. ટી. શાહ, શ્રી. શાન્તિસ્વરૂપ ભાટનગર, શ્રી. નઝીર અહમદ, એચ. કે. કૃપલાની, શ્રી. એસ. એ. વેંકટરામન, શ્રી. વી. નરહરી રાવ, શ્રી. ફીરોઝ ખારેઘાટ અને શ્રી. ઈ. પી. મૂન હતા.

આ પંચનું કામ નવી યોજનાઓ ઘડવાનું નહિ પણ જે કાંઈ યોજનાઓ તૈયાર હોય તેનો અભ્યાસ કરી તેના ઉપર પોતાનો અભિપ્રાય આપવાનું હતું. એથી એમણે (૧) મધ્યસ્થ સરકારે ઘડેલી યોજનાઓ, (૨) પ્રાંતિક સરકારોએ ઘડેલી યોજનાઓ અને (૩) દેશી રાજ્યોએ ઘડેલી યોજનાઓ જે કાંઈ હતી તેનો અભ્યાસ કરવો શરૂ કરી દીધો.

આ ઉપરાંત પ્રૉ. કે. ટી. શાહની નેશનલ પ્લેનિંગ કમિટીના કામ ઉપરની નોંધ, મુંબઇ યોજના, પીપલ્સપ્લાન, ગાંધીઅન પ્લાન, અને સર એમ વિશ્વેશ્વરૈયા હિંદની યુદ્ધાંત પુનર્રચના વિષેની યોજનાઓનો પણ અભ્યાસ કર્યો. અને પછી છેવટે તેના ઉપર અભિપ્રાય આપતો છેવટનો અહેવાલ રજુ કર્યો.

પ્રાંતિક સરકારોની યોજનાઓમાં ખેતી, ઉદ્યોગો, કેળવણી, આરોગ્ય, વ્યવહાર માર્ગો. વીજળીકબળનું ઉત્પાદન–એવી વિધવિધ વિષયો પરની છૂટીછવાઈ ઘણી યોજનાઓ હતી. જેમાં ખેતી, નહેરો, અને વીજળીકબળ ત્રણેને આવરી લેતી પ્રાંતવાર વિવિધ યોજનાઓ નીચે મુજબ હતી.

| યોજના | પ્રાંત | કેટલા એકર | કેટલું વીજળીબળ |
|---|---|---|---|
| તુંગભદ્રાની યોજના | નિઝામનું રાજ્ય ને હૈદ્રાબાદ | એનરોને પાણી પૂરું પાડવાની ધારણા 3,00,000 | ઉત્પન્ન કરવાની ધારણા ૧,૨૦,૦૦૦ |
| મહાનદીની યોજના | મધ્ય પ્રાંત અને ઓરિસ્સા | ૨૫,૦૦,૦૦૦ | ૨,૦૦,૦૦૦ |
| દામોદર નદીની યોજના | બંગાળ અને બિહાર (પણ આ યોજનાની જવાબદારી મધ્યસ્થ સરકારની છે | ૮,૦૦,૦૦૦ | ૩,૦૦,૦૦૦ |
| કોશીનદીની યોજના | નેપાળ અને બિહાર | ૩૦,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ |
| રિહનાદ બંધ યોજના | સંયુક્તપ્રાંત બિહાર અને મધ્ય પ્રાંત સાથે કેટલાંક રાજ્યો | (આંકડા નક્કી કરાયા નથી) | ૨,૫૦,૦૦૦ |

વિદ્યુત બળ એ આ જમાનાનું બાજરુંભૂત છે. એ વિના રાષ્ટ્રનો ઔદ્યોગિક વિકાસ સાધવો લગભગ અશક્ય થઈ પડે એટલું નહિ પણ છૂટથી થવા લાગ્યો છે.

આ વિષયમાં વિધવિધ પ્રાંતો અને મધ્યસ્થ સરકારની યોજના મળીને ૬૬) કરોડ રૂપિયાનો ખર્ચ કરવાનો અડસટ્ટો બાંધવામાં આવ્યો છે.

આ યોજનાઓ દ્વારા હિંદની જે વીજળીક શક્તિ ૧૯૪૬માં બ્રિ. હિંદમાં ૧૧,૭,૮૦૦ કિલોવૉટ અને દેશી રાજ્યોમાં ૧,૪૬,૬૦૦ કિલોવૉટ છે તેમાં ૧૯૫૦ સુધીમાં ૯,૮૦,૦૦૦ કિલોવૉટ શક્તિનો વધારો થવાનો ધારવામાં આવ્યો હતો.

આમાં પણ:

| | |
|---|---|
| બ્રિ. હિંદમાં સરકારી યોજનાઓ દ્વારા | ૪,૨૦,૩૦૪ કિ.વૉ. |
| ,, ,, વીજળીક કંપનીઓની યોજનાઓ દ્વારા | ૩,૩૬,૨૬૮ ,, ,, |
| અને દેશી રાજ્યોની યોજનાઓ દ્વારા | ૨,૨૩,૮૦૦ ,, ,, |
| કુલ | ૯,૮૦૩૫૦ કિ.વૉ. |

ની શક્તિ વધશે એમ ગણવામાં આવ્યું હતું.

"પરન્તુ આ આંકડા તો માત્ર ખોરાકની પરિસ્થિતી રજૂ કરે છે અને રૂ, શણ, બીજી ખેતીની પેદાશ, અને જંગલની પેદાશની વાત તો અલગ જ રહી.

"આ જોતાં આવતા પાંચ જ વર્ષની અંદર આટલા ઊંચા ધોરણને પહોંચી વળવું શકય નથી. છતાં ખેતીખાતું આની ૧૯૫૧–૫૨ના અરસામાં દર વર્ષે ૪૦ લાખ ટન વધારાના અનાજનું ઉત્પાદન કરવાની આશા સેવે છે. અંદર દેશી રાજ્યોમાંથી ૧૦ લાખ ટન અનાજ વધારવાની યોજનાનો સમાવેશ થઈ જાય છે. પણ એટલું થતાં વધતી જતી વસતીના પ્રમાણમાં અનાજનું પ્રમાણ કદમ મિલાવી શકે તેમ થાય તેટલું જ છે. એટલે પોષણની દૃષ્ટિએ આ ધ્યેય દેખીતી રીતે જ અપૂરતું છે. એથી વધુ ઊંચું ધ્યેય સાધવાનું વ્યવહારુ રીતે શકય છે કે નહિ એ કહી શકાય તેમ પણ નથી. અને આ પણ માત્ર કાગળો પર રહેલું ધ્યેય છે. કારણ કે પ્રાંતોએ એ ધ્યેયને પહોંચી વળવા ચોક્કસ યોજનાઓ ઘડી રહે સ્વીકારી પણ નથી. પ્રાંતિક સરકારોએ એમની પંચવર્ષી યોજનાઓમાં ઘણી વિવિધ ખેતીવિષયક યોજનાઓનો સમાવેશ કર્યો છે. એમાંની કેટલીક તો ઘણી જ સુંદર યોજનાઓ છે; પરન્તુ એ યોજનાઓ સમસ્ત દેશની ખેતીની પ્રગતિને આવરી લેતી યોજનાઓ છે એમ કહી શકાય નહિ, અને તે બધી યોજનાઓ દ્વારા દેશનું ઉત્પાદન અમુક નિયત પ્રમાણમાં વધી શકશે એમ પણ કહી શકાય નહિ.

"એ માટે અમે સૂચવીએ છીએ કે દરેક પ્રાંતને અને દરેક દેશી રાજ્યને વિનંતિ કરવી જોઈએ કે; તેઓ સમસ્ત હિંદના ૪૦ લાખ ટન અનાજ વધારવાના ધ્યેયને પહોંચવા માટે લેવાવા જોઈતાં પગલાંનું પ્રમાણ નક્કી કરી આપે, એ પ્રમાણે તે યોજનાઓ કરે અને આવતા પાંચ વર્ષમાં ચોક્કસ પ્રમાણમાં ગણી શકાય એવો ઉત્પાદનનો વધારો સાધી બતાવે.

"આ ધ્યેયને પહોંચવા માટે આખા દેશના ગ્રામ્ય વિસ્તારમાં છૂટાછવાયાં નાનાં મોટા સાહસો યોજવા પડશે અને એ માટે કરોડો ખેડૂતોનો સહકાર પણ સાધવો પડશે. આવી યોજનાઓમાં કૂવાઓ ગળાવવા, પંપો મૂકવા, તળાવો ખોદાવવા અને સુધારવા, નહેરો અને બંધો બાંધવા અને જમીનના ધસારાને અટકાવવાની યોજનાઓ આવી જાય છે એ અમારા ધ્યાનમાં છે. સાથે સાથે ખાતર પૂરું પાડવું, બી સુધારવું, ઢોર અને ખેતીના સાધનો વધારવા વગેરેને માટે પણ વ્યવસ્થા કરવી જ પડશે.

"આ માટે હકીકતો ભેગી કરવી, કયા કયા કામો અને સગવડો શેમાં કરવાના છે તેની વિગતવાર મોજણી કરવી એટલું કામ જ ઘણી મહેનત અને ખર્ચ માગી લેશે. અને એ પતાવ્યા પછી પણ જરૂરી સાધનો એકઠાં કરવાનું અને જરૂરતને સ્થળે તે પૂરાં પાડવાનું અને તે યોગ્ય રીતે ઉપયોગમાં લેવાય છે કે નહિ તે જોતાં રહેવાનું કામ તો રહે છે. આ કામ પૂરું પાડવા માટે અત્યારે યોગ્ય તંત્ર હયાતિ ધરાવતું જ નથી. એવું તંત્ર ઊભું કરવાની ખાસ જરૂર છે.

"હાલમાં હિંદમાં જળાશયો, નહેરો અને વિદ્યુત ઉત્પાદનની જે યોજનાઓ વિચારાઈ રહી છે તેમાંથી કોઈને પ્રથમ પસંદગી આપવાનો અમારો અભિપ્રાય નથી. એમાંની બધી ઇચ્છવાયોગ્ય છે. અલબત્ત કયા ચોક્કસ ક્રમમાં એ અમલમાં આવશે એ તો પ્રાંતોની અનુકૂળતાઓ ઉપર આધાર રાખે છે. છતાં એમાંની લગભગ બધી એકસામટી એકસાથે જ અમલમાં આવશે. દામોદર નદીની યોજના ઉપર મધ્યસ્થ સરકાર પ્રથમ ધ્યાન આપે એવી અમારી ભલામણ છે.

"અમારી માહિતી મુજબ અમલમાં મુકાનારી જુદી જુદી યોજનાઓ મુજબ બે કરોડ એકર જમીન દસથી બાર વર્ષના ગાળામાં નહેરો દ્વારા પાણી પીતી થઈ જશે. આની સામે આપણે ૧૯૧૯ થી ૧૯૪૪ના ગાળામાં પાણી પીતી થયેલી ૯૨ લાખ એકર જમીનનો હિસાબ જોવો જોઈએ અને સાથે એ યાદ રાખવું જોઈએ કે એ ગાળામાં થયેલી યોજનાઓ નીચે આવની





માણસોની મોટી જરૂર પડવાની એટલે એ પહેલા ક્રમની પ્રથમ પસંદગી માગી લે છે.

"આવતા પાંચ વર્ષમાં મુખ્ય યંત્રો, સાધનો અને કેળવાયેલા માણસોની ખોટ જેટલી મૂડીની ખોટ તો નહિ જ પડે. અમે માનીએ છીએ કે જે યોજના વ્યવહારુ દ્રષ્ટિએ શકય હોય તે આર્થિક દ્રષ્ટિએ શકય હોય જ છે, શરત એ કે તેનું અર્થતંત્ર ડહાપણ ભરેલી રીતે ચલાવવામાં આવે. છતાં આ બાબતમાં બે વસ્તુઓ ધ્યાનમાં રાખવા જેવી છે.

૧. મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોએ આ નિયોજનોનો વિકાસ સહકારની દ્રષ્ટિએ યોજવો જોઇએ અને એમના આર્થિક સાધનો મેળવવા માટે બને ત્યાં સુધી એક સામાન્ય નીતિ સ્વીકારવી જોઇએ. અમુક આવકના સાધનોમાં ખોટ ખાઇ આવકના આવકનાં બીજાં સાધનો વિકસાવવાની સરકારોની સ્વતંત્ર નીતિ પ્રગતિને રુંધશે.

૨. બીજી બાબત એ છે કે શરૂઆતના વર્ષોમાં રાષ્ટ્રીય ધન વધારવાના પ્રયાસો ઉપર લક્ષ્ય અપાવું જોઈએ. એ રીતે જોતાં જે પગલાં પ્રજાની આવક અને કર ભરવાની શક્તિ વધારી શકે તેને પ્રથમ પસંદગી આપવી જોઈએ અને પાછળથી પણ એનો વેગ વધારવો જોઇએ.

"જ્યારે પ્રાંતિક અને મધ્યસ્થ સરકારની યોજનાઓ વિચારાઇ હતી ત્યારે એમ અડસટામાં આવ્યું હતું કે આવતા પાંચ વર્ષમાં મધ્યસ્થ સરકાર લગભગ ૧,૦૦૦ કરોડ રૂપિયાની વ્યવસ્થા કરી શકશે. આ ગણતરીએ પણ યોજનાઓ અમલમાં મૂકવાનું મધ્યસ્થ સરકારે શરૂ કરવું જોઇએ એમ અમે માનીએ છીએ અને જેમ જેમ જરૂર પડતી જાય તેમ તેમ એ રકમ એકઠી કરવા માટે તેણે પગલાંઓ પણ ભરવા જોઇએ.

"આ માટે જોઇતી રકમનો મોટો ભાગ તો દેશમાંથી મૂડી ઉછીતી લઇને ઊભો કરી શકાય, પરંતુ રાષ્ટ્રની આર્થિક સ્વતંત્રતા જળવાઇ રહે તેટલા પ્રમાણમાં દેશ બહારથી મળતી ઉછીની મૂડીની શકયતાઓ પણ ધ્યાનમાં રાખવી જોઈએ.

"પ્રથમ પગલે તો મુખ્ય યાંત્રિક સાધનો પરદેશથી મેળવવાં પડશે, અને એ બાબતમાં તો કેટલી ઝડપે એ આપણે મેળવી શકીશું એની ગણતરી કરવી એ જ આપણા અધિકાર બહારની વાત છે. એ બાબતમાં આપણે પરાવલંબી છીએ. છતાં એક જબ્બરા ખરીદદાર દેશ તરીકે આપણી વિશ્વમાં એવી આંટ છે કે આપણે આવાં સાધનો ખરીદવા માટે જોઇતું પરદેશી બદલાનું નાણું (એકસ્ચેંજ) વ્યાપાર દ્વારા, આપણી સ્ટર્લિંગ પુરાંતોનો ઉપયોગ કરીને અથવા તો પરદેશી મૂડી ઉછીતી લઈને વિના મુશ્કેલીએ આપણે ઊભું કરી શકીશું.

"હવે અમે આ યોજનાઓના વિવિધ ક્ષેત્રોની વિગતો તરફ વળીએ.

## ખેતી અને તેને લગતાં બીજા વિષયો

"ખેતી વિષયક યોજનાઓનું મુખ્ય ધ્યેય તો સમસ્ત પ્રજાને સંતોષકારક રીતે પોષણ આપી શકે તે ધોરણે ખોરાકનું ઉત્પાદન કરવાનું અને તે ઉપરાંત ઉદ્યોગો માટે પૂરતા પ્રમાણમાં કાચો માલ ઉત્પન્ન કરવાનું છે. આ જોતાં એ પણ જોતું રહેવું જરૂરી છે કે ઉત્પાદન જેમ જેમ વધતું જાય તેમ તેમ તે પ્રજાનું જીવનધોરણ સુધારતું જાય, અને એનો સદંતર લાભ જમીનદારો, વ્યાજખોરો કે વેપારીઓ જેવા વચ્ચે રહેલા દલાલો ઉડાવી ન જાય.

"સમસ્ત પ્રજાને જરૂર પૂરતા પ્રમાણમાં ખોરાક આપવાને હિસાબે જેટલું અનાજ જોઈએ તે કરતાં આજનું ઉત્પાદન નીચે બતાવ્યા જેટલું ઓછું ઊતરે છે.

| | | | |
|---|---|---|---|
| અનાજ | ૧૦ | ટકા ઓછું | (૬૦ લાખ ટન) |
| કઠોળ | ૨૦ | ,, ,, | (૧૫ ,, ,,) |
| તેલ–ચરબી | ૨૫૦ | ,, ,, | (૫૦ ,, ,,) |
| ફળો | ૫૦ | ,, ,, | (૩૦ ,, ,,) |
| શાકભાજી | ૧૦૦ | ,, ,, | (૯૦ ,, ,,) |
| દૂધ | ૩૦૦ | ,, ,, | (૭૦૦ ,, ,,) |
| માંસમચ્છીઈંડાં | ૨૦૦ | ,, ,, | (૪૫ ,, ,,) |



બીજાં કેટલાંક ઉદ્યોગો આજે પણ રાષ્ટ્ર સંચાલિત છે. વિમાનોના ઉત્પાદનનો ઉદ્યોગ સરકારે પોતાને હસ્તક રાખવાનું નક્કી કર્યું છે, અને વીજળીના કારખાનાંઓનો મોટો ભાગ સરકાર સંચાલિત રહેવાનો છે.

૧૯૪૫ના એપ્રિલમાં સરકારે જે ઔદ્યોગિક નીતિ વિષે નિવેદન બહાર પાડયું હતું. તેમાં એવા કેટલાક રાષ્ટ્રીય ઉપયોગિતાના પાયાના ઉદ્યોગની યાદી આપવામાં આવી હતી. અને એ શરત કરવામાં આવી હતી કે જો તેને માટે જરૂરી એવી પૂરતી ખાનગી મૂડી આગળ ન આવે અને તે ઉદ્યોગો રાષ્ટ્રના હિતને માટે ઊભા કરવા જરૂર જણાય તો તેવા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવશે.

આ યાદીમાં લોખંડ અને ગજવેલ, રસાયણો અને રંગો, ઓટોમોબાઇલો અને ટ્રેકટરો, ઇલેકટ્રો કેમિકલ અને લોખંડ સિવાયની ધાતુઓને લગતા ઉદ્યોગોનો સમવેશ થતો હતો. છતાં એ યાદીમાં પણ ખાનગી મૂડીનો પ્રશ્ન ખૂલો જ મૂકેલો હતો. ઉદ્યોગોની તપાસણી કરનારી પેનલો પાસે પણ તેઓ રાષ્ટ્રીયકરણની તરફેણમાં છે કે નહિ તે વિષે અભિપ્રાય પૂછવામાં આવ્યો હતો. જવાબમાં એમણે ખાનગી સાહસની તરફેણમાં જ મત આપ્યો છે. માત્ર જૂજ્જાજ કિસ્સાઓમાં જ્યાં તાત્કાલિક લાભ ન મળતો હોય તેવા કિસ્સાઓમાં જ મૂડી મળવાની અસંભવિતતાને કારણે તેમણે તેવા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાનું સૂચવ્યું છે.

"અમારો પણ એ અભિપ્રાય છે કે જો હાલને તબક્કે સરકાર મોટા પ્રમાણના ઉદ્યોગોને હાથ કરવા પ્રયત્ન કરશે તો મોટા પાયા ઉપરની વ્યવસ્થા ઊભી કરવાની જરૂરતને કારણે દેશની પ્રગતિ ઝડપી નહિ બને. છતાં જો રાષ્ટ્રીયકરણ કરવું જરૂરી જણાય જ તો રક્ષણના સાધનોના ઉદ્યોગો અને ખાનગી મૂડીને અભાવે ન ખીલતા ઉદ્યોગો ઉપરાંત નીચેના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાનું પણ વિચારવા જેવું છે:

કોલસો, ખનીજ તેલો, લોખંડ અને ગજવેલ, મોટર, હવાઇ અને જળવ્યવહારો.

ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થતાં હાલની સરકારી વહીવટી પદ્ધતિમાં ઘણા જ સુધારા કરવા પડશે. એટલે અમારામાંના કેટલાક એમ માને છે કે આવાં સાહસોનું સંચાલન પ્રજાકીય સંસ્થાઓ ( પબ્લીક કોરપોરેશન્સ ) દ્વારા કરવું એ ઉત્તમ ઉપાય છે.

## વિદેશી મૂડી અને તેની વ્યવસ્થા

"ઔદ્યોગિક વિકાસ માટે જરૂરી મૂડી દેશમાંથી મળી રહેશે કે નહિ, અને મૂડી તેમ જ વ્યવસ્થાની દ્રષ્ટિએ વિદેશી પેઢીઓ સાથે સહકાર સાધવાની જરૂર છે કે નહિ એવો પ્રશ્ન પેનલોને પૂછવામાં આવેલો છે.

"એ બાબતમાં પેનલોનો અભિપ્રાય એવો છે કે જરૂર પૂરતી મૂડી દેશમાંથી જ ઊભી થઇ શકશે અને ઉદ્યોગોમાં સીધા રોકાણ માટે વિદેશી મૂડીની જરૂર નહિ રહે. અમે પણ આ અભિપ્રાય સાથે સંમત થઇએ છીએ અને ધારીએ છીએ કે જો પૂરતું આકર્ષણ અને બાંહેધરી મળે તો ખાનગી મૂડીદારો પાસેથી પૂરતી મૂડી મળી રહેશે.

"વિધવિધ ક્ષેત્રોમાં ઉદ્યોગોના વિકાસ માટે વિદેશી ટેકનિશિયનો બોલાવવા પડશે. આવા ટેકનિશિયનો યોગ્ય શરતોએ મળી શકશે. આવા ટેકનિશિયનો સાથે કરવાની શરતોમાં સ્થાનિક માણસોને કેળવવાની શરત કરવી ઘણી જ જરૂરી છે.

"કેટલાક ખાસ ઉદ્યોગોમાં અમુક સમય સુધી વિદેશી સંચાલનની જરૂર પણ પડે. આવા કિસ્સામાં જો મૂડીમાં ભાગની શરત અનિવાર્ય હોય તો એમાં કશો વાંધો નથી. શરત એ કે છેવટનું અસરકારક નિયમન હિંદીઓના હાથમાં રહે. આવા કરારોની સાથે એ શરત પણ કરવી જરૂરી છે કે વિદેશી વ્યવસ્થાપકો હિંદી માણસોને બધા ક્ષેત્રોમાં કેળવે. જેથી એમની મુદત પૂરી થતાં કંપનીનું સંપૂર્ણ સંચાલન અને ટેકનિકલ દોરવણી હિંદીઓ સંભાળી શકે.





જમીનો અણખેડાયેલી હતી જ્યારે આ નવી યોજનાઓ નીચે આવતી જમીનો તો ખેડવાણ છે જ. છતાં જો આપણે બે કરોડ એકર જમીનને આવતા દસથી બાર વર્ષમાં નહેરોથી પાણી પીતી બનાવી શકીએ તો એ ઓછું ન કહેવાય.

"આ દિશામાં પણ કાચો માલ અને સાધનોના અભાવ ઉપરાંત નીચેના કારણો પણ પ્રગતિરોધક બને :

૧. ઘણીખરી યોજનાઓ બંધ બાંધીને જળાશયો ઊભા કરવા ઉપર આધાર રાખે છે. અને આવા કામના અનુભવી ઇજનેરો આપણી પાસે ઘણા થોડા છે.

૨. કેટલીક યોજનાઓ આંતર પ્રાંતિક અને દેશી રાજ્યોના સહકાર ઉપર આધાર રાખે છે. જે હજુ સંતોષકારક રીતે મેળવાયો નથી.

"વિધવિધ વીજળીક યોજનાઓ જોતાં આજે હિંદમાં ૧૨,૫૦,૦૦૦ કિ. વૉ. વીજળીક શક્તિનું ઉત્પાદન છે તેમાં ૯,૫૦,૦૦૦ કિ. વૉ. બળનો વધારો કરવાની ધારણા છે. એ ધારણા મુજબનું કામ સાધી શકાશે કે કેમ એ શંકાસ્પદ છે. છતાં જો એટલું સાધી શકાય તોયે એ અમારા અભિપ્રાય મુજબ એ ઘણું અપૂરતું ધ્યેય છે.

આ બાબતમાં પણ જળાશયી યોજનાઓ વિષે બતાવાયેલી મુસ્કેલીઓ તો આ વિષયમાં પણ છેજ અને ઉપરાંતમાં એ પણ જણાવવું જરૂરી છે કે આપણી પાસે વીજળીક વિજ્ઞાનના ક્ષેત્રમાં મોટી મોટી યોજનાઓ ઘડી શકે અને વીજળીક કારખાનાંઓ ઊભા કરી શકે એવા કેળવાયેલા માણસોની ખૂબ જ અછત છે. એવું જ્ઞાન થોડા જ વર્ષોની અંદર મેળવી શકાતું પણ નથી. દસથી વીસ વર્ષના અનુભવી પીઢ માણસોની આવી બાબતોમાં જરૂર પડે છે.

## ઔદ્યોગિક વિકાસ

ઔદ્યોગિક વિકાસની શક્યતાની તપાસણી માટે પ્લેનિંગ ડીપાર્ટમેન્ટે જે પેનલો યોજી છે તે વ્યાજબી જ છે. પેનલોની સંખ્યા જોતાં લગભગ બધા ક્ષેત્રો તેમાં આવરી લેવાયાં છે. અને વિવિધ ઉદ્યોગોના વિકાસ માટે એમણે ઉપયોગી માહિતી અને કીંમતી સૂચનો પણ કર્યાં છે.

"પેનલોએ પૂરતી વિચારણા અને તપાસ પછી સૂચવેલાં ધ્યેયો અને ભલામણોની બાબતમાં અમે તેમનું ન્યાયતોલન કરવા બેસી શકીએ એ સ્થિતિમાં નથી. પણ અમે એ વસ્તુ ભાર દઇને કહી શકીએ કે ઘરની બજારમાં જઈ શકે તેવી વસ્તુના ઉત્પાદન માટેના ધ્યેયો પ્રથમ સ્વીકારાવા જોઇએ. નિકાસના માલને ગૌણ વિચારણા મળવી જોઈએ.

"અમારા મત પ્રમાણે વિધવિધ ઉદ્યોગો વચ્ચે ચોક્કસ ક્રમ મુજબ પ્રથમ પસંદગીનું ધોરણ ઘડવું અશક્ય છે. આ માટે આપણે વિદેશથી આવતા યાંત્રિક સાધનો ઉપર આધાર રાખવો પડે તેમ છે. અને કયા ક્રમમાં વિદેશોથી યંત્રો આયાત થઇ શકશે તે કહેવું તદ્દન અશક્ય છે.

"છતાં કેટલીક વાર વિધવિધ ઉદ્યોગો વચ્ચે હરીફાઈ થવાનો સંભવ પણ ખરો. જોકે આવી હરીફાઇ મોટા પાયા ઉપર થવાનું અમે માનતા નથી. તો પણ જો એમ થાય તો અમારી ભલામણ છે કેઃ રક્ષણના સાધનો, અને જીવનની પ્રથમ જરૂરિયાતની ચીજો જેવી કેઃ ખોરાક, કાપડ, મકાન—બાંધકામ, કોલસો, અને વાહન-વ્યવહારને લગતા ઉદ્યોગોને પ્રથમ પસંદગી આપવી. સાથે સાથે ખેતીના અંગરૂપ બનેલા જળાશયોને વિદ્યુત, લોખંડ અને દવાઓના ઉદ્યોગોને પણ પ્રથમ પસંદગી આપવી. તે પછી દરેક જાતના યાંત્રિક ઉત્પાદનને બીજું સ્થાન આપવું અને ખોરાક કે કાપડ સિવાયની બીજી પરચૂરણ વપરાશની ચીજોને લગતા ઉદ્યોગોને છેલ્લું સ્થાન આપવું.

બધા રાજકીય એકમો—પ્રાંતો અને સ્ટેટો—એ એક જ સામાન્ય યોજના મુજબ કામ કરવા એકમત થવું જોઇએ. અને એ માટે મધ્યસ્થ નિયોજનની અમારા અભિપ્રાય મુજબ જરૂર છે.

## ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ

મુખ્ય મુખ્ય રેલ્વેઓ, ઓર્ડનન્સ ફેકટરીઓ અને

# રોગનિવારણના નિયમો

ડો. હેન્રી લિન્ડલહાર : અનુ. રમણલાલ એન્જિનીઅર

ઉગ્રરોગો એ શરીરમાં દાખલ થયેલાં વિજાતીય દ્રવ્યો—ઝેરો વગેરે સામેનું કુદરતી પ્રતિકાર્ય છે. સોજો અને તાવ એ રોગનાં મુખ્ય નહિ પણ ગૌણ આવિર્ભાવો છે. કુદરત જેની ઉપર વિજય મેળવવાનો અને જેને હાંકી કાઢવાનો પ્રયત્ન કરતી હોય એવો આરોગ્યનો કોઈ શત્રુ જ્યાં સુધી અસ્તિત્વ ના ધરાવતો હોય ત્યાં સુધી શરીરમાં કોઈ પણ જાતનો સોજાયુક્ત રોગ ઉદ્ભવી શકતો નથી. જેને હું રોગનિવારણનો મૂળભૂત નિયમ કહું છું, તે કુદરતમાંની આ હકીકત ઉપર આધાર રાખે છે.

"મને તાવ આપો, અને હું દરેક રોગ મટાડી શકીશ" એ શબ્દોમાં "વૈદકના પિતા" હિપોક્રેટીસે આજથી બે હજાર વર્ષ અગાઉ રોગનિવારણનો મૂળભૂત નિયમ વ્યક્ત કર્યો હતો. આ નિયમને મેં નીચેના વાક્યમાં વ્યક્ત કર્યો છે. **"દરેક ઉગ્ર રોગ એ કુદરતના શરીરશુદ્ધિના અને રોગનિવારણના પ્રયત્નનું પરિણામ છે."**

આ નિયમને જ્યારે બરાબર સમજવામાં આવશે અને રોગોની સારવારમાં એનો ઉપયોગ થશે, ત્યારે બીજા નૈસર્ગિક નિયમોની શોધોએ ભૌતિકશાસ્ત્ર ખગોળશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર અને બીજાં ચોક્કસ વિજ્ઞાનો માટે જે કાંઈ કર્યું છે, તેજ સમય જતાં આ નિયમ વૈદકશાસ્ત્ર માટે કરશે. એ રોગ અને ચિકિત્સાની એકતા સિદ્ધ કરીને ભૂતકાળના અને વર્તમાનના વૈદકીય ટેકીવૈદા અને ગોટાળાનું ચોક્કસ વિજ્ઞાનમાં રૂપાંતર કરશે.

આ નિયમનો સર્વસાધારણ રીતે ઉપયોગ કરીયે તો, એનો અર્થ એ થાય છે કે સાદી શરદીથી માંડીને ઓરી, રાતડિયો તાવ, ડિફ્થેરિયા, બળિયા, ન્યુમોનીઆ વગેરે બધા જ ઉગ્ર રોગો, કુદરતના ઇજાનું સમારકામ કરવાના, અથવા તો આરોગ્ય અને જીવનને નુકસાનકારક હોય એવું કોઈ જાતનું રોગદ્રવ્ય, સજીવ વિષ, ઝેર અથવા તો સૂક્ષ્મજંતુને દૂર કરવાના પ્રયત્નો છે. બીજા શબ્દોમાં કહીયે તો માનવજીવનને અનુકૂળ એવી પરિસ્થિતિ હેઠળ જીવતા, સંપૂર્ણ સ્વાભાવિક નીરોગી શરીરમાં, ઉગ્ર રોગો ઉદ્ભવી શકે જ નહિ. આ બાબતમાં એવો પ્રશ્ન પૂછી શકાય કે: "જો ઉગ્ર રોગો કુદરતના રોગનિવારણના પ્રયત્નો દર્શાવતા હોય, તો તેમનાથી લોકો મરે છે શા માટે?" આ પ્રશ્નનો જવાબ એ છે કે: 'આવા કેસોમાં જીવનશક્તિ બહુ ઓછી હોય છે, ઇજા અથવા તો રોગદ્રવ્યનો સંચય અતિશય મોટા પ્રમાણમાં હોય છે, અથવા તો સારવાર અધૂરી કે નુકશાનકારક હોય એમ પણ બને છે, જેને લઈને કુદરત લડાઇ હારી જાય છે. આમ હોવા છતાંય ઉગ્ર રોગ એ કુદરતનો આરોગ્ય અને જીવનના શત્રુઓ ઉપર વિજય મેળવવાનો, અને સ્વાભાવિક નીરોગી પરિસ્થિતિની પુનર્સ્થાપનાનો પ્રયત્ન તો દર્શાવે છે જ.

એ એક રસિક હકીકત છે કે, કુદરતનો આ કાયદો, અને નિસર્ગોપચારનો આ મૂળભૂત સિદ્ધાંત, એલોપેથિક વૈદકશાસ્ત્રે સ્વીકાર્યો છે, અને તે સાચો હોવાનું સિદ્ધ કર્યું છે. રોગશાસ્ત્ર વિષેના અત્યંત પ્રગતિશીલ ગ્રંથો સોજાનું સ્વરૂપ રચનાત્મક અને કલ્યાણકારક છે એમ સ્વીકારે છે. આમ હોવા છતાંય જ્યારે ઉગ્ર રોગોની સારવારનો પ્રશ્ન આવીને ઊભો રહે છે, ત્યારે દાક્તરો રોગશાસ્ત્રનો આ મૂળભૂત સિદ્ધાંત સમૂળગો ભૂલી જતા હોય તેમ લાગે છે અને સોજો અને તાવ પોતે જ આરોગ્ય અને જીવનના શત્રુઓ હોય અને વિઘાતક હોય એવી રીતે એમની સારવાર કરે છે.

સિદ્ધાંત અને સારવારની આ અસંગતતામાંથી એલોપેથિક વૈદકીય સારવારની બધી ભૂલો ઉદ્ભવે છે. રોગનિવારણનો આ મૂળભૂત નિયમ સમજી શકવાની નિષ્ફળતા જ, ચિકિત્સાશાસ્ત્રોના જુદાજુદા સંપ્રદાયોના પ્રતિનિધિઓ તરફથી રજૂ થતા સઘળા ગોટાળા માટે, અને મોટા ભાગના માનવ દુઃખદર્દો માટે જવાબદાર છે.





" આ સિવાય અમારો એ અભિપ્રાય છે કે હિંદી ઔદ્યોગિક ક્ષેત્રમાં વિદેશી પેઢીઓનો પગપેસારો ઈચ્છનીય નથી. જો મોટી મૂડી અને છેલ્લી ઢબના સાધનો સાથે આવતી પરદેશી પેઢીઓ ઉદ્યોગોના બીજા ક્ષેત્રોમાં પડશે તો પછી એ ક્ષેત્રોમાં હિંદી ઉદ્યોગો વિકસવાની ભાવિ શકયતા મુદ્દલ નહિ રહે."

આ તો સલાહકારી પંચે રજૂ કરેલા મોટા બસો પાનાના અહેવાલમાંથી માત્ર અમુક પાનાંનો સાર છે. આ અહેવાલ હિંદના ભાવિ વિકાસને માટેની છેવટની રૂપરેખા રજૂ કરે છે એમ પણ કહી શકાય નહિ. આ યોજનાઓ સર્વસંપૂર્ણ કે સદંતર આવકારદાયક છે એમ પણ કહેવાનો આશય નથી, એ બધું તો નિષ્ણાતો કહી શકે.

પણ સામાન્ય પ્રજાએ હવે જાગૃત બની આવી આવી સરકારી યોજનાઓનો અભ્યાસ કરતા રહેવાની જરૂર છે. અને એ દ્રષ્ટિએ જ આ લેખ અહીં રજૂ થાય છે. એનું યોગ્ય તોલન કરવું તો પ્રજાના હાથમાં છે.



## જુવાનોનું આરોગ્ય

ગુજરાતની કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓમાંથી ૬૨-૧૪ ટકા જેટલાનું આરોગ્ય ચિંતા ઉપજાવે તેવું છે. વીસ વર્ષની ઉંમરે અને ૬૫ ઇંચની ઊંચાઇએ સરેરાશ વજન ૧૨૩ રતલ હોવું જોઇએ, (ગુજરાતમા) પારસી ભાઇઓનું વજન ૧૨૭ હતું, મુસ્લિમ ભાઇઓનું ૧૧૬ અને હિંદુ ભાઇઓનું ૧૧૩! સત્તર વર્ષની પારસી કન્યાઓનું વજન ૧૧૬ અને હિંદુ કન્યાઓનું સરેરાશ ૧૦૦! (હરિજનબંધુ)



## હિંદ-ઑસ્ટ્રેલિયાની આયાત-નિકાસ

| | ૧૯૩૯ | '૪૭ના ફેબ્રુઆરી સુધીના ૮ મહિના |
|---|---|---|
| હિંદમા ઑસ્ટ્રેલિયન માલની આયાત | રૂ. ૧ કરોડ | રૂ. ૧૧ કરોડ |
| ઑસ્ટ્રેલિયામાં હિંદી માલની આયાત | રૂ. ૩ કરોડ | રૂ. ૧૩ કરોડ |



## ચા

ગયા વરસ દરમિયાન હિંદના બગીચાઓમાં ૫૬ કરોડ રતલ ચા પેદા થઈ હતી. આજ સુધીમાં વધુમાં વધુ વાર્ષિક ઉત્પાદન ૧૯૪૨માં ૫૭ કરોડ રતલ ચાનું હતું.

કે દવાઓ માત્ર જીવનશક્તિને નિષ્ક્રિય કરી નાખવાનું કામ કરે છે, જેને લઈને એલોપેથિક સારવારનાં ચમત્કારિક પરિણામો મેળવી શકાય છે.

નીચેની હકીકતો આ મુદ્દાને વધુ વિગતથી સમજાવશે. આપણે એ સમજ્યા છીએ કે કહેવાતા ઉગ્રરોગો એ કુદરતના શરીરશુદ્ધિના અને રોગ-નિવારણના પ્રયત્નો હોય છે. સઘળાં ઉગ્ર પ્રતિકાર્યો જીવનશક્તિની વધેલી પ્રવૃત્તિ દર્શાવતાં હોય છે, અને એને પરિણામે વેદના, રતાશ, લોહીનો જમાવ, અતિશય ગરમી, ઝડપી નાડી શ્લેષ્મયુક્ત ઉત્સર્ગો, ચામડીના ફોલ્લાફોલ્લી, ગુમડાં, ચાંદાં વગેરે લક્ષણો ધરાવતી તાવવાળી અને સોજાયુક્ત અવસ્થાઓ દેખા દે છે.

એલોપેથી જીવનશક્તિની આ જોરદાર પ્રવૃત્તિ-ઓને પોતાને જ અહિતકર અને ઈજાકારક માને છે. જીવનશક્તિના આ કાર્યને જે કાંઈ અટકાવી શકે તે દવાવાદની પરિભાષામાં ઉગ્રરોગોને મટાડી (?) શકે છે. ખરી હકીકત તો એ છે કે જીવનશક્તિને નિષ્ક્રિય કરવામાં અને જીવનોપયોગી અવયવોને વિકૃત કરવામાં, ઝેરી દવાઓ અને સર્જનની છરીથી વિશેષ અસરકારક વસ્તુ બીજી એક નથી. એટલા માટે જ શાસ્ત્રીય વૈદકના રોગનિવારણના (?) એ માનીતા ઈલાજો બની રહ્યા છે.

દવાવાદી વૈદકનો સંપ્રદાય પરિણામને કારણ માનવાની ભૂલ કરે છે. શરીરની અંદર ઉદ્ભવતો સ્થાનિક સોજો એ રોગ નથી, પણ એ તો કુદરત રોગભારનો નિકાલ કરવા માટે જે સ્થાન અને પદ્ધતિ દ્વારા સર્વશ્રેષ્ઠ પુરુષાર્થ કરી રહી હોય છે તેનો માત્ર નિર્દેશ કરે છે, એ હકીકત સમજવામાં આ સંપ્રદાય નિષ્ફળ જાય છે; જોકે ઉગ્ર પ્રતિકાર્ય તો સ્થાનિક હોય છે, પણ એનું કારણ કે એનાં "પોષકતત્ત્વો" હરહંમેશ શરીરબંધારણીય હોય છે, અને એની સારવાર શરીરબંધારણીય રીતે જ થવી જોઈએ. જ્યારે બુદ્ધિયુક્ત નૈસર્ગિક સારવારની અસર હેઠળ, લોહી અને તંતુજાળોમાંથી એ ઝેરી લોભકારક તત્ત્વોનો નિકાલ થાય છે, ત્યારે સ્થાનિક લક્ષણો પોતે પોતાની સંભાળ લઈ લે છે; પછી આ લક્ષણોનો આવિર્ભાવ ફોલ્લી કે કેન્સરના રૂપમાં હોય, કે પછી સાદી શરદી કે ક્ષયના રૂપમાં હોય એ પ્રશ્ન મહત્ત્વનો નથી.

## દ્વિવિધ પરિણામનો નિયમ

કુદરતમાં દરેક સ્થળે કાર્ય અને પ્રતિકાર્યના મહાન નિયમનું રાજ્ય ચાલી રહ્યું છે. સમગ્ર જીવન આદાન અને પ્રદાન, તેમ જ કાર્ય અને પ્રતિકાર્ય વચ્ચે આગળ અને પાછળ ઝોલાં ખાઈ રહ્યું છે. ખુદ જીવનના આધારરૂપ શ્વાસોચ્છ્વાસ કોઈ રહસ્યમયરીતે તાલબદ્ધ વહન કરતો આવે છે ને જાય છે. એ જ રીતે પૃથ્વીમાતાનું વક્ષઃસ્થળ ભરતી ને ઓટના રૂપમાં ઊછળે છે ને શમે છે.

એનાં કેટલાંક સ્વરૂપોમાં આ નિયમ, વળતરના નિયમ તરીકે અથવા તો દ્વિવિધ પરિણામના નિયમ તરીકે ઓળખાય છે. એના કાર્ય ઉપર "શક્તિના સંરક્ષણ"નો આધાર રહે છે.

મહાગુરુ ઈશુ ખ્રિસ્તે જ્યારે એમ કહ્યું:

"આપો, અને તે તમને આપવામાં આવશે... ...કારણ કે જે તોલમાપથી તમે બીજાને આપશો તે જ તોલમાપથી તમને પાછું મળશે." (લ્યુકની સુવાર્તા, પ્રકરણ ૬, વચન ૩૮) ત્યારે તેણે આ નિયમનો નૈતિક ઉપયોગ બતાવ્યો હતો.

ભૌતિક પ્રકૃતિના સામ્રાજ્યમાં આદાન અને પ્રદાન, કાર્ય અને પ્રતિકાર્ય, યંત્રવત અને આપોઆપ એક-બીજાનું સમતોલપણું સાચવે છે. આપણે શક્તિમાં જે મેળવીએ છીએ તે ગતિ અથવા જથ્થામાં ગુમાવીએ છીએ. અને એથી ઊલટું પણ બને છે. આને કારણે જ યંત્રવિશારદ, વૈજ્ઞાનિક અને ખગોળ-શાસ્ત્રી માટે કુદરતની કેટલીક પ્રવૃત્તિઓનાં પરિણામો, યુગો અગાઉ ગણિતિક ચોક્કસાઈથી ભાખવાનું શક્ય બને છે.

દ્વિવિધ પરિણામનો મહાન નિયમ ચિકિત્સાશાસ્ત્રી માટે પાયો પૂરો પાડે છે. આરોગ્ય, રોગ અને રોગનિ-વારણની પ્રત્યેક ઘટના સાથે એ સંકળાયેલો છે, અને





રોગનિવારણનો આ મૂળભૂત નિયમ નિસર્ગોપચારના તત્ત્વજ્ઞાનની નજર બહાર કદી ચાલ્યો જતો નથી. જ્યારે એલોપેથી, ઉગ્ર રોગને નામે ઓળખાતી અવસ્થાઓ પોતે જ નુકસાનકારક અને જીવન અને આરોગ્યની દુશ્મન હોય, અને એમને દવા કે છરીથી "મટાડવી" (અમે એમ કહીશું કે "દબાવવી") જોઇએ એમ માને છે. ત્યારે નિસર્ગોપચારનો સંપ્રદાય એમ માને છે કે, જ્યાં સુધી લોકો કુદરતના કાયદાઓની ઉપેક્ષા કરવાનું ચાલુ રાખશે ત્યાં સુધી આ બળાત્કારે થતી દેહશુદ્ધિની ક્રિયાઓ લાભદાયક અને જરૂરી રહેશે. જ્યારે એકબાજુ નિસર્ગોપચારની પદ્ધતિ પોતાની સાદી કુદરતી સારવારની પદ્ધતિઓથી સોજા અને તાવની પ્રક્રિયાઓના ક્રમને હળવો બનાવે છે, અને એમને સલામત મર્યાદાઓની અંદર રાખે છે, ત્યારે બીજી બાજુ એ આ ઉગ્ર પ્રતિકાર્યોને ઝેરી દવાઓ, રક્તજયો, સડાનાશકો, સર્જિકલ ઓપરેશનો, સૂચન કે બીજી કોઇ દમનકારક સારવારથી એ કદી પણ અટકાવતી કે દબાવતી નથી.

શ્લેષ્મવિકારો, ગડગુમડ, ચાંદા, શ્લેષ્મવિકારો, ઝાડા, અને બીજી બધી જાતની સોજાયુક્ત અને તાવવાળી વ્યાધિની અવસ્થાઓ એમ સૂચવે છે કે, શરીરમાં જીવન અને આરોગ્યનું વિરોધી એવું કંઇક તત્ત્વ છે, કે જેને કુદરત આ કહેવાતા "ઉગ્ર" રોગો મારફતે કાઢી નાખવાનો કે પરાજીત કરવાનો પ્રયત્ન કરી રહી છે. તો પછી એમને ઝેરી દવાઓ કે સર્જિકલ વાઢકાપથી દાબી દેવાથી શો લાભ થઇ શકશે? આ પ્રકારની સારવાર કુદરતને એનું શુદ્ધિ અને સમારકામનું કાર્ય ચલાવવા દેતી નથી અને એને એના હેતુઓ સિદ્ધ કરવા દેતી નથી. એ ઉગ્ર પ્રતિકાર્યોથી જે રોગદ્રવ્યને કાઢી નાખવાનો પ્રયત્ન કરતી હતી તે રોગદ્રવ્ય ફરી પાછું શરીરમાં ફેંકાઇ જાય છે. એથીયે ભૂંડું તો એ થાય છે કે રોગના ઝેરોમાં દવાના ઝેરો ઉમેરાય છે. એને લઇને જો પ્રાણઘાતક ગૂંચવાડા ઊભા થાય, અથવા તો ઉગ્ર રોગ હઠીલા રોગમાં ફેરવાઇ જાય તો એમાં કાંઇ નવાઇ ખરી?

## એલોપેથિક દવાકોપનો મોટો ભાગ શા માટે જીવલેણ ઝેરોથી ભરેલો છે?

આગળના પાનાંઓમાં કરવામાં આવેલાં વિધાનો રાજ્યાશ્રિત વૈદકશાસ્ત્ર સામેનાં એક ગંભીર તહોમતનામા સમાન છે. છતાં ય એ વિધાનો ચિકિત્સાના જૂના સંપ્રદાયના અને નિસર્ગોપચારના તત્ત્વજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતો વચ્ચેનો તફાવત બતાવી આપે છે.

એલોપેથિક વૈદકશાસ્ત્ર, કેવળ થોડીક બાબતોમાં જ નહિ, પણ મોટા ભાગની બાબતોમાં શા માટે ભૂલભરેલું છે, એ હકીકત આ પ્રકરણમાં રજૂ કરવામાં આવેલો રોગનિવારણનો મૂળભૂત નિયમ આપણને સ્પષ્ટ રીતે સમજાવે છે. રોગ વિષેની રૂઢિચુસ્ત વિભાવના, જે એલોપેથીનો પાયો છે, તે જ જો ખોટો હોય, તો તેના ઉપર ચણાયલી દરેક વસ્તુ ખોટી હોવી જ જોઇએ એ સ્વયંસિદ્ધ છે.

એક માણસ ગમે એટલો વિદ્વાન કેમ ના હોય, તો પણ જો એ ૨ × ૨ = ૫ એવો સિદ્ધાંત સ્વીકારીને એક ગણિતનો કોયડો ઉકેલવાની શરૂઆત કરશે તો એ અનંતકાળ સુધી હિસાબ કર્યા કરશે તો ય એને સાચો જવાબ કદી પણ જડશે નહિ. એ જ રીતે જ્યાં સુધી એલોપેથીની રોગ વિષેની મૂળભૂત વિભાવના ભૂલભરેલી માન્યતા ઉપર રચાયલી રહેશે ત્યાં સુધી એ શાસ્ત્ર રોગ અને રોગનિવારણનો પ્રશ્ન ઉકેલી શકશે નહિ.

રોગનિવારણનો મૂળભૂત નિયમ સાથે સાથે એ પણ સમજાવે છે કે ઘણા મોટા ભાગનાં એલોપેથિક પ્રીસ્ક્રીપ્શનોમાં એક અથવા બીજા, એમ કોઇ ને કોઇ રૂપમાં જાલીમ ઝેરો શા માટે સમાયાં હોય છે, અને દવાવાદના અનુયાયીઓમાં સર્જિકલ ઓપરેશનો આટલાં બધાં માનીતાં શા માટે હોય છે.

"તમે ઝેરો શા માટે આપો છો?" એલોપેથોને પૂછવામાં આવતા આ પ્રશ્નનો જવાબ સામાન્ય રીતે એ હોય છે કે: "અમારા દવાકોપમાં ઝેરો હોય છે, કારણ કે દવાઝેર રોગઝેરનો વિનાશ અને વિસર્જન કરે છે." તો પણ અમે એવો દાવો કરીએ છીએ

આવશે. આ દવાઓ જો ચાલુ ટેવ તરીકે લેવામાં આવે તો એ અચૂક રીતે હૃદયરોગ અને લકવાને જન્મ આપે છે. અને છેવટે એ દર્દીનું "દવાખોર ગરાડી"માં પરિવર્તન થાય છે.

કવીનાઈન અને ડામરની બનાવટો જેવા શરદી અને સળેખમના ઉપાયો (?) કુદરતના શ્વાસ પ્રદેશના શ્લેષ્માચ્છાદન મારફતે કચરો અને રોગદ્રવ્ય કાઢવાના પ્રયત્નોને દાબી દે છે, અને રોગદ્રવ્યને ફરી પાછું ફેફસાંમાં ઠેલી દે છે, અને એ રીતે ન્યુમોનિયા, હઠીલા સળેખમ, દમ અને ક્ષયને જન્મ આપે છે.

પારો, આયોડીન અને બીજા બધાં રસાયણો બાહ્ય ઉત્સર્ગોના દમન દ્વારા, ચલનકંપવા, લકવો વગેરે અત્યંત ભયાનક પ્રકારના **આંતરિક** હઠીલા રોગો સર્જે છે.

અને એ રીતે રૂઢિચુસ્ત વૈદકના દવાકોશનું વર્ણન આગળ ને આગળ ચલાવી શકાય. દરેક દવા નવા રોગલક્ષણોને જન્મ આપે છે, જેમને વળી પાછાં બીજાં ઝેરોથી મટાડવામાં (?) આવે છે. એમ કરતાં કરતાં છેવટે પાગલખાનું અથવા કૃપાળુ યમદેવ એક ખુવાર થયેલા જીવનની કરુણકથા ઉપર કાયમનો પડદો પાડી દે છે.

બીજા એક પ્રકરણમાં સમજાવવામાં આવ્યું છે તેમ હોમિયોપેથીનાં શિક્ષણ અને સારવાર કાર્ય અને પ્રતિકાર્યના નિયમ સાથે સંપૂર્ણ રીતે સંવાદી છે. હોમિયોપેથીના ચિકિત્સકો એ શાસ્ત્રના समः समं प्रशमयति । એ મૂળભૂત સિદ્ધાંતને અનુસરીને એવા ઇલાજો આપે છે કે જેનું પહેલું ક્ષણિક પરિણામ રોગી અવસ્થાને મળતું હોય, જ્યારે દ્વિવિધ પરિણામના નિયમ મુજબ, આ ઇલાજોનું દ્વિતીય પરિણામ રોગી અવસ્થાથી વિરુદ્ધનું એટલે કે "રોગનિવારક"જ હોવું જોઇએ.



## તમારા રેડિયોનું લાઇસન્સ છે?

૧૯૪૫ની આખરે બ્રિટિશ હિંદમાં ૨,૦૨,૮૨૯ લાઇસન્સ ધરાવતા રેડિયા હતા, ૧૯૪૬ની આખરે ૨,૩૨,૩૬૮ હતા. વર્ષના છેલ્લા માસ દરમિયાન ૭૮૧૧ નવાં લાઈસન્સ અપાયાં હતાં.



## અમલદાર અને અક્ષરજ્ઞાન

'પ્રાંતના દેશી પોલીસ વિભાગમાં કામ કરતા ૫૩ યુરોપિયન અફસરોમાંથી માત્ર પાંચ સ્નાતક (ગ્રેજ્યુએટ) થયેલા છે. તેર કોઇ પણ જાતની શૈક્ષણિક લાયકાત ધરાવતા નથી, અને બાકીનાઓ માંડ મેટ્રિક સુધી પહોંચેલા છે.'

—સંયુક્ત પ્રાંતીય સરકારના પાર્લામેન્ટરી-મંત્રી





એમની ઉપર એ શાસન ચલાવે છે. "પ્રત્યેક ઉગ્ર રોગ એ કુદરતના રોગશાંતિના પ્રયત્નનું પરિણામ છે" એ શબ્દોમાં મેં જ્યારે રોગનિવારણના મૂળભૂત નિયમનું પ્રતિપાદન કર્યું, ત્યારે મેં માત્ર કાર્ય અને પ્રતિકાર્યના મહાન નિયમને બીજી રીતે વ્યકત કર્યો હતો. જેને આપણે ક્રાન્તિ, ઉગ્રપ્રતિકાર્ય અથવા તો ઉગ્રરોગ કહીએ છીએ તે તો વાસ્તવિક રીતે કુદરતનો આરોગ્યની સ્થાપના કરવાનો પ્રયત્ન હોય છે.

માનવદેહની શારીરિક પ્રવૃત્તિને અનુલક્ષીને કર્મફલનો કાયદો નીચે મુજબ વ્યકત કરી શકાય: "માનવદેહ ઉપર અસર ઉપજાવનાર પ્રત્યેક સાધન બે પરિણામો નિપજાવે છે પહેલું, દેખીતું કામચલાઉ પરિણામ અને બીજું કાયમી પરિણામ. બીજું કાયમી પરિણામ એ હરહંમેશ પ્રાથમિક ક્ષણિક પરિણામથી વિરુદ્ધનું હોય છે."

દાખલા તરીકે ચામડીને લગાડવામાં આવતા ઠંડા પાણીની પહેલી અને ક્ષણિક અસર લોહીને અંદરના ભાગમાં ધકેલવાની છે; પણ સ્થાનિક રક્તાભાવને પહોંચી વળવા માટે, કુદરત વધુ મોટા પ્રમાણમાં લોહી સપાટી ઉપર પાછું ઠેલીને જવાબ વાળે છે, અને એનું પરિણામ ગરમીના વધારામાં તથા સપાટી ઉપરના વધુ સારા રુધિરાભિસરણમાં આવે છે.

ગરમ પાણીના સ્નાનની પહેલી અસર સપાટી ઉપર લોહીને ખેંચવાની હોય છે. પણ એની બીજી અસર લોહીને શરીરની અંદરના ભાગમાં ઠેલી દેવાની હોય છે, જેને પરિણામે શરીરની સપાટી રકતરહિત અને ઠંડી પડી ગયેલી દશામાં આવી જાય છે.

આપણે આગળ ઉપર જોઈશું તેમ, ઉત્તેજકો શરીરમાંના જીવનશક્તિના અનામત ભંડારોને બાળી મૂકીને એમનાં ભ્રામક પરિણામો નિપજાવે છે. એને લઈને અનિવાર્ય રીતે જેટલા પ્રમાણમાં અગાઉની ઉત્તેજના હોય છે, તેટલા જ પ્રમાણમાં પાછળથી નિર્બળતા અને થાક દેખા દે છે.

સ્નાયુશિથિલતા અને ઉંઘની પ્રાથમિક અસર નબળાઈ, ચેતનશૂન્યતા અને મૃતવત ઘેન એ હોય છે, જ્યારે દ્વિતિય અસર જીવનશક્તિનો વધારો એ હોય છે.

**બધી દવાઓની કાર્યપદ્ધતિ ઉપર દ્વિવિધ પરિણામના નિયમનું શાસન ચાલે છે,** ગુણકારી માત્રાઓમાં આપવામાં આવતી ઝેરી દવાઓની પહેલી તાત્કાલિક ઉગ્ર અસર સામાન્ય રીતે કુદરતના આ પદાર્થોને પરાજિત કરવાના અને શરીરમાંથી કાઢી નાખવાના પ્રયત્નને પરિણામે હોય છે, જ્યારે દ્વિતીય કાયમી અસર આ દવાઝેરોના શરીરમાં સંચયને લીધે, અને એમના શરીર ઉપરના કાર્યને લઈને હોય છે.

એલોપેથી પોતાના સિદ્ધાંત અને સારવારમાં માત્ર પહેલાં પરિણામો જ ધ્યાનમાં લે છે, અને દવાઓ ને વાઢકાપના કાયમી પશ્ચાત-પરિણામોની ઉપેક્ષા કરે છે. એ એવા ઈલાજો આપે છે કે જેથી પહેલી અસર રોગી અવસ્થાની **વિરુદ્ધની** હોય. એટલા માટે કાર્ય અને પ્રતિકાર્યના નિયમ મુજબ આવા ઈલાજોની કાયમી અસર રોગી અવસ્થાને મળતી અથવા તો **એના જેવી જ હોય** છે.

આપણો દરરોજનો સામાન્ય અનુભવ આપણને શીખવે છે કે હકીકત આ પ્રમાણે જ છે. કાણુર કે સારક અને રેચક દવાઓ હંમેશાં હઠીલી કબજિયાત ઉપસ્થિત કરે છે.

"કોઈ પણ જાતની શક્તિ આપનાર દવાઓ અને ઉત્તેજકોની દ્વિતીય અસર અશક્તિમાં વધારો એ હોય છે, અને એમના ચાલુ ઉપયોગનું પરિણામ ઘણીવાર સંપૂર્ણ શકિતક્ષીણતા અને શારીરિક અને માનસિક શક્તિઓની ક્રિયાશૂન્યતા એ હોય છે.

માથાનો દુખાવો મટાડનારી દવાઓ, વેદના વિનાશકો, અફીણની બનાવટો, શામક અને નિદ્રા જનક દવાઓ, મગજ અને મજ્જાતંતુઓમાં કામચલાઉ જડતા પ્રેરી શકે છે; પણ આ ઉપાધિઓ જો શરીરબંધારણીય કારણોને અંગે હોય તો વેદના, બેચેની અને અનિદ્રા હંમેશાં બમણા બળથી પાછાં

અ. म. रा.

## પાદરનાં તીરથ

[ લે. જયન્તી દલાલ; પ્રકા૦ ગતિ પ્રકાશન લિ૦ અમદાવાદ; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; મૂલ્ય અઢી રૂપિયા ]

'હિંદ છોડો' અને 'કરેંગે યા મરેંગે'ના ઉદ્દઘોષ સાથે લડાયેલ બેંતાળીસની પ્રચંડ પ્રજા-લડત આપણા સાહિત્યકારો વડે અણગવાયેલી રહી એ વાતની સરોષ ફરિયાદ કરનાર જયન્તી દલાલ એ ઐતિહાસિક ઘટનાની કથા લઈને પોતે જ આવે છે એ હકીકત આ કૃતિના વાંચનારનું ઔત્સુક્ય ખૂબ વધારી મૂકે તેવી છે. કેટલીક અપેક્ષાઓ સાથે ઉત્સુક વાંચનાર ઉત્સાહભેર એ વાંચવાનું શરૂ કરશે ત્યારે પોતાની અપેક્ષાઓ સંતોષાતી હોવાનો અનુભવ પણ એને થશે. પડોશનાં ગામડાંનાં પરાક્રમ અને વીતકોની વાયરે આણેલી વાતથી ઉત્તેજિત બની ગામલોકોએ નંદપરાનું સ્ટેશન બાળી તથા રેલ્વેના પાટા ઊખેડી નાખી ઇતિહાસને પોતાને ગામ આમંત્રણ આપ્યું એ પહેલા પ્રકરણમાંનો કથોદ્દઘાટક બનાવ એના દિલનો કબજો લઇ 'હવે શું બનશે ?' એનો અધીર ફફડાટ અનુભવતું એને કરી મૂકશે. એ બનાવ જે ઇતિહાસ સરજે છે તે તો ગામને નસિયત આપવા ચડી આવતી પોલીસ ટુકડીએ વર્તાવેલા કાળા કેરનો જ છે. એમાં બીજા અને ત્રીજા પ્રકરણમાં ચિત્રશૈલીમાં તાદૃશ રીતે વર્ણવાયેલો દમનકાંડ વાંચ-નારને ખેંચી રાખશે. પણ પછીનાં પ્રકરણો એ ખેંચાણ એટલી જ હદે ટકાવી રાખશે કે કેમ તેની શંકા છે. વાર્તાકારનું પ્રમાણભાન જાગતું ન રહ્યાની ચાડી ખાતો કથાનો એ દશ-પ્રકરણી દ્વિતીયાર્ધ ફોજદારે ગામમાંથી કાચા કેદી તરીકે પકડેલા માણ-સોનાં વીતકો અને ફોજદારની ત્રાસલીલાના વાર્તાકારે નિરાંતના જીવે લંબાવીને કરેલા નિરૂપણ ખાતે જ રોકાયો છે. આવેશ ઊતરી ગયા પછી ધૂણનાર જેમ ઢીલોઢફ બની જાય છે તેમ સ્ટેશન બાળવાનું પરાક્રમ કરી બેઠેલાઓ પોલીસ ત્રાસની નગ્ન સ્વાભાવિકતા સામે આવી ઊભી રહેતાં રેલ્વેના ડબ્બામાં ફોજદારે પૂરેલા પુરાયેલા રહે અને જુલમ સહ્યે જાય એ બિના તેમ જ ફોજદારનું લાંચ પ્રકરણ અને તેમાં તેને મળતી સફળતા આળા વાંચનારના દિલમાં ભર્યું અસુખ ઉપજાવશે. માનવધર્મી દાકતર નગીનદાસ, લાંચ આપી દીકરાને છોડાવવાના પ્રલોભનને વશ ન થતી પશી ડોશી અને સર્વ જુલમનો ટટ્ટાર સીને સામનો કરતો તે ડોશીનો પુત્ર જગુ–એ ત્રણ પાત્રોનું એ અંધકારમાં ઊજળાં કિરણ ફેંકતું નિરુપણ એ નિમિત્તે થઈ શક્યું તે વાંચનારને આશ્વાસન આપનારી હકીકત ન હોત તો તો એ વાર્તાકારને માફ ન જ કરત.

વાંચનારને અસંતોષ ઊપજે તે સ્વાભાવિક છે. એણે આશા રાખી હોય બેંતાળીસના બનાવો ને વાતાવરણના સંપૂર્ણ ચિત્રની, અને પ્રજાએ આપેલી લડતના ગૌરવગાનની. એવું તો અહીં નથી. સ્ટેશન બાળવાનું અબુધ ગ્રામજનોનું કાર્ય સહસા બની જતા ટોળા–કાર્યથી વિશેષ નથી. ક્રાન્તિકારોના જોશ કે ભાવના સરફરોશીનું એમનામાં દર્શન થતું નથી. કોઇ પણ ભોગ આપવા તત્પર બનેલી જાગી ઊઠેલી જનતા અને તેની જાગૃતિને કોઇ પણ ઉપાયે દાબી દેવા મથતી પરદેશી સરકાર એ બે વચ્ચે ખેલાઇ ગયેલા યાદગાર જંગની મહાકથા વાંચનારે તો અપેક્ષી હોય, ત્યારે આ નીકળે તો ફોજદાર અને નંદપરાના દુર્ભાગી લોકોની નાના કુંડાળાની કથા. એની ના નહિ કે ફોજદાર ને તેની ટુકડી સરકારે બેંતાળીસમાં પ્રજા પર છોડી મૂકેલા અને પ્રજા કદી માફ કરી ન શકે એવા પ્રચંડ પશુબળનું જ પ્રતિનિધિત્વ ધરાવે છે, છતાં તેની લાંચલીલાને એવું વધુ પડતું આલેખન વાર્તાકારને હાથે મળ્યું છે કે એથી એક અર્થમાં કથાને ગૌરવ મળે છે, પણ બીજા અર્થમાં ગૌરવ મળતું નથી. આળો વાંચનાર કચવાશે તે આવા કારણોથી. એ તો સારું થયું છે કે લેખકે પોતાના નિવેદનમાં પ્રથમથી જ કહી નાખ્યું છે કે '૪૨ નું મૂલ્યાંકન કરવાનો આમાં પ્રયાસ નથી. નહિતર કથા વસ્તુ અને વાતાવરણનું

ભાગમાં વહેંચાયલા આ પુસ્તકમાં કુલ ઓગણીસ વાર્તાત્મક પ્રસંગ ચિત્રો છે, છતાં એમાં વાત એક જ ગામની અને પાત્રો તેનાં તે હોઈ પુસ્તક ઓગણીસ પ્રસંગચિત્રોની એક સળંગ કથા બની જાય છે. દરેક પ્રસંગચિત્ર એ કથાનું અકેક પ્રકરણ છે એમ જ સમજો ને. આ પ્રસંગચિત્રાવલિ અથવા વાર્તામાળા એ આપણી 'પલ્લીસમાજ' છે. ગામડાનાં પ્રશ્નો અને માનવીઓની એમાં થયેલી વાસ્તવદર્શી રજૂઆત વાચકોને સાચું સમાજદર્શન કરાવશે. રા. પેટલીકરનું જન અને સમાજનું નિરીક્ષણ મજાનું છે એની પણ પ્રતીતિ બેઉ પુસ્તકો વાચકોને કરાવશે. એમના નિરીક્ષણ અને નિરૂપણનો વિષય બન્યું છે એમના વતન ચરોતરનું એક ગામ, પણ મહીનાં પાત્રોનાં નામ અને બોલી બદલાવીને ગુજરાત–કાઠિયાવાડના હરકોઈ પ્રદેશને અનુકૂળ સહેલાઇથી બનાવી શકાય. કહેવાની મતલબ એ છે કે આપણાં ગામડાં, ત્યાંનાં માણસો, તેમના પ્રશ્નો, ગામડાંના મુખી–પટેલો એ લગભગ સરખાં જ છે.

લેખકના સમાજ નિરીક્ષણ જેટલું જ ધ્યાન ખેંચે છે તેમની સુધારકતા. ગામમાં આવી ગ્રામસેવા અને સમાજ સુધારણાનું કાર્ય આદરતા આ પ્રસંગમાળાના મુખ્ય પાત્ર નરેન્દ્રની અને તેના સાથી બનતા ચુનીભાઇની એવી પ્રવૃત્તિઓને લેખકે ગામલોકોના અજ્ઞાન, પ્રમાદ, રૂઢિવિવશતા અને એ સર્વનો લાભ ઉઠાવી જાણતા મુખી છોટાભાઈની મેલી ખટપટ લીલાને કારણે અનેક મુશ્કેલીઓ વચ્ચે અટવાતી–ગુંચવાતી બતાવી, તેમ છતાં આગળ વધારી સુખદ અન્ત સુધી લઇ જઇ ફલવતી બનાવી છે તે એ સિદ્ધ કરે છે. નરેન્દ્ર–ચુનીભાઇની નિઃસ્વાર્થ સન્નિષ્ઠ સેવાપ્રવૃત્તિના પ્રત્યક્ષ દૃષ્ટાન્તે જ આખરે આ પ્રસંગમાળાના ખલપાત્ર કે પ્રતિનાયક જેવા છોટાભાઈ મુખીનો હૃદયપલટો કરાવ્યો એવું આલેખન નરેન્દ્રના મિશનને લેખકે પોતાનું ય મિશન બનાવ્યું છે એ બતાવી આપે છે. નરેન્દ્રના સેવાકાર્યના નિરૂપણથી લેખકે ત્રણ વાનાં બતાવી આપ્યાં છેઃ એક તો એ કે સુધારકે સુધારાની શરૂઆત પોતાના ઘરથી જ, પોતાથી જ, કરવી જોઈએ. એ વિના એનું કર્યું ઊગી નીકળવાનું કે કોળાવાનું નહિ. બીજું તેમણે એ બતાવ્યું છે કે સુધારકે અખૂટ ધીરજ ને પ્રેમનું ભાથું બાંધીને જ પ્રયાણ આદરવું જોઇએ. ગામડાંમાં પણ છોટા ચાણક્યો ને મેકયાવેલીઓ વસતા હોય છે અને સુધારકને નસીબે તેની હિંમત ને ધીરજને આકરી રીતે કસે એવાં અસંખ્ય પ્રત્યાઘાતી સ્થિતિચુસ્ત તત્ત્વો સાથે ઝઘડવાનું હોય જ છે. ત્રીજી વાત લેખકે એ બતાવી છે કે સેવક અને સુધારકનો માર્ગ પુષ્પાચ્છાદિત નથી તેમ છતાં જે પોતાના ધ્યેયને વફાદાર રહી આખર સુધી મંડયા રહે છે તેમને સફળતા મળ્યા વિના રહેતી નથી.

પાત્રાલેખન રા. પેટલીકરની વાર્તાકલાનું યશોદાયી અંગ છે. ખટપટી છોટાભાઈ મુખીનું પાત્ર એવા અનેક છોટાભાઇઓનું પ્રતિનિધિ, એટલે કે પ્રકારચિત્ર છે, તેમ છતાં તેનું આલેખન વાસ્તવિકતાને એવું વફાદાર છે કે એ પાત્ર ખરેખરું જીવન્ત વ્યક્તિચિત્ર પણ બન્યું છે. હાથમાંથી સરતાં સત્તા અને સ્થાપિત હિતો સંરક્ષવા માટે મેલી મુત્સદ્દીગીરીના પ્રપંચ એણે છેક સુધી ખેલ્યા છે, તેને લીધે આ પ્રસંગમાળાને 'પટલાઇના પેચ' એ નામ મળ્યું છે. એમનું અન્તમાં થતું પરિવર્તન ઝડપી લાગે છે. યમરાજનાં દ્વાર ખખડાવી આવતી માંદગીને એનું નિમિત્ત બનાવવામાં વાર્તાકારે સાચી દૃષ્ટિ બતાવી છે, પણ નજર આગળ થતાં નરેન્દ્રનાં શુભ કાર્યોના સતત દર્શનની એમના લિંગશરીરને સ્પર્શતી અસર પણ એમાં કારણભૂત ખરી. નરેન્દ્ર, ચીનુભાઈ, ગેમલ અને એવાં આ પ્રસંગમાળાનાં બધાં પાત્રોમાંનું એકેએક સાચું, જીવતું, સમાજનું પ્રાણી છે. ગ્રામીણ સમાજનું માનસ અને લોકબોલી એ બંને પર લેખકનો જે સરસ કાબૂ છે તેને લીધે આ પ્રસંગો કલ્પનાના શૂન્ય ગબારા નહિ પણ જીવાતા જીવનમાંથી સીધા ચાલ્યા આવી આપણી સામે ખડા થતા અનુભવાય છે. જીવનનો જીવન્ત સ્પર્શ એ આમ





વધુ ધ્યાન ખેંચનારી શક્તિ આ કથાએ બતાવી આપી છે. પાત્રનિરૂપણમાં–પૂર્વાર્ધનાં ત્રણ પ્રકરણમાં નંદપરાના સ્ટેશન માસ્તર, સેંજી ને પંડિતજીનું આલેખન નોંધપાત્ર કહેવાય. સેંજી ને પંડિતજીનું પ્રારંભિક નિરૂપણ એમને મહત્ત્વનાં પાત્રો બનાવશે અને ગાંધીજીની અહિંસા ને સાત્ત્વિક તેજસ્વિતાનો કોઇ મર્મસ્પર્શી ભવ્ય પ્રયોગ એમના દ્વારા સિદ્ધ થતો બતાવાશે એવી આશા બંધાવે. છે, પણ એ સફળ થતી નથી. કર્તા એ બેઉને તરત જ પતવી નાખી પડતા મૂકે છે ને આગળ વધે છે, પછી તો એક બાજુ દુનિયામાંની દુષ્ટતાનાં પ્રકાંડ તાંડવનું અને બીજી બાજુથી એ તાંડવના ઘમસાણ વચ્ચે પણ ઉન્નત મસ્તકે ઊભી રહેતી દૈવીસંપત્તિનું દર્શન કરાવવા પર જ લેખક અડધ્યા છે. પાત્રોના સારાં અને ખરાબ, અથવા ભાવનાશાળી અને ખંધા દુનિયાદારી, એવા સીધાસટ બે વિભાગ પાડ્યા હોય તો આગલા વિભાગમાં દાક્તર નગીનદાસ અને પશી ડોશી, અને બીજામાં ફોજદાર અને અંબાલાલ, એ ચાર પાત્રોનું તેમના વર્તન અને તેને પ્રેરતા હેતુઓ સાથે કુશળ નિરૂપણ લેખકે વિસ્તારથી કર્યું છે. એક બાજુ જેમ ફોજદારના પાત્ર પર તેમ બીજી બાજુ દાક્તર નગીનદાસના પાત્ર પર રા. દલાલની કલમે ખાસ પક્ષપાત બતાવ્યો છે. ફોજદારનો ખંધાઇની સામે દાક્તરની ભલાઇને મૂકી, ફોજદાર સાથેના વધુ સંપર્ક પછી તેની ભલાઇમાં દાક્તરે મૂકેલી શ્રદ્ધા ઉડાડી મૂકી દાક્તરનો ભ્રમનિરાસ કરી તેને જગતની નાગી દુષ્ટતાનો જીવનમાં નવું જ શીખવાડનારો અનુભવ રા. દલાલે કરાવ્યો છે. એ અનુભવ પછી જ લાંચ જેવા નૈતિક દષ્ટિએ અશુદ્ધ સાધનથી પણ નિર્દોષોને પોલીસના યાતનાઘરમાંથી છોડાવવાનું કાર્ય હાથ ધરવા શુદ્ધ માનવધર્મથી પ્રેરાઇને દાક્તર તૈયાર થાય છે. એ નિર્ણય કર્યા પહેલાં દાકતરના દિલમાં ચાલેલા મંથનનું નિરૂપણ, ખાસ કરીને એક મોટા કાયદાને વ્યવહાર અને માનવતાની દ્રષ્ટિએ છણવાનું એ નિમિત્તે લેખકને હાથે બન્યું હોઇ, આ કથાની એક વિશિષ્ટતા ગણાવાપાત્ર છે. દુનિયામાંના અનિષ્ટનો, અ-શિવનો, આસુરીસંપત્તિનો સ્વીકાર કરી રા. દલાલે કોઇ નિરાશાવાદીની માફક હાથ ખંખેરી નાખ્યા નથી. દાક્તરની સારમાણસાઈ, પશી ડોશીનું આત્મગૌરવ, અને જગુની ભાવનાશીલતા ને તેજસ્વિતા પોતાનું વર્ચસ્વ બતાવી પરિસ્થિતિમાં ભરેલા દૈન્ય અને દુષ્ટતાની સામે ટકરાતાં ને આખરે સાત્ત્વિક વિજયને વરી પોતાનો વાવટો ઊંચો રાખતાં તેમણે બતાવ્યાં છે એ શુભ ને શિવ પરની એમની શ્રદ્ધા બતાવી આપે છે. દાકતર, જગુ, બાવાજી ને પશી ડોશીને જ રા. દલાલ પાદરનાં તીરથ ગણાવવા માગે છે. અલ્પશિક્ષિત સામાન્ય જનતામાંથી સ્વયમેવ પ્રગટી આવતી મનુષ્યત્વ અને આત્મગૌરવની મૂર્તિઓ જ પાદરનાં તીરથ. એકના એક પુત્રને લાંચ આપીને તો છોડાવવા ન જ ઇચ્છતી પશી ડોશીનું પાત્ર આ કથાનું એક આકર્ષણ ગણાશે. એના હૈયામાં મુકાયેલી ભાવના અને તેના મોંમાં ઘણી વાર મુકાયેલા શબ્દો ગામડાં ગામની સાદી અમથી વિધવા ડોશીનાં છે એના કરતાં એના સર્જકનાં વિશેષ લાગે છે, એટલું કહેવું પડશે. પણ સર્જકની ભાવનાશીલતા અને કલ્પનાને નવલકથામાં સાવ અવકાશ ન જ હોય એમ તો કોઇ કહેશે નહિ.

રા. દલાલની કલમ જુવાનીની સ્ફૂર્તિવાળી અને ચાપલ્યને ભજનારી છે. વાર્તા એના ઘણા ભાગોમાં આકર્ષક બની છે તે એને લીધે. એટલું ખરું કે તાત્ત્વિક ચર્ચા વેળા શબ્દચાપલમાં એમનું વક્તવ્યના કેટલીક વાર અવિશદ રહી જાય છે. ભાષાની જ વાત થાય છે, તો 'નંતો', 'નંતી'ના પ્રયોગો હવે કવિઓને માટે અને બહુ બહુ તો પોતાને માટે બોલવા પૂરતા રાખી પોતાના શિષ્ટ ગદ્ય લખાણોમાં ઓછા કરવાની, તેમ જ 'કરે રાખ્યું' એ અશુદ્ધ છે અને શુદ્ધ પ્રયોગ 'કર્યે રાખ્યું' એ છે એ ન ભૂલવાની જરૂર રા. દલાલને સૂચવી શકાય તેમ છે.

## પટલાઈના પેચ ૧–૨

[ લે. ઈશ્વર પેટલીકર; પ્રકા. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય દરેક ભાગના દશ દશ આના. ]

પહેલા ભાગમાં નવ અને બીજામાં દશ મળી એ





પુસ્તકદ્વયનું આગવું લક્ષણ ઠરે છે. ઉદ્દેશપ્રાધાન્યને લીધે વાર્તાકલા સભાનપણે વિહરતી નથી છતાં ઘણા પ્રસંગો મજાની વાર્તાઓ બની ગયા છે, અને વાર્તારસ તો બધા પ્રસંગો ઓછોવત્તો આપે છે.

'સર્વોપયોગી સાહિત્ય શ્રેણી'માં છાપીને સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે આ બેઉ પુસ્તકોને માટે બહોળા પ્રચારની જે સગવડ કરી આપી છે તેનો લાભ એને ખૂબ મળે અને પુસ્તકો જનતામાં ખૂબ વંચાય-ફેલાય એ ઇચ્છવાજોગ છે. સાહિત્યકારો પ્રજા ઘડતરને મદદગાર બની શકે તો આ રીતે. આવું કાર્ય હજી વધુ પ્રમાણમા થવાની આપણે ત્યાં જરૂર છે. વર્ષોથી સુધારકો મથતા રહ્યા છે છતાં આપણો ગ્રામીણ એનો એ છે. મરણપરણનાં ખર્ચ, નિરક્ષરતા, અસ્પૃશ્યતા, વિધવાઓ અને એવા અનેક પ્રશ્નો પરત્વે આ પ્રસંગ માળામાંના નરેન્દ્ર જે કંઈ કર્યું તેવું ગામેગામના નરેન્દ્રો કરશે ત્યારે જ આવતા સ્વરાજને સાચવવાની ને ચલાવવાની તાકાત ઊભી થશે, તે સિવાય નહિ.

## આપણા નેતાઓ ભા.-૨

[લે. યુસુફ મહેરઅલી; પ્રકા. પદ્મપ્રકાશન લિ મુંબઈ; મૂલ્ય એક રૂપિયો. ]

રા. યુસુફ મહેરઅલીએ પોતે અંગ્રેજીમાં લખેલાં આપણા દેશના કેટલાક અગ્રણીઓનાં રેખાચિત્રોના પુસ્તક 'આપણા નેતાઓ'ને મળેલા આવકારથી પ્રોત્સાહિત થઇ જે બીજાં વધુ રેખાચિત્રો લખ્યાં તેના અંગ્રેજી સંગ્રહનું આ ભાષાન્તર છે. આ બીજા ભાગની ચરિત્રવિષય વ્યક્તિઓ છે. મહાત્મા ગાંધી, સુભાષચંદ્ર બોઝ, કમળાદેવી, અરુણા અસફઅલી, અચ્યુત પટવર્ધન, ડૉ. ખાનસાહેબ અને માસ્તર તારાસિંહ.-સાતેનાં વ્યક્તિત્વ અને આજ સુધીનાં કાર્યની આ દોડતી કલમે પત્રકારી શૈલીમાં લખાયેલાં લાગતાં રેખાચિત્રો ઠીક પિછાણ આપી છૂટે છે. અરુણા અસફઅલી, અચ્યુત પટવર્ધન અને માસ્તર તારાસિંહનાં રેખાચિત્રો એ પણ બતાવે છે કે લેખકે ચરિત્રવિષય વ્યક્તિઓનું ગુણ સંકીર્તન જ નથી કર્યું, પણ તેમની પોતાને દેખાઇ સમજાઇ હોય તેવી નાની મોટી નબળાઈ કે ભૂલ પોતાના નિરૂપણમાં ચીંધી બતાવેલ છે અનુવાદ રા. ભગવાનદાસ ભૂખણવાળાએ સારો કર્યો છે.



## ન્યુઝપ્રિન્ટ

આપણાં છાપા (અને આ માસિક) જેની ઉપર છપાય છે તે ન્યુઝપ્રિન્ટ કાગળના ૩૫,૦૦૦ ટનનો ઉપયોગ હિંદે લડાઈ પહેલાના વર્ષમાં કરેલો. લડાઇનાં વર્ષો દરમિયાન એ વપરાશ ઘટી ઘટીને ૧૯૪૩માં ૧૧,૦૦૦ ટન જેટલો ઓછો થઇ ગયેલો. તે પછી તેમા ધીમે ધીમે વધારો થઇ રહ્યો છે. ૧૯૪૬માં આપણે ૨૭,૭૦૦ ટન ન્યુઝપ્રિન્ટ વાપરેલો. આ ઉપરાંત દર વર્ષે હજી બીજા ૬૦,૦૦૦ ટનનો ઉપયોગ આપણે કરી શકીએ તેમ છીએ. આ બધો કાગળ આપણે આજ સુધી પરદેશથી લાવવો પડતો હતો. પણ હવે હિંદમાં ન્યુઝપ્રિન્ટ બનાવવા માટે બે વેપારી પેઢીઓ શરૂ થઇ છે. તેમાંથી એકનું કારખાનું ૧૯૪૮માં ન્યુઝપ્રિન્ટ બનાવતું થઇ જશે.

જુલાઈ : ૧૯૪૭ : સંપાદક : ઈશ્વરલાલ મોહનલાલ દવે : અંક ૪



આષાઢી મેઘ

## આ અંકની સામગ્રી



*

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી : અમદાવાદ.

મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : ઢરણવાળી પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ

વિજ્ઞાપના વ્યવસ્થાપક: સાયન્ટિફિક પબ્લિસિટી કાં. મોડલ ટૉકીઝ સામે, અમદાવાદ; મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ






સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક ચોથો

જુલાઈ : ૧૯૪૭

ક્રમ



: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂ. ૭-૦-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

છૂટક નકલ બાર આના

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ



આ મહિનાનો વિચાર

## ગદ્ય સાહિત્યનો પ્રયોગી વિકાસ

ગદ્યમાં રહેલી પ્રચ્છન્ન કાવ્યમયતા વિષે આપણું વિવેચન જ્યાં સુધી ગંભીરતાપૂર્વક વિચાર નહિ કરે ત્યાં સુધી ગુજરાતી સાહિત્યનાં સર્વોત્તમ શિખરો આપણને જોવા નહિ મળે. મણિલાલ નભુભાઈ, આનંદશંકર, ગોવરધનરામ અને બીજા અનેકાનેકે આપણા ગદ્યસાહિત્યને ઘણા ઘણા આભૂષણો વડે અલંકૃત કર્યું છે છતાં ભૂલવું ન જોઈએ કે એમાંના કોઈમાં – ગોવરધનરામમાં પણ પ્રચ્છન્ન કાવ્યમયતા આપણને જોવા મળતી નથી. એ આખી એક અનોખા પ્રકારની કલા છે. કવિ ન્હાનાલાલના અલંકૃત ગદ્યમાં પણ એ નથી. મુનશીમાં નથી. બ. ક. ઠા., ગાંધીજી, મશરૂવાળા કે કાલેલકરમાં નથી–નહિ કે આમાંના કોઈ ગદ્યના અદ્ભુત સ્વામી નથી, પરંતુ એમની વિચારધારામાં, જે વસ્તુ પ્રધાન-પણે દેખા દે છે, એ સુંદર નિર્મળ મોહક કલાસ્વરૂપ ધારી શકતી નથી. ટાગોર, રસ્કીન કે જિબ્રાનમાં દેખા દે છે તેવું. એવું કલાસ્વરૂપ કે જેમાં શબ્દ, વાક્ય, રચના, લઢણ, વાચનનો આરોહઅવરોહ, વિચાર, ભાવના, લાગણી અને જરાક અદૃશ્ય રહેતી એવી લેખકની પોતાની વ્યક્તિગત વિચિત્રતા કે શ્રદ્ધા–એ તમામે-તમામ એટલાં ઓતપ્રોત થઈને વણાઈ ગયાં હોય કે સેઈન્ટસબરી રસ્કિન વિષે કહે છે તેમ એના ગદ્યની દરેકેદરેક 'ઈંચ' જગ્યામાં એક સંપૂર્ણ ચિત્ર બેઠું હોય છે અને તે આખા ચિત્રની સાથે તદ્દન મેળમાં હોય છે.

એનું કારણ એવું છે કે પોતાના વિષયના રસ ઉપરાંત, ગદ્યની રચનાના સૌન્દર્યનું જેને આકર્ષણ હોય, એવા લેખકો બહુ થોડા હોય છે. રચનાના વિવિધ અંગનો મોહક સ્વાંગ સમજવામાં લેખકની પાસે શાંત સમાધિ હોવી જોઈએ. સેઈન્ટસબરી એક જગ્યાએ બહુ સુંદર રીતે મૂકે છે તેમ 'The necessities of the prose writer are, an ear in the first place : this is indispersable and perhaps not too Common '– ગદ્યનું સૌન્દર્ય, આપણો કાન તરત પકડી શકે, એવી રીતે સુકાયલું હોય તો જ એ વસ્તુને



એટલે આ સમય છે કે જ્યારે આપણે આપણા ગદ્યસાહિત્યની એક રાષ્ટ્રીય સંપત્તિ લેખે મૂલમુલવણી કરવી જોઈએ. આપણા ગદ્યસાહિત્યમાં એટલા બધા અવનવા પ્રયોગોને અવકાશ છે કે એ તમામેતમામ પ્રયોગો માટે રસ લેનારાઓ જાગવા જોઈએ.

ગઝલમંડળની પેઠે ગદ્યને ખીલવણીની તાલીમ આપવી જોઈએ. એ ખીલવણી આપવામાં કૃતિમતાનો મહાભય રહ્યો છે એ ખરું પણ એટલા ભયનો સામનો કરીને જો એનું સાચું સ્થાન સ્થાપવાનો પ્રયોગ કરવામાં આવે, તો લોકોને એક નવીન દૃષ્ટિ મળે. અને એની રીતે શિક્ષણ અને સંસ્કારનો વ્યાપક સ્પર્શ જનતાને પહોંચે.

આપણે આપણા ગદ્યને સાચું, એકધારું, સ્વચ્છ, સમજાય તેવું બનાવી શકીએ તો એ પણ મોટી સેવા છે. આપણે શરૂઆતમાં જે વિચાર દર્શાવ્યો—ગદ્યકલાના સ્વામીઓનો—એ સ્વામીઓની ગદ્યકલાને સમજવાની પ્રાથમિક ભૂમિકા પણ હજી આપણે ત્યાં ખૂટે છે. એને પરિણામે આપણે ત્યાં જ્યારે કાંઈ અસાધારણ ક્રાન્તિકારી સ્થિતિ જન્મે છે ત્યારે એમાં વ્યવસ્થા સાચવવાનું સાહિત્ય પણ આપણે યોગ્ય રીતે આપી શકતા નથી. એક જ ઉદાહરણ આપું. ઘણી વખત એક સાદામાં સાદી સજાવટ જે વસ્તુ કરી શકે તે સજાવટ પણ આપણે બરાબર આપી શકતા નથી. આપણા અસંખ્ય નાગરિકોએ આજ દિવસ સુધી બસ અને ગાડીઓના કડવા અનુભવો કહ્યા છે. એમને આટલી સાદી સમજ કોઈ દિવસ આવી કે શહેરની મ્યુનિસિપાલિટીએ એક એવું ઈનામ જાહેર કરવું જોઈએ કે વરસ દરમ્યાન સૌથી વધારેમાં વધારે વિવેક જે ગાડીવાળો જાળવી શક્યો હોય એવો ગાડીવાળો એ મેળવે! માત્ર એટલું જ કરવાથી નાગરિક જીવનને કેટલી રાહત આપી દેવાય!

ખરી રીતે આપણા આવા સાદા વાચનપ્રયોગોની પણ તાલીમશાળા જોઈએ. એક જ વિષયને—સાદામાં સાદી, સુંદરમાં સુંદર, ને સ્વચ્છમાં સ્વચ્છ રીતે કહી બતાવનાર ને લખી દેખાડનાર માટે બીજા કોઈએ નહિ તો, દૈનિકપત્રોએ, પોતપોતાના 'કોલમ' દ્વારા પ્રસિદ્ધિ ને પારિતોષિક આપીને, એના પ્રયોગો પણ માંડવા જોઈએ. દેશની જરૂરિયાત—અને એને પહોંચવાના માર્ગો વિષે જે વધારેમાં વધારે ચિંતન કરતા રહેશે તે જ છેવટે પ્રગતિશીલ બની શકશે.

ધૂમકેતુ

❋





ઉઠાવ આપે છે આને કૃતિમતાનો ઘણો ભય છે પણ, સંભાળ હોય, વિષયનું જ્ઞાન હોય, ખરો રસ હોય ને ચિત્તમાં પ્રસન્નતા હોય–તો એક સુરેખ કાવ્ય-મયતા, ગદ્યમાંથી ઊઠી આવે, અને એનો આખો રણકો ફરી જાય. પણ આટલે ઊંચે જવાની જરૂર નથી. એ પછી આવશે. પણ આપણી પાસે, આજે ફરેલી પરિસ્થિતિને લીધે, ગુજરાતીમાં લખાણો વધવાની અને અનેક પ્રકારના પ્રયોગો થવાની શક્યતા વધી છે. એવે વખતે ગુજરાતી ગદ્યસાહિત્યનો, રચનાના અખતરા લેખે, અને એથી એમાં ઉદ્ભવ પામતા અર્થોના ફેરફાર લેખે, અભ્યાસ કરવામાં આવે, અને એમાં પણ આપણી બોલવાની લઢણનું સુરેખ મિશ્રણ મૂકવામાં આવે, તો ગદ્યસાહિત્યની ઘણી જ વિવિધ દિશાઓ ઊઘડે એટલું જ નહિ, આપણી સમજણશક્તિ, સૌન્દર્યદૃષ્ટિ અને ચિત્તની ભાવનામાં પણ સંસ્કારી ફેરફાર થાય. કારણ કે છેવટે તો માણસ આ જમાનામાં જેટલો પોતાની વિચારશક્તિ વડે ઘડાય છે એના કરતાં એક હજાર ગણો વધારે, એ પોતાની આસપાસના વાતાવરણમાંથી ઘડાય છે. આ વાતાવરણને શબ્દ વડે સરજવાનું બળ માણસ પાસે રહ્યું છે. માટે માણસે શબ્દની ઉપાસનામાં ઘણું વધારે ચિંતન રેડવું જાઇએ. અને શબ્દને ચિત્તની શાંતિનો, પવિત્રતાનો ને તેજસ્વિતાનો વાહક બનાવવો જોઈએ.

આજે જે રીતે માણસો શબ્દવ્યવહાર કરી રહ્યાં છે, સેંકડો હજારો ને લાખો માણસોનાં ખૂન કરાવ્યા પછી, જે મોહક ફિલસૂફીની વાતો કરી રહ્યાં છે, એ દર્શાવે છે કે શબ્દનું ખરું રહસ્ય આપણે ગુમાવી દીધું છે. એ રહસ્યને ફરી સ્થાપવા માટે એનો નવેસરથી રચનામર્મ શોધવો જોઇએ. એ દૃષ્ટિએ પણ ગદ્યસાહિત્યનો વિકાસ સાધવાનો આ સમય છે. આપણને જેટલો ભય અત્યારે 'એટમ બૉમ્બ' નો લાગે છે એટલો જ મિથ્યા પ્રલાપી શબ્દોનો પણ લાગવો જોઈએ.

આમાં ખરું કર્ત્તવ્ય તો વિવેચકોનું છે. એ જે વાંચે છે ને એ સમજે છે એ પ્રમાણે નથી, પણ આ પ્રમાણે છે, એવો તત્ત્વાર્થ આજે વારંવાર વિવેચકોએ વાચકોને આપવો ઘટે છે. આજે વાચનની ભૂખ જાગી છે. જાણવાની મહેચ્છા જન્મી છે. એ વખતે, માનવપ્રકૃતિમાં રહેલા તમામ અંશોને સુવ્યવસ્થિત કરે અને એને એક માનવ તરીકે જીવતાં શીખવાડે એટલું સામાન્ય , સાહિત્ય તો હાથવગું બની જવું જોઈએ. સાહિત્યની વિવેચનાની જેમ, સિનેમા, નાટક, સામાજિક પ્રવૃત્તિ અને રાજકરણની તલસ્પર્શી, મધ્યસ્થ, આકર્ષક, રુચિકર અને સમજાવટ કરવામાં સફળ એવી વિવેચનાઓનો હવે વારંવાર ખપ પડવાનો છે. જેવી રીતે ઋતુનાં મોસમી ફળો પાકતાં જ તરત એની મારણ ઔષધીઓનો ખપ પડે છે તેમ.



છેદન હવે કોણ જાણે કેટલાંય વર્ષે કદાચ ફરી સમારી શકાશે. પણ પ્રજાને જો જાગવું હોય તો એ હજુય જાગી શકે છે. ડોશીનું તો મોત થઇ ગયું—તે હવે બન્યું-ન-બન્યું થઇ શકનાર નથી. પણ જમને ઘર ભાળી જવા ન દેવું હોય તો હજી ય પ્રજા ખબરદાર બને. પોતાનું પાકિસ્તાન લઈને લીગ તો રવાના થઈ ગઇ, પણ આ દેશનું દૈવત હવે ખૂટયું છે એમ સમજીને ત્રાવણકોરના દીવાન, હૈદ્રાબાદના નિઝામ અને એવા કેક બીજા તીસમારખાં પણ હિંદના નાના મોટા ટુકડા ઉઠાવી જવાની પેરવીમાં પડયાં છે. હજી બધું લુંટાઇ ગયું નથી. આત્મનિર્ણયના સિદ્ધાંતોની બધી વતિનો અંચળો દૂર કરીને હિંદની પ્રજા તોપગર્જનાને સ્વરે હજી ય કહી શકે તેમ છે કે, પાકિસ્તાન ભલે આપ્યું, પણ હવે તો એક તસુ ય જમીન કોઇ નહિ લઈ શકે: જરૂર પડયે ત્રાવણકોર, હૈદ્રાબાદ, કે કાશ્મીરને ફરી સર કરવા પણ અમે તૈયાર છીએ.

### હિંદમાં વસનારા મુસ્લિમો હવે સાચા હિંદીઓ બને

પાકિસ્તાનમાં વસનારા ચાર કરોડ મુસલમાનોને નવાબો-જમીનદારોની કેવી સરમુખત્યારી વેઠવી પડશે તે હવે આગાહીઓનો વિષય નહિ પણ થોડા જ વખતમાં નજરે નિહાળવાની બીના છે. પાકિસ્તાન માટે શોરબકોર કરવામાં મોખરે રહેલા બાકીના હિંદના મુસલમાનોએ હવે પાકિસ્તાનને ભૂલીને સ્થિર ચિત્તે પોતાનું ભાવિ વિચારવાનું રહે છે. જેઓ પાકિસ્તાનમાં જ વસતા હતા, કે બાકીના હિંદમાંથી પાકિસ્તાનમાં વસવાટ કરવા જે જઇ શકશે તેવા સરકારી અમલદારો કે શ્રામંતોને એમનું નવું વતન મુબારક હો; ખુદા તેમને સન્માર્ગે દોરશે તો તેઓ ત્યાં જઇને પણ સુખી થઇ શકશે. પણ એમને બાદ કરતાં જે પાંચ કરોડ જેટલા ગરીબ અને મધ્યમ વર્ગના મઝદૂર-વેપારી મુસલમાનો હિંદમાં જ રહેવાના છે તેમણે હવે તો સંપીને સાચા હિંદીઓ બનીને જીવવું જોઇએ. દરેક બાબતમાં વિરોધ કરવાની, ઝઘડા ઊભા કરવાની, રિસાળ નાના બાળ જેવો રસમો છોડી દઇને તેમણે હિંદના ઉત્કર્ષ માટે સક્રિયપણે મથવું જોઇએ. પાકિસ્તાન તો એકલા મુસલમાનો માટે જ હશે, પણ આ હિંદ તો જેટલું હિંદુનું છે તેટલું જ મુસલમાન, પારસી અને ખ્રિસ્તીનું છે. એના ઉત્કર્ષથી સહુ કોઈને લાભ છે, એના ઉત્કર્ષ માટે મથવાની હિંદુ-મુસલમાન સર્વની જેમ ફરજ છે તેમ સર્વનો અધિકાર પણ છે—એ કોઇનો ઇજારો નથી. અહીં તો ઝાઝા હાથ રળિયામણા બનશે. હા, એટલું છે, કે કોઇ પણ માણસ, તે મુસ્લિમ, હિંદુ કે બીજી ગમે તે કોમનો હશે તેને તે કોમનો હોવાને કારણે કાંઈ જ મહત્વ રાજકારણમાં નહિ અપાય. જેનામાં જેટલી આવડત, જેટલું તેજ, જેટલા ગુણ, તેટલા પ્રમાણમાં તે આગળ વધી શકશે.

### ઈન્સાફનો અમલ અને ખુશામતનો અંત.

સંભવ છે કે પાકિસ્તાની મનોદશામાં ગળાબૂડ ઊતરી પડેલા કેટલાક મુસ્લિમોને હિંદમાં વસવા છતાં, થોડા કાળ સુધી, પોતાને પાકિસ્તાની ગણાવવાની ઘેલછા વળગેલી રહેશે અને કોમી ધોરણે પોતે અહીં કોઈ ખાસ લાભ નહિ મેળવી શકે તો પાકિસ્તાનમાં 'બાન પકડેલા હિંદુઓ' ઉપર જોરતલબી કરીને અહીં પોતે ધાર્યું કામ કરાવી શકશે એવી ભ્રમણા એમના મગજમાં રહેશે. આવી ભ્રમણા જેટલી વહેલી દૂર થાય તે ખુદ એમને માટે તેમજ બીજા બધાને માટે સારું છે. સિંધમાં હિંદુઓને એમની વસ્તીના પ્રમાણમાં ૨૭ ટકા અને મુસલમાનોને ૭૩ ટકા સરકારી નોકરીઓ આપવાની લીગી પ્રધાનમંડળે જાહેરાત કરી તેયા યુક્તપ્રાંતમાં મુસલમાનોને ૪૦ ટકા નોકરીઓ મળતી હતી તે ઘટાડીને તેમની વસ્તીના પ્રમાણમાં ૧૫ ટકા જ કરી નાખવામાં આવી એટલે તરત જ સિંધના પ્રધાન શ્રી ગઝદરને પોતાના પક્ષની ભૂલ સમજાઈ અને એમણે જાહેર કર્યું કે, બીજા બધા બિન-મુસ્લિમ-બહુમતી-પ્રાંતો જો યુક્ત પ્રાંતનું અનુકરણ કરશે તો સિંધના મુસ્લિમોને થયેલા નજીવા લાભની સામે એ પ્રાંતોના મુસલમાનોને વેઠવું પડશે.

શ્રી ગઝદરની માફક બીજા લીગ-નેતાઓને પણ કદાચ આ ભૂલભર્યો માર્ગ સમજાશે તો હિંદના મુસ્લિમોને તેમની સંખ્યાના પ્રમાણ કરતાં પણ વધુ નોકરીઓ મળી શકે તે માટે પાકિસ્તાનમાંની લઘુ-





–અપમાનિત સમાધાનોભરી વાટાઘાટો દ્વારા પણ –સ્વરાજ વહેલું લાવી શકાશે. કદાચ એ હૃદયપૂર્વક એમ માનતા હશે કે આઝાદીની હિંસક લડતમાં જાન-માલની જે ખુવારી થાય તેના કરતાં વાટાઘાટો એકંદરે દેશને ઓછી નુકસાનકારક નીવડશે. નેતાઓ આવું માનતા હોય તો એ તેમની નબળાઇ છે, એમ ઘણા કહેશે. આત્મનિર્ણયના સિદ્ધાંતને નામે, અને દેશના કોઈ પણ ભાગ ઉપર બીજાઓની ઇચ્છા બળ-જબરીથી ન લાદવાના ધ્યેયના બહાના હેઠળ એમણે મંજૂર રાખેલા દેશના ભાગલા પાછળ વસ્તુતઃ તો એમની જ કમજોરી રહેલી છે, એમ પણ કેટલાક કહેશે. એમ તો અમેરિકા જેવા સ્વાતંત્ર્યપ્રિય દેશના લોકો શું 'આત્મનિર્ણયના અધિકારમાં નહોતા માનતા? અને છતાં હબસી ગુલામોના પ્રશ્ન ઉપર અમેરિકન રાજ્યસંઘમાથી જુદા પડવા માગતાં દક્ષિણનાં રાજ્યો સામે એ કેવા લડ્યા હતા! અમેરિકાની એકતાને સર્વોપરી ગણીને પોતાના જ ભાઈઓ સામે લિંકનનાં લશ્કરોએ કેવી ટક્કર ઝીલી હતી!

### નેતાઓની તાકાતનું ભાથું પ્રજાએ પૂરું પાડવું પડે છે

વાત પણ સાચી છે. આજે આપણા આગે-વાનોમાંથી કેમ કોઇ લિંકન તલવાર ઉઠાવીને ન નીકળ્યો? કેમ કોઇ એવું કહેનાર વીરલો ન જાગ્યો કે, ના, સિલ્હટને આસામથી અલગ નહિ પાડી શકાય; ના, સરહદમાં લોકમત નહિ લઈ શકાય; ના, બંગાળના કે પંજાબના ભાગલા નહિ પાડી શકાય; ના, શું ત્રાવણકોર કે શું નિઝામ, શું ભોપાલ કે શું કાશ્મીર, હિંદની ધરતીનો એક અંગૂઠા જેટલો ટુકડો પણ દેશ આખાથી વિખૂટો પડીને પોતાની સ્વતંત્રતા કે સાર્વભૌમતા જાહેર નહિ કરી શકે; ના, ગોવામાં પોર્ટુગીઝો અને ચંદ્રનગરમાં ફ્રેંચો નહિ રહી શકે; કારણ કે એ ગેરઇન્સાફ છે, એ જુલમ છે, એ અસત્ય છે, એ અસહ્ય છે? એ સવાલનો જવાબ મેળવવા માટે નેતાઓનાં મોઢાં સામે જોવાની જરૂર નથી. લિંકનથી સવાયાં જોખમો પણ ઉઠાવી શકે તેવા બડવીરો આ દેશમાં પડ્યા છે. પણ ખરેખર શું એ આપણા નેતાઓ રહ્યા છે?

સાચાખોટા, પણ શ્રી ઝીણા કરોડો મુસલ-માનોના આગેવાન છે. એ માગણીઓ રજૂ કરી શકે છે ને માગણીઓ મંજૂર પણ કરાવી શકે છે; એ તોફાનોની ધમકી આપી શકે છે અને એમનાં અનુયાયીઓ એ ધમકી સાચી પણ પાડી શકે છે. જ્યારે આપણે જેમને રાષ્ટ્રીય આગેવાનો ગણીએ છીએ તે શું સાચેસાચ લોકનેતાઓ રહ્યા છે? ગાંધીજીને જગત આખું મહાત્મા તરીકે ઓળખતું થયું છે. પણ આ દેશની પ્રજા એમની આગેવાની સ્વીકારે છે ખરી? હરિજનો સાથેના ભેદભાવ છોડી દેવાની એક એમની નાની શી માગણી પ્રજા આજે પચીસ વરસે અંશતઃ પણ પૂરી કરી શકી છે ખરી? દેશની આજની મોટી કમનસીબી, એના ભાગલા કરતાંય વિશેષ તો, જે નિર્વેપભાવે પ્રજાએ એ ભાગલા સ્વીકારી લીધા છે તે છે. ભવિષ્યની પ્રજા આજનો ઇતિહાસ વાંચીને પાંચ–પંદર નેતાઓની કમજોરીને નહિ સંભારે, પણ જે ચાલીસ કરોડ–ત્રીસ કરોડ –વીસ કરોડ માનવીઓએ વતનના ભાગલા મૂંગે મોઢે સ્વીકારી લીધા તેમને એ ફટ ભણશે. ગાઢ તેવા શક્તિશાળી નેતાને પણ એની તાકાતનું ભાથું આખર જતાં તો પોતાની પ્રજા પાસેથી જ મેળવવું પડે છે. 'હું એકલો શું કરી શકું?' એવી ગાંધીજીની આજની રૂદનવાણી એ જ સૂચવે છે. નીર કૂવામાં જ ખૂટ્યાં છે, પછી અવેડામાં ક્યાંથી આવે? લોકસાગર જ સુકાવા માંડ્યો છે, ત્યાં બાપડા આગેવાનો શું કરે? છેવટ સુધી લડતનાં રણશીંગા ફૂંકનારા સમાજવાદીઓ પણ આખરે પાણીમાં બેસી ગયા એનું પણ એ જ કારણ. ભાગલાની વિરુદ્ધ ઉપવાસ પર ઊતરવાની ગાંધીજીને સલાહ આપવા નીકળનારાઓએ એમ કેમ ન કહ્યું, કે ભાગલા સામે લડતાં લડતાં દેહ પાડવા અમે હજારોની સંખ્યામા તૈયાર છીએ. લિંકન કાંઈ ઇશ્વરને ઘેરથી ઘડાઇને નથી આવતો, જનતા જ લિંકનોને પેદા કરે છે.

### પાકિસ્તાન ભલે આપ્યું— હજી બીજું લુંટાઈ ગયું નથી

કાળઘડી આવીને ચાલી ગઈ—એને કોઇએ પડકારી નહિ અને એ ચાલી ગઇ. એણે કરેલું દેહ-

એમને પૂરતું પોષણ નથી મળતું, એ છે. લાંબા કાળ સુધી પરદેશી અમલ નીચે રહેલા બ્રહ્મદેશ, હિંદ અને બીજા ઘણા દેશોનું યૌવનધન બરાબર આ જ રીતે વેડફાઇ જતું હોય છે. હિંદમાં લડાઇ દરમિયાન વીસ લાખ સિપાહીઓ તરીકે ગામડીઆ ને સશક્ત ખેડૂતોની ભરતી થઈ શકી હતી ખરી, પણ કેળવણી પામેલા વર્ગમાંથી અફસરપદને યોગ્ય શરીર–સંપત્તિવાળા જુવાનો બહુ જ ઓછા સાંપડેલા. થોડા મહિનાઓ પછી આ દેશમાંથી બ્રિટિશ લશ્કર તેમ જ હિંદી લશ્કરમાંના બ્રિટિશ અફસરો વિદાય લેશે ત્યારે આપણી મોટી કસોટી થશે. હિંદી લશ્કરમાં હિંદી અફસરોની જે મોટી અછત છે તે પૂરી કરવી સહેલી નહિ હોય. પૂરતી લશ્કરી તાકાત વિના હિંદ દુનિયાના સહુ રાષ્ટ્રો વચ્ચે માનભર્યું સ્થાન મેળવી શકશે નહિ. અને એ લશ્કરી તાકાત માટે જરૂર છે સશક્ત, કેળવાયેલા જુવાનોની. કિશોરાવસ્થામાં શરીરનો જે બાંધો બંધાય છે તેનો જ ઘાટ યુવાનીમાં ઘડી શકાય છે. આપણા કિશોરોની તંદુરસ્તી વધે, એમની શક્તિ વધે, એમનાં હાડકાં ફરતી માંસલ દીવાલો રચાય તે માટે પોતાનાથી શું શું થઇ શકે તેમ છે તેનો પ્રાંતિક સરકારોએ, મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડોએ અને કેળવણી વિષયક બીજી સંસ્થાઓએ તત્કાલ વિચાર કરવો જોઇએ. માત્ર અખાડા ખોલવાથી શરીરની શક્તિ વધી જશે નહિ. આપણા કિશોર વિદ્યાર્થીઓને તેમની નિશાળોમાં આજે સંપૂર્ણ ભોજન ભલે ન આપી શકાય, પરંતુ ઘેર એમને મળતા ખોરાકમાં પૂરવણી રૂપે પૌષ્ટિક તત્ત્વોવાળા કોઈ પદાર્થો એમને નિશાળમાં જ મળી શકે તો કેવું સારું! એમાં રોકાતી મૂડીનું વ્યાજ ૭ ટકાથી ઓછું નહિ આવે એવી પ્રતીતિ આપણી સરકારી–બિનસરકારી સંસ્થાઓને તેમ જ સરોદિયા શ્રીમંતોને કરાવવાનું કામ બહુ મુશ્કેલ ન બનવું જોઇએ.

જાપાનની સરકારે અનાજની કટોકટીને પહોંચી વળવા માટે દેશભરની હોટલો અને વીશીઓને ૭ મહિના માટે બંધ રાખવાનું ફરમાન કર્યું છે તે પ્રમાણે આપણા અન્નનો બેફામપણે બગાડ કરતી અને લોકોની તંદુરસ્તી બગાડતી સેંકડો ફરસાણ–મિઠાઈની દુકાનો અને હોટલો કટોકટીના થોડા મહિનાઓ દરમિયાન બંધ કરાવીને આપણી પ્રાથમિક શાળાઓનાં બાળકોને થોડુંઘણું સાત્ત્વિક પોષણ પૂરું પાડી શકાય તેમ છે.

### 'મેટ્રિકની કત્લેઆમ'નો પ્રશ્ન કાયમી ઉકેલ માગે છે.

મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષામાં આ વર્ષે બેઠેલા વિદ્યાર્થીઓમાંથી માત્ર ૪૪ ટકા જ પાસ થઈ શક્યા છે તે હકીકતને માત્ર 'મેટ્રિકની કત્લેઆમ' નું સનસનાટીભર્યું નામ આપીને તેમ જ પરીક્ષકોની 'ક્રૂરતા' ઉપર રોદણાં રોઇને બેસી રહેવાથી આ પ્રશ્નનો ઉકેલ નથી આવી જતો. આવા પ્રસંગોએ પરીક્ષકોની કસોટીનું ધોરણ હળવું કરવાનું કહેવું કે યુનિવર્સિટી પાસે નાપાસ થયેલાઓ માટે ફરી પરીક્ષા લેવાની માગણી કરવી એ વિદ્યાર્થીઓ માટે ભારે નાલેશીભર્યું અને તેમના વાલીઓ માટે હાસ્યાસ્પદ ગણાય. જાતવંત ઘોડા પાસે કુંભારના ગધેડાનું કામ કરાવવું, અને તે કામ બરાબર ન કરી શકવા બદલ એને ડીફણાં મારનાર કુંભારને ઠપકો આપવો, કે 'ક્રૂરતા' ન બતાવવાનું કહેવું, એ જાતની વાત થઇ આ તો! કાં તો વિદ્યાર્થી પરીક્ષામાં બેસે, અથવા તો પોતાની બુદ્ધિનું માપ કાઢવા માટેનો એ યોગ્ય માર્ગ નથી તેમ સમજીને તમામ પરીક્ષાઓનો જ એ મૂળભૂત વિરોધ કરે. પણ પરીક્ષાઓની પ્રથાને સ્વીકાર્યા પછી તેમાં પરીક્ષકોને તેમની કસોટી નીચી ઉતારવાનું કહેવું તો તો પછી પરીક્ષાનો અર્થ જ શો રહે છે?

### પ્રગતિશીલો, સાથે બેસવું હોય તો— કેળવણીનું ધોરણ સુધારો

સાચી વાત એ છે કે બગનરા પેટની અંદર ઊપટી છે, અને આપણે ચામડી ઉપર આયોડીન ચોપડયા કરીએ છીએ. અત્યારે આપણી યુનિવર્સિટી તરફથી જે કેળવણી મળી રહી છે તે આપણા કિશોરો–જુવાનો માટે નકામી છે; એ બીના જ આવી 'કત્લેઆમ'નો કારણરૂપ છે, પરીક્ષાનો તો





મતીઓને પણ તેઓ થોડી લાલચો આપશે. પણ પાકિસ્તાનની લઘુમતીઓએ એક બાજુથી એવી કોમી લાલચોની મુદ્દલ અપેક્ષા ન રાખવી જોઈએ. અને બીજી બાજુથી હિંદી સરકારે સરકારી નોકરીઓમાંથી કોમી પ્રમાણ સદંતર બાતલ કરવું જોઈએ.

એકબીજી કોમો વચ્ચે વધુ ભાઈચારો ઊભો કરવા માટે પહેલી જરૂર જેમ ઇન્સાફ પ્રમાણે વર્તવાની છે તેમ ખોટી ખુશામત બંધ કરવાની પણ છે.

## પ્રજા અને પ્રધાનો વચ્ચે
### સહકાર ને સુમેળ ઘટ્યા

દેશનું બદકિસ્મત સંપૂર્ણ બને તે માટે અન્ન-સંકટ બરાબર ઘેરાયું છે તે ટાંકણે જ દેશના, પ્રાંતોના, વાહનવ્યવહારના અને બીજા પ્રકારોના ભાગલા પાડવાનું શરૂ થયું છે. 'વધુ અનાજ વાવો'ની ચળવળમાં પ્રજાએ સહકાર નથી આપ્યો, સંઘરાખોરો ને કાળાં બજારિયાને પકડીને ખુલ્લા નથી કર્યા, અમલદારોને રુશ્વતો આપી છે, મુસીબતો હસતે મુખે બરદાસ્ત નથી કરી, વગેરે ફરિયાદો આપણા જ પ્રધાનો કરી રહ્યા છે. તેમની સામે પ્રજાનો મોટો આક્ષેપ ગેરવ્યવસ્થા અને અન-આવડતનો છે.

ઊંચી પાયરી ઉપર બેઠેલા સિવિલિયનો કહે તેમાં સહી કરી આપવામાં જ પ્રધાનોની ઘણીખરી શક્તિ રોકાયેલી હોય તેમ પ્રજાને લાગે છે. કોંગ્રેસી પ્રધાનોની એક વર્ષની કામગરીમાંથી ખેડૂતો અને મજૂરોએ કેટલો લાભ મેળવ્યો છે ને કેટલો નહિ તે હજી એમને સમજાવવાનું બાકી છે. જ્યારે શ્રીમંતો, કાળાબજારિયાઓ રુશ્વતખોરો 'કોંગ્રેસના રાજમાં' પણ બેફામપણે મહાલી રહ્યા છે તે હકીકતથી સામાન્યમાં સામાન્ય માણસ પણ જાણીતો થઈ ગયો છે. કોંગ્રેસ પાસેથી પ્રજાએ સમાજરચનામાં મોટી નસ્તરક્રિયા જેવા ધરમૂળના ફેરફારોની આશા રાખેલી તેને બદલે પ્રધાનો તો સમાજના કોહાઇ ગયેલા અંગને ફૂંકી ફૂંકીને ઝીણી ટાંકણી વડે તેમાંનું પસ કાઢી રહ્યા હોય તેવું લાગે છે. ખેડૂતો પાસેથી અનાજ મેળવવા માટે કોંગ્રેસના પ્રધાન ગામને ઘેરો ઘાલીને જપ્તીઓ કરાવવાનું વિચારી રહ્યા છે તે વાત સાચી હોય તો કોંગ્રેસના દહાડા ભરાઈ ચૂક્યા છે એમ જ માનવું રહ્યું.

ખેડૂતોને જેમનામાં વિશ્વાસ હોય તેવા સ્થાનિક કાર્યકર્તાઓ આજે ખેડૂતો પાસે જઈને પ્રજાના બીજા વર્ગો માટે અનાજની ટહેલ નાખી શકતા નથી, કારણ કે તેમના મોઢે ડૂચા દેવાયેલા છે. ખેડૂત ભાવ ઓછા મળે છે, વચલા માણસો નફો કરી જાય છે, જીવનની બીજી જરૂરિયાતો ખેડૂતોને યોગ્ય દામે મળતી નથી, સસ્તું કાપડ મિલમાંથી નીકળ્યા પછી કેટલાય વેપારીઓને બંગલામાં બેઠા બેઠા ખવરાવીને અને મોટરોમાં ફરતા રાખીને જનતા પાસે પહોંચે છે ત્યારે એના ભાવ આકાશે ચઢ્યા હોય છે; છડેચોક કાળા બજાર ચલાવનારા, ભેળસેળ કરનારા અને રુશ્વતો લેનારાઓને કોઈ પકડવું નથી, પકડે છે તો નજીવા દંડ ભરીને એ છૂટી જાય છે, અને દંડથી દસગણી રકમ એમના કાળા માર્ગેથી એક જ દિવસમાં એ વસૂલ કરી લ્યે છે. બીજી બાજુ ખેડૂત દાણાના કાળા બજાર કરે ત્યારે ફિરસ્તાઓના સંસારમાં એ એક જ નરાધમ નીકળ્યો હોય તેમ એની ઉપર સહુ તૂટી પડે છે. કુદરતે જ અનાજની જે ખેંચ પેદા કરી છે તે માટે પ્રધાનોને કોઇથી દોષ દેવાય નહિ, પણ મનુષ્યથી થઈ શકે તેટલું બધું કરીને, ગરીબ-તવંગરના ભેદભાવ વગર સહુને પોતે થોડું થોડું સરખે ભાગે વહેંચી આપી રહ્યા છે તેવી પ્રતીતિ પ્રધાનો પ્રજાને કરાવી શકયા નથી. ત્યાં સુધી પ્રજાની ફરિયાદ એમની સામે ઊભી રહે અને એનો ખરા દિલનો સહકાર એમને ન સાંપડે તેમાં નવાઇ નથી.

## કિશોરોની તાકાત-તંદુરસ્તી
### રાષ્ટ્રની મોટી દોલત છે

છાપામાં રોજેરોજ ઠલવાતા સમાચારોના ધોધમાંથી કેરોના એક ટચૂકડા સંદેશાને વીણીને 'નેશનલ હેરાલ્ડે' તંત્રીનોંધમાં એની ઉપર સહુનું ધ્યાન ખેંચ્યું છે. ઇજીપ્તની ધારાસભાની નાણાંકીય સમિતિએ એવી ભારપૂર્વકની ભલામણ કરી છે કે એ દેશની પ્રાથમિક અને માધ્યમિક નિશાળોમાં ભણતા તમામ વિદ્યાર્થીઓને સરકારી ખરચે સંપૂર્ણ ભોજન પૂરું પાડવું. ઇજીપ્તની વિદ્યાપીઠોમાં અભ્યાસ કરતા જુવાનોના ૯૦ ટકા ભાગ લશ્કરી તાલીમ માટે નાલાયક ઠર્યો છે તેનું કારણ, આ સમિતિ કહે છે તેમ, નાનપણમાં



એવડી રાષ્ટ્રીયતાનો ભોગવટો ઇચ્છવાને બદલે કાં તો દૂધમાં સાકર ભળે તેમ કલ્લોલતી બરમી પ્રજામાં પ્રસન્નચિત્તે સમાઇ જવું જોઇએ; અથવા તો બરમી તરીકેના અધિકારો જતા કરીને પણ હિંદી તરીકેનું પોતાનું ગૌરવ જાળવી રાખવું જોઇએ.

### ઉશ્કેરણી ફેલાવનારાઓ ઉપરનો અર્થહીન, રમૂજી પ્રતિબંધ

મુંબઈની પ્રજાકીય સરકાર કેમ આવી બહાવરી બની બેઠી હશે? અખબારી કાનૂનનો ભંગ કરનારા તેમજ કોમ કોમ વચ્ચે દુશ્મનાવટ અને ધિક્કાર પેદા કરનારાં લખાણો છાપનારાં છાપાંને સરકારી જાહેરખબરો ન આપવાનો હાસ્યાસ્પદ નિર્ણય જાહેર કરીને મુંબઈના પ્રજાકીય પ્રધાને લોકમાનસમાં એવી અસર મજબૂત કરી છે કે પ્રાંતનું તંત્ર તો હજી દૃષ્ટિવિહીન સનંદી અમલદારોના હાથે જ ચાલી રહ્યું છે; અને પ્રધાનો તો ઘણું ખરું સહીઓ કરવામાં જ રોકાયેલા રહે છે. રસ્તે ચાલતા નિર્દોષ રાહદારીઓનાં ખૂન કરનારા ગુંડાઓ ઉપર સરકારી બાગ-બગીચાનો ઉપભોગ કરવાનો પ્રતિબંધ જો સરકારે મૂકયો હોત તો તે આથી વિશેષ અર્થહીન ન લાગત.

છેલ્લા કેટલાય મહિનાઓથી આ પ્રાંતનાં—ને આખા દેશનાં—અમુક છાપાં ભયંકર કોમી ઉશ્કેરણી ફેલાવી રહ્યાં છે તે જાણીતી વાત છે દેશને માથે ઊતરેલા રમખાણો માટે એ છાપાં કેટલે અંશે જવાબદાર છે તે પણ દીવા જેવી વાત છે. છતાં કોણ જાણે કયાં રાજકીય કારણોસર એ કોમી છાપાં સામે પ્રજાકીય સરકારોના હાથ સળવળ્યા નથી. એ વિશે ઘણું લખાઇ ગયું છે, ઘણી ટીકાઓ થઈ ગઇ છે. પ્રજાકીય સરકારની એ કમજોરી વિપરિત પરિણામો લાવી છે. એ પરિણામો પ્રજા ભોગવી ચૂકી તે પછી હવે મુંબઈની સરકાર જાગી છે અને, જાણે કે ન છૂટકે, તેણે હુકમ બહાર પાડ્યો છે કે, કોમી ઉશ્કેરણી ફેલાવનારાઓને સરકારી જાહેરખબરોનો સુંવાળો સરપાવ નહિ મળે! કેમ જાણે એ છાપાં તો બિચારાં સરકારી જાહેરખબરોની આવક ઉપર જ પોતાનુ ગુજરાન ચલાવતાં હોય! કેમ જાણે સરકારના કરતાંય વધુ કમાણી કરાવી દેનારી બીજી જાહેરખબરો એમને કોમી સ્થાપિત હિતો તરફથી નહિ મળતી હોય! આ હુકમ બહાર પાડીને મુંબઈ સરકારે પોતાની જાતને આવી રમૂજી અને અપમાનજનક હાલતમાં મૂકી તેના કરતાં તો જે ઉશ્કેરણી ચાલતી હતી તેને અસલ મુજબ જ ચાલવા દેવી હતી. પ્રજાએ આટલા મહિના જેમ વેઠયું છે તેમ થોડા દિવસ વધુ વેઠી લેત.

કોમી ઉશ્કેરણી ફેલાવનારાં છાપાં સામે જે સરકાર બીજાં કોઇ કડક પગલાં ન ભરી શકતી હોય તેને પણ આમ સરકારી જાહેરખબરોનું પ્રકાશન બંધ કરવાનો અધિકાર છે ખરો? સરકારી જાહેરખબરો એ શું સરકારને મનભાવતાં છાપાંને આપવાની કોઈ બક્ષીસ છે? આજના સંજોગોથી પર જઈને આ આખી પ્રણાલિકા ઉપર વિચાર થવો જરૂરી છે. દિલ્હીથી 'હિંદુસ્તાન ટાઇમ્સે' અને મદ્રાસથી 'હિંદુ'એ અખબારો સામેના આ અપમાનકારી પ્રતિબંધને વખોડી કાઢ્યો છે. મુંબઈ-અમદાવાદનાં ઘરઆંગણાંના છાપાં પણ એ જ રીતે પ્રજાકીય સરકારને પોતાના મનની વાત સ્પષ્ટ રીતે જણાવી દે તેની રાહ જોવાને બદલે સરકાર એ હુકમ પાછો ખેંચી લે તેમાં તેની શોભા છે. ઉશ્કેરણીખોર છાપાં સામે બીજાં શિક્ષાત્મક પગલાં લેવાતાં હોય તો આ હુકમ બિનજરૂરી છે, અને એવાં પગલાં ન લઇ શકાતાં હોય તો તો પછી હુકમ બિલકુલ અર્થહીન છે.

### સારા સાહિત્યને માટે કાગળ સુલભ બનશે?

હિંદુસ્તાની સાહિત્યને ઉત્તેજન આપવા માટે યુક્તપ્રાંતની સરકારે રૂ. ૫૦,૦૦૦ના એક ફંડની જાહેરાત કરી છે. એમાંથી હિંદી, ઉર્દૂ અથવા હિંદુસ્તાનીમાં લખાયેલાં ઉચ્ચ કક્ષાના પુસ્તકોને રૂ. ૫૦૦૦ સુધીનાં પારિતોષક અપાશે અને વૈજ્ઞાનિકો, સંશોધકો તેમજ વિદ્વાનોને ગરીબ હાલતમાં માસિક રૂ. ૧૦૦ સુધીની મદદ અપાશે.

વિદ્વાનો ઉત્તેજન માટેનાં આવાં પારિતોષકો કે આવી મદદ સરકારી કે બિનસરકારી સંસ્થાઓને હાથે અપાવાં જોઈએ તે સંબંધે મતભેદ હોઈ શકે છે, પરંતુ બીજી કેટલીક રીતે સારા સાહિત્યના પ્રચારને સરકાર મદદ કરી શકે તેમ છે, અને વિદ્વાનો





બિચારીનો કાંઇ વાંક નથી, તેમ નથી પરીક્ષકોનો. જ્યાં જ્યાં શિક્ષણ હશે ત્યાં એક યા બીજા સ્વરૂપે પરીક્ષા તો રહેવાની જ, પરીક્ષકોની જરૂર પણ પડવાની જ. મદ્રાસના 'હિન્દુ'એ એક અગ્રલેખમાં લખ્યું છે તેમ—

'કેળવણીનો હેતુ (વિદ્યાર્થીના) મગજને સજીવીને પાણીદાર બનાવવાનો, અને જીવનમાં આગળ જતાં એને જે જ્ઞાનની જરૂર પડવાની છે તે એ ક્યાંથી મેળવી શકશે તેની જાણ કરવાનો છે, એ વાત વારંવાર ઉચ્ચારાય છે ખરી, પરંતુ વર્તનમાં એ ભાગ્યે જ ઉતારવામાં આવે છે. હિંદમાંની કેળવણીની પ્રથાની મોટી ખામી એ છે, કે વિદ્યાર્થીમાં જિજ્ઞાસાવૃત્તિ જગાડવાને બદલે કે એને જાતે પોતાનું સંશોધન કરતો બનાવવાને બદલે એ જેને ન પચાવી શકે તેવી હકીકતોથી એનું મગજ એ ઠાંસી દે છે. આપણા રાષ્ટ્રપ્રયાણને એવે તબક્કે આપણે પહોંચ્યા છીએ કે જગતના પ્રગતિશીલ દેશોની સાથે આપણા કદમ મિલાવવા હોય તો આપણી કેળવણીનું ધોરણ આપણે સુધારવું જોઈ એ.'

## યુનિવર્સિટીના અંધેર માટે એકલા ગવર્નર જ જવાબદાર ?

આપણાં બાળકો જે કેળવણી આજે પામી રહ્યાં છે તેની સામે એટલું બધું કહેવાઈ–લખાઈ ગયું છે, કે નવી, આ ભૂમિની જ, શિક્ષણ–સંસ્થાઓની સ્થાપના થતાં જે છ–બાર મહિના લાગે ત્યાં સુધી બધી નિશાળો–કૉલેજો બંધ રહે તો પણ દેશને બહુ નુકશાન થાય તેમ નથી.

આપણે ઇચ્છીએ છીએ તે જાતનું શિક્ષણ મુંબઈ યુનિવર્સિટી નથી આપી શકતી તે માટે ગુજરાત અને મહારાષ્ટ્રનો પ્રાદેશિક અને ભાષાવાર યુનિવર્સિટીઓ સ્થાપવાની હીલચાલ સદ્‌ભાગ્યે પ્રગતિ કરી રહી છે. નવા કેળવણીને લગતા આપણા જે મનોરથો છે તે સિદ્ધ કરવાની તક આ ગુજરાત વિશ્વવિદ્યાલયનો સ્થાપનાની સાથે જ સાંપડી જશે તે સાચું છે. પરંતુ આપણે સાચા દિલથી શું એમ કહી શકીએ તેમ છીએ કે આજની મુંબઈ યુનિવર્સિટીની મર્યાદાઓની અંદર રહેલી એવી તકોનો પણ આપણે પૂરો ઉપયોગ કરી છૂટ્યા છીએ. એ સાચું છે કે એક વિદેશી ગવર્નરના ચેન્સલરપદ નીચે આ યુનિવર્સિટીને કામ કરવું પડે છે. બીજી બાજુથી એ પણ સાચું છે કે યુનિવર્સિટીનું તંત્ર આપણા ગ્રેજ્યુએટોએ ચૂંટી મોકલેલા પ્રતિનિધિઓ દ્વારા જ ચાલે છે. એમ છતાં, સરસ્વતીના એ પવિત્ર ધામની અંદર કલહ, સ્પર્ધા, ઇર્ષ્યા, લાંચ–રૂશ્વત, ગેરવ્યવસ્થા, બેદરકારી, અને દૃષ્ટિહીનતાનું જે અંધેર ચાલી રહ્યું છે તેને માટે શું એકલા એ વિદેશી ગવર્નર–ચેન્સલરને જ દોષિત ગણવાના રહે છે ?

આ લખવાનો ઉદ્દેશ આજ સુધીની યુનિવર્સિટીની કલંક–કથા ઉખેળવાનો નથીઃ પરંતુ, જેમ આ યુનિવર્સિટીમાં તેમ આપણી ગુજરાત યુનિવર્સિટીમાં પણ આપણા ચૂંટેલા પ્રતિનિધિઓ આ જ —અથવા આવા જ— હશે તો આપણી હાલત ઝાઝી સુધરવાનો સંભવ નથી એટલું સૂચવવાનો જ છે.

## વિદેશવાસી હિંદીઓએ બેવડી રાષ્ટ્રીયતા છોડવી ઘટે

બરમામાં હિંદીઓ, ચીના અને બીજા પરદેશીઓના પુનઃપ્રવેશ ઉપર બરમી સરકારે મૂકેલા પ્રતિબંધ ઉતાવળિયો અને રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચેની સભ્યતાનો ભંગ કરનારો હોવાથી આ દેશવાસીઓને એ ખટકે તે સ્વાભાવિક છે. પણ આ પ્રસંગ વિદેશવાસી હિંદીઓએ પરરાષ્ટ્રોમાંના પોતાના સ્થાન અંગે સ્વસ્થ ચિત્તે વિચાર કરી લેવાની એક તક આપે છે. સિલોન ખાતેના નવા હિંદી રાષ્ટ્રીય પ્રતિનિધિ શ્રી. ગિરિએ સિલોનમાના હિંદીઓને સિલોનવાસી માનસ કેળવવાની અને સિલોનના હિતમાં જ પોતાનાં હિત સમાવી દેવાની સલાહ આપી છે. એ જ પ્રમાણે બરમાની રાષ્ટ્રીય સરકારના એક પ્રધાને પણ કહ્યું છે, કે બરમામાંના હિંદીઓએ કાંતો બરમાવાસી બનવું જોઇએ, અને કાં તો નર્યા હિંદી રહેવું જોઇએ—પણ એકી સાથે બન્નેના અધિકારોની માગણી નહિ કરવી જોઇએ. આજ સુધી બરમામાં આપણા દેશભાઈઓએ જે કર્યું છે તેના માઠા પરિણામરૂપ ઉપસ્યા પ્રતિબંધને દૂર કરવાનો સીધો રસ્તા એ છે કે હિંદીઓએ બરમી અને હિંદી, એવી





પૂર્ણ સ્વમાનભેર એનો સ્વીકાર કરી શકે તેમ છે. કાગળની અત્યારે એટલી અછત છે અને એના કાળાં બજાર એટલાં બધાં ચાલી રહ્યાં છે કે પ્રજા-ઉપયોગી પુસ્તકો કાગળ વિનાં રઝળતાં હોય છે ત્યારે કસહીન સાહિત્ય બજારમાં છલકાતું હોય છે. નિશાળો ઊઘડી ગઈ છે ત્યારે પણ હજી કેટલાંય પાઠ્યપુસ્તકો કાગળની આવી અછતને કારણે અપ્રાપ્ય છે. જે પાઠ્યપુસ્તકોને સરકાર તરફથી કાગળનો ક્વોટા મળ્યો છે તે પણ છાપખાનાં બજારુ સાહિત્યની સેવામાં રોકાયેલાં હોવાથી વેળાસર છપાઈ પ્રસિદ્ધ થઈ શક્યાં નથી. આનો એક ઈલાજ એ છે કે કોઈ સંમાનિત સાહિત્યિક સંસ્થાની ભલામણ પામેલાં તમામ પુસ્તકોને માટે જરૂરી કાગળ વેપારીઓ પાસેથી બાંધેલા ભાવે મેળવી આપવાનું કામ સરકાર માથે લે. એ રીતે લોકોને સારું સાહિત્ય સસ્તે ભાવે આપવાની દિશામાં એક વધુ પગલું ભરી શકાશે.

## રેલ્વેના 'ખુદાબક્ષ' મુસાફરો

હિંદની રેલગાડીઓમાં દર દસ મુસાફરે એક ટિકિટ વગરનો હોય છે તે હકીકત તો સરકારી અહેવાલ વાંચ્યા પહેલાં જ પ્રજા અનુભવે જાણી ચૂકી હતી. પણ એ વિશે થોડું વધુ જાણવા જેવું છે. ૧૯૪૫-૪૬ના વર્ષ દરમિયાન હિંદમાં કુલ એક અબજ માણસોએ રેલ્વેમાં મુસાફરી કરી. ઉપરના હિસાબે તેમાંથી દસકરોડ તો 'ખુદાબક્ષ' હોવા જોઈએ. બાકીના નેવું કરોડ પાસેથી રેલ્વેને સવા બે અબજ રૂપિયા મળ્યા. એ રીતે મફતિયા મુસાફરોને કારણે રેલ્વેને ઓછામાં ઓછું વાર્ષિક ત્રીસ કરોડ રૂપિયાનું નુકસાન થયું ગણાય. આખરે જતાં તો વીસ કરોડની ખોટ આ ટિકિટ લેનારા મુસાફરોના ખીસાંમાંથી જ, વધેલાં ટિકિટભાડાં રૂપે વસૂલ થાય છે. હજી, પગાર-કમિશનની ભલામણોને પહોંચી વળવા માટે ટિકિટોના દર વધુ ઊંચા કરવાનું વિચારાઈ રહ્યું છે. રેલ્વેના નોકરો અને માનભેર મુસાફરી કરનારાઓ મળીને, જો ધારે તો, 'ખુદાબક્ષ' મુસાફરો સામે મોરચો માંડીને રેલ્વેને જો આવી દસ-વીસ કરોડની બચત કરાવે તો ભાડાં એટલાં ઓછાં વધે.

## વેપારીઓના નવસર્જન ભણી—

'ઉદ્યોગ અને વેપાર' નામનું એક નવું માસિક અમદાવાદથી શરૂ થયું છે. તેના પ્રથમ અંકના સંપાદકીય નિવેદનમાં જણાવાયું છે કે:

> 'ગુજરાતી પ્રજા વેપારી છે. તેનો વેપાર વિશાળ છે. ધંધો ઉદ્યોગ અને કારીગરીથી તે ભરપૂર છે. તેની ખેતી સમૃદ્ધિથી તે ભારતની વાડી ગણાય છે. આ સર્વ વિષયોની છણાવટ કરી તેમાં યોગ્ય માર્ગદર્શન જનતાને મળે...એ દિશામાં આપણે ત્યાં અને તેય ગૂજરાતી ભાષામાં બહુ ઓછા પ્રયત્નો થાય છે. 'ઉદ્યોગ' એ દિશામાં એક નમ્ર પ્રયાસ છે.'

પહેલાં અંકની વસ્તુસામગ્રી બતાવે છે કે પોતે સ્વીકારેલી જવાબદારીનો આ માસિકને સારી પેઠે ખ્યાલ છે. આવા માહિતીપૂર્ણ, અભ્યાસનિષ્ઠ અને વૈજ્ઞાનિક ઢબે લખાયેલાં વધુ માસિકો આપણે ત્યાં વંચાતા થશે તો આપણા વેપારીઓ-ઉદ્યોગપતિઓને તેમની કાળાં-બજારિયા-રૂશ્વતખોરીની ક્ષણજીવી કીર્તિને સ્થાને કાંઈક કાયમી આબરૂ પ્રાપ્ત કરવામાં એ ઘણી મદદ કરી શકશે.

ઉપર કહેલી 'કાયમી આબરૂ' શી ચીજ છે તે પણ અત્યારની નાણાંછોળોમાં અટવાયેલા આપણા કેટલાય વેપારીઓ ભૂલી ગયા હશે. નીચેના સમાચારમાંથી એમને તેનો આછો ખ્યાલ, કદાચ, આવે પણ ખરો:

'શેફીલ્ડ (ઈંગ્લંડ) ના એક ખાટકી શ્રી રોબર્ટસે પોતાના ૨૦૦ ઘરાકોને દરિયા કિનારાના બ્રિડલિંગ્ટન ગામે સફર કરવા લઈ જવાને તેની પાછળ ૧૦૦ પાઉન્ડથી વધુ ખર્ચ કર્યો છે. લડાઈ દરમિયાન માંસનું રેશનિંગ હતું ત્યારે પોતાના ઘરાકો ધીરજ ધરીને વિનયપૂર્વક દુકાન આગળ હારબંધ ઊભા રહેતા તેથી પ્રસન્ન થઈને ખાટકીએ લડાઈ પૂરી થયા પછી એમને માંસનો એક એક મોટો ટુકડો ભેટ આપવાનું વચન આપ્યું હતું. પરંતુ લડાઈ પૂરી થયા પછી પણ માંસની અછતને કારણે તેનું રેશનિંગ ચાલુ જ રહ્યું તેથી ખાટકીએ ઘરાકોને આ સહેલગાહની સોગાદ આપી.'

૨૫-૬-'૪૭ મ૦





એ મોટો પ્રશ્ન થઈ પડચો. રામજીભાઈ ને અંબાશંકર-ભાઇ તો નોકરીએ ચડી ગયા હતા, એટલે મારે માટે પણ એ ટ્રેનિંગ કોલેજનાં દ્વાર ખુલ્લાં હતાં પણ એમાં વાંધો ઉમરનો આવતો હતો. હું ઇ. સ. ૧૯૦૬માં આઠમીમાં પાસ થયો. ભૂમિતિમાં ૩ માર્ક તૂટતા હતા, તે મળ્યા એટલે હવે નિશાળમાં જગ્યા તો મળે-પણ પ્રેમજી દલ્લુ કાંઈ મને રાખે તેમ ન હતો. વિરપુરમાં તે વખતે અંગ્રેજી સ્કૂલ ન હતી. વળી વીરપુરમાંથી હજી સુધી કોઈએ અંગ્રેજીમાં જલેલ વાળ્યું ન હતું. એટલે એ માર્ગ એ વખતે અજાણ્યો હતો અને ભયંકર ગણાતો. જેતપુર જવાય તો અંગ્રેજી ભણાય. અથવા ગોંડલ જવાય તો અંગ્રેજી શીખાય. એ સિવાય બીજો કોઇ રસ્તો ન હતો.

પણ જેતપુરમાં કયાં રહેવું ? એકલું શી રીતે રહેવું ? એટલે એ આખો અંગ્રેજીનો પ્રશ્ન ઊડી જતો હતો.

પણ મારા મનમાં અંગ્રેજી ભાષાની એક મોહક ચિનગારી પ્રગટી હતી. દરબાર સુરાજીના યુવરાજ હમ્મીરસિંહજી રાજકોટ રાજકુમાર કૉલેજમાં અંગ્રેજી ભણીને આવ્યા હતા, કુમારશ્રી રામસિંહજી — જેને લોકો તો હમેશાં નવલુભા સાહેબને નામે જ ઓળખતા — એ પણ અંગ્રેજી ભણીને આવ્યા હતા.

આર્યસમાજ અને સનાતનધર્મ વચ્ચે રાજકોટ ખાતે એ સમયે જે વાગ્યુદ્ધો ચાલતાં એનો તો એક આખો રસિક ઇતિહાસ ખડો થાય તેમ છે. એ વખતે જે જે પ્રશ્નોની શાસ્ત્રચર્ચા માટે સામાપક્ષને આહ્‌વાન દેવાતું તેમાં 'હમ્મીરસિંહજી વર્મા'ની સહી આવતી. કેટલીક વખત સ્વામી શંકરાનંદ આત્માનંદ એમની પણ સહીઓ થતી. કયારેક વળી એક કારકુન વેલજી વર્માનું નામ પણ દેખાતું. આ હમ્મીરસિંહ વર્મા — એટલે તે સમયના યુવરાજ મોટાભાઈ સાહેબ, ને નવલુભા બન્નેને ભાષણો આપવાની પણ ટેવ હતી. માનકેશ્વરના મંદિર પાસે સાતમઆઠમનો મેળો ભરાતો ત્યારે ઘણી વખત નવલુભા ભાષણ આપતા. એવું એક ભાષણ–Duty –ઉપરનું મેં સાંભળેલું. એમાં વારંવાર જે અંગ્રેજી શબ્દપ્રયોગો આવતા તે પરદેશી ઉચ્ચારણોનું માધુર્ય મનમાં રમ્યા કરતું. અંગ્રેજી ભણવાના આકર્ષણનું આ બીજ હતું. એક અકસ્માત લેખે. આ નવલુભા સાહેબ વિષે સાંભળેલી એક આડકથા — એના સત્ય અસત્ય અંશોની જવાબદારી લીધા વિના નોંધપાત્ર છે.

ઘણું કરીને પાછલા વખતમાં એ થોડા વખતને માટે જેતપુરમાં પોલીસઅધિકારીને દરજ્જે આવ્યા હતા. જેતપુર ગામની એક ખૂબી છે કે ત્યાં ધણીધોરી કોઇ મળે નહિ. તે વખતે તો અઢાર ભાગીદાર હતા. એક પાટીમાં ગુન્હો કરીને ચાર શેરી વટાવી જાય ત્યાં એ બીજા રિયાસતનો આદમી બની જાય. આવી રિયાસતી વ્યવસ્થાને લીધે જેતપુરમાં કોઈ પ્રકારનું કડક શાસન કોઈ દિવસ ચાલતું નહિ. જે કોઈ આવે તે ભાઈબાપા કરીને દિવસો કાઢી નાખે.

વળી જેતપુરની રૈયત પણ પૈસે ટકે ને વેપારે સુખી. બ્રહ્મદેશ એમનું આંગણું. પરદેશ જવું આવવું એ તો એમને મન રમત. સાહસિક પણ પૂરા. જબ્બર વેપારીઓ. માથાના ફરેલા ને કોઈની તમન્ના ન રાખે એવા.

આવા જેતપુરમાં જેમ વ્યાપારની છોળ રહેતી તેમ જુગારની અને જુગાર અંગેનાં સર્વ અંલકારોની પણ છોળ રહેતી.

એક સમયની વાત છે કે રામસિંહ પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે સાથે હતા અને તાજિયા નીકળ્યા હતા. સઘળું શાંતિથી ચાલી રહ્યું હતું. એ વખતે તો કોઈ પ્રશ્ન ઊભો થયો ન હતો. આબરૂદાર માણસો પણ સાથે હતા. પણ આવા ટોળામાં બને છે તેમ કાંઈક અકસ્માતી ગેરવ્યવસ્થા થઈ જાય તો એનો લાભ ઉઠાવનારા પણ સાથે સાથે જ ચાલી રહ્યા હતા.

રામસિંહજીના કાન ઉપર એક સમસા આવી ગઈ. બરાબર મોટા દરબારગઢ પાસેથી ખેચાતાં જ્યાં સોનારૂપાના વેપારી પારેખોની હારબંધ દુકાનો આવેલી છે ત્યાં તોફાન શરૂ કરવું એવી હવાઇ વાતો રામસિંહજીને કાને અથડાઈ.

પોલીસદળ તો બિચારું કેટલુંક ગજું કરે ? અને





આ મંત્રને કસ્તુરી અને કપૂરના રસમાં લખી પાસે રાખે તો રાજસભામાં સારું માન પામે!!

આ મંત્રને રાજસભામાં માન મેળવવા માટે મેં લખીને પાસે રાખ્યો હતો કે નહિ તે તો આજે સાંભળતું નથી, પણ એક બીજો પ્રયોગ અવશ્ય કર્યો હતો. એ પ્રયોગ વીંછી ઉત્પન્ન કરવા માટેનો હતો.

ગધેડાનું મૂત્ર પાંચ શેર, તથા ભેંશનું છાણ, બાજરીનો લોટ, ખજૂરીનાં જાળાં ને પીળી મટોડી એ બધાંને એક ઠીંકરાના વાસણમાં ભરવાં અને લૂગડે વતી તે વાસણનું મોં બંધ કરી રાખી મૂકવું. પછી ત્રીજે દહાડે તે ઉઘાડચાથી સેંકડો વીંછી દેખાશે.

ઇંદ્રજાળમાં આપેલો આ પ્રયોગ કરવાનું મને મન થયું. અમારા ઘરના ઉત્તર તરફના પાછલા ભાગમાં ઘણું મોટું ફળી હતું. ત્યાં ફળીને છેડે એક ખાડો હતો અને તેમાં રામ બાવળ, બાવળ, બોરડી ને એવાં કાંટાળાં ઝાડવાળું નાનકડું ઝુંડ હતું. એ જગ્યા ઉપર પસંદગી ઊતરી. આ પ્રયોગ માટે ઘણી ઘણી છાની તૈયારીઓ કરી. વાસણ મેળવાયું. કોઇને ખબર ન પડે તેમ એ મૂકવામાં આવ્યું. પળે પળે એની ચોકી રહેવા માંડી. ત્રીજો દિવસ થાય ને સેકંડો વીંછી એમાં દેખાય, એવા ઐન્દ્રજાલિક આકર્ષણે મારી ઊંઘ પણ ઊડી ગઇ?

અંતે જેની રાહ જોવાતી હતી તે ત્રીજો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે હું સવારમાં વહેલો જ જાગી ગયો. કોઈને ખબર ન પડે તેમ પ્રયોગસ્થળ તરફ ચાલ્યો. આતુરતાભર્યા પગલામાં કૈંનું કે જોવાની મહેચ્છા હતી. દેવતાઓ જાણે પ્રગટ થવાના હોય એવી ઉતાવળી ધડક છાતીમાંથી આવી રહી હતી. હજી મોં-સૂઝણું થાતું આવતું હતું. મેં ત્યાં પહોંચીને નજર ઠેરવી બહુ જ ધીમેથી ગોઠણભર બેસીને મારી સમૃદ્ધિ ખોળવા માંડી. પણ ઓત્ તારીની આ શું? સમૃદ્ધિ સઘળી વેરણછેરણ થઈ ગઇ હતી. માટલું ફૂટી ગયું હતું. ઉપર બાંધેલું લૂગડું એ પણ કોઈક ઉપાડી ગયું હતું!

કોઇક જાણીજોઈને મારા આ મહાન પ્રયોગની રેવડી કરી નાખી હતી. કોઇક વાંકદેખાને, મને મળી જનાર વિજ્ઞાનસિદ્ધિની, ઈર્ષા આવી હતી!

સારું થાય પેલા લંગડા રજપૂતની છોકરી કેસરનું કે એણે આ કામો કરનારનું મને ખાનગીમાં નામ આપી દીધું!

અમારી પડખે રહેતી ખાંટની ડોશી સુમલના છોકરા જાગલાનું એ કામ! જાગલો કોણજાણે ક્યારે એના ફળીમાંથી આ જોઈ ગયો હશે. જાગલાને આમાં કાંઈ મળ્યું નહિ ને મારો તો આ પ્રયોગ માર્યો ગયો તે માર્યો જ ગયો. એવું જણાયું કે આ બનાવમાં કોઈ જૂના પ્રસંગનો પડઘો પડચો હતો. અમારો એક કૂતરો બાવળો, બેવફા થઈને, અમારી ટોળકીમાંથી ખસી જઇને જાગલાને ત્યાં આશ્રિત તરીકે રહ્યો હતો. ત્યાર પછી જ્યારે અમારા ઘોળિયા કૂતરા સાથે આ બાવળાને યુદ્ધ થયું ત્યારે કોણજાણે કેમ એ યુદ્ધમાંથી, વૃદ્ધ છતાં ઘોળિયો લોહીલુહાણ બનીને વિજેતા બની બહાર આવ્યો, જ્યારે બાવળાએ તો એની એક આંખ ગુમાવી ત્યારથી એ કાણિયો બની ગયો. જાગલાની માન્યતા હતી કે આ યુદ્ધમાં અમે જો પક્ષ લીધો ન હોત તો બાવળો વિજયી થાત! ગમે તેમ, ત્યાર પછી એ અમારી ને એના ફળીની કિલ્લેબંદી ઉપર હરતાંફરતાં કાંઈ ને કાંઈ લાટા સોખ્યા કરતો. આજ મારો વિજ્ઞાનનો પ્રયોગ એ વેરની વસૂલાતનો ભોગ બની ગયો! મેં એક બીજો પ્રયોગ ઉપાડચો. સિંદૂર, કંકું ને ગોરોચન તે સઘળાને ખાંડીને તેનો ચાંલ્લો કપાળે કરવાથી જોનાર લોકો વશ થાય છે, એ વાંચીને એનો ચાંલ્લો કર્યો, પણ આર્યસમાજમાં સૌને છેવાડે જોડા પાસે બેસવાનું મળતું એ મહાભાગ્યમાં એને લીધે કાંઈ ચમત્કારી ફેરફાર થયેલ દીઠો નહિ કે ભગતની જગ્યામાં જ્યાં લોટ માગવા જતા, ત્યાં લક્ષ્મણ કોઠારી એક દોથો લોટ આપતો, એણે પણ આ ચાંલ્લાથી વશ થઇને કાંઇ દોથાનો ખોબો કર્યો નહિ, એટલે પછી ધીમે ધીમે એ ચાંલ્લો ભુંસાઇ ગયો ને ભગવાન શંકરની વિભૂતિ પાછી વાપરવા માંડી!

પણ હવે આઠમી ચોપડીમાં પાસ થઈને શું કરવું



થયા પછી થોડો વખત મારે આમતેમ રખડવું પડ્યું લાગે છે.

એ રખડપટ્ટીનો કેટલોક અનુભવ આજે પણ તાજો છે. જે ગામોમાં વીઘોટી હોતી નથી, અને ભાગ બટાઈનું ધોરણ હોય છે ત્યાં ખેડૂતોને પોતાનો તમામ પાક ખળાવાડમાં લાવવો પડે છે. જ્યારે દાણા તૈયાર થાય ત્યારે ખળાવાડમાં આવેલી ખરી ઊપજમાંથી દરબારી ભાગ ને ખેડૂતનો ભાગ એમ ભાગ પાડે છે. ઘણું કરીને આ ૨ : ૩ એ પ્રમાણમાં હોય છે. આ ભાગ બટાઈનું ધોરણ વીઘોટીના કરતાં વધારે સારું ગણાય એમ માનનારો પણ એક વર્ગ છે.

વીરપુરમાં ભાગ બટાઈનું ધોરણ પ્રચલિત હતું. એથી કરીને અમારા ઘરથી થોડે દૂર 'ભીંસાબોળ' નામની એક વાડી હતી, તેની સામે ખળાવાડ થતી. બીજે સમયે વેરાન જેવો લાગતો, હાથલાથોરની વાડથી રક્ષિત બનેલો ખળાવાડનો વંડો, આસો મહિનાથી હુતાશની સુધી લગભગ છ મહિના માણસોથી ગાજી રહેતો. ગાડાં, ખેડુ, ઢોરઢાંખર, ભરતવારીઓ, રખેવાળો, ચોકીદારો, બ્રાહ્મણો, સાધુઓ, ભગત-ભીખારીઓ—માણસોનો એક અખંડ પ્રવાહ દિવસરાત ત્યાં વહેતો જ હોય!

આ ખળાવાડમાં હું વારંવાર જતો—ભીંસાબોળની વાડી દિવાળી ઉપર તો છેક કાંઠા સુધી પાણીથી છલકાતી હોય. એમાં મંડાણેથી ધૂબકા મારવાની મજા તો જેણે માણી હોય એને જ એના ખરા સ્વાદની ખબર પડે. ત્યાં એવા અઢંગ તરવાવાળા પણ આવતા કે જે આવ્યા હોય સવારે નવ વાગે પણ પાછા ફરે ત્યારે સાંજના ચાર વાગતા હોય. ત્યાં કાંઠે એક પીપળો હતો. આ ખળાવાડ જામતી ત્યારે બ્રહ્મસભા ત્યાં ભરાતી. એમાં દુર્બળદેહી મેઘજી મહારાજ આવે. રેવાશંકર મહારાજ ત્યાં અચૂક હાજર હોય જ. એક જીવરામ મહારાજ હતા જેઠા મહારાજ હોય. હરિલાલ હોય. ઓધવજી મહારાજનો જેશંકર આવે. કરશનજી અને એનો દીકરો કાશીરામ એ પણ આવ્યા હોય. આપણા રામ પણ ત્યાં બેઠા હોય. બ્રહ્મસભામાં વિષયવિચારણીનો પણ ઠાઠમાઠ જામતો. આખા વીરપુરની નવાજૂની ત્યાં મળતી. પડખેના ગોમટા કે મશીતાળામાં ક્યારે ચોરાશી છે એ સમાચાર ત્યાં પહેલાં પ્રગટતા. કોની દીકરીનું જાન આવવાની છે ને કેટલા વચ્ચે રૂપિયો ભદ્રાશણનો મળશે એ આગાહી પણ ત્યાં થતી. ત્યાં જ કોણ ધાર્મિક રહ્યા છે, ને કોણ અધાર્મિક બન્યા છે, એની જાહેરાત આવતી. ભીંસાબોળના એ પીપળાએ જેટલી વિનોદ વાતો સાંભળી હશે તેટલી ભાગ્યે જ કોઈ કથાસરિતાસાગરમાં પણ સંઘરાયલી પડી હશે. આજ પણ મને કોઈ દેવાધિદેવ ઇંદ્રાસનની સીધી બેઠક આપે તો એને હું કહું કે ઇંદ્રાસન લેવાની ના નથી, પણ વધારે નહિ તો એ પળ પણ એ પીપળાનું સ્થાન મને દેખાડ જે!

એક વખતની વાત છે. એક કણબીનું ખળું આગલી સાંજે ભરાઈ ગયેલું પણ મોડું થવાથી બ્રહ્મણોની પંગતને બોલાવવી રહી ગઈ. આમ 'ખળજેખણે વિવાહે' રહી જવાથી બીજે દિવસે સવારમાં કાગડા બોલ્યે જ બ્રહ્મસભાના અતિ ઉત્સાહી કેટલાક મેમ્બરો હાજર થઈ ગયા હતા. હું પણ તેમાં હતો. હવાલદારની ઝૂંપડી પાસે એક વચ્ચેના ભાગમાં ગોળાકારે બાંધેલી માટીની હૈયારખી આડશ હતી. તેમાં વચ્ચેના ભાગમાં ગાર કરીને બેસવા લાયક જમીન બનાવી હતીઃ ત્યાં મધ્યમાં એક ધૂણી ધખતી રહેતી, આ ધૂણીમાં જ્યારે જુઓ ત્યારે ચોવીસે કલાક દેવતા જળતો હોય. ચુંગી પીવાવળા, બીડી વાળા, હોકાવાળા, કોઈ ને કોઈ ત્યાં બેઠા હોય. એ હૈયારખીની જમીન કાચ જેવી સ્વચ્છ રહેતી. જરાક ઠંડી હોય ત્યારે તો ધૂણીની આસપાસ ગોળ કૂંડાળું વળી જતું. દેવતમાં સૌ હાથ રાખીને તાપતા હોય ને અલકમલકની વાતું ચાલતી હોય.

તે દિવસે જરાક ઠંડી જેવું હતું, એટલે સવારનાં પહોરમાં જ ત્યાં ગોળકૂંડાળે માણસો બેસી ગયાં હતાં.

પેલો કણબી આવશે ત્યારે સાદ કરશે એમ ધારીને અમે બ્રાહ્મણો પણ બે ચાર જણા ત્યાં નિરાંતે તાપી રહ્યા હતા.





જેતપુરમાં પોલીસદળ હોય પણ શું? સામે તો માથા-ભારે માનવીઓનો એક મહેરામણ હતો.

પણ આ રામસિંહજીએ પાણી પીધું વીરપુરની આર્યસમાજની વાવનું. એ પાણીમાં લોહ ઘણું છે. એનાં લોહીમાં હજી મધ્યયુગનો અસલ રજપૂતી વારસો બેઠો હતો. એને મન જેતપુરનો પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટએ તો ઠીક હવે, પગારદાર નોકર, પણ વીરપુરનો રાજકુમાર એ મહામોલો વારસો હતો. અને એની હાજરીમાં આ બને તો તો થઈ રહ્યુ નાં. એણે એક ક્ષણમાં શું કરવું એનો નિશ્ચય કરી લીધો. પોતે ત્વરાથી આગળ ચાલીને બંદોબસ્ત કરતા હોય તેમ આગળ નીકળ્યા. એમની અચૂક નિશાની બંદૂક સાથે હતી: ભેટમાં તલવાર હતી. માથા ઉપર કેસરી સાફો ફરફરી રહ્યો હતો.

પારેખની દુકાનો શરૂ થઈ. થોડીક કાંકરીઓ આકાશી પંથે ઊડતી લાગી. વાણીમાં જરાક વધુ તીવ્રતા જણાવા લાગી. રામસિંહજી ચેતી જઈને તરત આગળ વધ્યા. એક ઊંચા ઓટલા ઉપર સિંહગતિએ ચડી ગયા. એમની એક નિશાનીએ પોલીસદળ થંભી ગયું. માણસો પણ જરાક ખમચાઈને સ્થિર થતાં જણાયાં. રામસિંહજીનો અવાજ આવ્યો: 'જુવો ભાઇ! તમે અમારા ભાઇઓ છો. આજનો તમારો આ તમામ કાર્યક્રમ વગર હરકતે પાર પાડવો એ મારી ફરજ છે. પણ હું તમને એક વાત કહી દઉં છું. જો કોઇનું મન ફરશે તો પછી હું સુપ્રિન્ટેન્ડેન્ટ પોલીસનો નથી. પછી તો હું રજપૂતનો બચ્ચો છું. ને વીરપુરનો રાજકુમાર છું ભગવાને ધાર્યું હશે તે થાશે. પણ તમારે તમારો કામો કરવો હશે તો મારા મૂડદા ઉપર એ કામો થાશે. હું આંહીં મરીશ ને તમારામાથી પાંચ, પચીસ પંચાસ જેમની આવરદા ખૂટી હશે એ પણ ભેગા ઢળી પડશે! મારી પાસે ધાર્યાં નિશાન પાડનારી 'આ' છે.' રામસિંહજીએ પોતાનું અચૂક શસ્ત્ર બતાવ્યું.

થઈ રહ્યું. આજ બરાબર તક નથી એવો ન સમજી શકાય તેવો મૌનવ્યવહાર ટોળામાં ફરી વળ્યો. બે ક્ષણમાં તો એનો પડઘો પડ્યો. અને શાંતિના ચાહક તરીકેના ઉદ્ગારો સાથે જ સૌ આગળ વધ્યા! આ રાજકુમાર રામસિંહજી!*

'એટલે વીરપુરમાં મેં મારી આ વયમાં જે વાતાવરણ પીધું તેમાં અનેકરંગી વસ્તુઓ આવી રહી હતી.

એ વખતની પણ જેવી તેવી નોંધપોથીઓ આજે મારી પાસે પડી રહેલ છે. એમાં વહેલામાં વહેલી તારીખનો એક કાગળ છે. તે તા. ૧-૫-૧૯૦૭નો મોટીકુંકાવાવના મહેતાજી કાહાનજી જીવા પરમારનો છે. કાહાનજી જીવા પરમાર એ દેશળજી પરમારના પિતા. એ વખતે તે ત્યાં હેડમાસ્તર હતા. મોટી કુંકાવાવમાં હું ઘણું કરીને ત્રણ રૂપિયાથી કે ચાર રૂપિયાથી આસિસ્ટંટ તરીકે રહ્યો હતો. ત્યાં પછી રાજીનામું આપ્યું ને પાછો વીરપુર આવ્યો ત્યારે રાજીનામું મંજૂર થયાનો આ કાગળ છે. એ ઉપરથી જણાય છે કે ૧-૫-૧૯૦૭ની પહેલાં બેએક વર્ષ મેં મોટીકુંકાવાવમાં ગાળ્યાં હશે.

મોટીકુંકાવાવમાં મારે આસિસ્ટંટ તરીકે જવું પડયું હશે, કારણકે પ્રેમજી દલુ મને લેવા ખુશી ન હતો. એમાં એની મોટામાં મોટી ફરિયાદ એ હતી કે આવડો નાનકડો છોકરો વર્ગમાં બંદોબસ્ત શી રીતે રાખી શકે? વયના પ્રમાણમાં મારી ઊંચાઈ જોઈએ તેટલી ન હતી. આથી કરીને આઠમીમાં પાસ

---

* આ રામસિંહજીના એક પુત્ર નાહમસિંહજીને મેં થોડો વખત જૂનાગઢમાં ભણાવ્યા હતા. અકાળ મૃત્યુ પામ્યા ન હોત તો નાહમસિંહજી આગળ ઉપર દીપે તેવા હતા. એવી જ રીતે વીરપુરના એક બીજા રાજકુમાર જોરાવરસિંહજી, જ્યારે જૂનાગઢમાં ભણતા ત્યારે પ્રોફેસર પેન્ડરના પુત્રોને બંદૂકનિશાનબાજીનું શિક્ષણ આપતા હતા. શસ્ત્રોનો શોખ એ પણ વીરપુરની એક વિશિષ્ટતા હતી. મેં ઘણું કરીને થોડો વખત આ બંદૂકશિક્ષણ જોરાવરસિંહજી પાસે લીધેલું. પણ પછી હું તો ગિરનારની રખડપટ્ટીમાં ને ગુલાબસિંહ વાંચવામાં પડી ગયો એટલે કાંઇ પ્રગતિ કરી નહિ!

થાળીમાં ખૂબ જોરથી ઘસી જોઇ હતી એ મને હજી યાદ છે. પણ એ રાખ તો રાખ જ રહી હતી!

છતાં આ પ્રસંગ ઉપર ઘણો મદાર મેં બાંધ્યો છે એમ લાગવાનો સંભવ છે. એવા તર્કવાદીઓ માટે, કાલનો વ્યુત્ક્રમ અને વર્ણનનો દોર તોડીને પણ એક બીજો એવો જ આંખ સાક્ષીનો પ્રસંગ રજૂ કરું છું. આથી આમાં કોઈ પ્રકારના વહેમોને ઉત્તેજન આપવાનું ધ્યેય રહ્યું છે એમ ન મનાવું જોઇએ. પણ કોઇ કોઇ વખત કોઇ વસ્તુ આપણા માટે કોયડા રૂપ રહી જ જાય છે અને જ્યાં સુધી એનું બીજું કોઇ કારણ આપણે આપી ન શકીએ ત્યાં સુધી એને માટે રજૂ થતાં કારણોનું આપણે શુદ્ધ દૃષ્ટિથી સંશોધન કરવું જોઇએ, એટલો જ કહેવાનો આશય છે. એક ઉચ્છેદક કુતર્કથી કોઇ અનુભવને કાઢી મુકવો એમાં કોઇ દૃષ્ટિ રહી નથી.

આ બીજો પ્રસંગ આ પ્રમાણે બન્યો. એ વખતે તો મારી ઉમ્મર પણ ખાસ્સી છવીસ સત્તાવીસ વર્ષની હતી. હું ઇન્ટરની પરીક્ષા દેવા અમદાવાદમાં આવ્યો હતો.

એ વખતે મેં જ્યાં મુકામ કરેલો ત્યાં એક ગૃહસ્થ કેટલાક હીપ્નોટીઝમના પ્રયોગો કરતા હતા. આ ગૃહસ્થને મેં તે પહેલાં જોયા હતા. એમણે મારી હાજરીમાં વર્ષો પહેલાં એનો અભ્યાસ શરૂ કર્યો હતો. એટલે આ બીજી વાર હું એને મળ્યો ત્યારે એ વાત ઉપર લગભગ દસેક વર્ષ વીતી ગયાં હતાં.

ઇન્ટરની પરીક્ષા હતી ત્યાં સુધી તો મેં મહા-મથામણ કરીને મારા મનને આ ઘટનામાં રસ લેતું રોકી રાખ્યું.

પણ મન તો અંદરથી પોકાર કરી રહ્યું હતું કે ક્યારે લોજીકફોજીક પૂરું થાય અને ક્યારે હું આ પ્રયોગો નિહાળું. મણિલાલ નભુભાઇનું 'પ્રાણવિનિયમ' વગેરે કેટલાંક પુસ્તકો તો મેં જોયાં હતાં એટલે આ વિષયમાં મારો સહેજ ચંચુપ્રવેશ કહી શકાય. રસ લેવા જેટલો. વળી એક સમય એવો હતો કે જ્યારે આ ગૃહસ્થે મારા ઉપર હીપ્નોટીઝમનો પ્રયોગ શરૂઆતમાં કર્યો હતો એ ખરાબ medium તરીકે મને છોડી દીધો હતો. જેનું અંતઃકરણ કોમળ ને તરત આજ્ઞા માને તેવું હોય એ medium તરીકે સારું કામ આપે.

હું બેઠો હતો. બીજા પણ કેટલાક અજાણ્યા ગૃહસ્થો ત્યાં હતા. એક વ્યક્તિ ઉપર પ્રયોગ થઇ રહ્યો હતો.

વચ્ચે એણે કાંઇક એવું કહ્યું કે "હવે પૃથ્વી તત્ત્વથી મેં આને બાંધી લીધેલ છે. એટલે કોઇ મલિન તત્ત્વનો હમણાં ભય નથી."

હું ત્યાં બેઠો હતો અને મારી હાજરીમાં એણે આ કહેવાની હિમ્મત કરી એથી મને નવાઇ લાગી. કારણ કે અમારે તે દિવસે થોડી દલીલો થયેલી તેમાં મેં એના આ ધતિંગ ઉપર ક્રૂર પ્રહાર પણ કરેલા. એટલે અત્યારે જેવું એણે આ વિધાન કર્યું કે તરત મેં પ્રશ્ન કર્યો: , આ પૃથ્વીતત્ત્વ શું ? ને આ બંધન શું ?'

તેણે પ્રત્યુત્તર આપ્યો: 'હું તમને સમજાવું એના કરતાં તમે અનુભવ જ લ્યો ને!'

'શી રીતે?'

'તમે આંહીં આવો. આનો પગ ઉપાડો.' હું તરત ઊભો થયો. એ વ્યક્તિની પાસે ગયો. દેખીતી રીતે એ નિદ્રા અવસ્થામાં પડેલી જણાઇ. એનું શરીર શાંત, હલનચલન વિનાનું મૂડદાં જેવું પડેલું હોય તેમ પડ્યું હતું. મેં થોડીવાર એની તરફ જોયું. જેના ઉપર પ્રયોગ થઇ રહ્યો હતો એ એક જુવાન સ્ત્રી હતી. અને એનાં અંગ પોપચાં ઉપર રમતું સૌન્દર્ય જેટલું મોહક હતું એટલું જ નિર્દોષ હતું. સ્ત્રીનો, અને જુવાન રૂપાળી સ્ત્રીનો કિસ્સો હતો એટલે તો પ્રયોગ કરનાર વિષે વધારે લેભાગુપણાનો આરોપ મૂકવાનું મન થાય તેમ હતું. પણ એણે શાંતિથી કહ્યું:

'પૃથ્વીતત્ત્વ એટલે ઘન-ભાર. આને મેં આંહીં પૃથ્વીતત્ત્વથી બાંધી દીધેલ છે. તમે એનો પગ ઉપાડી જુઓ. અત્યારે એ આંહીં નથી એમ સમજવાનું. એનામાં કોઇ જાતની સંજ્ઞા રહી નથી. એ તો તમે જોઈ શકો છો.'





એ વખતે ત્યાં એક ખાંટ કણબી પણ બેઠો હતો. એ ભૂવો ગણાતો. સૌ એને વાતોએ ચડાવીને કૈં કૈં પ્રશ્નો પૂછી રહ્યા હતા.

હવે પછી ત્યાં જે બનાવ બન્યો એનો હું પોતે આંખસાક્ષી છું. જે બન્યું તે બનવાની અનેક શકયતાઓ વિષે વારંવાર મેં મારા મનને પ્રશ્નોત્તર કરી જોયા છે; પણ જે બન્યું તે બનવાની કોઇ જ ચાવી હજી સુધી મને માલૂમ પડી નથી. મારો સ્વભાવ ખાસ વહેમી હોય એવું હું માનતો નથી. મને ચમત્કારમાં સ્વભાવસિદ્ધ રસ આવતો હોય એવું પણ માનસપૃથક્કરણ કરતાં મને કોઈ દિવસ જણાયું નથી. એટલું જ નહિ—ત્યાર પછીના જીવનના ચાર છ પ્રસંગોએ મારી એ માન્યતા દૃઢ કરી છે કે જેટલી સૃષ્ટિ દેખાય છે તેના કરતાં અનંતગણી સૃષ્ટિ અણદીઠ રહી છે! આકરામાં આકરી તર્કસરણીથી તાવતાં પણ કાંઈક ને કાંઈક એવું અવશેષ આ બનાવોમાં રહી જાય છે કે જેનું પૃથક્કરણ થઇ શકતું નથી.

આ ભૂવાનું નામ અત્યારે યાદ નથી. આ બનાવ ઈ. સ. ૧૯૦૭ પહેલાંનો છે ને મારી પાસેની નોંધપોથીઓ સાત આઠ પછીથી શરૂ થાય છે. તે પહેલાંની એક બે ખરી, પણ એ આડીઅવળી મુકાઈ ગઇ છે, ને અત્યારે હાથવગી નથી. વહેલામાં વહેલી એક સચિત્ર નોંધપોથી ઈ. સ. ૧૯૦૪ની છે. આંહીં એમાં આ હકીકત હોવાનો સંભવ છે. તો એના અભાવે જે છાપ અત્યાર સુધી ચાલી આવી છે એ જ હું પ્રગટ કરું છું. પણ મારા પર જે છાપ પડે છે એ કેટલીક વખત પથ્થરમાં લખેલા અક્ષર જેટલી જ દૃઢ થઇ રહે છે એ મારો જાતઅનુભવ છે અને એ ઘણુંખરું ખરી હોય છે. હું આજ પણ દાર્જીલિંગમાં ૧૯૨૭ જોયેલો ભવ્ય સૂર્યોદય નિહાળી શકું છું. અને શિશિરકુમાર ભાદુરીનો કલકત્તા નાટકનો 'સીતા' શબ્દ સાંભળી શકું છું! અને સીતા બનતી પ્રભાની આખી મૂર્તિને આંખ સમક્ષ ઊભી કરી શકું છું! આ માનસને પોતાના લાભ હશે પરંતુ ગેરલાભ ઘણા મોટા છે. એ તમામ ગેરલાભો જીવનમાં મળતા પણ રહ્યા છે. મોટામાં મોટો ગેરલાભ આવી જાતના માણસને એ છે કે એ કદાપી પણ વ્યવહારજ્ઞ બની શકતો નથી; અને એની આ કારણ વિનાની વેદનામાં કોઈ ભાગ લઇ શકતું નથી. એણે એનાં વેદના આનંદ કે જે કાંઈ હોય તે એકલાં એકલાં ભોગવવાનાં રહ્યાં, અને પોતાની સ્વેચ્છાસર્જિત ખુમારીમાં પોતાની ખુવારી પણ વહોરવી રહી! લોકો એને સમજે કે ન સમજે એ કાંઇ બહુ મોટો પ્રશ્ન નથી. દરેક કાર્ય કરે પોતે લોક સમજે એ રીતે જ કાર્ય કરવું જોઇએ. પણ આવા મનસ્વીઓને લોકો સમજે કે ન સમજે, કદર કરે કે ન કરે એનું પણ કાંઇ નહિ માત્ર પથરાનો માર ન આપે તો પણ ઘણું!

આ જુવાન ભૂવાને સૌ વિનંતી કરી રહ્યા હતા. અમને કાંઇક બતાવો. હું ત્યાં બરાબર એની સામે જ બેઠો હતો. ભૂવો કાંઇ બોલતો ન હતો. માત્ર નકારાત્મક માથું ધૂણાવતો હતો. મોં સૂજણું થઇ ગયું હતું. એની દરેક હિલચાલ સ્પષ્ટ રીતે જોઇ શકાય તેમ હતું. કૂંડાળું ઘણું નાનું હતું. અંતે ભૂવાને કાંઇક ચાનક ચડી લાગી. એણે ત્યાં પડી'તી એ એક થાળી હાથમાં લીધી. 'જુઓ, અત્યારે કાંઇ મીઠાઇખીડાઇ નહિ થાય હો!'

મારું તો સમગ્ર ધ્યાન એની દરેકેદરેક હિલચાલ ઉપર ચોંટયું હતું. ભૂવાએ થાળી લીધી. પછી એક ચપટી જ રાખ ધૂણીમાંથી લીધી. એને રાખ લેતો અમે જોયો હતો. એણે કાંઇક બોલીને એ ચપટી રાખ થાળી ઉપર જોરથી લીંટી કરતો હોય તેમ ઘસી. સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ત્યાં રાખ ન હતી. થાળીમાં સુંદર લાલ જામનગરી કુંકુમ જાણે ચમકી રહ્યું હતું!

હવે આ ભૂવાએ ધારો કે પોતાની બાંયમાં આટલું કંકુ છુપાવ્યું હોય, પણ તો આટલી બધી નજરને સુકાવીને એણે જે રાખ થાળીમાં ઘસી તે રાખ કયાં ગઇ? નીચે ઢોળતાં તો કોઇએ જોઇ ન હતી. રાખ ત્યાં ન હતી એ ચોક્કસ હતું. કુંકુમ થયું એ પણ ચોક્કસ હતું. શી રીતે થયું એ જ માત્ર અચોક્કસ હતું—ને આજ દિવસ સુધી એ અચોક્કસ રહ્યું છે!

મેં ઘેર જઇને બીજે દિવસે ચુલાની રાખ લઈને

આંહીંથી સઘળાંએ એક પછી એક જવું જ જોઇએ. અને આંહીં જ સઘળાંએ એક પછી એક આવવું જોઇએ.

એ વયનાં કેટલાં સંસ્મરણો વેરણ છેરણ પડેલાં છે એમાંનું એક અત્યંત પ્રબળ સંસ્મરણ આજે દૃષ્ટિએ ચડે છે. એ સંસ્મરણ છે નજરોનજર ચુડેલને રાસડે રમતી જોયાનું ! !

એ વખતે ખાદી રૂપીયાની સોળ હાથ મળતી. ખાદી એવા ભયંકર સુધરેલા નામે એ કાપડને કોઇ ઓળખતું નહિ. એ તો પાણકોરૂં કહેવાતું ને પાણકોરા તરીકે વહેંચાતું. અમારે ત્યાં ફળીમાં વાળુ થયા પછી સભા ભરાતી. એમાં ચાંદની રાત હોય તો રાતના અગિયાર બાર સુધી એ સભા ચાલતી. એમાં એક બાજુ નવલગરબાવળી ગવાતી હોય, એક તરફ 'છજાં માળિયાં' ચાલતાં હોય, ને બીજી તરફ ત્રણ કે ચાર રેંટિયા ઉપર મારી મા, ગલઢીમા, કાકી, ભાભી સૌ કાંતવા મંડ્યા હોય. એ વખતે 'કાંતણ યજ્ઞ છે' એવું પાંચ વરસના છોકરાને વાંચતા વાંચતાં, ન સમજાવાને લીધે આપઘાત કરવાનું મન થાય એવું વાક્ય કોઇ છદ્મગાંધીઘેલાએ હજી બાળ પાઠપોથીમાં ઘુસાડી કાઢેલું નહિ, એટલે જે નાનકડાં છોકરાં હતાં એ પણ કાંઇ ને કાંઈ કવિતા મોંએથી બોલીને આ મોટાઓના આનંદમાં પોતપોતાનો ખૂણો સાચવી શકતાં હતાં. આ કાંતણયજ્ઞ ચાલતો હતો, પાણકોરૂં તૈયાર કરવા માટે નહિ, પણ કણબીને રૂપિયા એકનું બરાબર સોળ શેર કાંતી દેવા માટે ! મને સાંભરે છે કે રૂ જ્યારે ખરાબ હોય ને ઘણી કીટી નીકળે ત્યારે માને કાંતેલા સૂતરની ઘટ પૂરી કરવા માટે ઘણી વખત સવારમાં વહેલા ઊઠીને ફાળકા નેવે મૂકવા પડતા કે એના ઉપર થોડો મેઘરવો પડે ને ઘટ દેખાય નહિ. આ સૂતર કંતાતું તે અને ઘણાં વેચાતાં તે—એ પૈસા માની ખાનગીમાં રહેતા. એ વખતે રૂપિયાના ઓગણીસસો છાણાં મળતાં. માનો છાણ ભેગું કરી કરીને ઠઠ નીકળી જતો ત્યારે માંડ ઓગણીસસો છાણાં થતાં !

આ કાંતણયજ્ઞ ચાલતો હોય ત્યારે અમે હુડતુતુ રમતા. અથવા તો કોઇ ડાહી વાત સાંભળવા બેસી જતા. એક વખતની વાત છે કે ચાંદની હોવાથી આમ કાંતણયજ્ઞ ચાલી રહ્યો હતો, ત્યાં સૌને સાંભર્યું કે આજે તો હુતાશની છે. કાંતણક્લાસમાં રજા પડી ગઇ. સૌ મજાએ ચડી ગયાં. સૌ સૌના ઘરમાંથી, તાંસળીમાં ધાણી, ખજૂર, ઢેબરાં જે મળ્યું તે લાવીને ખાટલી ઉપર ખાવા બેસી ગયાં. હુતાશની પ્રગટે તો દર્શન કર્યા પછી બીજું કામ હાથ ઉપર લેવું એમ નક્કી થયું.

અમારા ઘરના પાછલા ઉત્તર તરફના ભાગમાં મોટું ફળી હતું. એ ફળીમાં એક લીમડો હતો. લીમડાને ફરતો મોટો ઓટલો હતો. એ ઓટલા ઉપર ચડીએ તો સામે દૂર મતવાના ઢોરા ઉપર જ્યાં હુતાશની પ્રગટતી તેની જ્વાળા નજરે ચડતી.

વીરપુરની તાલુકાસ્કૂલ એના જૂના કિલ્લાના એક દરવાજા ઉપર આવેલી છે. નીચે જેલ છે ને સિપાઈઓની ચોકી રહે છે. ઉપર નિશાળ છે. નિશાળ ઉપર જવા માટે રસ્તા ઉપરથી પગથિયાં છે. આ પગથિયાં ઉપર ચડીએ એટલે કોટની રાંગે રાંગે પૂર્વ પશ્ચિમ તરફ પણ જવાય છે. આમાંથી પૂર્વ રાંગે રાંગે જતાં, કાંઈક ઠીક દૂર, પણ ઘણા જ અગોચર ગણાય એવા સ્થળમાં એક કોઠો આવેલો છે.

અમે અમારા લીમડાવાળા ઓટલાથી, હુતાશનીનાં દર્શન કરીએ, તો બરાબર સીધી લાઇનમાં અને લગભગ મધ્યમાં આ કોઠો આડે આવેલો દેખાતો.

આ કોઠાને અમે ઘણીવખત, નીચે રસ્તા ઉપર ઊભા રહીને ડોક ઊંચી કરીને જોયો હતો. કોઈ ને કોઈ સાપ ડોકાતો ન હોય એવું ત્યાં ભાગ્યે જ બનતું. એ કોઠા સુધી, નિશાળની રાંગે રાંગે ચાલીને જવાની દિવસે પણ ભાગ્યે જ કોઇ હિમ્મત કરતું. કારણ કે ત્યાં એટલી બધી અગોચર પડીપાથરી રહેતી કે ન પૂછો વાત ! કોઇએ ખાસ કામ માટે ત્યાં સુધી જવાની હિંમત કરી હોય તો ભલે, બાકી મારી સાંભરણમાં કોઇ છોકરો તો ત્યાં ગયો જ ન હતો !

અમે સૌ હુતાશનીને પ્રગટ થવાની રાહ જોઇને





મેં ઉપેક્ષાપૂર્વક આહ્વાન સ્વીકારી લીધું. અત્યંત વિશ્વાસથી અને કાંઈક તિરસ્કારથી પણ, ઝપાટાબંધ વધારે નિકટ જઇને, એ સ્ત્રીનો પગ ઉપાડવાનો પ્રયત્ન કર્યો.

મને તો ખાતરી જ હતી કે આવી ફૂલ જેવી કોમળ સ્ત્રીનો પગ હું જુવાન માણસ ઉપાડી ન શકું એ કાંઇ બનવાનું ન હતું. મેં તરત એના પગને જમણા હાથથી ઘૂંટી પાસે પકડીને ઊંચો કરવા માંડ્યો.

પણ મારો હાથ ભોંઠો પડતો હોય એવો અનુભવ થયો. પગ ઘણો ભારે જણાતો હતો.

પણ એ તો આ સૌ અંદર અંદર મળી ગયેલા હોય એટલું જાણી શકાય એવો જિંદગીનો અનુભવ મેં લીધો હતો. એટલે એવી રીતે આ કોઇ છેતરી જાય એ વસ્તુ મને આકરી લાગી.

મેં વધારે જોરથી પગને ઊંચો કરવા માંડ્યો. સૂઇ રહેનાર સ્ત્રી જાણીજોઇને પગમાં ભાર મૂકતી હોય તો જણાયા વિના રહે નહિ. પણ એનામાં ઇચ્છાશક્તિ રહી હોય તેમ લાગતું ન હતું. પગનો ભાર નક્કર લોઢાના ભાર જેવો જણાતો હતો.

અંતે મેં બે હાથનો આધાર લીધો. જેટલું હતું તેટલું જોર કર્યું. પગ ઊપડ્યો ખરો, પણ ભારે વજનવાળા કોઈ પદાર્થને આપણે પરાણે પરાણે થોડીવાર અધર રાખી શકીએ, ને હરપળે આપણો હાથ દગો દઈ દેશે એવો ભય મનમાં રહ્યા કરે, એવી મારી સ્થિતિ હતી. થોડીવાર પછી મેં પગને હળવેકથી નીચે મૂકી દીધો.

શી રીતે આ થયું તે સમજાયું નહિ. એ માણસ જે સમજૂતી આપતો હતો—પૃથ્વીતત્ત્વ વગેરેની—તે મનમાં બેસતી ન હતી. એટલે હારેલો દાવ સ્વીકારીને હું પાછો મારે સ્થાનકે તો ગયો પણ કોઈ રીતે એનું Explanation—વિવેચન એ વખતે મારા મનમાં બેઠું નહિ. આજ પણ બેઠું નથી. અને છતાં આ મેં લીધેલો અનુભવ, સગડીમાં હાથ બળે એના જેવો નક્કર બનીને, એક કોયડા રૂપે આજ દિવસ સુધી રહી જ ગયો છે!

આટલી આડકથા મારા પેલા વીરપુરના જૂનાના અનુભવ માટે આંહીં આપવી પડી છે. એ આડકથાને છોડીને મૂળ વર્ણન ઉપર આવીએ તો પ્રેમજી દલ્લુએ મને નોકરી ન આપી અને મારે જે ચાર છ મહિના રખડવું પડ્યું એ રખડપટ્ટીએ એક રીતે ગણો તો મને અફાટ શીમનો અનુભવ આપ્યો.

બાગ, બગીચા, વનોપવન, જંગલ, મેદાન, રણ, ખારોપાટ, એ તમામ કરતાં શીમમાં એક જુદું જ વ્યક્તિત્વ વસી રહ્યું છે. આ શીમમાં તમને ભય લાગે નહિ, અને જ્યાં નજર કરો ત્યાં કોઈ ને કોઈ ફરતું દેખાય! એટલે તમને ચેતનની હાજરીનો આનંદ મળે!

મારી મા શીમમાં ઘાસની ભારી લેવા જતાં. બારના ટકોરા થાય ને અમે શેરીને છેડે અમારા ઘર પાસે રાહ જોઇને ઊભા રહીએ. એટલામાં વાંસો ફાટફાટ થતો હોય, ઘોળિયા ઘાસમાં કે ખેતરમાં કે કોઠામાં મોં પણ છુપાઈ ગયું હોય, પરસેવો તો રેબઝેબ વહેતો હોય ને ઉતાવળે ગતિએ દોડ્યા આવતાં મા ને ભાભી નજરે પડે. એમની ભારીમાં કાં મગની શીંગ કાં ડાંડા કાં ચીભડાં કાંઈક ચોક્કસ હોવાનું. એ આ ચીજો લાવ્યાં હોય—આબરૂને સાટે ચોરીને. છતાં એ લાવ્યાં હોય એ નક્કી. ભારીની અધવચાળે એકાદ ઘાસના પૂળામાં એવી રીતે છુપાવીને આ વસ્તુઓ રાખી હોય કે કદાચ કોઈક ગોલો કણબી શેઢે મળે ને ભારી ઉતરાવીને આખી વીંખાવે તો પણ એની નજરે તો ઘાસનો પૂળો જ ચડે!

કેટલા પ્રેમથી મા, આ વસ્તુઓ ચોક્કસ ને ચોક્કસ લાવતાં એ આજે આટલાં વર્ષે સંભારું છું ત્યારે મને લાગે છે કે જીવનની ખરી કરુણતા મોટા થવામાં રહી છે. એ શૈશવ કોઈ પણ દિવસ ગયું જ ન હોત—એ મા પણ ગયાં ન હોત, એ શીમ એ ઘાસ ને એ ચોરીછુપીનો ખજાનો પણ ગયો ન હોત—કાંઈ જ ફેરફાર વિના એમ ને એમ રહ્યું હોત—પણ ભગવાન મહાકાલની મર્યાદા, રામચંદ્ર જેવાને પણ યાદી આપવા આવી ચડે છે એ વાલ્મીકિના કવિસત્યમાં કેટલું કારુણ્ય રહ્યું છે!

હોય તો એના નિયમ શા ? ન હોય તો આવી આંખ સાક્ષીના ભ્રમનું વિવેચન શું ?

ખગોળશાસ્ત્ર પોતાને અપૂર્ણ માને, વિજ્ઞાન પોતાને અપૂર્ણ માને, ભૂગોળ પોતાને અપૂર્ણ ગણે, તો જીવનશાસ્ત્રે શા માટે પોતાને સંપૂર્ણ ગણવું જોઈએ ? આધ્યાત્મવિદ્યા તો શિશુ અવસ્થામાં હજી ન હોઈ શકે ? વિષય જેમ વધારે ને વધારે મનની એકાગ્રતા માગનારો તેમ તેમ એના અધિકારી ઓછા ને ઓછા–એ નિયમ પ્રમાણે આવા અનુભવના જ્ઞાતા કોઈ એક બે જણ હોય એ સંભવિત નથી લાગતું ? અને આવો અનુભવ વ્યક્ત કરનારની પરિભાષા સમજવા માટે જે અધિકાર જોઈએ તે અધિકાર પણ દુનિયાના ઘણા જ ઓછા માણસોમાં મળી આવે અને એથી આ વિદ્યા ઓછી વ્યાપક થાય એમ ન બને ? અને એમ પણ ન બન્યું હોય કે આ મહામૂલ્યવાન વસ્તુના જ્ઞાતા ઓછા હોવાથી એના લેભાગુની સંખ્યા જ વધારે દેખાતી હોય ને એ રીતે આખી વિદ્યા જ આડે ગઈ હોય ?

એ જે હોય તે. આ કોયડાઓ હજી તો દુર્ભેદ્ય જ રહ્યા છે.

વીરપુરના વસવાટનો પહેલો અંત હવે નજીક આવી રહ્યો હતો. પ્રેમજી દલુએ જ્યારે મારી ભલામણ ન જ કરી ત્યારે એક બીજી દિશામાં પ્રયત્ન કર્યો.

મોટીકુંકાવાવમાં મારા ફુઈના દીકરા શંકરભાઈ રહેતા હતા. એ વખતે મોટીકુંકાવાવ જેને 'હાંડા' જેવું ગામ કહીએ એવું ગામ ગણાતું. ત્યાં પ્રભાશંકર મયાશંકર કરીને એક બ્રાહ્મણ હેડમાસ્તર હતા. શંકરભાઈએ પ્રયત્ન કર્યો. અને પ્રભાશંકર માસ્તરે અરજી મંગાવી ભલામણ કરી. ડાહ્યાભાઈ વેણીરામ મહેતા–ઉમરેઠના ખેડાવાળ એ વખતે આસિ. એજ્યુ. ઇન્સ્પેક્ટર હતા. જેતપુરમાં એમનો મુકામ રહેતો. એને કાંઈક માવો માખણ ઘી વીરપુરથી પહોંચાડવામાં આવ્યાં, અને આ આખા સરકારી ભયંકર તંત્રે કાયદા અને કાયદાની બારીઓ સરજી છે તે પ્રમાણે મારી ઉંમરનો પણ બાધ નેવે મુકાયો ને મારી નિમણૂક થઈ. મોટીકુંકાવાવના ચોથા આસિ. માસ્તર તરીકે, માસિક રૂપિયા ચાર પગારથી.

એ હુકમ જ્યારે વીરપુરમાં આવ્યો ત્યારે આખા ઘરમાં આનંદ આનંદ વ્યાપી ગયો.

પણ એ આનંદ ક્ષણજીવી નીવડ્યો તરત–અમને–માને અને દીકરાને–બન્નેને ભાન આવ્યું કે અમે છૂટા પડતાં હતાં !

કોને ખબર હતી કે અમારું આ છૂટા પડવાનું છેલ્લું જ હતું ?

કોને ખબર હતી કે એ વિદાયપ્રયાણની એવી તો ચિરસ્થાયી કરુણ્યભરી અસર જીવનના તાણાવાણામાં વણાઈ જશે કે કોઈ મેઘાણી જેવાનો,

'મા મને કોઇ દી સાંભરે નૈં'<br>કેવી હતી ને કેવી નૈં

એવો સ્વર સાંભળતાં જ આજ પંચાવન વર્ષે પણ આંસુ છલકાતી આંખોને ઘૂમાવવી પડશે ?

આ વિદાયપ્રયાણની એક ટૂંકી નોંધ સદ્ભાગ્યે મારી પાસે છે. [ચાલુ]



## સિક્કા

ચાંદીનો રૂપિયો બનાવતાં સરકારી ટંકશાળને જેટલું ખર્ચ થતું તેનાં ૧–૪૦ કે ૧–૫૦ ભાગ જેટલું ખરચ હવે પછીનો નિકલનો રૂપિયો બનાવતાં થશે.

લડાઈ પહેલાના સરેરાશ એક વર્ષ દરમિયાન હિંદની ટંકશાળો ૩૭ કરોડ સિક્કાઓ પાડતી હતી. લડાઇનાં વર્ષો દરમિયાન એમણે કુલ ૮ અબજ ૭૦ કરોડ સિક્કાઓ પાડેલા. એમાંથી ૨ અબજ ૫૦ કરોડ સિક્કાઓ તો એક જ વરસમાં બનાવેલા.





બેઠાં હતાં. તે દિવસે કાંઇક મોટું મૂહુર્ત હતું. એટલે આડાંઅવળાં ગપ્પાં ચાલતાં હતાં. એમ કરતાં કરતાં તો ઠંડા મધુરા પવનને લીધે આંખ ઘેરાવા માંડી. ને ઓછા શ્રદ્ધાળુ હતા તે સૌ એક પછી એક સરવા માંડયાં.

અંતે અમે—હું, મારી મા અને ભાભી ત્રણ જણાં અને ઘણું કરીને એક બેન—એ સૌ અમારી ખડકીમાં થઇને પાછળના ભાગમાં ગયાં. અને ઓટલા ઉપર ચડીને હુતાશની જોવા ઊભાં રહ્યાં.

અમે એ પ્રમાણે સૌ ઊભાં હતાં. પેલો કોઠો, સીધી લાઇનથી જરાક પશ્ચિમ તરફ આવેલો, ઝાંખો ભૂખરો ચાંદનીમાં નાહી રહેલો ત્યાં ઊભેલો નજરે પડતો હતો. અમારી દૃષ્ટિ હુતાશનીની જ્વાલા જોવા માટે અધીરી હતી. રાતના લગભગ દસ–અગિયારનો સમય હતો. એ પ્રગટી ! એવો અધીરો ભાવ સૌના મનમાં વસી રહ્યો હતો

એટલામાં એક મહાન આશ્ચર્ય થયું. પેલા કોઠા ઉપર કોઇ બાઇ દેખાઇ. જાણે કે અદ્ધરથી ઊડીને પડી હોય ! ચાંદની નાહ્યા જગતમાં ઘણી વખત આકારની જે સ્પષ્ટતા દેખાય છે એ ભ્રમણાત્મક હોય છે. એ પ્રમાણે આ આકાર દેખાયો તે દૃષ્ટિભ્રમનો હોઈ શકે.

પણ હજી એક વધુ આશ્ચર્ય બાકી હતું. જ્યાં દિવસે લોઢછાતીનો માણસ જવાની હિમ્મત ન કરે ત્યાં રાત્રે એક બાઇ આવવાનું સાહસ કરે એ તો ગજબની વાત હતી. છતાં આ બાઇ ત્યાં ઊભી રહીને ચાલી ગઈ હોત તો તો સંભવિત હતું કે કોઇ ગંડુ-ગમાર એમ પણ કરી બેસે. પણ બે પળ થઈ—ને આ બાઇ ચાલી !

આવી રીતે ચાંદનીમાં ચાલવાના ભ્રમ પણ આપણી દૃષ્ટિને છેતરે એવા ઘણી વખત દેખ્યા છે. એટલે આ સ્થિતિ સુધી, ખરી રીતે એ દૃષ્ટિભ્રમ ગણાવો જોઇએ.

પણ પેલી બાઇએ તો બે જ ક્ષણમાં પોતાનું રૂપ પ્રગટયું લાગ્યું. ચાંદનીમાં એનાં વસ્ત્ર ધોળાં દેખાતાં હતાં. એ કોઠાની દીવાલ ઉપર રાસડા લેતી ફરવા લાગી ! હવે તો દૃષ્ટિભ્રમ હોય તો આ દૃષ્ટિ-ભ્રમ કેવળ હિમાલયના પચીસ હજાર ફીટ ઉપરાંતના બરફીમેદાનનો ભ્રમ હોઇ શકે. ત્યાં આપણા પોતાના મોં જેવાં સેંકડો મોં ઇન્દ્રધનુરંગી વાદળામાં આપણી નજરે પડે છે ! અને આપણી ખરી જાત વિષે આપણને પોતાને ભ્રમમાં નાખે છે ! તે દિવસે વાતાવરણમાં આવું કોઇ હિમાલયીનું મોજું આવી ચડયું હોય તો ભલે–બાકી આ બાઇને ત્યાં રાસડા લેતી જોવી, નમતી, વળતી, કેડવાળતી, તાલી લેતી; અસલી રૂપમાં નિહાળવી એટલી બધી દૃષ્ટિભ્રમની વ્યાખ્યા મન ઘણા પ્રશ્નો કરીને સ્વીકારે-કે વખતે ન પણ સ્વીકારે.

મેં મારી માને પ્રશ્ન કર્યો પણ ખરોઃ 'મા ! કોણ હશે ? ત્યાં શું કરે છે અત્યારે ?'

'કોઇક એ તો બેટા ! હુતાશનીનાં દર્શન કરવા !' પણ સૌ–મા ભાભી સૌ આ જોઇ રહ્યાં હતાં એક દૃષ્ટિનો ભ્રમ ન હતો. ત્રણ દૃષ્ટિનો ભ્રમ હતો. અને વધુ નવાઇની વાત એ હતી કે–વસ્તુસ્થિતિ ઉપર કાંઇક પણ વાતચીત થઇ હોય તો તો એકના ભ્રમનો બીજાને ચેપ પણ લાગે. પણ વાત કાંઇ જ થઇ ન હતી. ને થઇ ત્યારે ખબર પડી કે જે હું જોઇ રહ્યો હતો તે સૌ જોઇ રહ્યાં હતાં ! ને સૌ આશ્ચર્યચકિત થઇ રહ્યાં હતાં !

પરંતુ પરાકાષ્ટા તો હજી હવે આવવાની હતી. એ પરાકાષ્ટા વિના તો આ આખી ઘટના સંપૂર્ણ ન થાત. હુતાશની પ્રગટી અમે દર્શન કર્યાં. પેલી રાસડા રમતી બાઇએ પણ જાણે કે દર્શન કર્યાં–કારણ કે તે કોઠા ઉપર ફરતી ફરતી થોડીવાર થંભી ગઇ હતી.

અને પછી કાંઇક હવામાં ઊડયું. કોઠામાં જ પડયું લાગ્યું. અને એક જ્વાળા જેવી જ્વાળા થઇ જતી નજરે પડી.

'ચાલો સૂઇએ...' માએ કહ્યું. પણ દેખીતી રીતે સૌના મનમાં આ વાતનો કોયડો અણઊકલ્યો બેઠો હતો. છોકરાના દેખતાં ન બોલાય માટે કોઇ બોલતું ન હતું.

મેં આ વસ્તુ ઉપર વિચાર કર્યો છે. કોઇ વાસના દેહ જેવી સૃષ્ટિ અસ્તિત્વમાં હોઇ શકે ખરી ?

"તે હશે, એ લોકો તો તમારી જેવા આધુનિક નહોતા, એટલે આવ્યા હતા.'

એક વાર એક વિદેશી અર્થાત અન્ય પ્રાન્તીય કન્યા સાથે મારા લગ્ન વિષે વાતો ચાલતી હતી. એ એક પૈસાપાત્ર માણસની દીકરી હતી, જમીનદાર અને એ પણ કેટલો મોટો ? સાત લાખ રૂપિયાની વારસ હતી એ. અમે કેટલાક જણ ગયા કન્યા જોવા. નાની ઉમ્મરની બે છોકરીઓ આવી ને બેઠી–એક તદ્દન સાદી સીધી, જડભરતની જેમ એક ખૂણામાં બેઠી હતી; અને બીજી જેવી સુંદરી તેવી જ ચપળ. અજબ હતી એની સ્માર્ટનેસ. જરા યે જડતા નહિ, વિશુદ્ધ અંગ્રેજી વાક્છટા. પિયાનો વગાડવામાં સરસ–તે પછી Music વિષે ચર્ચા ચાલી. મેં વિચાર્યું, હવે બીજું શું વિચારવાનું છે ? હવે મળે એટલે બસ !–એ જ વખતે ગૃહસ્વામીએ ઘરમાં પ્રવેશ કર્યો. ઉમ્મર વધી હતી પણ એ જણાતા હતા શોખીન માણસ. અંદર આવતા જ પેલી બન્નેની ઓળખ કરાવી. સુન્દર છોકરી તરફ ફરીને એમણે કહ્યું:–"here is my wife' અને પેલી જડ ભરત જેવી તરફ ફરીને કહ્યુ:–here is my daughter !... અમે બીજું શું કરીએ ? એકબીજાના મોં તરફ જોઈ શાન્ત બની ગયા. અરે જો આમ જ હતું તો અમને સજ્જનોને બોલાવી તકલીફ શા માટે આપી ? જવા દો, હવે વચ્ચે વચ્ચે પશ્ચાતાપ થાય છે, ભલે એમ કહ્યું હોત તોયે શું કાંઇ ખોટું થાત. છોકરી ગમે તેવી કેમ નથી હોતી, સાત લાખ રૂપિયા હોત તો વિશ્વભારતી માટે કાંઈ ચિન્તા તો ન કરવી પડત. સાંભળ્યું છે કે એ છોકરી લગ્ન પછી બે વર્ષે જ વિધવા બની છે. એથી વિચારું છું કે મેં જે કર્યું એ સારું જ કર્યું, કારણ સ્ત્રી વિધવા થાય એટલે એના પુરુષને જીવવું યે અશક્ય જ બને ને ?"

×

બીજે દિવસે સવારે હું રસોઈની વ્યવસ્થામાં પરોવાયેલી હતી, એવે વખતે આવીને મારી બહેન ચિત્રિતા બોલી :

'આ જો ભાઈ, એમણે પત્રો લખી ત્રણ આના આપ્યા છે પોસ્ટેજ માટે; હું કોઇ પણ રીતે નહોતી લેતી, પણ એમણે કહ્યું કે 'જાઇને દે જે તારી બહેનને. હવે શું કરું એનું ?'

'બાંધી દે મારા પાલવને છેડે.'

એણે બીચારીએ નિરુપાય બની અનિચ્છાપૂર્વક એમ કર્યું. થોડીવાર પછી ઉપર આવીને જોઉં છું તો તેઓ એકચિત્તે 'બાંગ્લા ભાષા પરિચય' નામક પુસ્તક લખી રહ્યા હતા. 'આજ તો સવારે ઊઠતા જ ત્રણ આના કમાણી' કહેતા મેં પાલવછેડે બાંધેલ પૈસા દેખાડયા.

'વાહ, બાંધ્યાં ને ગાંઠે ? હં, તમારી બહેન બીચારી ભલું માણસ છે, કહેવા લાગી 'ના, ના, એ શું ? તમારે તે ટિકિટના પૈસા દેવાના હોય ? હું ટિકિટ લગાવી લઇશ'–મેં કહ્યું, આપી દે જે તારી બહેનને,–જે આ બધી ચીજોની કિંમત સમજે છે. તારે તો દુનિયાદારીની ચિન્તા નથી, એટલે ત્રણ આનાનું મૂલ્ય તું કયાંથી સમજે ? એકવાર એને યોગ્ય ઠેકાણે લઈ જા, ને જોજે કે આને અપનાવી લેતા એ જરાયે વાર નહિ લગાડે. હં, હવે શું ? આઠ આનાના પૈસા વહુમાએ આપ્યા હતા, એમાંથી ત્રણ આના ગયા. હવે આ પાંચ આનાની પૂંજી રહી છે ! સાવચેત રહેવું પડશે.' કહી કલમનું બાકસ હાથમાં લઈ તેમાં પાંચ આના શોધવા લાગ્યા.

'પણ તમારી એક કલમ તમારે મને આપવી પડશે.' મેં કહ્યું. એમણે ગંભીર ભાવે પાછળ વળી વનમાળી તરફ જોતા કહ્યું: 'અરે આ કયાં આવી ચડયા ? વધુ નહિ, હવે ગાંસડાપોટલા બાંધવા માંડ, નહીં તો એક પણ વસ્તુ અહીંથી પાછી નહિ લઇ જઇ શકાય.' વનમાળી હસતો હસતો ચાલ્યો ગયો. આ કલમના બાકસમાં ભારો એક કલમની સાથે બે–ચાર આના જેટલા પૈસા–જે એમની પૂંજી હતી– હંમેશાં પડયા રહેતા–અને તેઓ સદાયે એમની શંકા જાહેર કર્યા કરતા કે એ પૈસા ઉપર મારી નજર પડી છે–મને એનો ગંજબનો લોભ છે.

# ગુરુદેવનાં સંસ્મરણો

[ 'મંગપુ તે રવીન્દ્રનાથ'–મૈત્રેયીદેવીમાંથી ]

અનુવાદક : રમણીક મેઘાણી

ઘણી વારે સહુના ચાલ્યા ગયા પછી, એમણે ગીતાંજલિના ગીતો રચવા શરૂ કર્યા ત્યારની વાતો શરૂ કરી. શાન્તિનિકેતનમાં અત્યારે જ્યાં અતિથિગૃહ છે, એની ઉપર બીજે માળે તેઓ રહેતા. એનો ઝરૂખો કેટલીયે સવાર સંધ્યાએ આ ગીતોની રચના વેળા ગુંજ્યો હશે.

"પહેલા જ્યારે ગીતાંજલિનો અનુવાદ કર્યો, ત્યારે વિશ્વાસ નહોતો બેસતો કે એ અંગ્રેજીમાં સુવાચ્ય બનશે. ઘણાંઓએ શંકા કરેલી કે આ અનુવાદ તો એન્ડ્રુઝે કરી આપ્યો છે.' બીચારા એન્ડ્રુઝ તો આ સાંભળી શરમાઈ જતા. રોથેનસ્ટાઇનને ઘેર "ગીતાંજલિ"ના ગીતો સંભળાવવા યીટ્સે જે દિવસે વિશિષ્ટ વ્યક્તિઓને નોતરીને સભા મેળવેલી, તે દિવસે કેવો–કેટલો સંકોચ થયેલો તે વર્ણવવો શક્ય નથી. વારંવાર મેં કહેલું કે ભાઇ આ બરાબર નથી, પણ યીટ્સે કોઈ પણ રીતે મારું કહેવું ન જ માન્યું. અદમ્ય હતો તે. સભા માટે વિચારણા કરી. મોટા મોટા સહુ વિદ્વાનો આવ્યા, 'ગીતાંજલિ'નું વાચન થયું. કોઈના મોંમાંથી એક શબ્દ પણ ન સંભળાયો. મૂંગા મૂંગા 'ગીતાંજલિ'–વાચન સાંભળી, સહુ આવ્યા હતા તેમ મૂંગા મૂંગા જ વિદાય લઇને ચાલ્યા ગયા. –ન કંઇ ચર્ચા–સમાલોચના, ન પ્રસંશા કે ન ઉત્સાહસૂચક એક શબ્દ પણ. શરમ અને સંકોચે મને તો થયું કે ધરતી મારગ આપે તો સારું. શા માટે યીટ્સનું કહેવું માની આવું કરવા હું તૈયાર થયો! મારું તે વળી અંગ્રેજી લખાણ, કોઇ દિવસ શિખ્યો યે છું શું અંગ્રેજી લખતા? આવા આવા વિચારો આવતા હતા અને પારાવાર પશ્ચાત્તાપે હું માથું ઊંચુ નહોતો કરી શકતો. એને બીજે દિવસથી એક પછી એક પત્રો આવવા લાગ્યા. પ્રાણવંત આહ્લાદિત પત્રો–પત્રોનો જાણે ધોધ ચાલ્યો. સહુની પાસેથી પત્રો આવ્યા. તદ્દન અણકલ્પ્યા. ત્યારે મેં જાણ્યું કે તે દિવસે એ લોકો એટલા હલી ઊઠ્યા હતા કે કંઇ જ બોલી ન શકેલા. અંગ્રેજો સાધારણ રીતે જરા ગંભીર હોય છે. એમને માટે તત્ક્ષણ કંઇ બોલવું શક્ય નહોતું. જ્યારે પત્રો આવવા મંડ્યા ત્યારે હું શું આશ્ચર્ય પામેલો! એટલી તો મેં આશા પણ રાખી નહોતી, કલ્પના યે નહોતી કરી! બન્ધુ યીટ્સને તે દિવસે ખૂબ આનંદ થયો હતો."

× × ×

"જવા–આવવામાં આ જ મોટી મુશ્કેલી છે, બાંધવું–છોડવું, પરિશ્રમનો પાર નહિ. અને આટલી બધી અનાવશ્યક ચીજોનો સંઘરો કરી તમે સંગ્રહ કરો છો, સંગ્રહ કરો છો–જીવનને બીનજરૂરી ચીજોનો. માણસને કેટલાની જરૂર છે? એક મહિનો યા દોઢ મહિના માટે આવવાનું, તે માટે વહુમા જેટલી વસ્તુઓ લાવ્યા છે તેમાંથી અનાયાસે એક વરસ નીકળી જાય. જે લુગડાં–લત્તાં હું કોઇ દિવસ વાપરતો નથી, એ પણ કયાંક જવાનું હોય ત્યારે સાથે જ હોય. જો જરૂર પડે, "જો" આ એક મોટો એવો 'જો' છે ને! વળી અમારો વનમાળી કહેશે–શું રાખું ને શું લઇ જાઉં, જે મૂકી જઇશ એ જ બાબામોશાયને જોઇશે. એની કલ્પનામાં આ વિષે મારું Uncanny પ્રકારનું જ્ઞાન હશે, જેથી જે ન લાવ્યા હોઇએ તે જ હું માગી બેસું છું."

× × ×

"તમારા લગ્નની વાત કહો ને?"

"મારા લગ્નની કોઇ ખાસ વાત નથી. ભાભીઓ જ્યારે બહુ પજવવા લાગી ત્યારે મેં કહી દીધું કે 'તમારે જે કરવું હોય તે કરો. મારે એમાં કંઈ વાંધો–વચકો નથી' એ લોકો જ જેસોર ગયા હતા, હું નહોતો ગયો. મેં કહ્યું હતું કે હું ક્યાંય નહીં જાઉં, લગ્ન અહિં જ કરવા પડશે. ને લગ્ન જોડાસાંકુમાં જ થયા હતા." ગુરુદેવ બોલ્યા.

"એ શું, તમે પરણવા પણ જેસોર ન ગયા?"

"શા માટે જાઉં? મારે શું જરા યે અભિમાન નહિ હોય?"

"ગઝબના અહંકારી તમે તો!"

પણ જાય છે ત્યારે ચારે બાજુ નિર્જનશૂન્ય ભાસે છે. જમવા બેસું ત્યારે પાસે આવીને બેસે, ને ધીરે ધીરે પૂછે 'આ જરાક ચાખી જુઓ તો!' એમ સાંભળવું મને બહુ ગમે છે. આવું મારે કદી નહોતું, મન વિષે કે શરીર વિષે પૂરેપૂરો સ્વતંત્ર હતો સદા. નાનપણમાં નોકરો પાસે કે હરવાફરવામાં—દરેક વેળા હું જાણે મોટો જ હતો—એથી કોઈની પાસેથી સેવા—ચાકરીની આશા ઘણાં દિવસથી નથી રાખી—પ્રકૃતિ જ પડી ગઈ હતી સદા સંપૂર્ણપણે આત્મનિર્ભર રહેવાની. પ્રાકૃતિ પડી ગઇ હતી આપમેળે. બંગાળી બાબુઓની જેમ ગરમીના દિવસોમાં સ્ત્રીઓના હાથે પંખો વિંઝાવાની મને ટેવ નહોતી.— પણ હમણાં હમણાં એ માએ મને તદ્દન બાળક બનાવી દીધો છે, લાગે છે કે ઉંમર જેમ જેમ વધતી જાય છે તેમ તેમ મન વધુ નાના બાળક જેવું બનતું જાય છે.

*

એક સાંજે ચારેક વાગે અમે જ્યારે ખાવા બેસતા હતા ત્યારે સુધાકાન્તબાબુએ આવી બેઠક જમાવી. હાથમાંનું છાપું ખોલી એ બોલ્યા—"ગુરુદેવ, કાલના છાપામાં એક ફક્કડ વાત આવી છે. આપણા અમુક સજ્જનની ઉંમર તો વૃદ્ધત્વે પહોંચી છે. હજુ થોડા દિવસ પહેલાં જ વિધુર બન્યા છે, ને આટલી વારમાં તો જઇ પહોંચ્યા હતા એક નાની ઉંમરની બાઈને પરણી લાવવા. પોળના છોકરાઓને ખબર પડી એટલે સહુએ એને ભારે બનાવ્યો.' આ બનાવવાની વાતે ત્યારે અમે સહુ ખૂબ ઉત્સાહિત થઇ ગયા હતા. પણ એ (ગુરુદેવ) શાંત જ રહ્યા. થોડીવાર પછી એમણે કહ્યું. 'આમાં તમારો અન્યાય છે, એ સજ્જનનો વાંક શું છે?

'વાંક? વાંક શું કહો છો? આ ઉંમર, હજુ થોડા જ દિવસ પહેલા પત્ની અવસાન પામી—'

"એથી જ તો એને વધુ જરૂર છે. જેને સ્ત્રીના સાથની સદાની ટેવ પડી ગઈ છે એ જ એના જીવનના આખરી દિવસોમાં વધુ અસહાય થઇ જાય છે."

'એથી જ શું એક નાની બાળાને—"

"પણ કદાચ એ નાની બાળાને આ સામે જરાયે વાંધો નહિ હોય, એની તમને કંઈ ખબર છે? આ બધી વ્યક્તિગત વાતો છે. એનો વિચાર બહાર રહીને—ઉપર ઉપરથી તમે કઇ રીતે કરશો? એથી જ આને અંગે વ્યંગ—કટાક્ષ કરવા યોગ્ય નથી.'

×

એક દિવસ સવારે એમના ઓરડામાં જતાંવેંત બોલ્યા—'અરે ઓ ગૃહિણી, તમારા સુસજ્જિત ગૃહની વ્યવસ્થામાં જરા ફેરફાર કરશો કે?'

'અવશ્ય વિના વિલંબે. બોલો શું કરવું છે?'

—'પેલી બાજુનો ઓરડો તો ખાલી જ છે, ત્યાંજ મારે માટે જગ્યા કરી આપોને.'

'શા માટે? કહો તો. આ ઓરડામાંથી તો ચારે તરફ સરસ રીતે જોઈ શકાય છે.' મેં કહ્યું.

'એ સાચું, પણ પેલી બાજુ પૂર્વની છે. પ્રભાતનો પ્રકાશ ત્યાં આવે છે, એ પ્રકાશની મારે ખૂબ જરૂર છે. જોયું છે ને મારા શાન્તિનિકેતનમાં, પ્રભાત વેળાએ ઊઠીને બેઠો રહું છું, મારા આકાશી દોસ્તની રાહ જોતો જે મને પ્રકાશધારામાં સ્નાન કરાવે છે. કઇ રીતે આ નામનું ઐક્ય થયું એની ખબર નથી, કે હું પ્રકાશનો પૂજારી, સૂર્યોપાસક રવિ ને એ આકાશમાંનો રવિ.'



## સંરક્ષણનું ખર્ચ

લડાઇ પહેલાં હિંદુસ્તાનમાં બે લાખનું લશ્કર હતું. લડાઇ દરમિયાન હિંદનાં લશ્કર, નૌકાદળ અને વિમાની દળમાં મળીને કુલ વીસ લાખ સૈનિકો હતા. લડાઇ પૂરી થયા પછી સૈન્ય-વિખેરણીનું કાર્ય ઝપાટાબંધ ચાલ્યું અને ૧૯૪૭ની ૧ લી એપ્રિલે હિંદી લશ્કરમાં ચાર લાખ સૈનિકો રહ્યા છે. તે ઉપરાંત નૌકાદળ અને વિમાની દળમાંના ૩૦ હજાર જુદા. ૧૯૪૭ના જૂન સુધીમાં હિંદી લશ્કરમાં ૨,૩૦,૦૦૦ સૈનિકો રહ્યા હશે. ૧૯૪૫–૪૬માં આ સૈન્યનું ખર્ચ ૩૬૦ કરોડનું અને ૧૯૪૬–૪૭માં ૨૩૮ કરોડનું હતું, ૧૯૪૭–૪૮માં એ ખર્ચ ૧૮૮ કરોડનું થશે





થોડા દિવસ પહેલાં એક ગમ્મત પડે એવો પણ બનાવ બની ગયો. બોલપુરથી કલકત્તા આવતા હતા. સાથીદારો બીજા ડબ્બામાં હતા. બર્દવાન સ્ટેશને એક લેમોનેડ પીઈ મહા આફતમાં–ચિન્તામાં પડી ગયા. ગાડી ઊપડું ઊપડું. થઇ રહી હતી, લેમોનેડવાળો એમની સ્થિતિ સમજીને ચાલ્યો ગયો, એમ ને એમ પૈસા લીધા વિના જ. ત્યાર પછીથી તેઓ પોતાની પાસે કાંઇક પૈસા રાખે છે. જોકે તેઓ કહે છે કે 'પાસે પૈસા ન હોય એમાં જ વધુ સગવડ છે. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે ખિસ્સાં ફંફોળવા લાગીએ એટલે સાથે જે કોઇ હોય–ખાસ કરીને તમારા જેવી કરુણ હૃદયા હોય તો તો કંઇ વાત જ નથી–તે બોલી ઊઠે કે 'ચિન્તા કરોમા, હું આપી દઉં છું.' હકીકતમાં આપણે તો બિન્દુમાત્ર ચિન્તા ન કરતા હોઇએ, છતાં દેખાવ શક્ય એટલો નિરુપાયતાનો ને કરુણતાનો કરીને કહીએ કે 'ના, ના, તમે શા માટે હેરાન થાવ છો ? એ શું ? ?' આ રીતે બહુ મજાની રીતે ચાલ્યું જાય છે !'

એ જ દિવસે એક પેલિકન પેન મને આપી હતી. એની સાથે એક ચબરખી કાગળની લખેલી–

સુરેલ, દાર્જિલીંગ.

હું વિખ્યાત ઠાકુર કુટુમ્બમાં જન્મેલો કવિ સાર્વભૌમ રવીન્દ્રનાથ—

શ્રીમતી મૈત્રેયીદેવીની આજે જેઠ વદ દશમના રોજ દિવસે બપોર પહેલાં, અંગ્રેજી સાડા નવ વાગે પેલિકન કૃત એક ઝરણા–કલમ (ઉત્સલેખની) મારી પૂરેપૂરી રાજીખુશીથી હૈયું સાબિત રાખી ભેટ આપું છું. તે આને પુત્ર, પ્રપૌત્રાદિ વંશ–વંશજ વારસો પર્યંત વાપરવાને હક્કદાર છે. તે જો આના બદલામાં એમની કોઈક અમૂલ્ય કલમ મને ભેટ આપશે તો તે હું વિના સંકોચે તત્ક્ષણ સ્વીકારીશ એનો પણ સહુ સમક્ષ સ્વીકાર કરું છું. કદાચ એ અફળ નહિ જાય. ચંદ્ર સૂરજની સાખે.

૯મી જેઠ ૧૩૪૫ (બંગાબ્દ)

રવીન્દ્રનાથ ઠાકુર

'કેવો સુન્દર વિનિમય ! તમે જો મને એક કલમ આપશો તો તે લેવામાં મને જરાય વાંધો નથી એ વાત સ્પષ્ટપણે લખી રાખવી સારી. પણ મારા સાક્ષીઓને જોવા–જાણવા યે મુશ્કેલ બન્યા. તમારા મેઘની પછી તે સૂર્યદેવ તો અદશ્ય થઈ ગયા છે.

×

'આ જરાક ખાશો ? રોજ રોજ તમને શું અન્ન–ફળાહાર કરાવવો તે સમજાતું નથી.' મેં કહ્યું.

'આ શું છે ?'

'Brain'

'આ શું કર્યું ! આમાં તો અપમાને પણ ભેગું જ છે ! કઈ રીતે જાણ્યું કે આ ચીજની મારે જરૂર છે. આજ કાલ શું હું સારું નથી લખી શકતો ? વિશ્વકવિનું કાવ્યત્વ શું હણાવા લાગ્યું છે ? જવા દે, એકવાર જ્યારે શંકા જ કરી છે ત્યારે ભલે શરૂ થાય...પણ એક વાત છે. વહુમાને× શું લાગશે ? એને હું શું જવાબ આપીશ ? એ જો કહેશે, કે, 'આટલા દિવસે મેં કહ્યું પણ કોઇ પણ રીતે ન ખાધું તે ન જ ખાધું–હું તમને માંસ ન જ ખવડાવી શકી. અને પેલી નાની છોકરીના કીધે નાના બાળકની જેમ તુરત હા પાડી દીધી–'

'પણ વહુમા કદી કંઈ કહે જ નહિ, ઊલટાના એ તો ખુશી થશે તમે ખાશો તેથી.' મેં કહ્યું.

'તેં એક બે ચોપડી ભલે માનસશાસ્ત્ર વિષેની ગોઠવી રાખો, પણ તારામાં માનસશાસ્ત્ર વિષે કંઈ જ જ્ઞાન આવ્યું દેખાતું નથી–'

'વાહ, બધાયનું માનસ શું સરખું હોય છે ?

'એ સાચું બોલી. બધાનું એમ નથી હોતું. વહુમા બહુ ઉદાર દિલની છે, તને તો એ ખૂબ જ ચાહે છે. અને આ વૃદ્ધ શિશુ ઉપર તો એનો પ્રેમ અપાર છે, એથી જ કોઈ કાળે જે નહોતું તે આજે મને દેખાય છે. મન જાણે બાળક બની ગયું છે. સદા મા–મા–કરે છે મારું મન. જ્યારે એ ક્યાંય

×પુત્રવધૂ–શ્રી પ્રતિમાદેવી



ખેડૂતોનો મહોલ્લો તદ્દન જોડાજોડ હતો એટલે ઘરની ભીંતની પાછળ ભેંસોની સારી સંખ્યા બાંધવામાં આવતી. અને રાતદિવસ અમને છાણની વાસ આવતી. એક બાજુએ નાની ગલી હતી અને ત્યાં સવારસાંજ નાનાં છોકરાં મળત્યાગ કરવાને બેસતાં, પણ એ દિશાના ઓરડાઓ અમે વપરાશમાં લીધા નહોતા. બે ત્રણ દિવસ આ ગામડાંની અંદર ગાળ્યા પછી અમે જોઈ લીધું કે હવાફેરની બાબતમાં તો અમે સખત ભૂલ કરી હતી. બપોરે બહુ આકરો તાપ લાગતો, એટલે અમને તાપમાંથી રાહત મળશે એવી આશા રાખેલી તે તદ્દન નિષ્ફળ ગઈ એમ કહી શકાય, અને પવનની દિશા અનુકૂળ નહીં હોય કે કેમ પણ પવનનું સુખ પણ નહોતું. જ્યારે દરિયામાં ભરતી ન હોય ત્યારે ઘામ અને તાપ પુષ્કળ જણાતા. જ્યારે પવન આવતો ત્યારે તેની સાથે બારીક રેતી એટલી આવતી કે આખા ઘરમાં તે પથરાઈ જતી અને તેની સાથે રેતીની બારીક માંખ (સેન્ડ-ફ્લાય) આવતી; તે જોકે ભાગ્યે જ નજરે જોવામાં આવતી પણ તેનો ડંખ ઘણો ત્રાસ આપતો. ભેંસોના છાણને લીધે માંખીઓનો ઉપદ્રવ એટલો બધો હતો કે જમતી વખતે એક હાથે ભાણામાંથી માંખીઓ સતત ઉડાડ્યા કરવી પડતી; અને છેવટે શહેરી લોકોને ગામડાંઓનાં પાણીથી ઘણો લાભ થાય છે પણ આ ગામમાં પાણીની ભારે અછત હતી અને જે હતું તે ખાસ પાચક કે સારું કહેવાય એવું નહોતું. ટૂંકમાં –શરીર સુધારવાની દૃષ્ટિએ તો અમારે તદ્દન નિરાશ થવા જેવી પરિસ્થિતિ હતી પણ માત્ર બે ત્રણ દિવસ આ ગામડાંમાં રહ્યા પછી અમને અમારા અભ્યાસમાં એટલો બધો રસ પડ્યો કે અમે આ કામ છોડવા માટે જરા પણ રાજી નહોતાં.

## દરરોજનો કાર્યક્રમ

અમારો કાર્યક્રમ પોતાની મેળે અનાયાસે નીચે પ્રમાણે ગોઠવાઈ ગયો. વહેલી સવારે પરવારી નાસ્તો લઈને અમે ગામડાંની બહાર ફરવા જતાં. ગામડાંની ઉત્તરે અને પશ્ચિમ દિશામાં પાણીના છાછરા કૂવાઓ હતા અને ત્યાં સ્ત્રીઓ અને છોકરીઓ પાણી ભરવા જતી. એવા કૂવાની પાસે કોઈ ઝાડના ચોતરા પર અમે બેસતાં, અને હું ત્યાં કાંતતો અને બીજાં બન્ને ગૂંથતાં. અમને જોઈને અનેક સ્ત્રીઓ અમારી પાસે એકઠી થતી. તેમની સાથે અમે મુદ્દાસરની ચર્ચા કરતાં સવારે ઊઠે ત્યારથી સૂવા જાય ત્યાં સુધી એમને શું શું કામ કરવાનું હોય છે, દરરોજ અને વારતહેવારે લોકો શું ખાય છે, ઘરખર્ચ કેટલો થાય, કુટુંબમાં કેવું વાતાવરણ હોય છે, વાંચતાં, કપડાં શીવતાં, ગૂંથતાં આવડે છે કે કેમ, કોઈ તેમને આવું કામ શીખવે તો તેઓ શીખવા જાય કે નહીં, ઘરની સફાઈ, ફળિયાનો ગંદવાડ, સુવાવડોની સંખ્યા, ધણી, સાસુ, નણંદ વગેરે સાથેનો સાંસારિક વ્યવહાર વગેરે અનેક બાબતોની ચર્ચા થતી. મોટે ભાગે એ બ્હેનો પોતાની મેળે જ ઘરસંસારના વિષય પર આવી જતી—એક કૂવાની પાસે નાની વાડી હતી અને તેના કૂવા પર કોશ ચાલતો હતો તેથી ત્યાં ખાટલા ઢળાવીને અમે બેસતાં. પછી અમે ગામડાંમાં પેસીને એક પછી બીજા એમ જુદાં જુદાં ફળિયામાં જતાં, ત્યાં ખાટલા ઢળાવીને પુરુષો અને છોકરાંઓને એકઠાં કરતાં અને પછી પુરુષોના ઉદ્યોગો, કમાણી, ખર્ચ વિષે વિગતવાર ચર્ચા થતી. છોકરાઓ સાથે જુદી જુદી રમતોની વાતો અમે કરતાં. કાઠિયાવાડના બીજા ભાગોમાં, ગુજરાતના બીજા જિલ્લાઓમાં કે ગુજરાતની બહાર કયાં કયાં એમનાં સગાંવહાલાં ગયાં છે, અને શા માટે, તેની ચર્ચા થતી—એક જાણીતી કહેણી છે કે ભરુચના કૂતરાં ભસે તો તે ઘોઘામાં સંભળાય છે એ વાતમાં અતિશયોક્તિ હોય કે ન હોય પણ ભૌગોલિક દૃષ્ટિએ જોઈએ તો ઘોઘાની પૂર્વમાં ભરુચ જિલ્લાનો કિનારો છે તે ખરેખરો બહુ નજીક છે, અને આ તરફના ઘણા માણસો નાના ધંધા કે વેપાર માટે સુરત, ભરુચ તરફ ચાલ્યા જાય છે. અમે નાનાં બાળકોની સંપત્તિ તપાસતાં, અને ખાસ કરીને ઘરની અપરણિત છોકરીઓ જે ભરતકામવાળાં કપડાં, સાદાં કે આભલાવાળાં, સુતરાઉ કે રેશમી તૈયાર કરીને

# કાઠિયાવાડના એક ગામડાંના અનુભવો

ડૉ. સુમન્ત મહેતા

અમદાવાદનાં ભયંકર ઉનાળાના તાપમાંથી બચવા માટે અમે ગુજરાતની દરિયાપટ્ટી અથવા કાઠિયાવાડની દરિયાપટ્ટી તરફ જવાનું પસંદ કરીએ છીએ. ખંભાતથી દહાણુની દરિયાપટ્ટી લગભગ ૧૫૦ માઇલ લાંબી હશે. ગરીબ અને સાધારણ–ઠીક સ્થિતિના મધ્યમવર્ગ માટે આવા સ્થળોને ખીલવવાની જરૂર છે. અમે બે વર્ષ ગણદેવીમાં ગાળ્યા પછી હિંમતથી કહી શકીએ છીએ કે જો એ ગણદેવી દરિયાથી સાત આઠ માઇલ દૂર હશે તે છતાં ત્યાં ઠંડો પવન આવે છે, અને કોઇ પણ દિવસ બારીબારણાં બંધ કરવાં પડે એવો તાપ અમે અનુભવ્યો નથી. તેવી જ રીતે ભાવનગરની દક્ષિણપૂર્વમાં કુડાહાથબ અને પછી ગોપનાથ છે. ત્યાંથી દ્વારકા અને બેડીબંદર સુધીની દરિયાપટ્ટી પર, કે તેની પાસે આવેલાં ગામડાંઓમાં જો વાહન, અનાજ દૂધ અને શાકભાજી મળી શકે એટલી ગોઠવણ થાય તો ઘણા ઓછા ખર્ચે મધ્યમવર્ગના લોકોને હવાફેર કરવાની સગવડ મળી રહે.

ભાવનગરથી નવેક માઇલ દૂર ઘોઘાનું જાણીતું જૂનું બંદર છે અને ત્યાંના હવાપાણી વખણાય છે. આ તરફની દરિયાપટ્ટી પર એક સાંજે અમે ફરતાં હતાં ત્યારે ઠીક ઊંચા ટીંબા પર આવેલું એક ગામડું—ભુંભલી—અમને બતાવવામાં આવ્યુ: અમને એવું કહેવામાં આવ્યું કે એ ગામડાંનાં હવાપાણી લગભગ ઘોઘાનાં જેવાં સારાં છે, અને ત્યાં એક સારું સગવડોવાળું મકાન મળી શકે તેમ છે. અમને વિચાર સ્ફુર્યો કે જો હવાફેર માટે સારું સ્થળ મળે અને સાથે સાથે કાઠિયાવાડના એક ગામડાંનાં જીવનનો પરિચય થાય તો તેના કરતાં સારું શું? તેથી એક દિવસ અમે એ ગામડાંના વતનીઓને મળવા તથા મકાન જોવા માટે ત્યાં ગયાં. ગામના વતનીઓ ઉપરાંત ત્યાં એક ખાનગી દવાખાનું હતુ, તેના દાક્તતર પણ મળ્યા. અને તે ઉપરાંત આ ગામડાંના ભાવનગરની હાઈસ્કૂલો અને કોલેજોમાં ભણતા ચારેક વિદ્યાર્થીઓની સાથે ચર્ચા કરીને અમે આં ગામડાંમાં ઉનાળો ગાળવાનો નિર્ણય કર્યો, અમને એવું લાગ્યું કે અમારે જે જાતનો સાથ પ્રજાજનોનો જોઇતો હતો તે આ ગામડે મળી રહેશે, ગ્રામજીવનના અભ્યાસને માટે આ ગામડું અમે પસંદ કર્યું:–

અમારી પ્રાથમિક મુલાકાત દરમ્યાન અમે ગ્રામજનો સાથે ચોખવટ કરી દીધી હતી કે અમારા વસવાટનો મુખ્ય હેતુ તો હવાફેર કરવાનો હતો, પણ તેની સાથે સાથે અમારે ગ્રામજીવનનો અભ્યાસ કરવો હતો, ગામડાંઓમાં શું શું મુશ્કેલીઓ પડે છે તે જાણવું હતું અને ગામડાંઓના જીવનની સુધારણા ગ્રામપ્રજાના સંગઠનથી તેમ જ સરકારની મદદથી કેટલી અને કેવી રીતે થઈ શકે તેની ચર્ચાઓ દ્વારા અભ્યાસ કરવો હતો;–અમે બોધ આપવા માટે કે ભાષણો આપવા તાટે ત્યાં ગયાં નહોતાં–(ભાવનગર રાજ્યમાં 'સરકાર' શબ્દ અંગ્રેજી હકૂમત માટે વપરાય છે, અને પોતાની હકૂમત માટે 'દરબાર' શબ્દ વપરાય છે. વખતે આ પ્રયોગ આખા કાઠિયાવાડમાં થતો હશે તે છતાં રાજ્યવ્યવસ્થાપકો એટલે ગવર્મેંટ, માટે હું 'સરકાર' શબ્દ વાપરીશ.)

શ્રી. શારદા બેન અને હું તથા અમારી પુત્રવધૂ પુષ્પાબ્હેન એમ અમે ત્રણ આ ગામડે જઇને વસ્યાં. અમારી સાથે રસોઇયો હતો. વાત વાતમાં અમે જણાવી દીધું કે વહેલી સવારથી તે રાત સુધી, માત્ર બપોરના બારથી બે વાગતા સુધીના બે કલાક સિવાય, જ્યારે કોઇને મળવા આવવું હોય ત્યારે તેઓ આવી શકશે, અને અમારાં પુસ્તકો, માસિકો, અને દૈનિક પેપરો એક ટેબલ પર ખુલ્લાં મૂકી દીધાં. પહેલા દિવસથી જ અમને ચા કે દૂધ પીવાનાં તથા જમવાનાં આમંત્રણો મળવા લાગ્યાં, પણ અમે વિનયપૂર્વક ખુલાસો કરી દીધો કે અમે આ પ્રકારના શિષ્ટાચારમાં ભાગ લઇશું નહીં.

મુંબઇના એક ધનિક વેપારીના મોટા ઘરનો જરૂર પૂરતો ભાગ અમને મળ્યો હતો. તે આ ગામડાંની વચ્ચોવચ્ચ બંધાયું હતું. તેમાં બહુ નાનો બાગ હતો, વપરાશના પાણીનો પંપ હતો અને સેપ્ટિક ટૅંકવાળું ફ્લશ જાજરૂ હતું. આ ઘરની પાછળ



રહ્યાં હતાં. પોતાનાં છોકરાંઓને ભણાવવાની મહા-મુશ્કેલી હતી. અહીંની શાળાના મકાનમાં તેમને બેસવા દે નહીં એટલે તાપ, કે વરસાદ કે ઠંડા પવનમાં બેસવું પડે અને શિક્ષકો તેમને બરોબર શીખવે પણ નહીં. ઘોઘામાં એક ખ્રિસ્તી મિશન છે, તેમણે આ ગામડે એક શાળા કાઢી હતી અને પીવાના પાણી માટે કૂવો પણ કરાવ્યો હતો, પણ શાળા હાલ તો બંધ હતી. અમે અહીં વણેલું કાપડ દરેક ઘરમાંથી કઢાવીને જોયું, સૂતર મેળવવા માટે શું વ્યવસ્થા હોય છે, વેચવાની વ્યવસ્થા શું અને મજૂરી કેટલી મળે તે બાબતોની ચર્ચા કરી, પણ સાથેસાથે અમારો ઉદ્દેશ એ હતો કે વણકરોને અડકીને અછૂતપણાનો ભંગ કરવો, અમે માંદાં છોકરાંઓને તપાસીને બીજે દિવસે સવારે દવાખાનામાં બોલાવી ત્યાં સાર્વજનિક દવાખાનામાં તપાસી તેમને યોગ્ય ઔષધિ અપાવી. આ બાબતમાં બન્ને દાક્તરોએ અમને સાથ આપ્યો, એક દવાખાનું તો અમારા માલિકના ખર્ચે ચાલતું હતું.

બીજો પ્રશ્ન વાંચનાલય અગર પુસ્તકાલયને અંગે શરૂ કર્યો. અમે એવું સાંભળેલું કે થોડા વર્ષો પહેલાં અમારા શેઠે ગામલોકોને થોડા સારા પુસ્તકો ભેટ આપ્યાં હતાં પણ તેની સારી વ્યવસ્થા થઈ નહીં. લોકો પુસ્તકો વાંચવાને પોતાને ઘેર લઈ ગયા અને પાછાં આપ્યાં નહીં, લગભગ બધાં પુસ્તકો અદૃશ્ય થઈ ગયાં. કોઈ લોકોની આવી હલકી વૃત્તિને લીધે આ શેઠને ખોટું લાગ્યું હતું. આ ગામના બીજા એક ધનિક ભાઈએ શાળાના બાળકોને યોગ્ય સારાં નાનાં પુસ્તકો સારી સંખ્યામાં શાળાને આપ્યાં હતાં—પુસ્તકો છોકરાંઓને આપવામાં આવે તો ફાટી જવાનો સંભવ રહે, ફાટી જાય તો ઉપરી અમલદાર માસ્તરોને જવાબદાર ગણે. આવી બીકથી આ પુસ્તકો મોટે ભાગે માત્ર સંઘરી રાખવામાં આવતાં હતાં, કોઈ માસ્તરે ક્લાસમાં વાતો સંભળાવી હશે. આખી વસ્તુસ્થિતિ દયાજનક હતી અને દેશી રાજ્યોમાં પ્રવર્તતી જડતા, અને ગુલામીવૃત્તિના પ્રતીક જેવી હતી, અને આ પુસ્તકોનો ઉપયોગ કેવી રીતે કરવો તેની ચર્ચા શરૂ થઈ.

એક દિવસ અમે તાઈવાડામાં ફરતાં હતાં ત્યારે મેં પૂછ્યું કે અહીંના કારીગરો હાથે કાંતેલું સૂતર વણી શકે કે નહીં, ત્યારે અમને ખબર મળ્યા કે ૧૯૩૦-૩૨ના વર્ષમાં અહીં ખાદી વણાતી હતી. એક ભાઈએ પોતાના ઘરમાંથી એક ફણી કાઢીને બતાવી તેમાં ૬૦ નંબરનું હાથે કાંતેલું સૂતર હતું. વણકરો તો માત્ર જાડું કાપડ વણતા. આ બન્ને કોમના લોકો બાપીકો ધંધો છોડીને નાના વેપાર ખેડવા માટે ચાલ્યા જતા, કારણકે વણાટકામને પૂરતું ઉત્તેજન મળતું નહોતું. એક તાઈ ગાયો વેચાતી લઈને સુરતમાં કસાઈને વેચતો હતો. એક તરફથી આ લોકોનો ધંધો નષ્ટ પામે અને બીજી તરફથી ગાયો કપાવવાનો ધંધો ખીલે તેને બદલે ગામલોકો વણકર તથા તાઈ લોકોનાં જ વણેલાં કપડાં પહેરતાં હોત તો ગામને કેટલો બધો લાભ થાત!

આ ગામડાંની આસપાસ અનેક જાતની માટી જોવામાં આવતી હતી. ભૂતડો નામની માટી માથું ચોળવા માટે સ્ત્રીઓ વાપરતી, અને ગર્ભવતી સ્ત્રીઓ આ માટીને શેકીને ખાતી. એક પ્રકારની કાળી માટી સિમેંટમાં વપરાતી હતી, એક પ્રકારની લાલ માટીથી વાસણો સારાં મંજાય છે. એક ચોથા પ્રકારની માટીને માણસકાનો પથ્થર કહે છે તે લોખંડને ઢાળવા માટે (foundry)માં પુષ્કળ વપરાય છે. બીજી એક ચંદણી નામની પીળાશ પડતી માટી કુંભારો વાપરે છે જેની ચીકાશને લીધે આ ગામનાં નળિયાં, માટલાં, ઈંટો, સારાં થાય છે અને વખણાય છે. ઘરની ભીંતોમાં વાપરવાના ગાર માટે પણ આ માટી ઘણી ઉપયોગી ગણાય છે. પણ આ બધી માટી કેટલા જથ્થામાં છે, તેમાંથી કોઈ નાના હુન્નરઉદ્યોગો ખીલી શકે કે કેમ તેની માહિતી એકે ગ્રામવાસીને નહોતી.

### જનસમાજ અને ધંધા

આ ગામડાંમાં લગભગ ૨૦૦૦ માણસોની વસ્તી હતી—ખેતી કરનારી બે કોમો ખરક અને આયરની





સંઘરતાં તે પટારામાંથી કઢાવીને જોતાં. આવી રીતે અમે એક સો કરતાં વધારે કુટુંબોની સાથે ઠીક સારા સંપર્કમાં આવ્યાં અને ગ્રામલોકોની રહેણીકરણી, સામાજિક રીતરિવાજો, ખોરાક અને જીવનવ્યવહારના અનેક પ્રશ્નો વિશે માહિતી મેળવતાં. અમારી સવારની ફેરણી ૧૧ કે ૧૧-૩૦ સુધી, દરરોજ ચાલતી.

બપોરના ૨થી ૪ વાગતા સુધી ગામના યુવાનો અમને મળવાને આવતા, અને જ્યારે એમની સાથે, અમારું ઓળખાણ સારું થયું ત્યારે તેમાંથી કેટલાક અમારી સાથે ફળિયાંના લોકો સાથેની ચર્ચામાં સામેલ થયા. પેપરોમાં કે માસિકોમાં ચર્ચા થઈ હોય તેવા અગર બીજા કોઇ ને કોઇ વિષયની ચર્ચા બપોરે ઊપડતી, અને યુવક મંડળો, વિદ્યાર્થી મંડળો, સ્ત્રી મંડળોની પ્રવૃત્તિઓ વિશે અમે માહિતી આપતાં; તેમ જ શિક્ષણ, વ્યાયામ, દેશની પ્રગતિ, પુસ્તકાલયોની યોજના વગેરે અનેક ગ્રામવિકાસના પ્રશ્નોની અને ખાસ કરીને અમને શેરથા આશ્રમના, બારડોલી સત્યાગ્રહની લડતના, મીઠાના કરની લડતના જે અનેક અનુભવો થયેલા તે અમે કહી સંભળાવતાં. સાડાચાર વાગ્યાથી ગામના જે મોટેરાઓ કહેવાય તેમાંથી ચાર-પાંચ દાક્તર, અને શિક્ષકોમાંથી કોઈ કોઈ, એવી રીતે પ્રજાજનોનો ડાયરો અમારા મકાનની ડેલીના ઓટલા પર જામતો. ગામડાંના પ્રશ્નો, આખા રાજ્યનાં ગામડાંઓનો વિકાસ તેમજ કૉંગ્રેસની રીતિનીતિ, સમાજવાદી પક્ષોના પ્રોગ્રામ વગેરે બાબતોની ચર્ચા ચાલતી, અમને ઘણું ઘણું નવું જાણવાનું મળતું. આ પ્રોગ્રામ દરમ્યાન પણ હું કાંતવાનું ચાલુ રાખતો. કોઈ કોઈ સ્ત્રીઓ મળવા આવતી તે મકાનમાં એકઠી થતી અને ૬-૩૦ વાગે અમે પાછાં જુદા જુદા લત્તાઓમાં ફરવા જતાં, અને તે વખતે થોડા જુવાનો તેમ જ મોટી વયના પુરુષો અમારી સાથે ફરતા. આવી રીતે છેક અંધારું થાય ત્યાં સુધી અમે ફળિયાંઓમાં ફરી ફરીને આમવર્ગનું જીવન સમજવાનો પ્રયત્ન કરતાં. સ્ત્રીઓ અને કન્યાઓ માટે તો થોડા દિવસો પછી ગૂંથણવર્ગ કાઢવામાં આવ્યો, અને તે અમારા મકાનમાં જ એકઠો થતો.

ગામની પાસેથી એક વહેળો પસાર થતો હતો તેના ભાઠામાં યુવાનોની ટુકડીઓ ખારોપાટ (આટાપાટા) કે બીજી રમતો રમતા તે જોવા માટે અમે જતાં. ગામની ગુજરાતીશાળા, કન્યાશાળા, અંગ્રેજીવર્ગ, અને બે દવાખાનાંની મુલાકાત અમે લઈને આ બધી સંસ્થાઓમાં થોડા કાંઇક સુધારા કરવાની સૂચનાઓ કરી હતી. કોઇ રવિવારે અમારાં કુટુંબીઓ ભાવનગરથી આવી પહોંચતા ત્યારે તેમની સાથે વાતો કરવાનો લાભ ગામલોકોને મળતો અને સ્ત્રીઓ પોતાની નાની મજલિસ એકઠી કરતાં. આ પ્રકારનો અમારો દૈનિક કાર્યક્રમ હતો. એક નાની વિગત ઉમેરવાની હું જરૂર જોઉં છું કે કોઇ પણ દિવસ લોકો જોડે જે વાતો થતી તેની નોંધ હું તેમના દેખતાં લખતો નહિ, પણ ઘેર જઇને ત્રણે જણ સાથે બેસીને બધું સંભારીને લખી લેવાતું, માત્ર કોઈ વિચિત્ર શબ્દ જે અમે પહેલી જ વાર સાંભળ્યો હોય તે અને તેનો અર્થ લખી લેવામાં આવતો.

## ગામડાંના ગૂંચવાયલા પ્રશ્નો

અમને આ ગામડાંમાં રહેવાને માત્ર ત્રણ ચાર દિવસો થયા હશે. પછી એક સાંજે મેં જાહેર કર્યું કે આજે તો અમારે વણકરવાસમાં જવું છે, જેમને મારી સાથે આવવું હોય તે આવે અને જો કોઈ અમને સાથ નહીં આપે તો મને વાંધો નથી. વણકરવાસમાં ફરવામાં તો વાંધો શો હોય તેથી ચારપાંચ મિત્રો સાથે આવ્યા. પણ જ્યારે વાસમાં પહોંચીને અમે ખાટલા ઢાળવાનું કહ્યું ત્યારે સાથેના અનેક મિત્રોએ આસપાસ ઊભા રહેવાનું પસંદ કર્યું. અમે તો પહેલેથી નક્કી કર્યું હતું કે કોઇને પણ અસ્પૃશ્યતાનિવારણ વિશે ઉપદેશ કરવો નહીં પણ અમારી સાથે જે મિત્રો હતા તેમાંથી સહુથી વૃદ્ધ વણિકભાઈ હતા તે અસ્પૃશ્યતા નાબૂદ કરવાના હિમાયતી હતા. તેમણે થોડાં કડવાં વચનો અને મ્હેણાં આ ઊભા રહેનારાઓને સંભળાવી દીધાં. અમે અહીં જાણ્યું કે આ વણકર લોકોની સંખ્યા ઘટતી હતી, લોકો વધારે કમાણી કરવા માટે સુરત મુંબઈ તરફ ચાલ્યા જતા હતા, અને તેમનાં ખોરડાં ખાલી પડી

# આડ લાકડ આડા વેર

अ-कवि

આને તમારે પાનગોષ્ટિ કહેવી હોય તો કહેજો ને! મારે એમાં ક્યાં નાવા જાવું પડે એમ છે? પણ ભાઈસા'બ આ નામ જે મેં પાડ્યું છે એનું મહેરબાની કરીને કોઈ આખું અપહરણ કરતા નહિ! એમ તો લ્યો, હું એક નવા મથાળા હેઠે વળી નવી જ વાત શરૂ કરવાનો છું એવું શું? મથાળાં નવાં આવે એટલે કાંઈ વિષય નવો થાય છે? ન માનતા હો તો પૂછોને આપણા બૂકસેલરોને: એ તરત કહેશે કે "નામરૂપ જૂજવાં શરદ બાબુતણાં, અંતે તો હેમનું હેમ હોયે!" એવું જ આ મથાળાનું. તમે કહેશો પણ વાત શેની? એ તો કહો! તો એ કાંઇ હમણાં કહેવાય? પેલી વાત સંભારોને! બાંધી મૂઠીની!

અને એમ તો આ આપણી જ વાત બાંધી મૂઠી જેવી નથી થઈ? કોંગ્રેસ સરકાર સત્તા ઉપર ન હતી ત્યાં સુધી સૌ કહેતા કે એને આવવા તો દ્યો! એ આવે એટલી જ વાર! ને ભાઈ, સાચું કહું. આવી ત્યારે તો હું યે છક્ક થઈ ગયો? ગજ ગજ તો કૂદ્યો' તો. કોઇ નાની વાત જ કરે નહિ ને! એમનાં સપનાં અખિલ વિશ્વને છાંઇ લે એવાં. યોજના તો કોઇ દસ પંદર અબજથી ઓછી મળે જ નહિ!

અરે ભાઈ! એ આંકડાનો જાદુ તો મને ય એવો લાગ્યો કે આપણા રામે પણ એક યોજના એક લાખની ઘડી કાઢી. લિમિટેડ જેવું કરવું ને ઈસ્વીસનની સાલ, ઓગણીસ સો પચાસની, ડિસેમ્બરની તારીખ પહેલી, તે દિવસે, એક માસિક બહાર પાડવું ને એનું નામ...અથવા જાવા દ્યો નામ તો હું નહિ કહું. કહું એટલી જ વાર! પૂછી જુઓને સાઈકલવાળાને અમદાવાદમાં, મૂકે એટલી જ વાર! તરત ઊપડી જાય એના જેવું આ નામનું! પણ એની કોપી એક લાખ કાઢવી. ને લાખની પછી રાખ થાય તો ભલે પણ કાઢવી તો એક લાખ! આ મારી યોજના. મેં આ માસિકની યોજના કરી ત્યારે મને એક આશ્વાસન હતું. બીજા કોઈ ભલે એ ન વાંચે પણ આપણા પ્રધાન ખેર સા'બ તો જરૂર વાંચવાના! એ તો માળું મને ખબર નહિ કે આપણા વડાપ્રધાન ખેર સા'બ —ખુદા એમને ખેર કરે—આવા વિદ્વાન છે, નહિતર તો ક્યારનું એક કાઢી પણ દીધું હોત! એ તો ભાઇ! તે દિવસે પ્રેમાભાઇ હોલમાં હું એમનું ભાષણ સાંભળવા ગયો ને શું એ તો શ્લોક ઉપર શ્લોક બોલ્યા છે! શું બોલ્યા છે! ને બધાય ગીતાજીના હો! મને તો એ જ વખતે મન થઈ આવ્યું કે અમદાવાદની તમામેતમામ નિશાળના હેડમાસ્તરોને ભેગા કરીને સંભળાવું કે અલ્યા ભાઈઓ! હેડમાસ્તર હોય તો આવા હોય! કેવા શ્લોક ઉપર શ્લોક બોલ્યે જાય છે! આવે છે ક્યાંય ઘઉં કે ચોખા કે મગ કે મઠ કે કોલ્હાપુરી ગોળ કે તુરદાળ કે એવું કોઈ પ્રાકૃત નામ? આ એનું નામ તે ગીર્વાણ ભાષાનો અભ્યાસ!

અને તમતારે બીજી એક હજાર એક સો ને પાંત્રીસ ભાંડવી હોય તે ભાંડ જો, પણ ખબરદાર! જો મુંબઇ પ્રાંતના એક પણ પ્રધાનને અવિદ્વાન કહ્યો છે તો! મારો ને તમારો મેળ નહિ મળે! એમાંના કોઇએ કોઈ દી કોઇ પ્રાકૃત વિષયને સ્પર્શ્યો છે ખરો? તમ તારે તમારે કહેવું હોય એ કહો, પરંતુ મુંબઇ પ્રાંતનો એક પણ પ્રધાન, અવિદ્વાન તો નથી નથી ને નથી જ. બીજું એ ગમે તે હોય—પણ અવિદ્વાન તો નથી જ. અને ગુજરાત ઉપરની છેક નર્મદજમાનાથી ચાલી આવતી ગાળ—નર્મદજમાનાથી શું છેક હેમચંદ્ર-જમાનાથી ચાલી આવતી ગાળ—આજ ઊડી ગઇ છે. આ આપણા વિદ્વાન પ્રધાનોને લીધે, એ શું જેવી તેવી મગરૂબીની વાત છે? ગુજરાત! તું બેકદર ન હોત તો આજે ઘેર ઘેર એમની છબીઓ પૂજતું હોત! આવું વિદ્વાન પ્રધાનમંડળ બીજા કયા પ્રાંતમાં છે? એક તો બતાવો! પણ ગુજરાત બેકદર, એ બેકદર! અને એક દિવસ મને કેટલાક છોકરા મળ્યા તે માળા અહિંસા વિષે ગાંધીજીના લેખની ચર્ચા ડોળ્યા કરે! મેં એમને કહ્યું કે મફતનાં ફીફાં ખાંડોમાં, ફીફાં. ખુદ ગાંધીજી પોતે અહિંસામાંથી જે વાત સમજી શક્યા નથી એ આપણા એક જ ભાઇ સમજી શક્યા છે—અને તે આપણા મોરારજીભાઇ! કાન પકડીને





હતી. ખરક શબ્દની ઉત્પત્તિ વિશે મને માહિતી મળી નથી, પણ તે કણબીઓના જેવી મહામહેનતુ પ્રજા છે, અને આખું કુટુંબ ખેતીમાં રોકાયલું હોય છે. છોકરાં ઢોર ચારે છે અને તેથી આ પ્રજા કેળવણીમાં બહુ પછાત છે. એની સંખ્યા સારી મોટી હતી. બીજી કોમ આયર કહેવાય છે. એ લોકોને તેમ જ બ્રાહ્મણ વાણીઆને મેં પૂછી જોયું કે 'આ લોકો આહીર છે? ત્યારે તેની સહુએ ના પાડી, એટલે વધારે તપાસ કરવાની જરૂર રહે છે, આ પ્રજા કાઠીના જેવી શૂરવીર અને લડાયક છે. આ લોકો પહેલાં ઢોરઉછેર અને ઢોરપાલનનું કામ કરતા એ સાચું છે. શરીરે સશક્ત હોય છે અને કેટલીક સ્ત્રીઓ ગૌરવર્ણની અને રૂપાળી હોય છે, પણ રબારીઓ કરતાં વધારે સંસ્કારવાળી જણાઈ. અહીં ઔદિચ્ય બ્રાહ્મણોની સારી સંખ્યા હતી પણ તે હવે ઓછી થતી જાય છે. પહેલાં આ લોકો ધીરધારનો ધંધો કરતા અને તેલ વગેરેનો વેપાર કરતા. અમારા ઘરના માલિક લખપતિ છે પણ તેમનો વેપાર અને કારખાનાં મુંબઇમાં છે. આ તરફ પાલીવાલ બ્રાહ્મણોનાં ઘરો છે. (મારવાડના પાલી ગામના). એમનામાં કન્યાવિક્રય થાય છે, છોકરીને રૂ. ૫૦૦ થી ૧૦૦૦માં વેચે છે. રાજગર (કોળીના ગોર) અને કંડોળીઆ (કપોળના)નાં થોડાં ઘરો હતાં. વાણિયામાં કપોળ અને દશાશ્રીમાળીની સારી ઊજળી વસતિ હતી, કેટલાંક મુંબઈ જઈને સારું કમાયા છે. કુંભારની વસ્તી મોટી છે, તાઇની ઘટતી જાય છે, મુસલમાન ઘાંચીઓ તલ પીલે છે અને ઘોડાગાડીઓ ભાડે ચલાવે છે. ખોજાની વસ્તી જૂજ છે. લવાર, સુથાર, ભરવાડ, મોચી, કંસારા, જોગી, વાઘરી અને તળબદા, અને સુંવાળી બન્ને જાતના કોળીઓનાં થોડાં થોડાં ઘરો છે. આ ગામડાંમાં જૈન વાણિયા, ગરાશિયા અને લુહાણા બિલકુલ નથી.

ઢેડ વણકરનાં ૨૦-૨૫ ઘરો હતાં, વસતિ ઓછી થતી જાય છે, એક જ ઘર ભંગીનું છે. ધોબી અને કલાઈ કરનાર ઘોઘાથી અવારનવાર આવે છે. બજાર નાનું છે અને ચા, સાબૂ વેચવા માટે ભાવનગરથી માણસો આવે છે.

આ તરફની જમીન એવી છે કે જો દસેક ઇંચ વરસાદ પડે તો પાક થાય છે, પંદરેક થાય તો ઉત્તમ પાકે છે પણ વધારે વરસાદ માફક આવતો નથી. માટી માત્ર ત્રણ ચાર ફૂટ ઊંડી હોય છે અને તેની નીચે મુરરમ અગર પથરાળ જમીન આવે છે. બીડી વાળવાનું કામ મોટા પ્રમાણમાં ચાલે છે. મગફળીનો પાક સારો હોવાને લીધે અનેક ઘાણીઓ છે, પણ ઘાણો (સંચો) નથી. લોટ દળવાની એક ચક્કી (સંચો) છે, લોકોનાં ઘરોમાં ઘંટીઓ હોય છે અને આ એક કમાણીનો માર્ગ પણ ચાલુ છે. થોડી સ્ત્રીઓ કપડાં લૂગડાં ધોઇને જીવનનિર્વાહ કરે છે. અને ઘણી સ્ત્રીઓ પાણી ભરી આપે છે. શીંગ ફોલવાના કામમાં (મોસમ વખતે) ઠીક કમાણી થાય છે.

અહીં હળ લાકડાના હોય છે, અને તે ઊંડું ખોદતા નથી. બાગાયત ખેતી એકંદરે બહુ ઓછી છે. કૂવાઓ થોડા છે અને તેનાં પાણી મીઠાં નથી. મીઠીવીરડી, કોળીઆક, હાથળ વગેરે ગામડાં દરિયાની વધારે પાસે છે તે છતાં ત્યાં વાડીઓ અને ફળફૂલનાં ઝાડો ઊગે છે. ગામનું ગામઠાણ બહુ ટૂંકું છે, એટલે વસ્તી ઘણી ઘીચ છે. ગામઠાણની આસપાસ થોરીઆની વાડ હતી. જે વખતે થોરને મારી નાંખનાર જંતુઓ કાઠિયાવાડમાં ફેલાયા ત્યારે ઘણાં ગામો ઉઘાડાં થઈ ગયાં. એક દયાજનક પરિણામ એ આવ્યું છે કે લોકોને જાજરૂ જવા માટે સંતાઇ બેસાય એવી જગ્યા રહી નથી. થોરીઆની વાડ ઘણી જમીન રોકતા, જમીનનો કસ ચૂસી લેતા એ મોટો ત્રાસ હતો, પણ તેના સદંતર નાશથી નુકસાન થયું છે.

ગામમાં પીવાના પાણીની ઘણી ભારે તંગી હતી. રૂ. ૬૦૦૦નો ખર્ચ કરીને ૨૬૦ ફૂટ ઊંડું બોરીંગ કર્યું હોવા છતાં પાણી સારું ન મળ્યું. અને દૂરની વાડીમાંથી પાણી મંગાવતાં હતાં. ગરીબ લોકો બીચારા તળાવનું પાણી પીતા.

અપૂર્ણ



હેં મારાભાઈ! નોટું તું ક્યાળ ક્યાં હશે? આકાશમાંથી ભગવાન વરસાવતો હશે? કે જરમન વિમાન હજી આવતાં હશે? આટલી બધી માળી નવી નવી, લડાઇના વખતમાં તો બહુ દેખાતી, ઇ નોટું ક્યાંથી આવી? આંખું વીંચીને માળું કોઈ છાપ્યે જ જાતું હશે! અરે! જાવ રે મારા ભાઈ! તમે ય તે? આપણે કાળું બજાર કર્યું છે એમ આપણા પોતાના પરધાન સીખે કહે છે, એ ખોટું? અને આપણા છાપાં ઇ, કાંઇ ખોટાં? આપણે જ દુષ્ટ છીએ. આપણે જ કાળું બજાર કર્યું છે. આપણે જ દૂધ ઘી ખોયાં છે. આપણને તે પહેલાં કોકે સમજાવ્યું કે આપણે નમાલા છીએ. હવે વળી કોક સમજાવે છે કે આપણે દુષ્ટ છીએ!

પણ હેં મારા બાપલા પરધાન! એક મારી શંકાનું કાંક તો ઠેકાણું પાડો! આ દૂધ ઘી તો અમે ખોયાં. અમે તો જાણે દુષ્ટ ખરા. પણ બબ્બે હજાર રૂપિયાની નવી નોટું લઇને ઢોર લેવા માળા દોડયા આવતા ઇ માળા હતા કોણ? કોઈ સરગાપુરીના નવા આદમી આવ્યા હતા? ને બીજું તો ઠીક પણ આ નવી નોટું કાઢતા ક્યાંથી? ને લઈ લઇને આ ઢોરાંને લઈ ક્યાં જાતા? ઇ ઢોરાં જ બાપલા! તમે પાછાં અપાવોને! ને અમે કાળું બજાર કાઢયું છે તે તમે ધોળું બજાર બંધ કરોને!

હેં મારા બાપલા પરધાન! તમે જાણે વેપારીને દુષ્ટ કહો છો એ વાત તો સાચી, પણ તમને જે સજ્જન પુરુષોનો વારસો મળ્યો છે એમને એક સવાલ તો પૂછી જુઓ કે આ જરમનીના લડાઇના સર્જકોને તો તમે માનવતાની ખાતર જાણે ફાંસીએ લટકાવ્યા ને તમારી માનવતા બતાવી. પણ આ આંહીં બીજી માનવતા સળી કરી કરીને ઊભી કરી રહ્યા છો એનું શું? એ માનવતા ઊભી તમે કરો ને વશ કરવા અમારે જાવી?

આંહીંની લડાઈના કોઇ સર્જકો હશે કે નહિ જ હોય? પણ હા! તમને માળું ઠીક ફાવી ગયું છે. જે સવાલ ઊભો થાય એ કાં તમારા ધ્યાન નીચે હોય ને કાં વચગાળેની સરકારનો હોય! થઇ રહ્યું. જેગોપાળની આરતી!

પણ આ બધું જાવા દ્યો. મારું કોઇને માનવું હોય ને ઘઉંનો એક જ પ્રશ્ન અત્યારે થાળે પાડવો હોય તો મુંબઇ યુનિવર્સિટીની તમામ કોલેજમાં 'ઘઉંનો ખોરાક નુકસાનકારક છે' એ વિષય ઉપર પી. એચ. ડી.માં એક મહાનિબંધ રખાવે! જોઇ લ્યો પછી, લોકો ઘઉં માગશે તો નહિ, પણ ઘરમાંથી કાઢીને તમને પાછા સોંપશે. આપણે ઘઉં પેદા ન કરી શકીએ. ક્યાંયથી લાવી ન શકીએ. પણ ઘઉં ખવાય જ નહિ, આપણી પ્રજાના માનસમાં આટલું ભૂસું પણ ભરાવી ન શકીએ? ને તે આપણાં આટલાં આટલાં છાપાં છતાં? ને આપણી આવી પ્રજા છતાં?

બીજાં જેટલાં ભૂસાં ભરાવ્યાં એ એણે ઉપાડી લીધાં છે તો આ એક વધારે! ને એમાં પણ જો કોઇ ભગવાનપ્રેરિત ડૉકટર મળી જાય ને ઘઉં ખાવાથી થતા રોગોનું એક લાંબું 'લીસ્ટ' પ્રગટ કરી નાખે. અલબત્ત, કોઈ અમેરિકન તબીબી મેગેઝીનને આધારે, તો અમદાવાદ, મુંબઈ પૂરતો ઘઉંનો પ્રશ્ન તરત પતી જાય. પછી બીજાનું થઇ રહે. મને તો આ ટૂંકામાં ટૂંકો નુસ્ખો લાગે છે. ને ખરેખર તો મને શંકા છે કે ઘણાખરા રોગ ખાવામાંથી જન્મે છે. અત્યારે આપણે જે ખોરાક ખાઇએ છીએ તેનાથી અરધો ખોરાક ખાઇએ તો જીવીએ છીએ એના કરતાં બમણું જીવીએ. એ હિસાબે આપણે ન ખાઇએ તો કદાચ ન મરીએ! હવે જુઓ શું થાય છે! ઘઉંનું સારામાં સારું Substitude—પૂરક—મને અધેડાનાં બી લાગ્યાં છે. એની જરાક ખીર કરી નાખે તો આઠ દીની નિરાંત! ભૂખ જ ન લાગે. આ અધેડાનાં બીની આપણે તપાસ કરો ને! ઘઉંનો પ્રશ્ન પણ પતી જાશે ને પ્રગતિશીલ ગણાશું એ નફામાં!

❋





ઉપર છોકરા દોડાદોડ કરે છે ને ગુજરાત કોલેજવાળા એલ. ડી. કોલેજમાં, ને એલ. ડી. કોલેજવાળા ગુજરાત કોલેજમાં, એમને ફંગોળ-ફંગોળ કરે છે, એવું પણ નહિ રહે. મારી યોજના પ્રમાણે છોકરા ઘરમાં આરામખુરશીમાં બેઠા બેઠા 'લેક્ચર' સાંભળશે ને પરસેવો ખોલવાનો, પેલા પ્રોફેસરોને વળતો હશે.

આ મારી યોજનાઓ પાર પડે કે નહિ એ સવાલ જુદો છે. પણ એમની ભવ્યતા તો ખરેખર મોહક છે.

અને આ યોજનાઓ વિષે આપણે સમજવું જોઈએ કે જ્યારે જ્યારે માણસ યોજના કરે છે ત્યારે એનામાં થોડુંક ગાંડપણ પ્રવેશે છે. તમે જોશો તો ખબર પડશે કે યોજના કરનારા તમામ ગાંડા હતા. યોજના કરતી વખતે આપણામાં થોડી ઘેલછા આવે છે. ઘેલછા વિના કોઈ યોજના થતી નથી, પછી એ ઘેલછા ગમે તેની હોય, બુદ્ધિની હોય, વિજ્ઞાનની હોય, આદર્શની હોય, સેવાની હોય, કે લક્ષ્મીની હોય, ગમે તેની હોય, પણ તમને ઘેલછા લાગે ત્યારે તમે યોજના કરો. અને યોજના કરો એટલે મહાન લાગો.

મારા મનમાં સાળી એક એવી કલ્પના ઘર કરી બેઠી છે કે હું તે એ બોલું કે ન બોલું ? નથી બોલતો તો કલ્પના મને મારી નાખે છે. બોલું છું તો કલ્પના મરી જાય છે. કારણ કે ભવ્યતમ કલ્પનાઓની એ ખૂબી છે કે એ એટલી બધી નાજુક હોય કે તમે બોલો ત્યાં જ મરી જાય ! એને વ્યવહારક્ષમ બનવાની વાત તો બાજુએ રહી. એ વાણીક્ષમ પણ ન હોય. નહિતર તો એ ભવ્યતમ શાની ?

તમે કહેશો આટલું મોણ નાખ્યું પણ ત્યારે કલ્પના શી છે એ વાત તો કરો ?

જુઓ મારી કલ્પના આ છે. ગાંધીજીએ તો વારંવાર કહ્યું છે કે અહિંસાને ભોગે આપણે કાંઈ જોતું નથી. એનો અર્થ એ કે આ તમામેતમામ સત્તા છોડીને પહેલું તો અહિંસક સૈન ઊભું કરવું જોઈએ. અત્યારે જેમ સરકારી તંત્રમાં દાખલ થવાની શક્તિનું માપકરણ કર્યું છે કે " તમે જેલમાં ગયા'તા કે નહિ ? " જેલમાં ગયા હો તો તમે જ્ઞાની. ન ગયા હો તો અજ્ઞાની. આ આવા ટૂંકા ને ટચ નુસ્ખાથી જેમ આપણું અત્યારનું તંત્ર ઘણું જ પ્રસિદ્ધિ પામ્યું અને વળી આવડતવાળું ગણાયું, તેમ આવા ટૂંકા ને ટચ નુસ્ખા વાપરો તો રસ્તો પણ સરળ થઈ જાય ને એમાંથી એક પક્ષને માટે તો સફળ પણ થઈ જાય.

મને તો આવા ટૂંકા ને ટચ નુસ્ખાની એક યાદી કરી આપવાનું મન થઈ આવે છે. પણ એ યાદી. વળી ક્યારેક આપીશ. અત્યારે તો આ મારી ભવ્યતમ કલ્પનાનું રાજ ચક્રવર્તી થાય એ મારે જોવાનું છે.

આ આપણો ટૂંકો ને ટચ નુસ્ખો લ્યો. સોંપી દેવું સરકારને પાછું કે લે બાપા ! આ તારું તું સંભાળી લે. તારા રંગઢંગ કાંઈ બહુ સારા દેખાતા નથી ! આ એટલું જ કર્યું હોય તો ? કાંક માળો સમજે હો ! સમજી જાય કે આ માળા બીજું તો ઠીક, પણ મારી તાજુડીની દાંડલીનો ભેદ તો પામી ગયા છે !

હવે એમ આપણે કર્યું હોત તો આ જાદુઈ-રચના ઊભી જ શેની થાત ? આ મોગલનો છેલ્લો બાદશાહ પેલો બહાદુરશાહ નહિ ? એને આપે તો જાણે પેન્શન, પણ એનું કાંઇ માન રાખે, માન રાખે, વાઈસરોય સીખે સલામ ભરતા જાય ! આ એવું જ કાંક માળા આમાં નહિ કરતા હોય ? સરદારને માન આપે, જવાહરને માન આપે, ભોપાળને માન આપે, મુનશીને માન આપે, માવલંકરને મોટા કરે, અરે ! અઢી ગાયના ગરાશિયાને કેશે અમે બાપા ! હવે તમારા રાજા શેના ? પણ માળા આ કરી કરીને પાછો ક્યાંક જૂનો ઇતિહાસ ભજવતા હોય નહિ ? છે માળું વચાર કરવા જેવું ! દાળમાં ક્યાંક કાળું છે !

પણ આપણું તો ભાઈ ! ભેજું આમાં કાંઇ કામ કરતું નથી. એના કરતાં ઘઉંનો પ્રશ્ન સારો કે એમાં કાંક તો અક્કલ કામ કરે.

આ ઘઉંનું કહે છે કાળું બજાર છે. આ કાળું બજાર એટલે પૈસા. આ પૈસા એટલે નવી નવી નોટો. આ જેમ અંધારામાં ભટકી ભટકીને છેવટે ભીંત સાથે ધબ માથું ભટકાય એવું જ આમાં થાય છે ! કાળા બજારનું મથાળ નોટુંમાં નીકળે. ને નોટુંનું મથાળ ?

તમને તમારા શરીરની કાળજી ખરી કે? તમને મારી પરવા ખરી કે? ખાવું નહિ, પીવું નહિ, પ્રયોગગૃહમાંથી ઘરે આવવું નહિ.

[વૈજ્ઞાનિક મુખ પરથી શાલ ખસેડી બગાસું ખાતાં ખાતાં હસી પડે છે.]

અને જ્યારે કંઈ કહું ત્યારે હસી નાખો.

**વૈજ્ઞાનિક**—હું તો જાગતો જ હતો!

**વૈ. પત્ની**—પણ તમને ઘેર આવી આરામ કરતાં શું થાય?

**વૈજ્ઞાનિક**—એક અદ્‌ભુત સત્ય મેં જોયું.

**વૈ. પત્ની**—રહેવા દો તમારું સત્ય તમારી પાસે. એવા સત્ય સિવાય જાણે આ દુનિયા ચાલતી જ ન હોય!

**વૈજ્ઞાનિક**—સાંભળ તો ખરી! થાકને લીધે હું આ ખુરસી પર આડો પડી ઝોકાં ખાતો હતો. ત્યાં જ મેં ખળભળાટ સાંભળ્યો. જોયું તો આ બાજુ ખુરસી, ટેબલ હલતાં હતાં, પેલી બાજુ શીશીઓ, અહીં પ્યાલા, ત્યાં ફૂલછોડ જાણે બધી નિર્જીવ વસ્તુઓમાં પ્રાણ ન હોય! હું જ્યારે જાગું અને ધ્યાનપૂર્વક તપાસું ત્યારે બધાં પાછાં શાંત અને સ્થિર.

**વૈ. પત્ની**—સ્વપ્ન, સ્વપ્ન—આ તે કંઇ માનવામાં આવે?

**વૈજ્ઞાનિક**—પછી તો બધાં વાતો કરવા લાગ્યાં. ગતિની એમને સ્વતંત્રતા નથી તેથી એઓ કેટલાં દુઃખી છે! આ ઘડિયાળે તો તોતડા માણસની જેમ ટક ટક કરી કેટલી વાતો, કરી! જો પેલો પ્યાલો હસે છે.

**વૈ. પત્ની**—તમે તો ગાંડા થઇ ગયા કે શું? જરા મનને સ્વસ્થ કરો. (છાતીએ હાથ દઇ) સ્વમ ભાંગ્યું ત્યારે જાગી ભ્રમણા. (ઝીણો નિશ્વાસ નાખી) કામ, કામ ને કામ. ભૂખ્યે પેટે ભ્રાન્તિ નહિ જાગે!

**વૈજ્ઞાનિક**—પણ આ રીતે આપણે કેટલા દિવસ આ વસ્તુઓને ચેતનહીન માનીશું? આ બાબતમાં તો પદાર્થ-વિજ્ઞાનના વિકાસની કેવી મહાન શક્યતાઓ રહેલી છે! કદાચ તને ખબર હશે કે પદાર્થ તરીકે માણસનું માંસ અને કોલસો સરખાં જ છે. માણસમાં એવી કઇ જીવનકણિકા છે કે જે એને ખાતો, પીતો, હસતો, રમતો, જોતો રાખે છે? એ જીવનકણિકા શું આ પદાર્થોમાં નથી?

**વૈ. પત્ની**—(કંટાળી જઇ) તમે તો જ્યારે ને ત્યારે સંભાષણ કરવા મંડી પડો છો.

**વૈજ્ઞાનિક**—(હવાને સંબોધતો હોય તેમ) છે...છે... ધાતુ, લાકડું, ધૂળ કે કોઇ પણ પદાર્થના અણુ-પરમાણુમાં ચેતનતત્ત્વ રહેલું છે. એને સજાગ અને સ્વનિયંત્રિત કરવામાં આવે તો એકેએક તત્ત્વસમૂહ હાલવું, ચાલવું કે બોલવું શરૂ કરે. પદાર્થ અને એમાંનાં અણુઓ ઉપર જડતાનો થર બાઝી ગયો લાગે છે. એ જો કોઈ પ્રવાહીની મદદથી ધોવાય તો એમનામાં શક્તિસંચાર થાય. (એની નજર વૈ. પત્ની ભણી છે છતાં એ એને જોઇ શકતો નથી.) આપણે ખુરસી પર બેઠા હોઇએ અને જાદુઇ શતરંજીની જેમ ખુરશી ઊડવા માંડે—ખાતા હોઇએ અને પેટમાંથી કોળિયો ઊછળી હવામાં ઝૂલે—પાણી પીતા હોઇએ ત્યારે ગ્લાસ હોઠથી દૂર ભાગતો રહે—લખતાં લખતાં પેન હસી ઊઠે—હા...હા...હા...હા..

[વૈ. પત્ની અધીર બની ઘડીકમાં ક્રોધની, ઘડીકમાં હતાશની તો ઘડીકમાં દયાની લાગણી અનુભવે છે. મુખ રડું રડું થઈ જાય છે. વૈજ્ઞાનિક આંગળીનો ટચકો ફોડી શીશીઓનાં પ્રવાહી લઈ સંજીવન મિશ્રણ બનાવવા મંડી પડે છે. એના તરફ એક કરુણ દૃષ્ટિ ફેંકી વૈ. પત્ની ડૂસકાં ભરે છે. શીશી-પ્યાલાના પ્રવાહીના ગળગળાટ સાથે ડૂસકાં અજબ સમૂહગીત પેદા કરે છે. ટેબલ પરથી ખલદસ્તાને લાવી તેમા કંઇક રસાયણતત્ત્વો ઘૂંટી પ્રવાહીમાં નાખી હલાવે છે. અંદરથી અગ્નિભડકા ઊઠે છે અને રંગબેરંગી ધુમાડો આખા ઓરડાને ભરી દે છે. બન્ને ગુંગળાઈ જઈ

# ચેતનસ્પર્શ

નરસિંહભાઈ પટેલ [ શાન્તિનિકેતન ]

પ્રયોગશાળા—રાત્રે બે. વૈજ્ઞાનિક શીશીઓમાંથી પ્રવાહી કાઢી પ્યાલામાં મિશ્રિત કરે છે. થોડી થોડી વારે પાસે પડેલું પુસ્તક ઉઠાવી વાંચે છે. મુખ પર દિવસરાતના થાકની રેખાઓ દઢ થયેલી છે. ધારેલું પરિણામ સફળ ન થતાં આખરે કંટાળે છે અને એક ખુરસી પર સૂએ છે, ચિંતાગ્રસ્ત કપાળ દાબે છે અને ઝોકાં ખાય છે.

[ એક ખુરસી જરા હાલે છે. ડોક લંબાવી વૈજ્ઞાનિક તરફ જુએ છે. ]

**ખુરસી**—(ખૂબ ધીરે ટેબલને) એઇ! ઊંઘી ગયા લાગે છે.

**ટેબલ**—(ટેબલ-કલોથમાંથી માથું કાઢી હોઠ પર આંગળી મૂકી) શ...શ...કદાચ જાગતા હોય તો!

**ખુરસી**—દિનરાતનો પરિશ્રમ; બિચારા! આડા પડે એટલે ઊંઘ ન આવે!

[ અભરાઇ પરની શીશીઓ ખખડી ઊઠે છે. વૈજ્ઞાનિક ઝબકી જાગે છે. ખુરસી, ટેબલ, શીશીઓ વગેરે જેમ હતાં તેમ શાંત અને સ્થિર થઇ જાય છે. વળી પાછાં બધાં ડોક લંબાવી જુએ છે. ખૂણામાં ઊભેલું ઘડિયાળ પોતાનું લોલક ઝડપથી હલાવી બંધ કરે છે—બોલવાની તૈયારી કરતું હોય તેમ. ]

**ઘડિયાળ**—(મિનિટ હાથ લંબાવી તોતડાતાં) અરે છોને અર્ધા જાગતા; સત્યને સ્વપ્ન માનશે!

**ખુરસી**—(અધીર બની જઇ ટેબલનો હાથ પકડી) સવાર પડી જશે તો મનમાની વાત કરવાની આવી તક નહિ મળે.

[ એક બાજુએ કૂંડામાંથી માથું ઊંચું કરી છોડ પોતાનાં ફૂલ સૂંઘતો હોય છે. ]

(હાથ હલાવી) કેમ રે છેલછબિલા!

[ ફૂલછોડ સ્મિત કરી ફૂલ ધરે છે. બે ત્રણ શીશીઓ અભરાઈ પરથી ખિલખિલ હસી ઊઠે છે. પ્રયોગ કરવાનાં ટેબલ પર રહેલો એક પ્યાલો બીજાને ખભે હાથ ઠોકે છે. ટેબલ ઊઠવા જાય છે પણ રખેને ઉપર રહેલી ફાઈલો, ખલદસ્તો વગેરે પડી જઈ અવાજ થાય એ ભયે પ્રયત્ને પ્રયત્ને સંકોચાય છે. ]

ઊઠને! જે થવાનું હોય તે થાય.

[ ખુરસી ટેબલનો હાથ ખેંચે છે. ટેબલ પરની વસ્તુઓ નીચે પડવાથી ખૂબ શોરબકોર થઈ જાય છે. વૈજ્ઞાનિક જાગી ઊઠે છે. બધાં સ્થિર થવા મથે છે, પણ સફળ થતાં નથી. વૈજ્ઞાનિક ચશ્મા કાઢી આંખ ચોળે છે અને ઝીણી નજરે બધું તપાસી લે છે. મનમાં સંશય પેદા થાય છે પણ વળી ઝોકું આવતાં પાસે પડેલી શાલ આખે શરીરે ઓઢી સૂએ છે. ]

**ટેબલ**—(થોડી વારે કપાળ કૂટી) આ ઇશ્વરના શાપમાંથી ક્યારે છૂટીશું? મન થયું હોય તો બે ઘડી ફરવાનું યે સ્વાતંત્ર્ય નહિ. માનવી જ્યાં રાખે ત્યાં પડી રહેવાનું. ન હાલવાનું કે ન ચાલવાનું—શ્વનસા...ન.

**ઘડિયાળ**—અરે સમય બદલાયો છે. આ વૈજ્ઞાનિક જ કોઇ વાર આપણને એ શાપમાંથી બચાવશે. એની ખંતથી મને એના પ્રત્યે માન ઊપજે છે.

**ખુરસી**—વાત સાચી છે. મને તો ભગવાન કરતાં એ વધુ દયાળુ લાગે છે.

**શીશી**—હં...આપણી મુક્તિ માટે જ કદાચ એ અહીં પરિશ્રમ કરતા હોય.

[ બહાર કોઇનાં પગલાં ઓરડા તરફ આવતાં સંભળાય છે. ]

**ખુરસી**—(કાન માંડી) કોઇ આવતું લાગે છે.

[ બારણું ઠોકાય છે. બધાં ગૂપચૂપ સ્થિર થઇ જાય છે. ટેબલ જમીન પર પડેલી ફાઇલો, ખલદસ્તો વગેરે ઊઠાવી પોતાની પીઠ પર મૂકવા યત્ન કરે છે. એ ખળભળાટ શમે ન શમે ત્યાં તો બારણું ધડ દઇને ખોલી વૈજ્ઞાનિકની પત્ની અંદર દાખલ થાય છે. ]

**વૈ. પત્ની**—અરે ઊઠો. ચોવીસે કલાક કામ કરો છો.

# દૂધમાં પોરા

જોનાર-આંધળો સીંત

શ્રી. ભાઈશ્રી,

આપ મને કહ્યા કરો છો કે તમે આટઆટલું સમાજના અનુભવ વિષે જાણો છો, ત્યારે લખતા કેમ નથી? પણ સાચે જ મારી કલમ ઊપડી શકતી નથી. હિમથી જેમ આંગળીઓ ઠૂંઠવાઈ જાય તેમ કલમ ઠરી ગઇ છે. શું લખું? લખીશ તો મને ખાતરી છે કે લોકો-લાગતાવળગતા કહેશે કે આને તો દૂધમાં પોરા જોવાની ટેવ પડી છે. સારી બાજુ જોતા નથી અને કાળી બાજુ જોવાની ટેવ પડી છે-માખી નરક ઉપર જ જઇને બેસે તેમ. છતાં આપનો આગ્રહ છે, મારી દૂધમાં પોરા જોવાની વાંકદષ્ટિ આપ નભાવી લેવા તૈયાર છો, એથી છેવટ થીજી ગયેલી કલમને મહાપરાણે ચાલતી કરું છું.

સ્વરાજ્ય નહોતું આવ્યું ત્યારે મને સ્વરાજ્યના સ્વપ્નાં આવતાં હતાં. હવે સ્વરાજ્ય આવી પહોંચ્યું છે ત્યારે મને એની બીક લાગે છે. થાય છે, આપણે સ્વરાજ્યને પચાવી શકીશું? આજે તો જ્યાં જોઉં છું ત્યાં ઊંધે ઘડે પાણી ભરાઈ રહ્યું છે.

કલમ ડગુમગુ થઇ છે ત્યાં વિચારો તો ચોમેરથી સામટા ધસી આવવા લાગ્યા છે. એટલે શંભુમેળો થઇ જાય તો માફ કરશો.

એક કેળવણીની સંસ્થાનો સમારંભ હતો. દેશના નવઘડતરમાં ફાળો આપે તેવા નાગરિકો ઘડવાનો એ સંસ્થાનો દાવો છે. એ સંસ્થાના આમંત્રણો અંગ્રેજીમાં છપાયેલાં હતાં. જે પ્રદેશમાં એ વહેંચાયા હતાં તેની ૫ ટકા પ્રજા પણ અંગ્રેજી જાણતી નથી!

એ આમંત્રણની યાદી તપાસો તો ૫-૧૦ ટકા આમંત્રણો ભાગ્યે કેળવણીકારો કે કેળવણીમાં રસ ધરાવતા સજ્જનોને હશે! ૨૦૦-૨૫૦ રૂપિયા દાન આપનારને આમંત્રણ, એ એક આમંત્રિત સદ્‌ગૃહસ્થ, અને જે જાતે કેળવણીના પાયામાં પુરાયેલા છે એવા શિક્ષકો-રસ ધરાવતાને આમંત્રણની જરૂર નહિ!

કહેવાની મતલબ એ નથી કે દાન આપનારને આમંત્રણ ન આપો. પરંતુ દિલગીરી એ થાય છે રૂ. ૨૫૦ના દાનની આર્થિક મૂલ્ય જેટલી પેલા કેળવણીકારની કિંમત નહિ? અને તેય આવી કેળવણીની સંસ્થાના સમારંભમાં! એક છાપાનો પ્રતિનિધિ, જે એની રીતે સારી સેવા કરે છે તેની પણ રૂ. ૨૫૦ જેટલી કિંમત નહિ!

કેળવણીકારો — શિક્ષકોનું દરેક જગાએ માન હોવું જોઇએ, એ સિદ્ધાંતને હું અહીં રડતો નથી. બીજા ગમે તે પ્રસંગે, તમે એને મહત્ત્વ ન આપો તે સમજાય એવું છે. પરંતુ જેનું લગ્ન હોય તે પગે ચાલે, અને બીજા જ ઘોડે ચડીને એ વરઘોડો મહાલે એ કેમ સાંખી શકાય?

મારો છોકરો ગમે તેવો ગાંડોઘેલો હોય, હું એને બીજી વખતે માન ન આપતો હોઉં, પરંતુ એના લગ્ન વખતે ઘોડે તો મારે એને જ બેસાડવો જોઇએ ને? મારો બીજો છોકરો બહુ હોશિયાર હોય માટે એ જગા તે વખતે એને અપાય?

આમ કહીને શિક્ષકો — કેળવણીકારો ગાંડાઘેલા છે એવો હું આક્ષેપ કરતો નથી. કહેવાની મતલબ એ કે, એમ હોય તો પણ, કેળવણીની સંસ્થાનો સમારંભ, એ એમનો વરઘોડો છે. બીજા પ્રસંગે ભલે એમને માન ન આપો, પરંતુ આ વખતે તો એને જ ઘોડે બેસવાનો હક છે.

પરંતુ આ વસ્તુ જેમ આપણા કાર્યકર્તાઓ સમજ્યા નથી, તેમ કેળવણીકારો ય સમજ્યા નથી. એ પોતે જો પોતાનું સ્વમાન જાળવતાં શીખે તો તરત કાર્યકર્તાની પણ ભૂલ સમજાય. વર વગરની જાન તે કંઈ શોભવાની હતી?

એ વાત લંબાવ્યા વગર આગળ ચાલું છું. સમારંભની બેઠક ગોઠવાય છે. વ્યાસપીઠ ઉપર નજર કરું છું તો ચક્કર આવે છે. ૩૦-૪૦ ખુરસીઓમાં ૩-૪ કેળવણીકારો વ્યાસપીઠ ઉપર હશે. બાકીના જોઉં છું તો સરકારી અમલદારો, કોંગ્રેસના કાર્યકર્તાઓ, ખિતાબધારીઓ, કાળા બજારીઆ અને કેળવણીનું મહત્ત્વ ન સમજતા પ્રતિષ્ઠિત સજ્જનો!

ભાષણો શરૂ થાય છે. દરેક વકતા અંગ્રેજીમાં બોલે છે. સ્વભાષામાં કેળવણી આપવી જોઇએ, એ સિદ્ધાંત સ્વીકારાયો છે ત્યારે બોલવા ઊભા થયેલા વકતાઓમાંથી એકાદનેય ગુજરાતી ભાષાનું જ્ઞાન ન હતું!





ઉધરસ ખાય છે. વૈ. પત્ની અસહ્ય બનતાં એમાંથી બચવા બહાર ભાગી જાય છે. ]

હા...શ ? પ્રવાહી બનાવ્યું તો ખરું. હવે જોઇએ એની શી અસર થાય છે !

[ મોટા પ્યાલામાં પ્રવાહી લે છે, તેમાં પીંછી બોળી ઘડિયાળના કાંટા રંગે છે અને આતુરતાથી એ તરફ જોઇ રહે છે. આશા, ચિંતા, નિરાશાને ભય-થોડીવારમાં તો અધીર બની જાય છે. એક કાંટો હલે છે. વૈજ્ઞાનિકના ફિક્કા હોઠપર સ્મિત ફરકે છે. વળી બીજો કાંટો હલે છે. અને બન્ને હાથો વંદનનો અભિનય કરે છે. ]

( હર્ષમાં ચિત્કાર કરી ) ઓહ !... ઓહ !— સફળ. ( વૈ. પત્નીને પાસે ઊભેલી માની ) જો, જો... હવે તો તારી ખાતરી થઇ ? સાચે જ, આજે જડ-વસ્તુમાં સુપ્ત રહેલું ચેતન જાગ્યું છે.

[ વળી ગાંડાની જેમ ઝડપથી ઘડિયાળના બીજા ભાગો રંગે છે. અને પછી ખુરસી, ટેબલ, શીશી, પ્યાલા, ફૂલછોડ રંગી વળે છે. ઘડિયાળ ચાલવા મંડે છે. વારા ફરતી બધી વસ્તુઓમાં જીવન સંચાર થાય છે. બધાં હસવા લાગે છે અને વૈજ્ઞાનિકને પ્રણામ કરે છે. એઓ " માનવીનો જય " પુકારે છે અને નિજાનંદમાં નાચવા મંડે છે. વૈજ્ઞાનિકને ઘેરી વળી ગીત ગાય છે. ત્યારે તે અર્ધપાગલ એક હાથમાં પ્યાલો અને બીજા હાથમાં પ્રવાહી નીગળતી પીંછી સાથે બધા વચ્ચે ચમત્કૃતિનો આનંદ માણે છે. આ જાદુઈ સત્ય જોવા ફક્ત એ એક જ છે. ]

તું વણ ઇશ્વર ન્હોય, માનવ ! ઈશ્વર અન્ય ન કોઈ.
ઈશ્વર સીતમગાર જે શાપે
જીવનમુક્તિ મંત્ર ન આપે,
તું અમ તારણહાર, માનવ ! ઈશ્વર અન્ય ન કોઈ.
જડમાં ચેતન થીજી ગયું'તું,
જીવંત તોયે મૃત રહ્યું'તું,
તું પ્રેરણપાનાર માનવ ! ઈશ્વર અન્ય ન કોઈ
અમ અણુઅણુએ અંતરયામી,
દુઃખહતાશા તેં કંઈ વામી,
તું ખોલે ઉદ્ધારદ્વાર, માનવ ! ઈશ્વર અન્ય ન કોઈ.

---

[ પાત્ર તૈયારીઃ

**ખુરસી**–વાંકા વળી જમીન પર હાથ અને ઘૂંટણો ટેકવવાથી ખુરસીનું પાત્ર ભજવી શકાશે.

**ટેબલ**–વાંકા વળી જમીન પર હાથ ટેકવવા અને અને પીઠ પર લાકડાનું પાટિયું રાખવું.

**ઘડિયાળ**–બે હાથના કાંટા બન્નેની કોણી પાસે પાસે મેળવવા. એક હાથની મૂઠી વાળવાથી કલાક-કાંટો થશે, અને બીજો ખુલ્લી હથેલીવાળો હાથ મિનિટ કાંટો. કોણીના મિલન બિંદુએ કલાકોના આંક પાડેલો કાગળનો ચંદ્દા રાખવો. ભજવનાર પોતાનું મુખ ચંદ્દા પાછળ છુપાવી શકે. એક પગ પર ઊભા રહી બીજા પગને લોલક તરીકે હલાવવો. એ ફરતે લાકડાંનું ખોખું રાખવું.

**શીશી**–ભજવનારે મોટી શીશીને છાતી સરસી ચાંપીને બેસવું. વાર્તાલાપ વખતે પાછળ છૂપાવેલું મુખ બહાર કાઢવું. એ જ રીતે પ્યાલાનું પાણી પણ.

**ફૂલછોડ**–ભજવનારે એક કૂંડાંમાં બેસી માથું કાનામા છૂપાવી હાથો બહાર લંબાવવા. હાથોમાં ફૂલ રાખવાં ] *

---

* નાટિકા ભજવતાં પહેલાં લેખકની પરવાનગીની આવશ્યકતા છે :



## ઊન

આપણા દેશમાં દર વર્ષે આઠ કરોડ રતલ ઊન પેદા થાય છે, અને ત્રણ કરોડ રતલ કાચા ઊનની આયાત થાય છે. કુલ અગિયાર કરોડ રતલ ઊનના આ જથ્થામાંથી ૬૩ ટકાની પરદેશોમાં નિકાસ થાય છે.

ધૂમકેતુ

એવી તે કેવી ભયંકર ઉદાસી ગુરુ અર્જુનદેવ જેવાને ઘર આંગણે આજ ઊતરી પડી છે ?

આજ એ આંગણે આવો શોક ક્યાંથી ?

જીવનધર્મનો પ્રશ્ન જ્યારે જ્યારે ઊભો થયો, ત્યારે ત્યારે જેમણે મહામોલી જિંદગીને પણ પાણીનાં મૂલ્યે ગણી, એવા આ સંતના પણ સંતને આંગણે, એવી તે કેવી આ નિરાશા વ્યાપી ગઈ છે કે જેના પડછાયામાં જીવનધર્મ ઉત્સવો પણ જાણે ઝાંખા ઝાંખા બની જતા દેખાય છે ?

એવી કઈ મહાવેદના ત્યાં છાઈ ગઈ છે ?

ઘેરા વિષાદની આવી છાયા ત્યાં આજ ક્યાંથી ઢળી પડી છે ?

ઘરઆંગણે, ગુરુપત્નીના અંતરમાં, એક કથી ન શકાય તેવો શોક, ઘર કરીને બેઠો છે.

એ શોકના નાનામોટા પડછાયાથી આખું આંગણું જાણે છવાઈ ગયું છે.

પોતાના નારીત્વના ધર્મકાર્ય ઉપર એક મહાન સંકટ આવતું ગુરુપત્ની નિહાળી રહ્યાં છે.

નારીત્વનો મહામોલો વારસો પોતાના હાથમાંથી સરી જતો એ દેખી રહ્યાં છે.

નારીત્વનો મહા મૂલ્યવાન જીવન જન્મ્યો વારસો તો આ કે, એ નરનું તેજ, સાંગોપાંગ સંઘરીને, જાણે હાથોહાથ સમુદ્રમંથની અમૃતનો કૂપ ધારતી હોય તેમ ધારે અને ભવિષ્યની પેઢીને એ સોંપે, જાણે પરંપરા સોંપતી હોય તેમ; જાણે પેઢી ઉતાર થાપણ આપતી હોય તેમ.

પણ સામાન્યમાં સામાન્ય નારીનું પણ, આ મહાભાગ્ય ગુરુપત્નીને હજી મળ્યું નથી. વર્ષો વહ્યા છતાં એમની વેદનાનો એટલે કોઈ આરો નથી. એ ઘરઆંગણે બેસે છે અને એમના મનમાં ને મનમાં નિરુત્તરી પ્રશ્નો ખડા થાય છે: 'ગુરુનો યોગ્ય વારસ, હે નારી ! તેં ક્યાં સંતાડયો છે ? નારીધર્મની તારી ઉત્તમોત્તમ જીવનસફળતા તેં હજી ક્યાં દેખાડી નથી ? લોહધર્મને વરેલા પંજાબના સંતાનોને દોરનારો ગુરુનો સિંહાસનધર્મી વારસ તું ક્યારે આપવાની છે ? કે તારામાં એ જીવનપ્રેમ નથી ? હે નારી ! બોલને, નિરુત્તર કેમ થઈ ગઈ છો ?'

ગુરુપત્નીનું અંતર તો અગ્નિકુંડ જેવું અંદર ને અંદર સળગી ઊઠ્યું છે. એમને જીવનમાં એક પળની શાંતિ નથી. નારીત્વની વિફળતાનો આ લજ્જાભાર એમનાથી સહ્યો જતો નથી, એક શેર માટીના અભાવે એમનું જીવન ખારું ધુધવાટ થઈ ગયું છે ! અને પછી એક દિવસ એ ચિત્તમાં આશાનો આનંદધ્વનિ સંભળાય છે !

ગુરુ નાનકના જમાનાના એક સંત માતાજીને સાંભરી આવે છે. વયોવૃદ્ધ, એકલડોકલ, અબોલ જેવા એ પુરુષે ગુરુનાનકના દિવસોનાં સંસ્મરણો એના જીવનમાં મહામોલાં રત્નોની જેમ સંઘરી સંઘરીને ભરી રાખ્યાં છે. એ સંસ્મરણોની મીઠી ખુશબો એના જીવનને તરબતર કરી રહેલ છે. જો આ પુરુષની અમીદૃષ્ટિ પડે—માતાજીને જીવનમાં આશાનું આ એક જ છેલ્લું કિરણ દેખાય છે.

એક દિવસ અચાનક પોતે સંતને મળવા ચાલી નીકળ્યાં. એમનો આશીર્વાદ લેવા ઊપડ્યાં. સાથે દમામભર્યો રસાલો છે. નોકરો છે. ચાકરો છે. દાસી અને દાસનું સૈન છે. સેટસોગાદોનો કોઈ પાર નથી. ગુરુનાનકના





લીબરલ છે. પછી જતે દહાડે કડક થવાની. એટલે હમણાંની પંગતમાં બેસી જવામાં ફાયદો છે.

કોઈ કહેશે, તમે તે બસ પોરા જ જોયા કરો છો ને? નરાતાર તે કંઈ આવું ડીંડવાણું હોતું હશે? એના જવાબમાં કહેવાનું કે નરાતર નહિ તો ૯૯ ટકા તો છે જ.

પરંતુ આપણા આજના વ્યાસજીઓ સારું છે કે થોકેથોક કથામાં આવતા અને આંસુ પાડતા શ્રોતાજનોને એ કારણ પૂછતા નથી. વળી જે પૂછતા હશે તેમને પણ આંસુ પાડવાનું ખરું કારણ જાણવા મળવું મુશ્કેલ છે. કારણ કે આપણો આજનો શ્રોતાવર્ગ પેલી ડોસી જેવો પાછો અબુધ નથી કે મનની વાત કહી દે!

આજે તો આપણને જૂઠાણું ચલાવતાં બહુ સરસ આવડી ગયું છે. ખોટો ડોળ કરવો. અંતરમાં ન હોય તે વાત ઉચ્ચારવી. હમણાં એક બાર-ઍટ-લૉ અને જાહેર માણસને કેળવણીની એક સંસ્થા જોવા નીમંત્ર્યા હતા. ટાઈમ કરતાં દોઢ કલાક મોડા આવ્યા. દરવાજે વિદ્યાર્થીઓની ટુકડીને ગાર્ડ ઑફ ઑનર આપવા ગોઠવેલી તે ઉનાળાના તાપમાં તપી, કેપ્ટન કોઈ કાળી ટેક્ષી દૂરથી જુએ કે વિદ્યાર્થીઓને ખડા હો જવાનો હુકમ કરે. પગ પછાડતા વિદ્યાર્થી ઊભા થઇ જાય. કાળી ટેક્ષી સરરર કરતી રસ્તા ઉપર આગળ ચાલી જાય. કેપ્ટન લાચાર થઈ વિદ્યાર્થીઓને બેસી જવાનો હુકમ આપે. ચાર વખત આવું થયું. વિદ્યાર્થીઓ તો બિચારા વાજ આવી ગયા. કેપ્ટન પણ બબડવા લાગ્યા. છોકરાઓને હવે થાકીને રજા આપી ઘેર વિદાય કરવા જેટલો વખત થઈ ગયો. એની તૈયારી ચાલતી હતી. સભાસ્થાને બેઠેલા વિદ્યાર્થીઓને કહી પણ દેવાયું હતું. ત્યાં મોટર આવી. ગાર્ડ ઑફ ઑનર અપાયું. એમના માટે રાખેલી વિદ્યાર્થીઓ અંગેની બધી પ્રવૃત્તિઓ મોકૂફ રાખવી પડી હતી. ફક્ત વિવેક ખાતર વિદ્યાર્થીઓ આગળ બે બે શબ્દ બોલ્યા. ભૂખ એટલી લાગી હતી કે બે શબ્દો સાંભળવા જેટલી ય વિદ્યાર્થીઓની ધીરજ ન હતી. એ બે શબ્દોમાં એમણે કહ્યું: 'તમારી અહીંની પ્રવૃત્તિઓ જોઇ હું ઘણો ખુશી થયો છું.'

એનો વળતાં આભાર માનતાં સંસ્થા તરફથી કહેવાયું: 'આપના પધારવાથી અમને બધાંને ઘણો આનંદ થયો છે.'

સાચી રીતે એમણે સંસ્થાની એકે ય પ્રવૃત્તિ જોઈ નહોતી, તેમ જ તે વખતે સામી બાજુથી આનંદનું બિંદુ પણ ન હતું. જે કંઈ હતું તે દોઢ કલાકના તાપમાં સૂકાઈ ગયું હતું!

આ બધું આપણા રોજના જીવનમાં જામેલું જૂઠાણું ભલે આપણને ન દેખાતું હોય પણ એ ભયંકર છે. અને આપણાં મોટાંનો—ઘરમાં કુટુંબીઓનો, શાળામાં શિક્ષકોનો—એ વારસો યુવકો પણ એટલો જલદી પચાવે છે કે વર્ગોમાં આવનારને તમે સીધું પૂછો તો એ એના અંતરનું કારણ સાચું કહે જ નહિ. અને એ જૂઠાણાની પરંપરામાં આપણો સમાજ તણાયે જાય છે.

પ્રૌઢશિક્ષણના વર્ગો જે ચલાવે છે, એમનાં કેટલાનાં ઘરમાં પત્નીઓ અભણ છે? એમાંના કેટલાંએ ભણાવી? આની કોઇએ ગણતરી કરી છે? આજે આપણા કેટલા શિક્ષકોની પત્નીઓ અભણ છે!

ભાઇ ઇશ્વરભાઈ, માગ જેવા આંધળાભીંતને તમે વળી દૂધમાં પોરા શોધવાનું કયાં સોંપ્યું? આંધળાને તે વળી દિશા કે વખતનું ભાન હોય? એ તો જેમ આવ્યું તેમ હાંકયે રાખ્યે. એને કયાંથી કયાં ચાલે છે તેમ શી રીતે દેખાય? એટલે ગાયનું ભેંસ તળે ને ભેંસનું ગાય તળે જતું રહી વિપર્યાંતર પણ થઈ જાય.

આશા રાખું છું કે મારા આ પ્રથમના પોરાઓ જોઈ, તમારા વાચકોનો કપકો સાંભળી ફરી આ કામ તમે મને નહિ સોંપો. બાકી આથી ય તમે સાનમાં નહિ સમજી જાવ અને જો મારી પાસે આગળ હંકાવ્યે જશો તો વાચકો તમારા ઉપર તૂટી પડશે. પછી મારો દોષ ન કાઢતા.

લિ. આપનો,

દેખતાને દોરવાનો મિથ્યાપ્રયત્ન કરતો આંધળોભીંત





ગુરુ અર્જુનદેવના અકાલ મરણ પ્રસંગે, માત્ર અગિયાર જ વર્ષના ગુરુ હરગોવિંદને–'દેગ ને તેગ'ની બબ્બે સમશેરના સ્વામીને નિહાળીને–પંજાબના મેદાનો એકવાર ફરીને ઘેલી રણભેરીથી ગાજી ઊઠે છે: 'અકાલનો વિજય હો! ગુરુ નાનકનો જય હો! ગુરુ હરગોવિંદની સમશેર સમર્થ હો! દેગનો ને તેગનો જય હો! કરુણા અને કઠોરતા બન્ને અમારા જીવનધર્મ હો!'

અને સામેથી સિંધુનાં જલમેદાની પડઘા પડે છે: આતતાયીને હણનારી અમારી તેગ અમર રહો. નિરાધારને અપંગને આશ્રિતને રક્ષનારી અમારી દેગ પણ અમર રહો! દેગનો ને તેગનો જય હો! કરુણા અને કઠોરતા બન્ને અમારા જીવનધર્મ હો!'

[ ૨ ]

**કાબુલી** ડુંગરમાળાની કંદરાઓ! તમે–તમે પણ–ગુરુ ગોવિંદના ચેલાનો તે દિવસે આ જવાબ સાંભળીને એક ઘડીભર તો મધુરી સંગીત કવિતાના તાને તાને જેમ હૃદય પ્રફુલ્લી ઊઠે એમ પ્રફુલ્લ પ્રફુલ્લ બનીને ડોલી ઊઠેલ કે નહિ? તમને પણ લાગ્યું હશે કે મૃત્યુનો આવો મહિમાવંત ખ્યાલ મેળવવા માટે તો યુગોના યુગો પાછું જવું પડે કાં? તમારી કંદરાઓ કે જ્યાં મૃત્યુ મહેફિલ છે એમને પણ સુબેદાર જેવંદસિંઘનો પ્રત્યુત્તર ડોલાવી ગયો કાં?

ઈસ્વીસન અઢારસો એંશીનો એ સમય હતો. અંગ્રેજોને એક કુમતિ સુજી હતી. અફ્ઘાનોને ત્યાં પોતાનું થાણું જમાવવાની.

થાણું તો નાખ્યું–પણ એ કેટલા દી? એક દિવસે તો હજારોનાં ટોળાં ઊપડયાં. રેસિડન્સી અંગ્રેજોની ઘેરી કાઢી. ગોળિયોની સામસામી ઝપટ બોલવા માંડી. માણસો એક પછી એક મરી ખૂટવા માંડ્યા. સપ્ટેમ્બરનો સૂરજ આ જોઈ રહ્યો.

અમીરને સંદેશા ત્રણ મોકલ્યા. પણ સંદેશો પહોંચાડનારો કોઈ સો વારથી આગળ વધી શકયો જ નહિ ને!

એ વખતે રેસિડન્સીમાં ચાર અંગ્રેજ અમલદારો હતા. થોડા હિંદુશીખ સૈનિકો હતા. નોકરચાકર ને માણસો હતાં. જ્યારે લાગ્યું કે મદદ કોઈ નહિ કરે ત્યારે મરણિયો બચાવ શરૂ થયો. જંગ જેવું તો કાંઇ થાય તેમ હતું નહિ. સામે તો ટોળાં હતાં. રેસિડન્સીમાં તો ગણ્યાંગાંઠ્યાં માણસો હતાં.

પણ પોતાનું જીવન મોંઘામાં મોંઘી કિંમતે વેચવું– એવો સંકલ્પ સૌએ કર્યો.

એટલામાં તો બહારનાં ટોળાંને હાથ બે નાનકડી તોપો આવી ચડી. થઇ રહ્યું. હવે તો એના મારા સામે ટકવું મુશ્કેલ હતું. અત્યાર સુધી બચાવને કાંઈક સ્થાન હતું. ટકી રહેવાનો કાંઈક મોકો હતો. પણ હવે? શું થાય?

એ તોપોને ડામી દેવાનો ભીષણ પ્રયોગ કરવાનો નિશ્ચય થયો. પહેલાં ચાર અંગ્રેજો ખુલ્લી તલવારે હેમીલ્ટન નામનો જુવાન સહિત થોડા સૈનિકો સાથે બહાર પડયા. સેનાનાયક એમને દોરી રહ્યો હતો. તોપોને પાંગળી કરી બહાદુરીથી આશ્રયસ્થાને પાછા ફર્યા. પણ તેમાંનો એક મર્યો. પછી બીજી વાર ત્રણ બહાર પડયા. ત્રીજી વાર બે બહાર પડયા, છેવટે ચોથી વાર જુવાન હેમીલ્ટન એકલો વીરમૃત્યુને ભેટવા ચાલી નીકળ્યો. એની સાથેના દેશી સૈનિકો એને ચાર ચાર વખત મૃત્યુના મોંમાં

જમાનાના વયોવૃદ્ધ તપસ્વીને યોગ્ય માન અકરામની તમામ સામગ્રી સાથે છે. ભોજનના સોનારૂપાના થાળ રસભરી વાનીઓથી છલકાઇ રહ્યા છે.

મોટા રાજવંશી ઠાઠમાઠથી એની સાદી ઝૂંપડીને ઢાંકી દેતાં ગુરુપત્ની ત્યાં નમ્રભાવે ઊભાં રહ્યાં.

પણ સંતની દૃષ્ટિ—એમાં ક્યાંય અમી નથી. શા માટે આવ્યાં છો એવી નેહભરી પૃચ્છા નથી. અંતર વાંચી લેવાની તમન્ના નથી. એમાંથી તો આ રાજવંશી ઠાઠ પ્રત્યે આશ્ચર્યભરેલી ઉદાસીનતા આવી રહી છે!

જાણે કે કાંઈ જ ન હોય તેમ ખુશી નાખુશીની, સ્વીકાર અસ્વીકારની, કોઇ જ ઇચ્છા એમાંથી આવતી નથી.

ગુરુપત્ની જ્યારે પાછાં ફર્યાં ત્યારે જાણે અંતરમાં અંધારૂં અંધારૂં લાગે છે. સંતની મૌનવાણીનો કોઇ અર્થ હૃદયમાં જન્મતો નથી. આશીર્વાદની ક્યાંય પ્રતીતિ જણાતી નથી. આશાબિંદુને નિરાશામાં ન ફેરવનારું કોઈ ચિહ્ન દેખાતું નથી.

પછી તો એ પોતે એકલાં એકાંતમાં આ વસ્તુ ઉપર ચિંતન કરવા બેઠાં!

આ શું? આ ગજબ કેવો? સંતની આ મૌન 'સ્વીકૃતિ અસ્વીકૃતિ કાંઈ ન સમજાય તેનો અર્થ શું?

અને એ એકલાં વધારે ને વધારે ઊંડું ને ઊંડું નિહાળવા લાગ્યાં, એમ એમ સંતની મૌનવાણીમાં રહેલા મહાઅર્થની ઝાંખી થવા લાગી: અને એ અંતે બોલી ઊઠ્યાં: 'ઓ હો હો! આ તો આમ જ હોય. એમાં કાંઈ મીનમેખ ન થાય!' થોડા દિવસ પછીની વાત છે. કોઈ કોઈ દેખનારા ન માનતા હોય તેમ આશ્ચર્યચકિત નેણે રસ્તા ઉપર જોઈ રહ્યા છે!

આ શું?

ગુરુપત્ની એકલાં અણુવાણે પગે આમ અત્યારે અસુરાં ક્યાં ચાલ્યાં? કોઈ દાસદાસી નોકરચાકર પણ સાથે નથી. મ્યાના પાલખી રથ દેખાતાં નથી. આ શું?

ગુરુપત્ની એકલા ઉઘાડે પગે ચાલી રહ્યાં છે. માથે ભાત ઉપાડ્યું છે ખેડકરનારાઓ મજૂરો ગરીઓ ખાય તેવું. જાણે કે ભથવારીનો સ્વાંગ ધાર્યો છે. અને એ એકલાં સંતની ઝૂંપડી તરફ જઈ રહ્યાં છે!

સંત બુદ્ધ, સમજી જનારી આ અદ્‌ભુત નારીને દેખતાં જ ડોલી ઊઠ્યા. મૌન વાણીને એની શક્તિને, અંતરમાં ને અંતરમાં પોતે આનંદથી પ્રશંસી રહ્યા!

એનામાં રહેલા અનન્ય વ્યક્તિત્વને જાણે કે પ્રત્યક્ષ જોઇ રહ્યા! વાહ્ વાહ્!

'મહાભાગી માતાજી! તમે તો જગતને પોષનારું, આ અન્ન માથે ઉપાડ્યું છે.' સંતનું મૌન વાણીમય બન્યું: 'તમે જે સમજણ બતાવી છે તે તો ભલભલાને પાણી ભરાવે તેવી છે. માતાજી! 'દેગ ને તેગ—' આહાર-અન્ન ને આયુધ બન્ને જેની પાસે હોય, કરુણા ને શક્તિ બન્ને જેને વર્યાં હોય, એવા કોઈ નરપુંગવની જન્મદાત્રી થવાનું મહાભાગ્ય તમારા લલાટમાં હું તો સ્પષ્ટપણે વાંચી રહ્યો છું! પાછાં સ્થાને ફરો માતાજી! કોઈ મહાન જ્યોતિ તમારી રાહ જુએ છે!'

પછી તો ભવિષ્યના એક દિવસે,

ગીરે આજે એ માગી લીધી. પોતે આવવાની ના પાડી હતી. પરંતુ શહેનશાહને આવાં અદ્દભુત ચિત્રો સંઘરવાનો ભારે શોખ હતો. એટલે તેણે વારંવાર આગ્રહ કર્યો. ગમે તે મૂલ્યે ખરીદવાની ઈચ્છા બતાવી. રાજહઠનો થોમસરૉને અનુભવ થયો.

તેનું મન આજે ખાટું થઈ ગયું. પોતાના દેશના મહાનકાર્યને હાનિ પહોંચતી ન હોત તો એ આજે જ ગાંસડાપોટલાં બાંધીને ચાલી નીકળ્યો હોત. એણે કોઈ પાર્થિવ છબી નહોતી ગુમાવી. મિત્ર જ ગુમાવ્યો હતો.

પણ એ વાત એ પોતે તો જાણે ભૂલી જ ગયો હોય તેમ નિયમસર રાજદરબારમાં આવતો જતો રહ્યો. શહેનશાહ પણ એ વાત સંભારતા નથી.

એમ ને એમ થોડા દિવસ વીતી ગયા. એક દિવસ એ હમેશના નિયમ પ્રમાણે રાજદરબારે ગયો, અમીરો દરબારીઓ જમીનદારો ત્યાં બેઠા હતા. જુદા જુદા અનેક વિષયો ઉપરનો હળવી વાર્તાવિનોદવાણીનો સમય હતો.

થોમસરૉને આવા વિશ્વાસુ સંમેલનમાં પણ સ્થાન મળી ગયું હતું. બાદશાહની એના ઉપર મીઠી નજર હતી. બન્નેની વચ્ચે એક સમભાવી વસ્તુ રહી હતી, ચિત્રકલા. એટલે તો ખુદ શહેનશાહ પોતે એને મિત્રની જેમ સાચવતો હતો.

કેશુ, લાલ, મુકુંદ, માધુ જગન, મહેશ, ક્ષેમકરણ તારા, હરિવંશ, રામ–મોગલ સમયના કેટકેટલા ચિત્રકારો વિષે થોમસરૉ જાણી શક્યો હતો! એ સઘળું આ રાજદરબારી સભાને પ્રતાપે હતું.

વાર્તાવિનોદવાણીનો સમય પૂરો થયો. સૌ સૌને સ્થાને ગયા. થોમસરો પોતાને ઉતારે પહોંચ્યો. પણ આજે એનું મન હિંદી ચિત્રકારો વિષે કાંઈક નવો જ પ્રકાશ પામ્યું હતું. સાત સાત વરસની મહેનત કરીને શહેનશાહ અકબરનાં વીરોચિત કાર્યોને એક ઢાલ ઉપર ચિત્રાંકિત કરનાર ચિતારાની વાત એણે સાંભળી ને એ તો ડોલી ગયો!

સાત વરસ–એક ચિત્રની પાછળ! આ ચિત્રની ઉપાસના તો ખરી, પણ એમાં નવા આગામી જુવાન રાષ્ટ્રને એના દેશના ગૌરવનો કેવો અમર સંદેશ! ઉન્નત પંથે હજી આગળ ને આગળ જવાનો માન નિર્દેશ! સંસ્કૃતિના જ્યોતિની, એક પછી એક આવતી પેઢીને જાણે કે હાથસોંપણી!

એ સૂવાની તૈયારી કરતો હતો ત્યાં હાકલ પડી. શહેનશાહનો જે માણસ એને બોલાવવા આવતો હતો એ અત્યારે આટલો અસુરો એને બોલાવી રહ્યો હતો. બાદશાહે એને યાદ કર્યો વતો.

આશ્ચર્ય પામતો થોમસરો ત્યાં જવા માટે ઊપડયો. ત્યાં પહોંચ્યો તો એક બીજું આશ્ચર્ય એની રાહ જોતું ઊભું હતું. આજે જાણે કે આશ્ચર્યોનો દિવસ હતો!

બાદશાહ જહાંગીરે એની સામે બે ચિત્રો રજૂ કર્યાં. એનાં મૃતમિત્રની બન્ને આબેહૂબ છબીઓ હતી. બન્ને, રંગ, રેખા, તેજછાયા, પ્રતિચ્છાયા તમામેતમામમાં એટલી તો સંપૂર્ણ રીતે એકબીજાને મળતી આવતી હતી કે ન પૂછો વાત.

એટલામાં બાદશાહે કહ્યું : 'તમારું મન તે દિવસે જરાક દુભાયું હતું, ફિરંગી સાહબ! અમે તમારા મિત્રનું ચિત્ર માગ્યું ત્યારે, પણ





જતો જોઈને એની હિમ્મત ઉપર આજે ફીદાં ફીદાં થઈ ગયા હતા.

પણ આ ચોથી વખતના કેસરીયા જુદ્ધમાં હેમીલ્ટન વીરમૃત્યુને ભેટ્યો.

હવે અંગ્રેજોની રેસિડન્સીમાં એક પણ અગ્રેજ ન હતો. દેશી સૈનિકો હતા, પણ દોરનાર કોઈ ન હતો.

સપ્ટેમ્બરનો સૂરજ, સંધ્યાકાળે, હેમીલ્ટનના કરતાં વધારે ગૌરવશાળી મૃત્યુ હવે જોવા નહિ મળે, એમ ધારીને ઝાંખો થતો આથમી ગયો.

પણ એને ક્યાં ખબર હતી કે દિવસનાં સઘળાં પરાક્રમોને ઝાંખાં કરી બતાવનારી તો હજી રાતની વાત આવવાની હતી. એણે જોયું એ અદ્ભુત હતું. પણ ન જોયેલું તો અનન્ય થવા નિર્માયેલું હતું.

કોઇ અંગ્રેજ જીવતો રહ્યો નથી એ જાઈને ટોળાંએ સૈનિકોને કહેવરાવ્યું: 'હવે જુદ્ધનો અંત આવે છે. અમારે તમારી સાથે કાંઈ લેવા દેવા નથી! જે કોઈ ઘાયલ સાહેબ પડ્યા હોય તેની સોંપણી કરી દો. ને તમે ચાલ્યા જાઓ! તમારે લૂંટવું હોય એ લૂંટતા પણ જાજો! ફીરંગી તમારા સગા નથી. અમારા પણ સગા નથી!'

અને તે વખતે કોઇ અંગ્રેજ એમને દોરનાર ન હતો. લડવાવાળા મરી ખૂટ્યા હતા. ઘાયલ થયેલા પણ મરણ પામ્યા હતા.

પણ જવાબમાં તો જુદ્ધ ચાલુ રહ્યું!

'અરે! હવે શું કરવા લડો છો, તમે? કૂતરાને મોતે મરવા માટે? હવે શું છે?' ટોળાંએ ફરી કહેવરાવ્યું.

જમાદાર જયવંતસિંહ એકલો એમને દોરનાર રહ્યો હતો. પોતાની આસપાસ એણે નજર કરી. આખું મકાન મરણ પામેલાઓથી ને મરી રહેલાઓથી ભરાઇ ગયું હતું. એની પાસે કેવળ દસબાર જણા ઊભા હતા. જયવંતસિંહે એમના તરફ જોયું, 'આપણી એક જ ફરજ છે ભાઇઓ! મરી ખૂટવાની. આ લડાઈ ન હતી. એ જે કાંઇ હતું તે, આપણે એમાં સમજતા નથી એમ માનો. પણ અત્યારે તો હવે માનવનો ધર્મ શું છે? આ શબનાં અપમાન કરીને આવી સ્થિતિમાં એમને તજીને જો આપણે ચાલ્યા જઈશું, તો આપણા નામ ઉપર માણસજાતને ધિક્કાર છૂટશે. નિશ્ચય કરો–બોલો, મરેલાંને ખાતર મરવું છે કે હૈરાં છોકરાં માટે જીવવું છે?'

જવાબમાં ધડાધડ બંદૂકો છૂટવા માંડી. ફરીને ડુંગરાઓ ડોલી ઊઠ્યા. સૌને મરવું હતું. કોઈને જીવીને મરવું ન હતું.

[ ૩ ]

બાદશાહ જહાંગીરના દરબારમાં ગયેલા સર થોમસરૉનું મન તે દિવસે ખાટું ખાટું થઈ ગયું.

શહેનશાહે માગ્યું એટલે એ ના પાડી શક્યો નહિ, પણ પોતાના એક અત્યંત નિકટના પ્રિયમિત્રનું એવું સુંદર આબેહૂબ ચિત્ર ગુમાવીને એને લાગ્યું કે એ જાણે હવે મુફલિસનો પણ મુફલિસ બની ગયો છે. એની આ છબી જેવી અદ્ભુત હતી તેવી જ અનન્ય હતી. હવે એ મિત્ર આ દુનિયા ઉપર હતો નહિ. છબી કરનારો ચિતારો પણ હતો નહિ. એની પાસે એ બન્નેની યાદમાં રહેલી આ એક અણમોલ કૃતિ હતી. શહેનશાહ જહાં-




વીંધી નહિ નાખું ? મેં ઇંગ્લંડનાં રણમેદાનો જોયાં છે !'

જવાબમાં ભારે બહાદુરી હતી. પણ અત્યારે સેનાપતિને એનો ઉપયોગ ન હતો. એણે બીજા તરફ દૃષ્ટિ કરી. બીજાએ કહ્યું: "મારા સુંડદા ઉપર જ મારી સ્ત્રીને આંહીં રાખવાનો નિશ્ચય લઇ શકાય. હું સુંડદું નથી, હું માણુસ છું!"

ત્રીજાનો જવાબ આવ્યો: "સાહેબ ! હું પોતે લડાઇમાં મરવા માટે તૈયાર છું. બૈરાં-છોકરાંને ખાનમાં રાખવાનું મારાથી નહિ બને !"

એ વખતે, અત્યંત શાંત, મક્કમતાભર્યો, વીર પ્રત્યુત્તર આ વિન્સેટ આયરનો હતો: "જો આવી રીતે આપણા તમામનું કોઈ પણ હિત સધાતું હોય તો સાહેબ ! હું મારી પત્ની અને છોકરા સહિત આંહીં ખાનમાં રહીશ. રહેવા તૈયાર છું !"

નેપોલિયનના ઇતિહાસકારે માણુસમાં રહેલી વીરત્વની ભાવનાના ત્રણ પ્રકાર ગણાવ્યા છે. તેમાંથી વીરત્વનો છેલ્લો ને ઉચ્ચત્તમ પ્રકાર જાતસમર્પણનો છે.

આવા જાતસમર્પણ વીરો વિના કોઈ પણ રાષ્ટ્ર મહાન બની શકતું નથી. તાત્કાલિક રોટલાના ટુકડાનો લાભ પડાવી લેવાનાં જુદ્ધ તો શેરીનાં કૂતરાં પણ લડી શકે શકે છે ! કુતરિયાં જુદ્ધથી કોઈ પ્રજા મહાન બની નથી ! જાતસમર્પણી શાંત જુદ્ધ તો નરોત્તમની મૂડી છે !

[ ૫ ]

એક વખત એવું બન્યું કે, વીરોનો પણ વીર, દિલ્હીના અઢારસો સત્તાવનના ઘેરામાં કોણ હતો એની ચર્ચા ચાલી. ચર્ચા ચલાવ-નારાઓ તો સામાન્ય સિપાઈઓ હતા. પંડિતજન કે પ્રાજ્ઞ ન હતા.

એક જણાએ કહ્યું: "આ લડાઈમાં મેજર બ્રાઇન્ડ–એના જેવો કોઈ વીર ન હતો. લડાઈના ઘેરા દરમ્યાન એણે એક પળ પણ આંખ મીંચાવા દીધી નથી. જ્યારે જુઓ ત્યારે જાગતો ને જાગતો. એણે ઊંઘ ઉપર તો જાણે સવારી કરી હતી ! ખરી રીતે એને પગથી માથા સુધી 'વિકટોરિયા ક્રોસ'થી ભરી દેવો જોઈએ ! એની એવી બહાદુરી હતી !'

'વિકટોરિયા ક્રોસ' જેને મળવો જોઈએ તે તો મરી ગયો, ફેગન સાહેબ' બીજાએ કહ્યું: 'ખુદા ખેર કરે એને. એના જેવો વરસભ ઝડીમાં દોડનારો આપણે કોઈ જોયો નથી ! એ તો કહેતો કે એની માએ કહ્યું છે કે એ અમર છે, માટે એ અમર છે !'

'એ તો ભાઈ! આપણે દેશી રહ્યા ને દેશીમાં કાંઇ નથી એમ માનનારા રહ્યા એટલે શું થાય ? બાકી માનઅકરામ જો તમારે સર્વોત્તમ વીરને આપવાં જ હોય તો કોક ને કોક દેશી માણુસ પણ મળી રહે. અરે ! બીજા કોણ ? મેજર સ્કોટના હાથ નીચે ઘેરા વખતે જેમણે કામ કર્યું એમને સંભારોને ! રાતે કામ થાય નહિ ને દિવસે તો બંદૂકોની ગોળી-ઓનો વરસાદ વરસે. ખબર છે આ 'નેટીવ પાયોનીયરર્સ' કેમ કામ કરતા ? એક જણો મરે, પાછળ કામ કરનારની આંખમાંથી એક બે આંસુ ખરે, એ તરત એને એક તરફ છોડી દઈને કામ આગળ વધે ! આમાંથી કોઈ બહાદુર નહિ ?'

'જુઓ ભાઇ ! તમે સૌ કહી રહ્યા ? હવે ખરો બહાદુર કોણ હતો એ હું કહું છું!'





અમારે એ તમારું મૂળ ચિત્ર પાછું સોંપવાનું હતું. અમને કાંઈ માહિતી મળતી નથી એટલે તમને બોલાવ્યા છે. અમને ખબર પડતી નથી કે આમાં તમારું મૂળ ચિત્ર કયું છે. અને એની નકલ કઈ છે! એટલે તમને બોલાવ્યા છે. તમે તમારું મૂળ ચિત્ર ઓળખી કાઢીને લઈ જાઓ!'

થોમસરો તો દિંગ થઈ ગયો. એનું મૂળ ચિત્ર કયું છે ને કઈ એની નકલ છે. એની ગતાગમ પડે તેમ ન હતું. ગમે તેટલું બારીક નિરીક્ષણ એ કરે તો પણ એ પોતે એ કળી શકે તેમ લાગ્યું નહિ! ભારે આશ્ચર્યની વાત હતી, પોતાનું મૂળ ચિત્ર એ પોતે ઓળખી શકતો ન હતો!

'ઉપાસના તે આનું નામ! અંગ્રેજ પોતાના મનમાં ને મનમાં ઘા ખાઈ ગયો હતો. પણ તરત જ એના કાન પાસે પાછળથી અવાજ આવતાં એ ચમકી ઊઠ્યો.

ચિત્રકાર આવી રહ્યો હતો.

[ ૪ ]

**જગદીશપુર**ના જમીનદાર કુંવરસિંહે જ્યારે અઢારસો સત્તાવનમાં અંગ્રેજો સામે રણમેદાનમાં પોતાની એંશી વરસની વયોવૃદ્ધ કાયાને પણ હોમી–એટલો બધો એને આ પરદેશીઓની કાગળભટકણુ અન્યાયી વૃત્તિનો માર વાગી ગયો હતો–ત્યારે તો બિહારના ગામડે ગામડે એક જ પૃચ્છા થઈ રહી: કુંવરસિંહે રણવાટ લીધી? ત્યારે તો હવે વિજય આપણો જ છે.

કુંવરસિંહે વીસહજાર માણસોને છ મહિના ચાલે એટલો દાણો જગદીશપુરમાં ભર્યો હતો. અંધારઘેરાં ગાઢ જંગલોમાં એની ખોળ કરનારા કૈંક મૃત્યુને ભેટી ગયા હતા. બિહારમાંથી તો અંગ્રેજોનો વાવટો ઊખડી જાશે એવો ભય સાચો લાગતો હતો.

પણ એ વખતે એક અંગ્રેજે અંગ્રેજોનું નાક રાખ્યું. એનું નામ વિન્સેન્ટ આયર.

એનામાં અજબ કુનેહ હતી. એની જ શૂરવીરતા હતી. પણ સૌથી વધુ તો એ કે એનામાં અદ્‌ભુત શ્રદ્ધા હતી. પોતાના દેશ માટે સર્વસ્વ હોમવાની શક્તિ હતી.

અફઘાનિસ્તાનની કાબુલ–કંદહારની ડુંગરમાળાઓ એની એ ઠંડી તાકાતનો પરિચય પામ્યાં હતાં. વિન્સેન્ટ આયરની ત્યાં બનેલી એક વાત હતી.

અફઘાનિસ્તાનની પહેલી લડાઈનો એ સમય. એ વખતે અંગ્રેજોને માથે ભારે વીતી ગઈ. દેશ તો છોડવો પડ્યો, પણ એના શબ્દનો ભરોંસો કરવા પણ કોઈ અફઘાન અમીર તૈયાર ન હતો. અંગ્રેજોની રમત એમને જ ભારે પડી ગઈ હતી. એમના પગ એમના ગળામાં જ ભરાણા હતા. અફઘાન અમીર મહમ્મદ અકબરખાને માગણી મૂકી હતી: 'ચાર અંગ્રેજ ઑફિસરોને, બૈરાં છોકરાં સીખે, બાનમાં સોંપતા જાઓ–જવું હોય તો!'

એ વખતે તો આ માગણી સામે બીજો કાંઇ ઉપાય ન હતો. ઑફિસરોને મુકાય પણ બૈરાંછોકરાંને? વાટાઘાટ હજી ચાલી રહી હતી. દાણો દાબવા સેનાપતિએ એક પછી એક ઑફિસરને આવી માગણી માટે પૂછ્યું.

એકે જવાબ આપ્યો: 'બાનમાં શું સ્ત્રીને પણ રાખવાની છે એમ? મારી રાઈફલ હજી આબાદ નિશાન લે છે. સાહેબ! હું સ્ત્રીને આંહીં રાખવા કરતાં–મારી ગોળીથી એને પહેલાં

'એ લેવા હું તૈયાર છું મહારાજ! હું એ મેળવવા માટે તો આવ્યો છું!'

વૃદ્ધ મહાત્માએ ગૌતમને ત્રણ કાળાં કબૂતર આપ્યાં કહ્યું કે, 'જ્યારે આ ધોળાં થશે ત્યારે એ જ્ઞાનનો અધિકાર મળશે. ત્યાં સુધી રાહ જોવાની. આવતી કાલે એમનું શું થયું એ કહેવા આવજો.'

બીજે દિવસે ગૌતમ આવ્યો. દરેક કબૂતરને એક એક ધોળું પીછું હતું.

મહાત્માએ કહ્યું: 'આ પ્રમાણે હમેશાં એક એક પીછું ધોળું થતું જશે. એ આખાં શુક્લવર્ણી બને પછી, બીજી વાત એ કે, એમનું તું ભોજન કરે તો આ જ્ઞાન મળે!'

ગૌતમે એમને પાંજરામાં સાચવ્યાં, જાળવણી માંડી. કબૂતર તો હમેશાં એક એક પીંછું ધોળું કાઢે. એમ ને એમ સાત વર્ષ વહી ગયાં. સાત વર્ષે કબૂતર ત્રણે ધોળાં થઈ ગયાં, અને દેખાવમાં ઘણાં સુંદર બની ગયાં. હવે તો માત્ર એક પીંછું કાળું રહ્યું છે. અને એક નવું આશ્ચર્ય પણ થયું છે. અત્યાર સુધી તો એ કબૂતરના જેવું ઘૂઘૂ કરી શકતાં હતાં. હવે તો એ મુક્તકંઠે જાણે ગાતાં હોય એમ લાગે છે. કોકિલાના જેવું પંચમસૂરી ગાન!

છેલ્લું કાળું પીંછું અદૃશ્ય થાય એની ગૌતમ રાહ જુએ છે!

છેવટે એક છેલ્લું કાળું પીંછું હતું તે પણ અદૃશ્ય થઈ ગયું!

અને તે જ દિવસે ગૌતમના મનમાં એક વિચાર આવ્યો: 'હું આ મૃત્યુને હરાવવાનું રહસ્ય જાણવા આવ્યો છું એ સાચું. પણ એમાં આ કબૂતરનો શું વાંક છે? અને વળી એમને ભોજનમાં લેવાં એ ન્યાય ક્યાંનો? આ વસ્તુ જ બરાબર નહિ હોય કે, મૃત્યુનું શું રહસ્ય છે એ જાણવામાં પહેલું આ જ જાણવાનું હોય કે, જેમ તમે જીવનને ગણો છો તેમ જ મૃત્યુને ગણતાં શીખો. એ બન્નેનો ભેદ તો જ ટળે. આમ નહિ હોય?'

અને એણે તરત પીંજરાનું બારણું ઉઘાડી નાખ્યું. ત્રણે પંખીને મુક્ત કરી દીધાં. ઉડાડી મૂકયાં. પછી તે મહાત્મા પાસે ગયો. પોતાને જે વિચાર આવ્યો હતો તે કહ્યો.

'બસ ત્યારે ગૌતમ! એ જ સાચું રહસ્ય છે. જેમ જીવન છે તેમ જ મૃત્યુ છે. જીવનનું મૃત્યુ એમ તમે માનો છો ત્યાં સુધી મૃત્યુ છે. પણ જીવન છે તેમ મૃત્યુ છે એમ જ્યારે જાણો છો, ત્યારે તમે મૃત્યુને નિવારી શકો છો, કારણ કે પછી મૃત્યુ રહેતું નથી. એ રહે છે જ આપણા મનમાં.'



## ફુગાવાનો ફુગ્ગો

૧૯૪૭ના ફેબ્રુઆરીની અધવચ્ચે હિંદુસ્તાનમાં કુલ ૧૨ અબજ ૫૭ કરોડ રૂપિયાની નોટો ચલણમાં હતી. ૧૯૪૦થી આજ સુધીમાં દર વરસે આગલા વરસની સરખામણીમાં નોટોની કિંમતમાં આટલા ટકાનો વધારો થતો આવ્યો છે—

૧૯૪૦-૨૧·૩%; ૧૯૪૧-૧૪·૫%; ૧૯૪૨-૭૧·૩%; ૧૯૪૩-૬૦·૬%; ૧૯૪૪-૨૯%; ૧૯૪૫-૨૧·૯%; ૧૯૪૬-૮·૩%.





એક સિપાઈ છેવટે બોલ્યોઃ 'તમામેતમામ બહાદુરોમાં' ખરો બહાદુર જુમ્મો ભીસ્તી હતો. બ્રાઇન્ડ પણ નહિ ને ફ્રેગન સા'બ પણ નહિ. ચારે તરફથી ગોળિયોનો વરસાદ પડતો'તો. માણસો ટપોટપ મરતાં'તાં. એ વખતે જાણે કાંઈ ન હોય તેમ એક જુમ્મો ભીસ્તી પોતાની મસક ભરી ભરીને તરસ્યાને, અપંગને, ઘાયલને, મરતાંને પાણી પાઇ રહ્યો હતો. એને મન કોઈ દોસ્ત નથી, કોઇ દુશ્મન નથી, કોઇ લડનાર નથી, કોઈ મરનાર કે મારનાર નથી. એને મન સૌ તરસ્યા છે. અને એ પાણી પાનારો છે! વરસતી બંદૂકોની ઝડીમાં એ પોતાનું કામ કરી રહ્યો છે! આ એનું નામ બહાદર બંકડો–!'

સૌએ એકીસાથે પોકાર કર્યોઃ 'બહાદરનો બહાદર આ જુમ્મો ભીસ્તી! એ ખરો બહાદર!'

[ ૬ ]

**ભગવાન** તથાગત એ વખતે હજી ગૌતમ નામે પ્રસિદ્ધ હતા. હજી બુદ્ધ થયા ન હતા. એમને મૃત્યુનું રહસ્ય જાણવું હતું. ખબર મળી કે મેરૂપર્વતની પાસે એક જ્ઞાનવૃદ્ધ મહાત્મા રહે છે, એમણે મૃત્યુને જીત્યું છે. એ મૃત્યુ વિષેનું રહસ્ય જાણે છે. એ જ્ઞાનપ્રવાસ એમણે ખેડયો.

ચાલતાં ચાલતાં મેરૂપર્વત આવ્યો. પેલા મહાત્મા પણ મળ્યા. જ્ઞાનગોષ્ટિ શરૂ થઈ.

'મારે જાણવું છે મહારાજ! મૃત્યુ વિષે તમે શું જાણો છો? મૃત્યુને નિવારાય શી રીતે?'

વૃદ્ધ મહાત્મા પ્રસન્ન દૃષ્ટિથી જોઈ રહ્યા. 'પણ આ જ્ઞાન મેળવવાનો અધિકાર–ગૌતમ! તેં એ પ્રાપ્ત કર્યો છે?'

'હા–એ અધિકાર મેં મેળવ્યો છે!'

'કંચનનો મોહ એ તજી શકાયો છે?'

'હા.'

'અને કામિનીનો?'

'એ પણ.'

'એ બન્નેના કરતાં વધારે દુષ્કર એવો તો કીર્તિનો મોહ છે. એનું શું?'

'એ પણ રહ્યો નથી!'

'આ મોહ શી રીતે છૂટયા?'

'એમના વિષે વિચાર કરવાથી. એમનામાં શંકા ઉત્પન્ન થવાથી. એમની અનિશ્ચિતતાની ઝાંખી મળવાથી.'

'ત્યારે તો બરાબર! કંચનનો રાગ ગયો. કામિનીનો ગયો. કીર્તિનો ગયો. પણ જીવન–જીવનનો પોતાનો રાગ? સૌથી વધુ પ્રિય તો જીવન છે. એનો રાગ? એ ગયો? એ જાય તો જ મૃત્યુને નિવારી શકાય. એના વિના નહિ!'

'પણ જીવન શું છે મહારાજ? જીવન કોને જાણવું?'

'જીવન એટલે 'તું પોતે જ.'

'પણ 'હું પોતે' એટલે શું?'

'"તું પોતે" એટલે "તમારી તમારામાં આસક્તિ" એ ન હોય તો તમે પોતે ન હો! તમે પોતે ન હો એટલે જીવન ન હોય. જીવન ન હોય એટલે મૃત્યુ ન હોય. આ જ્ઞાનનું આ રહસ્ય છે.'

એ વાતની એમને મુદ્દલે ખબર નથી હોતી. મરજીથી કે નામરજીથી વિચાર વગર તેઓ ઘણું‘ખરું જૂઠું બોલે છે. ને આવા અંશો હોવા છતાં, ભાવના અને ઊર્મિની પૂર્ણ પ્રામાણિકતા તેમનામાં જ રહેલી છે ને તેને પોતાના નિર્ણયો દ્વારા પ્રગટ કરે છે. એ નિર્ણયો આવેશયુક્ત, અણધાર્યા, અગ્રાહ્ય ને વિચારહીન હોય છે. આપણા તર્ક, કાળજી અને બધી જ ગણતરી ત્યાં આગળ ઊંધી વળી જાય છે! એમના અણધાર્યા ને ઓચિંતા નિર્ણયો આપણે પુરુષોને માટે તો સદાએ અણઊકલ્યા કોયડાઓ જ રહે છે. આપણે મનમાં પૂછીએ છીએ: ‘ શું આ સ્ત્રીઓ પ્રામાણિક હશે કે પછી નાટક ભજવી રહેલ છે?’

પણ, દોસ્ત! આ પ્રામાણિકતા અને અપ્રામાણિકતા બન્ને તેમનામાં એકીસાથે ને એક જ વખતે હોઈ શકે છે. તેમનો સ્વભાવ છે કે બન્નેનો અતિરેક થાય ત્યાં સુધી તેમને જાળવવા. છતાં, નથી તેઓ પ્રામાણિક કે નથી અપ્રામાણિક:

સારામાં સારી સ્ત્રીઓ પણ પોતાનો હેતુ પાર પાડવા કેવી કેવી રીતોનો ઉપયોગ કરે છે એનો વિચાર કરવા જેવો છે. એમની રીતો ગૂંચવણભરેલી છતાં તદ્દન સાદી હોય છે. એટલી ગૂંચવણભરેલી હોય છે કે આગળથી આપણે એનો પાર પામી શકતા નથી ને એટલી સાદી હોય છે કે એના સકંજામાં સપડાઈ ગયા પછી આપણે વિચારીએ છીએ: ‘ ઓહ! કેવી સહેલી ને સાદી રીતે એણે મને મૂર્ખ બનાવ્યો!’

અને જ્યારે પરણવા માગે છે ત્યારે એમની આ રીતનો તેઓ ખાસ ઉપયોગ કરે છે.

એ છોકરી ‘પ્રતીક’ હતી. એની આગળ એ બેસતી ને એના ચિત્રો માટે નારીરૂપો આપતી. સુંદર હતી. ચપળ હતી. સૌ એને રૂપસુંદરી કહેતા. એક ને એક સુન્દર સ્ત્રીને વારંવાર જોવાથી પુરુષ તેના પ્રેમમાં પડે છે તેમ મુકુલ એના પ્રેમમાં પડ્યો. એ માનતો કે શ્યામાને એ ખરેખર ચાહે છે. આ એક ખરેખર અલૌકિક ઘટના કહેવાય કે પુરુષને એકાદ સ્ત્રી મળે છે ને પછી એને સો ટચની ખાતરી થઈ જાય છે કે જીવનભર એ એના વિના નહિ જીવી શકે. એને ખ્યાલ હોય છે કે પહેલાં પણ એને એવી જ લાગણી થયેલી. એને પૂરો અનુભવ હોય છે કે આવી લાગણી તૃપ્ત થતાં ઘૃણા ઉત્પન્ન થાય છે. એ એમ પણ માને છે કે આખુંયે જીવન એક બીજા માનવી સાથે વિતાવવા માટે જડ પ્રાણીઓમાં નજરે પડતી ક્ષણિક વાસનાની જરૂર નથી, પણ આત્માના સખ્યની જરૂર છે; સ્વભાવ રુચિ અને લાગણીની સંવાદિતાની જરૂર છે. ઇંદ્રિયોના ઘેનમાંથી જન્મતું આકર્ષણ અને આત્માના ઊંડાણમાં અનુભવાતું, બન્નેના અદ્વૈતનું આકર્ષણ—એ બન્ને વચ્ચેનો ભેદ સમજવાની એનામાં તાકાત હોવી જોઈએ.

ગમે તેમ, મુકુલના મનમાં પૂરેપૂરી ખાતરી થઈ ચૂકી હતી કે એ શ્યામાને ચાહે છે, અનંતકાળ સુધી એને જ વફાદાર રહેવાના એ સેંકડોવાર સોગન લઈ ચૂક્યો હતો. ને કદી બીજી કોઈ સ્ત્રીની સામું જોતો પણ નહિ.

ને એ પણ ખરેખર ગજબની આકર્ષક હતી. લાખોમાં એક મળી આવે એવી ચપળ, મધુર, સૌન્દર્યવાન મુગ્ધા. તરેહતરેહની ગાંડીઘેલી અનેક વાતો કરતી ને કહેવાની રીતથી વાતને અત્યંત રસિક બનાવી દેતી. મનોહર સૌન્દર્યથી ભરેલો એનો ચહેરો કદી પણ એનું નૈસર્ગિક સૌન્દર્ય ગુમાવતો નહિ, જાણે કે ચિત્રકારની નકલ માટે સદાએ તૈયાર! એની પ્રત્યેક ક્રિયામાંથી સૌન્દર્ય ટપકતું. જ્યારે એ હાથ ઊંચો કરતી, બસમાં ચઢવા માટે વાંકી વળતી કે મિત્રો સાથે હાથ મિલાવતી ત્યારે એની ગતિ અને ક્રિયા સમયસરના ને યોગ્ય જ હોવાનાં. કોઈના પણ મનને હરી લેવાનું એનામાં અનુપમ સામર્થ્ય હતું.

લાંબા વખત સુધી શ્યામાને કદી સમજાયું નહિ કે એ પણ બીજા બધા ‘પ્રતીકો’ જેવી જ છે.

ઉનાળાના દિવસોમાં હવાખાવાના એક સ્થળમાં બંગલો ભાડે લઈને એ લોકો રહેતા હતા.

મારા એ મિત્રોના સંબંધમાં જ્યારે આરંભકાળના ઘર્ષણે સ્થાન લેવા માંડ્યું હતું તે સંધ્યાકાળે હું તેમની સાથે જ હતો.

# પ્રતીક

અનુવાદક : ભૂપેન્દ્ર ઉપાધ્યાય

સ્થાન ખૂબ રમણીય હતું. રાજમાર્ગની બત્તીઓ નગરને બીજના ચન્દ્રની શોભા અર્પતી હતી. નદીના સુન્દર કિનારા ઉપર ઉલ્લાસમગ્ન નગરજનો સંધ્યાકાળે ફરવા આવતા. કેટલાયે રસિકો નદીમાં સ્નાનની મઝા માણતા ને એમની લીલા કાંઠે ઊભેલા લોકો નિહાળતા. પાસેના બગીચામાં રંગબેરંગી વસ્ત્રો ધારણ કરેલી સ્ત્રીઓ ઉદ્યાનના પુષ્પશી શોભતી હતી. બાળકો તોફાનમસ્તી કરતા. સ્ત્રીઓ સાહેલીઓ સાથે ગોષ્ટિઓ ચલાવતી, યુવાનો ટોળટપ્પાં ઉડાવતા ને વૃદ્ધો એકસ્થાને બેસી શાન્ત ચર્ચાઓ કરતા. તો વળી, આ ભીડ અને કોલાહલથી ભાગી દૂર દૂર બેસી કેટલાક નિરવતાનો આનંદ માણતા. આ સોહામણા વાતાવરણમાં મધુરતા અને વિવિધતા હતી.

અહીં એક પ્રખ્યાત યુવાન ચિત્રકાર પૈડાવાળી ખુરસી પાસે ચાલતો હતો. એ ખુરસી પર એની અપંગ પત્ની બેઠી હતી. અસહાયતાની લાગણી એને કારુણ્યમયી બનાવી દેતી. એક નોકર ખુરસીને ધીરે ધીરે ધકેલતો. એ અપંગ સ્ત્રી આજુબાજુ પથરાઇ રહેલા આનંદ, ઉલ્લાસ, રંગીન આકાશ ને પ્રફુલ્લિત સૂર્યપ્રકાશ તરફ વિશાદભરી નજરે જોયા કરતી.

બન્ને એકબીજા સામે ન તો જોતા હતા, ન તો વાત કરતા હતા. "બસ, અહીં થોભીએ" થોડી વાર પછી સ્ત્રીએ કહ્યું.

અને તેઓ અટક્યા. ખુરસી સાથે જોડેલું નાનું ટેબલ નોકરે છૂટું કરી ચિત્રકારને આપ્યું ને તેના ઉપર તે બેઠો. નોકર દૂર ગયો.

હાલ્યાચાલ્યા વિના મૌનપૂર્વક બેસી રહેલા આ યુગલ તરફ કરુણાપૂર્વક દૃષ્ટિ ફેંકીને લોકો ત્યાંથી પસાર થતા હતા. એ બેનો પ્રેમસંબંધ નગરની જાણીતી દંતકથા હતી : મુકુલ કલાર્થી શ્યામાને પરણ્યો હતો, એ અપંગ હતી તો પણ; એના પ્રેમથી આકર્ષાઇને.

થોડેક દૂર રેતી ઉપર વાતચીત કરતા બે યુવાનો બેઠા હતા.

'ના. એ સાચું નથી. મુકુલને હું સારી રીતે ઓળખું છું; એ મારો મિત્ર છે.'

'તો પછી, એ એને શા માટે પરણ્યો ? લગ્ન વખતે પણ એ આવી જ અપંગ હતી, નહિ ?'

'હા. એ અપંગ હતી તો પણ એ એને પરણ્યો...ઠીક છે, પરણ્યો. માણસ પરણે છે તેમ... પણ એ જરા મૂરખ હતો.'

'પણ, બીજું કાંઇ કારણ તો હોવું જોઇએ ને ?'

'દોસ્ત, બીજું શું કારણ ? બીજું કશું જ કારણ નથી. માણસ મૂર્ખ છે, કારણ કે એ મૂર્ખ હોય છે. ને, તું જાણે છે ? ચિત્રકારો કે કલાકારો વિચિત્ર લગ્નો કરવામાં શૂરા હોય છે ! તેઓ હંમેશાં કોઈ 'પ્રતીક'ને પરણી જાય છે કે જે કોઇની નહિ ને કોઈની પ્રિયતમા, રખાત ઇત્યાદિ હોય છે; કહોને કે ભંગાર માલ જેવી. પણ એમ તેઓ શા માટે કરે છે ? કોઈ જાણતું નથી. 'પ્રતીક' નામે ઓળખાતા એ પ્રાણીનો સતત સહચાર એમને માટે એ જ જાતની સ્ત્રીની અનિવાર્ય આવશ્યક્તા ઊભી કરી દે છે. એમને નમૂના તરીકે બેસાડે છે ને પછી પત્ની તરીકે પરણી જાય છે. આ માટે તો તારે 'આર્ટીસ્ટસ વાઇવસ' વાંચવું જોઈએ. પુસ્તકોમાં એ રત્ન જેવું છે. ખૂબ સાચું છતાં ખૂબ જ ક્રૂર !

'આ લોકોની બાબતમાં અતિ કરુણ છતાં અસાધારણ એવો એક બનાવ બન્યો હતો. કહોને કે શ્યામાએ સુખદ અન્તવાળું એક નાટક જ ભજવ્યું છે ! એ મુકુલના પ્રેમમાં હતી કે એનો પ્રેમ સાચો હતો એવા પ્રશ્નોના ચોક્કસ જવાબ, આ પ્રકારના કિસ્સાઓમાં કોઈ પણ આપી શકે એમ નથી હોતું. સ્ત્રીના કોઈ પણ કાર્યમાં નિષ્ઠા અને ક્રૂરતાના કેટકેટલા અંશો રહેલા છે એ કોઈ પણ સમજી શકવા સમર્થ નથી. વખત આવે છે ત્યારે એમનામાં પૂરેપૂરી નિષ્ઠા હોય છે પણ એમની લાગણીઓ તો સદાએ બદલાતી રહે છે. સ્ત્રીઓ સ્વાભાવિક રીતેજ ભાવપ્રચૂર, સદોષ, વફાદાર, વીર કે અધમ હોય છે. વિવિધ લાગણીઓના ઊછળતા તરંગો ઉપર તેઓ આમથી તેમ ઝોલા ખાય છે, ને



'તું શું કરવા માગે છે?'

'હું કાંઈ વેશ્યા નથી. તમને મારી જરૂર હતી ને તમારી ઇચ્છા પાર પડી. મેં તમારી પાસે કશાની માગણી કરી નથી. તમે મને આમ તરછોડી દઇને નહિ જઈ શકો, સમજ્યા?'

મુકુલે પગ પછાડ્યા,

'હવે, બહુ થઈ ગયું. તું એમ સમજતી હશે...' મારે મુકુલને પકડી લેવો પડ્યો. 'ભાઈ શાન્ત બન, બધું મારા ઉપર છોડી દે.' મેં કહ્યું.

હું શ્યામાની પાસે ગયો. ધીરે ધીરે માનપૂર્વક એને સમજાવવા માંડી. આવી બાબતોમાં જે કાંઇ દલીલ થઈ શકે તે બધી જ કરી. હાલ્યાચાલ્યા વિના શાન્ત ચિત્તે, એક પણ અક્ષર બોલ્યા વિના એ મને સાંભળી રહી. છેવટે બધી જ દલીલો ખૂટી ગઇ અને વસ્તુના સુખદ અંતની આશા ગુમાવી એટલે મેં છેલ્લો પાસો અજમાવ્યો:

'બ્હેન, એ તને ખરેખર ચાહે છે, પણ એના માબાપ ઇચ્છે છે કે એણે હવે તુરતમાં પરણી જવું જોઈએ. કેમ, તમે સમજ્યાં ને?'

એ તાકી રહી,

'એમ! એવું છે ત્યારે...' ને પછી મુકુલ પાસે જઇને કહ્યું, 'ત્યારે તમારે...તમારે પરણવું છે?'

મુકુલે કઠોર બનીને કહ્યું:

'હા.'

એ એક ડગલું આગળ વધી.

'તમે પરણશો તો હું નહિ જીવી શકું. હું મરી જઈશ.'

એનો ક્રોધ સમ્યો ન હતો. તિરસ્કારમાં ખભા હલાવી તેણે કહ્યું:

'બહુ સારુ. મરી જા ને!'

'શું કહ્યું? કહો...તમે ફરી કહો...'

એ ફરી બોલ્યો:

'મરવું હોય તો મરને'

ફિક્કી પડી ગઈ હતી તો પણ એણે બોલવાનું ચાલુ રાખ્યું:

'તમે એમ નહિ માનતા કે હું અમથી જ બોલી રહી છું. હમણાં આ બારીમાંથી કૂદી પડીશ.'

એ હસ્યો, બારી પાસે ગયો, બારી ઉઘાડી અને જાણે કોઇ મહેમાનને માર્ગ બતાવતો હોય તેમ નીચા નમીને કહ્યું.

'આમ થઇને, આ બાજુએથી.'

ક્ષણ સુધી એની સામે એ તાકી રહી. આંખમાં તોફાન ભર્યું હતું. ને પછી જાણે ખેતરની વાડ કૂદી જતી હોય એમ અમને બન્નેને પસારી કરી જઈ બારીમાંથી બહાર કૂદી પડી. અમારી દૃષ્ટિમાંથી અલોપ થઈ ગઈ.

ઉઘાડી બારીમાંથી એના શરીરને પડતું જોઈ રહેવાના પ્રસંગે મારા ઉપર પાડેલી અસર હું કદી પણ ભૂલી શકું એમ નથી. એ નાનકડી બારી ગગનના જેવી અગાધ અને અંતરિક્ષના જેવી શૂન્ય લાગતી હતી. હું આપોઆપ પાછળ ખસી ગયો, રખેને, હું પણ બારીમાંથી ગબડી પડું!

મુકુલ હાલ્યાચાલ્યા વિના પરિભ્રમમાં ઊભો હતો.

બિચારી શ્યામાના બન્ને પગ ભાંગી ગયા હતા. કદી પણ ચાલી શકે એમ રહ્યું ન હતું. એનો પ્રિયતમ આત્મનિર્વેદના અગ્નિમાં સળગી રહ્યો. શ્યામાની આ કરુણતાનું કારણ એ પોતે જ છે એમ એની લાગણીની તીવ્રતાએ સમજાવ્યું એટલે મુકુલ એને પોતાને ત્યાં તેડી ગયો ને પછી એને પરણી ગયો.

'દોસ્ત! વાત આમ બની છે.'

અંધારું થતું જતું હતું! લોકો પાછા ફરી રહ્યા હતા. શ્યામાને ઠંડી લાગી ને પાછા ફરવાની ઇચ્છા વ્યક્ત કરી. નોકરે ગાડી ઘર તરફ ધકેલવા માંડી. યુવાન પ્રખ્યાત ચિત્રકાર મુકુલ કલાથી એની અપંગ પત્નીની પૈડા-ખુરસીની સાથે સાથે ચાલી રહ્યો હતો. કેટલાય વખત થયા બન્ને એકબીજાની સાથે એક શબ્દ પણ બોલ્યા ન હતા.*

* મોં પાસાની એક વાર્તા પરથી.







એ એક અત્યંત સુશોભિત રાત્રી હતી. અમે નદી કિનારે ટહેલવા જવાનું પસંદ કર્યું. મંદ મંદ વહી જતાં નદીનાં પાણી ઉપર જ્યોત્સ્નાનો પ્રકાશ થનગનતો હતો. આવી પૂર્ણ રાત્રીના સંપર્કથી માણસના ચિત્તમાં ન સમજાય એવો જે આનંદ ઊછળી રહ્યો હોય છે તેવા આનંદમાં ભાન ભૂલેલા અમે ઉલ્લાસપૂર્વક ટહેલી રહ્યા હતા. આવા માદક વાતાવરણની અંદર કલ્પનાની કોઈ અજબ દુનિયા આપણે ઊભી કરીએ છીએ, ચિત્રવિચિત્ર ભાવનાઓ માણીએ છીએ ને એમાંથી ઊપસેલા પાત્રોની સંગે વિહાર કરવાની કાંઈ ઓર લિજ્જત અનુભવીએ છીએ. ચાંદનીનો શીતળ પ્રકાશ શરીરને વીંધીને આત્માને ઉજ્જવલ બનાવતો હતો. શાન્ત ચિત્તે મૌનની તાજગી અનુભવતા અમે ધીરે ધીરે નદીનાં પાણીની સમીપ કાંઠા ઉપર ચાલતા હતા. એકાએક શ્યામા જોશથી બોલી ઊઠી:

'ઓહ! પેલી મોટી માછલી કેવી કૂદી? તમે જોઈ?'

'હા. જોઈ.'

શ્યામાનો મિજાજ ગયો:

'ના. તમે જોઇ જ નથી. તમારી પીઠ ફરેલી હતી.'

મુકુલ હસ્યો:

'ખરી વાત છે. આવી સુન્દર રાત્રીએ મને બીજા કશાનો જ વિચાર નથી આવતો.'

થોડી વાર સુધી એ કાંઇ બોલી નહિ, પછી વાત કરવાની વૃત્તિ થઇ આવી એટલે પૂછ્યું:

'કાલે તમે મુંબઇ જવાના છો?'

'કાંઇ ખબર નથી.'

આ જવાબથી એ અકળાઈ ઊઠી:

'ફરવા જવું ને મુદ્દલે વાત ન કરવી એમાં જ ખરી મઝા છે એમ તમે માનતા હશો, નહિ? ડાહ્યા માણસો હંમેશાં વાત કરે જ છે.'

મુકુલે કાંઇ જવાબ આપ્યો નહિ. પછી થોડી વારે શ્યામાએ ઓસહજ દુરાગ્રહથી મુકુલને બિલકુલ નહિ ગમતા ગીતનો રાગડો તાણવા માંડયો. અમને અમારી બુદ્ધિનું અને મહત્તાનું અપમાન થતું હોય એમ લાગ્યું.

મુકુલે ફરમાવ્યું,

'બંધ કર.'

સામો ગુસ્સો કરી એણે પૂછ્યું,

'શા માટે બંધ કરું?'

'તું અમારી રળિયામણી રાત્રી બગાડી રહી છે.'

ને પછી સ્વાભાવિક રીતે જ જે અનિવાર્ય હતું તે બન્યું. કુત્સિત અને મૂર્ખાઈ ભરેલું! સામસામા આરોપો ને સવાલ જવાબો, ભૂતકાળના પ્રસંગોની યાદ, એકબીજાના અવગુણોનું પ્રદર્શન, અંતે અશ્રુઓ ને પછી ગૃહગમન. રાત્રીના સૌન્દર્યમાં ભાનભૂલેલા ને બેહૂદા આરોપોના તોફાનથી પરાજિત બનેલા મુકુલે ઝડપભેર ચાલી જતી શ્યામાને રોકી નહિ.

આ જાતના સંબંધો માણસની આસપાસ ન તોડી શકાય એવી અદશ્ય દીવાલો રચે છે, એ દીવાલોની અંદર સપડાયેલો ભગ્ન મુકુલ અનેક જાતનું મંથન અનુભવી રહ્યો હતો ને એને ટાળવાના પુરૂષાર્થ કરતો હતો. શ્યામા પોતાની ભાવવિષયક સત્તા દ્વારા એના ઉપર કાબૂ જમાવી જીવનને વિશાદભર્યું બનાવી રહી હતી. સવારથી સાંજ સુધી બન્ને લડતા, ઝઘડતા ને દુઃખી બનતા.

છેવટે આ બધાનો અંત આણવાનો એણે નિશ્ચય કર્યો. એ વખતે મુકુલ ચિત્રકાર તરીકે પ્રખ્યાત ન હતો. એણે એના ચિત્રનો સઘળો સરંજામ વેચી દીધો, દેવું કર્યું ને પચીસ હજાર રૂપિયા ભેગા કર્યા. ટેબલ ઉપર વિદાય-પત્ર સાથે પૈસા મૂકી એ ચાલી નીકળ્યો.

મારા ઘરમાં આવીને એણે આશ્રય લીધો.

તે જ દિવસે સાંજે અમારા ઘરનું બારણું ખખડયું. મેં બારણું ઉઘાડયું. મને બાજુએ હડસેલી એક સ્ત્રી એકદમ માળ ઉપર ધસી ગઈ. એ શ્યામા હતી.

તરત જ રૂવાબભેર બધી નોટો મુકુલના પગ આગળ ફેંકી, ધિક્કારપૂર્વક એ બોલી.

'આ લો, તમારા પૈસા. મારે નથી જોઈતા.'

એ ધ્રૂજતી હતી. ખૂબ નિસ્તેજ બની ગઈ હતી. એ શું કરી બેસે એ કલ્પવું મુશ્કેલ હતું. મુકુલ પણ ફિક્કો ને ફિક્કો પડતો જતો હતો. એનો ઉશ્કેરાટ અને ગુસ્સો એવા તો વધી ગયા કે મને ભારે ચિંતા થવા માંડી. એવા જ ક્રોધથી એણે પૂછ્યું.

**અમલદાર**-અને પિતા ?

**ઉમેદવાર**-૯૨મે વર્ષે ગુજરી ગયા. સંક્રાંતને દિવસે ચોથે માળે છાપરે ચઢી પતંગ ચગાવતા હતા, ૧૫ પતંગ કાપ્યા, પછી દોરી પકડવા દોડતાં પગ લપસી પડવાથી ગબડી રસ્તા પર પડી ગયા, અને ખોપરી ફાટી ગઈ.

**અમલદાર**-બંનેએ ભારે આયુષ ભોગવ્યું ! હકીકત સંપૂર્ણ રીતે સંતોષકારક છે.

### * વ્યાજબી જિજ્ઞાસા

**ગ્રાહક**-ચાના પ્યાલાનો શો દર છે ?

**હોટેલવાળો**-પેલી ઓરડીમાં બેસીને પીઓ તો દોઢ આનો, ટેબલ પર પીઓ તો એક આનો.

**ગ્રાહક**-ઊભો રહીને પીઉં તો ?

**હોટેલવાળો**-તો ત્રણ પૈસા ?

**ગ્રાહક**-અને એક પગે ઊભો રહીને પીઉં તો ?

### * ધીમેથી હાંકો

**ઇન્સ્પેક્ટર**-માસ્તર, ગઈ વખતે હું નિશાળ તપાસવા આવ્યો હતો ત્યારે તો અભ્યાસક્રમ નિયમિત ચાલેલો જોવામાં આવ્યો હતો. આ વખત આટલું થોડું કેમ ચાલ્યું છે ?

**શિક્ષક**-સાહેબ, ખાતાના નિયમ પ્રમાણે જ અમે ચાલીએ છીએ. આજકાલ વિદ્યાર્થીઓના મગજ ઉપર અભ્યાસનો સખત બોજો રહેતો હોવાના કારણથી કેળવણી ખાતાએ તાજેતરમાં દરેક નિશાળ પાસે થાંભલો દટાવી તેના ઉપર નીચેની મતલબનાં પતરાં જડાવ્યાં છે:-

નિશાળ

ધીમેથી હાંકો

એટલે અમે આસ્તે આસ્તે અભ્યાસ ચલાવીએ છીએ.

### * હતું તે જ ઠીક હતું.

**તંત્રી**-તમે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. તમારી જિંદગી જોખમમાં નાંખી તમે મને મદદ ન કરી હોત તો જરૂર હું ડૂબી જાત. કંઈ પણ આજ્ઞા કરો.

**કવિ**-તમારા માસિકમાં મારાં કાવ્ય છાપો.

**તંત્રી**-તો તો મને ફરીથી તળાવમાં જ નાંખો.

*

## કેટલી ખાંડ ખાવ છો ?

૧૯૪૩-૪૪, ૧૯૪૪-૪૫, અને ૧૯૪૫-૪૬ દરમિયાન હિંદુસ્તાનમાં અનુક્રમે ૧૨,૨૪,૦૦૦ ટન, ૯,૭૧,૯૬૨ ટન અને ૯,૫૦,૩૩૯ ટન ખાંડ પેદા થઈ હતી. ૧૯૪૬-૪૭ દરમિયાન એ આંકડો હજી ઘટીને ૯,૫૦,૦૦૦ ટન ઉપર આવી જશે એમ અંદાજવામાં આવે છે.

શ્રી. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ. એમના સંગ્રહમાંથી. પુસ્તકાકારે થોડા વખતમાં પ્રગટ થશે.

કૌશિકરામ વિ. મહેતા બી. એ.

## * પ્રાચીન કલાધર

**ડૉક્ટર**—મારો ધંધો સહુથી જૂનો છે. સાબિતીમાં જુઓ બાઈબલ, તેમાં કહ્યું છે કે પ્રભુએ આદમની પાંસળીમાંથી તેની પત્ની ઈવને કાઢી. આ કામ ડૉક્ટરનું જ હોઈ શકે.

**વિશ્વકર્મા**—બાઈબલનો ટેકો અમારા ધંધાને જ છે. તેમાં કહ્યું છે કે અવ્યવસ્થામાંથી પ્રભુએ વ્યવસ્થાની રચના કરી, અને રચના કરવાનું કામ અમારું છે.

**રાજદ્વારી**—બાઇબલનો ટેકો નથી તમને ડૉક્ટર સાહેબ! કે નથી તમને વિશ્વકર્મા મહાશય! એ ટેકો છે અમને એકલાને. અવ્યવસ્થામાંથી વ્યવસ્થાની રચના કરવામાં આવી, અર્થાત્ અંધેરમાંથી અજવાળું ઘડાયું. પરંતુ અંધેર ઉત્પન્ન કરનાર અમે નહિ તો બીજા કોણ? માટે અમારો ધંધો સહુથી પુરાણો.

## * એમ જ ચાલે

### પ્રવેશ ૧.

**અમલદાર**—તમારે વીમો ઉતરાવવો છે?

**ઉમેદવાર**—હાજી.

**અમલદાર**—તમારા કુટુંબની હકીકતથી વાકેફ છો?

**ઉમેદવાર**—હાજી.

**અમલદાર**—માતાપિતા હયાત છે?

**ઉમેદવાર**—નાજી.

**અમલદાર**—માતા કેટલામે વર્ષે ગુજરી ગયાં?

**ઉમેદવાર**—૪૧મે વર્ષે.

**અમલદાર**—શું થયું હતું?

**ઉમેદવાર**—દમનો વ્યાધિ હતો.

**અમલદાર**—પિતા ગુજરી ગયા ત્યારે તેમની ઉંમર કેટલી હતી?

**ઉમેદવાર**—૪૫ વર્ષ.

**અમલદાર**—શું થયું હતું?

**ઉમેદવાર**—દારૂના વ્યસનથી લિવર બગડ્યું હતું.

**અમલદાર**—બસ, પધારો.

### પ્રવેશ ૨.

**કારકુન**—ભલામાણસ! હું બધું સાંભળતો હતો. આવા જવાબ તે અપાય? વીમો ઉતરાવવો હોય તો તો નાટક ભજવવું પડશે. સાચું બોલશો તો માર્યા જશો. કોઇ પણ ઑફિસ તમને ઊભા રાખશે નહિ.

**ઉમેદવાર**—ખરે?

**કારકુન**—ખરેખર નહિ તો બીજું શું? એ તો એમ જ ચાલે.

### પ્રવેશ ૩.

**બીજી કંપનીનો અમલદાર**—તમારે વીમો ઉતરાવવો છે?

**ઉમેદવાર**—હાજી.

**અમલદાર**—બાપદાદાની હકીકત જાણો છો?

**ઉમેદવાર**—હાજી.

**અમલદાર**—માતાપિતા હયાત છે?

**ઉમેદવાર**—નાજી.

**અમલદાર**—માતા કેટલી ઉંમરે મરી ગયાં અને શાથી?

**ઉમેદવાર**—૮૫મે વર્ષે; આ કરતાં હતાં ત્યારે સ્ટવ ફાટયો, અને દાઝી મરી ગયાં.



અને એને પીરસી લઉં ત્યાં કામ પૂરું થઈ જાય. પણ ખરેખરી જીવન શૂન્યતા તો બીજી હતી. મનમોહન પાસે મારી સાથે વાત કરવા જેવું કાંઇ ન હતું. મારી પાસે મનમોહનને કહેવા જેવું કાંઈ ન હતું.

—અને હું એને શી રીતે મારા જીવનના આનંદમય પ્રસંગોમાં સમભાગી બનાવું? એ શંકાનો ખજાનો, અને મારા જીવનમાં તો નિશાળેના મેળાવડાની, વાર્ષિક ઉત્સવોની, અમારા શહેરના જાહેરપ્રસંગોની મેં ભજવેલી નાટકી ભૂમિકાના યશસ્વી પાઠની કીર્તિગાથા રમમાણ કરી રહી હતી. મન તો જાણે મારી વાત કહી નાખવાને, આતુર આતુર હતું. પણ અંદરથી અવાજ આવતો અરે! ભુંડી! આ બિચારો મનમાં ને મનમાં જ બળીજળી જાશે!

હું સંયુક્તા રાણી બનીને આવી ત્યારે ડોલી ગયેલા પ્રેક્ષકોની તાળી વધામણીને જાણે કે હું સાંભળી રહી હતી. અને પેલી મારી સહિયર ગુલાબ—એ પૃથ્વીરાજ બનતી—ત્યારે તો હું પણ એના ઉપર મોહી પડતી, એવો સરસ પુરુષસ્વાંગ એને શોભી ઊઠતો—એ બિચારી પણ કોણ જાણે કયાં હશે?

મારું મન મનમોહનને મેળવી લેવાને કેટલું આતુર હતું! મને થાતું કે મારા આનંદનો એને સમભાગી બનાવું પણ એનો જીવનરસ જુદી જ દિશામાં હતો! એને તો માણસોની હીલચાલમાંથી કાંઇક ને કાંઇક ગુનાહિત અર્થ કાઢવાનો હતો. મને તો માણસોના ભાવને રજુ કરવામાં આનંદ મળતો. એટલે અમારી નવજવાન અવસ્થાનું જબરામાં જબરું આકર્ષણ તો મારી ધૂપછાય ભરેલી સુંદરતાનું જ રહ્યું હતું!

એક દિવસ બપોરે હું બેઠી હતી. અચનાક મનમોહન આવ્યો. કોઈ દિવસ આ વખતે આવતો નહિ. મને એમાં કાંઈક ભેદ લાગ્યો. આગલે દિવસે મારાથી વાતવાતમાં અકસ્માત ગુલાબનું નામ નીકળી ગયું હતું. વાત તો પછી મેં ફેરવી તોળી—પણ એ ગુલાબ નામની છોકરીને બદલે છોકરો હોય, અને એના ઉપરનો મારો મોહ કાયમ હોય એવી ઘેરી શંકા એના દિલમાં બેસી ગઈ તે બેસી ગઇ, એના મનને એમ હતું કે હું મારું સર્વસ્વ એને ચરણે ન્યોછાવર કરી શકતી ન હતી. કાંઈક રાખી મૂકતી હતી. હું એને શી રીતે સમજાવું કે ન્યોછાવરી, અતળ ઊંડાણી પ્રવાહનો સમમેળ માગે છે. મેં પ્રયત્ન તો ઘણો કર્યો—ગુલાબ છોકરીની વાત કહેવાનો, પણ પછી તો વધુ પ્રયત્ને વધુ શંકા થઇ! અત્યારે એ આવ્યો ને મોટી શોધ કરી કાઢી હોય તેમ બોલ્યો:

'સાળો એ જ લાગનો છે. આજ પકડાયો. તારા ગામનો છે. તું કહેતી'તી ને છોકરી છે? આ તો નીકળ્યો કલમઘોરો! ગુલાબ! એ જ તારો નાટકવાળો!'

'કોની વાત કરો છો? શું છે?'

'નહિતર તો જાણે ખબર જ નહિ હોય! અને મારે બેટે કાગળ લખ્યો છે છોકરી બનીને!'

'હું તો આ તમારી વાતમાં કાંઇ સમજતી નથી!'

'તું તો કયાંથી સમજે? લે આ....' મનમોહને મારા ઉપર એક પરબીડિયું ફેંક્યું. એણે એ ફોડયું હતું. ઉપર ટપાલની આજની જ છાપ હતી. મેં અંદરથી કાગળ કાઢયો. અક્ષર ઓળખ્યા ગુલાબના અક્ષર! શૈશવનાં સંસ્મરણો, હું જરાક હર્ષમાં આવી ગઈ. પણ મેં મારા ઉપર તરત કાબૂ મેળવી લીધો.

'આનંદ—આનંદ થઇ ગયો ને!' તીખો કટાક્ષ આવ્યો. મનમોહન કેટલો ટીકીટીકીને મને જોઇ રહ્યો છે એ વિચારે હું ક્ષોભ પામી ગઈ.

'એ તો તમને પણ થાત! તમને ન થાત? તમારી સાથે ભણનારો કોઈ મળે તો? બાળપણ તો સૌને એવું વહાલું લાગે!'

'પણ તું તો કહેતી'તી ને છોકરી છે?'

'ત્યારે છોકરી નથી તો શું છે? આ રહ્યા એના અક્ષર, ગુલાબના. કાલે જ મેં એની વાત તો કરી'તી!'

'પણ આ તો કોઈ કલમઘોરો છે એનું શું? ને અક્ષર છોકરી જેવાય કાઢવાવાળા કાઢે છે!'





[ અનુસંધાન પાનું ૮તું ચાલુ ]

ક્યાંય નામનિશાન ન હતું. બપોરે માણસ માત્ર બફારાથી ને ધામથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યાં હતાં. હું થોડોક પવન ખાતી આછા વાદળઘેરા આકાશની સામે મીટ માંડીને, કવિ ન્હાનાલાલનું 'એવાં શાં આળ રાજ માયા ઉતારી !' એ મનમાં ને મનમાં લાડીલી ઢબે ગણગણતી ગણગણતી, કમળના હાથની સાથે રમી રહી હતી.

અચાનક ઘરના મેડા ઉપરથી બંદૂકનો ભયંકર ધડાકો ગાજી ઊઠ્યો.

ઉપર મારા પતિ મનમોહન સિવાય બીજું કોઈ હતું નહિ એણે જમાદારી નોકરીનો આરામ બંદૂક સાફસુફી માટે આજે કાઢ્યો હતો. હાંફળી ફાંફળી, પડતી આખડતી, બબ્બે પગથિયાં ઠેકતી, હું નીસરણી ચઢીને ઉપર દોડી ગઈ. મનમોહન ત્યાં લોહીના ખાબોચિયામાં પડ્યો હતો. પાણી ! પાણી ! એવો ધીમો અવાજ આવતો હતો.

એક ચિત્કાર પાડતી હું પાણી લેવા પાછી તરત નીચે દોડી ગઈ !

પણ હું પાછી ફરું ત્યાં મનમોહનનું પ્રાણપંખેરું ઊડી ગયું.

એ ગોઝારો દિવસ આજ પાછો મને હૈયે ચડી આવે છે ! તે દિવસે હતી એવી ગમગીની વાતાવરણમાં છે. તે દિવસે લાગતી હતી એવી, પંખીની વાણી, છાની દરદ ભરેલી લાગે છે. તે દિવસે હતી એવી, વાદળ-ઘેરી આજની છાયા જાણે કે કોઈક અદૃશ્ય ભાવિની શંકાને સંતાડી રહી છે ! પણ વધુ ભયંકર તો આ છે કે તે દિવસે મેં જોઈ હતી એવી વિષાદની ઘેરી છાયા કમળના ચહેરા ઉપર બેઠી છે ! કમળના ચહેરા ઉપર !

હાયરે ! એ ત્યાં ક્યાંથી આવીને બેઠી ? એ વિષાદ છાયા !

મનમોહનના ચહેરા ઉપર તે ગોઝારા દિવસે મેં એને જોઈ હતી, એ આજ પણ મને દીવા જેવું સ્પષ્ટ દેખાય છે. એના ચહેરા ઉપર સવારથી જ મૃત્યુની પાંખ જેવી એ ઘેરી વિષાદછાયા બેઠી હતી ! આજ પણ મને એ સાંભરે છે !

મનમોહનની વૃત્તિના પડછાયે પડછાયામાં મારો પ્રવેશ હતો; મારે કરવો પડ્યો હતો. એનો એ શંકાશીલ આત્મા હતો એટલે તો મારા અંતરમાં આજ દિવસ સુધી એક શલ્ય બેઠું છે. બંદૂકી કહેવાતો એ અકસ્માત મનમોહને હાથે કરીને તો નહિ કર્યો હોય ? મનમોહનને હું ઓળખું નાં !

હું જ્યારે પરણીને આવી ત્યારે મારાઅંગઅંગમાંથી એટલી એટલી અવનવી સુંદરતાની ધૂપછાંય ઊપડતી હતી કે એણે તો મનમોહનને દિવસો સુધી દીવાનો કરી મૂક્યો હતો. હું પોતે મારા ઉપર મોહી પડી હતી ને ! અમારો સંબંધ સુખે ચાલી રહ્યો હતો. પણ આ તાજગીના રમણીય મોહમાં પડેલી હું એક વાત તો પામી ગઈ હતી. અને એના પરિણામથી ધ્રૂજતી હતી !

મનમોહન જમાદારી કરતો. એની નોકરી જ હરપળે શંકા અને અવિશ્વાસ ઉપર ટકનારી. એના સ્વભાવમાં હરેક વસ્તુની શંકા થાતી. દરેક હીલચાલનો અવિશ્વાસ જન્મતો. પળેપળની આશંકા ત્યાં બેઠી હતી. તમારા ચહેરા ઉપર તમારા જ અંતરમાં ચાલી રહેલી કોઈ ઊર્મિ હાસ્યની લેરખી લાવે ને જમાદાર એ જુએ તો એને શંકા થાય !

તમે ઉતાવળાં ચાલ્યાં કે શંકા. રડ્યાં કે શંકા, બોલ્યાં કે શંકા. એમાં પાછી જે કુટુંબમાંથી હું આવી ત્યાં થોડોક સુધારો હતો. હરવાફરવા રમવા હળવા-મળવાની છૂટ હતી. આ થયો વાતાવરણનો તફાવત. બીજો તફાવત વધુ ભયંકર હતો. મનમોહન ભૂખડી બારસ હતો. હું સાધનસંપન્ન કુટુંબમાંથી આવી રહી હતી. ભર્યાભર્યા કુટુંબના આખા દિવસના કિલ્લોલ વિનોદભર્યા સ્થાનમાંથી આવતી હતી. અહીં મનમોહન હતો, લાઈનમાં આવેલી બે ત્રણ ઓરડી હતી, અને આખો દિવસ સાંકળ દઈને જાળી પાછળ બેઠેલી હું એકલી હતી ! મનમોહન નોકરી ઉપરથી આવે

અને આવા કોણ જાણે કેટલા વિરોધાભાસ એણે કહ્યા! એના નાનાભાઈએ અમારો સાત પેઢીનો ઈતિહાસ શોધી શોધીને એને કહ્યો હોય તેમ લાગ્યું! મનમોહન જેવો શંકાશીલ હતો તેવો જ પાછો લાગણી-પ્રધાન પણ હતો. એને લાગી આવ્યું હતું. એના મનથી એણે, કોઈ સ્વર્ગની પરીની જાણે કે વિશ્વાસ-ઘાતી વસ્તુ ગોતી હતી. એ ઉદાસ થઈ ગયો. એની પરી બેવફા હતી. એ છેતરાયો હતો.

એ ધૂનમાં ને ધૂનમાં એણે એક બે દિવસ તો ખાધું પણ નહિ. પરંતુ એને સમજણ આપવાનો મારો હરેક પ્રયત્ન મેં જોયું કે વધારે ને વધારે શંકાનાં વમળ ઉપાડતો હતો. પછી તો મેં એ પ્રયત્ન જ છોડી દીધો! મારા મનમાં શલ્ય છે. એ બંદૂકી અક-સ્માત નહિ—આપઘાત જ નહિ હોય? મનમોહનની મારી પાછળની ઘેલછા હું જાણું તો! એ ઘેલછા શંકાની કાંકરી પડતાં તો પોતાની જાતને પોતે ફેંકી દે એવી વિચિત્ર હતી!

પણ હાયરે! એ વીતેલી વાતો આજે આટલાં વર્ષે પાછી ફરી ઊખળશે એમ મેં કયાંથી ધાર્યું હોય? ભૂપાલ આવ્યો—મારો જ ભત્રીજો—એને હું આવવાની શી રીતે ના પાડી શકું? પણ મને શી ખબર કે એના દિલમાં હજુ જૂની-જૂની ખટક રહી ગઈ હતી. વેકેશન હતું, કમળ ને એ બન્ને જુદા જુદા પણ એક જ ભણતર ભણતો, એટલે એને આવવાની ના પાડવાનો કોઈ જ અર્થ ન હતો; હું ના પાડું તો ઊલટું કમળને મારા સંકુચિત માનસ વિષે શંકા થાય.

ભૂપાલ ને કમળ તો બે ક્ષણમાં જ જાણે જુગ-જૂના મિત્રો હોય એમ ભળી ગયા. એમણે કોણ જાણે કેટકેટલી વાતો કરી. કેટકેટલી મને પણ પૂછી. જૂનાં સંસ્મરણોની વેલીનાં પુષ્પનો પરિમલ જાણે મહેકી રહ્યો.

પણ ભૂપાલે તો કમળને ઝેર પાયું હતું, મને મૂરખીને એ ખબર તો એ ગયો, ને મેં કમળનો ચહેરો જોયો, ત્યારે પડી! હાય રે! મેં મારો વ્હાલો પુત્ર ગુમાવ્યો હતો. પોતાના પિતાના ખૂનીની જાણે હાજરી માત્રથી અભડાતો હોય એવો કમળ ત્યાં ઊભો હતો. મારો દીકરો ત્યાં ન હતો. એક પુરુષ પ્રગટયો હતો.

[ ૪ ]

અત્યારે રાત પડી છે. આકાશી અંધારામાંથી તારાઓએ ડોકિયાં કાઢયાં છે. અમારા નાનકડા એકાંત આવાસની આસપાસ કોઈ ફરકતું નથી. અમારા જીવનના ધરતીકંપની અમારા સિવાય કોઈને જાણ નથી. અને મહાભયંકર શંકા વમળનો ને ગેરસમ-જણનો મારે જે સામનો કરવાનો છે એ વસ્તુની મારા નાનકડા હૃદય સિવાય કોઈને ખબર નથી. આટલી નાનકડી બાબત ઉપર મારા તો આખા જીવનનો તાર અવલંબે છે–ને સાધનમાં મારી પાસે, મારા કમળ પ્રત્યેના નિઃસીમ પ્રેમ સિવાય બીજું કોઈ સાધન નથી અમારી આ નારીજીવનની ભયંકર યાતનાનો હું કમળને, મારા પુત્રને, કાંઈક ખ્યાલ આપી શકી હોત, પણ એમાંથી જાગ્રત થયેલા પુરુષને હું શી રીતે સમજાવી શકું કે ભાઈ! તારો પણ દોષ નથી. મનમોહનનો પણ દોષ નથી. દોષ માત્ર કુદરતનો છે કે જેણે મને નારી બનાવી. અને એ બનતાની સાથે જ હું સમાજમાં અમુક અમુક વાતનો તો જાણે વારસો જ પામી! મારો આ વારસો—એ વારસામાંથી કોણ છટકી શકયું છે કે હું છટકી શકું?

અત્યારે કમળ ઉપર અગાશીમાં છે. આ અમારું ખંડિયેર ઘર છે, જ્યાં મનમોહને જીવનનો કરુણ અંત આણ્યો હતો. એનું ભૂત કમળના મગજ ઉપર ચડી બેઠું હશે તો? એણે મને રોવરાવી નાખવાનો ને નવરાવી નાખવાનો સંકલ્પ રાખ્યો હશે. અને આજ ઓગણીસ વર્ષે પોતાના માની લીધેલા અન્યાયનું વેર લેવા, એ ત્યાં એની આસપાસ ભટકીને એને કાનમાં પ્રેરણા આપી રહ્યું હશે કે, 'છોડી દે, જીવન છોડી દે, જીવન છોડી દે—' હાયરે! એ એમ કહી રહ્યું હશે તો? હું શું કરીશ? હું કમળને શો રીતે બચાવીશ? એના મગજમાંથી ઉત્પન્ન થયેલા વાદ-ળને શી રીતે વીંખી શકીશ? અરે! મને તો એ





મનમોહનની વાત કરવાની રીત મને ગમી નહિ એટલે હું મૂંગી રહી, પણ એટલે તો એના મનની શંકા મજબૂત થઈ ગઈ.

મને પણ સાંભળ્યું કે કાંઈક ઊંધું વેતરાય છે.

એટલામાં તો મનમોહન જ બોલ્યો: 'આજે જ તમારા એ ભાઇબંધ આબાદ સપડાયા છે!'

'ભાઇબંધ ?'

'હજી સફાઈ કરવી છે ? આ કોણ છે કાકો, જો તો !' મનમોહને મારી સામે એની 'ડાયરી' ધરી. મારા જ ગામનો કોઈ છોકરો, જાદુની ઠગાઈ કરતાં સપડાયો હતો. એણે પોતાની હકીકત નોંધાવી એમાં ગુલાબ નામ આપ્યું હતું. પોતે તે પહેલાં નાટક કરતો એમ કહ્યું હતું. ભણ્યો'તો જે નિશાળમાં એ નિશાળ પણ અમારી જ નીકળી ! મારું જ ગામ. ગુલાબ નામ. નાટકની વાત ને નિશાળ પણ એ. મનમોહનની શંકા અત્યાર સુધીમાં આ વાત પરત્વે એવી તો દૃઢ થઇ ગઇ હતી કે હવે એની જડ હલાવવી એ મુશ્કેલ હતું !

એમાં આજે આ ગુલાબના કાગળે બળતામાં ઘી હોમ્યું !

'મારા પતિને આંહીં જમાદારી છે એ એણે ક્યાંકથી શોધી કાઢ્યું હશે. એનો દૂરનો એક સગો ગુલાબ, જાદુના ખેલ કરતો રખડ્યા કરતો, તે આ બાજુ નીકળી આવ્યો હતો.

એને ક્યાંક સિપાઇગીરી મળી જાય તો એ થાળે પડે એની એમાં વાત હતી. મને મળવા આવશે એટલી નોંધ છેલ્લે ઉમેરી હતી. ને મારા પતિને એની ભલામણ કરવા માટે પણ લખ્યું હતું !

જેણે જીવનભર અનેક તર્કટી કિસ્સાઓ પકડવાંમાં જ રસ લીધો હતો—એને હવે એવી અધમ માન્યતામાંથી બ્રહ્મા પણ ડગાવે તેમ ન હતા ! એના મનથી એણે એક તર્કટ આબાદ પકડ્યું હતું !

અને મનમોહન પાછો આમ, ભલે અમારી વચ્ચે ખાસ સંસ્કારમેળ ન હતો છતાં મારી પાછળ ઘેલો ઘેલો ફર્યા કરતો. એને તો આજ બહુ જ લાગી આવ્યું હતું. આંખમાંથી આંસુ નીકળવાં બાકી રહ્યાં હતાં. મેં બોલવાનો પ્રયત્ન તો કર્યો પણ આપણે જેમ પોઠામાં સપડાયા હોઈએ, અને દરેક પ્રયત્ને વધુ ને વધુ ઊંડા ખૂંચતા જઇએ એવી વાત થાતી લાગી. મનમોહન સમજી શકે એવી ભાષાની પણ મારી પાસે ખોટ હતી. જીવન સંસ્કારી એ દોષ અત્યારે ભયંકર થઈ રહ્યો !

થોડા દિવસ આ વાતને ઠંડી પાડી દેવામાં મને ડહાપણ લાગ્યું. એટલે હું કાંઈ બોલી જ નહિ. પણ એટલે તો મનમોહનના મનમાં ઘેરી શંકા ઘર કરી ગઇ. આ ગુલાબ કાગળ લખનારો તે જ મળવા આવનારો ગુલાબ હતો ને એણે આ ચેતવણી આપી હતી. અને વળી મારા હાથ નીચે રહીને મારા જ ઘરમાં ઘા મારવાની રચના થવાની હતી ! એનું પોતાનું મગજ આ વાતને એ રીતે સમજ્યું હતું. એમાં ફેરફારને અવકાશ ન હતો.

## [ ૩ ]

પછી તો એ વાત અમે કોઇ દી સંભારી નહિ. મારા મનમાં એ શલ્યરૂપે રહી. મનમોહનના મનમાં ભયંકર શંકારૂપે રહી. ને એણે તો આ વાતની પાછળ ઝીણી ઝીણી ખણખોદ કર્યા જ કરી. ગુલાબની શંકા તો ગઇ તો એનાં જ સગાંવહાલાંએ મારી પોતા વિષેની શંકા વધારે દૃઢ કરી.

જે દિવસે મનમોહને બંદૂકી અકસ્માત કર્યો તે દિવસે અમારે આ વાત ઉપર બોલાચાલી થઈ ગઈ હતી. એનો નાનોભાઈ ગઇકાલે બહારગામથી આવ્યો હતો.

એ કોણ જાણે શી વાતો લાવ્યો હતો, પણ બે કુટુંબ વચ્ચેના આર્થિક ને સાંસ્કારિક દરેક તફાવતે જુદાં જુદાં રૂપ ધાર્યાં હતાં તે તે દરેક રૂપ મનમોહનની વાતમાં વ્યક્ત થતાં હતાં !

'તમે સાહુકારની ગગીઓ—અમે તો ગરીબ માણસ રહ્યાં તમે સુધરેલા—અમે તો અભણ. તમે ભગવાનને પણ ન માનો—અમારે તો એનો જ આધાર.'



વિચારમાં મારો પગ ત્યાં બારણા પાસે જ અટકાવી દીધો: 'એક રીતે મારી જાતને આ મારા છોકરાથી છુપાવીને આ વાદળ ઊભું નથી કર્યું?' મારા મનમાં પ્રશ્ન થયો: 'એ વાદળ છે તો આ મનમોહન છે–એ જ સાચું નથી? મારે હિમ્મતથી મારી વાત કમળને કહીને–એનો જ ન્યાય આ વસ્તુ ઉપર માગી લેવો જોઈતો હતો. ઘણા વખત પહેલાં. બીજા જાણે તે પહેલાં. શા માટે એને પણ હું મારા પક્ષમાં રહેવાનું કહું છું? માણસ માણસની વચ્ચે વાત કરવાની ભાષા શું કોઈ દિવસ માણસને મળશે જ નહિ?

અને એ વાદળ જ આ આભાસ ઊભો કરીને અમને આજ દૂર ધકેલી નથી રહ્યું?

શા માટે આ બારણું બંધ રહેવું જોઈએ? શા માટે મનમોહને એ બંધ દ્વારમાંથી ચોરદૃષ્ટિ કરી કરીને અમારા જીવન વચ્ચે એક ભયંકર ખીણ ઊભી કરવી જોઈએ.!

મારે એની સામે થવું જોઈએ.

મારે મારો છોકરો બચાવવો છે. આ બંધ બારણની પાછળની મૂંઝવણ તો એના જુવાન કલ્પનામય હૃદયને હણી નાખશે!

મેં બારણું બંધ કરવા માટે પ્રસારેલા હાથે જ ધબ દઈને અવાજ થાય તેમ બારણું ફટ લઈને ઉઘાડી નાખ્યું. અને એ અભ્યાસી દેખાવના હાડપિંજરની સામે જ, એના હાસ્યફાસ્યને અવગણીને જાણે એને મળવા માટે, સવાલ કરવા માટે ને જવાબ મેળવવા માટે જતી હોઉં તેમ હિમ્મતભેર, પગલાં માંડી રહી!

અત્યાર સુધી મારી ક્રિયાને ક્ષોભિત જોઈ રહેલો કમળ ઊભો થયો–ને તરત મારી પાછળ આવતો દેખાયો. સાચી પકડ મળી હોય તેમ મારું અંતર આનંદથી ડોલી ઊઠ્યું!![*]

[*] જર્મન વાર્તા ઉપરથી.



# વિજ્ઞાનદર્શન

## ઔષધોની મર્યાદા

શ્રી. બંસી ગાંધી, બી. એસસી.
પ્રો. જયંતીલાલ દે. ઓઝા, એમ. એસસી.
ડૉ. નરસિંહ મૂ. શાહ, એમ. એસસી., પીએચ. ડી.

મોટાં ભાગનાં દરદો સૂક્ષ્મજીવાણુઓને આભારી છે એમ મહાન ફ્રેંચ વૈજ્ઞાનિક પાશ્ચુરે પ્રતિપાદન કર્યું ત્યારથી દરદનિવારણનો એક નવો યુગ શરૂ થયો: રોગ, રોગોત્પાદક જીવાણુ, જીવાણુનું જીવન જીવાણુનો શરીરબહાર કે શરીરઅંદર નાશ કરવો –અને તે નાશ કરવામાં શું શું ઉપયોગી નીવડે તે શોધી કાઢવું. 'પ્લાઝમોડિયમ' નામના જીવાણુને લીધે મેલેરિયા તાવ આવે છે. એનો ફિલિસ જાતનો મચ્છર માણસને કરડે ત્યારે તે જીવાણુ માણસના શરીરમાં દાખલ થાય અને મેલેરિયા રોગ ઉત્પન્ન કરે. માટે મચ્છરનો નાશ કરવો. એ થયો મેલેરિયાનિવારણનો એક ઉપાય. મચ્છર પાણીના બંધિયાર ખાબોચિયાસાં ઈંડા મૂકે, માટે ખાબોચિયાં ઉલેચી નાખવાં, ખાડા પુરાવી દેવા અગર તો મચ્છરની છડાળ કે તરતના પેદા થયેલ મચ્છર મરી જાય તેવી દવા છાંટવી એ મચ્છર મરવાનો ઉપાય. આજ સુધી કેરોસીનનો ઉપયોગ એ કામ માટે કરવામાં આવતો. હવે તેને માટે ડી. ડી. ટી. વપરાય છે. માણસના શરીરમાં દાખલ થયેલા જીવાણુઓને કેમ મારવા? ત્યાં ડી. ડી. ટી. કામ ન કરે, કારણ કે તે માણસના શરીરને ઈજા કરે. માટે માણસને માટે શોધાયેલી દવા તે ક્વીનાઈન, અને મેપાક્રીન. નવા નુસખાની શોધ ડૉક્ટરો કરી રહ્યા છે. માણસને નુકસાન ન કરે છતાં તેના લોહીમાં રહી, તેને ચૂસવા આવતા માકડ, જૂ વગેરેને મારી નાખે તેવી કોઈ દવા હોય તો? ગેમેક્ષીનની ભૂકી અગર સાથે ભેળવી સસલાને તે





ભલેને કાગડાકૂતરાને મોતે મરવા માટે તજી દે, મને તો ભલેને ફિટકાર આપીને એ કાઢી મૂકે, હું તો ભલેને એને સમજાવી ન શકું. એનું પણ મને મનમાં હવે કાંઈ નથી, પણ જેને મેં આટલી આટલી યાતનાઓ વેઠીને, ઓગણીસ ઓગણીસ વર્ષની છાયાછત્ર નીચે રાખીને મોટા કર્યો છે એ એના હોઠ ઉપર, મને અંધારામાં રાખીને, ઝેરની પ્યાલી દાબી દેશે—તો ? તો—રે ! તો ?

એક પળ પણ ગુમાવવાનો—રાહ જોવાનો અત્યારે ક્યાં સમય હતો ? મારું જે કાંઈ બળ હોય, જે કાંઈ મારી શક્તિ હોય, એ તમામનો આજે જ ખપ હતો.

હું ઉતાવળે કમળને મળવા દોડી. એના મનમાંથી મનમોહનની ખટક કેમ કાઢવી એની કાંઈ મને ગતાગમ ન હતી. હું શું એને જઈને સીધી એમ વાત કરું કે કમળ ! તને ભૂપાલે વાત કરી એ તું સાચી ન માનતો. હું એને શું કહું ને શી રીતે કહું ?

હું ઉપર ગઈ.

કમળ ત્યાં બેઠો હતો. એના ચહેરા ઉપર આછી વેદના હતી. પોતે કાંઈક માનવાને ખુશી ન હોય–ને એને એ માનવું જ પડતું હોય, એવું દુઃખ ત્યાં હતું. આછી રોશનીમાં એના ચહેરા ઉપરનું દુઃખ વધારે ગમગીની પ્રેરે તેવું લાગતું હતું.

હું ધીમે પગલે એની પાસે ગઈ. એ ખુરશી ઉપર બેઠો હતો. એની આગળ ટેબલ હતું. ટેબલ ઉપર પુસ્તકો હતાં. મારા આવ્યાની એને જાણ થઈ હોય તેમ લાગ્યું નહિ. બારણા તરફ એની પીઠ હતી. એની પાછળ જઈને ધીમેથી ત્યાં ઊભી રહી. મારી નજર ટેબલ ઉપર પડી અને હું છળી ગઇ. એક ખુલ્લા પુસ્તકમાં મનમોહનની છબી પડી હતી. કમળની ત્યાં દૃષ્ટિ હતી. એને ખભે મેં ધીમેથી હાથ મૂક્યો: શાંત અવાજે એને બોલાવ્યો.

'કમળ ! શું થયું છે બેટા ! તને ?'

એણે કાંઇ પ્રત્યુત્તર ન વાળ્યો. પણ મારી સામે જોયું. એ દૃષ્ટિમાં કેટલું દર્દ હતું !

હું એની પાસે બેઠી. મેં એનો હાથ હાથમાં લીધો : 'બેટા ! તને શું થાય છે ? કાંઈ થયું છે ! તને શું દુઃખ છે ? મને ન કહેવાય એવું છે ?'

મને લાગ્યું કે એ પોતાનું દુઃખ બોલી શકતો નથી. તે માત્ર મારી સામે જોઈ રહ્યો. એની આંખની કોર ભીની થઈ ગઈ હતી.

'બેટા ! મારે તને એક વાત કરવાની છે. આજ દિવસ સુધી એ મેં સાચવી રાખી હતી. તું મોટો થાય ત્યારે એ આપવા જેવી હતી. આ પડખેનો ઓરડો—ત્યાં તારા પિતાનું મૃત્યુ થયું હતું. અરે ! એનું બારણું ઉઘાડું છે કમળ ? હા ! ઉઘાડું જ છે !......' અચાનક મારી દૃષ્ટિ સામેના ઓરડા ઉપર પડી—એનું બારણું ખુલ્લું હતું. મને જાણે એ મનમોહનની આંખ જેવું લાગ્યું !

હું બેઠી થઈ ગઈ. બારણું વાસવા માટે એ તરફ ચાલી. એ ઓરડામાં પડખેના ઓરડાના દીવાનું તેજ આવી રહ્યું હતું. એમાં જૂનું ટેબલ, નાની મોટી ખુરશીઓ ફાટલ શેતરંજીઓ, કાટ ખાધેલાં વાસણ, ફાટેલી તૂટેલી ગોદડીઓ, એવું એવું આમ તેમ અસ્તવ્યસ્ત પડ્યું રહેતું. સાધારણ રીતે એ બારણું બંધ રહેતું. મેં જઈને બારણાને વાસવા માટે કમાડ ખેંચ્યું.

પણ મારી દૃષ્ટિ અંદર જ ચોંટી ગઇ. ત્યાં કોઈ હોય તેવું લાગ્યું. હું જરાક ખંચકાઇ. વધારે ઝીણવટથી અંદર જોઇ રહી.

આછી આભાસી સૃષ્ટિમાં જાણે મેં ઝેરના પ્યાલા હાથમાં રાખીને ઊભેલા મનમોહનને જોયો ! જોયો એવું મને લાગ્યું.

એના એક હાથમાં પ્યાલી હતી. બીજો હાથ જાણે કોઇને કાંઇ નિશાની કરી રહ્યો હતો. પ્યાલી ગટગટાવી જવાની જાણે પ્રેરણા આપી રહ્યો હતો. નર્યા હાડકાનું એક બોખું હાડપિંજર એની પાછળ જ ઊભું ઊભું જાણે, આંખ વિનાના ખાડામાંથી ભયંકર મશ્કરી ભરેલું અટ્ટહાસ્ય ત્યાં વેરી રહ્યું હતું !

મેં એ જોયું. એમાંથી ઉદ્દભવતા અર્થે ઊંડા

સામે ટકવું જ છે એમ નિશ્ચય કરી આરોગ્યનાં નિયમો પાળવા અને ખપ પૂરતી દવા જરૂર પડે ત્યારે લઈ લેવી તે જ મધ્યમ માર્ગ ગણાય. બાકી રોગીએ વાદમાં પાડવાની જરૂર નથી.

## મગફળી : ખોરાકમાં અને ઔષધમાં

હિંદ ખેતીપ્રધાન દેશ છે. વસ્તીનો મોટો ભાગ જમીન પર નભે છે. દેશની ખેતીની પેદાશોમાં અનાજ, કપાસ, શણ અને તેલીબિયાં મુખ્ય છે. લગભગ બધાં અગત્યનાં તેલીબિયાં આપણે ત્યાં થાય છે. એરંડા, ખસખસ મહુડા અને નાઇગરનાં બિયાં પુષ્કળ થાય છે અને દુનિયાના અન્ય દેશોને હિંદ મુખ્યત્વે પૂરાં પાડે છે. આ ઉપરાંત અળસી, મગફળી અને સરસવનો મોટો જથ્થો પરદેશ ખાતે હિંદમાંથી જાય છે. તેલીબિયાંની ખેતીમાં ૨ કરોડ ૫૦ લાખ એકર જમીન રોકાય છે. ટૂંકામાં ઓલિવ, સોયાબીન અને તાડ—કોપરેલ તેલ સિવાય બીજી બધી જાતનાં તેલીબિયાં આ દેશમાં થાય છે.

આધુનિક ઉદ્યોગોમાં તેલ અને તેલીબિયાંનો પુષ્કળ ઉપયોગ થાય છે. મગફળીનું તેલ આ ઉદ્યોગોમાં સહેલાઇથી પોતાનું સ્થાન લે છે. વિશ્વયુદ્ધ પહેલાં ૭ લાખ ટન મગફળી અમેરિકા લેતું. ૧૯૪૨માં લગભગ બધી વાર્ષિક પેદાશ પરદેશ ખાતે ચડી. મગફળીનો ખોળ દૂધાળા ઢોરને ખવડાવવામાં આવે છે. તેમાં પ્રોટીનનું પ્રમાણ સારું છે. માણસની હોજરીમાં સહેલાઇથી પચી શકે એવા પ્રોટીનના રૂપમાં મગફળીનો આટો તૈયાર કરવામાં આવે છે.

મગફળીનો છોડ લેગ્યુમિનોસી—શિંબી વર્ગનો છે. તેનું શાસ્ત્રીય નામ આરાચીસ હોઈપોગોકા છે. તે જમીન પર પથરાય છે. તેનાં અનેકવિધ નામો પ્રચલિત છે—ભોયશિંગ, ખોખાં, સીગાં વગેરે. આ છોડ હિંદ, ચીન, દક્ષિણ આફ્રિકા અને અમેરિકાનો મૂળ વતની છે. હિંદમાં તેની ખેતી સર્વત્ર થાય છે. ખાસ કરીને મદ્રાસ, મુંબઈ અને દક્ષિણ હૈદ્રાબાદમાં. કાઠિયાવાડમાં પણ મગફળી સારી રીતે થાય છે. આ છોડને રેતાળ જમીન અનુકૂળ આવે છે. મગફળી જમીનમાં થાય છે. તેને કાઢી લઇ સૂકવવામાં આવે છે. લીલી મગફળી પણ ફોતરાં કાઢીને ખાવા માટે વપરાય છે. મગફળીના દાણા એમ ને એમ પણ ખાવામાં આવે છે, અને તેને પીલીને તેલ કાઢવામાં આવે છે. એકલા મદ્રાસમાં જ મગફળીનું તેલ કાઢવા છત્રીસ મિલો ચાલે છે. મગફળી ફોલવા માટે સંચાનો ઉપયોગ થાય છે. કોઇ જગ્યાએ આ કામ મજૂરો હાથ વડે કરે છે. તેલ ઘાણી વડે પીલીને કાઢવામાં આવે છે. દ્રાવક (solvent) પદ્ધતિથી તેલ કાઢવાની રીત હિંદમાં કયાંય ઉપયોગમાં લેવાતી હોય એવું જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી.

મગફળીનું તેલ અને તેનો ખોળ સીધો યા આડકતરી રીતે જુદા જુદા ઉદ્યોગોમાં વાપરવામાં આવે છે. આવા ઉદ્યોગોમાં, રંગરોગાન, બનાવટી રાળ, સાબૂ, વોટરપ્રૂફની જુદી જુદી બનાવટો, રબ્બર જેવા બનાવટી પદાર્થો, છાપવાની શાહી, મીણબત્તી, દવાની બનાવટો ઇત્યાદિનો સમાવેશ થાય છે. મગફળીનું તેલ ખાવા માટે પુષ્કળ પ્રમાણમાં વપરાય છે.

મગફળી અને સોયાબીનની સરખામણી નીચે આપેલા કોષ્ટક પરથી સ્પષ્ટ થશેઃ—

| | મગફળીમાં | સોયાબીનમાં |
|---|---|---|
| પાણી | ૬.૬ ટકા | ૮.૫ ટકા |
| કાર્બોહાઇડ્રેટ | ૨૪.૪ ,, | ૨૨.૬ ,, |
| ચરબી | ૩૮.૬ ,, | ૧૮.૦ ,, |
| પ્રોટીન | ૨૫.૮ ,, | ૪૦.૦ ,, |
| એક પૌંડમાંથી કેલોરી | ૨૫૭૦ | ૧૯૩૫ |

ઉપરના આંકડા સ્પષ્ટ બતાવે છે કે સોયાબીન અને મગફળીનો મુખ્ય તફાવત એ છે કે સોયાબીનમાં પ્રોટીનનું પ્રમાણ વધારે છે, તો મગફળીમાં ચરબીનું પ્રમાણ વધારે છે. સોયાબીન કરતાં મગફળી વધારે સ્વાદિષ્ટ છે. ઉપરાંત મગફળીમાં વિટામીન અને ખનીજ તત્ત્વો પણ સારા પ્રમાણમાં છે. પ્રયોગ દ્વારા પુરવાર





દરરોજ સવારે ખવડાવવામાં આવી. સસલાને કરડનારા માકડોને તરત જ લકવો લાગુ પડયો, અને તેમાંના સંખ્યાબંધ મરી ગયા. જે જીવતા રહ્યા તેમણે કદાચ ધરાઇને લોહી નહીં પીધું હોય? બીજો તાવ ફેલાવનારા મચ્છરની પણ એ જ દશા થઈ. સસલાને કરડયા બાદ ચોવીસ કલાકમાં તે બધાં મરી ગયાં. દસ દિવસ સસલના લોહીની ઉજાણી કર્યા બાદ બધી ઈતરડી મરી ગઈ. દરરોજ 'ગેમેક્ષીન'નો ડોઝ લેનાર પ્રાણીને કંઇ ઝેરી અસર થાય કે નહિ તે શોધી કાઢવું રહ્યું. સમય જતાં તે પણ શોધાશે. કદાચ ગેમેક્ષીનને બદલે બીજું કોઈ કારગત રસાયણ પણ શોધાય!

ન્યુમોનિયાનો રોગ ન્યુમોકોકી નામનાં જીવાણુ ફેલાવે છે. ગોનોરીયાનો રોગ ગોનોકોકી નામના જંતુ ફેલાવે છે અને એ જ પ્રમાણે ક્ષય, ગડગુમડ, ટાઇફોઈડ, કોલેરા, મેનીનજાઈટીસ ઈ. રોગો પણ ચોક્કસ જાતનાં જીવાણુ ફેલાવે છે.

આ બધામાંના કેટલાંકને મારવા માટે સલ્ફાડ્રગ, પેનિસિલીન, ગેમેક્ષીન, સ્ટ્રેપ્ટોમાઇસીન શોધાયાં છે અને કંઈક અંશે તે બધાં કારગત નીવડયાં છે. પ્લેગ, શીતળા, કોલેરા માટેની રસીઓ પણ પોતપોતાની મર્યાદામાં રહીને કામ આપે છે. છતાં પ્રશ્ન એ છે કે આ બધા રોગો કેમ મટતા નથી? શરૂ શરૂમાં કારગત નીવડેલી દવા આગળ જતાં કેમ કારગત નીવડતી નથી. એ દવાની બનાવટ બદલાય છે? ના, તેમ તો થતું નથી, પરંતુ હકીકત જુદી જ છે.

જીવમાત્રમાં પલટાતા સંજોગોને અનુકૂળ થવાની શક્તિ રહેલી છે. માણસજાત આજ સુધી એ જ શક્તિને આધારે ટકી રહી છે. જે જે જીવ એ ન કરી શકયા તેમનું નામનિશાન પણ પૃથ્વી પર રહ્યું નથી. કોઈક કોઈકનાં અવશેષો મળી આવે એટલું જ. જે ખોરાકને સ્પર્શે પણ ન દીઠો હોય તેવા ખોરાક ઉપર આજે આપણાં બાળકો ઊછરી રહ્યાં છે. અને થોડા સમય બાદ તે ખોરાક સ્વાભાવિક જ બની જશે, અફીણી માણસ દરરોજ થોડું થોડું અફીણ લે તો થોડા સમય બાદ અફીણની ઝેરી અસર તેના શરીર ઉપર નહિ થાય. એ જ મુજબ માણસ અનેક જાતનાં ઝેરોને ક્રમશઃ પચાવી શકે છે.

પણ આવી શક્તિ માત્ર માણસમાં જ નથી. રોગ ઉત્પન્ન કરનાર જીવાણુમાં પણ તે છે.

કવીનાઇન માફક આવી ગયું હોય તેવા પ્લાઝમોડિયા મળી આવે. તેમની આખી સંતતિ ઉપર કવીનાઇનની અસર નહિ થાય. એ જ પ્રમાણે સલ્ફા ડ્રગની અસર નીચે સંખ્યાબંધ જીવાણુઓ મરી જવા છતાં તેમાંના કેટલાંક ક્ષણભર બેભાન થઇ પાછા પોતાની સ્થિતિ પ્રાપ્ત કરી લેવાનાં. ઉત્તરોત્તર સલ્ફાડ્રગની તેમના ઉપર કે તેમની આ સંતતિ ઉપર અસર નહિ જ થવાની. પેનિસિલીનનું પણ તેવું જ. એટલે જીવાણુઓને મારી નાખવાની ગમે તેટલી દવા શોધવા છતાં જીવાણુઓ જીવવાનાં જ. અને પરિણામે ભાગ્યે જ કોઈ રોગનું નામનિશાન પૃથ્વી ઉપરથી કાઢી શકાય.

પ્રશ્ન એ છે કે તો પછી કરવું શું?

સંયોગોને અનુકૂળ થવાની શક્તિ માણસે વિશેષ કેળવવી. તંદુરસ્ત માણસના શરીરમાં જીવાણુઓ લાંબો સમય ટકી શકતા નથી. બીજું જીવાણુ શરીરમાં દાખલ થતાંની સાથે જ શરીર તેમની સામે મોરચો માંડી જ દે છે. દવા મુદ્દલ ન લેનાર માણસો તંદુરસ્ત રહી શકે છે એટલું જ નહિ પણ કોઇ પણ રોગ સામે ટકી શકે છે. તે માંદા પડતાં હશે પણ માંદગીમાંથી ઊઠયા બાદ રોગ સામે વધારે ટક્કર ઝીલે તેવું તેમનું શરીર બન્યું હશે.

દવા ન જ લેવી એવો અર્થ કોઇ આમાંથી ન ઘટાવે. પરંતુ ફક્ત દવા જ બધું કરશે એમ માની તેના ઉપર નભવું એ પણ વેદિયાપણું કે મૂર્ખાઈ જ ગણાય, જીવાણુ માત્ર સશકત શરીરમાં નાશ પામે છે અને નબળા શરીરમાં જ ઘર કરી શકે છે. જીવાણુ રોગ ઉત્પન્ન કરે છે એમ કહેવાને બદલે રોગી શરીર છે માટે જ જીવાણુ છે એમ પણ કહી શકાય. જીવાણુ રોગ લાવે કે રોગ જીવાણુ લાવે. પરંતુ તે બંનેની

પૂરી પાડે છે. આપણા શરીરનું રક્ષણ કરવા માટે જરૂરી વસ્ત્રો કે આપણા રોજબરોજના જીવન માટે રહેઠાણુ કે નિવાસ માટેનું ઘર વનસ્પતિ પાસેથી મેળવેલા સાધનોમાંથી જ • મુખ્યત્વે કરીને આપણને મળે છે. રોગપીડિત જનતામાં પ્રસરી રહેલા અસંખ્ય રોગોનું નિવારણ કરનારી ઔષધિઓ મુખ્યત્વે કરીને વનસ્પતિના અંગ કે ઉપાંગોમાંથી જ મળે છે. આધુનિક સમાજમાં જ્ઞાનપ્રસારના જે મુખ્ય સાધનો પુસ્તકો અને વર્તમાનપત્રો છે તેમાં વપરાતા કાગળની બનાવટ માટે વનસ્પતિમાંથી ઉત્પન્ન થતાં સાધનો ઉપર આધાર રાખવો પડે છે. ચિત્રવિચિત્ર રંગોથી સુશોભિત બનેલા અને વિવિધ સુવાસથી મ્હેકતાં પુષ્પો જે આપણી સૌન્દર્યલાલસા તૃપ્ત કરે છે અને સૃષ્ટિશોભાનું એક મનોરમ ચિત્ર આપણી દૃષ્ટિ સમક્ષ ખડું કરે છે તે વનસ્પતિના જ મુખ્ય અંગો છે. ટૂંકમાં મનુષ્યને વનસ્પતિ સાથે અહોનિશ સંબંધ રહેલો છે. કેટલીક વનસ્પતિ આપણને મુખ્યત્વે ખોરાકની વસ્તુઓ આપે છે. દા. ત. ચોખા. ઘઉં, જવ, મકાઇ, વાલ, વટાણા, ચણા, નાળિયેર, મૂળા, શકરીઆ, બટાટા, કેળા વગેરે આપનારી વનસ્પતિ મકાનો, ફરનીચર, વાહનો વગેરેના બાંધકામ માટે વપરાશમાં લેવાતું લાકડું વનસ્પતિ પાસેથી મળે છે. આ ઉપરાંત વહાણો તેમ જ દરિયાઇ મુસાફરીમાં વપરાતા બોટ જેવા બીજા સાધનો, વાજિંત્રો, લાકડાંની આકૃતિઓ, વૈજ્ઞાનિક પ્રયોગ માટે વપરાતા સાધનો, ચિત્રો મઢવા માટે વપરાતી ફ્રેમો, દીવાસળી, લાકડાંની પેટીઓ. પેન્સિલો, રમકડાં વગેરેની બનાવટ માટે વપરાતું લાકડું વનસ્પતિ પૂરું પાડે છે. સાગ, મેહોગની, ચંદન વગેરે વૃક્ષો ઉપયોગી લાકડું આપનાર વૃક્ષોના થોડા દાખલા તરીકે ગણાવી શકાય. ટર્પેન્ટાઇન, યુકેલિપ્ટસ તેલ, કાથો, હીંગ વગેરે વનસ્પતિમાંથી મળે છે. વનસ્પતિનો બળતણ તરીકેનો ઉપયોગ સુવિદિત છે. ઘેરઘેર વપરાતા કોલસા વનસ્પતિ જ પૂરા પાડે છે. આકડો તેમ જ થોરની એક જાતમાંથી મળતો કોલસો ફટાકડા અને ગનપાઉડર બનાવવામાં બહુ ઉપયોગી છે. કોલગેસની મુખ્ય બનાવટમાં બીજા ગૌણ પદાર્થ તરીકે ઉત્પન્ન થતો કોલટાર અને તેમાંથી મેળવાતા 'એનીલીન ડાઇઝ'ના નામથી ઓળખાતા બીજા રંગો એક રીતે તો વનસ્પતિમાંથી જ મેળવવામાં આવે છે. લાકડાંનો ઉપયોગ કાગળ બનાવવાના ઉદ્યોગમાં થાય છે. સેલ્યુલોઈડની બનાવટમાં લાકડાંનો માવો (pulp) વપરાય છે.

કેટલીક વનસ્પતિ રેસાઓ (fibres) આવે છે અને તેમાંથી ઉપયોગી વણાટની વસ્તુઓ બને છે. કપાસની ઉપયોગિતા સુવિદિત છે. અને આખી દુનિઆને પુગતું કપાસ હિંદ, ઇજીપ્ત અને અમેરિકા પૂરું પાડે છે. કપાસ ઉપરાંત રેસા પૂરી પાડતી વનસ્પતિઓમાં શીમળો, આકડો, નાળિએરી, તેમ જ જ્યુટ, લીનન અને હેમ્પ આપનારી વનસ્પતિ ગણાવી શકાય. 'કોરકોરસ' નામની વનસ્પતિની છાલમાંથી જ્યુટ મેળવવામાં આવે છે. આ વનસ્પતિ મુખ્યત્વે હિંદમાં જ થાય છે અને તેથી કરીને જ્યુટ માટે આખી દુનિઆને હિંદ પર આધાર રાખવો પડે છે.

કેટલીક વનસ્પતિની ઔષધીય અગત્ય જાણીતી છે અને તેના બધા ભાગો અગર છાલ, મૂળ, થડ, પાન, ફૂલ, ફળ, બી વગેરે એકાદ ભાગમાં ઔષધીય ગુણો રહેલા હોય છે. આવી વનસ્પતિમાં કવીનીન, બેલાડોના, કપૂર, ડીજીટેલીન, કોકેન, સ્ટ્રીકનીન, અફીણ વગેરે ઔષધો આપતી વનસ્પતિ ગણાવી શકાય.

ઘણાખરા તેલો વનસ્પતિમાંથી મળે છે અને તે પણ ખાસ કરીને તેના ફળ અગર બીમાંથી હિંદમાં તેલો આપનારી વનસ્પતિ પુષ્કળ પ્રમાણમાં થાય છે; અને તેના કેટલાક દાખલા તરીકે મગફળી, તલ, નાળિયેરી, અળશી વગેરેની વનસ્પતિ ગણાવી શકાય. વળી એરંડાના બી, રાઇ, લીમડો, લવીંગ, એલાયચી, તજ વગેરેના તેલો દવામાં વપરાય છે. યુકેલિપ્ટસના પાનમાંથી બનાવાતું યુકેલિપ્ટસ તેલ તેમ જ જુદા જુદા ફૂલોમાંથી બનાવવામાં આવતા ખુશબોદાર અત્તરોનો ઉપયોગ જાણીતો છે.

એલાયચી, તજ, વરિયાળી, જાયફળ, ફુદીનો, પીપર વગેરે નિત્યજીવનમાં વપરાતી અનેક વસ્તુઓ





થયું છે કે મગફળી અને સોયાબીનના પ્રોટીન પર રાખેલા ઉંદરોની વૃદ્ધિ લગભગ એકસરખી છે. દૂધ, ઈંડાં અને માંસના પ્રોટીન મગફળીના પ્રોટીન પોષણની દૃષ્ટિએ સરખાં છે.

હવે ઓલિવ તેલની સાથે મગફળીના તેલને સરખાવીએ. ઓલિવ તેલને બદલે મગફળીનું તેલ પુષ્કળ વપરાય છે. આ તેલને બ્રિટિશ ફાર્મોકોપિયામાં અને બીજા ગ્રંથોમાં દવાની બનાવટ માટે સ્વીકારવામાં આવ્યું છે. મલમ, પ્લાસ્ટર અને સાબૂની બનાવટમાં ઓલિવ તેલને બદલે મગફળીનું તેલ વાપરી શકાય. ઓલિવ તેલની સાથે મગફળીનું તેલ ભેળવવામાં આવે છે, તે શોધી કાઢવું મુશ્કેલભર્યું છે. મગફળીના તેલમાં વિટામીન 'એ'ના દ્રવણો લાંબો વખત સારી રીતે સચવાઈ રહે છે.

સોયાબીન અને ઓલિવના નવા પાક દાખલ કરવા કરતાં મગફળીની પેદાશને સારી રીતે ખીલવી તેમાંથી શક્ય એટલી નવી ચીજો બનાવી આપણા દેશના ઉદ્યોગોની ખીલવણી કરવી જોઈએ.

## એક અજાયબ વનસ્પતિ

જલસરપોલીઆ નામની એક વનસ્પતિ થાય છે. તે મીઠા પાણીમાં ઊગે છે. અને ગુજરાત, કાઠિયાવાડ તેમ જ હિંદના ઘણાખરા ભાગોમાં નદીઓ, ઝરણાં, તળાવો વગેરેમાં તે નજરે પડે છે. તેનું શાસ્ત્રીય નામ 'વેલીસ્નેરીઆ સ્પાઇરલીસ.' આ વનસ્પતિના મૂળ બારીક રેસા જેવા હોય છે, ડાંડી હોતી નથી અને તેના પાન લીલા, પાતળા, સાંકડા, ૫ થી ૧૦ ઈંચ લાંબા અને ૧/૨ ઇંચ પહોળા હોય છે. તેનાં ફુલોનો ઉદ્‌ભવકાળ એપ્રિલથી મે માસ. તેના ફુલો બે જાતના—નર અને માદા ફુલો—અને તે જુદા જુદા છોડ ઉપર થાય છે. નર ફુલો સમૂહમાં અને ઢાંકણથી રક્ષિત થયેલા એક નાની ટૂંકી ડાંડી ઉપર આવેલા હોય છે. તે બહુ ઝીણા હોય છે, પરંતુ પુષ્કળ સંખ્યામાં થાય છે. માદા ફુલો બીજા છોડ ઉપર છૂટા છૂટા આવેલા હોય છે. દરેક માદા ફુલને એક લાંબી, પાતળી ડાંડી હોય છે જે ગોળાકાર રીતે આંટીઓ ખાઈને ગૂંચળું વળીને રહે છે અને માદા ફુલને પાણીને તળીયે રાખે છે. માદા ફુલની વળવાળી ડાંડી નદી કે તળાવના સ્થિર અને સ્વચ્છ પાણીમાં ઘણી સુંદર દેખાય છે. અને જરા દૂરથી તે ઝીણા સરપોલીઆ જેવી લાગે છે. તેથી આ વનસ્પતિને જલસરપોલીઆ કહે છે. નર ફુલો જ્યારે પરિપક્વ થાય છે ત્યારે સમૂહમાંથી છૂટા પડે છે, તે વખતે હજુ બીડાયેલી દશામાં જ હોય છે અને પાણીની સપાટી ઉપર આવીને તરવા માંડે છે. પછી તે ઊઘડે છે. તે જ વખતે માદા ફુલ પોતાની ડાંડીની આંટીઓના વળ છૂટાં કરીને તળીએથી પાણીની સપાટી ઉપર આવે છે. હવે નર ફુલો તરતાં તરતાં માદા ફુલના સંસર્ગમાં આવે છે અને તે વખતે તેના પરાગકોષના ફાટવાથી બહાર નીકળેલા કેટલાક ચીકણા પરાગકણો માદા ફુલના કમળની કિનારી ઉપર ચોંટી જાય છે. નર ફુલના પરાગકણો માદા ફુલે આ રીતે પોતાના કમળ ઉપર લીધા પછી માદા ફુલની ડાંડી ફરી ગૂંચળા વળી સંકોચાવા માંડે છે અને માદા ફુલ પાણીના તળીએ જઈ બેસે છે. ટૂંકમાં પાણીના તળીએ રહેતું માદા ફુલ પરાગસંયોગીકરણની ક્રિયા પૂરતું જ પાણીની સપાટી ઉપર આવે છે અને તે ક્રિયા પૂરી થતાં અને પોતાનો ઇચ્છિત હેતુ પાર પડતા પાણીના તળીએ તે પોતાની મૂળ જગ્યાએ આવી જાય છે. માદા ફુલમાં પછી ગર્ભાધાનની ક્રિયા અને તેના પરિણામે ફળ અને બીજું ઉત્પન્ન થવું વગેરે ક્રિયાઓ પાણીના તળીએ થાય છે. ફળ ત્યાં જ પાકે છે અને તેના બી વનસ્પતિનું નવસર્જન કરે છે.

એક તુચ્છ જણાતી વનસ્પતિમાં પણ કેવી અજાયબ અને રસમય નવસર્જનની ક્રિયા !

## વનસ્પતિ અને માનવી

વનસ્પતિ અને મનુષ્યને અનેક જાતનો સંબંધ રહેલો છે. મનુષ્યજાતિના નિર્વાહ કે શરીર-પોષણ માટેનો જરૂરી ખોરાક મુખ્યત્વે વનસ્પતિ જ

પરાઓ, પહેરવેશો, સંસ્કારો, ભૌગોલિક અવસ્થાન્તરો, ઈત્યાદિનું સમગ્રતાએ ખેડાણ કરતો કરતો હું લોકસાહિત્યમાં પલોટાયો છું.'

એ એમના ઉદ્‌ગાર (પૃ. ૨૫)ને સાચો ઠરાવે છે. એ રીતે જોતાં, સોરઠી લોકસાહિત્યના સંપાદક અને રસમીમાંસક મેઘાણીનું ઘડતર કેમ થયું તેની સુરેખ પ્રવાહી ઇતિહાસકથા એ બની જાય છે. એમણે પોતે જ કહ્યું છે તેમ તેમના વિષયની—લોકસાહિત્યની શોધનકથા છે એ. એને કૃતાર્થતા તો ત્યારે જ સાંપડે, જ્યારે

'........એક હાથ બધે પહોંચી શકતો નથી. બીજા હાથ નીકળતા નથી. યુનિવર્સિટીમાં કીડિયારાં ઉભરાય છે. શા ખપનાં ?' (પૃ. ૮૨)

એ સ્વ૦ મેઘાણીના વેદનાભર્યા ઉદ્‌ગારને યુનિવર્સિટીઘડ્યા જુવાનો તરફથી જવાબ મળે, અને એક મેઘાણીમાંથી અનેક મેઘાણીઓ એ ઊભા કરે. એમ બનશે ?

### રવિવંદના

[ સંપાદકો, ગુજરાતી સંસદ, શાંતિનિકેતન; પ્રાપ્તિસ્થાન, ભારતી સાહિત્ય સંઘ લિ૦ મુંબઇ—અમદાવાદ; મૂલ્ય અઢી રૂપિયા.

શાંતિનિકેતનનું સંસ્કાર–ઋણ જેમના પર છે એવા જુવાનોએ ગુજરાતના લેખકવર્ગની પાસેથી જેમ તેમ કરી લેખો મેળવી જે રવીન્દ્ર–સ્મારક ગ્રંથ આખરે પ્રગટ કર્યો તે આ. એની સામગ્રી ત્રણ ખંડમાં વહેંચાયેલી છે: (૧) લેખો, (૨) કાવ્યો અને (૩) અંજલિ. પણ પહેલા ખંડમાં 'શેષ'નું કાવ્ય ઘૂસી ગયું છે અને લેખો ને અંજલિઓ વચ્ચે બહુ તફાવત દોરી શકાય એવું નથી. બધા લેખો એક રીતે અંજલિઓ જ છે કારણ.

ગુરુદયાલ મલ્લિક, જી. રામચંદ્રન, નરસિંહભાઈ પટેલ અને રતિલાલ મહેતાના લેખો સંસ્મરણાત્મક પ્રકારના હોઈ રવીન્દ્રનાથના વ્યક્તિત્વના કોઇ કોઈ પાસાં પર ઠીક પ્રકાશ ફેંકે છે. ત્રણ રવીન્દ્રકાવ્યોના અનુવાદ સિવાયનાં બીજા ખંડનાં બધાં કાવ્યો, તેમજ બાકીના બે ખંડોમાંના કવિશ્રી ન્હાનાલાલ, મનસુખલાલ ઝવેરી, હરભાઇ ત્રિવેદી, પ્રેમશંકર ભટ આદિના લેખો રવીન્દ્રનાથ અને એમની પ્રતિભાને અપાતી અંજલિના સ્વરૂપના છે. કાવ્યોમાં 'સુન્દરમ્', 'શેષ' અને દુર્ગેશ શુક્લની કૃતિઓને આગળ મુકાય, અને ગદ્યાંજલિઓમાં એમની પોતપોતાની લાક્ષણિક ગદ્યછટાવાળી કવિશ્રી ન્હાનાલાલની અને મનસુખલાલ ઝવેરીની અંજલિઓ બીજી કરતાં વધુ ધ્યાન ખેંચે છે. બચુભાઇ શુક્લનો 'સાહિત્યસ્વામી' એ રવીન્દ્રનાથની સાહિત્યપ્રતિભાનો પરિચય કરાવવા મથતો લેખ પણ રવીન્દ્રનાથને અપાયેલી તેમના એક ગુજરાતી ભક્તની સુંદર અંજલિ છે. ઉમાશંકર જોષીનાં 'રવીન્દ્રનાથ અને આપણે' એ લેખમાં આપણા મહાપુરુષોને અંજલિ આપવાની આપણા લોકોની રીત તથા તે પાછળ કામ કરતા માનસ પર ઠીક સપાટા છે અને બાકી તો રવીન્દ્રનાથની કવિતાના જ સીધા અભ્યાસ માટે ઉદ્‌બોધન છે. બે લેખો—'સત્યમ્–સુન્દરમ્' (મૂળશંકર મો. ભટ) અને 'ગાંધીજી અને રવીન્દ્રનાથ' (રમણલાલ પટેલ)—ગાંધીજી અને રવીન્દ્રનાથની તુલના કરનારા છે, જેમાં બીજો વધુ સારો છે. અભ્યાસલેખોમાં 'ભૂમાનો ગાયક' (સુન્દરમ્), 'રવીન્દ્રનાથની દૃષ્ટિએ નારીની સાધના' (ક્ષિતિમોહન સેન) અને 'રવીન્દ્રનાથની સૂર-સૃષ્ટિ' (દિનેન્દ્રનાથ ટાગોર) એ ત્રણને ગણાવી શકાય, જોકે એમાં બીજો લેખ રવીન્દ્રનાથની ૧૯૨૦ની ગુજરાતની મુલાકાતના અને તે વખતે ગુજરાતનાં જુદાં જુદાં શહેરોમાં સ્ત્રીઓની સભામાં રવીન્દ્રનાથે કરેલાં ભાષણોના સારગ્રાહી હેવાલ જેવો વિશેષ બની બેઠો છે. પ્રેમથી, ખંતથી અને ઊંડાણથી રવીન્દ્રનાથના ગ્રંથોનો અભ્યાસ કરી એમનું જીવનદર્શન સારવવાનો તથા પોતાને સૂઝતી રીતે તેને સમીક્ષવાનો પણ પ્રયાસ જેમાં 'સુન્દરમે' કર્યો છે એ પહેલો લેખ તો આ સંગ્રહના બધા લેખોનો મુગટમણિ ઠરે એવો છે.

ક્ષિતિમોહન સેનના લેખમાં પૃ. ૧૨૩ પર 'પરંતુ કલ્યાણ સ્ટેશન આવતાં જ ભોળાનાથ સારાભાઇ

વનસ્પતિ આપે છે. જુદી જુદી જાતના ગુંદરો, રેઝીન તથા ટેનીન પદાર્થો, ઇન્ડિયા રબ્બર તેમ જ અનેક ઉપયોગી અને આર્થિક દૃષ્ટિએ અગત્યની વસ્તુઓ વનસ્પતિ પાસેથી મળે છે. આપણા આહારની એક જરૂરી વસ્તુ ખાંડ વનસ્પતિ પાસેથી મળે છે. ચા, કૉફી, કોકો, તમાકુ, અફીણ, ભાંગ વગેરે માદક પદાર્થો પણ વનસ્પતિ પૂરા પાડે છે.

ઉપર આપેલી ટૂંક માહિતી ઉપરથી સ્પષ્ટ રીતે સમજાશે કે વનસ્પતિ અને માનવીને, નિકટનો સંબંધ રહેલો છે, અને તેથી વનસ્પતિ પાસેથી માનવીને જુદી જુદી અગત્યની વસ્તુઓ વિષેનું સામાન્ય જ્ઞાન જરૂરી છે.



# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## પરકમ્મા

[ લે૦ ઝવેરચંદ મેઘાણી; પ્રે૦ ભારતી સાહિત્ય સંઘ—મુંબઈ–અમદાવાદ; મૂલ્ય અઢી રૂપિયા.

જેમના નામની આગળ દુર્ભાગ્યે 'સ્વ૦' શબ્દ મૂકવો પડે છે તે રા. મેઘાણીએ રા. ઉમાશંકર જોષીના એક સૂચનને ઝીલી લઇ પોતાની ટાંચણપોથીઓમાંની જે સામગ્રી લેખમાળારૂપે 'ઊર્મિ' માસિકમાં પ્રગટ કરી તેનું તેમની હયાતીમાં છપાયેલું આ ગ્રંથસ્વરૂપ છે. એમાં છે તો જેનાં પાંખીઆં સ્વ૦ મેઘાણીએ પોતાનાં પુસ્તકોમાં મેળવેલાં નહિ એવાં ટાંચણો, વણવપરાયેલા વાર્તાપ્રસંગોનાં વેરાયેલાં હાડકાં, દૂહા, છૂટક-તૂટક વાક્યો ને લાક્ષણિક ભાષાપ્રયોગો, એમના જ શબ્દોમાં કહીએ તો કોઢયનાં છોડિયાં જ; પણ યુદ્ધકાળમાં ભંગાર પણ સોનામૂલે વેચાતો થયો હતો, તેમ એવી છિન્નાભ્ર જેવી સામગ્રી પણ એમાં લેખનકળાના કીમિયાગર મેઘાણીને હાથે સાહિત્ય-સોનું બની ગઇ છે. વસ્તુને મનોરમ રીતે મૂકવાની મેઘાણીની કળાને, એમની કહેણીને, આ પુસ્તકનું પચાસ ટકા આકર્ષણ તો આભારી છે. કયારેક કર્તા કેટલાંક ટાંચણો છે તે જ સ્વરૂપમાં આપણી સામે ધરી દે છે, ક્યારેક તેમાં સૂચવાતા પ્રસંગ કે વાર્તાને આખી જ રજૂ કરે છે, કયારેક તેના પરથી ઉખળતાં સ્મરણો નોંધે છે, કયારેક શિવલાલ ગોસલિયા ને લાખાજીરાજ જેવાનાં નખચિત્રો પણ આલેખે છે, અને એ બધું કરતાં કરતાં પોતાને લોકસાહિત્યની ભાળ આપનાર વ્યક્તિઓની પરંપરાનો સળંગ પરિચય તે વાચકોને કરાવે છે. બીજી કોઈ વ્યક્તિને હાથે આવી વિચ્છિન્ન સામગ્રીનો આવો ઉપયોગ જ થાત નહિ, અને થાત તો એમાં અભિમુખ વાચકોના દિલને જકડી રાખનારી આવી રસાળતા આવત નહિ. પોતે લોકસાહિત્યનું સંપાદન-સંશોધન કેવી રીતે કર્યું, ક્યાંથી ને કેવી રીતે પોતાને એની ભાળ લાધી, કોણે કોણે એમાં આંગળી ચીંધવાનું અને એથી ય વધુ એ સાહિત્ય પૂરું પાડવાનું પુણ્ય મેળવ્યું, પોતાની વાર્તાકળાનું ક્રમશઃ ઘડતર કેમ થયું, કેટલું પોતે બેખબરીમાં ગુમાવી પણ દીધું—એ બધી વાતો ઠંડે પહોરે દાયરો જમાવીને સમરસિયાઓને જાણે આત્મીય ભાવે મિત્રદાવે મેઘાણી કરી રહ્યા હોય એવો જ અનુભવ પુસ્તકનું વાચન કરાવે છે. પુસ્તકની સામગ્રી મેઘાણીના આજ સુધીમાં પ્રગટ થયેલા લોકસાહિત્યનાં પુસ્તકો પર કેટલુંક નવું અજવાળું નાખે છે, તેમજ

'એમ ટીપે ટીપે, ટુકડે ટુકડે, સમસ્ત જીવન, ભાષા, વાણી, કવિતા, રીતરસમો, પશુઓ, પરં-




વાણીનો અંતિમ પરિપાક' કહેલ છે. લોકસાહિત્યના અન્ય પ્રકારોનું સંપાદન પતાવી, આયુષ્યના અંતભાગમાં લોકવાણીના એ અંતિમ પરિપાક તરફ સ્વ. મેઘાણી વળ્યા હતા, અને પોતાના લોકસાહિત્યના સંપાદનકાર્ય પર ભજનવાણીના સંપાદનનો કળશ ચડાવવા માગતા હતા. પણ વિધિએ કંઇક જુદું જ ધાર્યું હશે, એટલે આ એક સંગ્રહનું સંપાદન કરીને જ તેઓ ચાલતા થયા. લોકસાહિત્યના સંપાદનમાં તેમના છેલ્લા સંભારણા તરીકે આમ આ પુસ્તક ગુજરાત આગળ ઊભું રહેશે.

### લગ્નમંગલ

[ લે. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; સોલ એજન્ટ, રાયચુરા બૂક ડેપો, વડોદરા; કિંમત, સવા રૂપિયો ]

લેખકના જ શબ્દોમાં, 'સ્ત્રીપુરુષના લગ્નને અંગે આપણા પૂર્વજોએ સેંકડો વર્ષ સુધી જે આદર્શોનું રટણ કર્યું છે ને જે ભાવનાઓ સેવી છે તે પ્રગટ કરનારાં કેટલાંક વચનો, છેક ઋગ્વેદથી માંડીને ભવભૂતિનાં નાટકો સુધીના સંસ્કૃત ગ્રંથોમાંથી ભેગાં કરવાનો પ્રયાસ આ નાનકડા પુસ્તકમાં થયેલો છે.' ભારતવર્ષે નારીનું જે ગૌરવ કર્યું છે, સ્ત્રીપુરુષના લગ્નમાં પ્રેમ, સેવા અને સદ્ધર્માચરણને મહત્ત્વનું સ્થાન આપી, લગ્નનો જે આદર્શ ઘડ્યો છે, અને દાંપત્ય અને ગાર્હસ્થ્યની જે સમાજશ્રેયાર્થી ભાવના પ્રગટાવી છે. તેનું મંગલ દર્શન પુસ્તકમાંનાં શ્રુતિ–સ્મૃતિ–સાહિત્યનાં વિવેકપુરઃસર ચૂંટાયેલાં અવતરણોમાં થાય છે. ભારતના પ્રાજ્ઞો અને સંસ્કારનિર્માતાઓની આ અમર વાણી જેના જેના અંતરમાં પ્રવેશશે તેની સ્ત્રી પ્રત્યેની દૃષ્ટિ સુધરશે અને તેનો સંસાર મીઠો બનશે એમાં શંકા નથી. તેનું આવું સંયોજિત સંપાદન રા. ચંદ્રશંકર શુકલ જેવા શાસ્ત્રજ્ઞ અધિકારીને હાથે થયું છે એ આનંદનો વિષય છે. રા. રાયચુરાની માફક લગ્ન પ્રસંગે ભેટ આપવા માટે આ લઘુ પુસ્તકનો ઉપયોગ છૂટથી કરવા જેવો છે. પ્રથમ સંસ્કૃત અવતરણોનો ભાવાર્થ ગુજરાતીમાં મૂકી તેની નીચે મૂળ સંસ્કૃત પંક્તિઓ ગુજરાતી લિપિમાં આપી છે. આ વ્યવસ્થા સંસ્કૃતના અલ્પજ્ઞો અને અનભિજ્ઞોને ઠીક સગવડ કરી આપે છે. ત્રણ અઠવાડિયામાં આ લઘુ પુસ્તકની બીજી આવૃત્તિ કરવી પડી એ એને મળેલા સુયોગ્ય સત્કારની એક નિશાની છે.



## ઘર બાંધતાં પહેલાં આ વાંચજો

૧૯૩૮–૩૯ દરમિયાન હિંદુસ્તાનમાં ૧૫,૧૧,૯૦૦ ટન સીમેન્ટનું ઉત્પાદન થયેલું. ૧૯૪૫–૪૬ દરમિયાન એ આંકડો વધીને ૨૦,૭૫,૩૦૦ ટન ઉપર પહોંચેલો. ૧૯૪૬–૪૭ નું ઉત્પાદન લગભગ આટલું જ રહેશે એમ મનાય છે. પણ ૧૯૫૨ સુધીમાં હિંદનું સીમેન્ટ–ઉત્પાદન આજના કરતાં બેવડું બનાવવાની યોજના મધ્યસ્થ સરકારે કરી છે. એમ મનાય છે કે ૧૯૪૨માં સીમેન્ટની નાગરિક માંગ ૪૦ લાખ ટનની હશે, અને સરકારી કામોમાં બીજા ૧૦ લાખ ટન જોઈશે.

અત્યારે હિંદમાં સીમેન્ટના ૨૩ કારખાનાં છે. આ કારખાનાં આજે પોતાની શક્તિ કરતાં ઓછો સીમેન્ટ બનાવે છે. કારણ કે એમની માસિક જરૂરિયાત કરતાં ૧૫–૨૦ હજાર ટન ઓછો કોલસો આજે એમને મળી શકે છે. આવતાં પંદર વર્ષો દરમિયાન સીમેન્ટનું ઉત્પાદન બેવડાવવા માટે આ કારખાનાંને પૂરતો કોલસો પૂરો પડાશે એટલું જ નહિ પણ એમાંનાં ૧૫ કારખાનાં વિકસાવવામાં આવશે, તેમ જ ૧૯ નવાં કારખાનાં પણ ઊભાં કરવામાં આવશે.





હોથી, ભીમનો શિષ્ય દાસી જીવણ, મોગર, ભવાનીદાસ, આંબો છઠો, કાજી મહમદશા, મીરાં, ભોજલ, શામળો ને દેવીદાસ જેવાં ભજનિકોનાં રચેલાં અને ભજનમંડળીઓમાં ગવાતાં લોકજાણીતાં કુલ ૧૦૩ ભજનો કવિવાર નહિ પણ વિષયવાર ૭ વિભાગમાં એમાં સંગ્રહાયાં છે. એ ૭ વિભાગ તે (૧) ધણી અને ધરતી; (૨) ભક્તિનો માર્ગ; (૩) નવધા ભક્તિ; (૪) સતગુરુ; (૫) માનવ—અવતાર; અને (૬) પ્રેમ-લક્ષણા ભક્તિ. અમુક ભાવ કે સૂરનો પ્રધાન લલકાર ગજાવતાં ભજનોને ભેગાં મૂકી તેનું એક એક ઝૂમખું બનાવીને એવાં આ ૭ વિભાગનાં ૭ ઝૂમખાંની વ્યવસ્થા સ્વ. મેઘાણીએ સાધી છે. બાકી સજ્જડ વિભાગીકરણને આ ભજનો બહુ ગાંઠે એવાં હોતાં નથી.

ભજનમંડળીઓમાં આ ભજનો ગવાતાં એકાદ વાર સાંભળનાર તેના શુદ્ધ શબ્દસ્વરૂપને ભાગ્યે જ પકડી શકે એવું હોય છે. સ્વ. મેઘાણીએ અનેક વાર સાંભળી સાંભળીને આ કૃતિઓનો શુદ્ધ શબ્દપાઠ નક્કી કરવામાં કેટલો શ્રમ લીધો હશે એનો આ પરથી ખ્યાલ આવવો જોઇએ. શુદ્ધ શબ્દપાઠમાં સંતો ને ભજનિકોની વાણી પીરસવી એ જ એક સેવા છે. તેમાં વળી ભજનભાષાના કેટલાક લાક્ષણિક શબ્દોના અર્થ તેમ જ રહસ્યપૂર્ણ ભજનોના ભાવાર્થ આપી તે સમજવામાં સારી મદદ વાચકોને કરી વધુનો ઉમેરો તેમણે કર્યો છે. સંતવાણીના રસિયાઓ ને ભાવિકો એટલે અંશે મેઘાણીના ઋણી બન્યા છે.

ભજનોનો ખરો સ્વાદ તો લઈ શકાય એને મોકળે કંઠે ને 'ભાવ–ભગતિ' સાથે કોઈ ભજનિકને કે ભજનમંડળીને કંઠે ગવાતાં સાંભળીએ ત્યારે. ધોળા કાગળ પર છાપેલા કાળા અક્ષરોમાં પુરાઇ જતા એના શબ્દોનું વાચન આપણને એની ખરી મજા આપી શકે નહિ. વાંચતાં એ આકર્ષે તો તે તેના રહસ્યાર્થથી, અને તેને સાદી તળપદી ભાષામાં સચોટ ઉપમાઓ, દૃષ્ટાંતો અને રૂપકોની સહાયથી માર્મિક રીતે રજૂ કરતી તેનાં રચનારાંઓની સહજોપલબ્ધ કળાથી. 'ઓળખો', 'થોડે થોડે પિયો', 'બોલ રે કહેણ છે', 'અબળા એમ ભણે', 'જેને દીઠે નેણલાં ઠરે', 'આવડાં તે રૂપ!', 'પવન–ચરખો', 'જેસલ કરી લે વિચાર', 'કાગળ', 'જંગલ બીચ', અને 'ગારુડી' એ શીર્ષકોવાળાં ભજનોને તથા ગંગાસતીએ પાનબાઇને પરમ પંથ પ્રબોધતાં સંભળાવેલાં પદોને આ સંગ્રહનાં એવાં આકર્ષક ભજનો તરીકે અવશ્ય ગણાવી શકાય, જોકે આવાં ગેય ભજનોની બાબતમાં તો પસંદગી વ્યક્તિ વ્યક્તિની જુદી જુદી હોય.

સંગ્રહ સાથે જોડેલો પ્રવેશક મૂલ્યવાન છે. એ સાવ નવો નથી. વિલેપારલે સાહિત્ય સભાના રજત-મહોત્સવ ગ્રંથ 'સાહિત્ય પરામર્શ'માં તથા ૧૯૩૨ના 'બુદ્ધિપ્રકાશ'ના ઓકટોબર–ડિસેંબર . અંકમાં પ્રગટ થયેલા પોતાના બે લેખોને સુધારી તેમનો સરવાળો કરી, શબ્દ, સૂન–ગઢ, નૂરત–સૂરત, વચન, ગગનમંડળ, ત્રિકુટિ મહેલ, ઇંગલા, પિંગલા, સુખમણા, નાદ, બુંદ, ઉનમની જેવા ભજનવાણીના રહસ્યમય શબ્દો તથા 'ઊલટાં નીર શિખર પર ચડિયાં' જેવા પયોગોની સમજૂતી સ્વ. મેઘાણીએ તેની સાથે જોડીને એ પ્રવેશક તૈયાર કર્યો હતો. પ્રો. રાનડે અને રા. હજારીપ્રસાદ ત્રિવેદીના ટેકાથી મધ્યકાલીન રહસ્યવાદની શુદ્ધ ભારતીયતા સિદ્ધ કરી, ગુજરાતનાં ભજનિક સંતોને એ મધ્યકાલીન રહસ્યવાદના 'નાના નાના પ્રણાલિવાહકો' કહી, તેમની ભજનવાણીને 'મૂળ પરંપરાનો જ નિજત્વના તોર પર પ્રવહમાન રાખેલો સાહિત્ય–સ્રોત' અને સ્વાનુભવની સંપત્તિનું પરિણામ ઠરાવવા સ્વ. મેઘાણીએ એમાં સરસ પ્રયત્ન કર્યો છે. ભાણ, ખીમ, રવિદાસ, મોરારસાહેબ, સંત હોથી, ત્રિકમ સાહેબ, અને દાસી જીવણ એ ભજનિક સંતોનાં જીવન અને ચમત્કારો વિશે યથોપલબ્ધ માહિતી રજૂ કરી તેમની વાણીની પ્રસાદી પણ વાચકોને તેમણે એમાં ભેટ ધરી છે, જે પણ પ્રવેશકનું મૂલ્ય વધારી આપે છે. યોગની પરિભાષાના પ્રયોગોની અંતે આપેલી સમજૂતી તો સંગ્રહનાં ભજનોને સુગમ બનાવતી સામગ્રી લેખે અનિવાર્ય હતી.

ભજનસાહિત્યને સ્વ. મેઘાણીએ પ્રવેશકમાં 'લોક–




એજન્ટ : કંચનલાલ વાડીલાલની કું.

મંગળદાસ રોડ, મુંબઇ ૨.




*Famous for Durability & Figure Fit*



PIYUSH
UPLIFT
*:Brassiere*

*Lift that never lets you down*

રૂપની લાવણ્યભરી સજાવટ માટે
પીયૂષ અપલીફટ
## બ્રેસીયર

લવલી રૂા. ૩, યંગસ્ટર રૂા. ૪-૮
પ્યોર સીલ્ક રૂા. ૭/૮, સાટીન રૂા. ૪
મોડર્ન રૂા. ૨, વીનસ રૂા. ૨-૮

## પીયૂષ હોઝીયરી વર્કસ
રાજામ્હેતા સ્ટ્રીટ, અમદાવાદ

અનેક રોગની એકજ દવા

# જીવનધારા

કોલેરા, સંગ્રહણી શરદી, બદનનો દુખાવો, પાણીવિકાર, સંધિવા, અશક્તિ, સોજા, અજીર્ણ અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત, દાઢમાં કળતર, પેટ પેઢુનો દુખાવો, અમુંઝણ, ઝેરી ડંખ, મોઢાની દુર્ગંધી, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું, તથા અનેક જાતના દરદોમાં તેમજ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમૂલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂા. ૧॥, વચલી બાટલી રૂા. ૧ અને નાની બાટલી રૂા. ০॥≈ ટ.ખ. જુદું.

દરેક ઠેકાણે વેચાય છે
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક "જેનસ" નં. ૩૦૨

## જે. એન. શેઠના-નડિયાદ

સ્ટોકીસ્ટ : કંચનલાલ વાડીલાલની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ-૨

બીજા ભલે આશા આપે કે

એમનો















પરંતુ
અમારો નમ્ર દાવો તો એટલોજ
છે કે,
ન્હાવા માટે કાન્તિ જેવો બીજો
કોઈ સાબુ નથી

કાન્તિ

રંગતામાં અજોડ




સ્વસ્તિક ઑઇલ મીલ્સ લીમીટેડ,
મુંબઈ.

SOM. 28

ડીસ્ટ્રીબ્યુટર્સ : વેસ્ટર્ન ઈન્ડિયા પ્રોસ્પેક્ટિંગ સિન્ડીકેટ લિ. પો. બો. નં [illegible] અમદાવાદ



## પાછલે બારણે
પન્નાલાલ પટેલ

૨-૮-૦

## ગુજરાતી ભાષાલેખન
કેશવરામ કા. શાસ્ત્રી

૫-૦-૦

## હિમાલયનું પર્યટન
હિંમતલાલ દુનારા

૩-૦-૦




ભાગ બીજો

૩-૮-૦

'વિવેચનના પંડિત લેખે નહિ, એવા પંડિત બનવાની ઉમેદ રાખીને ય નહિ, પણ એક સામાન્ય સમજના રસિક વાચકે લખે જ આ લખાણો કર્યાં છે. જે કાંઇ આ પરિભ્રમણ ને માર્ગે પ્રાપ્ત થતું ગયું છે તેનાં સારાં અંતર પર પડેલાં પ્રતિબિંબોને ઝીલી ઝીલી અન્ય સામાન્ય વાચકોને એ રસાસ્વાદના સહભાગી બનાવવાનોજ આ લખાણો કરતી વેળા નમ્ર આશય હતો. સામાન્ય વાચકની કક્ષાથી ઉપર જવાની જરૂર પણ નહોતી. સામાન્ય એ જ મારી દૃષ્ટિએ સંગીન છે. સામાન્ય વાચકની અંદર સારાસાર વિવેક બુદ્ધિ અને સદભિરુચિનો ઉદ્ગમ કરાવવો એ પાંડિત્યમાં પાવરધાપણું પ્રાપ્ત કરવા કરતાં વિશેષ જરૂરની વાત છે!'

## મહાન વૈજ્ઞાનિકો
ભાગ પહેલો
ડૉ. સુરેશ મં. શેઠના
ડૉ. નરસિંહ મૂ. શાહ

૧-૦-૦

## પુનરાગમન
જગદીપ વીરાણી

૨-૦-૦

## ૧૮૫૭ ને જલિયાંવાલા
દર્શક

૨-૮-૦

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ગીમરાજ બિલ્ડિંગ, ૪૦૫ કાલબાદેવી રોડ, મુંબઇ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ
પ્રગતિ સાહિત્ય મંદિર : ખપાટિયા ચકલો : સુરત


પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણિકચંદ રવાણી; ૧૬ શ્રીમાળી સોસાયટી : અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : હરણવાળી પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ

બાળકોને

# કેસ્ટોફીન

બહુ ભાવે છે

કારણ કે એ ચોકલેટ જેવી સ્વાદિષ્ટ લાગે છે, જ્યારે બીજી ખરાબ વાસવાળી જુલાબની દવાઓને બાળક ધિક્કારે છે.







## કેસ્ટોફીન

તંદુરસ્તી માટેનું સંપૂર્ણ સાધન છે, કબર્જિયાત મટાડે છે, એની કાયમી ટેવ પડતી નથી.

એક બાટલી જરૂર વસાવો.

# CASTOPHENE

Chocolate LAXATIVE

---

BRAHMI-ALMOND BRILLIANTINE

BRAHMI-ALMOND HAIR OIL

GOLDEN SHIKAKAI SOAP

WIPE DEPILATORIES

TALCUM POWDERS

PERFUMES

Allwyns

ALLWYNS LTD.

BOMBAY 4






સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક પાંચમો

ઑગસ્ટ : ૧૯૪૭

ક્રમ



: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂા. ૭-૦-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

છૂટક નકલ બાર આના

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ




એજન્ટ : કંચનલાલ વાડીલાલની કું.

મંગળદાસ રોડ, મુંબઇ ૨.




ટેસ્ટદાર પાનમાં ખાવા માટે
ખુશબોદાર

## રાધાકૃષ્ણ છાપ કાથો
## રાધાકૃષ્ણ છાપ મુખવાસ

ટેસ્ટફુલ અને સુગંધીદાર પાન માટે
વાપરી ખાત્રી કરો.

બનાવનાર:

## શેઠ સી. સી. કડીવાલા

સોલએજન્ટ:

જયંત વી. શાહ એન્ડ કું.
તલોદ સ્ટેશન જિ. અમદાવાદ.

ગામેગામ એજન્ટો નીમવાના છે.

અનેક રોગની એકજ દવા

# જીવનધારા

કોલેરા, સંગ્રહણી શરદી, બદનનો દુખાવો, પાણીવિકાર, સંધિવા, અશક્તિ, સોજા, અજીર્ણ અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત, દાઢમાં કળતર, પેટ પેઢુનો દુખાવો, અમુંઝણ, ઝેરી ડંખ, મોઢાની દુર્ગંધી, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું, તથાઅનેકજાતનાદરદોમાંતેમજ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમૂલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂા. ૧॥, વચલી બાટલી રૂા. ૧ અને નાની બાટલી રૂા. ૦॥ ટ.ખ. જુદું.

દરેક ઠેકાણે વેચાય છે

રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક "જેતસ" નં. ૩૦૨

## જે. એન. શેઠના-નડિયાદ

સ્ટોકીસ્ટ : કંચનલાલ વાડીલાલની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ-૨



# સ્મૃતિરક્ષા

રવીન્દ્રનાથ ટાગોર

આજકાલ આપણા દેશમાં મહાપુરુષો અવસાન પામતાં એમની સ્મૃતિ જાળવવા સભાઓ ભરાય છે. આવી સભાઓ વારંવાર નકામી નીવડે છે તે આપણે જોયું છે.

જે જે દેશમાં આ માટે કંઈ પ્રયત્ન થયો છે તે તે એક વિશેષ સ્થાને આવી અટકી જાય છે. એથી આગળ વધવા ઇચ્છતો નથી તે દેશમાં તે પ્રયત્નને બીજો કોઈ સરળ માર્ગ દાખવવો એ મને સુ-કાર્ય લાગે છે. જ્યાં દ્વાર નથી માત્ર દીવાલ જ ઊભી છે ત્યાં ધક્કામુક્કી કરવાથી શો લાભ ?

આપણા દેશમાં માનવની મૂર્તિપૂજા પ્રચલિત નથી. એ પૂતળા-પ્રથા આપણે યુરોપમાંથી લાવ્યા છીએ. પરંતુ હવે એ કૃતકાર્ય બને એવાં લક્ષણ દેખાતા નથી.

ઇજિપ્ત તરફ મૃતદેહને એમ ને એમ જાળવી રાખવાની—મસાલા ભરી કાયમ રાખવાના પ્રયત્નો થયા છે. યુરોપ મૃતદેહને કબરમાં મૂકી એ ત્યાં સલામત છે એમ મન મનાવે છે. જ્યારે જે રહેવાનું નથી એ માટેનો મોહ તદ્દન મૂકી દઈ આપણે ત્યાં મૃતદેહનો અગ્નિ-સંસ્કાર કરવા તરફ જ લક્ષ રહ્યું છે.

છતાં યુરોપમાં વાર્ષિક શ્રાદ્ધ નથી, આપણે ત્યાં છે. દેહ નથી કહી, જેને શ્રદ્ધા સહ પ્રણમવાનું છે એ નથી એમ આપણે માનતા નથી. મૃત્યુ પછી આપણે દેહને બધા સંબંધ-વ્યવહારથી મુક્ત કરી અનશ્વર પુરુષને માનીએ છીએ. આપણો આ જાતનો સ્વભાવ ને અભ્યાસ હોઈ માનવ—મૂર્તિની સ્થાપના માટે આપણે જોઈએ એવો ઉત્સાહ અનુભવતા નથી. ઊલટાની આપણે ત્યાં મૂર્તિ કરતાં કીર્તિની જાળવણીની વાત પ્રચલિત છે. માણસ મૃત્યુ પછી આ દુનિયામાં મૂર્તિથી નહિ પણ કીર્તિથી જીવંત રહે છે, આ વાત આપણે સહુ સ્વીકારીએ છીએ. 'कीर्ति यस्य स जीवति 'નો અર્થ જ એ કે જેની સુનામના છે એમને મૂર્તિરૂપે ટકી રહેવાની જરૂર નથી.

પણ કીર્તિ તો મહાપુરુષની ખુદની હોય છે, એની પૂજા તો આપણા તરફથી થવી ઉચિત છે. ફક્ત લઈએ, આપીએ કંઈજ નહીં તે ચાલે નહિ.

ઉપરાન્ત મહાપુરુષને યાદ કરવા એ આપણું કર્તવ્ય જ છે એટલું જ નહિ, એમાં આપણો લાભ પણ સમાયેલો છે. જો એમનું આપણે સ્મરણ નહિ કરીએ તો આપણે એમને

# જ્યાંથી બધું ઉદ્ભવે છે

**अज्ञात**

ખીજડીયા જંકશને આ પ્રમાણે ટાંટીયા ઠોકતા બેસી રહેવું પડશે એમ ધારેલું નહિ. એટલે જ્યારે ગાડી રાત્રે આવવાનો હવે સંભવ નથી, એમ સ્ટેશનમાસ્તરે કહ્યું, ત્યારે એ નિરાશા ભરેલા આશ્ચર્યને ડૂબાડી દેવા એક 'કોપ' ગોળની, ખાંડની કે જેની મળે તેની ચા મગાવી પીધી. પછી સામેની ધર્મશાળામાં ધામા નાખવાનો નિશ્ચય કરી લીધો.

પણ કોણ જાણે કેમ ધર્મશાળા સાથે મારે જૂની લેણાદેણી છે. કોઈ ને કોઇ હરિનો લાલ એમાં મને ભેટી જ જાય છે. આજ પણ જ્યાં હું દરવાજામાં પગ મૂકું છું, ત્યાં 'ઓ હો હો હો!...' એમ કોણ જાણે કેટલા 'હો હો હો' કરતો બાલમુકુંદ જ મળી ગયો. પહેલાં તો મેં એને ઓળખ્યો નહિ. પણ ત્યાં તો એણે જ ફોડ પાડી: 'કેમ ભૂલી ગ્યા સા'બ? પેલી જુનાગઢની પંચહાટડીની વીશી? તમે જમવા આવતા!'

'અરે હા, હા, આ તો બાલમુકુંદ! પણ તું અહીં ક્યાંથી? તું તો આફ્રિકા ગ્યો'તો ને?'

'આફ્રિકામાં જ હતો સા'બ! હમણાં વળી દેશમાં આવ્યો છું!'

'એમ? ઠીક ઠીક, લે, ક્યાં બેસાય તેવું છે?'

ધર્મશાળાની ઓશરીમાં એક શેતરંજી પાથરીને બીજા પણ બે જણા બેઠા હતા. બાલમુકુંદે મને કહ્યું: 'આવોને—અમે ત્યાં પાથર્યું છે!'

અમારા જેવા જ રખડી પડેલા બીજા વટેમાર્ગુ પણ ત્યાં હતા. કોઈ ગંજીફો કૂટતા હતા. કોઈ ચોવટમાં પડ્યા'તા, કેટલાક ચા પીતા'તા. ક્યાંક વાતો ચાલતી'તી. વખત કાઢવાની સૌએ નવીનવી જુક્તિઓ શોધી હતી.

અમે પણ અમારી નોખી મંડળી જમાવી.

'તું તો આફ્રિકા બહુ રખડ્યો બાલમુકુંદ! શું કરે છે ગુલાબભાભી?' નિરાંતે બેઠા એટલે મેં બાલમુકુંદની સામે જોઈને કહ્યું. એનો અનુભવ સાંભળવાની કાંઇ ઓર મજા આવશે એમ ધારીને મેં આ કહ્યું. કારણકે હું એની સાથે જૂનાગઢમાં ઘણો વખત રહ્યો હતો એટલે પરિચય તો હતો જ. બાલમુકુંદ હમણાં ગુલાબભાભી વિષે કાંઈક કહેશે એમ મેં ધાર્યું હતું પણ એ કાંઇ બોલ્યો નહિ.

'કેમ કાંઈ બોલ્યો નહિ બાલમુકુંદ? કહું છું, ગુલાબભાભી શું કરે છે?' 'મરી ગઈ!' બાલમુકુંદ બોલ્યો. પણ અવાજમાં ભારોભાર કડવાશ ભરી હતી. મને જરાક નવાઈ લાગી.

'અરર! ક્યારે?' મેં મોટેથી કહ્યું.

પણ એની ભેગા બે જણા હતા, એમણે તરત કહ્યું: 'તમે આંહીં મળી ગયા તે ઠીક થયું ભાઇ! તમે એને બે વેણ કહી શકશો એમ લાગે છે. એનું મગજ ફરી ગયું છે!'

'કેમ શું છે? દુનિયામાં કોઇ મરતું નહિ હોય બાલમુકુંદ? નામ એનો નાશ તો કહ્યો છે!' મેં બાલમુકુંદને સસ્તી ફિલસફીનું પડીકું આપ્યું.

'પણ કાકી તો એ બેઠી રાતી રાણ જેવી; આ બાલમુકુંદ કાકા ચોળીને ચીકણું કરે છે!' એમાંથી એક જણો બોલ્યો.

'ચોળીને હું ચીકણું કરું છું કે તમે બ્રાહ્મણના છોકરા ઊઠીને વાઘરાવેડા કરો છો?' બાલમુકુંદ ખિજાઇ ગયો.

'પણ છે શું? વાત કરોને—મારાથી કાંઇ બને તેમ હોય તો—'

'અરે! સા'બ? કાંઇ નથી. આ બોલ્યો એ મારો ભત્રીજો છે, ભગવાનજી. અને આ બીજા છે તે મારા મામા છે, નરોત્તમ. હવે એ બન્ને જણા મારી પાસે જાકુબનો કામો કરાવવા માગે છે, ને મારે એ કરવો નથી!' બાલમુકુંદે હાથને છંટકારતાં ભારપૂર્વક કહ્યું.

'શું એ કામો છે એ કહોને—મફતના ખોટું શું કામ ભરાવો છો?' ભગવાનજી, એનો ભત્રીજો બોલ્યો.





ગુમાવી બેસીશું. જેટલો લાંબો સમય આપણે મહાપુરુષોનું ચિંતવન કરીશું—એમની પૂજા કરીશું, એટલો જ લાંબો સમય તેમની સ્મૃતિ આપણા આ દેશમા સ્થાયી ઐશ્વર્યરૂપે વધતી રહેશે.

મહાપુરુષોની યાદગીરી કાયમ રાખવા એક દેશી રીત આપણે ત્યાં પ્રચલિત છે. ભણેલા લોકો એ તરફ ખાસ ધ્યાન નથી આપતા. આપણે ત્યાં જયદેવની મૂર્તિ નથી, આપણે ત્યાં એના નામે મેળો ભરાય છે.

જો એની મૂર્તિ હોત તો આટલા દિવસ સુધી કોઈ જંગલમાં અથવા કોઈ કાળા પહાડમાં એની શું ગતિ થઈ હોત તે કહી શકાતું નથી. બહુ બહુ તો એના ભગ્નાવશેષો મ્યુઝિયમમાં પડ્યા પડ્યા વિદ્વાનો વચ્ચે વાદ–વિવાદનું સાધન–કારણ બન્યા હોત.

મૂર્તિ મેદાનમાં કે રસ્તાની બાજુએ ઊભી હોય, મુસાફર કુતૂહલવશ કદાચ પળવાર એનાં તરફ જોઈ રહે, યા જોયા વિના એમ ને એમ ચાલ્યો જાય. કલકત્તામાં જે મૂર્તિઓ-પૂતળાં ઊભા છે, એનો ઇતિહાસ શહેરના વધુ ભાગના લોકો નથી જાણતા. એ તરફ નજર નાંખી જોતા પણ નથી.

એકવાર સભા બોલાવી, ફાળો ભેગો કરીને વિલાયતના કોક શિલ્પી પાસે અનુરૂપ યા વિરૂપ એવી એક મૂર્તિ—(પૂતળું) તૈયાર કરાવી કોઇક સ્થળે ઊભી કરી દીધી, ને તે પછી મ્યુનિસિપાટીની જવાબદારી ઉપર રહી. આ પદ્ધતિ સ્વર્ગસ્થને અત્યંત ટૂંકાણમાં "થેન્કસ" આપી વિદાય આપવા જેવી ગણાય.

સ્વ.ને નામે એકાદ લાયબ્રેરી યા વિદ્યાલય ઊભું કરો તો પણ થોડા દિવસ પછી અનેકવિધ કારણે એનો લય થાય યા એ વિકૃત બની જાય એ સંભવિત છે.

પરંતુ મેળામાં જે સ્મરણું સચવાય છે, તે નિત્યનવીન, ચિરકાળ સજીવ, એક યુગથી બીજા યુગ સુધી ધનિક—દારિદ્ર, વિદ્વાન—મૂર્ખ સહુ મળી એને વહન કરે છે. એને કોઇ ભાંગી શકતું નથી કે એને કોઇ ભૂલી શકતું નથી. એ માટે કોઈને નથી ફાળો ઉઘરાવવો પડતો કે એ માટે કોઈને નથી અપીલો બહાર પાડવી પડતી. એ તો આપ મેળે—અતિ સરળતાપૂર્વક પોતાને જીવંત રાખતો ચાલ્યા જ કરે છે.

આપણો શિક્ષિતવર્ગ આ વાત જરા વિચારી જોશે? રામમોહનરાય, વિદ્યાસાગર, અને દેવેન્દ્રનાથ વગેરેનાં સંભારણાને વિદેશી રીતે વેડફી ન દેતાં—વ્યર્થ જવા ન દેતાં, શહેરના માત્ર થોડાક ભણેલાઓમાં જ પરિમિત ન કરતાં દેશની પ્રચલિત્ત રીતે સર્વકાળ અને સર્વસાધારણમાં ફેલાવવાનો પ્રયત્ન કરશે ખરો ?

[ રવીન્દ્રનાથના કોઇ પણ પુસ્તકમાં પ્રગટ ન થયેલો આજથી ૩૮ વર્ષ પૂર્વે બંગાળી સંવત ૧૩૧૨ના વૈશાખમાં લખાયેલો આ લેખ શ્રી સજનીકાન્તદાસ સંપાદિત 'શનિવારે—ર ચિઠ્ઠી'ના રવીન્દ્ર—અંકમાંથી ઉતારવામાં આવ્યો છે. આજે જ્યારે કેટલાક મહાપુરુષોની સ્મૃતિરક્ષા માટે આપણે પ્રયત્નો કરીએ છીએ ત્યારે આ લેખમાંનો વિચાર ઘણાને પ્રેરણારૂપ બનશે ]

અનુવાદકઃ રમણીક મેઘાણી

માસિક નોંધ

## સ્વરાજ્ય આવ્યું છે—
### સુરાજ્ય મેળવવાનું બાકી છે

ચોથી જુલાઈના અમેરિકન સ્વાતંત્ર્ય-દિને બ્રિટિશ પાર્લામેન્ટમાં રજૂ થયેલા હિંદી સ્વાતંત્ર્ય ખરડાએ ૧૮મીની સાંજના ચાર વાગ્યા સુધીમાં તો આમસભા, ઉમરાવસભા અને ઇંગ્લંડના રાજાની સંમતિ મેળવી લીધી અને કાનૂનનું સ્વરૂપ ધારણ કર્યું. બ્રિટને દોઢ સૈકાથી પોતાને ગળે બાંધેલું ઘંટીનું પડ આખરે આમ છોડયું છે. આવા મહાન પલટાઓ આટલી સરળતાથી અને આટલી ઝડપથી થઇ રહ્યા છે તેથી આ દેશનાં કરોડોની મતિ મુંઝાઈ ગઇ હશે, સગી આંખે દેખાય છે તે માન્યામાં નહિ આવતું હોય. લંડનમાં અને દિલ્હીમાં સ્વરાજની ચાંપો દબાઇ રહી છે, પણ લાખો ગામડાંમાં દીવા નહિ પ્રગટતા હોય.

ગુલામીના સૂસવતા વાયરાએ કેટલીય પેઢીઓથી એકસામટા બુઝાવી નાખેલા દીપકોને ફરી પ્રગટાવવાનું કામ દેશના રાજદ્વારી આગેવાનો, સામાજિક કાર્યકરો, શિક્ષકો, પત્રકારો અને શિક્ષિત જુવાનોએ ખંત, પરિશ્રમ, કુનેહ અને મક્કમતાપૂર્વક કરવાનું રહે છે. આપણા દેશે સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું તે નાનીસૂની વાત નથી, પરંતુ આપણી પ્રજા માટેનું જે સુરાજ્ય આપણે હજી હવે જ મેળવવાનું છે તેનું મહત્ત્વ આ સ્વરાજ કરતાં પણ વિશેષ છે, તે ન ભૂલીએ.

## સ્વાતંત્ર્ય-પર્વની ઉજવણી
### તો જ યાદગાર બનશે

હિંદી પ્રજાસત્તાકની મધ્યસ્થ તેમજ પ્રાંતિક સરકારોનાં બંધારણો બંધારણસભાની જુલાઈની ૧૪મીએ શરૂ થયેલી બેઠકમાં આખરી સ્વરૂપ ધારણ કરી રહ્યાં છે. તેને વિશેની ચર્ચાઓમાં મુસ્લિમ લીગના પચીસેક અને દેશી રાજ્યોના ચાલીસેક રાજ નીમ્યા તેમજ પ્રજાકીય પ્રતિનિધિઓ સંકુચિત પક્ષાપક્ષીથી પર રહીને ભાગ લઇ રહ્યાં છે. રેંટિયાને સ્થાને અશોક-ચક્ર મૂકીને બનાવેલા નવા ત્રિરંગી રાષ્ટ્રધ્વજને વફાદાર રહેવાનો કોલ બંધારણ સભાના પુનિત ઘૂંમટ નીચેથી લીગવાદી સભ્યોના મોવડી શ્રી ખલિકુઝમાને આપ્યો છે. ૧૫મી ઓગસ્ટની ગૌરવભરી ઉજવણી માટેના આદેશો દિલ્હીની કોંગ્રેસ કારોબારીની બેઠકમાંથી છૂટયા છે. એ દિવસની ઉજવણી હિંદમાં અને પાકિસ્તાનમાં, હૈદ્રાબાદમાં, ત્રાવણકોરમાં ને તમામ રાજસ્થાનોમાં, પૂર્વ બંગાળમાં ને પશ્ચિમ પંજાબમાં, સરહદમાં ને સિલ્હટમાં, હિંદુ-મુસલમાનો, શીખ-પારસી-ઈસાઈઓ, રાષ્ટ્રવાદીઓ ને કોમવાદીઓ, એકસરખા ઉત્સાહપૂર્વક ઊજવી શકે વિદેશી રાજ્યના અંતકાળે પોતાનો ઉલ્લાસ પોતાની રીતે મુક્તપણે વ્યક્ત કરી શકે અને આનંદ-સાગરમાં પોતાના તમામ મતભેદોને, એક દિવસ પૂરતા પણ, ડુબાડી દઈ શકે તો એ દિવસની શોભા ઇતિહાસમાં યાદગાર બની જશે.

## પૂર્ણસ્વરાજને વિસારી
### 'સંસ્થાનપદ'ને રખે મોહી પડીએ

અલબત્ત આ આનંદોત્સવ સપ્રમાણ હશે તો જ તે શોભશે, કારણ કે આપણા સુખના કટોરા હજી છલકાઇ ગયા નથી. સ્વતંત્ર હિંદનું બંધારણ આ વર્ષની આખર સુધીમાં ઘડાઈ જાય અને તે પછી હિંદ એક 'સંસ્થાન' મટીને પ્રજાસત્તાક બને તે દિવસને માટે આપણા આનંદ-દર્શનની પરાકાષ્ઠા આપણે બાકી રાખવાની છે. ૧૫મી ઓગસ્ટે જે દરજ્જો આ આ દેશ પ્રાપ્ત કરશે તે ગાંધીજી જેવાએ પણ નૂતન રાષ્ટ્રધ્વજમાં એક ખૂણે યુનિયન જેક રાખવાની કરેલી સૂચના પરથી પામી શકાય છે. એ સૂચનને આજે આપણે ભલે ધુત્કારી કાઢીએ અને યુનિયન જેકને હિંદમાંથી અદૃશ્ય બનાવીએ, પણ આપણા સંસ્થાનપદમાં પણ ગુલામીના સાપ ગયા પછીના જે લિસોટા રહી ગયા હશે તેના ભણકારા આપણને એ શબ્દોમાંથી સંભળાયા કરશે. સંસ્થાન દરજ્જો પ્રાપ્ત કર્યા પછી પૂર્ણ સ્વાતંત્ર્યપ્રાપ્તિના પ્રયત્નોમાં આપણે જરાય ઢીલા ન રહીએ, રખેને બ્રિટિશ સામ્રાજ્યસમૂહના સભ્યપદના મોહમાં ન પડી જઇએ, એ જ ચેતવણી આ સૂચનના ગર્ભમાં રહેલી છે.

## માઉન્ટબૅટનના 'લાટ'પદ પાછળથી
### ડોકિયાં કરતો ભય

આવા મોહથી આપણે પર નથી થઇ ગયા તેની





'શું કામો છે બાલમુકુંદ?'

'અરે! જાવા દ્યોને સાંબ! તમે મફતના વેદ-વાન માણસ-અમે ભાઇ'સાબ! ભઠીયારા, પણ અમારે તો એ—આ છે નાં—એની કિમ્મત છે. શરીરમાં નાક કાંઇ એક મણનું ન હોય નરોત્તમ મામા! એ હોય ચણા જેટલું, પણ એ હોઇને મનખાદેહ. બાકી આ માળખાની કિમતે'ય શું છે? બાલમુકુંદ પોતાના નાકને પકડી રાખીને જ બોલતો રહ્યો: 'મારે તો મામા! આ તરભોવન જમરૂખીયાનો વંશ હાલે તો'ય ભલે ને ન હાલે નાં, કોઇ પાવળું પાણી પાનાર ન રહે તોય ભલે—બાકી આ ગળઢેગઢપણ હવે નવો સંસાર માંડવો નથી, ને જૂનો રાખવો નથી!' બાલમુકુંદે એના મામાને ખભે એક હાથ મૂકીને જોરથી કહ્યું. મામો ભાણેજ આમ સરખી વયના લાગ્યા. એટલે મિત્ર જેવી છૂટથી બાલમુકુંદ બોલી રહ્યો હતો.

'પણ એક વખત બાલમુંકુંદ! આકરા પડ્યા વિના વાત તો તું કર!'

'અરે! સાંબ! એમાં શું માલ છે? તમને ખબર છે નાં હું આફ્રિકા કમાણી કરવા ગયો હતો?'

'હા—એ તો મને ખબર છે!'

"ત્યારે અમે જમરૂખીયા—અમારું ગામ જમ-રૂખીયું, એટલે જમરૂખીયા કહેવાઇએ છીએ. આફ્રિકાથી મેં જમરૂખીયા કાગળ લખ્યો કે હું ફલાણી સ્ટીમરમાં ફલાણે દિવસે આવું છું. આટલાં વરસે—સાત વરસ થયાં હો, સાંબ!—દેશમાં આવું ને ઘેર કાંઈ ન લાવું તો તો ભુંડો લાગું, એમ ધારીને મુંબઇ શહે-રની બે દિની રોકાણ અને રસ્તાના દિ—બધુંય ગણીને બરાબર કે દિ ઘેર આવીશ એના સમાચાર મેં આપ્યા;

"જમરૂખિયું ગામ અમથુંય અટકચાળું છે. પણ આ વાતની ખબર કોક અદકપાંસળીનાને પડી ગઈ હશે, એટલે બે જણાએ ગોઠ કરી. આફ્રિકાથી આવે છે તે માલ મલીદો હારે હશે. આપણે એને લૂંટી લેવો.

"ગાડી તો તમે જાણો જ છો. મોડા પડવાની એને નવાઇ નથી. અને ત્રણ ચાર ગાઉ પગેપાળા જતાં થાય વાર, એટલે મેં કર્યો ટપો. અને મોડા તો મોડા, પણ ઘરનો પંથ લીધો. આજ હું આવીશ એમ ઘરમાં તો કોઈએ ધાર્યું પણ નહિ હોય. અને ઘરમાં તો બીજું હતું પણ કોણ? મારી મા તો વરસ દિ પહેલાં મરી ગયાં 'તાં. પહેલાં આપેલી તથ પ્રમાણે તો હું ચાર દિ વહેલો હતો. પણ મુંબઈનું પતાવ્યું ને બીજે ક્યાંય રોકાણો નહિ, એટલે વહેલું થયું. મનમાં એમ પણ ખરૂં કે, અચાનક ઘેર જઇએ તો વળી સૌને હળવામળવામાં કાંક ઑર આનંદ પડે! આ તમે, ભાઈશાંબ! છોકરાંવ જ વીશીમાં જમતાં જમતાં, એવી વાત નો કરતા? અટલે હું તો અચાનક ઘેર પહોંચવા વહેલો નીકળ્યો.

"આ મારો ટપો રસ્તે ચડ્યો ને પેલા બે જણા પડખોપડખ ટારડાં ઉપર હારોહાર હાલ્યા આવે! ટપાવાળો એમની સાથે મળી ગયો હોય તો તો મારા ભોગ લાગે. હજાર પંદરસોનો માલ હતો!

"પણ ભગવાન સૌનો છે નાં? રસ્તે કોઈ ને કોઈ મળતું જ રહ્યું. એટલે એક જણો તો ફંટાઇને થાકીને બીજે ગામ ચાલ્યો પણ ગયો. બીજાએ મારા ઉપર નજર રાખી—પણ મારે ને એને છેટું પડી ગયું. ને છેવટે એ પણ દેખાતો બંધ થઇ ગયો.

"હું તો ટપો લઇને ઘેર પહોંચ્યો. વહેલો આવ્યો એટલે પહેલાં તો ઘરમાં જરાક ગભરાટ થયો હોય એમ લાગ્યું—પણ થોડી વારમાં બધું રાગે પડી ગયું. જમ્યા જુઠ્યા. વાતુચિતું થઇ. ઘરેણાં જોયાં ને એને મૂકવા આપ્યાં. નિરાંતે બેઠા. થાક્યો પાક્યો પછી હું તો સુઇ ગયો.

"પાછલી રાતે કોણ જાણે શું થયું તે કાંક સંચળ થયો, અવાજ થાતો લાગ્યો, હું ઝબકીને જાગ્યો. જોઉં છું તો ગુલાબ મળે નહિ!

"ઓતતારીની! મારું બેટું, સાત વરસે, માંડ ઘેર આવ્યો ત્યાં આંઠી અકરમીનો પડિયો કાણો, એવી વાત થઇ. હું તો ઊઠ્યો. ધીમેથી ઊભો થયો. અવાજ ન થાય તેમ થોડુંક હાલ્યો. બારણા પાસે પહોંચ્યો.

[અનુસંધાન પાને ૭૬ મે]

એ યુદ્ધમાં હિંદી લશ્કરને શામિલ કરવાનાં સ્વમો સેવ્યાં હતાં તેમ દેશના ભાગલા પડતા અટકાવવા ખાતર એકતાના આદર્શ નમૂનાસમા હિંદી સૈનિકો પોતાનાથી બનતું બધું જ કરી છૂટશે, છેવટ જતાં બંડ કરવું પડે તો પણ અચકાશે નહિ, એવી આશાનું પણ અનેક અંતરોએ હજી હમણાં સુધી લાલનપાલન કર્યું હશે. પણ લશ્કરમાંથી આપમેળે એવી કોઇ જેહાદ જેમ સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે નહોતી જાગી તેમ ઐક્યસિદ્ધિ માટે પણ નથી જાગી. નેતાજીના નેતૃત્વ નીચે અને ખુદ બ્રિટિશ અફસરોના હાથ નીચે એકતાનો આદર્શ ખડો કરી શકનાર હિંદી સૈનિકોએ પણ જાણે કે, 'દો કતાર બનાઓ'નો કવાયત હુકમ ઉઠાવતા હોય તેટલી સ્વાભાવિકતાથી મુસ્લિમ લશ્કર અને બિન–મુસ્લિમ લશ્કરની બે વિરોધી છાવણીઓમાં વહેંચાઈ જવાનું સ્વીકારી લીધું છે.

## લશ્કરી સરમુખત્યારીનો ભય દેશના રાજકારણમાંથી અદશ્ય ?

એને નમૂનેદાર શિસ્તપાલન કહો કે સ્વત્ત્વહીનપણું કહો, પરંતુ હિંદી લશ્કરનો આ ગુણ એક રીતે દેશને લાભદાયી પણ છે. હુકમ મળે ત્યારે મોકલાય તે સ્થળે જઈ લડવા ઉપરાંત બીજી બાબતોમાં જો હિંદી સૈનિકો રસ લેતાં શીખ્યા હોત, અને એ રસને પરિણામે પોતાની લાગણીને કોઇ પણ પ્રશ્નના એક યા બીજા પક્ષે દેખાડવાની આદત એમણે પાડી હોત તો એક દિવસ સ્વતંત્ર હિંદના રાજસૂત્રો પ્રજાએ મુક્ત મને ચૂંટેલા નાગરિક પ્રતિનિધિઓના હાથમાંથી ઝૂંટવી લેવાની નેમવાળી લશ્કરી સરમુખત્યારોની ટોળકી પણ એમની વચ્ચેથી ઊભી થઇ હોત. લશ્કરના આજના માનસમાં એવી કોઇ શક્યતા નથી દેખાતી એ આ દેશમાં પ્રજાતંત્રવાદને માટે એક સાંત્વનની બીના છે. દર પેઢીએ નવાં નવાં યુદ્ધોના ભય વચ્ચે જીવતી આજની દુનિયામાં સર્વત્ર લશ્કરનું મહત્ત્વ એટલું બધું વધી ગયું છે કે દેશરક્ષક મટીને દેશભક્ષક બનતાં એને વાર નથી લાગતી. ચીન, રશિયા, યુરોપના બીજા દેશો, યુનાઇટેડ સ્ટેટ્સ અને દક્ષિણ અમેરિકન દેશોના રાજકારણમાં લશ્કરની કેટલી મોટી અસર છે તે જગજાહેર છે.

## લડાયક ખમીરની સાથે ઘેરી ભાવનામયતા જરૂરી

આપણા સૈનિકોની શિસ્તભાવના જેમ આદરપાત્ર છે તેમ અમુક પ્રકારની પ્રાથમિક રાજદ્વારી સમજણ તેનામાં હોવી પણ જરૂરી છે. લડાયક ખમીર તો તેમણે વિદેશી માલિકોના હાથ નીચે પણ બતાવેલું, પરંતુ હવે અમુક પ્રમાણમાં એમણે રાષ્ટ્રવાદને રંગે રંગાવું પડશે. વિદેશી આક્રમણ સામે બહાદુરીપૂર્વક લડી શકવા જેટલો વતનપ્રેમ તો એમનામાં છે, પરંતુ કાશ્મીર, હૈદ્રાબાદ કે ત્રાવણકોરનાં રાજ્યોમાં પ્રજા ઉપર દમન થતું હોય તો તેની વહારે ચડવાનો પોતાનો ધર્મ એને લાગવો જોઈએ. વળી, હિંદે એશિયાની આગેવાની લેવાની હોઈને ઇન્ડોનેશિયા જેવા કોઈ એશિયાઈ બાંધવરાષ્ટ્રને વિદેશી શાહીવાદીઓ સાથે લડવામાં મદદ કરવાની ફરજ પણ એમને શિરે ગમે ત્યારે આવે. એ બધા માટે માત્ર શિસ્ત બસ નથી, કાળજામાં આગ પણ જોઈશે. સ્વતંત્ર હિંદમાં લશ્કરી તાલીમ ફરજિયાત બનવાને કારણે જે હજારો સુશિક્ષિત જુવાનો આ લશ્કરી સૈનિકોના સંપર્કમાં આવશે તેઓ આવી ભાવનાઓના દૂત બની શકે, અને જગતભરના આઝાદીવાંછુઓની ભેરુ સમી એક નમૂનેદાર જનસેના હિંદમાં ઊભી કરી શકે.

## ક્રાંતિકારી પરિવર્તન માટે કોંગ્રેસનું પાંખું પોત નકામું

સ્વતંત્રતા મેળવ્યા પછી કોંગ્રેસસંસ્થા ચાલુ રાખવી કે નહિ, રાખવી તો તે કયા સ્વરૂપે રાખવી, વગેરે પ્રશ્નો હવે ઊભા થયા છે. તેની વિચારણા માટે સપ્ટેંબરમાં મહાસમિતિની બેઠક પણ બોલાવવામાં આવી છે. કોંગ્રેસસંસ્થા ચાલુ રહેવી જ જોઈએ. તે વિશે ઝાઝો મતભેદ જણાતો નથી. પણ એ સંસ્થાનું સ્વરૂપ બદલવું જ જોઇશે. દિલ્હીની રાજકીય પરિષદમાં શ્રી. જયપ્રકાશ નારાયણે કહ્યું હતું તેમ, કોંગ્રેસે હવે એ નક્કી કરવાનું છે કે તે ગરીબોની છે





બીતિ હિંદના ગવર્નર–જનરલપદે લૉર્ડ માઉન્ટબેટનને ચાલુ રહેવા દેવામાં આવ્યા છે તેમાંથી ડોકિયાં કરે છે. નેતાઓના આ પગલાને વાજબી ઠરાવતી દલીલો પણ, કોણ કહે છે રાંપીનો ધાંવાળી વાત મુજબ, ચોપાસથી સંભળાઇ રહી છે કે, ગવર્નર–જનરલના હાથમાં તો હવે કાંઈ સત્તા રહી નથી, એ તો ઇંગ્લંડના રાજાની જેમ શોભાના બંધારણીય વડા જ રહેવાના છે, માટે માઉન્ટબેટન એ સ્થાને હોવાથી વસ્તુસ્થિતિમાં કાંઇ ફેર પડતો નથી. નેતાઓના દરેક પગલાને વાજબી જ ઠરાવવા જતાં પ્રજાને ઊંધે માર્ગે દોરવતી આવી દલીલો કરવામાં આવે છે તેનો આ પહેલો જ નમૂનો નથી, છતાં એ વાંચીને ખેદ થાય છે.

ઇંગ્લંડનો રાજા ભલે માત્ર શોભાનું પૂતળું હોય, પરંતુ તેથી એ સ્થાને કોઇ વિદેશીને (ભલે તે ચાહ્ય તેટલો પ્રતિભાશાળી હોય) બેસારવા અંગ્રેજ પ્રજા તૈયાર થશે ખરી? મંદિરમાં મૂર્તિ શોભાની જ હોય છે છતાં આરસપહાણને બદલે ઠીકરાના દેવ એમાં પધરાવવા કોઈ તૈયાર થાય છે ખરું?

ગાંધીજીએ એમ કહ્યું છે, કે પ્રથમ તો હિંદ અને પાકિસ્તાન માટે માઉન્ટબેટનને જ સંયુક્ત ગવર્નર–જનરલ બનાવવાની કબૂલાત આપીને છેલ્લી ઘડીએ શ્રી ઝીણાએ વચનભંગ કર્યો અને પાકિસ્તાનના ગવર્નર–જનરલપદે પોતાની નીમવાની માગણી કરી. થોડા જ કલાકોમાં શ્રી ઝીણાએ એનો જવાબ વાળ્યો કે, મેં કોઈ કબૂલાત આપી જ નથી, અને વચનભંગનો આરોપ જૂઠો છે. બસ, વાત ત્યાં પૂરી થઈ. કોઇની પાસેથી કશી જ લેખિત સાબિતી નથી નીકળી. શ્રી ઝીણાની જાણે કે પહેલી જ વાર પ્રસંગ પડતો હોય તેમ દરેક વખતે એમના શબ્દોમાં વિશ્વાસ રાખવાનું, રાજકારણમાં એમની પાસેથી પણ સત્યના પ્રયોગોની આશા રાખવાનું, એકવચનીપણાના સદ્‌ગુણનું એમની ઉપર નિરર્થક આરોપણ કરવાનું આપણું માનસ આટઆટલા પછડાટો પછીથી પણ કેમ વણપલટ્યું રહેતું હશે તે એક કોયડો છે. શ્રી ઝીણા તો બોલીને ફરી ગયા, પણ આપણાથી કેમ ફરી શકાય? એવો પ્રશ્ન પણ કરવામાં આવે છે. ભલે લીગને રીઝવવા માટે આપણે લૉર્ડ માઉન્ટબેટનનું નામ કબૂલ રાખેલું, પણ પછીથી તો લીગ રિઝાય કે ન રિઝાય તે જોયા વિના લૉર્ડ માઉન્ટબેટનની અંગત લાગણી ન દુભવવા, એમનો સ્વમાનભંગ ન થવા દેવા ખાતર જ આપણે એમના નામને વળગી રહેવું જોઇએ, એવી દલીલ પણ કરવામાં આવી છે. એના જવાબમાં એટલું જ કહી શકાય કે રાજકારણ એ અંગત લાગણીઓને અથવા આ કે તે વ્યક્તિના માન—અપમાનની ભાવનાઓને રમવા માટેનું મેદાન નથી. 'ભલા' લૉર્ડ માઉન્ટબેટનનું દિલ ન દુભાય તે જોવા જતાં, એક હિંદી ગવર્નર–જનરલે પ્રજામાનસમાં એક જ સપાટે જે શુભ પડઘા પાડ્યા હોત તે વિસારવામાં, અને ખાસ કરીને તો પાકિસ્તાનને ગવર્નર–જનરલપદે શ્રી ઝીણા આવ્યા તેથી, હિંદના લોકોએ પોતાના રાજસિંહાસન ઉપર તો હજીય માઉન્ટબેટનને બેઠેલા જોઇને જે તેજોવધ અનુભવ્યો હશે તેની કલ્પના ન કરવામાં મોટી ભૂલ થઇ છે.

તાજુબ્બીની વાત તો એ છે કે હાથી આખો જતો રહ્યો પછી આપણે એનું પૂંછડું ઝાલી રાખવા વલખાં મારીએ છીએ. દેશના, પ્રાંતોના, લશ્કરના, સરકારી ખાતાઓના ને અમલદારોના, ટાઈપરાઇટરો અને શેતરંજીઓના સુદ્ધાં ભાગલા પાડ્યા પછી માત્ર હિંદ અને પાકિસ્તાનના સંયુક્ત ગવર્નર–જનરલપદ માટે આપણે આટલા બધા તલપાપડ શીદ બની ગયા કે એક વિદેશીને એ આસને બેસવા દેવા કબૂલ થયા? હવે તો ૧૫મી ઑગસ્ટે તમામ પ્રાંતોના ગવર્નરપદે હિંદીઓ હશે તેની પણ શી ખાતરી?

### ઐક્યના આદર્શરૂપ સૈનિકોએ સ્વીકારેલા લશ્કરી ભાગલા

દેશના ભાગલા પછી બીજી કોઈ વસ્તુએ ગાંધીજીને સૌથી વિશેષ દુઃખ પહોંચાડ્યું હોય તો તે લશ્કરના ભાગલાએ. ખુદ લશ્કરના અને લશ્કર બહારના કેટલાય યુવાનો પણ એ જ આઘાતના ભાગીદાર બન્યા હશે. આખરી સ્વાતંત્ર્યયુદ્ધની વર્ષોનાં વર્ષો સુધી ઝંખના કર્યા કરનાર ક્રાંતિકારીઓએ જેમ



બનીને બેસી રહેલા યુરોપિયન રાજ્યોની ભીરુ 'તટસ્થતા' આજના નૂતન એશિયાનાં રાષ્ટ્રો ડચ–ઇન્ડોનેશિયન વિગ્રહ પ્રત્યે ધારણ કરે તેમ નથી. મલાયા અને બરમા થઈને હિન્દ આવી પહોંચેલા ઇન્ડોનેશિયન દૂત શ્રી શહરીરે આ દેશ ભણી જે આશાભરી મીટ માંડી છે તે નિષ્ફળ નથી જવાની. પ્રથમ આંતર–એશિયાઈ પરિષદ પોતાને આંગણે બોલાવીને હિન્દે લીધેલી એશિયાની આગેવાની આવી ભીડને ટાંકણે માત્ર સહાનુભૂતિના મીઠા શબ્દો પૂરતી મર્યાદિત નથી રહેવાની. સંયુક્ત રાષ્ટ્રસંસ્થા સમક્ષ તો ઇન્ડોનેશિયાનો પ્રશ્ન, બેશક, રજૂ થશે જ. પરંતુ એ સંસ્થા આ પ્રશ્ન અંગે કાંઈ કરશે તેનો કોઇ ખાતરી નથી. વળી, એની અનેક કાનૂની આંટીઘૂંટીઓ વાટે એ કાંઇ કામ લેવા ધારે તો પણ તે દરમિયાન હોલેન્ડનું શસ્ત્રબળ ઇન્ડોનેશિયા ઉપરના કબજાને એક સિદ્ધ થઇ ચૂકેલી હકીકત તરીકે રજૂ કરી દઈ શકે તેમ છે. એ અટકાવવાનું કાર્ય હિન્દનું અને ઇન્ડોનેશિયાના પાડોશી તમામ એશિયાઈ રાષ્ટ્રોનું છે. એ સાચું છે કે આજે એશિયાનો પ્રત્યેક મુલક પોતાના ઘરઆંગણાના કોયડાઓમાં ને મુશ્કેલીઓમાં ગળાબૂડ છે. (કદાચ એ જોઈને જ હોલેન્ડે આજની ઘડી આક્રમણ માટે પસંદ કરી હોય.) છતાં એ ન ભૂલવું જોઇએ કે ઇન્ડોનેશિયાનો તેજોવધ એ આખા એશિયાનું અપમાન ગણાશે, ઇન્ડોનેશિયાની હાર એ સમસ્ત એશિયાનો પરાજય લેખાશે. આ બાબતમાં માનવીથી શક્ય તેટલું બધું કરી છૂટવાની આતુરતા પંડિત જવાહરલાલથી વિશેષ બીજા કોઇને નહિ હોય. પ્રજાનું કર્તવ્ય ઇન્ડોનેશિયા પ્રત્યેની પોતાની સહાનુભૂતિ સ્પષ્ટ અવાજે વ્યક્ત કરીને જવાહરલાલના હાથ મજબૂત કરવાનું, અને ઇન્ડોનેશિયાને જે કાંઈ સક્રિય સહાય કરવાનો નેતાઓનો આદેશ થાય તો તે ઉત્સાહભેર ઉઠાવવાનું છે.

**એકહથ્થુ રાજવીઓની**
**ધૃષ્ટતાની અવધિ થાય છે**

બંધારણસભાના કાર્યમાં સહકાર આપીને પોતે આ દેશ ઉપર મોટો ઉપકાર કર્યો હોય તેવી માન્યતા એમાં જોડાયેલાં કેટલાંક દેશી રાજ્યોના રાજ્યકર્તાઓ–દીવાનો સેવતા હોય તેવું તેમના જાહેર ઉચ્ચારણો-માંથી જણાય છે. બિકાનેરના મહારાજા અને પતિયાળા–નરેશ જેવા કેટલાક 'સો ટચના' આપખુદ રાજવીઓ તો આ મતિભ્રમમાં એટલા બધા ડૂબી ગયા છે કે ચોર કોટવાળને દંડે તેમ એમણે રાજસ્થાની પ્રજાની સંસ્થાઓને ડાહી ડાહી શિખામણો આપવા માંડી છે. સ્થાનિક કાર્યકરોને પડતા મૂકીને સીધા દેશના મુખ્ય આગેવાનો સાથે વાટાઘાટો કરવાનો મોકો મેળવી શકનારા આવા રાજવીઓ મુખ્ય આગે-વાનોને માન આપીને પોતાના રાજ્યની પ્રજાને આમ વગોવે તેમાં બહુ નવાઇ પામવા જેવું નથી.

સરદાર વલ્લભભાઇના હાથ નીચે નવા શરૂ થયેલા હિંદી સરકારના રાજસ્થાન–વિભાગની તેમણે જાહેર કરેલી નીતિ અંગે તેમને અભિનંદન આપવાનો મોકો લઈને બિકાનેરના મહારાજાએ કરેલા નિવેદનમાં અભિનંદનના મીઠા શબ્દોના કોચલા તળે આટલું વિષ સંઘરાયેલું છે: (૧) અખિલ હિંદ રાજસ્થાની પ્રજા-પરિષદની નીતિ રાજ્યકર્તાઓ પ્રત્યે દુશ્મનાવટ ભરેલી અને વિઘ્નસંતોષી છે. (૨) એ પરિષદ તથા તેની સાથે જોડાયેલાં પ્રજામંડળો રાજવિરોધી ચળવળો ઊભી કરે છે, કોમ કોમો વચ્ચે તિરસ્કાર અને વેરભાવ ફેલાવે છે અને માત્ર પ્રજાની શાંતિ તેમ જ સલામતી માટે જાહેર કરાયેલા પ્રતિબંધો અને બીજા હુકમોનો ભંગ કરવા નિર્દોષ પ્રજાજનોને ઉશ્કેરે છે. (૩) આ સંસ્થાઓએ એમની આ વાંધાભરી પ્રવૃત્તિઓ બંધ કરવી જોઇએ, ભૂતકાળની વાતો વિસારીને એમણે હૃદયપલટો કરવો જોઇએ, અને રાજવીઓ સાથે સંપૂર્ણ મિત્રાચારીની અને સહકારની નીતિ અપનાવવી જોઇએ.

પંડિત જવાહરલાલ જેના પ્રમુખ હતા તે સંસ્થા વિષે આવાં નરાતર જૂઠાણાં બોલનાર માનવી સાથે પણ વાટાઘાટો કરવાનો હેતુ ગમે તેવો શુભ હોય તેનાથી પ્રજામાનસ ઘણું પાછું પડે છે, એટલું તો





કે અમીરોની, કિસાનોની કે જમીનદારોની, મજૂરની કે માલિકની? આજ સુધી વિદેશી હકૂમત સામે લડવાનું હતું ત્યારે જાતજાતના અનેક પક્ષો–વિચારો કૉંગ્રેસને મોરચે રહીને લડતા હતા. પણ હવે એવા શંભુમેળાથી પ્રજા–ઉન્નતિનો વેગીલો કાર્યક્રમ પાર પાડી શકાશે નહિ. કૉંગ્રેસનું ઓજાર હવે વધુ તીક્ષ્ણ, વધુ મર્મપ્રહારક, વધુ અચૂક બનાવવું પડશે. રાજદ્વારી સંગ્રામ આડે વિસારે પાડેલા આર્થિક અને સામાજિક પરિવર્તનના કાર્યક્રમને પાર પાડવા માટે કૉંગ્રેસનું આજનું પાંખું પોત નાકામિયાબ બનશે. આજે તો જયપ્રકાશ અને શેખ અબ્દુલ્લાથી માંડીને બિરલા અને બિકાનેરના મહારાજા સુધીના સૌ કોઈ 'કૉંગ્રેસ-વાદી' બની શકે તેવું છે.

## બેધારી તલવાર પર
## એકલી કૉંગ્રેસ જ ચાલી શકશે

દેશ સામે અગણિત કાર્યો પડેલાં છે. એનો બોજો ઉઠાવવા કૉંગ્રેસે કટિબદ્ધ બનવું પડશે. દેશનું જીવનધોરણ ઊંચું લાવવાનું છે, ખેડૂતોની કંગાલિયત અને મજૂરોની પાયમાલી દૂર કરવાની છે, આપખુદ દેશી રાજ્યોમાં સંપૂર્ણ પ્રજાશાસન (જવાબદાર રાજતંત્ર નહિ) સ્થાપવાનું છે સર્વનાશના ભયથી કંપતી પાકિસ્તાનમાંની લઘુમતીઓનું રક્ષણ કરવાનું છે, અને આખર જતાં હિંદમાં કિસાન–મઝદૂરોનું એવું રાજ્ય ઊભું કરવાનું છે કે જે પાકિસ્તાનમાં નવાબી–જમીનદારી શાસન તળે ચગદાતા કંગાલ મુસ્લિમોને આકર્ષી શકે, ફરી અખંડ હિંદ ઊભું કરી શકે.

પ્રજાની આવી આર્થિક ઉન્નતિ ભણી દોરી જતી નીતિ કૉંગ્રેસ ન અપનાવે તો તેના અસ્તિત્વ માટે કાંઈ કારણ રહેતું નથી. એવી નીતિથી જાગેલી જનશક્તિને નૂતન સમાજરચનાત્મક કાર્યમાં કૉંગ્રેસ જો નહિ દોરી શકે તો એ પ્રવાહ હિંદુ મહાસભા જેવી કોમી સંસ્થાને અનુસરશે, અને પાકિસ્તાની મઝહબી ઝનૂન સામે હિન્દુઓના ધર્મઝનૂનનો એક અનંત સંગ્રામ કાશ્મીરથી હૈદ્રાબાદ સુધી અને સિંધથી સિલ્હટ સુધી ચાલ્યા જ કરશે. કૉંગ્રેસનાં મૂળિયાં હજી આમજનતામાંથી ઊખડ્યાં નથી, તેથી આવું ઘોર ભાવિ એ નિવારી શકે તેમ છે. એ ઝનૂની બન્યા વિના મક્કમ બની શકે તેમ છે, એ ખુશામતખોર બન્યા વિના ઇન્સાફ તોળી શકે તેમ છે, એ નિર્બલ બન્યા વિના મૃદુ બની શકે તેમ છે. પાકિસ્તાન ભલે મુસ્લિમોનું રહ્યું, હિન્દ તો, કૉંગ્રેસ હશે ત્યાં સુધી, હિન્દુ–મુસ્લિમો, શીખ–પારસી–ઈસાઈઓ, સર્વનું રહેશે. અશોકથી અકબર સુધીના સહુ વીરોનાં સંતાનોનું સહિયારું ઘર રહેશે. હિંદમાંના જે મુસ્લિમો પાકિસ્તાની સરકારના પાંચમી કતારિયા તરીકે વર્તશે તેમને આકરો દંડ દેવા છતાં સમગ્ર મુસ્લિમ કોમને હિન્દની દુશ્મન ન ગણવાનું કાર્ય પણ ફક્ત આવી નવપ્રાણે ધબકતી કૉંગ્રેસ જ કરી શકશે. બેધારી તલવાર પર ચાલવાનું કામ બીજું કોણ કરશે?

## ઇંડોનેશિયાનો તેજોવધ એ
## સમસ્ત એશિયાનું અપમાન છે

મહિનાઓ પૂર્વે શ્રી શહરીરે ઇન્ડોનેશિયન પ્રજાસત્તાકના વડા પ્રધાનપદેથી ડચ શાહીવાદીઓ સાથે વાટાઘાટોથી સમાધાન કરવાના પ્રયાસો આદર્યા ત્યારથી સેવાતી આશંકાઓ હવે સાચી પડી છે. ગોળગોળ વાટાઘાટોના લાંબા ગાળાનો લાભ લઈને ઇન્ડોનેશિયામાં નવાં નવાં ડચ લશ્કરો ખડકાવા માંડ્યાં હતાં, અને આજે હવે ઓચિંતાના એ ઇન્ડોનેશિયનો ઉપર તૂટી પડ્યાં છે. ઇન્ડોનેશિયન ભૂમિને વળગેલા વલંદાઓને એ ભૂમિની પ્રજા છૂંદી નાખીને ભગાવી ન દે ત્યાંસુધી એ ત્યાંથી ઊખડવા માગતા નથી. એમની સાથે સમાધાન હોઈ શકે જ નહિ; ઇન્ડોનેશિયનોએ આખર સુધી લડી લીધે જ છૂટકો છે. ૧૧–૧૨ વર્ષો પર ઇથીઓપિયાનાં બહાદુર પ્રજાજનોને અને સ્પેઇનના જવાંમર્દ પ્રજાસત્તાકવાદીઓને પણ આવી જ રીતે ચઢિયાતા શસ્ત્રબળ સામે આખર સુધી ઝઝૂમવું પડ્યું હતું.

પણ ઇથીઓપિયાની અને ઇન્ડોનેશિયાની હાલતમાં એક મોટો તફાવત છે — ઇન્ડોનેશિયા એકલું નથી. ઇટાલીએ આદરેલા માનવસંહારના મૂગા સાક્ષી

ખેતીવાડી અને જાહેર તંદુરસ્તી અંગેની નવી નવી વૈજ્ઞાનિક પદ્ધતિઓનો લાભ પણ લઈ શકતો નથી.'

### વધુ કરવેરા કે ફી-વધારા ?

નાણાંનો પ્રશ્ન પણ એટલો જ મુશ્કેલ છે. શિક્ષણ-કાર્યમાંથી એને બંગલા ભલે ન બાંધવા દઈએ, પણ શિક્ષકો પેટપૂરો પગાર તો માગે જ ને ? એને પહોંચી વળવા માટે કાં તો ફી વધારવી જોઇએ, અને જો સરકાર પાસેથી એ વધારાનો ખર્ચ લેવો હોય તો પછી કરવધારા માટે પ્રજાએ તૈયાર રહેવું જોઈએ. શિક્ષકોની માગણીઓ માટે સહાનુભૂતિ વ્યક્ત કરનારા ઘણા માણસોને આ બન્ને રસ્તા કડવા લાગશે. તો પછી પરિસ્થિતિનો ઉકેલ શો છે ? શ્રી સંપૂર્ણાનંદે એક ઉકેલ એ સૂચવ્યો છે કે કૉલેજો ઉપરનો ખર્ચ ઓછો કરીને પ્રાથમિક નિશાળો ઉપર પૂરું લક્ષ્ય આપવું. આજે નવી નવી હાઇસ્કૂલો અને કૉલેજો ખુલી રહી છે અને તેને માટે દાન દેનારા શ્રીમંતોની સંખ્યા પણ વધવા માંડી છે, તે સારી એંધાણી છે. પણ કૉલેજો અને હાઈસ્કૂલોના શિક્ષણનો પાયો પ્રાથમિક શાળાઓમાં જ નખાય છે તે ન ભુલાવું જોઇએ. આજે એક જ હાઇસ્કૂલ માટે સારું મકાન બાંધવું હોય તો તેના દોઢ લાખ રૂપિયા ખરચવા પડે છે, જ્યારે એટલી જ રકમમાંથી ઓછામાં ઓછી પંદર પ્રાથમિક નિશાળો પાંચ વર્ષ સુધી ચલાવી શકાય. કેળવણી માટે દાન દેનારાઓએ આ વાતનો ખ્યાલ રાખવાની જરૂર છે. શાળાઓના ફી-વધારા સામે હડતાલ પાડનારા વિદ્યાર્થીઓએ અને તેમના વાલીઓએ આ વાત નિરાંતે વિચારી લેવી જોઇએ : હાઇસ્કૂલો અને કૉલેજોમાં ભણવું હોય તો કાં તો વધારે ફી ભરવી જોઈએ, અને કાં તો વધુ કરવેરા માટે તૈયાર રહેવું જોઈએ. નહિતર એ કૉલેજો બંધ કર્યા સિવાય સરકારને બીજો ઇલાજ શો રહે ? પ્રજાસમસ્ત પાસેથી કરવેરાના રૂપમાં મળતાં નાણાંનો ઉપયોગ પણ સરકારે સમગ્ર પ્રજાના હિતમાં જ કરવો જોઇએ. પ્રજાના મોટા ભાગને પ્રાથમિક કેળવણીથી પણ વંચિત રાખીને તેને ભોગે અલ્પ સંખ્યાને ઊંચું શિક્ષણ આપવાનો અન્યાય પ્રજાકીય સરકારો ન આચરી શકે. પ્રાથમિક નિશાળો જેટલી ઓછી હશે તેટલી જેલો અને ઇસ્પિતાલો વધતી જવાની છે, એ હકીકત ઉપરની વિચારણા પ્રસંગે સાચો નિર્ણય લેવામાં કદાચ મદદરૂપ થશે.

### ઔદ્યોગિક અશાંતિનો સરવાળો

આપણાં મોટાં શહેરોમાં ભાગ્યે જ કોઇ એવું હશે કે જ્યાં છેલ્લા વરસ દરમિયાન અનેક નાની મોટી હડતાલો પડી ન હોય. રોજેરોજના છાપાંમાં આવતા એ હડતાલના સમાચારો થોડા જ દિવસોમાં સહેલાઈથી ભુલાઇ જાય છે, પણ વર્ષ આખરે આપણા સમાજજીવન ઉપરની એની અસરોનો સરવાળો કાઢવો જોઇએ. ' લેબર ગેઝટ 'માં એ વિષય પરનો એક લેખ જણાવે છે કે—

> ' લડાઈ પહેલાં, ૧૯૩૯ દરમિયાન, બ્રિટિશ હિંદમાં મજૂરો અને માલિકો વચ્ચે કુલ ૪૦૬ ઔદ્યોગિક ઝઘડાઓ થયેલા. ૧૯૪૫માં એ સંખ્યા ૮૨૦ ઉપર અને ૧૯૪૬માં ૧૬૨૯ ઉપર પહોંચેલી. આ ઝઘડાઓમાં સંડોવાયેલા કામદારોની સંખ્યા ૧૯૪૫માં લગભગ સાડાસાત લાખની હતી તે વધીને ૧૯૪૬માં વીસેક લાખ જેટલી થઈ ગઇ હતી. આ કામદારોમાંથી ૫૪ ટકા જેટલો તો એકલી કાપડની ( સુતરાઉ, ઊન અને રેશમી ) મિલોમાં જ કામ કરનારા હતા. ૧૯૪૬ દરમિયાન હડતાલોથી દેશને થયેલા કુલ નુકસાનનો ૨/૩ ભાગ તો મુંબઇ અને બંગાળને ફાળે આવે છે. મુંબઈમાં વર્ષ દરમિયાન ૫૪૨ ઔદ્યોગિક ઝઘડાઓ થયા હતા તેમાં આઠ લાખ જેટલા કામદારો સંડોવાયેલા હતા, અને બંગાળમાં ૩૬૯ ઝઘડા થયેલા તેમાં લગભગ પાંચ લાખ કામદારો સંડોવાયેલા.'

### —તો હડતાલો બિનજરૂરી બનશે

આ આંકડાઓ માટે જવાબદાર છે તે પરિસ્થિતિનો ગંભીરપણે વિચાર કરાવો જોઈએ. આજે આ દેશની પહેલી જરૂરિયાત, જેમ ખેતીમાં તેમ





કહેવું જ જોઈએ. બિકાનેરનું પ્રજાજીવન કેવું છે, નાગરિક-સ્વાતંત્ર્ય પ્રત્યેનું તેના રાજાનું વલણ કેવું છે તે તો હવે જૂની થઇ ગયેલી વાત છે. બિકાનેરની જેલમાં સબડતા રાજદ્વારી કેદીઓ અને સદા ૧૪૪મી કલમ નીચે ગૂંગળાતું ત્યાંનું નાગરિક-જીવન એને વિશે જે કાંઈ બોલે છે તે જ બસ છે.

### યુક્તપ્રાંતમાં લોકશિક્ષણની મહત્ત્વાકાંક્ષી યોજના

ગાંવ-હકૂમતનો કાયદો પસાર કરીને ગ્રામ-પંચાયતોની બાબતમાં બીજા બધા પ્રાંતોથી આગળ નીકળી ગયેલા યુક્તપ્રાંતે કેળવણીની બાબતમાં પણ બીજાઓની આગેવાની લીધી છે, અને દસ વર્ષમાં જ પ્રાંતભરનાં ૬ થી ૧૧ વર્ષ સુધીનાં બાળકોને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ આપવાનું બીડું ઝડપ્યું છે. દસ વર્ષને અંતે ૧૦૦૦ની વસતીવાળાં પ્રાંતનાં ૪૩,૦૦૦ ગામડાંમાંથી દરેકમાં એક એક પ્રાથમિક નિશાળ થઇ જવી જોઇએ એવો આ સરકારી યોજનાનો આદર્શ છે. પરંતુ આજે શિક્ષકો અને બીજી સગવડો પૂરતા પ્રમાણમાં મોજૂદ ન હોવાથી હાલ તુરત તો એવા દર બે ગામડાં દીઠ ૧-૧ નિશાળ ખોલવાનું નક્કી કરવામાં આવ્યું છે. એ રીતે દસ વર્ષને અંતે એ પ્રાંતમાં જે ૨૨,૦૦૦ નિશાળો હોવી જોઈએ તે વરસની ૨૨૦૦ ને હિસાબે વધારાતી જશે. આ વર્ષની ૨૨૦૦ પ્રાથમિક નિશાળો જુલાઇથી શરૂ થઇ છે. આ નિશાળો ચલાવવાનો બધો જ ખર્ચ (વર્ષે રૂ. ૩,૯૬,૦૦૦ 'રિકરિંગ' અને રૂપિયા ૨,૨૦,૦૦૦ 'નોનરિકરિંગ') સરકાર ભોગવશે. તે ઉપરાંત પ્રત્યેક શાળાના મકાન ખર્ચ પેટે રૂ. ૧૦૦૦ આપીને બાવીસ લાખનો વધારાનો ખર્ચ પણ સરકાર વેઠશે. (મકાન માટે તે ઉપરાંત બીજી જે રકમ, જમીન અને મજૂરીની જરૂર પડે તે દરેક ગામના લોકો આપે એવી સરકારે માગણી કરી છે.) આ રીતે પ્રાંતના ૬૬ લાખ પ્રાથમિક નિશાળિયાઓમાંથી કોઇને નિશાળે જવા માટે ગામથી પોણા ગાઉ કરતાં વધુ ચાલવું નહિ પડે. દરેક નિશાળ સાથે એક-એક પુસ્તકાલય પણ ચાલુ કરવાની સરકારની યોજના છે, જેથી ભણી ઊતરનારાઓનું અક્ષરજ્ઞાન કટાઈ જવાને બદલે એમની જ્ઞાનભૂખ સંતોષવું, અને જગાડવું, રહે.

### અભણ પ્રજાજન રાષ્ટ્રની નબળી કડી છે

લોક-શિક્ષણની આવી મોટી યોજનાની શરૂઆત કરતી વેળાના એક વાયુ-પ્રવચનમાં એ પ્રાંતના શિક્ષણ-પ્રધાન શ્રી સંપૂર્ણાનંદે સીધી સાદી ભાષામાં એ કાર્યક્રમનું મહત્ત્વ સમજાવ્યું છે.

'કેળવણીની દૃષ્ટિએ હિંદ પછાત છે, અને આપણો પ્રાંત તો ખાસ. આપણા પ્રાંતના પાંચ કરોડ લોકોનો જે મુખ્ય ધંધો છે તે ખેતી, ઉદ્યોગો અને બીજા ધંધાઓ અણવિકસ્યા છે, એને કારણે પ્રજા ગરીબ છે. પ્રજા ગરીબ છે તેથી સરકાર પણ ગરીબ છે. આજ સુધી કેળવણી પ્રત્યે બેદરકારી સેવવામાં આવી છે. એની એ જ સ્થિતિ જો ચાલુ રહે તો આપણે આગળ વધી શકશું નહિ. આપણે સ્વતંત્ર બનવાના છીએ અને આપણે આપણા જ પગ ઉપર ઊભા રહેવાનું છે. સ્વતંત્રતાની સાથે જે જવાબદારીઓ આવશે તે અભણ લોકો નહિ ઉઠાવી શકે. સ્વતંત્ર મુલકનો પ્રજાજન પોતાની જાતને સમાજનું એક અંગ સમજે છે અને પોતે જેની વચ્ચે વસે છે તે પ્રજાની આબાદી માટે સતત કામ કરે છે. પણ વ્યક્તિ અને સમાજની વચ્ચેના આ સંબંધની જેમને સમજણ નથી તેઓ સમાજની આબાદી માટે કઇ રીતે મદદ કરી શકે? દરેક શહેરીની સૌથી મોટી ફરજ પોતાના મતાધિકારનો સાચી રીતે ઉપયોગ કરવાની, સરકારી તંત્ર ચલાવવા માટે સારા પ્રતિનિધિઓ ચૂંટવાની, સરકારની મુશ્કેલીઓ સમજવાની અને સાચા દિલથી કામ કરવાની તેને તક આપવાની છે. એને માટે પણ કેળવણી બહુ જ જરૂરની છે. અભણ પ્રજાજન પોતાના મતનો સાચો ઉપયોગ નથી કરી શકતો, તેમ

# જીવનપંથ

ચાલી આવતી આપકથાનો હપ્તો છઠ્ઠો

ધૂમકેતુ

## જેમાં મરીયમ બીબી પાસે નવલકથાઓ વાંચતાં ફરીને સાહિત્યરસ જાગી ઊઠે છે !

વીરપુરથી જેતપુર આઠ માઇલ–ચાર ગાઉ થાય. એની ટિકિટ બે આના. પણ સાધારણ રીતે એ બે આના ખરચવા એ વૈભવ ગણાતો. એટલે વીરપુરથી જેતપુર જવું હોય તો ચાલીને જ જવાય. આ જાણે કે અમારા ઘરનો રિવાજ હતો. અમારાં ઘર પણ જેતપુરની સડકે–એટલે વહેલાં ઊઠીને ખંખેરી મૂકીએ તો ભાદર નદીએ દાતણ પાણી થાય. કટક-બટક શીરામણી કરીને પછી ગામમાં જઇ કાંઇ લેવું કારવવું હોય તે લઇને સાંજે પાછા વીરપુર ભણી. સોળ માઇલની પગ મુસાફરી. ચાર આના બચે. શીમની તાજી હવા મળે. આ જાણે કે અમારા ઘરનું વાતાવરણ !

વીરપુરથી જેતપુર સુધીના આ ચાર ગાઉના રસ્તાએ મને જેટલો કલ્પનારસ પાયો છે એટલો ભાગ્યે જ બીજા કોઇ રસ્તાએ પાયો હશે. હું પછી પાછળથી જેતપુરમાં ભણવા આવ્યો એટલે આ રસ્તો ઘણો પરિચિત બન્યો.

એ રસ્તો રાજમાર્ગ ગણાતો. સ્ટેશને જઇને ઘેટાં બકરાંની પેઠે પૂરાઇને નવાગઢ ઊતરવું અને ત્યાંથી પછી ચાલતાં જેતપુર જવું એ વાત મારા પિતાને તો બિલકુલ રૂચતી જ નહિ. ઘણી વખત એમને તો જોખમ લઇને પણ સીધી સડકના આ રસ્તે જવામાં જ મજા પડતી. જેતપુર જવા માટે વીરપુરવાળાને નવાગઢનું સ્ટેશન ફાવે. જેતપુરનું પોતાનું સ્ટેશન તો ઘણું દૂર પડે. આ રસ્તે જતાં એક વખત પોતાને કેવી વીતી હતી તેની વાત મારા પિતાએ કહી હતી.

આંખમાંથી કણું કાઢે એટલીવારમાં તમને સોના રૂપાના ભારમાંથી મુક્તિ અપાવનારા સતો જેતપુરમાં ડગલે ને પગલે મળે. એક વખત મારા પિતાને એવા કોઇ જોખમ સાથે ત્યાંની ચોકસી બજારમાં કોઇએ નજરમાં રાખ્યા હશે. ભાદરનો પુલ ઊતરીને રસ્તે પડ્યા તો પીઠડિયે જનારું ગાડું મળી ગયું, એટલે પેલા બે ગૃહસ્થોએ ત્યાં કેડો પકડવામાં માલ નથી એમ ધારી, પીઠડિયા પછી ટાંકા બાંધ્યા.

પીઠડિયા મૂકો પછી થોડે દૂરથી વેરાન પાટ શરૂ થાય છે. એકલા ગડગડિયા પાણા અને ઝાડઝાંખરા વિનાના ધાર ટેકરા.

ખડિયો ખભે નાખીને મારા પિતાએ વીરપુરની દશ નોંધી અને ખંખેરી મુક્યાં. કલાકની ચાર માઇલ એકધારી ગતિ એ એમને માટે સહજ વાત હતી.

વીરપુરનો ધાર ઉપરનો ઓરડો દેખાય છે તો ઘણે દૂરથી, અને એમ લાગે કે આ વીરપુરની હદ આવી, પણ એમ આવતાં આવતાં ચાલનારને એ ગાળો લાંબો લાગે છે. વળી એ ગાળો એકાંતનો, આસપાસ ખેતર વિનાનો, ને ભાગનાર ભાગી જાય તો ધાર ટેકરાઓમાં ગુપ્ત થઇ જવાની મજા પડે તેવો છે. આ ગાળામાં પેલા બે જણાએ હાથચાલાકી કરી લેવાની તક જોઇ.

પોતે એકલા હતા એટલે મારા પિતા ઝપાટાબંધ-માર્ગ કાપી રહ્યા હતા. પાસે જોખમ હતું. સમય સાંજનો નહિ, પણ બપોરના બાર એકનો હતો. આ ગાળામાં સમ ખાવા માટે પણ ઝાડ ઊગતું નહિ. એટલે ક્યાંય છાંયડો મળે તો થોભવાની વાત જ ન હતી. ચાલી નાખવાનું હતું.

પોતે એ ધૂનમાં ચાલ્યા જતા હતા ત્યાં રસ્તા ઉપર જ જાણે કે જમીન સરસો પડેલો પણ જમી-નમાંથી ફૂટ્યો હોય એવો એક માણસ આવળના જેવા





ઉદ્યોગમાં, વધુ ઉત્પાદનની છે. એ રસ્તે જ રાષ્ટ્રની નવરચના શક્ય છે, જનસમૂહને કંગાલિયતની ખાઈમાંથી બહાર કાઢવાનો એ જ ઈલાજ છે. જીવનની કેટલીય જરૂરિયાતો વિના પ્રજાનો મોટો ભાગ ગૂંગળાતો માત્ર હોય ત્યારે ઉદ્યોગોમાંની હડતાલો એ માત્ર મજૂર–માલિકની અટૂલી નિસબતની બાબત નથી રહેતી, પ્રજાજીવન ઉપર એની વ્યાપક અસર પહોંચે છે. આવા કાળમાં બાકીનો સમાજ આ ઝઘડાઓનો માત્ર પ્રેક્ષક બનીને બેસી રહી શકે નહિ. એટલા માટે જ પ્રજાકીય સરકારોએ ઔદ્યોગિક ઝઘડાઓનું નિયંત્રણ કરતા કાયદાઓ ઘડ્યા છે. મજૂરોની વાજબી માગણીઓ માલિકો પાસે કબૂલ કરાવવાની જવાબદારી, આ કાયદાઓ ઘડીને, પ્રજાકીય રાજસત્તાએ પોતાને શિરે લીધી છે. બદલામાં મજૂરો પાસે એ એટલું જ માગે છે, કે આપણા સહુના હિતમાં તમારું કામકાજ ચાલુ રાખોઃ અમે અમારી મતિ-શક્તિ મુજબ કાંઈ ઉકેલ શોધી કાઢીએ ત્યાં સુધી ધીરજ ધરોઃ અમારા હાથ હેઠા પડે તે પછી જ હડતાલનું શસ્ત્ર ઉગામજો.

હડતાલ પાડીને મજૂરો કે તેમનું 'યુનિયન' જે કાંઈ મેળવે છે તે એમની સામુહિક તાકાતનું જ પરિણામ છે. આખર જતાં તો સાચી પ્રજાકીય સરકાર પણ મજૂરોના એક મહાશક્તિશાળી યુનિયન સમાન જ છે, કારણ કે તેને ચૂંટનારા મતદારોનો મોટો ભાગ મજૂરોનો, જાતમહેનત કરનારાઓનો, બનેલો છે. માટે મજૂરો સીધા હડતાલ પર જઈને પોતાને તેમજ સમાજને નુકસાન કરે તેના કરતાં પ્રજાકીય સરકારમાં ચૂંટી મોકલેલા પોતાના પ્રતિનિધિઓ પાસે જ એવા કાયદાઓ કરાવે કે જેથી હડતાલ ઉપર જવાની એમને જરૂર ન રહે. હવે, સ્વતંત્રતા આવી ગયા પછી, આ વાત મુશ્કેલ નથી.

### બંધારણ સમજનારા જાગ્રત મતદારોની જરૂર

મુશ્કેલી જો હોય તો તે એક જ છેઃ મજૂરોએ ચૂંટણીમાં આંખો ઉઘાડી રાખીને, બુદ્ધિપૂર્વક પોતાના મતનો ઉપયોગ કરવાનો છે. લોકશાહીમાં બીજું ઘણું સહેલું, સીધું ને સાદું છેઃ મુશ્કેલ આ એક જ કાર્ય છે. અમેરિકા જેવા સ્વાતંત્ર્યપ્રેમી મુલકની આટલી ભણેલીગણેલી પ્રજા પણ આ બાબતમાં પૂરી જાગ્રત નથી. ૨૧ વર્ષની ઉપરના કુલ ૯,૧૬,૩૪,૪૭૨ અમેરિકનોમાંથી ગયા નવેમ્બરની ચૂંટણી દરમિયાન માત્ર ૩,૫૦,૦૦,૦૦૦ માણસોએ જ પોતાના મતાધિકારનો ઉપયોગ કરેલો. આપણા જેવા અભણ દેશની સ્થિતિ તો આથી ય ખરાબ હશે. ગ્રેજ્યુએટ થઈને કૉલેજમાંથી નીકળનારાઓમાં ઘણાને પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓ કેટલે વર્ષે થાય છે, મધ્યસ્થ ધારાસભામાં પોતાના પ્રાંતને ફાળે કેટલી બેઠકો છે, હાલની ધારાસભામાં પોતાના જિલ્લામાંથી ચૂંટાયેલા પ્રતિનિધિઓ કોણ કોણ છે, વગેરે સામાન્ય બાબતોની માહિતી પણ હોતી નથી. સારઃ ઘણાખરા લોકો પોતાના મતનો ઉપયોગ કરતા નથી, અને જે કરે છે તેમાંથી બુદ્ધિપૂર્વક બહુ ઓછા કરે છે.

આવતી કાલથી આપણી શાળાઓને માથે એક મોટી જવાબદારી એ વધવાની છે કે સ્વતંત્ર હિન્દના બંધારણ અંગે, એની સરકારની રચના અંગે વધુ ને વધુ જાણવાની જિજ્ઞાસા એમણે પોતાના વિદ્યાર્થીઓમાં જાગ્રત કરવાની રહેશે. તો જ વધુ મતદારો મત આપવા આવશે, અને તો જ એમના મતની ચોકડી વતનના રાજકારણની કાંઈક ઊંડેરી સમજણથી ઘુંટાયેલી હશે.

ઊગતા જુવાનોમાં આ સમજણ કેટલીક આવી શકશે તેનો આધાર અત્યારે બંધારણસભામાં ઘડાઈ રહેલા બંધારણનાં જટિલતા કે સરલતા, ગહનપણું કે સુરેખપણું, અર્થઘન શબ્દાળુતા કે મિતાક્ષરી ભાવનામયતા ઉપર રહેલો છે. ગોપાલસ્વામી આયંગર, કૃષ્ણસ્વામી ઐયર, કનૈયાલાલ મુનશી વગેરે કાનૂની ભાષાના ખેરખાંઓ આ બંધારણઘડતરમાં જે આગેવાનીભર્યો ભાગ ભજવી રહ્યા છે તેથી એ બંધારણ ઊગતા હૈયામાં વસી જાય તેવું મધુરું બનવાને બદલે શબ્દચાતુરીના કરોળિયાનાં જાળાં સમાન બની જવાની દહેશત રહે છે.

૨૬–૭–'૪૭ મ૦



રને જતા રહેવા દેવાની ઉદારતા બતાવે છે, તેમ આ સજાનો પણ એ નિયમનું પાલન કરે છે!

તરત બન્ને પાછા જેતપુર તરફ રવાના થઇ ગયા.

× × × ×

જ્યારે મારે કુંડાવાવ જવાનું નક્કી થયું ત્યારે હું અને મારી મા–આ પંથે, નવાગઢને સ્ટેશનેથી ગાડી પકડવા ઉપડયાં. અમે બન્ને મા દીકરો, એ રસ્તા ઉપર અલકમલકની વાતો કરતા નીકળ્યા. બેમાંથી કોઈના અંતરમાં ખ્યાલ નથી કે ભેગા રહેવાનો આ છેલ્લો પ્રસંગ છે. બન્ને જણાં આનંદમાં છીએ. મારે કુંડાવાવ જવાનું છે. માને પોતાનો છોકરો પરદેશ કમાણીએ ચડયાનો સંતોષ હતો. કુંડાવાવ પણ એ વખતે પરદેશ હતું. ને ત્રણ રૂપિયા તો ત્રણસો જેવા મોંઘા હતા!

આ રસ્તા ઉપર સ્ટેશને જતાં એક વાવ આવે છે.

આ વાવમાં હું અને મારી મા બન્ને પાણી પીવા ગયાં. અરધાંક પગથિયાં ઊતર્યાં ત્યાં એક ભયંકર સર્પ દીઠો. કોણ જાણે કેમ અમારા બન્નેના દિલમાં એની ધડક સર્પ તરીકેની નહિ–પણ આગામી કોઈ અમંગલ મૃત્યુ તરીકેની બેસી ગઇ.

એકદમ બહાર દોડયાં ગયાં. બહાર જઈને શ્વાસ લીધો. હવે સ્ટેશન પાસે હતું. ગાડીનો વખત હતો. મારી માએ અચાનક કહ્યું: 'આજ જવું નથી!'

'અરે બા! છેક આંહીં આવીને હવે નથી જવું?'

મારી બા કાંઇ બોલ્યાં નહિ. પણ એમની આંખમાંથી આંસુની ધારા ચાલી. સાડલાથી જેમ જેમ આંસુ લુએ તેમ તેમ નવાં આવે!

'આપણે ત્યાં જવું જ નથી બા! ચાલો. ભલે નોકરી જાતી!'

'ના, તું તારે બે દિ પછી જાજે, પણ જાણે પેટમાં કાંઈક બળવા માંડયું છે. આ નાગ આજ ક્યાંથી જોયો?'

'અરે! બા! તમે તો આવા ને આવા વહેમી રહ્યાં. એવા તો આપણા ઘરમાં હમેશાં નીકળે છે. હમેશાં મારા કાકા વાંસડો લઇને નાગ સાથે જ યુદ્ધ બેસે છે. તમે તે દિ માથું ઓળતાં'તાં ને મોભારેથી તમારી પડખે જ પડયો'તો એ ભૂલી ગયાં? અવાવરૂ વાવ હોય તો નાગ પણ નીકળે!'

'પણ કોણ જાણે કેમ—ગગા! મને લાગે છે—' મા તે પછી વાક્ય પૂરું કરી શક્યા નહિ. 'આ તો સાક્ષાત જમદેવ! આપણે વખતે પાછા ન મળીએ...'

'અરે! મા! ઊઠો. મારે નોકરી કરવા જ નથી જવું. હાલો પાછા વીરપુર ભેગા થઇએ. વીરપુરમાં લોટ માગશું ને મજા કરશું, હાલો!'

તે દિવસે અમે મા દીકરો ખરેખર વીરપુર પાછા ફર્યાં. છેક સ્ટેશને જઇને ગાડીને જતી જોઇ. અને પછી પાછો વીરપુરનો પંથ પકડયો.

પણ જેનું જવાનું નક્કી છે એ કેટલા દિ રોકાય? બે દિવસ પછી પાછાં એ જ રસ્તે સ્ટેશને આવ્યાં. ટિકિટ લીધી. માની વિદાય લીધી. લાકડાની જાળીની બહાર મા ઊભાં રહ્યાં. મોટામાં મોટો—કોઇ જબરજસ્ત ત્યાગ કરતો હોઉં તેમ હું, મારી પાસે રહેલી બે કે અઢીઆનાની સિલિકમાંથી, માને બેવડિયું કૂદિયું આપવા એક વખત એ જાળી પાસે આવ્યો. અને એક બેવડિયું કાવડિયું એમને આપ્યું. રસ્તે કાંઇક લઇને ખાતાં જવાય માટે. ગાડીમાં બેઠો. ગાડી ઊપડી. હું જોતો રહ્યો. મા પણ જોતાં રહ્યાં. દૂર-દૂર નજર ખેંચાય ત્યાં સુધી અમે જોતાં જ રહ્યા! પછી હું ગાડીમાં રડી પડ્યો, મા ત્યાં ઝાડ નીચે. અમારું આ છેલ્લું મિલન હતું. ત્યાર પછી અમે એકબીજાએ કોઈ દિવસ એકબીજાને જોયાં નહિ! મા ગયાં! જાણે કોઇ દિવસ હતાં જ નહિ! વીરપુરમાં વિ. સં. ૧૯૬૨–૪. સ. ૧૯૦૬માં ભયંકર પ્લેગ આવ્યો. તે વખતે હું કુંડાવાવ હતો. પણ આંહીં વીરપુરમાં તો પ્લેગે સોથ વાળી નાખ્યો. એ જમાનામાં એ રોગ નવો હતો. એટલે ૧૯૧૮માં જેમ ઇન્ફલુએન્ઝાએ અનેકને ઉપાડી લીધા એવું જ કાઠિયાવાડમાં આ પ્લેગે કર્યું! સેંકડો ઘરને તાળાં દેવાઇ ગયાં. એ વખતે મા ગયાં. ભાભી પણ ગયાં.





તેવા છાંયડા પાસે દેખાયો. એ પણ જાણે કે કોકના સાથની રાહ જોતો હોય એવો લાગતો હતો. મારા પિતાને જોતાં જ એ બોલ્યો: 'આવો, આવો, મા'રાજ! સોપારી ખાઇને ચાલ્યા જઇએ. આટલામાં તો મારું બેટું ક્યાંય હુંડુંય નથી! હુંય વાટ જોઉં છું કોંક આવે તો નીકળું! આવો!'

પણ મારા પિતાનો જીવનભરનો એક સિદ્ધાંત હતો. મુસાફરીમાં કોઇ મિત્ર નહિ. એમની પાસે જોખમ હતું એટલે આંખ તો ચારે તરફ ફરતી જ હતી.

થોડેક દૂર આગળ જતા આ રસ્તા ઉપર એક બીજા માણસને એમણે ઝડપથી આવળના ઝાંખરા પાસે, કુદરતી હાજતે ગયો હોય તેમ બેસતો જોયો. એમને શંકા પડી. એ થોભ્યા નહિ, ચાલતા થયા. એટલે પેલો માણસ પણ સાથ લેવા આતુર હોય તેમ બેઠો થયો: 'ઠીક ચાલો ત્યારે! ક્યાં વીરપુર જાવું છે?'

એક ક્ષણની પણ સરતચૂક થાય તો પ્રશ્ન જીવન મરણનો હતો. ખડિયો તો જાય—એ તો ઠીક, પણ માર મળે તે નફામાં. એક પણ વાક્ય બોલવામાં જોખમ હતું. કારણ કે એટલું તમારું ધ્યાનભંગ થાય તો આ છેલબટાઉ માટે એ પૂરતું હતું. પાંચ રૂપિયાની નોટ, ફેંકીને, પાંચસોની, બેંકના થડા ઉપરથી ઉડાવી લેનારા આ ધ્યાનભંગની રમત જ રમે છે. આંહી પણ એ જ રમત હતી. જરાક વિશ્વાસ રાખો એટલી જ વાર. તમામ ઠગ જાણે છે કે માણસ માત્ર થોડાક ને થોડાક તો વિશ્વાસમાં તણાય છે. અને એણે માત્ર એ પળ પકડવાની હોય છે!

પણ મારા પિતાએ જેવો આ નવા મિત્રને સાથ આપતો જોયો કે તરત એ સાવચેત થઈ ગયા. આગળ ઉપર બેઠેલો માણસ અને આ માણસ એ બેની વચ્ચે પોતે આવી ન જાય એ જોવાનું હતું!

એમણે તરત રસ્તો બદલ્યો!

'અરે! કેમ મા'રાજ? કેમ તર્યા?'

જેણે જીવનભર ભગવાન કૌટિલ્યના વૃદ્ધ ચાણક્યનો શ્લોકે શ્લોક, આખો દિવસ અત્યંત પ્રેમ ને પ્રશંસાથી વારંવાર વાંચ્યો હતો, એણે પ્રત્યુત્તર આપવામાં જે ભયંકર જોખમ રહ્યું હતું તે તરત કળી લીધું. સમય, શબ્દ માટે તો નહિ—ત્વરિત કાર્યપદ્ધતિનો હતો.

પ્રત્યુત્તર તો ન વાળ્યો. પણ બન્નેની વચ્ચેથી નીકળી જવાનો જે માર્ગ એમણે લીધો હતો તે ચાલુ રાખ્યો.

'અરે, પણ મા'રાજ! એ બાજુ ક્યાં હાલ્યા? ત્યાં ક્યાંય પાણી મળે એવું તમારી જાણમાં છે? ભાતું તો અમારી ભેગુંય આ રહ્યું! પણ પાણી વિના ખાવું કેમ કરીને?'

ઉત્તરમાં તો મારા પિતાએ આસપાસ પડેલા થોડાક ગડગડિયા ભેગા કરીને ખડિયામાં નાખ્યા. ભાગવામાં જોખમ હતું. પણ ઊભા રહેવામાં કાંઇક ઓછું ન હતું. એટલે ધીમો માર્ગ ચાલુ રાખ્યો. થોડી વારમાં જ વધારે મોટા ગડગડિયા પથરા પડ્યા હતા એ ઠેકાણું હાથ કરી લીધું. સ્થળ પણ ઊંચું હતું.

આવા જાહેર માર્ગ ઉપર વધારે વાર રહેવામાં તો ભય રહ્યો છે એ બન્ને છેલબટાઉ જાણતા હતા. પણ એમણે વિશ્વાસ ઉત્પન્ન કરવાની એક નવી તરકીબ શોધી કાઢી. પથરા ભેગા કરવા એ કોઇ ગાંડપણ હોય તેમ બન્ને જણા હસવા માંડયા!

'અરે પણ આ શું આદર્યું છે તમે મા'રાજ? આપણે ત્રણ ઘણા છીએ તે બેટીનો કોઈ આપણને મારી જાશે?'

એટલી વારમાં તો ઠીક જેવું અંતર પોતાની ને બન્ને આદમીની વચ્ચે પડી ગયું હતું. વળી પોતાની આસપાસ ગડગડિયા પડ્યા હતા. સ્થળ પણ ઊંચું હતું. પેલા છેલબટાઉ સડકના ધૂળવાળા મારગમાં ઊભા હતા. ત્યાં પાણા હતા નહિ. હવે મારા પિતાએ તરત જ એમને પડકાર્યા: 'એક ડગલું, બેટીના! હવે જો આ બાજુ ભર્યું છે તો માથું રંગાઇ જાશે!' અને વાટ જોયા વિના એમણે તો ગડગડિયા ચાલુ પણ કરી દીધા!

માણસ ચેતી ગયો હોય તો, સિંહ જેમ શિ...




આ પ્રમાણે ભાભીની પાછળ મા ગયાં. માનું મરણ સાંભળ્યું ત્યારે મારા પિતાને એક વિચાર આવ્યોઃ 'આ પ્લેગનાં રજકણ' હવે તમામને ભરખી જાશે. એને સ્મશાન લઈ જાશો તો ઓછામાં ઓછાં બીજા ચાર માણસો–માને ઉપાડનારા–ભરખાઈ જાશે.' મરણ પામેલાની તમે આ ક્રિયા કરો કે તે ક્રિયા કરો એમાં કાંઈ જ મહત્ત્વ નથી. એ તમામ અર્થહીન છે. આ વિચાર એમણે અનેક વખત અમારી પાસે મૂકયો હતો. આજે એ વિચારને એમણે એકલાએ ક્રિયાત્મક સ્વરૂપ આપવાનો ભીષણ નિશ્ચય કરી લીધો!

ફળીમાં આંટો માર્યો. જગ્યા શોધી. કોઇને કાંઇ કહ્યું નહિ, પણ ઘરમાંથી કોદાળી લાવ્યા. ખાડો ખોદી નાખ્યો. કેસરફઈ તો આભા બની ગયાં. આ વિચાર સાંભળતાં એમને બિચારાને કાંઇ સમજણ પડી નહિ! 'અરે! પણ ભાઇ! તને દરબાર ઠપકો આપશે! અને માણસ શું કહેશે?'

'માણસનું કામ નથી. ઠીક પડે તેમ ભલે બોલો. દરબારનો એ વિષય નથી. આ વિષય વૈદકનો છે. અને આને આંહીંથી ઉપાડીને જનારા અને એના સંસર્ગમાં આવનારા હવે તમામ ભરખાઈ જાશે. મારે રોગનાં રજકણ ફેલાવા દેવાં નથી!'

એમણે માને ખાડામાં સુવાડી દીધાં. ઉપર ધૂળ વાળી નાખી. તક મળ્યે એ ઉપર પોતે ઓટલો ચણાવીને ત્યાં વેદ–વૈદક–વેદાંતના વિષયનું વાચન કરવાનો મનથી સંકલ્પ કરી લીધો. પછી માની માંદગીની આસપાસની તમામ જગ્યાને બાળી નાખી. ઘરમાં પણ ઠેર ઠેર અગ્નિ પ્રગટાવ્યો. રજકણ માત્રને બાળી નાખવાનો પ્રયત્ન કરી જોયો.

ઠાકોર સુરાજીને આ વાતની ખબર પડી. એમણે મારા પિતાને તેડાવ્યા. દાટવાથી મુસલમાન થવાય ને બાળવાથી હિંદુ થવાય એ વાતનો પિતાએ સાફ ઇન્કાર કર્યો. કીમતી પ્રાણ જ છે. પછીના ખોળિયાને કાંઈ જ નથી એ વાત દર્શાવી. પણ છેવટે દરબાર માફી આપે, ને બળદગાડીમાં માને સ્મશાન લઈ જઈને દાહ દેવો, જેથી ઓછામાં ઓછું માનવજોખમ થાય એ શરતે એમણે માને સ્મશાનમાં દાહ દીધો!

માની પાછળ તરત ઘરની સમૃદ્ધિ ચાલી નીકળી. ગાય ગઈ. ભેંશ ગઇ, દુઝાણું ગયું. ઘર આંગણેથી છાશ ગઇ, રેંટિયો ગયો, જાતમહેનત ગઇ. પ્રતિષ્ઠા ગઇ અને સૌથી વધુ તો એ કે પિતાની જીવનની રસવૃત્તિ જાણે ચાલી ગઈ! પછી એમને જીવનનો વૈભવી રસ રહ્યો નહિ! અને કોઈ દિવસ મળ્યો પણ નહિ. એમનું જીવન કેટલું સંયમિત હતું એનું એક જ ઉદાહરણ બસ છે. વર્ષો સુધી એમણે દૂધ અને રોટલાને મુખ્ય ખોરાક બનાવી કાઢયો હતો. કોઈ વખત ટ્રેઇનમાં આવીને રાતના અગિયાર વાગે ઘરની સાંકળ ખખડાવીએ તો પોતે ઊઠીને બારણું ઉઘાડે. પછી ખબરઅંતર પૂછીને તરત જમવાનું પૂછે. રાખમાંથી જોગંદરની માફક ચીપિયો ભરાવીને ફટ બાટી કાઢે. ને એ બાટીનો સ્વાદ તો દાઢમાં રહી જાય એવો. એવે ટાણે પણ એ ઊની ઊની હોય. ને એને હાથનો સ્પર્શ પણ નહિ. ચીપિયાથી જ કાઢવાની! જાણે બાબીની ધૂણી. આ જીવન એમણે પાછલાં વર્ષોમાં પોતાની સાથે એવું તો વણાટમાં મેળવી લીધું હતું કે એ જ એમનું મુખ્ય ધ્યેય થઈ પડયું હતું. જીવન શું છે એ જાણવાનું. મારા પિતાના મૃત્યુ પછી ૭ સાત મહિને કોઈ બે અસલ બાબી રખડતા રખડતા ઘર આંગણે આવી ચડયા. અંબાશંકરભાઇએ એમની તેજસ્વી સાધુમૂર્તિ જોઇ સત્કાર કર્યોઃ બેસાર્યા. બોલ્યા કે 'વો ડોસા ઇધર બેઠતા થા વો કહાં હૈ? ઉસકુ મિલનેકે લિયે હમલોગ આયે હૈ!' જ્યારે સમાચાર જાણ્યા ત્યારે પછી તરત ચાલી નીકળ્યા. અંબાશંકરભાઇએ સત્કાર કરવા પોતે તૈયાર છે એમ કહ્યું પણ એમણે તો કહ્યું કે અમે વરસમાં એકવાર એમની સાથે જ્ઞાનવાર્તા માટે આવતા. કપડાં–અનાજની અમારે પડી નથી!'

આ પ્રમાણે એક અત્યંત કરુણ નાટક જ્યારે મારા પ્રિય ઘરને ખંડેરમાં ફેરવી રહ્યું હતું ત્યારે હું કુંડાવાવમાં હતો.

કુંડાવાવમાં એ વખતે પ્રભાશંકર મયાશંકર જોષી





મારા પિતાની એક નોંધપોથીમાં આ કૌટુમ્બિક ઘટનાનો ઉલ્લેખ છેઃ 'રામજીની વવુ મોંઘીનું 'ઋતુ' ૧૯૬૨ના આશુ સુદ ૧૪ સોમવારે 'વીરપોર' થયું છે. છોરૂ આવતાં. તે પહેલાં છોકરો ત્રણ દિવસે આવીને વળી ગયો. તથા રામજીની મા સા. ૧૯૬૨ ના આશુ વદ ૯ ગુરૂવારે મરણ પામ્યાં છે. બપોર વખતે વીરપોરમાં બન્ને મરકીથી મરણ પામેલ હતાં. બોલતાં બોલતાં છેવટ સુધી.'

પરંતુ એક સાથે થયેલાં આ બન્ને મૃત્યુએ મારા પિતાની ધીરજની જેમ કસોટી કાઢી, તેમ એમનામાં રહેલી એકલપંથી વિચિત્રતાની—અને પોતાનો વિચાર સત્ય લાગે તો એને માટે ગમે તે હદ સુધી જવાના એમના નિશ્ચયબળની, અને જમાના કરતાં ઘણા આગળ રહેલા એમના સત્ત્વની પણ પરીક્ષા કરી.

મારાં ભાભીની જીવનદષ્ટિની એક વાત આગળ આવી ગઇ છે. એ બાઇમાં કોઇ એવી અજબ મીઠાશ હતી કે એના સાન્નિધ્યમાં રહેનારું પછી એના વિના આંધળુંભીંત થઇ જાય. ભાભી મૃત્યુ પામ્યાં પ્લેગમાં, તે વખતે મા પાસે હતાં. એમની વચ્ચે સાસુવહુ જેવો સંબંધ તો રહ્યો જ ન હતો. એમ લાગે કે જાણે મા અને દીકરી બેઠાં છે! જ્યારે જુઓ ત્યારે બન્ને એકબીજાના સુખદુઃખની વિશ્રમ્ભ કથા કરતાં હોય. એટલે ભાભી મૃત્યુ પામતાંની સાથે જ માએ જીવનનો મનથી તો જાણે ત્યાગ કરી દીધો!

આ વખતે આખું વીરપુર ખેતરમાં ઝૂંપડાં બાંધીને રહેતું. અમે ખેતરમાં ઝૂંપડાં તો બાંધ્યા'તાં, પણ ઘર રેઢાં મૂકવાનું પાલવે તેમ ન હતું. આ નવીન રોગમાં વૈદ ડૉક્ટર હજી કાંઈ સમજ્યા ન હતા. ઠાકોર સુરાજીએ લોકદષ્ટિ કેળવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. પણ હજી ભયના વાતાવરણથી જ અનેક ઢળી પડતા.

મારા પિતા એક વસ્તુ વારંવાર કહેતા. એમને જંતુનું જ્ઞાન એ વખતે થયેલું, પ્લેગનાં 'રજકણ' ફેલાઈ જાય છે માટે શીમમાં ભાગી જવું એવું સૂત્ર એમણે સ્વીકારેલું. પોતે ઘણુંખરું શીમમાં રહેતા. વાડીએ રોટલો, કરી લેતા. ભાભીને સુવાવડ આવે તેમ હતી—એટલે ઘર આંગણે પણ રહ્યા વિના છૂટકો ન હતો. પણ જેમ બને તેમ ઓછાં 'રજકણ' લેવાં એ નિયમ રાખેલો. મેં અપનાવેલો 'રજકણ' શબ્દ, ટાગોરના 'સ્પાર્ક' ઉપરથી નહિ, પણ આ ઘર વાતાવરણમાંથી સૂચિત થયો હતો. પણ પ્લેગનાં આ રજકણ ઘણાં ભયંકર હતાં. ભાભીનાં મૃત્યુ પછી એનાં કપડાં ધોઇ નાખવા માટે બા ગયાં, ત્યારે મારા પિતાએ, એ કપડાંને બાળી નાખવાનું કહ્યું. પણ બાનો જાણે કે જીવ ભાભીની સાથે જ હતો. એમણે કહ્યું કે 'હવે જે થાવું હોય તે ભલે થાય. હવે વહુ ચાલ્યાં ગયાં છે ને મારા જીવને પણ આંહીં ધરપત નથી!'

ત્યાર પછી મારી માને પ્લેગ લાગુ પડ્યો. છેવટના ત્રણ દિવસની એમની જીવનમૃત્યુની લડત રહી. એ વખતે અંબાશંકરભાઈ જેતપુર હતા એટલે એ એકલા આવતા જતા, પણ માને દહેશત હતી. અંબાશંકર માની પથારી આસપાસથી ખસે નહિ. મા બહુ કહે તો આઘાપાછા થાય—પણ હોય ત્યાં એટલામાં જ! કેસરફઈ કુંકાવાવથી માની માવજત માટે આવી પહોંચ્યાં હતાં, માએ એને કહ્યું કે અંબાશંકરને ગમે તેમ કરીને પણ કાઢી મૂકો.

એવામાં એક દિવસ સવારે અંબાશંકર વાડીયુંમાં રોટલા કરવા ને ખાવા માટે ગયેલ.

કેસરફઈએ સમાચાર આપ્યાઃ 'ભાભી! અંબાશંકર તો જેતપુર ગયો!'

'ગયો? હા...શ!'

મા એટલું બોલ્યાં. ને ત્રણ દિવસ થયાં જે જીવને દહેશત લાગતી હતી કે અંબાશંકર પણ આમાં ભરખાઇ જાશે કે શું—એ જીવ આ સાંભળ્યા પછી માત્ર અરધા કલાકમાં જ પ્રયાણ કરી ગયો!

છેવટની ઘડીએ મારી સંભાળ લેવાની કેસરફઇને પોતે ભલામણ કરતાં ગયાં!

માનવની અંદર કેવી કેવી અવનવી પ્રેમની રંગ સૃષ્ટિ વસી રહી છે!




તો ધમાલ હોય. દુકાને જઈએ ત્યાં જોખવાનું, હિસાબ માંડવાનું, ખાંડ તૈયાર કરવાનું કામ ચાલે. એટલે આ વર્ષોમાં મારી કલ્પનાનો મૂળરંગ ઊડવા માંડ્યો-પણ કુંકાવાવમાં એક મોટો ફાયદો થયો, એણે મને થોડો ઘણો વ્યવહારુ બનાવ્યો.

કુંકાવાવનો એક પ્રસંગ મને બરાબર યાદ છે. મારું કદ એ વખતે ઠીંગણું હતું. મારા કરતાં તો મોટા છોકરા છઠ્ઠી સાતમીમાં હતા. પણ એક છોકરો, અંદરજી, ત્રીજી ચોપડી ભણતો. તે ઊંચો તાડના ત્રીજા ભાગ જેવડો. ઊભો હોય તો હું એની છાતીએ માંડ પહોંચું! આ અંદરજીની આંખો, ગોળ બિહામણી. લાંબી ખજૂરી જેવો પાતળો દેહ. સ્પષ્ટ ઉચ્ચાર વિનાની નાકમાંથી બોલાતી ભાષા અને મોં ઉપર બિલાડીએ ચૂંથ્યું- હોય તેવા ઉઝરડા. માણસ એને જોતાં જ ધ્રૂજી ઊઠે. એવો વરવો અને કઢંગો અને પાછો ઠોઠડો! એ પાઠ બોલવા ઊભો થાય તો મારા કરતાં બમણો તો ઊંચો લાગે. હું તો એ વખતે ટેબલ ઉપરથી ઊઠું જ નહિ ને! અને કાં એને ઊભો કરવો હોય ત્યારે આગળના મોટા ટેબલ ઉપર બેસું એટલે નાનો તો ન લાગું! પણ અંદરજી આ કળી ગયો હતો, એટલે એ તો તોફાન પણ કરે! ટેબલ ઉપર ચડું તો એના ગાલે હું માંડ તમાચો ચોડી શકું એટલે તમાચો તો અશક્ય. સોટી હજી એ વખતે હું રાખતો નહિ. એ વૈભવ મેં બીલખામાં શરૂ કરેલો. એટલે અંદરજી અમારે માટે એક કોયડા રૂપ થઈ પડયો!

ક્લાસમાં મોનિટર એને બનાવ્યો હોય તો ઉપાધિ ઓછી થાય. પણ અંદરજી ભણવામાં ભેંસના ભાઈ જેવો.

છોકરા નાનકડા હતા. પણ ટીખળને ને ઉમ્મરને બહુ ઘાટો સંબંધ છે. નાનકડા હોય તો ટીખળ વધારે હોય. મોટા હોય તો મસ્તી વધારે હોય. એટલે અંદરજી તો હવે મારી સત્તા માટે પ્રશ્ન રૂપ થઈ પડ્યો.

એક દિવસે કોણ જાણે શું બન્યું તે મારામાં હિમ્મત આવી ગઈ. અંદરજીને કાંઈક સવાલ પૂછ્યો. અંદરજીએ એવો જવાબ આપ્યો કે સૌ હસી પડયા. થઈ રહ્યું. મારું તો નાક કપાતું હતું. મારે અંદરજીને બેસારી જ દેવો જોઈએ. હિમ્મત આવી ગઈ. અંદરજી બેઠો હતો ત્યાં પહોંચી ગયો. બોલ્યા વિના ચોડી જ દીધી. ચોડતાં ચોડાઈ ગઇ-પણ મનમાં બીક હતી કે જો અંદરજી ઊભો થયો, તો મારું માથું એની છાતીમાં દાબી દેશે. એ બીકમાં ને બીકમાં મોટેથી ત્રાડ મારી: 'તું મને બનાવે છે એમ? લે!' એમ કરીને બીજી ચોડી. ને પછી તો ત્રીજી પણ. ત્યાં તો અંદરજી રડી પડયો! ઓત્ તારીની આ આવડો દેહ છે, પણ અંદર તો છોકરું જ રહ્યું છે. તે દિવસથી અંદરજીનો ધાક ઊડી ગયો.

પણ હેડમાસ્તર કાહાનજી પરમાર માણસપરખુ હતા. એણે મને એકદમ આઠમીમાં બોલાવી લીધો! અને પોતાના જ ખાસ મદદગાર તરીકે રાખી લીધો. એમની તબિયત એ વખતે નબળી હતી. એમને દમનો વ્યાધિ હતો. એટલે એક એવો શિક્ષક એમને જોતો હતો જે ટાકરીઆનો ટાકરીઓ હોય અને પાછો હોશિયાર પણ હોય. એમણે મને પસંદ કર્યો.

એમની આ પસંદગીથી મને ઊંચું ધોરણ તો મળ્યું પણ બેસવાનું એમની પાસે જ. એમાંથી મારા ઉપર એમનો વિશ્વાસ બેઠો. એટલે ઘરના કામકાજ માટે મને રોકવા માંડયા. પાંચ વાગે માસ્તરો ઘેર જાય-પણ હું સૌથી નાનો એટલે ઘરમાં કામ કરવા રોકાઉં. ખાટલા પાથરું. પથારી કરું. દીવાબત્તી તૈયાર કરું. વાતો કરું ને પછી મોડેથી ઘેર જાઉં! આ વસ્તુ મને તો ભારે પડવા માંડી. મને તે વખતે ખબર નહિ કે આ વસ્તુ મારી જેવી તેવી સહત્તાનો પાયો નાખનારી નીવડશે. આ કામમાં તૈયાર થયો તો એટલી વાત ઉપર મને વીરપુરમાં પાછળથી નોકરી મળી ત્યારે મોટી સગવડતા મળી ગઈ હતી. બેઠાં બેઠાં વીરપુર માસ્તરની વહુ પાસે ચોપડીઓ વાંચવાની! તે વખતે ખૂંચતી આ વાત પણ ઉપકારક નીવડી. કુદરતની કેવી યોજના છે!

એક વખત રવિવારે અમે બે જણ લૂગડાં ધોવા





મુખ્ય મહેતાજી હતા. એના હાથ નીચે હું છેલ્લો આસિસ્ટંટ હતો. પગાર ઘણું કરીને રૂપિયા ચાર હતો. મારા ગયા પછી થોડા જ વખતમાં પ્રભાશંકર માસ્તરની તો બદલી થઈ ગઈ. એની જગ્યાએ કહાનજી જીવા પરમાર—આપણા કવિ દેશળજીના પિતા ત્યાં આવ્યા.

દેશળજીભાઈનું નામ તે વખતે પોપટભાઈ હતું. ઘણું કરીને એ રાજકોટમાં મેટ્રિક કલાસમાં હતા. પોપટભાઈમાં કુમાશ ઘણી હતી, જ્યારે જુઓ ત્યારે હસતા હોય. અમારા જેવા માટે તો એ ગામડામાં એ વખતે એ મોટા માનનો વિષય હતો! મેટ્રિકમાં ભણવું એ કાંઈ જેવી તેવી વાત ન હતી. દેશળજી ભાઈના પિતાને પણ પોપટભાઈની પ્રગતિ માટે ઘણી મોટી આશા હતી. અને પોતે પિતાની જેમ નહિ પણ પોપટભાઈની સાથે મિત્રની જેમ વર્તતા. પોપટભાઇ વેકેશનમાં આવે ત્યારે અમને ઠીક મજા પડતી.

તે વખતે કુંકાવાવ ગામ એક રીતે સુખી ગણી શકાય તેવું હતું. વીરપુરની બજારમાં દિવસે જોવા ન મળે એટલાં માણસો ત્યાં રાત્રે બજારમાં હોય. અમારા ફૂઈના દીકરા શંકરભાઈ વેપાર કરતા. ખાસ કરીને ખાંડનો. કપાશિયા ને ગોળ પણ સંઘરતા. એમની દુકાન ગામને એક છેડે. ઘર બીજે છેડે. એટલે અમે રાત્રે જમીને નીકળીએ તે ધીમે ધીમે દુકાને પહોંચીએ. ત્યાં દુકાનમાં પાછલા ભાગમાં એક નાનું ભંડકિયું હતું. એ ભંડકિયામાં શંકરભાઈ રાત્રે મોરસની દાબોટા બનાવતા. મને એમાં રસ પડતો. અમે નિરાંતે મોરસની ચાસણી કરીએ. પછી પતાસા જેમ આકરી ચાસણી થાય કે એનો ઉનેઉનો ઘાણુ ઉતારી ઉતાવળે એને લોટાથી કે એવા સાધનથી ભાંગવા મંડી પડીએ. એટલે દાબોટા જેવી ભૂક્કો ખાંડ થઈ જાય. બન્ને ખાંડના ભાવમાં ફેર રહેતો એટલે કાંઈક કમાણી થતી. મેં એ ખાંડની ચાસણી બનાવવાનું 'ટયુશન' લીધું—અને મને તો એ ભારે સરસ વાત લાગી. મને વેપારમાં પણ રસ પડવા માંડ્યો.

શંકરભાઈનો સ્વભાવ એટલો સરસ હતો કે તમે દુઃખ માત્ર ત્યાં ભૂલી જાવ. એમના સ્વભાવમાં એક પ્રકારની મીઠી મોહિની હતી. મારા પિતા એમના મામા થાય. મામા ભાણેજની વચ્ચે એટલો બધો પ્રીતિમેળ હતો કે એકના વિના બીજાનું કોઈ શુભ કામ આરંભાય જ નહિ. એ પ્રીતિને લીધે હું પણ શંકરભાઈ માટે પ્રીતિપાત્ર બની ગયો. શંકરભાઈ વળી બાળધાંનો વેપાર પણ ખેડતા. આંહીં ગુજરાત બાજુ—વઢિયારમાંથી બળદ લેવા આવતા. બે ત્રણ કણબી સાથે નીકળતા. એક વખત એ પ્રમાણે ઓગણીસ બળદ લાવ્યા. ફળી નાનું ને એમાં ઓગણીસ તો બળદ બાંધ્યાં. પછી હાલવાની જગ્યા તો શેની હોય? એમાં પાછું ફેસરફઈનું ને વહુનું નિત્યયુદ્ધ ચાલતું હોય. પડખે પાડોશમાં બુમરાણ થાતું હોય. પગ મૂકવાની જગ્યા મળે નહિ. એ છતાં એ સાંકડમોકડવાળું ઘર અજબ જેવી આકર્ષક શક્તિ ધરાવતું.

ઘરનાં તમામેતમામ માણસ—કેસરફઈ, શંકરભાઇ એમનાં વહુ—તમામને આ વીરપુરથી આવેલ કાકા માટે અજબ પ્રીતિ હતી. એટલે તો મને કુંકાવાવમાં માના મૃત્યુ પછી પણ એકલવાયું ન જણાયું.

એ ગામ એક રીતે જુનવાણી હતું, પણ એને નવો રંગ આપવાનો પ્રયત્ન થઇ રહ્યો હતો. પ્રભાશંકર માસ્તરે એક શિક્ષકસમાજ સ્થાપેલો. એના આદ્ય પ્રણેતા તો ઘણું કરીને બગસરા દરબાર વાજસુરવાળા હતા. કલાપીના મિત્ર તરીકે એ એટલામાં એક સંસ્કારી આત્મા હતા. એમના ગામના હડાળાની દરબારી નિશાળના મહેતાજી હરખજી આ શિક્ષકસમાજમાં અગ્રેસર તરીકે ભાગ ભજવતા. આ શિક્ષકસમાજ એક મહત્ત્વનો જીવનપ્રસંગ બની રહેતો. કહાનજીભાઈએ પણ પ્રભાશંકર માસ્તરની પ્રણાલિકા ચાલુ રાખી. એવાં સંમેલન ભરાતાં ત્યારે અમને આનંદ થઈ રહેતો!

છતાં વીરપુરના હિસાબે આંહીંનું જીવન ઘણું ઓછું સંસ્કારી હતું, કારણકે આ બાજુ હજી કેળવણીનો પ્રતાપ આવી રહ્યો હતો.

પણ કુંકાવાવમાં નિર્ગત ન હતી. કારણ કે ઘેર

આ અંકથી શરૂ થતી 'ઊર્મિ–નવરચના'ની ચાલુ વાર્તા

# ઝેર તો પીધાં છે જાણી જાણી

## ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં

દર્શક

### પ્રકરણ ૧ લું.

**જેમાં શ્રીમંત સરકારને એક ધૂનીની પિછાણ થાય છે.**

શીંગોડા આમ તો નાની નદી છે. પણ ચોમાસામાં ગાંડીતુર બની બન્ને કાંઠા છલી નાખે છે. ઠૂંઠા જેવો આંબો વસંતમાં લાકડું ફાડીને કોળી ઊઠે તેના જેવું આશ્ચર્યકારક એ પાતાળપેટી નદીનું એ વખતે રૂપ હોય છે. આ એની વિલક્ષણતાને પરિણામે શીંગોડાના ઉપલા પ્રવાહમાં ક્યાંક ક્યાંક નાનામોટા પ્રવાહો પડી ગયા છે. પણ એ કોતરો કંઇ મહી જેવાં બીકાળાં ને શૂન્યતાએ ભેંકાર નથી.

એક જ આદમીનાં પુણ્યે આ કોતરોને આંબા, જાંબુડા, રાયણ અને ચીકુના ઝુંડથી મહેકતા કરી મૂક્યાં છે. ત્રીશ વર્ષ એ વાતને હજુ માંડ થયાં છે.

......વર્ષની શિયાળાની એક સવારે એ વખતના સ્વપ્નસેવી મહારાજ શ્રીમંત સયાજીરાવ આવા એક કોતરની ભેખડ ઉપર એક બે અંગરક્ષકો સાથે ઊભા હતા. પડખેનાં ગીરનાં જંગલમાંથી એક દીપડો આવ્યાના વાવડે એ આ તરફ ઊતરી આવ્યા હતા. થોડાક શિકારીઓ ગોરડ બાવળનાં ઝાળાં ઝાંખરામાંથી નીચે કોતરમાં જતી કેડીએ સાવચેતીથી ઊતરતા હતા. એ બધા ગોરડની ઝાડીમાં દેખાતા બંધ થયા. મહારાજ દૂર દેખાતી ટેકરીઓ દૂરબીન માંડીને જોતા હતા ત્યાં કોતરમાંથી એક ખેડુ માણસે આવીને પ્રણામ કરી કંઇ ફળ ભેટ ધર્યાં.

મહારાજે દૂરબીન બાજુ પર મૂકી કહ્યું. "શું છે?"

"બોર."

"બોર! મૂઠી જેવડા?" આશ્ચર્યથી મહારાજ મીઠા લીંબુ જેવા બોરને જોઇ રહ્યા.

પછી પૂછ્યું, "ક્યાંથી લાવ્યા?"

"અહીંની મારી બોરડી પરથી. મેં એ જાતે ઉછેરી છે."

"ભેટ ધરવા આવ્યા હશો?"

"નાજી! ભેટ લેવા આવ્યો છું."

હસીને મહારાજ કહે, "હં, ત્યારે તો લાભેલોભે આવ્યા છો! કહો, શું અરજ છે?"

"મહારાજ અરજ તો એટલી જ છે કે આ કોતર મને યોગ્ય કિંમતે આપો."

"માગણી કરજો."

"માગણી કર્યા તો વરસ ત્રણ થઈ ગયાં. કોણ દાદ દે છે?"

"આપું, શું કરશો? બોરડી ઉછેરશો!"

"બોર પણ આ ગામડાંનાં છોકરાંને નથી મળતાં, પણ સાચું કારણ તો એ છે કે આ બધા કોતરોનું તળ સાચું છે. અંદરના ગાળામાં ધરા છે. ગમે ત્યાં આઠ હાથે પાણી નીકળે છે. જમીન પણ કોઇ ભાતની છે. શીંગોડાના આરને જો કોઈક રીતે રોકીએ તો આમાં બનારસી લંગડો પાકે ને ગરીબનાં અમરફળ જેવાં બોરે ઢગલેઢગલાં ઊતરે.

"દીપડા રંજાડશે નહીં?"

"આ તમારી પડખેના દીપડા ન રંજાડે તોયે ઘણું છે."

મહારાજે ઊંચું જોયું. એમની ભમરો ઘડીક ખેંચાઈ. એને મોઢામોઢ આવું કહેનાર કોણ હતો? જોયું તો બોલનાર તો મરકમરક હસી રહ્યો છે. નેણમાં ફરિયાદના રોષને બદલે સહજ કૌતુક છે. સયાજીરાવની સમગ્ર કારકિર્દી વિષે ગમે તે મતભેદ હોય પણ એમની જાહોજલાલીના કાળમાં માણસને પારખવાની શક્તિ અચૂક હતી એ વિષે મતભેદ નથી. એમણે ધારીધારીને બોલનારને જોયો. ઊંડો શ્વાસ લીધો. જાણે મનમાં કંઇક ઉતાર્યું, પછી એકાએક કહે:





ઊપડયા. હું અને એક નૉનમેટ્રિક થયેલો સાત રૂપિયાનો માસ્તર હતો. એ નૉનમેટ્રિકયો વળી નાટક લખતો. ને એ ભજવાશે ત્યારે પોતે શાહુકાર થાશે એમ સ્વપ્નાં સેવતો. એને આ હેડમાસ્તરનાં કપડાં ધોવાં રવિવારે જવું પડે તે પસંદ ન હતું. પસંદ તો મને પણ ન હતું. પણ હું એ છતાં કોઈ દિવસ ગેલમદરાઈ ન કરતો. હવે આ નૉનમેટ્રિકયાએ મને એક યુક્તિ બતાવી.

'તારે અલ્યા! કોઇ દિવસ કપડાં ધોવા આવવું જ ન પડે એમ કરવું છે?'

'શી રીતે?' મેં પૂછ્યું.

'જો ધોરિયામાંથી ઝીણામાં ઝીણી રેતી લે. પછી આ સાહેબનું, લોનનું કડિયું છે નાં, એમાં થોડી થોડી વેરી દે. પછી તારે લૂગડું ધોવું તો છે જ. એટલે જરાક ધોકો દે જે. જોઈ લે મજા. આ કોઇ દી કપડું ધોવા ન આપે બીજું શું?'

તે દિવસે એના કહ્યા પ્રમાણે કપડાં ધોવાયાં. પણ ઘેર જઇને સૂકવ્યાં ત્યાં અસંખ્ય કાણાં!

ભાઈ નૉનમેટ્રિકયો તો ગજબનો નીવડયો. ખરે ખર ત્યાર પછી કોઈએ કોઈ દિવસ કપડા ધોવાનું કહ્યું નહિ.

દેશળજી પરમારના પિતામાં એક મહાન ગુણ હતો. એ ન્યાયી બહુ જ હતા. શક્તિ જ્યાં જુએ ત્યાં એને પ્રોત્સાહિત કરે. મારામાં શક્તિ છે એ જાણી ગયા હતા. આ સ્થાનમાં હું ખોટી રીતે આવ્યો છું એ પણ જાણી ગયા. એમણે મને આગળ વધવાની સલાહ આપેલી. પોપટભાઇને મેટ્રિકમાં જોઇને મને તો કાંઇનું કાંઈ થાય. પણ કયાં કુંકાવાવ, કયાં રાજકોટ અને કયાં મેટ્રિક ને કયાં એ ખરચો. ક્ષિતિજમાં સઘળે અંધકાર હતો.

એક વખત એવું બન્યું કે અમારા મૂળગામ કેરાળામાં અમારા કુટુંબમાં લગ્નનો ઉત્સવ. કેરાળા કુંકાવાવ વચ્ચે પાંચ જ ગાઉનું અંતર. મારું મન ત્યાં જવા ઠેકડા મારે. પણ નિશાળ–નિશાળમાંથી રજા ન મળે.

શંકરભાઈ પોતે આવ્યા, પણ રજા ન મળી. પરીક્ષા માથા ઉપર હતી. આઠમીનો ભાર મારા ઉપર હતો. એટલે રજા એક દિવસની પણ આપવાની સ્પષ્ટ ના હતી.

એટલામાં પોરબંદરથી મારા એક કાકા ત્યાં આવ્યા. દામોદરકાકા, એ પણ કેરાળા જવા ઊપડેલા. હવે તો મારું મન કહ્યું નહિ કરે એમ લાગ્યું. નોકરી છોડી દઇને ભાગી જવાનું મન થાય. પણ એમ કાંઈ ભાગી જવાય છે? હું તો રોઈ રોઈને અધમૂઓ થઇ ગયો, પણ રજા ન મળી તે ન જ મળી. શનિવારની બપોરે ઘેર જઇને ઓશરીમાં રોતો રોતો પડયો. ખાવાપિવાનું રામ રામ!

પણ હેડમાસ્તર અત્યંત પ્રમાણિક. શનિવારે સૌ ઘેર ગયા. તે પછી પહેલા આસિસ્ટંટે લગ્નમાં જવાની રજા માગી. પહેલો આસિસ્ટંટ તો વજનદાર ગણાય. એને ના પાડવી એ ઔચિત્યભંગ જેવું કહેવાય. એમણે એને જવાની હા તો પાડી. પણ તરત એનું મન ડંખ્યું. આને હા પાડું તો પેલા નાનકડા માણસને કેમ નહિ? હું પડયો પડયો રોતો હતો ત્યાં આવીને પહેલા આસિસ્ટંટે પોતે જ કહ્યું કે તમને હેડમાસ્તરે જવાની રજા આપી છે. આ હેડમાસ્તર પરમાર! અને હું પણ તરત ખાધાપીધા વિના રસ્તે જ પડી ગયો! વખત છે ને પાછળથી વિચાર ફેરવે તો?

હું કુંકાવાવ બહુ રહ્યો નહિ હોઉં. પ્રેમજી દલુ વીરપુરમાંથી બદલાઈ ગયા હતા. એની જગ્યાએ એક મેમણ માસ્તર બાટવાથી આવ્યા. નુરમહમ્મદ અહમ્મદ કુમકી એ એનું નામ. આ માણસે મહેનત કરી અને મારી નિમણૂક વીરપુરમાં થઈ.

આ પ્રમાણે હું બીજી વખત જ્યારે વીરપુરમાં આવ્યો, ત્યારે તમામ પ્રકારનું જીવનભાથું લઈને પછી જ ત્યાંથી નીકળ્યો. નુરમહમ્મદ માસ્તર એકલા હતા. છૈયાંછોકરાં કાંઈ મળે નહિ. એમનો એક ભાઈ જૂના વખતમાં ભાગી ગયેલો તેનો પત્તો હતો નહિ. જાતના મેમણ હતા, પણ બહુ જ અશરાફ આદમી હતા. એમની મારા ઉપર કોણજાણે કેમ પણ બહુ જ

[ અનુસંધાન પાને ૩૧ મે ]



જાય, આંખો નચાવતી જાય, બબડતી ફફડતી રોટલા કરતી'તી.' 'કહેનારને હવે સાંભળનાર સાંભળે છે કે નહીં એની પડી નહોતી. એ તો જાણે પોતાના મન સાથે જ વાત કરી રહ્યો હતો.

'મને થયું કે આ બેય જણાં બબડે છે પણ બબડવામાં કેટલો ફેર છે? આમ મનમાં વિચારું છું ત્યાં મારી સામે જોઇને ભગત કહે:

'શેઠ છો? શેનો વેપાર કરો છો?'

મેં કહ્યું: 'પરચૂરણ.'

'જથ્થાબંધ મૂકીને આવા પરચૂરણમાં શીદ પડ્યા છો?'

મેં કહ્યું, 'બાપુ મૂડી જુવેને?'

'મૂડી તો માંઈ પડી જ છે'–કહી મારી સામે એકટીશે જોઈ રહ્યા. એની આંખોના તેજે મનમાં મારગ કરી દીધો. શિલા જાણે ખસવા માંડી–મારાથી આંખ સામે આંખ મંડાણી નહીં. નીચે જોઈ ગયો. જોઉં તો ભગતના પડખામાં કાળો ગીંગોડો ચડી ગયેલો.

'મહારાજ આ ગીંગોડો ચડી ગયો છે.' કહી એ ઉખેડવા ગયો ત્યાં કહે:

'રે'વા દ્યો એને. એને વળી બીજે ખાજ લેવા જાવું પડશે ને? બહુ દી થઇ ગ્યા છે એને.'

'વાહ.' શ્રીમંત સરકારથી બોલાઇ જવાયું. ગોપાળદાસે સહેજ થોભી વળી વાત આગળ ચલાવી.

'સાંજે વળી ભગત ભિક્ષા લેવા ગ્યા. હું મારા કામે ગ્યો. પાછો આવી જોઉં તો ડેલીની પરસાળમાં એક છેલબટાઉ કોળી ભગતની વહુ સાથે વાત કરી રહ્યો છે. મને આવી લાગ્યો જાઇને એ ઊઠી ગ્યો. જાતાં જાતાં કાંઇક અણસારો કરીને કહે.

'ભગતને મળાણું તો નહીં. હવે તો મળાશેય નહીં.'

'હા હવે તો એવું જ ને!' કહી બાઈ ચૂપ થઈ. છાડવા વદર ગામના. ત્યાં દસ વરસ કોકમાં સાથી દિવસે માલિકનું કામ કરે ને રાતે બળદને ધરવી બે ગાઉ મારગ હાલ્યા આવે ને હનુમાનના મંદિરમાં કીર્તન કરી પાછા છાડવાવદર પોગી જાય. દર વરસ આમ શિયાળો, ઉનાળો કે ચોમાસું જોયા વિના ચલાવેલું. બે વરસથી આંહી આવ્યા હતા. પણ બાઈને ગોઠતું નહોતું એ હું સમજી ગ્યો.

'રાતે હું ડેલીમાં ઓટલા પર સૂતો હતો. પડખે ખુલ્લા ફળીમાં જ ભગત ગુણિયું પાથરીને સૂતા હતા. બાઈ સૂતી હતી દેઢીના ઓટલા ઉપર. ઊંઘ આવતી નહોતી. વિચાર એ જ આવતા હતા કે આ માણસમાં આ તે ગાંડપણ છે કે ખરેખર એને કાંઈક નવું દર્શન થયું છે કે ગાંડપણ ને દર્શન બન્નેનું મિશ્રણ છે? આમ તો બધી વાતચીત, કામકાજ કરે છે. છતાં એના અવાજમાં ઘેલછા નથી? આવા ને આવા વિચારમાં ઊંઘી ગયો. કાંઈક સંચળ થાતાં જાગી ગયો. જોઉં તો પેલો છેલબટાઉ છરીવાળો કોળી હાથમાં જોડા પકડી ભગતની વહુ પાસે બેઠો છે. વહુએ નાનકડી પોટલી હાથમાં લીધી છે ને પગથિયું ઊતરવાની તૈયારી કરે છે. મને થયું–કમજાત આવા ભદ્રિક સાધુ ધણીને સૂતો વેચીને જાય છે? પણ બોલવાનો અર્થ નહોતો.

થયું, છોને જતી. ભગતને પીડા ટળી—પણ આવો ધણી મૂકીને?

પેલાં બે ડળવેથી હેઠાં ઊતર્યાં. ધર્મશાળાનો દરવાજો તો ઉઘાડો જ હતો. થોડેક ગયાં હશે એટલે મેં સફાળા ઊઠીને ભગતને જગાડ્યા.

'ભગત, ઊઠો ઊઠો, તમારી વહુને કોક ઉપાડી ગ્યો.'

'રામ રામ. સારી વાત ભાઈ. પણ એનો બધો સામાન લઇને ગઈ છે ને?'

'એ ઊભા થઇને દેઢીમાં આવ્યા. ચંદ્રનાં કિરણમાં પેલાના જોડા ને ભગતની વહુની સપાટો પડી હતી.

''અરે, આ તો બેઉ ભૂલી ગ્યાં. માળાં ગાંડિયાં!' કહેતાં એ ઊપડ્યા ને ઉતાવળા ઉતાવળા બહાર





"તમને આ કાતર આપ્યું. હમણાં જ લખી આપું છું, બીજી કંઈ મદદ જોઈતી હોય તો એ પણ ખેતીખાતું આપશે. પણ એક કામ કરો. પે...લું મંદિર જોયું?" એમણે કાતરને છેડે મથાળા પર ઊભેલ એક જીર્ણ શિવાલય બતાવ્યું.

"જી."

"એ અપૂજ રહે છે.-પેશ્વા સરકારે બંધાવ્યું છે, અને જુનવાણી શિલ્પનો નમૂનો છે. એની પૂજાનો બંદોબસ્ત કરો."

"દખ લગાડતા નહીં મહારાજ, મારાથી બને તેવું નથી."

"કેમ, મૂર્તિને નથી માનતા?"

"ના રે બાપુ! એમ તો અમે અને તમે સૌ મૂરતીયું જ છીએ ને? આ મૂરતીયુંને રહેવાની જગા નથી મળતી ત્યાં વળી પાણાની મૂરતીયું કયાં પધરાવવી?"

મહારાજ ઘડીભર કહેનાર સામે એકીટસે જોઈ રહ્યા. પછી કહે:

"વાત તો સાચી છે. પણ ત્યાં યે મૂર્તિને નામે આશરો સૌને મળે તેમ કરજો.

"ધર્મશાળા બંધાવીશ."

"ભલે આમે ય આ તુલસીશ્યામ જવાઆવવાનો ધોરીમાર્ગ છે."

શિકારીઓ હજુ આવ્યા નહોતા. મહારાજને આમાં રસ પડયો. એમાં જાણ્યું કે આ ખેડૂત તો વણિક છે. નામ છે ગોપાળદાસ. બરડાના પેટાળના એક ગામડામાં રહે છે, ને આ બધી જમીનની ખટ-પટ કરે છે તે તો ભાઇબંધના દીકરા માટે. ઝરિયાની કોલિયરીનો ભાગદાર એ ભાઈબંધ ચારેક મહિના પહેલાં જ મરી ગયેલ છે અને જતાં જતાં દૂરથી જ એક ચિઠ્ઠીમાં બધી માલમિલકત અને દીકરાની ભાળ-વણી કરતા ગયા છે ગોપાળદાસને.

"તે આભપરાનો છાંયો મૂકીને અહીં શા સારુ જમીન માગો છો?

"બાપુ, અમે રહ્યા વાણિયા. મૂઠી નાખતા પહેલાં સો ગળણે ગળીએ. ને એમાં આ તો પારકું ધન. જતે દહાડે પડ હોંકારો દે ત્યાં જ નાખ્યું કામનું ને? વળી મારા ભાઈબંધના વડવાઓ અસલ ગાયકવાડીના વતની હતા."

"તમે અહીં આવશો તો તમારા વેપારનું શું થશે?"

"વેપાર કંઇ કરતો જ નથી. હરિનામનો જ વેપાર કરવાનું મારા ગુરુએ કહ્યું છે."

"કોણ ગુરુ?"

"ગુરુ? ગુરુ માંડણ ભગત—કોળી થઇ ગયા ધોરાજી પડખે."

"કોળી ગુરુ? વાણિયાને?"

"હા. કોળી, મહારાજ! એના આતમાની ચુલાખી કોળી'તી એવી તો ભલભલા રિદ્ધિસિદ્ધિ વાળાનીયે કોળતાં જોઈ નથી."

"નામ તો સાંભળ્યું નથી." મહારાજે વિસ્મયથી કહ્યું. પછી કહે:

"પણ તને કંઇક ચમત્કાર જોયો હશે."

"એક વાર મળ્યો છું, બાપુ. બીજી વાર દર્શને ગયો ત્યારે તો દેહ પડી ગયો 'તો. અમે તો પરીખ વાણિયા—એકવારમાં પારખી લીધું."

"શું બન્યું હતું?" મહારાજે પૂછ્યું.

"મારડમાં હું મગફળીના સોદા માટે ગયેલો. બરાબર એક વરસ ઉપરની વાત કરું છું. ગામમાં ખાસ કોઇને ઓળખું નહીં તે દરવાજા પાસેની મોટી ધરમશાળામાં ઊતરેલો. દોઢીમાં ભગત બેઠેલા, ગામમાંથી લોટની કાવડ માગી આવેલા, તે એની વહુ રોટલા ઘડે. ને ભગત કૂતરાંને નીરતાં જાય—કાળોવાન, આંખ્યો નીચે રાખવાની ટેવ. હસે ભારે, જાણે સાવ બાળક જેવું. અવાજ જોયો હોય તો વાંસળી જેવો. ગલૂડિયાં હારે કંઈક ગડબડ ગડબડ વાતો કરતા જાય અને મરક મરક હસ્યે જાય. એની બાઈ ઘડીક મારા સામું જુએ, ઘડીક એના ધણી સામું જુએ. ભમર ચડાવતી



મોટર ઊપડી. થોડે જઈને અટકી સહેજ પાછી લઈ હાથ લંબાવી ગોપાળદાસ શેઠને કહે.

"ખેતીવાડી ખાતું સોંપું ? રહેશો ? તમારા ગુરુની ઇચ્છા મુજબ ધરતીની સેવા થશે."

"હું શું કરું ? હું તો અંગ્રેજી મુદ્દલે ભણ્યો નથી. હું તો પંડ મહેનત કરી જાણું. આંધળાપાંગળા હોય એને મોકલી આપજો. એમને સાચવીશ.

'ચોક્કસને ?' મહારાજે આંખ નોંધીને પૂછ્યું.

સહેજ થોભી સયાજીરાવના સ્થૂળ દેહ તરફ જોઇને કહે. 'હા. રામના દરવાજા કોઇને માટે બંધ નહીં થાય.'

બીજે દિવસે જ મામલતદાર આવીને ગોપાળ શેઠે બતાવ્યાં તે કોતરો માપી ગયો. ને દસ દિવસ પછી ૧૦૦૦ એકર જમીન ખેતીવાડીના ઉત્તેજન માટે ભેટ આપવાનો દસ્તાવેજ પણ એમને મળી ગયો. એમાં મંદિર કે ધર્મશાળાની વ્યવસ્થા કરવાનો ઉલ્લેખ પણ નહોતો. છતાં લોકોએ તો જોયું કે ગોપાળબાપા એ મંદિર પાસે ધર્મશાળા બંધાવતા હતા. પડખેના ગામતળાટીએ પહેલાં મંદિરનો જિર્ણોદ્ધાર કરાવવાનું કહ્યું. પણ એને જવાબમાં ભજનની એક કડી મળી.

'પૂજારીના ઓશિયાળા ઠાકર ઠામેઠામજી,
મંદિરોનાં બંદીવાનો કહેવાના ભગવાન.'

લોકોએ જોયું કે માણસ પૂરો ધૂની હતો. કોતર લીધું ત્યારે અડખેપડખેના ખેડૂતો હસતા હતા. કારણકે શીંગોડાનું પાણી થપાટો મારી વરસોવરસ કોતરોને ઊંધાચત્તા કરી નાખતું. એટલે શરૂઆતમાં જ્યારે એણે મુખ્ય કોતરના મોં આગળ મોટો બંધ બાંધ્યો ને વચ્ચે વચ્ચે નાના નાના બધો બાંધવા શરૂ કર્યા ત્યારે સૌ હસવા માંડ્યા. 'એ પથરા જેટલા રૂપિયા નાખશે તોયે કશું વળવાનું નથી. પૂરનો માર જોયો છે ? પથરા ને રૂપિયા બેય તણાઈ જશે.' પણ આજે ત્રીસ વર્ષે લોકો જુદું જ કહે છે. ગોપાળદાસ આજે નથી–પણ લોકો એને ગોપાળ બાપા કે માત્ર બાપાના નામથી જ યાદ કરે છે. આજે એ કોતરોમાં વેરાન બાવળની ઝાડીની જગાએ આંબા, ચીકુડી અને ફણસની ઘટાઓ છે; બાવળનાં ફૂલને બદલે ચંપો, રજનીગંધા ને પરિજાતનાં ફૂલોથી કોતર ઊભરાઈ રહ્યું છે; બેઉ કાંઠાના કોતરો આંબાની કલમોથી ફાલ્યાંફૂલ્યાં છે–જાણે એ કોતરમાં માતાંય ન હોય એમ કોતરો ઉપર ડોકાશિયાં કાઢ્યાં છે. લોકોએ હોંશે હોંશે એ કલમોને ગોપાળભોગ નામ દીધું છે. કારણ કે બાપાએ માત્ર ઝાડ જ નથી ઉછેરી જાણ્યાં પણ માણસના મનના રોપડાને ઉછેરવાની રીત પણ સૌ આજુબાજુનાને બતાવી ગયા છે. કલમો તો નર્સરીવાળાની હતી, જમીન હતી ગાયકવાડ સરકારની ને મહેનત હતી ખેડૂતોના પંડની. પણ છતાંયે કોતરોના વૃક્ષોની ડાળે, કોતરોમાં વસતા ખેડૂતોના મનને માળે માળે ગોપાળબાપાનું નામ જ જેમ જાણે કોતરાઇ ગયું છે ! લોકોને પૂછશો તો એ નહીં કહી શકે, કદાચ એમની સ્ત્રીઓ કહેશે કે જો એમનું મન વાંચી શકો તો, જીભે તો એમને પણ કહેતાં નહીં આવડે. કારણ કે ભરપૂર પ્રેમ વાણી માટે જગા જ નથી રાખતો. અનંત આકાશના ઉપકારની કોઈ યાદી કરે છે ખરું ? પણ પ્રાતઃકાળે, મધ્યાહ્ને, મધ્યરાત્રિએ એના તરફ નજર પડતાં જ અહોભાવે માથું નીચે નમાવ્યા સિવાય રહેવાતું નથી. બહુ પ્રાથમિક દશાનું કદાચ લક્ષણ હશે. પણ કોતરવાળા કોળી ખેડૂતો પ્રાથમિક જ હતાને બિચારા ! તેમાંયે અરજણ બારૈયો તો ખાસ હતો. પ્રાથમિક– શિકારની આદિમ અવસ્થાનો ભક્ત. પડખેના ગામમાં પગીપણું કરતો અને નવરાશે આ કોતરોમાં રોઝ, શિયાળ ને માછલાં મારી ગુજારો કરતો.

એક બપોરે આ કોતરના એકાંતમાં ઊંડા ધરામાં જાળ નાખીને બેઠો હતો. ખરોબપોર હતો. ને કોતરોમાં ચકલું યે ફરકતું નહોતું. કાંઇક અવાજ થતાં ભુંગળી બંખેરી ઊભો થયો. અવાજ પાણીમાંથી આવતો હતો. જોયું તો એક મોટી માછલી જાળમાં સપડાઇ હતી– તરફડિયાં મારીને છટકવા પ્રયત્ન કરતી પણ તેમ તેમ વધારે ને વધારે સપડાતી જતી હતી. માછલી ખાસી મોટી હતી. આંખો લાલ હતી ને મૂછો હતી ધોળી.





નીકળ્યા. હુંય અડવાણે પગે પાછળ દોડયો,' કહી ગોપાળદાસે મહારાજ સામું જોયું. જોયું તો સેના ખાસ ખેલ સમશેરબહાદુર ગુર્જર મહારાજના મોં પર પ્રગટ અહોભાવ ને અપ્રગટ નમ્રતાનું અદ્ભુત મિશ્રણ પથરાયું હતું. શિકારીઓ થોડે દૂર ઊભા ઊભા સહેજ તુચ્છકારથી આ ચક્રમ ગામડિયા સામે જોતા હતા.

'પછી?'

'બહુ આઘે તો ઓલાં નો'તાં ભાગ્યાં. ચારેક ખેતરવા ગયાં હશે. ભગતે એમને લાળ્યાં એટલે બૂમ પાડી. 'એ...રામ, ઊભાં રે, ઊભાં રે, રામ ઊભા રે. પેલાં માંડ્યાં ભાગવા. પણ ભગત ને હું આવી ગયા. જોયું તો પેલો ભેટમાંથી છરી કાઢવા મથી રહ્યો છે. અને બાઈએ કાંકુ ઝાલી રાખ્યું છે.

'લ્યો રામ આ જોડા. રામને કાંટા લાગશે હાલા મફતના. દુઃખી શા સરુ થાઓ છો?' કહી ભગતે સપાટ અને જોડા મૂકી દીધા ને પટ પાછા વળી ગયા—ન એમાંથી એકની સામું જોયું કે ન એક વેણ કીધું.

'હું ઘડીક ઊભો રહ્યો. આદમી ખીજડાના ઠૂંઠાની જેમ ઊભો હતો. બાઈ પાછા વળેલા ભગતના લાંબા ઓછાયાને લળી લળીને પગે લાગતી હતી. બે ખેતરવા હાલ્યા પછી એમણે પાછા ફરી કહ્યું.

'ભગવાન તમારા પર તુઠવાન થાઓ. તમારી અબળખા દીનોનાથ પૂરી કરે.'

'મહારાજ, જે કહો તે આ. ચમત્કાર કહો તો ચમત્કાર, પણ મેં ત્યાં રસ્તા વચ્ચે જ એમનું કાંડું ઝાલીને કહ્યું. 'ભગત, મને મંત્ર આપો.

'મંત્ર આપે શ્રીહરિ.'

'બહુ વિનવ્યા ત્યારે ચપટી ધૂળ આપીને કહે.' આને સેવજો, રામે મળશે અને કામે થશે.'

'તે દી'નો વેપાર મૂકી દીધો છે. બરડામાં ગાયો રાખું છું ને આંધળાં લૂલાંની સેવા પણ કરું છું. ધૂળથીયે નીચો થઈને સૌમાં મળી જવા મથું છું પણ એંકારને તો રાવણ કરતાંય સહસ્રગણા માથાં છે. એક કાપીએ ત્યાં સો ફૂટી નીકળે છે.'

થોડીવાર કોઈ ન બોલ્યું. મહારાજે ઘડીક શીંગોડાના વેરાન પટ તરફ જોયું અને પછી આસમાન તરફ નજર માંડી. ગોપાળશેઠ તરફ જોઈ મનમાં કહે, એમાં અને પેલા આસમાનમાં સામ્ય હતું? ને પોતાને શીંગોડા વચ્ચે? પોતાનામાં અવારનવાર ભાવનાનાં પૂર નહોતાં ચડતાં. શીંગોડા જેમ જ એ વખતે સઘળું જ કરી શકવાનું સામર્થ્ય નહોતું દેખાતું? ને ચોમાસું જતાં પાછો એ પટ શુષ્ક નિર્જળ ને વેરાન નહોતો બની જતો? બાકી રહેતાં ગયેલા ચોમાસાની સાક્ષી સમા નિર્જન કોતરો. કોઈ એ કોતરોને સજીવન કરી શકે ખરો? તળની ગુપ્ત ગંગાને બહાર લાવી શિયાળે ઉનાળે પય સેંજળ કરી દે એવો કોઈ ઉસ્તાદ મળે?

એમણે કહ્યું, "સાધારણ આંધળાનું તો ઠીક પણ છતી આંખે આંધળાનું કાંઈ કરો છો ખરા?" એમના કંઠસ્વરમાં પીડા અને ભાવોદ્રેક હતાં.

-"એવા તો ઇલમી હતા માંડણભગત. મારે તો હજુ પંડના પડળ ઉતારવાનાં છે."

"તમે પેલા મંદિરને સમરાવો ને એમાં ભગતની મૂર્તિ રાખજો."

"ના મહારાજ, મૂરતી સૌની સરખી. માંઇજ એકવાર મૂરતી કંડારી લઉં પછી હરિ જે વેળા રે'વા દેશે તો જોઈશ."

આ નકારે મહારાજને પાછા આસમાનમાંથી ધરતી પર લાવ્યા. બૂટ પર ચડેલી ધૂળ રૂમાલવતી ખંખેરી મોટરમાં બેઠા ને કહ્યું.

"તમારે જે કોતર જોઇતાં હોય તે તમને મળી જશે. ઉતારે આવજો."

"મારે મફત નથી જોતાં. કારણ કે મરનાર ઘણું મૂકી ગયો છે. ફક્ત આ હું...મારમાંથી બચાવો એટલી જ અરજ છે."

મહારાજ હસીને કહે. "ભલે."




[ અનુસંધાન પાન ૨૪ થી શરૂ ]
પ્રીતિ થઈ. એનું એક કારણ એ હતું કે જે વસ્તુની તાલીમ મેં કુંડાવાવમાં લીધી હતી, લાવવું મૂકવું, ઘરકામ કરવું, બૈરાં પાસે વાતો કરવી, વાતો વાંચવી—એ વસ્તુની જ નુરમહમ્મદ માસ્તરને જરૂર હતી. એમણે મારી નિમણુક કરાવી. અને હું વીરપુરમાં આવી ગયો.

વીરપુરમાં હું આવ્યો ખરો, પણ વિશાળ ઘરમાં મા, ભાભી, ગાયો, ભેંશો ભરી ભરી સમૃદ્ધિ હતી તે વિશાળ ઘર વારંવાર ખંડેર જેવું લાગતું હતું ! મારા પિતા ગામ જાય ત્યારે તો એ ઘરમાં એકલા રહેવાની હિમ્મત પણ ચાલે નહિ. આખું ઘર માના સંસ્મરણોથી ભર્યું હતું. કોઈ જગ્યા એવી નહિ કે જ્યાં હું ઊભો રહું અને મા ન સાંભરે !

એ હૃદય ઉપર કેટલો જબરજસ્ત આઘાત થયો હશે અને એમાંથી કેટકેટલી ઊર્મિઓ મરી ગઈ હશે એ જાણવાનું આજે કાંઇ સાધન નથી. પણ માની આ ખાલી પડેલી જગ્યામાં કાંઈક પણ આવે તો જ આધાર મળે. એમાં એ વખતે એક વસ્તુ આવી ચડી. વાર્તારસ.

નુરમહમ્મદ માસ્તરનાં વહુ જુવાન હતાં. છોકરુંછૈયું કાંઇ હતું નહિ. કામકાજ આખો દિવસ કાંઇ મળે નહિ. આમ બાઇ થોડી મિજાજી, પણ એને સાહિત્યનો ભારે શોખ. ભણેલ તો કાંઇ નહિ. આવડે નહિ એક અક્ષર, પણ જો કોઇ વાંચે તો એ ઊઠવાનું નામ જ લે નહિ ને ! ચુલા ઉપર રાંધણું બળી જાય એ હા, પણ વાર્તા અધૂરી મૂકવી એ બને નહિ.

નુરમહમ્મદ માસ્તરની વહુ—એનું નામ ઘણું કરીને મરીયમ બીબી, એણે જુદા જુદા અનેક છોકરાઓ પાસે વાર્તાઓ વંચાવી. પણ એને કોઇ ફાવે નહિ. મરીયમ બીબીમાં ઊંચા પ્રકારની રસિકતા હતી. જેવો તેવો છોકરો વાંચે એ એને ગમે નહિ. એને તો વાર્તાના તાનેતાનમાં ઓતપ્રોત થાવું હતું. એ વખતે વિઠ્ઠલદાસ ધનજીભાઇનું દુર્ગાદાસ વંચાતું હતું. એક દિવસ સૌ વાંચતા હતા—એમાં મેં પણ વાંચ્યું. થઇ રહ્યું. બીજે દિવસેથી એ આખી કામગીરી મારી ઉપર જ આવી પડી ! એટલું જ નહિ પાંચવાગે છૂટીને તરત અમે ઘેર જતા અને સાત સાડા સાતે પાછા વાતરસિયા ને રમ્મતરસિયા સભા ભરવા આવી જતા. મરીયમ બીબી સોપારી ને સૂડી લઈને બેસે. વાત વાંચવી શરૂ થાય.

મરીયમ બીબીમાં એક પ્રકારનું તેજસ્વી રૂપ હતું. આંખ ફેરવીને જોસે ત્યારે લાગે કે હમણાં કાપી નાખશે. હસે ત્યારે તો જાણે મોતીના ઢગલા પડી રહ્યાં છે. એવા સુંદર દાંત ! મોટી નિર્મળ આંખો, મુગલ ચિત્રમાં આવે છે એવું જોધબાઇ શૈલીનું થોડું ગોળ, નાકની સુરેખતા જાળવી રહેલું સુંદર મોં—અને એવી જ ભાવભરી એની ઉદારતા !

નાસ્તો તો ત્યાં હમેશાં ચાલે જ. નુરમહમ્મદ માસ્તર દરબારગઢમાં જાય એટલે આ સભા ભરાય. એમાં પ્રમુખસ્થાને મરીયમબીબી. મરીયમબીબીને એવો જ ચોપાટનો શોખ. જો કાંકરી ગાંડી કરે તો રાતના દસ વગાડે ! એવો જ એને નાટકનો પ્રેમ. અમારી પાસે નાટક તૈયાર કરાવરાવે. કાંઈક લાડમાં રહેલી, સ્વભાવે અત્યંત મિલનસાર, ચારિત્ર્યમાં અણીશુદ્ધ સો ટચનું જાણે કુન્દન, છોકરા તમામ ભેગા થાય એ એનાં પુત્ર જેવા અને જેવડા. એટલે ધમાચકરડી અને રમ્મતગમ્મત તો એવી જામે કે એમાં વખત કયાં જાય છે એનું કોઇને ભાન જ રહે નહિ !

મરીયમબીબીએ તમામ વિજ્ઞાનવિલાસ, સૌરાષ્ટ્ર દર્પણ, જૂનાં પુસ્તકો. ઐતિહાસિક નવલકથાઓ કરણઘેલો, વનરાજ ચાવડો, નર્મગદ્ય, દુર્ગાદાસ, અને બીજાં જે જે વાર્તાનાં પુસ્તકો લાયબ્રેરીમાં હતાં તે તમામ કઢાવ્યાં. પછી મેં એ વાંચવા શરૂ કર્યાં. મને પણ એવો રસ પડવા માંડયો કે મરીયમ બીબીના ટહૌકા વચ્ચે આવે નહિ અને વાર્તાનો રસ જામે નહિ. મરીયમ બીબી વિના જાણે સભા નિર્જીવ થઇ જાય.

મરીયમબીબીએ તો જીવનની એક પળ પણ રસવિહોણી રહેવા દેવી ન હોય તેમ સવાર, બપોર, સાંજ જ્યારે વખત મળે ત્યારે આ તમામ ઇતિહાસની નવલકથાઓ સાંભળવા માંડી ! અને મેં એ વાંચવા માંડી.!







દાંતવતી એને જાળને બટકાં ભરતી જોઈ અરજણે એને બીજી માછલીઓનો લોભ કર્યા સિવાય બહાર ખેંચી લેવા ધાર્યું. જેવો એ જાળ બહાર કાઢવા જતો હતો ત્યાં કોઈકે એનું કાંડું પકડયું. જોયું તો બેઠીદડીનો એક આધેડ વયનો માણસ અને એની પછવાડે હતાં દસેક વરસનાં એક છોકરો ને છોકરી.

અરજણ અણુચિંતવ્યો પકડાઇ જતાં ગભરાયો, ઉપરાંત પોતાની પાસે કુહાડી ન હતી. એણે નમનતાઈથી કહ્યું: "છોડી દ્યો. ઘરમાં દાણો નથી—છોકરાં ભૂખે મરે છે."

"લે" કહી પેલાએ કાંડું છોડયું ને ખિસ્સામાંથી પાંચ રૂપિયા કાઢયા.

આ તો એથી ય અણુચિંતવ્યું હતું. આમ તો એ આગળ બેચાર વાર પકડાયો હતો. ને દર વખતે જાળ ખોઈ હતી. ને વધારામાં પકડનારને બેચાર પરખાવ્યા હતા ત્યારે જ છૂટયો હતો. એ તડકામાં ચળકતા પાંચ રૂપિયા સામે જોઇ રહ્યો.

"તારાં છોકરાં ભૂખે મરતાં હશે એમ આનાં છોકરાં પણ ભૂખે નહીં મરે? બિચારાં વાટ જોઈને બેઠાં હશે કે કયારે મા આવે. છોડી દે, છોડી દે."

અરજણે મૂંગા મૂંગા જાળની ગાંઠ છોડી, પેલી માછલી એક જ ફટકે દૂર જઇને તળિયે ચાલી ગઈ.

'જોયું, કેવી રાજી થઈ, બાપડી?' પછી પુલકિત થઈને કહે." 'એને યે છોકરાં તો હશે જ ન! નહીં તો આટલા બધાં માછલાં કયાંથી થાત? એને યે એ ધવરાવતી હશે, ખવરાવતી હશે ને બધા વાટ જોઇને બેઠાં હશે. મોટું પુણ્યનું કામ કર્યું આજ તેં.' કહી પોતાની ગાદલી જેવી હથેળીમાં પડેલા પાંચ રૂપિયા એના ખિસ્સામાં સરકાવી પૂછ્યું.

'શું કામ કરે છે?'

'છૂટક મજૂરી'

'જમીન નથી?'

'કયાંથી હોય–અમ જેવાની પાસે?'

'મારી ભેગા આવવું છે ખેડ કરવા?'

'આંહીં કોતરડામાં શું થાય?' અરજણે વેરાન કોતર બતાવ્યું.

'બધુંયે થાય, જો દાનતથી કરીએ તો ધરતી જેવો બીજો શેઠ કયો છે? તારો શેઠ તો તને તારી મહેનત જેટલું બહુ તો આપતો હશે.'

'અરે તો તો સારું જ ને. મહેનત જ અમારી, બાકી બધું ય એમનું.'

'ત્યારે ધરતી તો એકાદ દાણો વાવનારને કેટલું આપે છે?'

'એક દાણાના તો હજાર દાણા થાય.'

'ત્યારે એકનું હજાર ગણું કરીને આપનાર શેઠને મૂકી એ મૂંડિયા શેઠો પાસે તમે સૌ અક્કરમી જાવ છો શા સારું?'

'જમીન જોઈ ને શેઠ.'

'આ રહી જમીન, છે કાંડા બાવડાં?'

અરજણે પોતાના માંસલ સ્નાયુઓ અને પહોળી છાતી તરફ નજર કરી પૂછ્યું. 'શું આપશો?'

'એની મને કેમ ખબર પડે? આપનાર તો ઉપર અલ્લા ને નીચે ધરતી છે. આપણી દાનત હશે એવું આપશે. આપણ બેઉ સૈંયારી. તને ગમે તે એક કોતર ઉપાડી લે. ફક્ત દારૂ નહીં પીવાય. એલફેલ નહીં બોલાય; જમીન મારી, મૂડી મારી, મે'નત સૈંયારી. ને ભાગમાં બે ભાગ તારા ને એક મારો, છે જિગર?'

અરજણને લાગ્યું કે શેઠ કાંઇક લવારો કરે છે. માથું ફાટી જાય એવો સૂરજ તપે છે એટલે આ શેઠિયા માણસને બોલવાનો ખ્યાલ નહીં હોય. એણે કહ્યું.

'પણ મુસારો શું આપશો?'

'અક્કરમી કહ્યું નહીં—સૈંયારી?'

હવે વાત લંબાવવામાં સાર નથી એમ સમજી અરજણે ચાલતી જ પકડી. ભેખડ પર ચડીને જોયું તો શેઠ કુહાડી વતી ગોરડનું જંગલ કાપતા હતા. અને છોકરો ટીંબરું પર ચડી નીચે ઊભેલી છોકરીના માથામાં ટીંબરું મારતો હતો. —ચાલુ

*

એ દવાખાનાં ચાલતાં હતાં. આપણા દેશમાં જ્યાં લાખો ગામડાંઓમાં દવાખાનાં હોતાં નથી, અને કેટલાંક ગામડાંથી સાત દસ માઇલ દૂર એકેય દવાખાનું ન હોય તેવી પરિસ્થિતિમાં આ ગામમાં બે દવાખાનાં હતાં તે વિચિત્ર લાગતું હતું, અને આ દવાખાનાંઓને કાયમ કરવા માટે યોજના કે વ્યવસ્થા થઈ નહોતી એ લક્ષમાં લેવા જેવી વાત છે. જ્યાં વાંઢાની જમાત હોય ત્યાં એક પુરુષને બે સ્ત્રીઓ હોય તેના જેવું કઢંગુ લાગતું હતું. એક દવાખાનાને બદલે નર્સ મિડવાઇફ રાખી હોય તો સારું એવી મારી સૂચના હવામાં ઊડી ગઈ હતી.

ધાર્મિક સંસ્થાઓ વિશે મારી પાસે બહુ વિગતવાર નોંધ છે, પણ આ લેખ બહુ લાંબો થઈ ગયો છે તેથી થોડી માહિતી ટૂંકાણમાં આપું છું. તાઇવાડમાં એક મસ્જિદ હતી અને તેમાં જે ફકીર હતો તે છોકરાને શરીફ શિખવી શકતો હતો. એક ખોજાખાનું હતું. વૈષ્ણવો માટે હવેલી હતી, પણ ત્યાં ઉપદેશ આપવા માટે વ્યવસ્થા નહોતી. અમારા મકાનની સામે ઠાકોર દ્વાર હતું તેમાં રાધાકૃષ્ણ, બહુચરાજી, હનુમાન વગેરેની મૂર્તિઓ હતી. અનેક શિવાલયો હતાં. એક શક્તિમાતાનું મંદિર હતું જેમાં અંબાભવાની અને બહુચરાજી માતાઓની મૂર્તિઓ હતી અને તેની પૂજા માટે કોતવાલનુ એક કુટુંબ હતું. પાધરમાં ખોડીઆર માતાની અને તળાવ પાસે રાંદલદેની દેવડીઓ હતી. અનેક પ્રસંગે ગામમાં રાત્રે ભજનમંડળીઓ એકત્ર થઇને ગાવા બેસતી, અને તેમાં એક બે મુસ્લિમ ભાઈઓ પણ જોડાતા.

ગાયોને બેસવા માટે સારું સ્થાન હતું અને ત્યાં ખડ નાંખવામાં આવતું. પક્ષીઓ માટે પરબડી હતી.

વહેમી લોકોમાં 'નજર' ઊતરાવવાની પ્રથા હતી. ભૂતપ્રેતને કાઢવા માટે ભૂવાઓ હતા. ડાકળી વગાડીને તથા માથું ધુણાવીને ભૂવો જે સલાહ આપે તે પ્રમાણે ક્રિયા ખર્ચ કરીને લોકો સંતોષ માનતા. જો કોઈ મનુષ્ય ( સ્ત્રી કે પુરુષ ) નો જીવ સંસારમાં રહી ગયો હોય તો તેને માટે ગામની બ્હાર એક પાળિયો મૂકવામાં આવતો. તેમ કરવાથી મરનારના આત્માની સદ્‌ગતિ થશે એવી માન્યતા હતી. ગામડાંને પાધરે જે પાળિયા જોવામાં આવે છે તેમાંથી મોટા ભાગના તો કેવળ આવા વ્હેમના પરિણામે ઊભા કરવામાં આવ્યા છે. આપણા કેટલાક લેખકો એવું કહે છે કે આ બધા પાળિયા કોઈ ધીંગાણામાં "ખપી" ગયેલા શૂરવીર યોદ્ધાઓ માટે રોપવામાં આવ્યા હોય છે એ વાત હું જાણું છું. આવા નરવીરો અકસ્માત અણધાર્યા મરી જવાને લીધે તેમના આત્માની શાંતિને માટે ઉપરના વ્હેમની દૃષ્ટિએ પાળિયા રોપાય છે, પણ જે બધા પાળિયા ( ઘોડેસ્વાર મનુષ્યની મૂર્તિ હોવા છતાં) કેવળ શૂરવીરોના છે એ માન્યતા ખરી નથી એવું ગામ લોકોએ અમને કહ્યું હતું. આ બાબતમાં ખરી સાચી હકીકત શું છે તેની તપાસ કરવાનું કામ કોઇએ ઉપાડી લેવું જોઈએ. કોઇ માણસ ગાડાં નીચે છુંદાઇને મરી જાય, સખત તાવથી મરી જાય તેમના પણ પાળિયા ખડા કરવામાં આવે છે. આ પ્રશ્ન સંશોધન માંગે છે.

કોઇ માણસને કે ગાય ભેંસ બળદને સાપ કરડયો હોય તો નાગદેવની અમુક રીતે પૂજા કરવામાં આવે છે. જો સાપ ઝેરી હોય તો સવાશેર સાકરને બદલે સવામણ ચઢાવી હોય તો પણ ડંખેલું પ્રાણી મરી જાય છે.

આ પાળિયાની બાબતમાં એક આયરે મને વાત કહી હતી તે નોંધું છું. વર્ષો પહેલાં દુકાળના દિવસોમાં ઘણા માણસો ગામ છોડીને નાસી ગયા તેમાં એક ભરવાડ હતો. દિવસો ઘણા કાઠા હતા તેથી આ લોકો આથે આથે રખડયા અને તેમાંથી ઘણા મરી ગયા. જે જે મરી ગયા તેના માઠા સમાચાર ગામમાં આવતા અને તેમાં આ ભરવાડના મરણ સમાચાર એના કુટુંબને મળી ગયા. થોડા દિવસો પછી એ કુટુંબમાં કોઇ માંદુ પડયું એટલે ભૂવાને બોલાવ્યો. ભૂવાએ વિધિપૂર્વક ધૂણીને આદેશ આપ્યો કે આ ભરવાડના જીવની શાંતિને માટે પાળિયો મૂકવાની પ્રતિજ્ઞા લો તો રોગ મટશે. રોગ મટયો

# કાઠિયાવાડના એક ગામડાના અનુભવો

( ગતાંકથી ચાલુ )

ડૉ. સુમન્ત મહેતા

ગામના ધોરી રસ્તા પર ખીડીનાં પાતરાં, કાગળ અને ચીંથરાંના કટકા અને બધાં ઘરોનો કચરો નાંખવામાં આવતો. રસ્તાની સફાઈ માટે ગ્રામસુધારણા ફંડ તરફથી યોજના થઈ હતી, પણ સારી દેખરેખના અભાવને લીધે તથા કોઈ પણ પ્રકારનું નિયમન કે શાસન ન હોવાને લીધે ઘણો કચરો રસ્તા પર પડી રહેતો. નાનાં છોકરાં રસ્તા ઊપર જાજરૂ જતાં પણ આમ કરવું ખોટું છે એવું ભાન તેમના માબાપોને જરાય નહોતું. કોઈ ઘરનું ખંડેર હોય ત્યાં સ્ત્રીઓ જાજરૂ જતી. હિંદુઓ ચોખ્ખા હોય છે એમ કહેવું આપણને સહુને ગમે છે પણ ગામડાંઓમાં અપાર અસહ્ય ગંદકી હોય છે, કોઈ ઘરનો માણસ પૈસાદાર અને વગદાર હોય તેના ઘરમાંથી પાણી બહાર નીકળીને રસ્તામાં કિચડ કરે અને ગંદવાડમાં તેનાથી વધારો થાય છે. ઘણી વાર આવા મનુષ્યો જ ગ્રામસુધારણા સમિતિમાં સભ્ય હોય છે. આવાં ગામડાંઓમાં ચેપી રોગો ફેલાય, આંખો આવે, ચામડીના રોગો થાય તેમાં શી નવાઈ ?

## જાહેર સાર્વજનિક સંસ્થાઓ

આ ગામડામાં છઠ્ઠા ધોરણ સુધીની શાળા હતી અને તેમાં ૧૩૮ છોકરાઓ ભણતા હતા. આ સંખ્યા ખરાબ ન કહેવાય પણ ખરક ખેડૂતોનાં છોકરાં થોડાં જ ભણતાં. જો મહેનતુ પછાત વર્ગનાં છોકરાંઓને માબાપો શાળામાં મોકલવાની દરકાર ન કરે તો તેનો દોષ હું સમાજવ્યવસ્થાનો જોઉં છું. જે કેળવણી શાળાઓમાં અપાય છે તે દેખીતી રીતે ખેડૂતને ઉપયોગી થતી હોત તો માબાપો હાથ જોડીને છોકરાંઓને શાળાઓમાં દાખલ કરવા માટે આવે; અને બીજું, કે જો પછાત વર્ગ કેળવણીની કિંમત સમજતો ન હોય તો તેમને સમજાવવાનું કામ ગામના આગેવાનો અને શિક્ષકોનું છે. મુખ્ય પ્રશ્ન તો એ છે કે ગામલોકોને બાળકોના હિતની દરકાર છે ખરી ? માત્ર એક જ શિક્ષક ટ્રેઇન્ડ હતા એટલે શિક્ષણ કેવી પંક્તિનું હોય ?

આ શાળામાં વણકરોના થોડા છોકરાઓ ભણતા હતા. આ બાળકો તરફ એવું બેદરકારીનું અને અપમાનજનક વર્તન થતું કે કોઈ પણ વણકર શા માટે છોકરાંને ત્યાં મોકલે છે તેની નવાઇ લાગે. હું ઇચ્છું છું કે આ દેશમાં ૫૦૦૦ આંબેડકરો પાકે. મારા પર ૨૫૯૮ છાપ પાડી હતી કે મુખ્ય વાંધો બ્રાહ્મણ વાણીઆ શિક્ષકોને હતો, માબાપોને તેઓ જ ઉશ્કેરતા હતા. આ અસ્પૃશ્યવર્ગ આજ સુધી હિંદુ 'સવર્ણો'ને વળગી રહ્યો છે તે નવાઇ પામવા જેવું છે, પણ આ સવર્ણો પાસે આર્થિક બહિષ્કારનું રાક્ષસી શસ્ત્ર છે તે આપણે ભૂલી જવું ન જોઈએ.

ગામની કન્યાશાળા માટે સારું મકાન ગામના એક ધનિકે બંધાવી આપ્યું હતું અને તેમાં પાટલીઓ પણ હતી. તેમાં માત્ર ૪૦ છોકરીઓ ભણતી હતી. સેંકડે ૧૨ ટકા જેટલી સ્ત્રીઓ શાળામાં જવી જોઇએ એ ધોરણ સ્વીકારીએ તો ૧૨૦ છોકરીઓ હોવી જોઈએ. મુખ્ય શિક્ષિકા સારી હતી પણ જો બીજી ટ્રેઇન્ડ થયા વિનાની હોય તો શિક્ષણની શરૂઆત કોને હાથે થાય ? આવી શાળામાં સુસંસ્કારો શી રીતે આવે ? આ શાળાની પાસે એક સારું નાનું મકાન, વંડાવાળું, બાલક્રિડાંગણને માટે એક ધનિકે બંધાવી આપ્યું હતું. તેમાં બાળકોને રમવાને માટે સાધનો પણ સારાં આપવામાં આવેલાં, તે છતાં દુઃખની વાત એ હતી કે ગામલોકો તેમ જ શિક્ષકવર્ગની શિથિલતાને લીધે આ મકાનને તાળું મારેલું રહેતું.

ગ્રામસુધારણા ફંડની મદદથી બે-ત્રણ પેપરો મંગાવવાની ગોઠવણ થઈ હતી અને તે પેપરો વાંચવા માટે લોકોને શાળાનાં મકાનમાં જવું પડતું. શાળાના એક શિક્ષક આ પેપરોને સાચવતા. આ પ્રકારની વ્યવસ્થા બહુ ખોટી નથી પણ ગામને છેડે, શાળામાં જઇને વાંચવા જનારની સંખ્યા અસંત જૂજ થઇ જતી.

બે ધનિક ગામરહીશોના ખર્ચે આ ગામડામાં



આવતો નથી; ભાભીનણંદના, સાસુવહુના અણબનાવને આપણે વખોડવાને બદલે 'મ્હલાવીએ' છીએ. કુમળી વયની વહુ પર ઘરકામનો અસહ્ય બોજો નાંખવાની, વહુથી સાસુના હુકમ વિના હાજતે પણ જઈ શકાય નહીં એવાં ક્રૂર વર્તનની, સાસરામાં પીયરીઆંને ઉતારી પાડવાની, નિંદા કરવાની ટેવ, લગ્નપ્રસંગનાં લ્હેણદહેણની બાબતોમાં વર્ષો સુધી સાંભળવાં પડતાં દરરોજનાં મહેણાં, આ પ્રકારનું ઝેરી વાતાવરણ બહુ પ્રચલિત છે. સાધારણ રીતે ઘરસંસારમાં ઠીક ઠીક કડવાશ હોય છે. ૩૫–૪૦ વર્ષની આધેડ વયની, અનેક છોકરાંઓની મા એવી એક સ્ત્રી કૂવા પર આવીને સહુના સાંભળતાં કહે કે આજે કૂવે આવતાં વાર લાગી કારણકે સાસુ ખોટીખોટી ટકટક કરતી હતી અને "તમારા ભાઈ" ઝઘડતા હતા—આવી આવી અનેક કૌટુંબિક કલહની વાતો કૂવા પર સંભળાતી હોય તો માનવાને કારણ મળે છે કે આપણા સમાજમાં વહુને નકામો, નાહક ત્રાસ આપવામાં આવે છે તે પ્રત્યે ઘૃણા કે દયાની લાગણી આપણા હૃદયમાં ઉત્પન્ન થતી નથી, વહુઓથી અસહ્ય ત્રાસ સહન ન થાય તેથી કૂવા પૂરવા તે જાય એવા ભયંકર બનાવને સખત ભાષામાં વખોડી કાઢવાને બદલે તે વિષયને મલાવી મલાવીને રાગડા તાણવામાં આવે છે અને તે રાગડા સાંભળવામાં લોકોને આનંદ આવે છે. દીકરી–વહુ તરફના ભેદભાવ તથા વહુ તરફના દયાહીન ક્રૂર વર્તન પર સમાજે શાપ વરસાવવો જોઈએ, અને જો આવો અન્યાય અને ત્રાસ આપનારાને ફજેત કર્યાં હોય તો આવી શરમભરેલી સ્થિતિ અટકવાનો સંભવ છે. ગામની છોકરી ઉઘાડે મ્હોંએ ફરે અને વહુઓને સખત લાજમલાજા પાળવા પડે, વહુઓ તનતોડ કામ કરે અને કુટુંબની દીકરીઓ–તેને મદદ કરવાને બદલે વાંકાંવચકાં પાડીને નિંદા કરે, વહુના સાંભળતાં તેનાં સગાંવહાલાંઓની નિંદા કરે, મ્હેણાં મારે—એ સ્થિતિ કલંકરૂપ છે. આપણા હિંદદેશમાં આવી ભયંકર સ્થિતિ દરેક પ્રાંતમાં છે કે નહીં તેની મને ખબર નથી. આપણા પ્રાંતના પછાત ભાગોમાં હજી પ્રચલિત છે એ શરમ ભરેલું છે.

સારાં હવાપાણીને લીધે અને માનસિક ઘસારો ઓછો હોવાને લીધે આ પ્રાંતમાં ઘરડાં લોકો મોટી વય સુધી જીવ્યા કરે છે. આ વૃદ્ધ વર્ગે આ પ્રાંતને પારાવાર નુકસાન કર્યું છે. એમણે સ્થિતિચુસ્તતા જાળવી રાખીને-પ્રજાની પ્રગતિ અટકાવી છે. સંયુક્ત કુટુંબની પ્રથા આ પ્રાંતમાં મૃતપાય થઈ રહી છે છતાં આજે તેનાં અનેક અનિષ્ટો નજરે પડે છે. વિધવાઓની સ્થિતિ ખરેખરી દયાજનક છે પણ ગામડાંઓમાં ઘણા મોટા ભાગના માણસોને તે જરાય ખૂંચતી નથી.

આવાં ગામડાંઓમાં બે ચીજ ઠીક પ્રમાણમાં જણાઇ આવે છે. સ્ત્રીઓને ઉપરાછાપરી છોકરાંઓ થયાં જ કરે છે. સવાથી બે વર્ષને આંતરે વસ્તી વધે છે, તેથી સુવાવડો અને ઘરકામની ભારે મહેનતથી જુવાન સ્ત્રીઓનાં શરીર ઘસાઇ જાય છે. ઘણા પુરુષો બીજી કે ત્રીજી વખત પરણેલા માલૂમ પડે છે. ઘણા બુઢ્ઢાઓને નાની સ્ત્રીઓ હોય છે અને તેના પરિણામે સમાજમાં ઘણી સંખ્યામાં નાની વયની વિધવાઓ પણ હોય છે અને અનીતિની શક્યતા વધે છે. કેટલીક કોમોમાં ૭–૮ છોકરાંઓનો બાપ જીવતી સ્ત્રી ઉપર બીજી યુવાન સ્ત્રી પરણે એવું બન્યું છે. આ હકીકત અમારી મુલાકાતના ગામડામાં નહોતી. અમે અનેક શક્તિશાળી વ્યક્તિઓ જોઈ કે જેઓ કેવળ આળસ અને ખોટા આત્મસંતોષને લઈને ગામડાંમાં સડ્યાં કરતી હતી.

### ગ્રામસંરક્ષણ

આ ગામડામાં સરકાર તરફથી ચાર પસાયતા નીમવામાં આવ્યા છે જે ગામનું રક્ષણ કરે છે, પોલીસ પટેલના હાથ નીચે કામ કરતા હશે. આ બધા આયરો છે. આ લોકોની વસતી અહીં સારી છે. એ કોમ હિંમતવાન છે. શરીર કસાયલું હોય છે, ઘોડેસ્વારીનો શોખ હોય છે. તેમને સરકારે જમીન આપી હોય છે તેના પર કર ઓછો લેવાય છે અને તેના બદલામાં જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે દરબાર તેમને હાજર થવાનો હુકમ ફરમાવી શકે છે. જ્યારે આ લોકો નોકરી પર ચઢે





કે કેમ તે વાત જુદી છે પણ ભરવાડની સ્ત્રીની પૂરી ખાતરી થઇ કે ધણી મરી જ ગયો છે એટલે તેણે દીયરવટો કર્યો, પાળિયો તૈયાર થયો એટલે તેને રોપવા માટે સગાસંબંધીઓ અને ભૂવો પાધરમાં એકઠાં થયાં એટલામાં દૂરથી પેલો જુવાન ભરવાડ પોતાના ગામ તરફ આવતો જણાયો. બીકણ લોકોને લાગ્યું કે સાક્ષાત ભૂત આવ્યું છે-તેથી તે તો નાઠા, બીજા ઊભા રહ્યા. જીવતા ભરવાડને સમજાવી લેવાના પ્રયત્નો થયા પણ જ્યારે ભરવાડને ખબર પડી કે તેની સ્ત્રીએ ફરી લગ્ન કર્યાં છે એટલે તેણે ગુસ્સે થઇને ડાંગ ફેરવવા માંડી અને ભૂવાનાં હાડકાં ભાગ્યાં. આ વાત સાચી છે એમ મને કહેવામાં આવેલું. બનવા જોગ છે કે ભૂવાઓના ગપાટા તથા વ્હેમનાં પરિણામ બનાવવા માટે જોડી કાઢવામાં આવી હોય, તે છતાં એ જાણવા જેવી છે.

## એ ત્રિપુટી

મેં એક વાત સેંકડો વખત સમજાવી છે અને તે વિશે વારંવાર લખ્યું છે કે હાલમાં જે જાતના અજ્ઞાન, ચારિત્ર્ય વિનાના, બસતી પૂજારીઓ (બાવા કે ગોસાઇ) મંદિરોમાં રાખવામાં આવે છે તેમને બદલે જો ભણેલા, સેવાભાવી, ધર્મનો ઉપદેશ કરી શકે અને ગ્રામપ્રજાની કાંઇક સેવા પણ કરે તેવા માણસોને જ રોકી લેવા જોઇએ. આ બાબતમાં હિંદુઓમાં જે ખોટી દયા છે તે કાઢી નાંખવાની જરૂર છે. આવી દયાની પાછળ બેજવાબદારી અને બેદરકારી છે. દરેક ગામડાંના પૂજારીઓ ખરાબ હોય છે એમ નથી, પણ સોમાંથી નવાણું ખરાબ હોય તો સર્વસામાન્ય ટીકા કરવી જ પડે. ગુજરાતની પ્રજા સમક્ષ એ હકીકત મેં અનેકવાર રજૂ કરી છે કે ઇંગ્લંડ જેવા દેશમાં દરેક ગામડાંમાં બીજા કોઇ નહીં તો એક શિક્ષક, એક પાદરી અને એક દાકતર હોય છે અને ગ્રામપ્રજાની અનેક ગૂંચો આ ત્રણમાંથી એક ( કે વધારે ) ઉકેલી આપે છે, અને સુસંસ્કારો રેડે છે. અહીંના આયરે યુવકો સાથે ધર્મ સંબંધી વાત નીકળતાં એકે કહ્યું કે " અમે તો ઇશ્વરના કરતાં પેટનો વિચાર કરીએ છીએ, ઇશ્વર તો પૈસાદાર ધરબેઠું માણસો માટે છે. અમારે તો પેટની પૂજાનો વિચાર પહેલો કરવાનો રહ્યો. આપણા દેશમાં ધર્મનો ઢોંગ ઘણો છે, પાઠ અને પૂજા, ટીલાં ને ટપકાં, મોટાં મોટાં મંદિરો અને માહે પોલંપોલ-ખરો ધર્મ ભૂંસાઇ ગયો છે. ધર્માચાર્યો અને મહંતો મોટે ભાગે દંભી ભિખારીઓ છે. મ્હોઢેથી રામનું નામ દેવાય છે પણ અંદર તો રોટલાની અને સ્ત્રીની ભૂખ હોય છે. સાચો ધર્મ તો ઉત્તમ આચારવિચારમાં પરિણમવો જોઇએ. હિંદુ ધર્મની અંદર, વખતે બધા ધર્મોની અંદર વિપ્લવ થવાની જરૂર છે. આ બધા ધર્મોની શુદ્ધિ થયા વિના આમપ્રજાના વિચારો સુધરશે નહીં.

## સામાજિક જીવન

આ ગામડાંના સામાજિક જીવન વિશે લખવાનું અત્યંત અઘરું છે. સામાન્ય રીતે એવું બને છે કે જે મોટી વયના માણસમાં વધારે બુદ્ધિ હોય છે કે સાહસવૃત્તિ હોય છે તે આવાં ગામડાંમાં રહેતો જ નથી, એ તો પરપ્રાંત ખેડે છે. જેવી રીતે હિંદ દેશમાંથી બ્રિટિશો નાણાં ઘસડી જાય છે, અને હિંદ દેશને કંગાલ રાખે છે તેવી જ રીતે શહેરો ગામડાંઓમાંથી બુદ્ધિવાન, કે કાર્યકુશળ, કે સાહસિક યુવાનોને આકર્ષીને ગામડાંઓનું સામાજિક જીવન ઉજ્જડ રસવિનાનું કરી નાંખે છે. આવાં ગામડાંઓમાં ઘણી ભારે સ્થિતિચુસ્તતા, જડતા અને મનનું સંકુચિતપણું જોવામાં આવે છે. આપણા સંસારમાં જે અનિષ્ટો સેંકડો વર્ષોથી ઘર ઘાલીને બેઠાં છે તેને વિશે આપણે જાણીએ, તે વિષયોનું ભાન થાય છે તે છતા તે અનિષ્ટોને દૂર કરવાની વૃત્તિ નહીં જેવી હોય છે અને હિંમત તેથી પણ ઓછી હોય છે. નબળી પ્રજાનું એક લક્ષણ છે કે—જો કોઇ બ્હારનો માણસ આવાં અનિષ્ટો તરફ આંગળી ચીંધે તો તે ક્રોધે ભરાય છે. હિંદુ સંસારમાં આપણે દીકરી અને વહુ વચ્ચે ભેદભાવ ગણ્યો છે, વહુને પોતાના કુટુંબમાં સમાવી લેવાનો પ્રયત્ન ઝાઝો જોવામાં

તેમજ સ્ત્રીઓ સારી સંખ્યામાં હાજરી આપે છે. જગતમાં દુનિયા તો ઝૂકવાને તૈયાર છે પણ તેને કોઈ ઝુકાવનાર જોઇએ.

પરિણામ શું ?

આ લેખ ધાર્યા કરતાં વધારે લાંબો થઇ ગયો છે તેથી છેવટે એક પ્રશ્નનો ઉત્તર આપીને હવે સમાપ્ત કરવામાં આવે છે. અમને ત્રણ જણને આ ગામડાનાં જીવન વિશે પુષ્કળ જાણવાનું મળ્યું, અમે એક પ્રજાનાં સુખદુઃખ સહાનુભૂતિથી સમજતાં થયાં એ સહુથી મોટું—અને અમારે માટે કિંમતી—પરિણામ આવેલું ગણાય. બીજાં પરિણામ શું આવ્યાં તેનો ઉત્તર આપવો કાંઇક મુશ્કેલ છે. કેટલાંક પરિણામ તાત્કાલિક હોય છે, કેટલાંક વધારે ઊંડા હોઇ લાંબે વખતે જણાય છે. તે છતાં આટલું કહેવામાં વાંધો નથી કે એ ગામડામાં એક પુસ્તકાલયની સ્થાપના થઇ હતી અને તેની વ્યવસ્થા ગામલોકો કરી રહ્યા છે. આજે તેને છઠ્ઠું વર્ષ પૂરું થયું છે. દરેક વર્ષે સારી જેવી રકમ ભેગી થાય છે તેમાંથી પેપરો અને પુસ્તકો મંગાવીને સ્ત્રીઓ તેમ જ પુરુષો તેનો લાભ લે છે.

(૨) અમે એ ગામડું છોડયું ત્યાર પછી અમને લેખિત સમાચાર આપવામાં આવ્યા હતા કે ગ્રામશાળાની છૂટ મળી છે. જો આ વાત ખરી હોય તો ગામલોકોને અભિનંદન ઘટે છે. થોડા જ સમય પહેલાં આંબલામાં વધારે તોફાન થયું હતું એવું અમે સાંભળેલું અને તેથી મેં સીધો ઉપદેશ કર્યો નહોતો. એમ ધારો કે એ છૂટ બહુ જ થોડા દિવસો સુધી આપવામાં આવેલી તો પણ મને સંતોષ થાય. કારણ કે હવે તો દેશનું વાતાવરણ એવું બદલાયું છે કે અસ્પૃશ્યોને સંપૂર્ણ રીતે અપનાવી લીધા વિના છૂટકો જ થવાનો નથી.

(૩) સ્ત્રીઓને જે ગૂંથવાનું શીખવવામાં આવ્યું હતું તેનો પ્રચાર ચાલુ રહ્યો હતો, વર્ગ પણ ચાલુ રહ્યો હતો અને સ્ત્રીઓએ પોતાનાં કામનું એક પ્રદર્શન ગોઠવ્યું હતું.

(૪) તાઇ તથા વણકર ભાઇઓને કામ મળે તે માટે સરકાર તરફથી બહુ સારી ગોઠવણ થઈ હતી અને અમારી રૂબરૂ તેમને ટુવાલ, નેપ્કીન, ટેબલક્લોથ વગેરે અનેક કામ આપવાની સરકારે મહેરબાની કરેલી. છ મહિના પછી અમે જ્યારે ફરીને એ ગામડે ગયા ત્યારે અમને ખબર મળ્યા કે આ લોકોએ કામ સ્વીકાર્યું નહેતું. કારણ કે તેમની પાસે સૂતર વેચાતું લેવાનાં પૂરાં નાણાં નહોતાં—તેની ગોઠવણ પણ કરી આપવામાં આવેલી. છેવટનું પરિણામ અમે જાણતાં નથી—અમારે એટલું કહેવું પડે છે કે ગામડામાં ઉત્સાહી યુવાનો લાંબા વખત સુધી રહી શકતા નથી એટલે મોટામાં મોટી મુશ્કેલી આગેવાનીની છે. જો ગામલોકોને સતત દોરવણી મળે તો જ ગામસુધારણાંના કાર્યો સફળ થાય.

[ સંપૂર્ણ ]



## દૂધ

હિંદુસ્તાનનાં જેટલાં દૂધાળાં ઢોર બીજા કોઇ દેશમાં નથી, પણ હિંદુસ્તાનના જેટલું ઓછું દૂધ બીજા કોઈ દેશના લોકો નહિ પીતા હોય.

આજે આપણા દેશમાં દર વર્ષે છ કરોડ મણ દૂધ પેદા થાય છે. દેશની કુલ વસ્તીને રોજનું માથા દીઠ પૂરું એક રતલ પણ દૂધ પાવું હોય તો વરસે એકવીસ કરોડ મણ દૂધ આપણે પેદા કરવું જોઈએ.





ત્યારે તેમને દરરોજના રૂ. ૦–૨–૬ મળતા હતા. આજે આવી રીતે નોકરી પર ચઢવાના પ્રસંગો અત્યંત જૂજ હોય છે. વાસ્તવિક રીતે જોઇએ તો દરેક ગામડાંની સમસ્ત પ્રજાએ આત્મરક્ષણ માટે તૈયાર રહેવું જોઈએ. લડાયક કોમોની પ્રજા જરૂર આગળ પડતો ભાગ લેશે. આજે તો દરબારે આયરોની પાસેથી તલવાર, ઠાંસવાની બંદૂકો, ધારિયાં, મોટી લાઠીઓ વગેરે પડાવી લીધાં છે. આ મોટી ભૂલ થઈ છે. જ્યારે આ દેશમાં અરાજકતા આવવાના અનેક ચિહ્નો જણાઇ રહ્યા છે ત્યારે અગમબુદ્ધિ વાપરીને દરેક ગામડાંને હથિયારો, રક્ષણ કરવાની યોજનાઓ અને તાલીમ આપવાની અત્યંત આવશ્યકતા છે.

## ગામપંચ

લગભગ બે ત્રણ હજાર વર્ષોથી હિંદદેશમાં ગામડાંઓનો વહીવટ પંચો માર્ફત થતો આવ્યો છે. કહેવત છે કે પંચ ત્યાં પરમેશ્વર એ વાત સાચી હતી. આજની દૃષ્ટિએ (લોકશાસનની) આ જૂનાં પંચોનું બંધારણ ન્યાયસર હતું કે નહીં એ પ્રશ્ન જુદો છે. બ્રિટિશ હિંદી સરકારે આ પંચોનું જોર રીતસર તોડી પાડયું અને પંચોનું નવું બંધારણ કર્યું કે જેમાં ખુશામતી અને ગુલામી માનસવાળા માણસો પેસી જાય છે. ભાવનગર રાજ્યમાં જ્યારે ખેડૂતોનાં કરજનું નિવારણ કરવામાં આવ્યું ત્યારે બે આવશ્યક શરતો મુકાઇ હતી કે (૧) ગામડાંઓમાં સારી ગામપંચાયતો સ્થાપવી અને (૨) સહકારી મંડળીઓની ખીલવણી સર્વત્ર કરવી, કરજ નિવારણની યોજના સફળ કરવા માટે આ બન્ને શરતો અનિવાર્ય હતી, આ બન્ને સંસ્થાઓની ખીલવણી ઘણી જ ઓછી થઇ છે એ દુઃખની વાત છે. જે ગામડામાં અમે રહ્યાં હતાં ત્યાં એક સહકારી મંડળી હતી. અને તે મોટે ભાગે ખેડૂતોને નાણાં ધીરતી હતી, પણ એ મંડળીમાં ખરો જીવ નહોતો. વળી ગામમાં ગામપંચાયત નહોતી પણ એક ગ્રામસુધારણા ફંડની સમિતિ હતી. ગામ સફાઇનું કામ ઘણું નિરાશાજનક હતું. એ ફંડમાંથી એક બે પેપરો મંગાવીને મુખ્યશાળામાં રાખવામાં આવતાં હતાં અને સ્ત્રીઓને જાજરૂ જવા માટે બે વાડા બાંધવાની તજવીજ થઈ હતી. આવડાં મોટાં ગામડાંમાં પુસ્તકાલય નહોતું; અને જે દવાખાનાં હતાં તે ખાનગી હતાં; તેમાં સરકારની ગ્રાંટ નહોતી અને તે દવાખાનાં ચાલુ રહેશે તેની કિંચિત માત્ર ખાતરી નહોતી.

ગામપંચાયતના હકૂમતના પ્રશ્નની જોડે સંબંધ છે એવો એક બનાવ અમારી હાજરીમાં બની ગયો. તળાવની પાસે એક ગૃહસ્થનો મોટો કૂવો અને હવાડો (હવેડો, અવેડો) હતો અને સીમમાં જતાં આવતાં ઢોરો ત્યાં પાણી પીવા આવતાં. ઢોરોના પગરવટને લઇને હવાડાની પાસેની જમીન ખોદાઇ જઇને ત્યાં ખાડો પડયો હતો તેથી ગામ પટેલે એક દિવસે દાંડી પીટાવી કે જે જે ખેડૂતોની પાસે બળદો અને ગાડું હોય તેમણે અમાસના દિવસે સહવારે ૮ વાગે કૂવાની પાસે હાજર થઇ જવું અને એકેક ગાડું ભરીને રેતી ઠાલવી જવી. આ રીતે સહકારથી ગામડાંના હિતનું કામ થાય તે જાણીને અમને આનંદ થયો અને તે સવારે અમે કૂવા પાસે એક ઝાડ નીચે જઇને બેઠાં. આઠ વાગે એક પણ ગાડું આવ્યું નહોતું, મુખી પટેલનું પણ નહીં. નવ વાગ્યા, સાડા દસ થયા. આવજા કરનારા ખેડૂતોને અમે પૂછ્યું પણ કાંઇ ઉત્તર આપે નહીં અને ખાડો જેવો હતો તેવો રહ્યો, અમે ઉનાળાના તાપમાં બે ત્રણ કલાકની મફત તપશ્ચર્યા કરી અને ગામસંગઠન વિશે હલકો અભિપ્રાય લઇને પાછાં વળ્યાં.

આવાં ગામડાંઓમાં પ્રજાજીવન બહુ ઓછું હોય છે, એવું માનવું ભૂલભરેલું છે. જે ગામડાંઓમાં બે ત્રણ ઉત્સાહી યુવાનો અને એક પણ ઉત્સાહી મોટેરો હોય છે ત્યાં જાગૃતિ આણી શકાય છે. જ્યારે દેશભરમાં જાગૃતિનો જુવાળ આવે છે ત્યારે આવાં ગામડાંઓમાં ચોરે અને મંદિરે તથા દીવાલો પર પત્રિકાઓ લખવામાં આવે છે અગર ચોડવામાં આવે છે. જો રાજકીય કે સામાજિક કે ધાર્મિક વિષયો પર ભાષણો ગોઠવવામાં આવે છે. તો તેમાં પુરુષો

ભેટ ગણી સ્વીકારું છું. એથી હૃદય ભરાઈ આવે છે. સમજાતું નથી કે શા માટે આ બધું મળે છે, તમારા સહુ પાસેથી મળ્યું છે ઘણું ઘણું, ફરિયાદ કરવા જેવું કંઈ જ નથી મારે. એથી જ જુઓ ને આ કેટલાયે વિનાજરૂરના કાગળો લખું છું. જો કોઇને મારી લખી એક લીટી મેળવવાથી આનંદ થતો હોય તો એને પાછો કેમ વાળું? બેશક થાકેલા શરીરે ઘણો સમય એમાં જાય છે એ જાણું છું, પણ હું કોઇને પાછો નથી કાઢી શકતો. કોઈ જો મળવા આવે તો તડ દઈને કહેવાતું નથી કે વખત નથી. જે ઊંડો સ્નેહ તમે મને આપો છો, તે તમે મને શા માટે આપો છો તેની સાચે જ મને ખબર નથી. શું તે એ માટે કે હું બહુ મોટો કવિ છું? હું જો સુંદર કવિતાઓ લખતો હોઉં તો તેમાં તમારે શું? આ જીવનમાં ઘણું ઘણું મળ્યું છે દેશમાં–વિદેશમાં પ્રશંસાપત્ર અભિનંદન આ બધું અનેક કવિના નસીબમાં હોય છે, નોબલ પ્રાઈઝનું મૂલ્ય પણ નક્કી થયેલું છે, પરંતુ આ નિર્વ્યાજ ઊંડો સ્નેહ–પ્રેમ–એ અમૂલ્ય છે, દુર્લભ છે, ક્યારેય ન માનશો કે હું એ નથી જાણતો.

×

"આપણે ત્યાં સ્ત્રીને પુરુષ સાથે જે જાતના સખત બંધને બાંધવામાં આવી છે, એ બંધનનું પરિણામ બેઉ પક્ષે શું ભોગવવું પડશે!" મેં પૂછ્યું.

"વારુ, પતિનો વિયોગ સ્ત્રી માટે વધુ દુઃખકર થાય છે કે પત્નીનો વિયોગ પતિ માટે આકરો બને છે?"

"વિધવાના દુઃખ સાથે કોઇની તુલના થઇ શકે ખરી? પતિઓને શું દુઃખ...?"

"પણ હું તો જોઉં છું કે વિધવાઓ દીર્ઘાયુ હોય છે."

"એ સાચું છે, કદાચ શુદ્ધાચારને કારણે એમ હશે. એકવાર વિધવા બનતા મરવું કઠીન થઇ જાય છે."

"ફક્ત એટલું જ શા માટે? મને તો લાગે છે કે પતિ રૂપી એક જબ્બર ભાર જે, સ્ત્રીને વહેવો પડે છે, તે દૂર થતા ભાર ઘણો હળવો બને છે. ત્યારની તે વેળાની મુક્તિ મન શરીરને થોડોક વિશ્રામ આપે છે. સેન્સરની ગણતરીમાં જોવામાં આવ્યું છે કે વિધુરો મરે છે વધુ, આનું કારણ કદાચ એમનો જે ભાર અગાઉ પત્ની–સ્ત્રી વહન કરતી તે ભાર એમને વહેવો પડતો હશે તે હશે, પોતાનો ભાર એ અતિ દુર્વહ ભાર છે. પત્નીરૂપી આદત બહુ ખરાબ આદત છે, એકવાર પડી પછી એનાથી બચવું મુશ્કેલ છે. એ કારણે જ તો પત્નીનું અવસાન થતાં સહુ લગ્ન માટે દોડે છે. ખાસ કરીને જયારે નાનાં નાનાં પુત્ર–પુત્રી હોય ત્યારે તો એ એક ભયાનક આફત થઇ જાય છે. કોણ એની દેખરેખ રાખે, ખવડાવે, એને મોટાં કરે, એ શું પુરુષનું કામ છે? ખાસ કરીને જેઓએ પોતાને ઘર સાથે ખૂબ એકાકાર કરી દીધો હોય એની આફત તો આથીયે વધુ છે."

થોડીવાર માટે એ શાન્ત-મૌન બન્યા–મહાદેવ ચાની સામગ્રી લઈ આવ્યો. તેઓ અન્ય મનસ્ક ભાવે કંઈક વિચારી રહ્યા હોય એમ લાગ્યું. થોડી વાર પછી એ બોલ્યા–બેશક, મારી પોતાની વાત તદ્દન જૂદી જ જાતની હતી. મેં કદીયે મારી જાતને દુનિયાદારીમાં ફસાવા નથી દીધી. કોઇ પણ પ્રકારેયે બંધાવું મારા સ્વભાવમાં જ નથી."

"પણ તમારે તો ગૃહ–સંસારનો ભાર એકલા એકલા જ વહેવો પડયો હતો ને?" મેં કહ્યું.

એ તો બનેલું જ. એની બધી વ્યવસ્થા, ભણાવવા –પરણાવવા, એટલે સુધી કે ત્રણ બાળકોનું મૃત્યુ–દુઃખ પણ મારે એકલા એકલા જ વેઠવું પડેલું. બરાબર યાદ નથી પણ ઘણું કરીને બેલા*નાં લગ્ન એનાં મૃત્યુ પૂર્વે થયેલા. બધું જ કર્યું છે, પણ જાળમાં ફસાયો નથી. દૂર રહીને જ.

"આ બધું કર્યું છે. બાળકોને મોટા કરવા, એમના ભણતરની વ્યવસ્થા વગેરે કર્યું છે. પણ એ

*–માધુરીલતા [ કવિપુત્રી ]

# ગુરુદેવનાં સંસ્મરણો

અનુવાદક : રમણીક મેઘાણી

આજ સવારે એમના શરીરે જરાયે ઠીક નહોતું. સવારે જ્યારે એમને પ્રણામ કરવા ગઇ ત્યારે વરંડામાં પાટ ઉપર થાકેલા સુસ્ત શરીરે બેઠા હતા. વર્ષાના વાદળમાં થઇને આછાં સૂર્યકિરણો એમના વદન પર પડતા હતા. મેં પૂછ્યું. "ડૉકટરને બોલાવવા મોકલું ને?"

"નોનસેન્સ, ડૉકટર! ડૉકટર મને શું કરશે? હું શું ડૉકટરની દવા ખાવાનો હતો? તદુપરાંત મારે તો હૃદયનો દુઃખાવો છે. હું જાણું છું એ જ મારું દ્વાર છે, દરેકને એક યા બીજું, કોઇક એક દ્વાર હોય છે, મારું મૃત્યુ-બાણ પણ ત્યાં જ છે. ઓચિન્તો એકાએક એક દિવસ સ્તબ્ધ બની જઇશ, ને એ ખોટું પણ નથી-જો ને......એ નહોતુ કહ્યું મારા વિષે, કે એ મૃત્યુથી બહુ ડરે છે એટલે જ સર્વત્ર લખતા ફરે છે કે 'હું ડરતો નથી' 'હું ડરતો નથી,' પણ એ વાત ખરી નથી. લેશ પણ સાચી નથી. જીવન વિષે મને વળગણાં નથી. ફકત એક વાત મનમાં છે. તે શું એ જાણે છે? એક જ કે આ વિશ્વભારતીને આટલી મહેનત કરીને ઊભી કરી છે, તેનું મારી ગેરહાજરીમાં શું કંઈ જ મહત્ત્વ કે મૂલ્ય નહિ રહે? એની પાછળ કેવો પરિશ્રમ છે, એ તને ખબર નથી. કેવા દુઃખના એ દિવસો વીત્યા છે, જ્યારે નાની વહુ (કવિપત્ની મૃણાલિની દેવી)ના ઘરેણાં સુદ્ધાં લેવા પડ્યા હતા. ચારે તરફથી કરજ વધ્યે જતું હતું, વિદ્યાર્થીઓને ઘરનો ખર્ચ કરીને જમાડવા-વસ્ત્રો આપવાનું નક્કી કરીને વિદ્યાર્થીઓ શોધતો મેળવતો. કોઇ વિદ્યાર્થી તો મોકલે જ નહિ. ઊલટાના ગાડીભાડા ખર્ચી બીજાઓને ના પાડી આવે. આ જાતની સહાય મળી છે મને મારા સ્વદેશવાસીઓ તરફથી. અને એ જ વખતે એક પછી એક મૃત્યુ-શોક ચાલ્યા આવતા હતા-એ દુઃખનો ઇતિહાસ પૂરેપૂરો લુપ્ત થઇ ચૂકયો છે. લોકો જાણતા કે એ "હું" બહુ શોખીન માણસ છું, તદ્દન નિરાધાર બન્યો હતો. મારા સંસારમાં કંઇ જ બાબુસાહેબી નહોતી. નાનીવહુને પણ ઘણો ભાર વહેવો પડતો, જાણું છું કે એ વાત એ મનમાંયે નહોતી લાવતી. પણ જો આટલા વિઘ્નો દેશવાસીઓ તરફથી ન આવ્યા હોત તો, માત્ર અર્થાભાવે આટલું કષ્ટ વેઠવું ન પડત. મદદ ન મળે એ સામાન્ય વાત છે, પણ શું વિઘ્નો! જવા દે, જે થવાનું હતું તે થઇ ગયું. હવે આટલું વેઠીને જે ખડું કર્યું છે તેનું જો મારી ગેરહાજરીમાં ઓછું મૂલ્ય અંકાશે તો આટલા દિવસની આ બધી મહેનત નકામી જશે, ને પછી રથી (કવિપુત્ર રથીન્દ્રનાથ) પણ કેમ કરીને જીવશે? એની ચારે તરફ જે એક મહાન કાર્ય, વિશાળ ને વિરાટ કર્મક્ષેત્ર ઊભું છે તે ભાંગી પડતા એ પણ અતિ અસહાય થઈ જશે! મૃત્યુ વિષે આ એક જ વાત મને આડી આવે છે, અને તે મારી વિશ્વભારતી, બીજું કાંઈ જ નહિ.

×

"શું વિચારો છો?" એમણે પૂછ્યું.

"હું તમારી જો કંઇક આત્મીય હોત તો કેવું સારું થાત એનો જ વિચાર કરું છું." મેં કહ્યું.

"કેમ શા માટે? આત્મીય ન હોવાથી કંઈ નુકસાન થયું શું? આટલી કવિતાઓ વાંચ્યા પછી યે આવી બુદ્ધિ? 'આત્મીય' હોઇએ એટલે જ શું આત્મીય થઇ જવાય છે? તે કરતાં આ જે થયા છો એ વધુ સારું છે. પાસે હોવાથી જ જો સહુથી વધુ મેળવી શકાતું હોય તો તો મહાદેવે મને સહુથી વધુ મેળવ્યો હોત. પ્રથમ જેઓની વચ્ચે જીવન શરૂ કર્યું હતું, તેમની પાસેથી તણાઈ ચાલ્યો આવ્યો છું. મારું શાન્તિનિકેતન આખું યે અનાત્મીયોથી ભર્યું છે, પણ તેઓ તો અનાત્મીયો નથી. જેઓની વચ્ચે જન્મ્યો હતો, તેઓની પાસેથી તો દૂર નીકળી આવ્યો છું. તેઓમાં એવાયે અનેક છે જેઓ નથી મને યાદ કરતા, કે હું નથી એમને યાદ કરતો. આજે મારા પરાયા મારા થયા છે. એમાં નુકસાન શું છે? તમે જેઓ પરાયા છો તેઓ જ્યારે પાસે આવો છો, આવો અકારણ નિર્વ્યાજ સ્નેહ દર્શાવો છો એની તો હું અવહેલના કરતો નથી. બહુ વિશાળ જગ્યા આપું છું અને—એ સ્નેહ, એ ઊંડી શ્રદ્ધા હું વિશ્વમાનવની

તદુપરાંત વળી એક ડાયરી છે જેમાં બધી વેર-વિખેર વાતો ભેળી થાય છે. મકાનને સંગ્રહસ્થાન બનાવી દો એનો વાંધો નથી, પણ જીવનને સંગ્રહસ્થાન કરી ન મૂકો એટલો જ મારો આગ્રહ છે. " क्षणिकामां लख्युं छे ने फुराय जा दाओ फुराये. "

તે ભલેને બનતું મારું જીવન, એક સંગ્રહસ્થાન. એમાં વાંધો શું છે ?

વાંધો ? ખૂબ જ વાંધો, જબ્બર વાંધો છે. એ સંગ્રહસ્થાનના મમી બનવાની મારી ઇચ્છા નથી. જે કેટલાક દિવસ તમારી સાથે રહી ગયો, તમને સહુને આનંદ આપી ગયો, એ જ સારું છે, સ્મૃતિભારે દાબી શાને ભારાક્રાન્ત કરવું તમારું જીવન ? આ કેટલાક દિવસની આનંદસ્મૃતિને જો આનંદિત બની યાદ રાખો તે સારું છે, જો યાદ કરીને આનંદ પામો તો વધારે સારું, પરંતુ એનો ભાર કે બોજો ન હોવો જોઇએ. હું તમારા જીવનમાં સમાધિ-મંદિર બનવા નથી ઇચ્છતો એ સ્પષ્ટ કહી દઉં છું, એમ કરશો તો ગઝબનો ઝઘડો કરી બેસીશ.

×

એક વાર કલકત્તાના મકાનમાં " વિચિત્રા " સભામાં ગુરુદેવ વાર્તા વાંચવાના હતા. વાર્તા પૂરી થઈ, ને સભા વિખેરાતાં ઠીક ઠીક રાત થઇ ગઈ. ત્યાર બાદ એક એક કરીને સહુને વિદાય આપતા આપતા એમના જમવાના નિયત સમય કરતાં ખૂબ ખૂબ મોડું થઈ ગયેલું. સહુના ગયા પછી હજુ તેઓ જમવા બેસતા જ હતા ત્યાં કો'ક આવીને બારણા પાસે ઊભું રહ્યું. એમને એક ટેવ હતી, કે કોઈ બહારના માણસની હાજરીમાં ખાવું એમને રુચતું જ નહોતું. આપણા દેશની વિશિષ્ટ વ્યક્તિઓ સામાન્યતઃ ખૂલી જગ્યામાં સહુની સામે ઉઘાડે શરીરે બેસી તેલ ચોળે છે, નોકરો પાસે તેલ-ચોળાવી ન્હાઇ શકે છે. સહુની સામે બેસીને જમી શકે છે પરંતુ ગુરુદેવની પ્રકૃતિગત લજ્જાળુતા કંઇક જુદી જ હતી. નોકરો દ્વારા ન્હાવા કરવાનું તો આઘું રહ્યું, કોઇ અપરિચિત યા ઓછી પરિચિત વ્યક્તિની હાજરીમાં જમવું યે એમને નહોતું રુચતું. આથી કોઇ બહારની વ્યક્તિ હાજર હોય ત્યારે નિયત સમય વીતી જવા છતાં એમનું ભોજન લઇ હાજર નહોતા થતાં. આવી નાની નાની સામાન્ય વાતોમાં પણ એમની અસામાન્ય વ્યંજના દેખાતી, જેમાં એમના હૃદયની ખાનદાની દેખા દેતી.

હવે એ દિવસની વાત જ આગળ ચલાવું. ગુરુદેવ જમવા માટે બેસતા જ હતા, ત્યાં પેલા સજ્જન આવીને ઊભા રહ્યા,–એ આવનારમાં પણ એક અજબ જેવી શકિત હતી કે તે કંઇ જ કારણ વિના, તદ્દન અવાંછિત ભાવે કલાકોના કલાકો રોકાઈ શકતા હતા. એમનામાં કંઈ ખોડ-ખામી કે સભ્યતાનો અભાવ હતો તેવું નહોતું, પરંતુ એમની હાજરી કંઇક અણગમતી હાજરી હતી. હં, એ સજ્જન તો જામ્યા તે જામ્યા જ. ન કંઇ કારણ કે ન કંઇ બોલવાનું, છતાં તેઓ તો બેઠા જ રહ્યા. અમે સહુ એક પછી એક અધિરા થઈ ઊઠયા, રાત પણ ઠીક ઠીક વીતી ગઈ. અનિયમિત પણ થયા. સરખી રીતે ભોજન પચ્યું ન કરી શકયા. જો કે અમારો મનોભાવ બોલીને અમે વ્યકત કર્યો નહોતો, છતાં તદ્દન ગોપવ્યો હતો એમ પણ ન કહી શકાય. એ સજ્જન કંઇ સમજ્યા હતા કે નહિ એની ખબર નથી. અવ્યકત મનોભાવને કળી જવા જેવી તીવ્ર અનુભૂતિ સહુને નથી હોતી, પણ કવિ તો બધું યે સમજી શકતા હતા. મોડીવારે પેલા સજ્જનમાં શુભ બુદ્ધિનો ઉદય થયો. એ ચાલ્યા ગયા પછી ગુરુદેવ બોલ્યા–" તમારામાં આ મોટો દોષ છે કે તમે અસહિષ્ણુ છો. જે પ્રિય હોય,–ગમતું હોય એને તો સહુ સહન કરી શકે, પણ જે અપ્રિય, અણગમતું–અવાંછિત છે–જેને બિચારાને કોઈ જ ઇચ્છતું નથી, જે કોઇને યે ગમે એમ નથી, પછી ભલે ને એની મૂઢતાને અંગે જ આમ હોય–તેને જો તમે સ્થાન ન આપી શકો તો તે અત્યંત અકરણ છે. એ શું ઓછો બિચારો હતો, વિચારો તો, જો એમ ન હોત તો એની ઉપેક્ષા એ ન જાણી શકયો હોત ? જે તમને ગમે છે, જે ઉપેક્ષણીય નથી, એને પાસે બોલાવવો તે કંઇ મોટી મહત્ત્વની વાત નથી, પરંતુ જે અયોગ્ય છે એને પણ થોડુંક સ્થાન આપવું જોઇએ !'

×





જાણે એક Intellectual Task હતું. એ બુદ્ધિ-પૂર્વક વિચાર–વિવેકથી પુરુષની દષ્ટિએ જ કર્યું છે. રથીને ભણાવવા જતાં જ તો આ શાન્તિનિકેતનનો ગુરુ બન્યો.' બેશક ત્યારે એ હયાત હતી અને મને મારા કામમાં એણે મદદ પણ કરી હતી. અત્યારના છોકરાછોકરી જેવા આટલા અસંતોષી નહોતા. આધુનિક રીતે અમારા લગ્ન નહોતા થયા છતાં એમાં કશુંય ઓછું–અધિકું નહોતું. એક ઊંડી શ્રદ્ધાનો સંપર્ક હતો. તેમાં એણે તો ઇચ્છયું હતું શાન્તિનિકેતનના મારા કામમાં સંગિની થવાનું, ખાસ કરીને છેલ્લે છેલ્લે એનો ખૂબ જ આગ્રહ હતો મારી સાથે સહકાર્ય કરવાનો. પણ એ ન બની શક્યું, એ પછી ટૂંક સમયમાં જ એની એ ભયાનક માંદગી ઊપડી."

"તમને એની ખોટ બહુ સાલી હશે?" મેં પૂછ્યું.

"મેં હમણાં જ ન કહ્યું કે હું એક વાતમાં સદાયે ઉદાસીન ને નિરાસકત હતો. એ જ મારો સ્વભાવ રહ્યો છે. અંદર અંદરથી દૂર રહેવાની ટેવ હતી સર્વ વાતો વિષે. તદુપરાંત જ્યારે એનું અવસાન થયું–એ ચાલી ગઈ ત્યારે મને પળવારનોયે અવકાશ નહોતો. શાન્તિનિકેતનમાં ગુરુ બન્યો હતો, ગજવે પૈસા નહોતા. કરજ પર કરજ ચડયે જતું હતું. કરજ-ભારે દબાયેલો હતો, કામનો કોઈ આરો–વારો નહોતો એ વેળા નિજ સુખ-દુઃખ પાછળ મનને ભટકવા દેવાનો સમય જ ક્યાં હતો? વચેટ પુત્રી આલમોડામાં મૃત્યુપથારીએ પડી હતી, એને ત્યાં મૂકી વારે વારે આવવું પડતું હતું શાન્તિનિકેતનમાં શાન્તિનિકેતનના કામસર. જવા–આવવાની દોડધામ ચાલતી રહેતી. ત્યારે સહુથી વધુ શું દુઃખ થતું જાણે છે? કે મારું એવું કોઈ નથી જેને હું બધું કહી શકું. સંસારમાં વાતોના ઢગલા તો નિરંતર થયા જ કરે છે. પણ સાચી સલાહ લેવા માટે નહિ; માત્ર બોલવા જ માટે. એવા કોઈકને મેળવવા ઇચ્છતો જેને હું બધું કહી શકું–એ તો જેને –તેને કહી ન શકાય? જ્યારે જીવનનું આ યુદ્ધ ચાલતું હતું, કામનો ભાર વધી રહ્યો હતો, ને પુત્રી મૃત્યુ માર્ગે આગળ વધી રહી હતી, ત્યારે સહુથી વધુ દુઃખ આ વતનું જ થતું હતું કે એવું કોઈ નથી કે જેને હું મારું બધું......"

આ બધી વાતો એમને મોઢે વધુ વાર નથી સાંભળી...... ખૂબ જ ટૂંકાણમાં માત્ર એક બે વાર સાંભળેલી. કુટુમ્બજીવન વિષે, પોતાના દુઃખ–વેદના વિષે, ત્યાં સુધી કે એમની શારીરિક પીડા સંબંધી પણ તેઓ અજબ એવા મૌનધારી હતા.

×

"ચાલો, હવે જરા સ્થિર થઇને બેસજો. તમારું ચિત્ર દોરીશ. બેશક, આશા પણ ન રાખતા કે એ ચિત્ર તમારા જેવું થશે. ઊલટાની આશંકા!" એમણે મને કહ્યું. ને પછી એ આગળ બોલ્યા–

"એક વાત સાંભળેલી, અતિકુરૂપ એવા એક માણસે એક મહાન ચિતારા પાસે ખૂબ મહેનતાણું આપી પોતાનું ચિત્ર દોરાવ્યું. પછી છબી લેવા જતાં ચિત્રમાંનું મોં જોઈ એ અસ્થિર–આભો બની બોલ્યો, 'આયે શું મારું ચિત્ર છે? તું ભલે ને ગમે તેવો આર્ટિસ્ટ હો, I must say it is a very bad work of Art." ચિતારાએ કહ્યું, "પણ શું કરું, you must admit that you are a bad work of nature."

પણ જો, હું તને કદીયે આવું નહિ કહું, કદીયે નહિ કહું, સાચું હશે તોયે નહિ કહું, મનમાં આવશે તોયે દાબી રાખીશ.

×

"એ રદ્દી કાગળિયા શા માટે ભેગા કરો છો?" ગુરુદેવે પૂછ્યું.

"આ રદ્દી કાગળ નથી. એ તો તમારી લખેલી કવિતાના કટકા છે."

"ઓહ, તમારા પ્રદર્શનમાં મૂકશો એમ લાગે છે?" તમને પહોંચી નહિ શકાય. ક્યાંકના નકામા કાગળો, ક્યાંક પડેલા ફાટેલા જોડા, એકાદું લૂગડું બધું ભેગું કરે છે. તમારું મકાન આખરે બેલુર મઠ બની જશે.



એમાંથી છૂટવાનો બીજો કોઈ ઉપાય જ નહોતો. એમને (દ્સરકારને) એ મોટું અપમાન લાગેલું. ઈંગ્લંડમાં પણ મેં જોયેલું કે ત્યાર બાદ લોકો એ વાતને ભૂલ્યા નથી, ભૂલી શકતા નથી, રાજાનું અપમાન હતું ને? અંગ્રેજો રાજભક્ત જાતિ છે. રાજાનો અનાદર તેથી જ એમને માટે આટલો આઘાતકારી નીવડ્યો હતો. હું એ પહેલેથી જ જાણતો હતો, ને તેથી જ મેં લખ્યું હતું, કંઈ જ તો કરી શકાતું નથી, કેવો નકામો ને સામાન્ય હોય છે આપણો આ બધો નિષ્ફળ વિરોધ. એથી જ વિચાર્યું હતું કે મારી પાસે જે કંઈક શક્તિ છે, એનો વધુમાં વધુ ઉપયોગ હું જે રીતે કરી શકું એમ છું તે રીતે જ કરીશ, ને મેં જોયું છે કે આ દેશમાં પણ લોકો એ વાતને ઘણાં સમય સુધી ભૂલી શક્યા નહોતા—નથી.

×

બધો સામાન ચાર મોટરમાં મૂકવામાં આવ્યો. અમારી મોટર વચ્ચે ચાલતી હતી મંગપુ પહાડને ફરતી ફરતી એ આગળ વધતી જતી. અમારી મોટી મોટર જરા ઢોળાવ પર આવતા મેં ડ્રાઈવરને કહ્યું, કંઈજ વાંધો નહિ આવે, ધીમી ગતિએ જતા અવાજ થાય." મેં કહ્યું, ભલે એમ હોય, પણ હવે અમારે બીજી નાની ગાડીમાં જવું છે," આ પહેલા થોડા જ દિવસે ત્યાં એક જબ્બર મોટર અકસ્માત બની ગયો હતો, ત્યારથી મારા મનમાં બીક પેસી ગઈ હતી. તદુપરાંત ગુરુદેવને સાથે લઈને જાઉં છું એમાં જવાબદારી પણ કાંઈ જેવી તેવી ગણાય? હું ડ્રાઈવર સાથે વાત કરતી હતી ત્યાં તો બીજી મોટરો પણ પાછળ આવી ને ઊભી રહી. સહુ આવીને પૂછવા લાગ્યા "શું છે? શું થયું?" વગેરે.

"અમારે નાની મોટર-ગાડીમાં જવું છે." મેં કહ્યું.

ગુરુદેવ અત્યાર સુધી ચૂપ હતા તે હવે બોલ્યા: "શા માટે! હું તો નથી ઊતરવાનો આ ગાડીમાંથી. એની વાત સાંભળો છો જ શા માટે? તદ્દન ખોટો ડર છે. ડરપોક નહિ તો! પહેલાં પોતે જ કહે છે કે ધીમે ચલાવજો, અને હવે ઢોળાવ લે છે એટલે ભયભીત બને છે!"

"ભલે એમ હશે પણ બીજી મોટરમાં જવામાં કંઈ નુકશાન તો નથી ને?

નુકશાન! ઘણું જ નુકસાન. તમને ભલે ન થાય પણ આ ડ્રાઈવર માટે તો એ અત્યંત અન્યાય થશે. એનો તો કંઈજ વાંક નથી. કાલાં કાલાં આપણે ઊતરી જઈએ તે એને અપમાન ન લાગે?" એમણે કહ્યું.

"એને કંઈજ નહિ લાગે મનમાં." હું બોલી.

"મનમાં તો એને નક્કી લાગશે જ, એને અત્યંત માઠું લાગશે. પણ એનો બિચારાનો કંઈ ઉપાય નહિ, એથી તમે કહો એ એણે મૂંગા મૂંગા સાંભળી લેવું જ રહ્યું."



## લશ્કરનો અજગર

૧૯૪૬-૪૭ના વર્ષ માટે હિંદી સૈન્યે કરેલી ખાદ્યખોરાકીની વસ્તુઓની મૂળ માગણી અને દેશના અન્નસંકટને કારણે એ જ વર્ષ માટેની એમની ઘટાડેલી માગણીના આંકડા નીચે મુજબ છે.

| | આટો | દાળ | ઘી | વેજીટેબલ અને તેલ | |
|---|---|---|---|---|---|
| મૂળ માગણી | ૧,૩૮,૬૦૦ | ૨૩,૫૦૦ | ૧૧,૯૦૦ | ૧૮,૧૫૦ | ટન |
| ઘટાડેલી માગણી | ૯૪,૨૫૦ | ૧૫,૦૦૦ | ૯,૩૦૦ | ૧૧,૬૦૦ | ટન |

[વડી ધારાસભામાં ખોરાકપ્રધાન શ્રી રાજેન્દ્રપ્રસાદ]





બપોરે ઓચિન્તો શાન્તિનિકેતનથી તાર આવ્યો. જલદીથી શાન્તિનિકેતન પાછા ફરવાની જરૂર હતી. તાર લઇ જઇને ઊભી રહી. તેઓ એકાગ્રચિત્તે વાંચી રહ્યા હતા. ચોપડી બંધ કરી ખોળામાં મૂકી તેઓ બોલ્યા: "કેમ શું ખબર?" તાર વાંચી જરા રહીને એમણે પૂછ્યું—"તમે વાંચ્યો?"

"હા" મેં ઉત્તર આપ્યો.

આ ખબર નજીકમાં જ આવશે એ હું જાણતો હતો, એથી જ તમે જ્યારે પડી ગયેલા ચહેરે અહીં આવ્યા ત્યારે ધાર્યું કે નક્કી મારા જવા વિષેના ખબર જ હોવા જોઇએ. પણ મનને અસ્વસ્થ કર્યે શું વળે? કામ છે ભાઇ કામ! મેં કહ્યું છે ને કે સપ્ટેમ્બરમાં આવવાનો છું. જવાનું જ જો બને નહિ તો આવવાનું કેમ બને? જવામાં યે મઝા છે અને આવવામાંયે મઝા છે, એમ નથી લાગતું તમને? જે થવાનું જ છે એના વિષે તર્ક કર્યે ફાયદો નથી. એના કરતાં હસતાં હસતાં જ રજા આપો ને!"

×

"યાદ છે એ પ્રથમ સ્વદેશીયુગની ચળવળમાં ભાગ લીધેલો તે, પણ વધુ વખત ટકી ન શક્યો. ગદ્ ગદ્ ભાવયુક્ત એ ભરપૂર આબોહવા ધીરે ધીરે કલુષિત થઇ ઊઠી. મનમાં તિરસ્કાર છૂટયો. મ.ટિ તો નય, જેન મા'ટિ કેદે ભાષાય આરકી."

મને એ અસહ્ય થઇ પડતું. કેઇ રીતે એમની સાથે એકમત થઇ શકતો નહોતો. એકાદ સત્ય આદર્શ ઉપર ચાલનાર, સ્વસ્થ બુદ્ધિ-વિવેચના ઉપર પ્રતિષ્ઠિત સબળચરિત્ર વ્યક્તિ આપણે ત્યાં વિરલ છે. જ્યારે જોઇ શક્યો કે કેવા મૌખિક અને નકામા છે આ બધા ગદ્ ગદ્ કરી નાખતા ભાષણો, ત્યારે તેથી હું ટેવાઈ ગયો હતો.

"જલિયાનવાળા બાગનો પ્રસંગ: અહીં હજુ એ વાત બરાબર રીતે નહોતી પહોંચી, બરાબર યાદ નથી પણ ઘણું કરીને મને એ ખબર ચૌધરીને ત્યાંથી મળેલા. એ સાંભળીને કેવું પ્રબળ અને અસહ્ય દુઃખ થયેલું, તે આજે પણ બરાબર યાદ છે. મનમાં થવા લાગ્યું કે શું આનો કોઇ ઉપાય નથી? કોઈ પ્રતિકાર નથી? કંઇ જ પ્રત્યુત્તર નથી શું? કંઈ જ શું નહિ કરી શકાય? આ પણ મૂંગા મૂંગા જ સહન કરવાનું થશે તો તો જીવન અસંભવ થઈ પડશે. એ જ રાત્રે એ કાગળ લખ્યો. રાત્રે ચાર વાગે કાગળ પૂરો કર્યો ત્યારે સૂવા જઈ શક્યો. કોઇને કહ્યું નહોતું આ વિશે. રથીને પણ નહિ, કારણ જાણતો હતો કે આ બધી વાતોમાં બહુ સલાહ-વાતોની જરૂર નથી, એમ કરવાં જતાં પછી કોઇક આડું આવે એનો જ ભય હતો. ત્યારે મનની એવી સ્થિતિ થઇ હતી કે જે થઈ શકે તે, કંઇક પણ તુરત જ કરવું જોઇએ.

એ જ વખતે મેં.. ને કહ્યું કે તમે આ વિષે એક દેશવ્યાપી આંદોલન શરૂ કરો. તત્કાળ ચળવળ શરૂ કરો, પણ તે વખતે તેઓ રાજી ન થયા. ત્યારે તેમને ...સાથે કંઈક સગવડ વિષે વાતો ચાલતી હતી, એ બગાડવાની એમની ઇચ્છા નહોતી, પછીથી બેશક આ વિષયને જ મુખ્ય પ્લેટફોર્મ બનાવી અનેક ભાષણો એમણે આપ્યા હતા. એ વેળા મને કેવું આશ્ચર્ય થયું હતું તે કહી શકતો નથી.

તે પછી......ને મેં કહ્યું કે એક વિરોધ સભા બોલાવવાની તજવીજ કરો. હું યે બોલીશ તમે સહુ પણ બોલજો. એણે જવાબ આપ્યો—"તમે જ કરો અમે એમાં હાજરી આપીશું" આને તમે શું કહેશો? આ બધું પોલિટિશિયનોનું પોલિટિક્સ! અમસ્તુ જોઇને સાચવી સાચવીને ચાલવું-એ લોકો સાથે હું કદીયે મળતો નથી થઈ શક્યો. એ ખરું છે કે આ બધી વિરોધ સભાઓ બહુ ફળદાયી હોય છે એવું નથી. પરન્તુ અન્યાયનો વિરોધ જો યોગ્ય સમયે ન કરીએ તો તે આપણો આપણા પોતાના પ્રત્યે પણ અન્યાય છે. વિરોધ જ્યારે મનમાં ઊકળી રહ્યો હોય ત્યારે ચૂપ કરીને રહેવું, કારણ એજ સગવડપ્રદ છે, અને ત્યાર બાદ જરૂર મુજબ સગવડ પ્રમાણે વિરોધ ઉચ્ચારવો એ મારાથી થઈ શકે તેવું નથી. એથી એ જ રાતે કાગળ લખ્યા વિના મારો છૂટકો નહોતો. નિષ્ફળ વેદનાએ મારા મનને દાબી રાખ્યું

નાંખી દીધા. મંદિરના દ્વાર એકદમ દઈ દીધાં. અને પછી તો દરબારગઢના દરવાજા જ બંધ કરી દીધા.

જ્યારે એ બહાર નીકળ્યો ત્યારે લોકો ગુસ્સે થઈ ગયા હતા. પણ એ તો પોતાને લાગેલો દૃષ્ટિદોષ ધોવા નદી તરફ જઈ રહ્યો હતો !

જુગજુગનો વિજોગ હોય તેમ એક ખૂણામાં રસ્તા ઉપર ચાંડાલ ઊભો હતો. એના નેત્રમાંથી આંસુની ધાર વહેતી હતી. એના કંઠમાં શિશુનું રુદન હતું. એની આંખમાં તીવ્ર પિપાસા હતી.

પૂજારીને દયા આવી. સ્નાન કરીને પવિત્ર થવા તો જવું જ છે–એમ ધારીને એક ક્ષણ ત્યાં થોભ્યો: 'ચાંડાલનો જન્મ એ કર્મનો પરિપાક છે અભાગી માણસ ! પૂરાં બે વરસ પ્રાયશ્ચિત્ત કરીને પછી આવજે. છેટેથી ભગવાનની ઝાંખી તો કરાવીશ !'

પૂજારી નદીએ નાહવા ચાલ્યો ગયો.

પણ બે વરસ, ત્રણ વરસ, ચાર વરસ પેલો ચાંડાલ ફરી દેખાયો જ નહિ !

એમ કરતાં એ એક દિવસ અચાનક બહાર રસ્તે દેખાયો. પૂજારીએ એને જોયો. ઊભા રહીને પૂછ્યું: 'અલ્યા ! પછી કેમ તું આવ્યો જ નહિ ? પ્રાયશ્ચિત્ત નથી કર્યું તે ? મેં કહ્યું તે પ્રમાણે નથી કર્યું ?'

'કેમ નથી કર્યું ? કર્યું તો છે, હોવે !'

'ત્યારે ?'

'ભગવાને મને દર્શન દીધાં !'

'કોને તને ? હોય નહિ !'

'હોય નહિ કેમ ? દર્શન દીધાં અને પોતે જ મને કહ્યું કે હવે ત્યાં મંદિરે જતો નહિ. કારણ કે હું પોતે જ ત્યાં કોઈ દિવસ જતો નથી !

[૯]

આજે તો ગાંધાર પ્રદેશની એક નારી પોતાની પાડોશણને વાત કહેતાં જાણે થાકતી જ નથી !

મધ્યદેશથી એને ત્યાં એક અદ્ભુત સોદાગર આવ્યો છે. એની પાસે સુવર્ણ છે. ચંદન છે. લંકાનાં મોતી છે. વિષહર દીપ છે. અમૂલ્ય વસ્ત્રો છે. પણ એની પાસે એક એવા તો ઊંચા પ્રકારના ચોખા છે કે ન પૂછો વાત !

એવા તો ગાંધારમાં કોઈએ કોઈ દિવસ જોયા જ નહિ હોય !

આજ એના રસોડામાં એ ભાત રંધાય છે. એની સુગંધથી મહોલ્લો આખો થોડીવારમાં ઘમઘમી ઊઠવાનો છે ! એવી અદ્ભુત એ ચીજ છે !

પેલી ગાંધારનારી તો લાકડાં ઉપર લાકડાં મૂકે છે ને ભાત ચોડવે છે. પણ ભાત ચડતા જ નથી.

એટલામાં તો આજે એનો પતિ ઘેર આવ્યો. સોદાગર એને મળ્યો. એણે પરદેશી મહેમાનનો સત્કાર કર્યો. એની પાસેની ચીજો જોઈ. ઘરમાં ગયો. હોંશિલી પત્નીએ ભાતની વાત કરી.

ચોખાના દાણા જોયા ને એ પામી ગયો. એક ક્ષણ વિચાર કરતો થોભ્યો.

'કેમ શું વિચાર કરો છો ?'

'કાંઈ નહિ; જરા પેલો લોટો લાવને !'

લોટો આવ્યો. 'આ લોટો લઈને તું પેલા સોદાગર પાસે જા, પાણી માગું છે એટલે

ધૂમકેતુ

[૭]

બનારસના દરેકેદરેક માણસના અંતરમાં આનંદનો અને આશ્ચર્યનો એક સરખો સ્રોત વહી રહ્યો છે. આજે મા ગંગામૈયાને કાંઠે અદ્ભુત બનાવ બની ગયો. હલાહલ કલિયુગમાં સતજુગના આ એક પળના દર્શને તો ભલભલા નાસ્તિકોના દિલના પણ તાર ઝણઝણાવી દીધા !

ભક્તરાજ કબીરના પુત્ર કમાલે, એક રક્તપિતિયાને, હજારોની મેદનીના દેખતાં, એક પળના છઠ્ઠાભાગમાં, રામને નામે, તારી દીધો !

એક ફુંક મારે ને જેમ મહાન વિષધરનું વિષ ઊતરી જાય, અંજન આંજે ને જેમ જનમ આંધળો દેખતો થઇ જાય, માથે હાથ મૂકે ને જેમ પંગુ ચાલતો થઇ જાય—તેમ ગંગામૈયામાં, શરીરના અસહ્ય તાપથી ડૂબવા આવેલો ગળત કોઢિયો, ભક્તરાજ કબીરના પુત્ર કમાલનો હાથ અડતાં, તો જાણે નખમાં પણ રોગ ન હોય તેવો રાતોરાણ બની ગયો !

નગરી વારાણુસીની શેરીએ શેરીએ ને ગંગા મૈયાને ઘાટે ઘાટે આજે આ અદ્ભુત પ્રસંગની કથા સાંભળીને માણસોને હર્ષરોમાંચ થાય ને !

ભગવાનનો કેવો પ્રતાપ !

માત્ર એક જ માણસના દિલમાં આ વાત સાંભળતાં, જાણે ઊંડું ઊંડું દુઃખ થઈ આવ્યું લાગે છે.

એની શાળના તાણાવાણા અટવાઈજાય છે. એના હાથને મહેનત પડે છે. એની આંખ ફાંફાં મારે છે. કોઈ દિવસ નહિ ને આજે એની 'ઝીણી ઝીણી ચદરિયાં' વણતી વણાટમાં ભૂલ પડી જાય છે !

ભક્તરાજ કબીરને રામનામનો આ પ્રતાપ ગમતો નથી કે શું ? ભક્તરાજને, ભગવાનના મહિમાનું લોકકંઠી ગાન—એમાં કાંઇ ઊણપ દેખાય છે કે શું ?

ભગવાનના આવા મહિમાપ્રસંગે એના ભક્તના દિલમાં આવો વિષાદ કયાંથી ?

ભક્તના હૃદયમાં આ વેદના શાની ? શા માટે ?

ભક્તરાજ કમાલને કહી રહ્યા છે: "જેણે રામનામને એક વખત પણ વટાવી ખાધું, કમાલ ! એને માટે પછી કોઈ જ દવા કામ કરતી નથી ! એ શું સર્વજ્ઞ નથી કે તમારા જ્ઞાનનો એને ટેકો મળે ત્યારે જ એ વાત જાણે ?

ભગવાનના નામને જે વાપરે છે, કોઇ પણ કામને માટે, એને જે મહિમા મળે છે, એ મહિમા એને પછી મારે છે ! ભગવાનનું નામ વટાવવા માટે છે જ નહિ. એ તો કેવળ લેવા માટે જ છે !

[૮]

ભગવાનનો દરબારગઢ બંધ થઈ ગયો. દ્વાર ભિડાઈ ગયાં. પડદા પડી ગયા. દર્શન બંધ થઈ ગયાં. સેંકડો ને હજારો ભાવિક ભક્તજનો પાછા ફર્યા. પણ એમાં વિરહ કોઈને ન હતો. વ્યથા કોઈકને હતી. દુઃખ થોડાકને હતું. પણ રોષ સૌને હતો.

પૂજારીએ દર્શન વહેલાં બંધ કર્યાં એનો રોષ સૌના દિલમાં પ્રગટયો હતો.

પણ પૂજારીએ—દૂર ઊભેલા એક ચાંડાલને જોયો હતો.

એના દૃષ્ટિદોષથી પોતાના ભગવાનને બચાવી લેવા એ દોડયો. એણે ઝડપથી પડદા



'હવે મારું સાંભળો !'

'તમારા કરતાં બે પાંચ ઉનાળા મેં વધુ જોયા છે. હું ફિરંગીને ઓળખું છું. એ મને મરતાં સુધી છોડે તેમ નથી. એનું પણ કાંઇ નહિ. પરંતુ મારામાં બે પગલાં પણ જવાની ત્રેવડ હશે ત્યાં સુધી હું એ ટુકડખાઉને શરણે નહિ જાઉં !'

'ખાતરી આપે પછી શું વાંધો? ફીરંગી ગમે તેવો હોય, એણે એનો બોલ ઉથાપ્યો નથી. અમીરખાનને જાગીર ન દીધી ?'

એનો સવાલ જુદો હતો. મારો સવાલ જુદો છે. મારું હાલત તો આજે મરાઠાઓના ડુંગરોમાં હું લટકતો હોત. એ જ મારી નેમ હતી. છેલ્લું શરણું ત્યાં લેવાની. ભવાનીની છાયામાં મારો વાળ વાંકો થાત નહિ. પણ નર્મદા ઓળંગતાં ઓળંગતાં તો ફિરંગીનાં ઘોડાં આવી ચડ્યા અને મારે પાછું ફરવું પડયું. આજ હવે કોણ બાકી રહ્યું છે? એક પછી એક સૌ છોડીને ચાલી નીકળ્યા છે. વસીમહમ્મદે ઝેર લીધું. કરીમખાંએ જાગીર લીધી. નામદારખાંએ નોકરી લીધી. અમીરખાન સ્થિર થઈ ગયો. હવે કોણ છે?'

'એટલે જ આપણે ફિરંગીને હવે તાબે થઇ જાવું !'

'હવે? રહી રહીને?' ચિતુ બોલ્યોઃ 'મને હવે જરજાગીરનો મોહ નથી. કેદનો ભય નથી. મરણની બીક નથી. મને તો દોસ્તો! મારા દિલમાં રાત ને દી, સૂતાં ને બેસતાં, જાગતાં ને ચાલતાં. એક વાત આંહીં ખટકી રહી છે! આંહીં મારા દિલમાં !'

એક ઘડીભર એ શાંત થઈ ગયો. પછી એણે ધીમેથી કહ્યું: 'મને આ ધરતીમાં ને આંહીં જ મરવાની તમન્ના છે. હું ગમે તેવો પણ આ ધરતીનો છું. ફિરંગી મને કાળે-પાણીએ મોકલે ને હિન્દુસ્તાનની બહાર હું મરું એના કરતાં તો આંહીં–આ ભૂમિમાં કમોતે મરૂં એ એક હજાર દરજ્જે સારું. મારે તો મારાં મૂઠી હાડકાં, આ મારી માને ખોળે ધરવાં છે. હું ગમે તેવો હતો પણ મને દીકરો તો આ ધરતી જ કહેશે નાં? હું કાંઈ એનો દીકરો મટું? મારે તો આંહીં મરવું છે. ફિરંગીને શરણે જઈ ને હિંદુસ્તાનની બહાર મરવું નથી!'

અને લૂંટારાની મોંમાં પણ આ વાણી સાંભળીને મા ભારતમૈયા કયે મોંએ કહેવાની કે એ મારો દીકરો નથી!

જે જંગલ એને ભરખી જવાનાં હતાં એ પણ એની આ વાણી સાંભળીને ડોલી ઊઠયાં.

ત્યારે તો આ લૂંટારાના ચિત્તમાં પણ મા લોમકા વસી રહી છે! મૂઠી હાડકાં માને ખોળે જ મૂકવાનો એને પણ અભિલાષ છે.

વાહ! મા! વાહ! તારો પ્રેમ તો વિશ્વ-વ્યાપી છે!

[ ૧૧ ]

સ્વામી હરિદાસની પાસે એનો એક શિષ્ય આવ્યો.

હરિદાસજી તો સાધુની એ અવસ્થામાં હતા કે જ્યારે દુનિયામાં પોતે ઓતપ્રોત બની ગયા હોય, દુનિયા એનામાં ઓતપ્રોત બની ગઈ હોય. બહારની કોઈ વસ્તુ જ્યાં રહે નહિ. અને એમનાથી જુદું કાંઈ હોય નહિ. પણ શિષ્યની પાસે તો એક અસુલભ ચીજ હતી. ચાર ચાર જોજનની તમામ સુગંધ જાણે





ચોખા ચડતા નથી. આપણા પાછળના તળાવડામાંથી પાણી લાવવાનું જરાક એને કહે !' પત્ની વાત પામી ગઇ. આ તો કોઇક રાજરમત છે ! 'ભાઇ ! જરાક ત્યાંથી પાણી લાવી આપશો? પાછળ વરંડાની ભીંત પાસે તળાવડું છે. આ અમારું પાણી જરાક ચોડવવામાં મોળું છે!' તેણે સોદાગરને કહ્યું.

સોદાગર લોટો લઇને પાછળ ગયો.

પાછળ તળાવડામાં પાણી હતું. પણ તળાવડા પાસે જ મરેલો કૂતરો પડયો હતો!

તેણે પોતાના નાકે લૂગડું ધર્યું. ને તળાવડામાંથી પાણી લેવા આગળ ગયો. પણ એના લોટામાં પાણીને બદલે જમીન સાથે અથડાવાનો અવાજ થયો !

પોતે મૂર્ખ તો બન્યો હતો, પણ કોઈ જોતું તો નથી એ જોવા એને ઝડપથી ડોક પાછી ફેરવી.

ઘરધણિયાણી ત્યાં ઊભી ઊભી હસતી હતી: 'મગધના મંત્રીરાજ ! તમારા રાજાને કહેજો હજી ગાંધાર જાગતું છે ! તમારા શાલભાત અમારા પાણીએ ચડે તેવા નથી ! હાથીદાંત તો લંકાનો છે કે આસામનો મંત્રીરાજ ?

મધ્યદેશમાંથી, ગાંધારની જાગૃતિ જોવા આવેલો મગધનો મંત્રી, બીજે દિવસે સવારે ઘેર જવા રવાના થઇ ગયો !

હજી આંહીં સૌ જાગતા હતા.

[ ૧૦ ]

**અને** ભયંકર જંગલેજંગલ પણ જાણે એ સાંભળી ને એક ક્ષણભર તો ઊર્મિભારે સ્મિતભર્યાં થઈ ગયાં.

જેણે જીવનભર કોઈ દી દયા નામ જાણ્યું ન હતું, લૂંટવું મારવું ને ખૂન કરવું, એ જેના નિત્યસંગાથી મિત્રો હતા, હાથતાળી દઈને નાસી જવાનો, દેશના આ પારથી પેલે પાર સુધી ધમાચકરડી કર્યા કરવાનો જ જેનો પિંઢારી માર્ગ હતો–સ્થિરતા જેણે જોઇ ન હતી, ઘર જેણે અનુભવ્યું ન હતું, એવા ચિતુના મોંમાં આ શબ્દો સાંભળ્યા અને એના સાથીઓ તો ઠીક; એ તો આશ્ચર્યચકિત થઈ જાય, પણ જંગલના ઝાડઝાડ, એની આજે જાણે નવી ઓળખાણ પામતાં હોય તેમ આશ્ચર્યથી ડોલી ઊઠયાં!

ચિતુ પિંઢારો ! એના નામે તો કેટકેટલી ખૂના મરકી એમણે જોઈ હતી ? એના મોંમાં આ શબ્દો ! ત્યારે તો મા! જનની ! તું જ ધરતી માતા ! તું જ સર્વથી મહાન છે. સાથીઓ એક પછી એક ચિતુને તજી રહ્યા હતા, જ્યારે લાગ્યું કે માલ્કમ તો પાછળ પડેલો પંજો હવે તો વહેલે મોડે, કોઈક દિવસ અચાનક જ આપણા નાયકને ઝડપી લેશે. ત્યારે સૌએ ભેગા થઈને કહ્યું: 'હવે સંતાવાનાં ઠેકાણાં રહ્યાં નથી. હવે ભાગવાની કોઇની તાકાત નથી. હવે અન્નપાણી મળતાં નથી. હવે આપણે ફિરંગીને શરણે ચાલ્યા જઈએ. બીજું કાંઈ નહિ જિંદગી તો બચાશે !'

'જિંદગી બચાવવાની શરતે જ શરણું લેવું !'

'અને વચમાં કોઈ અડીખમ આદમી રાખવો !'

'આપણી સામે ઘણી ઘણી વાતો હશે તો ભલે ગામગરાસ ન આપતો, રોટલો ખાવા દે તો ઘણું !'

'તમે સૌ કઈ રહ્યા ?' ચિતુ બોલ્યો:



આકાશ ગાજી ઊઠયું. રાજા આગળ વધ્યો. શ્રેષ્ઠીઓ, મંત્રીઓ, સેનાપતિઓ, ઉત્તમ નાગરિકો અને સામાન્ય પ્રજાજનોની કતારની કતાર ચાલતી રહી!

ભગવાન તથાગત ત્યાં રાજગૃહની બહાર એક રાજમાર્ગ ઉપર બેસીને દાનેશમંદોની આવતી જનતાને નિહાળી રહ્યા હતા.

દીનને માટે, હીનને માટે, અપંગ અને નિરાધારને માટે, અનાથ અને બંધુહીનને માટે, ભગવાન તથાગત પોતે, ત્યાં બેઠા હતા. શાંત એમની મુખમુદ્રા હતી. મૌન રહીને એ દાન સ્વીકારી રહ્યા હતા.

રાજા બિંબિસારે બહુમૂલ્ય રત્નો આપ્યાં. ભગવાને એક હાથ લાંબો કરી એ સ્વીકાર્યાં. દીનને માટે, હીનને માટે અપંગ અને નિરાધારને માટે.

પછી યુવરાજ અજાતશત્રુ આવ્યો. મંત્રીઓ આવ્યા. નગરશ્રેષ્ઠીઓ આવ્યા. ભગવાને એક હાથ લાંબો કરીને એમાં સૌનાં દાન સ્વીકારતા ગયા. દીનને માટે, હીનને માટે, અપંગ અને અનાથને માટે

મેદની ઓછી થાય છે અને છેક છેવાડે એક વૃદ્ધા આવીને ઊભી છે; ભગવાનને દાન દેવા.

નથી એની પાસે વસ્ત્ર. નથી અલંકાર. નથી મૂલ્યવાન કોઈ ભેટ. એના શરીર ઉપર કપડાનું ઠેકાણું નથી. માત્ર એના હાથમાં ભેટ કહી શકાય તો ભેટ–એ ધરવા માટે એક અરધું ખાધેલું દાડમ રહ્યું છે!

એણે રસ્તે ભિખ્ખુના શબ્દમાં સાંભળ્યું કે આજ તો ભગવાન પોતે દાન સ્વીકારે છે અને એ પોતાની પાસેની સઘળી દોલત–અરધું ખાધેલું દાડમ લઈને દોડતી આવી હતી!

અને એ લઈને એ આગળ આવી. 'મારા પ્રભુ! મારા ભગવાન! મારી રંકની પાસે આ છે!'

ભગવાન તથાગતે એક હાથ નહિ, ખોબો વાળીને બે હાથ દાન લેવા માટે આગળ ધર્યાઃ 'માજી! આમાં એ મૂકો!'

અને લાખો અને કરોડોનાં રત્નો એ અરધા દાડમની પાસે ઝાંખાં પડીને નિસ્તેજ જેવાં બની રહ્યાં!

મેદનીમાંથી એકકંઠી મહાઘોષ ઊઠયોઃ 'ભગવાન તથાગતનો વિજય હો! શ્રેષ્ઠદાનનો વિજય હો!

[ ૧૩ ]

વિક્રમપુરા વિશ્વવિદ્યાલયના આંગણે આજે એક મહામનોમંથન આવી રહેલું દેખાય છે!

કોઈ વિદ્યાવિવાદનો એ કૂટ પ્રશ્ન નથી કે શાસ્ત્રાર્થની ચર્ચા નથી.

કોઈ પરદેશી પંડિતની આગતાસ્વાગતાનો સવાલ નથી કે કોઈ રાજરાજેન્દ્રના આગમનની પ્રતીક્ષા નથી.

પણ તમામેતમામ ભિખ્ખુઓ આચાર્ય શ્રી દીપંકરની મુખમુદ્રા નિહાળે છે અને વિચારમાં પડી જાય છે.

સૌ જુએ છે કે આચાર્યના દિલમાં એક મહામનોમંથન જાગ્યું છે.

અને એ મનોમંથનનો તાગ ન જડતાં આખી વિક્રમપુરા વિશ્વવિદ્યાલયની ભિખ્ખુ જનતા શોચ કરે છેઃ 'આ મનોમંથન શાનું હશે? આચાર્ય દીપંકર જેવાને મગ્ન રાખે





પ્રવાહીરૂપ કરીને સંઘરી લીધી હોય એવી એક અદ્ભુત અત્તરની શીશી એની પાસે હતી. એટલી નાનકડી ચીજમાં તો બે પાંચ હજારનું મૂલ્યાંકન ભર્યું હતું.

એણે તો ભારે ઉત્સાહથી મહારાજને ચરણે એ મોંઘો પરિમલ ભેટ કર્યો.

એક જરાક જ, એ પરિમલને પવનનો સ્પર્શ મળે અને સુગંધની તો સરિતા છલકાઇ જાય.

એવી અજબ મોહિની એમાં હતી.

એણે તો મહારાજને એ ચરણે ધરી, અત્તરની વાત કરી, અને એનાં મોંઘાં મૂલ્યાંકનની પ્રશસ્તિ કરી.

હરિદાસજીએ તો એ હાથમાં લીધી. જરાક દાટો ઢીલો થયો—અને જાણે કે હવામાં સુગંધની પરીઓ નૃત્ય કરવા લાગી.

અને બીજી જ ક્ષણે 'આ તો ખરેખર અદ્ભુત છે!' એમ બોલીને રેતીમાં અત્તરની શીશી ઢોળી દીધી.

ભક્તજન તો દિંગ્મૂઢ બની ગયો. 'અરે પ્રભુ! પ્રભુ!' પણ હરિદાસજી તો આકાશમાં મીટ માંડી રહ્યા હતા.

ખિન્ન થયેલો શિષ્ય ત્યાર પછી બાંકે બિહારીની મૂર્તિનાં દર્શન કરવા ગયો.

જ્યાં જુએ છે ત્યાં બિહારીની મૂર્તિ ઉપર એ જ અત્તર જાણે ઢળી પડ્યું છે. એવી જ ભભક ત્યાં ફેલાઇ ગઈ છે. જાણે કે હરિદાસજીએ આંહીં આવીને એમને ચરણે ધર્યું હોય!

[ ૧૨ ]

'રાજગૃહના નગરજનો! આજ તમારે ત્યાં એક બડભાગી ઉત્સવ આવી રહ્યો છે. સાંભળો છો કે? આજ તો તમારે આંગણે ભગવાન તથાગત પોતે દાનગ્રહણ કરવા બેસવાના છે. નગરજનો! સાંભળો છો કે? આજ તમારે આંગણે એક બડભાગી મહોત્સવ આવી રહ્યો છે! જાગ્રત બનો, નાગરિકો જાગ્રત બનો!'

પ્રભાતના સુનેરી રૂપેરી વાદળમાં પડઘા પાડતો બૌદ્ધભિખ્ખુ, ભગવાન તથાગતને નામે ઘોષણા કરતો ચાલી નીકળ્યો. અને રાજગૃહની શેરીએ શેરીમાં મોટો ગુંજારવ થઇ રહ્યો.

એવો કોણ અભાગી હોય જે ભગવાન તથાગતને સત્કારવા તૈયાર ન હોય? ઘેર ઘેરથી મોંઘા મૂલી ચીજો નીકળવા માંડી. સુવર્ણનાં પુષ્પો નીકળ્યાં. મોતીની માળાઓ નીકળી. અમૂલ્ય વસ્ત્રો ચળકી ઊઠયાં. કામરૂપ દેશનો હાથીદાંત નીકળ્યો. હીરા માણેક ને રત્નો બહાર આવ્યાં. પગપાળા, ઘોડા ઉપર, રથ ઉપર, ચાલતા, પાલખીમાં, સુખાસનમાં, હાથી ઉપર, જેને જેમ ઠીક ફાવ્યું તેમ માનવની જાણે કે એક મહાકેડી નગર બહાર નીકળી પડી.

ઠેર ઠેર રંગબેરંગી આભુષણો દેખાવા માંડયા. 'ભગવાનના સાન્નિધ્યમાં પહોંચી જવા માટે સૌ અધીરા બનીને આગળ જવા માગતા હતા.

એટલામાં રાજા બિંબીસાર પોતે આવ્યો. હાથી ઉપર એની છડી સવારી હતી. સોનાનું એને માથે છત્ર હતું. ચમર ઢળતાં હતાં. વાજિંત્ર વાગતાં હતાં. એના હાથી હોદ્દામાંથી મોતીઓની માળા લટકતી હતી. ભગવાન તથાગતને ચરણે ધરવા માટે એણે લીધેલ સમૃદ્ધિ રત્નાકરને શરમાવે તેવી હતી!

'શ્રેષ્ઠદાન! શ્રેષ્ઠદાન!'ના લોકધ્વનિથી

# ગામડું દરિયો બન્યું છે !

ગ્રામવાસી

કોઈ દર્દીને ડૉક્ટરની 'ટ્રીટમેન્ટ' ચાલુ હોય છતાં દર્દ તો વધતું જ જાય, એવી દશા આજે ગામડાંની છે. પૂ. મહાત્માજી કૉંગ્રેસમાં આવ્યા ત્યારથી કૉંગ્રેસની નજર ગામડાં તરફ દોરાઈ છે, એમ કહીએ તો ચાલે. પરંતુ એટલા લાંબા ગાળાને ધ્યાનમાં ન લેતાં છેલ્લાં ૨૫ વર્ષથી તો ગામડાના ઉદ્ધારની ચર્ચા દરેક રચનાત્મક કાર્યના પ્રસંગે થાય છે. એ માટે જુદા જુદા કાર્યક્રમ પણ ઘડાયા છે. છતાં આજે ગામડાંની સ્થિતિના સાચા માહિતગારને ખબર છે જ કે ગામડું પહેલાં કરતાં વધારે કરુણ બન્યું છે.

જૂના કાળની સંઘશક્તિ ગામડામાંથી નષ્ટ થયાનાં ચિહ્નો ચોમેર નજરે પડે છે. ચૂનાના પ્લાસ્ટરવાળી ખડકીઓ આજે જીર્ણ થઈ ગઈ છે, ખખડી ગઈ છે અને કોઇ કોઇ જમીનદોસ્ત થઇ ગઇ છે, છતાં એ જૂની વારસામાં મળેલી મિલકતને સમારવા જેટલી સંઘશક્તિ ગામડે બતાવી નથી, ચકલાંને ચણવા બાંધેલી ચબૂતરીનો માળો વર્ષોથી વરસાદથી પલળી કહોવાઈ જઈ તૂટી પડ્યો છે તેને સ્થળે નવો માળો બંધાયો નથી. મંદિર અને મહાદેવની પણ એ સ્થિતિ છે.

આનો જવાબ ઉડાવવો હોય તો કોઈ આ રીતે ઉડાવી શકે—એનો અર્થ સંઘશક્તિ દૂર થઇ છે એમ જ શાથી મનાય ?

જૂની વસ્તુઓમાંથી લોકોની શ્રદ્ધા ઊડી ગઈ હોય અને તેથી આ સ્થિતિ કેમ ન ઊભી થઈ હોય ? બરાબર છે. એમ પણ બને, પરંતુ આખા ગામને પાણી ભરવાના કૂવાનું ભડું જીર્ણ થઈ ગયું છે, ઘણી ગરગડિયો ચોરાઈ ગઈ છે, જે છે તે લોઢાની સળી ઘસાઈ જવાથી એટલી ઝૂકી જાય છે કે પાણી ખેંચનારને બીક લાગે છે. ચોમાસમાં તળાવની પાળ ખોદાઈ ગઈ હોય છે, અને તે રસ્તે થઇને જતાં આવતાં ગાડાં સ્હેજ ચૂકે તો ઊંધાં પડે એવી સ્થિતિ બની હોય છે. છતાં આ વસ્તુઓનું સમારકામ ન થાય એનો અર્થ તો એવો કોઇ નહિ કરે ને કે એમાં પણ શ્રદ્ધા નથી ? જૂની શ્રદ્ધા ન રહી હોય તો કોઈ નવી શ્રદ્ધા પણ ઊભી તો થયેલી હોય કે નહિ ? એને સૂચવતી કોઈ લાયબ્રેરી, શાળાનું મકાન, રમવાનું ક્રિડાંગણ કે વિદ્યાર્થીઓને મદદ કરવાની સંસ્થા અસ્તિત્વમાં આવેલી દેખાતી નથી. એટલે અંગ્રેજી કેળવણી નહોતી ત્યારે, અને સમાજ સાવ અભણ હતો તે દિવસે જે સંઘશક્તિ, સમાજના સાર્વજનિક કામ પ્રત્યેની લાગણી હતી એ આજે નથી, તે કબૂલ કરવું રહ્યું.

સાર્વજનિક કામની જે કરુણ સ્થિતિ છે, તેવી જ સમાજના સમૂહજીવનની કરુણતા છે. જૂની રૂઢિઓ ગઈ નથી, અને ઉપરથી એમાં જે એક બીજા પ્રત્યે સ્નેહભાવના હતી તે નષ્ટ થઇ છે. સંપ જેવી કોઇ ચીજ દેખાતી નથી. ઘરઘરના ભાગલા પડી ગયા છે. મુરબ્બીઓની સલાહ કે આજ્ઞા માનવાની શિસ્ત નષ્ટ પામી છે, અને સાથે તેથી આવી પડતી જવાબદારી ઉપાડવાની પણ એટલી જ અશિકત નજરે પડે છે. પરિણામ એ આવ્યું કે ગામડું રઝળી ગયું છે. અને દરેક ગામ એક જ ફરિયાદ કરે છે કે—અમારું ગામ પહેલાં કરતાં સાવ બગડી ગયું છે. અમારા ગામના જેવું અંધેર બીજાં ગામમાં સાવ તો નહિ જ હોય !

આ જાતની ફરિયાદ એક ગામની નથી. ગામેગામથી આ જ જાતના એક જ દર્દની બૂમ સંભળાય છે. ત્યારે પ્રશ્ન થાય છે કે ગ્રામોદ્ધારની ૨૫ વર્ષની માવજત (ટ્રીટમેન્ટ) ચાલ્યા કરે છે છતાં ગામડું પહેલાં કરતાં વધારે બગડ્યું શાથી ? જવાબ એવો કોઈ આપશે કે કૉંગ્રેસનો રચનાત્મક કાર્યક્રમ ક્યારે કોઇએ પૂરેપૂરો અપનાવ્યો છે ? ટ્રીટમેન્ટ ડૉક્ટરે ગમે તેટલો વખત ચાલુ રાખી હોય પરંતુ દર્દીએ દવા ક્યારે પીધી ? દવા પીધા વગર નરી ટ્રીટમેન્ટથી તે કંઇ દર્દ મટતું હશે ?

બરાબર છે. પરંતુ તે અગાઉ ડૉક્ટરની ટ્રીટમેન્ટ પણ ન હતી, પછી દવા તો હોય જ શાની ? છતાં ગામડું આજે છે તેટલું કુસંપનું ઘરવાળું ન હતું. તો





એવો આ કયો પ્રશ્ન હશે? કોઈ અમંગલ ભાવિની તો એ આગાહી નહિ હોય?'

આચાર્યને તેડવા માટે તિબેટથી એક મંડળી આવી હતી. દોઢ દોઢ વર્ષ થયાં એ આચાર્યને તિબેટ લઈ જવા માટે જ રોકાણી હતી. હવે સમય આવ્યો હતો જ્યારે તિબેટ જવું કે ન જવું એનો નિશ્ચયાત્મક પ્રત્યુત્તર આપવાનો હતો.

આચાર્ય દીપંકરે વારંવાર ઈષ્ટદેવને પ્રાર્થના કરી: 'ભગવાન્! આટલો એક પ્રકાશ આપો મારા જવાથી બૌદ્ધધર્મની સેવા થાશે કે નહિ જવાથી?'

અને ત્રીજે દિવસે પ્રત્યુત્તર મળ્યો: 'બાણું વર્ષનું જીવન જીવવું હોય તો આ વિક્રમશીલા વિશ્વવિદ્યાલય છે. બોંતેર વર્ષનું જીવન જીવવું હોય તો તિબેટ છે. તમને ગમે તે પંથ લ્યો: આચાર્ય! પંથની સેવા બન્ને જગ્યાએ છે!'

તે દિવસે આચાર્યની મુદ્રા જોઈને ભિખ્ખુઓ આનંદી ઊઠયા. એમાં પ્રસન્નતા હતી. કોઈ રહસ્યપ્રાપ્તિની ઊંડી તૃપ્તિ હતી.

અને તરત આચાર્યે પોતાના સાન્નિધ્યમાં પેલા બન્ને તિબેટવાસી સાધુઓને બોલાવ્યા. આચાર્ય દીપંકરે તિબેટ જવાનો નિશ્ચય કરી લીધો હતો. લાંબુ જીવન નહિ– થોડું જીવન અને એટલી જ સેવા એ એમનો પંથનિર્માણ હતો!



## શીઘ્રલેખનના ઉસ્તાદો

કલકત્તાના 'ઑલ ઇન્ડીઆ ઇન્સ્ટિટયૂટ ઑફ સ્ટેનોગ્રાફર્સ' (શીઘ્રલહિયાઓનું મંડળ) તરફથી ચાલેલી ટાઇપરાઇટિંગની હરિફાઇમાં મિનિટના સરેરાશ ૮૬૬ શબ્દો ટાઈપ કરી શકનાર મદ્રાસના શ્રી રામન ૧૯૩૬ના વર્ષનું પહેલું ઇનામ જીતી ગયા છે. બીજે નંબરે આવનારા મુંબઈના શ્રી શ્રીનિવાસ પાઇની ઝડપ મિનિટના ૭૭ શબ્દોની હતી.

સંભવ નથી, એમાં ઘટાડો થતો જાય છે, જ્યારે એટલા પ્રમાણમાં ક્ષારના ગુણધર્મવાળા માનસનો ઘટાડો થતો નથી. એટલે એકનું પ્રમાણ વધતું જાય છે, તેટલું બીજાનું પ્રમાણ ઘટતું જાય છે, અને તેથી બધી પ્રજા ક્ષાર જેવી છે એમ આક્ષેપ ન કરી શકાય છતાં સરવાળે ક્ષારનું પ્રમાણ વધ્યું છે, એનો ઇન્કાર થઈ શકે તેમ નથી. મારા મગજમાં ગામડા વિષે આ એક ચિત્ર ખડું થાય છે.

બીજું ચિત્ર, કોઈ તંદુરસ્ત માણુસના શરીર ઉપર જખમ પડ્યો હોય અને તે જખમમાંથી સતત્ લોહી વહ્યા કરે, અને તેથી એની શક્તિ ક્ષીણ થતી જાય. સામી બાજુથી ડૉક્ટર એ ઝખમમાંથી વહેતા લોહીને અટકાવવાનું પ્રથમ પગલું લીધા વગર, એને અશક્તિ આવી ગઇ છે તે માટે શક્તિની જુદી જુદી દવા આપ્યા કરે છે, દર્દીને છતાં શક્તિ આવતી નથી, એનામાં અશક્તિ વધતી જાય છે! આ ચિત્રમાં થોડી અવાસ્તવિકતા છે. ડૉક્ટર સાવ આવી ભૂલ ન કરે. અને દર્દી પોતે પણ એની બૂમ પાડે કે નહિ?

પરંતુ એ ચિત્ર મારા ગામડા સાથે સરખાવું છું ત્યારે એમાં એવી અવાસ્તવિકતા લાગતી નથી. ગામડાને જખમ થયો છે. એમાંથી તંદુરસ્ત લોહી સતત સાચે જ વહી જાય છે. એથી જ એનામાં આજે અશક્તિ વધેલી દેખાય છે. પરંતુ ગામડાને પોતાને પણ ભાગ્યે એ જખમનો ખ્યાલ આવ્યો હશે. અને આવે તો ય એ વહેતું લોહી રોકવાની એના ડૉક્ટર પાસે શક્તિ નથી. ડૉક્ટરે—રચનાત્મક કાર્યક્રમમાં—એ અંગે પ્રયત્ન કર્યો દેખાયો નથી.

આમ ગામડું દિવસે દિવસે બગડતું જાય છે એ સત્ય હકીકત પાછળ એક જ કારણ છે, અને તે એનું માનવધન શહેરોમાં નિકાસ થઈ રહ્યું છે. એ જ્યાં સુધી બંધ ન થાય ત્યાં સુધી ગામડાંનો ઉદ્ધાર શક્ય નથી. ગામડાનો રોગ મટવાનો નથી. એ રોગ દિવસે દિવસે વધવાનો છે.

મારા આ શબ્દો વાંચી કોઈ વાચક તરત એની વાચનઓરડીમાં મને ન સંભળાય તો ભલે, કોઈ બીજો સાંભળનાર ન હોય તેમ પણ બને, છતાં બોલી ઊઠશે કે–ભટ્ટ ભણે છે કે ટીપણું ફાડે છે? નામ તો મોટું સુધરેલું—ગ્રામવાસી—રાખ્યું છે, પણ જાતનો તો સાવ બુધ્ધુ—ગામડિયો—જ છે! કૉંગ્રેસનો કાર્યક્રમ કોઈ દિવસ વાંચ્યો ય લાગતો નથી! દરેક વખતે કૉંગ્રેસ રચનાત્મક કાર્યક્રમ પર ભાર મૂક્યા વગર રહેતી નથી Back to nature ના સૂત્રની જેમ Back to villages, એ સૂત્ર તો કૉંગ્રેસે અપનાવી લીધું છે. દરેક વખતે સાત લાખ ગામડાંનો ઉદ્ધાર શી રીતે થાય એ જ દરેક કાર્યકરના મોંમાં બોલ હોય છે. ગ્રામસેવકો પકવવા માટે તો મહાદેવ દેસાઈ સ્મારકમાંથી ગૂજરાત વિદ્યાપીઠે તાજેતરમાં જ વિદ્યાલય ખોલ્યું. ગામડે પાછા ગયા વગર દેશનો ઉદ્ધાર નથી તેમ તો કોણ નથી જાણતું?

સાચી વાત ભાઈ. 'ગામડે જાવ' એમ બધા બોલે છે, એમાં કોઈ ના નહિ પાડી શકે. પરંતુ એ બોલ મનમાં વાગોળું છું ત્યારે મને બે ખેડુતોનો સંવાદ યાદ આવે છે.

રવા પટેલ કહે: 'ભગવાન પટેલ, તમારી ખેતી સારી થાય છે અને મારી ખેતી કથળે છે કેમ?'

ભગવાન પટેલ મૂછમાં હસીને રવા પટેલ સામે તાકી રહ્યા.

રવા પટેલ: 'હસવાની વાત નથી. વરસોવરસ હું જોઉં છું કે તમારી ખેતી સારી થતી જાય છે, મારી કથળતી જાય છે.'

ભગવાન પટેલ: 'એની કૂંચી બહુ સહેલી છે. પણ એનો અમલ કરવો સહેલો નથી.'

રવા પટેલ: 'પણ કહો તો ખરા.'

ભગવાન પટેલ: 'તમે સાથીઓને ખેતરમાં મોકલતી વખતે કહો છો—જાવ. હું સૌ પહેલાં તૈયાર થઇ એમને કહું છું—ચાલો!'

બે પડોસીઓની સારી–નરસી ખેતીના ભેદનું મૂળ આ બે શબ્દોમાં હતું—'જાવ' અને 'ચાલો'!





પછી કોંગ્રેસના ગ્રામોદ્ધારના કાર્યક્રમને ભલે પૂરો દેશે ન અપનાવ્યો હોય છતાં આછા આછા, સ્હેજ સ્હેજ પ્રયત્નો ય નથી થયા એમ કેમ કહેવાય? એટલે એથી આપણે લાભની આશા ન રાખીએ પણ બગાડ ન થાય તેટલું તો જરૂર ઇચ્છીએ. વળી ગામડું આજે પહેલાં જેટલું અજ્ઞાન નથી. એને પોતાને પણ પોતાની સ્થિતિનું ભાન છે—એ સજાગ છે. બાકી અમારું ગામ સાવ બગડી ગયું છે, એ ફરિયાદ જ એના મોંમાંથી ન ઊઠત. એટલે છેલ્લાં ૨૫ વર્ષમાં ગામડું ભલે સુધર્યું ન હોય તો પણ, એથી વિશેષ બગડવું તો નહોતું જ જોઈતું.

છતાં સત્ય એ છે કે, ગામડું સાચે જ પહેલાં કરતાં બધી રીતે જીર્ણ થયું છે.

એ સત્ય મારી નજર સમક્ષ રાખી હું જ્યારે વિચાર કરું છું. ત્યારે મારી નજર સન્મુખ બે ચિત્રો ખડાં થાય છે.

સાગર જોવાનો મને મળે છે ત્યારે મારું અંતર હસી ઊઠે છે. એને કિનારે બેસી ક્ષિતિજ સુધી પથરાયેલાં એનાં જળ નીરખતાં મારી આંખો ધરાતી નથી. એનાં મોજાં કિનારાના પથ્થર સામે માથું અફાળતા હોય છે, એ જોઇને મને મારું શૈશવ યાદ આવે છે. કોઇ વસ્તુ માટે કજિયો કરતો, અને તે મેળવવા બાને બરડે હાથથી બાચકા ભરતો અને રીસમાં માથું અફાળતો, હું ખડો થાઉં છું. થાય છે કે દરિયો પણ એમ ધરતી મા સાથે કજિયો તો નહિ કરતો હોય!

આમ દરિયા પ્રત્યે મને જેટલું મમત્વ છે તેથી વિશેષ ગામડા પ્રત્યે છે. ગામડું એ તો મારો પ્રાણ છે. અને મારા એકલાનો શું કામ, ગામડાં પ્રત્યે જેને પ્રેમ નહિ હોય તેનો ય પ્રાણ તો ગામડું જ છે! છતાં બંને, દરિયો અને ગામડું વર્ષોવર્ષે અધિક ખારાં થતાં જાય છે. દરિયામાં ખારાશ વધવાનું જે કારણ છે, તે જ કારણ ગામડાની ખારાશ વધવાનું છે. દર સાલ વરસાદ થતાં પાણી સાથે ક્ષાર દરિયામાં ખેંચાઈ આવે છે. એમ ક્ષાર દરિયામાં દર વર્ષ વધતો જાય છે, અને ચોખ્ખું પાણી વરાળ થઇ ઊડી જાય છે.

ગામડાની સ્થિતિ દરિયા જેવી પચ્ચાસ વર્ષ પહેલા ન હતી. પરંતુ તે પછી કેળવણીની નવી પદ્ધતિ આવતાં ગામડું પણ દરિયા જેવું બની ગયું. પચ્ચાસ વર્ષ પહેલાં કોઈ ગામડામાંથી બહાર ગયેલ નહિ દેખાય. અને મળશે તો પણ અલ્પ પ્રમાણ. પરંતુ છેલ્લા પચ્ચીસ વર્ષમાં એ પ્રમાણ પછાતમાં પછાત ગામડામાં પણ પ્રમાણમાં વધી ગયું છે. તેમાં જે લોકો અંગ્રેજી ભણેલા હતા તે જ બહાર ગયા એવું નથી બન્યું. ગામનો ભંગી ઝાડુ કાઢવા શહેરમાં ગયો, ગામનો ઢેડ મિલમાં એનો એ પોતાનો ધંધો કરવા ગયો. એ પ્રમાણે વાળંદ ગયો, ધોબી ગયો, ભોઈ ગયો અને બ્રાહ્મણ વાણિયા અને પાટીદારના ભણેલા છોકરાઓ પણ જુદા જુદા ધંધે-નોકરીએ બહાર ગયા. આમ આ જનારા ભણેલા હશે કે અભણ, પછાત જ્ઞાતિના હશે કે ઉજળિયાત જ્ઞાતિના, પણ એક વસ્તુ તો નક્કી જ છે કે, જેમનામાં કંઈ મીઠું હતું તે જ ગયા. અને મીઠા વગરના દેખાદેખીથી ગયા હશે તે ધક્કા ખાઇને પાછા પણ આવ્યા હશે.

આમ ગામડું, એના કિંમતી ધનમાં, માનવધનમાં ગરીબ બન્યું. દરિયામાંથી જેમ પાણી વરાળ લઈને ઊડી જાય છે તેમ ગામડામાંથી છેલ્લા ૨૫ વર્ષમાં કંઇક જવાહરવાળાં માનવ શહેરોમાં અને પરદેશમાં ઊડી ગયાં. અને તેથી જ આજે, ગામડામાં વધારે ખારાશ વધી છે.

કોઇ પૂછશે—ત્યારે શું આજે ગામડામાં જે લોકો છે તે ક્ષાર જેવા છે એમ? સાવ તો એમ નહિ કહેવાય. દરિયો દર વર્ષે વિશેષ ખારો બનતો જાય છે ત્યારે એનો અર્થ એમ તો નહિ જ કે એમાં જે પાણી છે તેના ગુણમાં ખારાશ વધતી હોય છે. પાણીમાં તો પહેલાં હતો એ જ ગુણ છે, પરંતુ ક્ષારનું પ્રમાણ વધે છે એથી એનો ગુણ બદલાય છે. એમ ગામડામાં ચોખ્ખા પાણીના ગુણ જેવા માણસો નથી એમ નહિ, પરંતુ એ પ્રમાણમાં નવીન ઉમેરો થવાનો




ગામડાનાં ખાલી વખાણ ભલે આપણે કરતા હોઈએ, પરંતુ આપણે મન, શહેરના લોક જેટલી ગામડાના લોકની કિંમત નથી, એ આજે સાબિત થઇ ગયું છે. આજના કંટ્રોલના જમાનામાં, અંગ્રેજ નોકરશાહીએ જે ભેદભાવ શહેર અને ગામડાં વચ્ચે વહેંચણી વખતે કર્યો હતો, તે જ ભેદભાવ કોંગ્રેસના રાજ્યમાં ચાલુ રહ્યો છે. ખાંડ, કાપડનો ભેદભાવ તો સૌને ઉઘાડો ખૂંચે એવો છે. અને છેલ્લે અનાજના ભાવ ખેડૂતને નથી પોષાતા એ દીવા જેવી વાત છે છતાં એમાં વધારો નથી કર્યો. અને કાપડમાં એવા ભાવ કર્યા કે શહેરને સસ્તુ પડે અને ગામડાને મોંઘું પડે. ઝીણા કાપડમાં—જે શહેરના લોકોને મળે છે—ઘટાડો કર્યો (૧૨॥ ટકા જેટલો), અને જાડા કાપડમાં ૨૦ ટકાનો વધારો કર્યો. કારણ એ કે, ઝીણા કાપડમાં વધારે કમાણી હોવાથી મિલો એ કાપડ વધારે કાઢે છે તે હવે નહિ કાઢે અને જાડાના ભાવ વધાર્યા એટલે એ કાઢવા સ્વાભાવિક લલચાશે. અને તેથી જાડું કાપડ ગામડાને વધારે મળી રહેશે ! ગરીબ ગામડાના માણસો ઉપર ૨૦ ટકાનો વધારો કર્યો એ કરતાં મિલોને સરકાર ફરજિયાત ઝીણા-જાડા કાપડનો અમુક કવોટા કાઢવો જ જોઈએ, એમ કરીને રસ્તો ન કાઢી શકત ? પણ મુખમાં (વાણીમાં) ગામડું અને કાર્યમાં શહેર, એવી આ ચાલ છે.

આ નીતિ જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી ગામડાં ભાંગીને શહેર વધ્યે જવાનાં છે. શહેર સંઘરતું હોય તેવો કોઈ ગ્રામજન ગામડામાં ન રહે તો એ દોષ એનો નથી, એનામાં ગામ પ્રત્યે લાગણી કે સેવાભાવ નથી, એવી ગાળ કે શંકા કોઇ કરશો નહિ. એને ત્યાં સુધી 'ગામડે જાવ' એવી ખાલી છેતરવાની વાતો કરી કોઈને ભોળવવાની નીતિ કોંગ્રેસ-એના રચનાત્મક કાર્યક્રમમાં ન રાખે, એ જ સત્યની નજીક છે.

કોઇનો ઉદ્ધાર બીજો કરી શકતો નથી. દરેકે પોતાનો ઉદ્ધાર પોતે જ કરવાનો હોય છે. એમ ગામડાં જો ઊભાં થશે, તો એની પોતાની શક્તિથી. એના પોતાના માનવધનથી. એ માનવધન શહેરમાં વહેતું ત્યારે જ અટકે કે એને શહેર જેવી ગામડે પણ વત્તાઓછા પ્રમાણમાં સગવડ હોય, તક હોય, અને શરીરની સાથે મનની ભૂખ સંતોષે તેવાં સાધનો હોય. બાકી શહેરમાં છેલ્લામાં છેલ્લી ઢબની સગવડો થતી જાય, અને ગામડા માટે એ સગવડોની નિંદા કરી 'જરૂર નથી' એમ સમજાવવામાં આવે, એ કેવળ ઉપહાસજનક છે.

કોઈ કહેશે—ગામડાંને શહેરની નાની આવૃત્તિ બનાવવી એ શું શક્ય છે ? સહેલી વાત છે ? આવું તો નાનું છોકરુંય કહી શકે, પણ એ માટે કોઇ સહેલો રસ્તો હોય તો એ બની શકે.

સહેલા રસ્તાની વાત આવી એટલે મને શ્રી અંબુભાઈ પુરાણી હમણાં ગુજરાતમાં આવ્યા હતા ત્યારે એમને એક પ્રભુ મેળવવાના જિજ્ઞાસુએ પૂછેલો સવાલ યાદ આવ્યો.

જિજ્ઞાસુ: 'પ્રભુ મેળવવાનો સહેલો રસ્તો કયો ?'

શ્રી અંબુભાઈ પ્રથમ તો સહેજ હસ્યા. પછી ધીમેથી બોલ્યા: 'ભાઈ ! તમારે વસ્તુ કિંમતી જોઈએ છે—પ્રભુપ્રાપ્તિ. અને તેનું એટલું મૂલ્ય આપવું નથી, એ કેમ બને ? આ તો આપણા રોજના વ્યવહારની વાત છે. જેટલી વસ્તુ કિંમતી એ પ્રમાણમાં દામ પણ વધારે આપવાનાં હોય છે. જો પ્રભુપ્રાપ્તિ જેવી કિંમતી વસ્તુની ઇચ્છા હોય તો એનો રસ્તો સહેલો શી રીતે હોઈ શકે ?'

એ જ જવાબ ગ્રામોદ્ધાર માટે આપી શકાય. સાત લાખ ગામડાંને જો સજીવન કરવાં હોય તો એનો રસ્તો સહેલો ન હોય. એને માટે પૂરતી કિંમત આપવી જોઈએ. અને તે ત્યારે જ બને કે સરકાર આજની મૂડીવાદી પદ્ધતિને તિલાંજલિ આપી ગામડાને ચૂસવાનું બંધ કરે. અને ગામડા (નાનાભાઇ)ને જે સગવડ ન આપી શકે તે શહેર (મોટાભાઈ)ને પક્ષપાત કરી સરકાર વડીલ તરીકે ન આપે. આવું ન બને ત્યાં સુધી ગામડું દરિયાની માફક દિવસે દિવસે વિશેષ ખારું થયા કરશે.

❋





એમ આજે રવા પટેલની જેમ બધાં કાર્યકરો પ્લેટફોર્મ ઉપરથી 'ગામડે જાવ' કહેતા હોય છે. ભગવાન પટેલની પેઠે 'ચાલો ગામડે' કેટલાએ કહ્યું?

અને છતાં, 'જાવ' એ બોધ સમજીને કેટલાય આશાભર્યા જુવાનીઆઓ ગામડામાં સેવા કરવા દોડી જાય છે. અને તે ઘડીએ એમને ઘણીય તમન્ના હોય છે કે ગામડાને મારી જીવનભરની સેવા આપીશ. પણ પાંચ વર્ષના જ જો કોઈ આંકડા કાઢે તો ૯૦ ટકા વર્ગ ગામડેથી નાસી છૂટયો હોય છે. ૧૦ ટકા ટકી રહ્યા હોય છે તે પણ ૧૦ અને ૧૫ વર્ષ બાદ નાસી છૂટયાના દાખલાઓ બનેલા છે. અપવાદરૂપ રહે છે કોઈ શ્રી. રવિશંકર મહારાજ અને શ્રી. બબલભાઈ જેવા. અને તે તો સંન્યાસી ધર્મા બની ગયેલા છે એટલે એ રીતે બીજાની ધીરજની કસોટી શી રીતે કઢાય?

એટલે 'ગામડે જાવ' કહેવાથી કોઇ ગામડે આવવાનું નથી. આવશે તો એ ગામડે ટકનાર નથી, અને અપવાદરૂપ કોઈ ટકશે, એથી કંઇ દેશનાં લાખો ગામડાંનો દી' વળી જવાનો નથી. અને 'ગામડે જાવ' એમ પ્લેટ-ફોર્મ ઉપર ઊભા રહી ગર્જના કરવી એને હું તો પારકાં છોકરાં જતી કરવા જેવી વાત સમજું છું. અને એવા અલ્પ જતી થાય તોય ઉપર કહ્યું તેમ સમગ્રતાની દૃષ્ટિએ ધૂળ ઉપર લીપણ છે.

તમે કહેશો — સેવાભાવી યુવકો ગામડે ન જાય તો ગામડાંનો ઉદ્ધાર શી રીતે થાય? પડેલા દેશને ઊભો કરવો હોય તો એટલો ભોગ આપવા યુવકોએ તૈયાર થવું જ રહ્યું. નહિ તો, જો આ ની આ ધરેડમાં ગામડાં રહેશે તો આવેલી આઝાદી ઝૂંટવાઈ જશે.

કરુણતા તો છે જ. પરંતુ સામે પણ એટલી જ કરુણતા છે. હિન્દનાં સાત લાખ ગામડાંને ઊભાં કરવાં એ ખેતરમાં ઊગેલી મેથીની ભાજી ઉખાડવા જેવું સહેલું કામ નથી કે શહેરના થોડા સેવાભાવી યુવકો ગામડે જઇ એને બેઠું કરી દે! સેંકડોની ગણતરી એમાં ચાલે એવી નથી. લાખે લેખાં ગણાય તેવી સંખ્યાનું કામ છે. એટલી સંખ્યા શહેરો ક્યાંથી લાવશે? ગામડેથી જે યુવકો શહેરમાં તણાઇ આવે છે તે તો ગામડે નહિ જ જાય. એમને જવું ગમતું હોત તો પોતાનું ગામડું જ શું કામ છોડત?

તો ગામડે મોટી સંખ્યામાં યુવકો ક્યારે જાય?

આ પ્રશ્નનો દૃષ્ટિકોણ સાવ બદલી નાખવાની જરૂર છે. શહેરના યુવકોને મોકલવાની કંઇ જરૂર નથી. ગામડાના યુવકો શહેરમાં જતા કેમ અટકે, એ દૃષ્ટિએ પ્રશ્નને વિચારવાની જરૂર છે. અને એ રીતે જો પ્રશ્ન વિચારવો હશે તો સેવાની સુગરકોટેડ કવીનાઈન આપવાની આજ સુધી આપણને ટેવ પડી ગઈ છે, એ ગોળીથી કંઈ વળવાનું નથી. કવીનાઈનની ગોળીમાં તો કુદરત એના પડખે છે એટલે બાળકની જેમ મોટાં પણ એને કડવી જાણે છે છતાં લે છે. કારણ કે, સ્વાદની અસર જીભને થાય છે, અંદર પેટમાં સુગરનું પડ ઓગળી જતાં જો કડવાશ વ્યાપતી હોત તો એ કામ ન લાગત. એવાની સુગરકોટેડ ગોળીને એ સગવડ નથી. શરૂઆતમાં જુવાનીને લીધે સેવાની મીઠાશ એ માણી શકે છે, પરંતુ સમયના વહેવા સાથે ઉપરની સુગરની મીઠાશ ઓગળી જાય છે અને એના જીવનમાં કડવાશ વ્યાપે છે. ગામડા-માંથી એને શહેરમાં દોડી જવાનું મન થાય છે.

અને એમાં કોઈનો દોષ નથી. જેને શહેર સંઘરતું હોય તેવા કોઇને ગામડું ખેંચી શકે તેવું એની પાસે શું છે? હવા અને પાણીનાં ગામડાં તરફે ખૂબ ખૂબ વખાણ થાય છે, પણ નર્યા એથી આજના જમાનામાં કોનું પેટ ભરાય છે? આજના વિજ્ઞાનના જમાને શરીરની ભૂખ કરતાં, મનની ભૂખ એટલી પ્રબળ જગાડી છે કે, આજે માણસને શહેરમાં શરીરને પૂરતા પોષણવાળો ખોરાક મળતો ન હોવા છતાં, એને ગામડું ખેંચી શકયું નથી. રેશનિંગની મુશ્કેલીનો આજે શહેરમાં પાર નથી; છતાં એ કારણે કેટલા શહેર છોડી ગામડે-આવ્યા? અત્યારે ગામડે નિરાંત છે, એમ ત્યાં બેસી વાતો કરનાર ઘણા મળશે, પણ એમાંનો એકેય ગામડે આવ્યો? આવે જ નહિ.



ધીમે ધીમે નવી રચના થઈ જાય. તમે કહ્યું તે બરાબર છે કે ગ્રીસના લાઈકરગસે લોઢાનો સિક્કો ચલાવ્યો. અને એનું મૂલ્યાંકન એટલું ઓછું ઠરાવ્યું કે તમારે શાક ખરીદવું હોય તો પણ બે મણ સિક્કાનો ભાર વહેવો પડે. પરિણામે લોકો દ્રવ્યવિનિમયને બદલે વસ્તુવિનિમયનું મહત્ત્વ શીખ્યા. જે માણસે એક બે આનીભાર નમાલા કાગળમાં એક હજારનો લાલલીલો આંકડો મૂકીને, એનામાં હજાર રૂપિયાની કિમ્મત છે એમ ઠરાવી રાખ્યું એટલે ખરી રીતે માણસમાંથી માણસાઈ ઓછી કરી નાખવાનું વિષચક્ર ચલાવ્યું. નવી નોટોએ માણસને જેવા માણસાઈ વિનાના બનાવ્યા છે એવા બીજી કોઈ વસ્તુએ બનાવ્યા નહિ હોય! આનો ઉપાય શું? સિક્કાનો નાશ કરો. વસ્તુવિનિમયની પ્રથા ચલાવો. શક્તિનો સંચય કરો. ચોળાને બદલે જુવાર લ્યો. ને કપાસને બદલે વસ્ત્ર લ્યો. ઘીને બદલે દૂધ આપો. ને દૂધ સાટે છાશ લ્યો. જે માણસ ઓછામાં ઓછી જરૂરિયાત રાખે છે એ એટલો વધારે શક્તિશાળી. એટલે અર્થવાન છે."

મહારાજજી સાથે તે દિવસે બીજી ઘણી વાતચીત થઇ. અને એ ઊઠ્યા ત્યારે મને લાગ્યું કે છ સાત વર્ષ પછી, મારા પિતાની જે સીધી આકર્ષક શૈલી હતી–એ ફરીને સાંભળવા મળી.

×

સમાજવાદ–અને સમાજધર્મ–એમાંથી પેલી વાત આપણા જુવાનોને આકર્ષે છે. બીજી વાત વિષે આપણને કાંઇ ખ્યાલ જ નથી, સમાજના ઊંડામાં ઊંડા થર સુધી જે વાત રહી છે–એ વાતનો તાગ લેવાની આપણી અશક્તિએ આપણને એકદમ સસ્તામાં સિદ્ધ થાશે એમ ધારીને સમાજવાદ તરફ ધકેલ્યા છે. આર્થિક ચક્રોની ગતિ એવા રીતે ગોઠવાયલી છે કે આપણે એમાંથી કાંઈ પણ સિદ્ધ કરવું હોય તો આ બન્નેને અપનાવવા પડશે. સમાજવાદને, તેમજ સમાજધર્મને. સમાજધર્મ તમને એ શીખવે છે કે જ્યાં તમે છો, ત્યાં જે સમાજ છે, તેમાં તમે સામાન્યની પેઠે જીવતાં શીખો. તમારા સિક્કાના બળ વડે જુદું વિશિષ્ટત્વ સ્થાપવા પ્રયત્ન ન કરો. મોટર લાવો –તો કાં સૌ મોટરમાં બેસી શકે એવું કરો. અથવા તો સૌ ચાલે–એટલો શક્તિસંચય કરો. વિશિષ્ટ હક્કો હમેશાં ઈર્ષાને પોષે છે. એમાંથી વૈર જન્મે છે. વૈરને લીધે વૈરની વૃદ્ધિ થાય છે. અને છેવટે પ્રજા નાશ પામે છે. પોતાની પાસે છતાં મા, જેમ બાળક માટે મીઠાઈ રાખી મૂકે છે, તેમ પોતાની પાસે સાધન છતાં, એ સાધનોનો વધારેમાં વધારે સાર્વજનિક ઉપયોગ કેમ થઇ શકે એવી રચના જે સમાજ કરશે એ સમાજને જ હવે સમાજ ટકવા દેશે. આ વસ્તુ જેટલી શ્રીમંતોને તેટલી જ રાજાઓને, લોકનેતાઓને, ને ગવર્નરોને પણ લાગુ પડશે. સમાજધર્મનું એ જેટલું પાલન કરશે–ભાષણમાં નહિ, ભાષણમાં તો સૌ લીમડાના પાન ખાવાનું કહે છે–એટલે અંશે સમાજની એ સ્થાપના કરી શકશે.

આવી રહેલો વિપ્લવ તમામની કસોટી કરી નાખશે.

×

આજે એક વિદ્વાનનો ભેટો અચાનક ગાડીમાં થઇ ગયો. એમણે એક ભારે પ્રશ્ન કર્યો: લોકેષણાને કોઇ પણ જીતી શકે એ બને ખરું? રામચંદ્રજીએ સીતાનો ત્યાગ કર્યો એમાં આ લોકેષણા જ બળવાન નહિ હોય! અને એટલા માટે જ રામચંદ્રજીને નહિ પણ ભગવાન કૃષ્ણને પૂર્ણપુરુષોત્તમ માનતા નહિ હોઇએ? ભવભૂતિએ તો એ પ્રસંગને અનુરૂપ ઉપાલંભ પણ આપ્યો છે.

આ વસ્તુ, એ જમાનાના કરતાં પણ આ જમાનામાં માણસની ભયંકર કસોટી માગે તેવી છે. આ જમાનામાં જ્યારે વર્તમાનપત્રો 'હેડિંગ' કરવાની કુશળતામાં ઘણા જ પાવરધા બન્યાં છે, ત્યારે આપણા જેવી બહુમતવાદને પચાવી નહિ શકેલી પ્રજા, તો સોના અને કથીરનો ભેદ સમજવામાં એટલી મંદબુદ્ધિ હશે કે સ્વશાસનના સમયમાં અંગ્રેજોને પણ સારા કહેવરાવે એટલાં જ્ઞાતિહિતરતનાં કાર્યો નહિ થાય એ;

ધૂમકેતુ

આજે તો અચાનક જ શ્રી. રવિશંકર મહારાજનો પરિચય થઈ ગયો. પ્રાથમિક સંસ્કારનાં પણ જ્યાં વાંધા છે, એવા આપણા લોકજીવનમાં સામાન્ય રીતે બહુ ગવાયલા રાજદ્વારી પુરુષોના સંસર્ગમાં આવ્યા પછી, આપણે આપણો પ્રથમનો અભિપ્રાય ભાગ્યે જ જાળવી શકીએ છીએ. ઘણાંખરા પગ વિનાના રાખનાં રમકડાં નીકળી પડે છે, અને વર્તમાનપત્રોના 'હેડિંગે' સરજાવેલ ભ્રમ હોય છે. પણ શ્રી. રવિશંકર મહારાજમાં, સો ટચના સોનાની શુદ્ધિ લાગી એટલે થોડીવાર સન્નિધ્યમાં બેઠો. એમની સાદાઇનું મને મોહક આકર્ષણ લાગ્યું. એમાં મારા પોતાના સ્વભાવ કરતાં પણ વધુ તો મને મળેલા કુટુંબ-જીવનનો સંસ્કાર કારણરૂપ હતો. શ્રી મહારાજની જરૂરિયાત કરતાં પણ ઘણી વધારે ઓછી જરૂરિયાત ઉપર મેં મારા પિતાને જીવન ગાળતા જોયા હતા. એમણે પોતાનું વસ્ત્ર હમેશાં પોતાની રીતે સીવી લેવાનો નિયમ રાખ્યો હતો. એટલે સુધી આ નિયમનું કડક પાલન એમણે કરેલું કે ત્રણ દોઢ આનાથી વધુ એમણે આખી જિંદગીમાં દરજીને આપ્યું નહિ હોય! એટલે શ્રી મહારાજની સાદી રહેણીકરણી મને વધુ આકર્ષક લાગી. બોલ્યા ત્યારે ખબર પડી કે એમની પાસે પ્રવચનકારની અનુભવ નીતરતો સીધી વાણી છે. આજે એમણે ધન ઉપર પોતાની થોડી સમજણ કહી બતાવી. એની બહુ જ મિતાક્ષરી નોંધ મેં લઈ લીધેલી, તેનો આ અર્થ વિસ્તાર કર્યો છે. અસંગતિ દોષ એમાં હોય, એ મારો ગણાવો જોઈએ. વેધકતા લાગે તો એ મહારાજશ્રીની માનવી જોઇએ. કાંઇ ન દેખાય તો એ કલમની અંધારી સૃષ્ટિની છાયા. અને કેવળ દોષ જ દેખાય—તો વાંચનારનો પણ અનધિકાર એવું કાંઈક હોઈ શકે.

"આપણી સંસ્કૃતિમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર વાત સમજાવી છે. એમાં મોક્ષ એટલે તો મુક્તિ—સંસારજીવનની કાંઇ ઉપાધિ નહિ એવી માન્યતા છે. એટલે બાકીનાં જે ત્રણ—ધર્મ, અર્થ અને કામ એનો આપણે સંસાર સંબંધે વિચાર કરવાનો રહ્યો. કામનો અર્થ ખરી રીતે પુરુષાર્થ એમ છે. કારણકે આપણા જૂના શાસ્ત્રોમાં પણ સ્વયંવર કરતી કન્યાઓ પુરુષાર્થને જાણે કે વરે છે. અર્થ છે, એ ધર્મ અને કામની વચ્ચે સત્તાતુલાની દાંડી જેવો છે. ધર્મસાધના માટે જરૂર અર્થની પડે છે. અર્થ વિના કોઈ ધર્મ ટકતો નથી. કામ—પુરુષાર્થને માટે પણ, જરૂર તો અર્થની જ રહે છે.

"આ પ્રમાણે સંસારમાં જે સૌથી મહાન પદાર્થ છે તે અર્થ છે. અર્થ વિના ધર્મ પણ અશક્ય. અર્થ વિના કામ પણ અશક્ય.

"પરંતુ આપણી અત્યારની દુનિયાએ આ અર્થ વિષે એક મોટો અનર્થ આચર્યો છે. એણે અર્થનો અર્થ સિક્કા, પૈસા, ચલણી નાણું એવો કર્યો છે. ખરી રીતે અર્થ એટલે શક્તિ. મારે ગામતરે જવું હોય ને ખિસ્સામાં સિક્કા હોય તો સિક્કાના બળ વડે હું મારા પગનું કામ મોટરવાહન પાસે કરાવું. પણ જેની પાસે સિક્કા ન હોય અને પગમાં શક્તિ હોય, તે પગની પાસે પગનું કામ કરાવે. એટલે કે સિક્કા વડે નહિ, પણ શક્તિ છે એણે અર્થનો વ્યવહાર ચલાવ્યો. અર્થ એટલે દ્રમ્મ, સિક્કા, પૈસા, ચલણી નાણું, નવી નોટો, એવો સમજણ—વ્યવહાર આપણે સ્થાપ્યો ત્યારથી આપણી અધોગતિ શરૂ થઈ છે. અર્થ એટલે શક્તિ. ધર્મને જાળવવા માટે જરૂર શક્તિની. પુરુષાર્થ માટે પણ જરૂર શક્તિની આ શક્તિ એ જ અર્થ છે અને સિક્કા એ ઉપાધિ છે એમ જ્યારે આપણે જાણીશું ત્યારે આપણો ઉદ્ધાર થાશે. શક્તિનો સંચય એટલે અર્થનો સંચય. આ પ્રમાણે બળવાન મનુષ્યો પ્રજામાં હોય તો એ પ્રજાને ધનવાન કહી શકાય. કેવળ બેંકમાં ખાતું ખોલેલાં લાખો ધનપતિઓ છતાં પણ પ્રજા અર્થહીન હોઇ શકે. ચાલવાની શક્તિ હોવી એટલું જ નહિ, બને ત્યાં સુધી ચાલી નાખવાની ઉત્સાહવૃત્તિ હોવી, એ પણ તમારી પાસેનું અર્થ જ છે. જે ચાલી શકતો નથી એ શક્તિ ઉછીની લે છે. આ પ્રમાણે જીવનક્ષેત્રના વ્યાપક વ્યવહારોને જો આપણે નવી જ દૃષ્ટિ આપવા માંડીએ તો એમાંથી

'ત્યારે તમારા ગુરુબંધુ બેઠા હતા તે—?'

'એકનું રૂપાનું. એકનું સોનાનું.'

'એમ? ત્યારે તો તમને આ બધું ધ્યાનમાં છે!'

'ધ્યાન તો હોય જ ના?'

એ પ્રમાણે રાજાએ બીજા બન્નેને પણ બોલાવીને આ પ્રશ્ન પૂછ્યો. એકે જવાબ વાળ્યોઃ 'મારું સિંહાસન તો રૂપાનું હતું!'

'ને તમારા ગુરુબંધુનું?'

'એ ખબર નથી!'

બીજાએ કહ્યું: 'સિંહાસન શાનું હતું એ મને ખબર નથી. આપણે તો બ્રહ્મચર્યા કરી હતી એટલું જ સાંભરે છે!'

'ને તમારા ગુરુબંધુ? એ શાના સિંહાસન ઉપર બેઠેલા!'

'રાજન્! મને એ કાંઈ ખ્યાલ નથી!'

રાજાએ ઉત્તમ, મધ્યમ ને અધમ એ ત્રણને આ રીતે ઓળખ્યા. આનું નામ શ્રદ્ધા. પોતે સંન્યાસી છે તો સંન્યાસની શ્રદ્ધા. પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ છે તો શસ્ત્રની શ્રદ્ધા. પ્રધાન છે તો સુશાસનની શ્રદ્ધા. વિજ્ઞાની છે તો અણુબોમ્બને હઠાવવાની શ્રદ્ધા. પ્રોફેસર છે તો સંસ્કૃતિની શ્રદ્ધા. આવી શ્રદ્ધા—એ શ્રદ્ધા વડે રાજ્યો ચાલે છે. કાયદાઓ કોઈ દિવસ રાજ ચલાવી શકે નહિ—ને ચલાવતા પણ નથી. રાજ્યો તો, માણસો ચલાવે છે—માણસો જેમનામાં શ્રદ્ધા હોય. પોતાની રંગભૂમિ ઉપર ફના થઈ જવાની શક્તિ હોય. બાકી તો ઠીક હવે—તુમાર ઉપર સહી તો ગમે તે કરી શકે! બોલે, તમારી કેળવણીએ આ શ્રદ્ધા તમને આપી છે? આ જવાબ ઉપર જ બધો આધાર છે! લોકોને પોતાનો ભાર ન લાગે, એમ જે વર્તે છે એ શાંતિ મેળવે છે ને શાંતિ સ્થાપે છે. આનો અર્થ જ એ છે કે સુશાસન ચલાવવા માટે જે જે પ્રણાલિકા સ્થાપવાનો પ્રયત્ન પરદેશીઓએ કર્યો છે તે તમામ પ્રણાલિકાઓ બદલાવ્યે જ છૂટકો છે. એણે કોઈ દિવસ વ્યક્તિગત રસ બતાવ્યો નથી. એણે લોકભાષામાં વાત કરી નથી. એણે જમીનની સુંદરતા જોઈ નથી. એણે અનુભવીઓનો લાભ મેળવ્યો નથી.

એ તમામ પ્રણાલિકાઓને નાબૂદ કરવામાં નહિ આવે ત્યાં સુધી તો—દલીલો અને દલીલોમાં રહેતાં શંકાઓ એમની જ બોલબોલા હશે. દરેક ગામડામાં પાંચ માણસોની સભા સ્થપાશે—ત્યારે એક વખત ફરીથી નવા યુગનું મંડાણ થશે.

શ્રદ્ધાભર્યું સુશાસન—મારે સુશાસન કરવું જ છે એવી તેજસ્વી હિમ્મત—આપણો તાત્કાલિક પ્રશ્ન એ છે. અને એનો ઉકેલ વ્યક્તિની શ્રદ્ધામાં રહ્યો છે. માટે હું કહું છું કે આપણી કેળવણી પાસે શ્રદ્ધા છે?



## લગ્ન—નોંધ

ન્યુયોર્કના લગ્ન—નોંધ દફતર ઉપર ૧૯૪૬ના વર્ષ દરમિયાન સૌથી વધુ લગ્નો નોંધાયાં હતાં. ૧૯૪૫ દરમિયાન ૭૪,૬૯૯ અને ૧૯૪૬ દરમિયાન ૧,૬૦,૩૪૫ લગ્નો નોંધાયેલાં હતાં. જો કોઈ ચાલુ વિવાડા જિજ્ઞાસુ આપણે ત્યાં થતાં લગ્નોની નોંધ રાખે તો આપણાં શહેરોમાં થતાં લગ્નોનો આંકડો આ સંખ્યાને પણ વટાવી જતો દેખાશે.





કહેવું આજે ઘણું વહેલું છે. છતાં જેટલું સત્ત્વ આપણી પ્રજામાં હશે એટલો જ આ શાસનવ્યવહાર ઉજ્જવલ થઈ રહેશે. બહુમતવાદ ને શાસન, લોકસભા, ધારા, કાયદા, નિયમ, એ તમામ ભૂમિકા પશ્ચિમની છે. એ માત્ર ખોટી નથી, છદ્માવેષી અને ભયંકર છે. આજે જે સહેલાઇથી ગુંડાઓ છૂટી શકે છે, અને જે સિફતથી વકીલો ગુંડાગીરીને સજ્જનતાનો વેષ પહેરાવી શકે છે, એ આખી વસ્તુ દર્શાવે છે કે આપણને અંગ્રેજોએ જે વારસો આપ્યો છે એ વારસા પ્રમાણે જ જો આપણો રાજવ્યવહાર ચાલશે તો એમાંથી કેવળ અવ્યવસ્થા જ જન્મશે. આપણે જરૂર ધારાઓની નહિ–માણસોની છે. ખપ માણસોનો પડ્યો છે. મુંબઇ પ્રાંત ને તમામ પ્રાંતો–જે માગે છે, જે માગી રહ્યા છે તે વસ્તુ જુદી જ છે. પ્રધાનો ને ગવર્નરો–જો પોતાના જ સત્ત્વમાં મક્કમ હોય તો એમણે પહેલામાં પહેલું કામ–જેને એ લોકો બહુ મહત્ત્વ આપે છે એ 'ઑફીશ્યલ વિઝિટ'ને તિલાંજલિ દેવાનું હોઈ શકે. એમણે ગમે ત્યારે ને ગમે ત્યાં–જઇને ઊભા રહેવાની મધ્યયુગી રાજાવૃત્તિ કેળવવી પડશે. તુમારપ્રથાને તો કોઈ સળગાવી જ મૂકે–અને એના કરતાં તો પ્રવાસીનિર્ણયને જ મહત્ત્વ આપે તો એ શાસન વધારે ઉજ્જવલ હશે. પણ આપણને શ્રમ ન લેવાની જે તાલીમ મળી છે તે ભયંકર છે. શ્રમ ને જાતશોધન–જે પ્રધાન એ કરતો હશે તે પ્રધાન હશે; ને બાકી તો ઑફીસર જઃ હશે અંગ્રેજ જેટલો જ તુમાખી. એટલો જ ગર્વિષ્ઠ.

×

'આપણી પ્રજામાં આજે સૌથી મોટામાં મોટી જરૂરિયાત શાની છે એ તમને ખબર છે?'

'શરીર કેળવવાની.'

'ના.'

'શિસ્તપાલનની?'

'ના.'

'ત્યારે?'

'શ્રદ્ધાની. ગમે તે કેળવણી લીધેલા માણસને તમે પૂછો. એના ઉત્તમમાં ઉત્તમ વિચારોનું પૃથક્કરણ કરો. એની સુંદરમાં સુંદર ઉક્તિઓનો તમે ક્યાસ કાઢો એક વસ્તુ તમને નહિ મળેઃ શ્રદ્ધા. એમને જે કહેવાનું છે તે શી રીતે કહેવાનું છે એનો જ એમાં સ્પષ્ટ ખ્યાલ હોય છે—પણ એ પોતાને કહેવાનું છે—પોતે જ એ કહેવા માગે છે, એવો કોઈ ખ્યાલ તેમાં હોતો નથી. કારણકે અત્યારની આપણી મોટામાં મોટી મહેચ્છા રાજશાસનની છે. એ મહેચ્છા માણસને બે શક્તિ આપે છે. પોતાનો પક્ષ સ્થાપવાની. સામા પક્ષને હંફાવવાની. બહુમતવાદનું શાસન એ છેવટે તો વકીલોનું જ શાસન રહેવાનું છે. વકીલો બહુમતવાદને જીતી લેવામાં ખરેખર બળવાન હોય છે. પણ એ જ બળ, શાસનને ઉજ્જવલ બનાવી શકે? અને તો આ બહુમતવાદ એ પણ, જુનવાણી પિંઢારાવાદનું આ જમાનાએ કરેલું ભાષાંતર નહિ હોય? એટલે જરૂર શ્રદ્ધાવાન વ્યક્તિઓની છે.'

'પણ શ્રદ્ધા એટલે શું?'

'કહું. પોતાના વેષમાં પોતાની તલ્લીનતા. એક ઉદાહરણ આપું. એક વખત કલિંગના રાજા પાસે આંધ્રદેશના રાજાએ ત્રણ સંન્યાસીઓ મોકલ્યા. વિજ્ઞપ્તિ કરી કે આમાંથી ઉત્તમ, મધ્યમ ને અધમ શોધી આપો.

રાજાએ સંન્યાસીઓનો સત્કાર કર્યો. રાખ્યા, માન આપ્યું. દિવસો વીત્યા એટલે તેમાંથી એકને બોલાવ્યો. તાંબાના સિંહાસન ઉપર એને બેસાર્યો. જ્ઞાનગોષ્ટિ કરી. પછી રજા આપી. એ જ પ્રમાણે બીજા બેને પણ બોલાવીને વાતચીત કરી, પણ એમને રૂપાના ને સોનાના સિંહાસન ઉપર બેસાર્યા એટલો જ ફેર.

પછી થોડો વખત જવા દઇ એ જ ક્રમે ત્રણેને ફરી બોલાવરાવ્યા. પૂછ્યુંઃ 'મહારાજ! આપ જે સિંહાસન ઉપર બેસીને બ્રહ્મસત્યની જ્ઞાનગોષ્ટિ કરી રહ્યા હતા તે સિંહાસન શાનું હતું એ કહી શકશો?'

'અરે! કેમ વળી–ત્રાંબાનું!'

નીકળતા નિકોટીનનો (Nicotine) પણ આવો ઉપયોગ થતો. આ બધામાં વિશેષ ઉપયોગ થતો પાયરેથ્રમના સત્ત્વનો, જે ખાસ કરીને જાપાન પૂરું પાડતું હતું. બીજો વિશેષ ઉપયોગ ડેરિસના મૂળિયાના સત્ત્વ રોટીનોનનો થતો હતો. આ છોડ ખાસ કરીને મલાયામાં ખૂબ પ્રમાણમાં થાય છે.

આ થઇ યુદ્ધ પૂર્વેની સ્થિતિ. યુદ્ધ શરૂ થતાં ઊભા પાક અને ધાન્ય તથા અનાજને જંતુઓના ઉપદ્રવથી સંરક્ષવાની જરૂર પડી. અને તેથી વિશેષ તો જરૂર પડી મેલેરિયા, ટાયફસ જેવા જંતુઓથી ફેલાતા રોગોથી લશ્કરને બચાવવાની.

જાપાન યુદ્ધમાં પડ્યું: અને પાયરેથ્રમ મળતું બંધ થયું. પછી ડેરિસ છોડના મૂળિયા પૂરું પાડતું મલાયા પણ જાપાનના હાથમાં ગયું. આવી વિકટ પરિસ્થિતિમાં જ્યારે પાયરેથ્રમ અને રોટીનોન જેવા નીવડેલ જન્તુવનાશકોની ખૂબ જરૂર પડી ત્યારે જ વૈજ્ઞાનિકોનું ધ્યાન ડી. ડી. ટી. ઉપર કેન્દ્રિત થયું.

એના જંતુવિનાશક ગુણો સ્વીટ્ઝર્લેન્ડમાં જે. આર. ગાઇગીની કંપનીની બાસલે લેબોરેટરીમાં પ્રથમ સને ૧૯૩૯માં નોંધાયા. થોડા જ વખત પછી ૧૯૪૦–૪૧માં તે જ દેશમાં બટાટાના પાકમાં જંતુઓનો ઉપદ્રવ ફાટી નીકળ્યો. તેને કાબૂમાં લાવવા આ નવું જંતુવિનાશક અસાધારણ રીતે અસરકારક નીવડ્યું. પછી તેનો વિસ્તૃત ઉપયોગ થયો નેપલ્સમાં. ત્યાર બાદ તેની જગપ્રસિદ્ધિએ તેનો ઉપયોગ ખૂબ વધારી દીધો છે અને જેમ જેમ તેના ઉપયોગ વધ્યા છે તેમ તેમ તેની જંતુવિનાશક તરીકે ઉપયોગિતા વિશેષ સિદ્ધ થતી ગઇ છે.

## ડી. ડી. ટી. અને જંતુઓ

ડી. ડી. ટી. ઘણાં જંતુઓ સામે અસરકારક પુરવાર થયું છે. માખી, મચ્છર, જૂ, કીડી, મંકોડા, ઊંધઈ, માંકડ, ચાંચડ, રાતી કીડી, (ઝિમેલ), ભમરી, કરોળિયા, વંદા, કંસારી, અને અનાજમાં પડતી જીવાત જેવા કે ભુંડ, ઇયળ વગેરે ઘણાં બધાં જંતુઓ તેનાથી નાશ પામે છે. મચ્છરની સામે ઘણું જ જીવલેણ પુરવાર થયું છે. આ મચ્છરના વિનાશથી દુનિયામાંથી મેલેરિયા, ખસ, પીળો તાવ (Yellow fever), જેવા રોગો અદશ્ય થશે. જૂ (શરીર ઉપરની)ના નાશથી ટાયફસ નાબૂદ થશે. ચાંચડના નાશથી મરકી પ્લેગ ઉપર કાબુ આવશે, અને ઘરમાં ઊડતી સામાન્ય માખી જે ઘણા બધા રોગોના ફેલાવા માટે કારણભૂત છે તેને પ્રાણઘાતક નીવડતું હોવાથી કોલેરા, ટાયફોઈડ, મરડો અને બીજા આંતરડાના રોગો થતાં અટકશે. ઉપરાંત ડી. ડી. ટી. છોડ, પાક, શાકભાજી ઉપર ઉપદ્રવ લાવતી ઘણી જીવાતો જેવા કે દાતરા, તીડ, ઝાડની જૂ, ઇયળ, અને અનાજ ને કઠોળને નુકસાન કરતા ઘણા જંતુઓ જેવા કે કિલ્લા, ભુંડ, ઇયળ વગેરે ઉપર અસરકારક છે તેથી પાક તથા ધાન્ય બંને સાચવવામાં ઘણું ઉપયોગી છે. આ રીતે ડી. ડી. ટી. એક ઉત્તમ રોગનિવારક પુરવાર થયું છે.

## ડી. ડી. ટી.ની બનાવટ

પ્રથમ બે ભાગ (molecular proportions) ક્લોરોબેન્ઝીન અને એક ભાગ ક્લોરલ ભેગા કરવામાં આવે છે ને પછી ગંધકનો તેજાબ ધીમે ધીમે ઉમેરવામાં આવે છે. આ દરમ્યાન આ ત્રણે પ્રવાહીનું મિશ્રણ સારી રીતે થવું આવશ્યક છે. વળી આ મિશ્રણનું ઉષ્ણતામાન ( temperature ) લગભગ ૪૫–૫૦થી ઉપર જવા દેવામાં આવતું નથી. થોડા જ વખતમાં ડી. ડી. ટી.ના સફેદ કણો દેખાવા માંડે છે. પાંચથી છ કલાક પછી આ સઘળું ઠંડા પાણી અગર બરફમાં ઉમેરવામાં આવે છે. સઘળું ડી. ડી. ટી. નીચે એકઠું થાય છે. ઉપલું તેજાબવાળું પાણી નિતારી લેવાય છે અને નીચે રહેલા પદાર્થને ખૂબ પાણીથી ધોઇ તેજાબથી મુક્ત બનાવવામાં આવે છે. હવે એક બે વખત સફેદ સ્પિરિટ (alcohol)થી ધોઇ નાખ્યા પછી આ ડી. ડી. ટી. ઉપયોગમાં લઇ શકાય છે. આ થયો બજારમાં મળતો ડી. ડી. ટી. ઉપર જણાવેલી એક જ ક્રિયા (Reaction)માં ડી. ડી. ટી.ની સાથે સાથે ચૌદ બીજા પદાર્થો પેદા થાય છે. આમાંના કેટલાક જન્તુવિનાશક છે; પરન્તુ એક પણ ડી. ડી. ટી. જેટલું અસરકારક નથી. બજારમાં મળતા ડી. ડી. ટી. માં આ સઘળા પદાર્થો હોય છે. અને ડી. ડી. ટી. એટલે ૨: ૨–બીસ (૪. ક્લોરો ફીનાઇલ) ૧: ૧: ૧–ટ્રાય ક્લોરો ઇથેનનું પ્રમાણ તો લગભગ ૭૦ ટકા જેટલું હોય છે, પરન્તુ તેથી અસરકારકતામાં કાંઇ

# ડી. ડી. ટી.

કુમારી લતિકા દલાલ ( બી. એસસી. ઓનર્સ )

[ આ લેખના કર્તા કુમારી લતિકા હ. દલાલ બી. એસસી. ( ઓનર્સ ) આશાસ્પદ સંશોધનકાર છે. વિજ્ઞાનના અભ્યાસમાં તેમની કારકિર્દી ઉજ્જવલ છે. તેમણે મુંબઇ યુનિવર્સિટીની વિજ્ઞાનની ઊંચી પરીક્ષાઓ ઘણા ઊંચે નંબરે પાસ કરેલી છે અને અત્યારે તેઓ રોયલ ઈન્સ્ટીટયુટ ઓફ સાયન્સમાં "બનાવટી જંતુવિનાશક ઔષધો" પર સંશોધન કરી રહ્યા છે. તેમણે ડી. ડી. ટી. પર ડૉ. આર. સી. શાહની દોરવણી નીચે સારું સંશોધન કર્યું છે અને પોતાના સંશોધનની વિગતો થીસીસ—મહાનિબંધના રૂપમાં યુનિવર્સિટીને રજૂ કરી છે. સંશોધનમાં રસ લેતી ગુજરાતી વિદ્યાર્થિનીઓ કુમારી લતિકાબહેનની માફક પોતાના અભ્યાસનાં પરિણામો લોકભોગ્ય ભાષામાં જનતાને માટે બહાર પાડે એ ખૂબ આનંદની વાત છે. કુ. લતિકાબહેને લખેલો આ લેખ તેમના અનુભવોના પરિપાક રૂપ છે અને ડી. ડી. ટી. સંબંધી ખૂબ આધારભૂત માહિતી પૂરી પાડે છે. —સંપાદક ]

સને ૧૯૪૩ની સાલનો ડિસેમ્બર મહિનો ચાલતો હતો. મહાયુદ્ધનાં પલ્લાં સંયુક્ત રાષ્ટ્રો તરફ ઢળ્યાં હતાં. તે અરસામાં ઇટલીના નેપલ્સ શહેરમાં ટાયફસ (Typhus) તાવનો ભયંકર રોગ ફાટી નીકળ્યો. શહેરની વસ્તી ખૂબ ગરીબ, તેટલી જ ગંદી, અને લોકોના શરીર જુઓ તો જૂથી ભરપૂર. આ જૂ આ રોગના ફેલાવાનું નિમિત્ત છે. નેપલ્સ શહેર તે વખતે સંયુક્ત રાષ્ટ્રોના કબજામાં હતું. લશ્કરની આવજા ખૂબ અને લશ્કરમાં આ રોગ ફેલાય તો? અફસરોના મનમાં ચિંતા પેઠી. ઉપાય શું કરવો? વૈજ્ઞાનિકોને પૂછો. તેઓએ સૂચવ્યું કે ફેલાવો અટકાવવા જૂનો નાશ કરો. થોડા વખત પર જ સ્વીટ્ઝર્લેન્ડમાં ડી. ડી. ટી. નામના જંતુ-વિનાશકનો ખૂબ સફળ અખતરો થયો હતો. વિચાર કરવાનો સમય નહોતો. આખા શહેરની વસ્તીનાં કપડાં વગેરે સામાનમાં આ ડી. ડી. ટી. નો છંટકાવ કરવામાં આવ્યો. આ શો ચમત્કાર! ફક્ત ત્રણ અઠવાડિયામાં તો આ જ્વર તદ્દન કાબૂમાં આવ્યો. આવો વિષમજ્વર ભર શિયાળામાં કાબૂમાં આવ્યો એ વિજ્ઞાનના ઇતિહાસમાં અદ્ભુત હતું. પછી તો જોઈએ જ શું? જેમ સને ૧૯૩૭માં તે વખતના અમેરિકાના પ્રેસિડન્ટ રૂઝવેલ્ટનો પુત્ર સલ્ફા દવાઓથી મરણપથારીએથી સાજો થયો અને તે દવા માટે થયું હતું તેમ જ આ ડી. ડી. ટી. ઘરગથ્થુ નામ બની ગયું. આવી પ્રસિદ્ધિ ઘણી જ ઓછી શોધોને મળી જશે.

ડી.ડી.ટી. તો ટૂંકાવેલું નામ છે. એનું વૈજ્ઞાનિક નામ છે ૨:૨–બીસ-(૪–ક્લોરોફીનાઈલ)–૧:૧:૧–ટ્રાય ક્લોરો ઇથેન.ડી.ડી.ટી. યુદ્ધની એક ખૂબ મહત્ત્વની શોધ કહેવાય. ડી. ડી. ટી. ને 'જન્તુવિનાશકોમાં પેની-સીલીન'ની ઉપમા અપાય છે અને ખરે જ જેમ જેમ તેનો ઉપયોગ વધે છે તેમ તેમ તેની અસરકારકતા પેનીસીલીન જેવી જ આશ્ચર્યકારક માલૂમ પડતી જાય છે. છતાં, જેમ પેનીસીલીન સર્વ રોગોનું ઔષધ નથી તેમ ડી. ડી. ટી. પણ સઘળા જન્તુઓ સામેનો ઇલાજ નથી.

સને ૧૮૭૪માં સ્ટાર્સબર્ગ શહેરમાં ઓથમાર ઝીડલર નામના વિદ્યાર્થીએ આ ડી. ડી. ટી. પ્રથમ બનાવ્યો—ફક્ત પોતાના અભ્યાસ માટે, પોતાની ડિગ્રી માટે થીસીસ (નિબંધ) લખવાના આશયથી. આ સંશોધનની બેરીશ્ટે (Berichte) નામના જર્મન વૈજ્ઞાનિક માસિકમાં ફક્ત છ લીટીમાં નોંધ લખી અને પોતે એક અદ્ભુત જંતુવિનાશકની શોધ કરી છે તેવો તેને સ્વપ્નેય ખ્યાલ ન હતો. છેક પાંસઠ વર્ષ પછી સને ૧૯૩૯માં પોલ મુલર નામના સ્વીટ્ઝરલેન્ડના વૈજ્ઞાનિકે તેના આ જંતુવિનાશક ગુણો પ્રથમ નોંધ્યા. જાપાન વિશ્વયુદ્ધમાં જોડાયા પછી લાંબે વખતે જ્યારે જંતુવિનાશકોની ખૂબ અછત જણાવા માંડી ત્યારે જ વૈજ્ઞાનિકોનું ધ્યાન ડી. ડી. ટી. તરફ આકર્ષાયું.

ડી ડી. ટી. જંતુવિનાશક તરીકે વપરાવા લાગ્યું તે પહેલાં બીજા ઘણાં પદાર્થો, જેવા કે પેરીસગ્રીન ( Paris Green ) થાયો સાયેનેટસ્ ( Thiocyanates ) પાયરેથ્રમ ( Pyrethrum ) ના ફૂલનું સત્ત્વ તે ડેરીસ નામના છોડના મૂળ (Derris Root)નું સત્ત્વ (રોટીનોન)(Rotenone) જંતુવિનાશક તરીકે વપરાતાં હતાં. તમાકુના છોડમાંથી





વગેરેમાં આવા એક ટકા દ્રાવણનો છંટકાવ કરવાથી કપડાં, પુસ્તકો ઊધઈ વગેરે સઘળી જીવાતથી બચાવી શકાય. તે જ પ્રમાણમાં પથારી ખાટલા વગેરે જગા ઉપર વાપરવાથી-૬ મહિના સુધી માંકડના ત્રાસથી બચી શકાય. ભૂકા તરીકે પણ કબાટ વગેરેમાં તથા ખાટલામાં નાખી શકાય. માથામાં જૂ અગર ખોડો હોય તો તે ૫ ટકા પ્રમાણમાં ભૂકાના સ્વરૂપમાં વાપરી શકાય. આ ભૂકો રાતે સૂતી વખતે માથામાં ઘસીને ભરવો. સવારે નહાતી વખતે માથું ધોઇ નાખવાથી માથામાંથી જૂ તથા ખોડો મરી જાય છે. વળી એમ પણ જોવામાં આવ્યું છે કે ૧૦ ટકા પ્રમાણનો ડી. ડી. ટી.નો ભૂકો ફક્ત પડીકા જ વાળીને ઘઉં, ચોખા, બીજા અનાજ કે કઠોળમાં રાખવાથી આ ધાન્ય કિલ્લા, ભુંડા વગેરે જીવાતના ઉપદ્રવથી મુક્ત રાખી શકાય છે. વળી ઘર ધોળતી વખતે જો ચૂનામાં ૦.૬ ટકા ડી. ડી. ટી.નું પ્રમાણ રાખવામાં આવે તો પણ તે માખી મચ્છર વગેરે સામે અસરકારક નીવડે છે.

## ડી. ડી. ટી. કેવી રીતે અસર કરે છે

ડી. ડી. ટી. બધા જંતુવિનાશકોમાં વિરલ છે. કારણકે એ બેવડી રીતે અસરકારક છે. સાધારણ રીતે જંતુવિનાશકના સંસર્ગમાં જંતુ આવવાથી મરણ પામે છે, અગર તો જંતુ તે ખાય છે અને તેથી તે મરણ પામે છે પણ એક જંતુવિનાશક આ બન્ને રીતે અસરકારક હોતું નથી. પરન્તુ ડી. ડી. ટી. બન્ને રીતે બહુ સારી અસર કરે છે.

જ્યારે ડી. ડી. ટી.નો ગ્યાસતેલમાં ઓગાળીને છંટકાવ કરવામાં આવે છે ત્યારે થોડા વખત પછી ગ્યાસતેલ ઊડી જાય છે અને ઘણા ઝીણા સ્ફટિકના રૂપમાં ડી ડી. ટી. તે વસ્તુ ઉપર ચોંટી રહે છે. માખી, મચ્છર, માંકડ કે બીજા કોઈ જંતુ તે વસ્તુ ઉપર ચાલતા આ ડી. ડી. ટી.ના સંસર્ગમાં આવ્યા વગર રહી શકે નહિ. પગ દ્વારા ડી. ડી. ટી. આ જંતુના શરીરમાં દાખલ થાય છે, અને પોતાની અસર કરે છે; જ્યારે જંતુની ઉપર છંટકાવ કર્યાથી તે બીજા કોઇ અવયવ દ્વારા દાખલ થાય છે અને જીવલેણ નીવડે છે. ડી. ડી. ટી. જ્ઞાનતંતુ ઉપર અસર કરે છે. જેમ સ્ટ્રીકનીન (ઝેરકોચલાનું સત્ત્વ) મનુષ્ય ઉપર અસર કરે છે તેવી જ અસર ડી. ડી. ટી. જંતુ ઉપર કરે છે. છંટકાવ બાદ જંતુ પહેલાં દારૂડિયા માફક ઉન્મત્ત થયેલું લાગે છે, પછી લથડિયા ખાવા માંડે છે; ધીમે ધીમે પક્ષાઘાત જેવી સ્થિતિ દેખાય છે અને છેવટે પડીને થોડીવારે મૃત્યુશરણ થાય છે.

એનો એક બીજો ગુણ તે એ કે જ્યારે બીજા જંતુવિનાશકોની અસર—તેનો કોઈ વસ્તુની ઉપર છંટકાવ કર્યા પછી—લાંબો વખત ટકતી નથી, જ્યારે ડી. ડી. ટી.ની અસર મહિનાઓ સુધી રહે છે. દાખલા તરીકે ભીંત ઉપર છાંટયા બાદ બેથી ત્રણ મહિના સુધી માખી બેસે તો મરી જાય છે. ખાટલા વગેરે પર છંટકાવ કર્યો હોય તો ત્રણથી છ માસ માંકડ ઉપર અસર કરે છે. જ્યારે કપડાં ઉપર નાખ્યું હોય તો ધોવાય તો પણ લગભગ મહિના સુધી જૂ માટે જીવલેણ નીવડે છે.

ડી. ડી. ટીમાં એક જ ખામી છે અને તે એ કે તેની અસર બહુ જ ધીમી થાય છે, એટલે કોઈ વખત કલાકો સુધી તેની કાંઈ અસર જણાતી નથી.

## ડી. ડી. ટી. અને મનુષ્ય

સ્વાભાવિક રીતે જ સવાલ ઊઠે કે જ્યારે ડી. ડી. ટી. જંતુઓને માટે આટલું બધું પ્રાણઘાતક છે તો મનુષ્ય ઉપર તે અસર નહિ કરતું હોય? દ્રાવણના સ્વરૂપમાં ઉપયોગ કર્યો હોય અને જો શરીરના સંસર્ગમાં દ્રાવણ આવે તો તે થોડીક અસર કરે છે. દ્રાવણ ચામડી દ્વારા શરીરમાં શોષાય છે અને તે ભાગમાં સહેજ ઝુણઝુણી જેવું લાગે છે. જો મોઢેથી વધારે પ્રમાણમાં લેવામાં આવે તો તે થોડીક ખરાબ અસર કરે છે, અને તેથી ખાવાની વસ્તુ માટે વાપરતા પહેલાં વિચાર કરવો જોઈએ. જોકે તેની અસર કાંઇ પણ દવા વગર ત્રણેક દિવસમાં સુધરી જાય છે. વળી જો સાધારણ રીતે વપરાતું ૫ ટકા પ્રમાણનું દ્રાવણ હોય તો તેના છંટકાવથી ગભરાવાને મનુષ્યને કાંઇ કારણ નથી અને ભૂકો તો બિલકુલ હાનિકારક નથી. સંજોગવશાત કોઇ ભાગ દ્રાવણના સંસર્ગમાં આવ્યો હોય તો તુરત જ ધોઈ નાખવું સારું છે.

## ડી. ડી. ટી. અને બીજાં જંતુવિનાશકો

ડી. ડી. ટી. નું જંતુવિનાશક તરીકેનું મહત્ત્વ તો





ખાસ ફેર પડતો નથી. આ ડી. ડી. ટી.નો રંગ સફેદથી ભૂખરાશ પડતા રાખોડિયા જેવો હોય છે અને તેમાં પાકા સફરજન જેવી વાસ આવે છે. વધારે સારું ડી. ડી. ટી. એક બે વખત રેક્ટીફાઇટ સ્પિરિટમાં દ્રાવણ કરી સ્ફટિકપાતન કરવાથી મેળવી શકાય. કેટલીક વખત આમ કર્યા પછી ચોખ્ખો ડી. ડી. ટી. ઝીણી સોયો જેવા સ્ફટિકમાં મળે છે.

સૂર્યના પ્રકાશથી ડી. ડી. ટી. ની અસરકારકતા ઓછી થાય છે એમ માનવામાં આવે છે. તેથી તે રંગીન બાટલીમાં ભરીને ઠંડી જગામાં રાખવું જોઈએ. વળી તેને સોડા અને લોખંડ અને એલ્યુમીનીયમના ક્ષારોના સંસર્ગમાં આવવા દેવું જોઇએ નહિ.

## ડી. ડી. ટી. કેવા સ્વરૂપમાં મળે છે

એક જંતુવિનાશકની અસર તે કયી સ્થિતિમાં જંતુના સંસર્ગમાં આવે છે તેના ઉપર ખાસ આધાર રાખે છે. અર્થાત ઉપર પ્રમાણે બનાવેલા ડી. ડી. ટી.ની અસરકારકતા તેની મેળવણીની કળા ઉપર મુખ્યત્વે આધાર રાખે છે. ડી. ડી. ટી. કેટલાક જુદા જુદા સ્વરૂપમાં વપરાય છે.

(૧) ભૂકા–પાવડર તરીકે–ઉપર પ્રમાણે બનાવેલો ડી. ડી. ટી સહેજ ચીકાશ પડતો હોય છે એટલે એકદમ સીધું જ ભૂકા જોડે મેળવતાં મળતું નથી. આથી તેને તેના જેટલા જ વજનમાં અબરખ, ચાક, હરસોઠ, ચિનાઈ માટી અગર બીજા આવા પદાર્થ જોડે બીજા ( Fixe blanch keiselguhr ) ભેળવીને મશીનથી ખૂબ દળવામાં આવે છે જેથી તે ભૂકો થઈ જાય છે. આ પછી તેને ઉપર જણાવેલા (ચાક વગેરે) કોઈ પણ મેળવણ જોડે સહેલાઇથી મિશ્ર કરી શકાય છે. અને ડી. ડી. ટી. પાંચ કે દસ ટકા (અગર બીજું જોઇએ તે) પ્રમાણમાં રહે તેવી રીતે મિશ્રણ તૈયાર કરવામાં આવે છે.

(૨) પાણીમાં સૂક્ષ્મ તરતા કણોના સ્વરૂપમાં (suspension)–થોડીક ચિનાઈ માટી અને આલ્કીલ નેપ્થેલીન ( alkyl naphthalene ) જોડે મિશ્રણ કરી ડી. ડી. ટી.ને ઝીણા કણોના સ્વરૂપમાં પાણીમાં પ્રસરેલું રાખવામાં આવે છે, આમ તે પ્રસરેલું રહે તે માટે બીજા કેટલાક પદાર્થો (dispersing agents) નાખવાની પણ જરૂર રહે છે: આમાં ડી. ડી. ટી. ઠીક ઠીક સમય સુધી પ્રસરેલું રહે છે. પરન્તુ આ રીત તો ખાસ કરીને આ પ્રમાણે જોઇતું મિશ્રણ બનાવીને તરત જ અગર થોડા વખતમાં ઉપયોગમાં લેવું હોય તે માટે છે.

(૩) દ્રાવણ તરીકે ઘણુંખરું ઘાસલેટ કે એવા દ્રાવકો જે સસ્તા અને સહેલાઈથી મળી શકે એવા હોય તેનો ઉપયોગ થાય છે અને પાંચ અગર દસ ટકા ડી. ડી. ટી.નું પ્રમાણ હોય તેવી રીતે દ્રાવણ તૈયાર કરવામાં આવે છે.

(૪) ઇમલ્ઝન ( emulsion ) તરીકે–પહેલાં ડી. ડી. ટી.નું કોઇ યોગ્ય દ્રાવકમાં દ્રાવણ કરવામાં આવે છે અને પછી પાણી જોડે એકઠું કરવામાં આવે છે. આમાં દ્રાવકની પસંદગી ઉપર ખૂબ આધાર રાખે છે. દ્રાવક એવું જોઇએ કે જે પાણીમાં ખૂબ ઝીણા (globule)ના રૂપે પ્રસરેલું રહે. આ રીતે ડી. ડી. ટી. ઉપર જણાવેલા કણો કરતાં વધારે સારી રીતે પ્રસરેલું રહે છે. વળી આમાં દ્રાવકનો ઉપયોગ ઓછો થાય છે.

(૫) બોંબ તરીકે–પહેલા જેમ પાયરેથ્રમના બોંબ આવતા હતા તેમ, પાયરેથ્રમની સાથે ડી. ડી. ટી. ભેળવીને બોંબ બનાવવામાં આવે છે. આમાં ત્રણ ટકા ડી. ડી. ટી. બે ટકા પાયરેથ્રમનું અર્ક અને ૮૫ ટકા ફ્રીયોન હોય છે. આ બોંબનો નાની ઓરડી અથવા તંબૂમાં જંતુઓને મારવા ઉપયોગ થાય છે. એક ઓરડીમાં લગભગ મધ્યસ્થાન પસંદ કરી ત્યાં ઊભા રહી તે ફોડવામાં આવે છે. ફ્રીયોનને લીધે તે ફાટે છે ને ખૂબ સૂક્ષ્મ રજકણોના ડી. ડી. ટી. આખી ઓરડીમાં ફેલાઈ જાય છે.

## ડી. ડી. ટી. કેવી રીતે વાપરવો

પાંચ ટકા દ્રાવણમાં અગર suspension કે ઇમલ્ઝન તરીકે ડી. ડી. ટી.નો છંટકાવ ભીંત વગેરે જ્યાં જ્યાં માખી, મચ્છર અગર બીજા જંતુ બેસતા હોય ત્યાં કરવાથી આ જંતુ ટૂંક સમયમાં મરી જાય છે. આ છંટકાવ લગભગ બે મહિના સુધી અસરકારક રહે છે. આજ પ્રમાણે કંસારી, વંદા વગેરે માટે જોઇએ છે. કપડાં, પુસ્તકોના કબાટ





તેને બીજા જંતુવિનાશક સાથે સરખામણી કર્યા પછી જ આંકી શકાય. આમાં ખાસ કરીને પાયરેથ્રમ, રોટીનોન અને થાયોસાયેનેટસ મુખ્ય છે.

પાયરેથ્રમનું મુખ્ય લક્ષણ એ છે કે તે ઝડપથી જંતુ ઉપર અસર કરે છે, પરંતુ તેની ખામી એટલી કે તેની અસર છંટકાવ પછી લાંબા વખત સુધી રહેતી નથી અને મનુષ્યની ચામડી ઉપર પડવાથી સોજો લાવે છે.

રોટીનોન (ડેરિસ–મૂળનું સત્ત્વ) એ ગ્યાસતેલના દ્રાવણમાં અસર કરતું નથી અને તે પાયરેથ્રમ જેટલું ઝડપી પણ નથી. તે ભૂકા તરીકે સારું કામ આપે છે અને આ રીતે તે પાયરેથ્રમ કરતા વધારે લાંબા વખત સુધી અસર કરે છે, અને મનુષ્યની ચામડી ઉપર કાંઈ પણ ખરાબ અસર કરતું નથી.

થાયોસાયેનેટસ અને આઇસોબ્યુટાઈલ અન–ડીસાઇલેનામાઈડ (isobutyl undecylanamide)ની અસર રોટીનોન જેવી છે. તે પણ પાયરેથ્રમ જેટલા ઝડપી નથી. પરન્તુ તે મનુષ્ય માટે વધારે ઝેરી છે. વળી થાયોસાયેનેટની ગંધને લીધે પણ આ બન્ને વિશેષ ઉપયોગમાં લેવાતા નથી.

ડી.ડી.ટી.ની અસરકારકતા અત્યાર સુધી જાણીતા કોઈ પણ જંતુવિનાશકો કરતાં વધારે લાંબા વખત સુધી રહે છે વળી તેની વિનાશક શક્તિ બીજા કોઈ પણ જંતુવિનાશક કરતાં વિશેષ છે અર્થાત્ બીજા જંતુવિનાશકોની સરખામણીમાં ઘણા ઓછા પ્રમાણમાં વાપર્યું હોય તો પણ તે સારી અસર નિપજાવે છે. આ ઉપરાંત ડી. ડી. ટી. ઘણા જ જુદી જુદી જાતના જીવડા ઉપર અસર કરી શકે છે, જ્યારે ઉપર વર્ણવેલા જંતુવિનાશકો તો અમુક ચોક્કસ જાતના જીવડા માટે જ જીવલેણ છે. પાયરેથ્રમ ડી ડી. ટી. કરતાં એક બાબતમાં ચડિયાતું છે અને તે તેની ઝડપી અસરમાં. ડી. ડી ટી. ની અસર પ્રમાણમાં ઘણી ધીમી થાય છે, આ જ તેની મોટી ખામી છે. પણ એટલું તો ચોક્કસ જ કે એક વખત જંતુ તેના સંસર્ગમાં આવ્યું તો મોડી વહેલી ડી. ડી. ટી. ની અસર નિઃસંદેહ થવાની જ. વળી ઉપરની ખામી ડી.ડી.ટી.ની જોડે થોડું પાયરેથ્રમ ભેળવીને દ્રાવણ બનાવવાથી દૂર કરી શકાય.

ડી. ડી. ટી. માછલી અને બીજા પાણીમાં રહેનારા પ્રાણીઓ માટે પણ જીવલેણ છે, તેથી પાણીવાળી જગા જેવીકે કૂવા, તળાવ વગેરેમાં અથવા તેની આજુબાજુ ડી. ડી. ટી. નો છંટકાવ નુકસાનકારક નીવડે. વળી મધમાખી અને બીજા ઘણા જંતુઓ જે પ્રાણી તથા વનસ્પતિ જીવન માટે ખાસ અગત્યના છે તેમને માટે પણ તે હાનિકર્તા છે એટલે આ વસ્તુનો અવિચારી ઉપયોગ ઊલટો હાનિકારક થઈ પડે.

એ તો નિર્વિવાદ વાત છે કે અત્યાર સુધીના સઘળા જંતુવિનાશકોમાં ડી.ડી.ટી. કાંઈ અનેરું જ છે. આવા અસાધારણ ગુણો એક જ જંતુવિનાશકમાં મળી આવવા એ ખરે જ આશ્ચર્યકારક છે. આપણા દેશમાં તે ખૂબ ઉપયોગી થઇ પડે તેમ છે. હિંદુસ્તાનમાં જ્યાં જુઓ ત્યાં રોગોના વાવર ચાલુ જ હોય છે. મેલેરિયા તો જાણે રોજનો થઈ પડ્યો છે. મરડો અતિસાર જાણે ઘર કરી બેઠા છે, જ્યારે કોલેરા તથા ટાઇફોડના પ્રમાણ કાંઇ ઓછા નથી. દર વર્ષે લાખથી દોઢલાખ માણસો મેલેરિયાના ભોગ બને છે મરડા, અતિસારથી લગભગ બેથી અઢી લાખ માણસો મરણ પામે છે, જ્યારે કોલેરા લગભગ પોણોથી એક લાખ માણસોનો ભોગ લે છે. આ નવો જન્તુવિનાશક, આ બધા રોગોનો ફેલાવો અટકાવવા વાપરી શકાય. મચ્છરના ઉત્પત્તિ અને રહેઠાણ-સ્થાનો એટલે કે કાદવવાળી જગાઓ ઉપર છંટકાવ કરવાથી મચ્છરનો ઉપદ્રવ અટકી શકે. તેવીજ રીતે કોલેરા, ટાઇફોડ અને મરડાનો ફેલાવો કરતી માખી સામે પણ તેનો સફળ ઉપયોગ થઇ શકે. ઉપરાંત ઉપર જણાવ્યું છે તેમ ડી. ડી. ટી. ધાન્ય અને અનાજને જીવાતના ઉપદ્રવથી બચાવે છે એ આજના અનાજના અછતના દિવસોમાં ઘણું મહત્ત્વનું થઈ પડે. સાચે જ આ જન્તુવિનાશક ડી. ડી. ટી. કાંઇ વિરલ જ છે, અને જો તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો ઘણું જ ઉપયોગી નીવડે એમ છે.

⁂

'પણ ઇમાં બચ્ચારી રાળયાત શું કરે ! ભગવાનની મરજીની વાત.'

'પદમો પટલ અમારો તો ઓલ્યા ભવનો દશમન નીવડ્યો છે. પાંહે પાંચ પૈસા છે, જીભ મીઠી છે, છોડીના અવગુણ પામી ગયો છે, તે છોડીને સમજાવી રાખી છે કે તારા વરને તું વશ રાખજે. ને અમારે આ ઢાંઢકું છે. આ વેળા એના પિયર ગઇ, તારે તેડવી જ નો'તી. અલ્યા આપડે કે'વડાવી' કે સાંજે મોકલી દેજો. સાંજની સવાર ઈના બાપથી થાય કીમ ? ઈની ભાભીને સુવાવડ આવવાની હતી. ઇમાં અમારા ખોરડાને શું ? ઈની ભાભી છોકરું જણે ઇમાં આ વવને શું ? મારે તો તેડવી જ નો'તી ! પણ આ ઢાંઢકાને ઓલ્યા ફોહલામણે શીશામાં ઉતાર્યો હશે. કલ્યાણિયો ય પેટનો ખૂટલ થઇ ગયો છે ! બોલવું કંઈ, હાલવું કંઇ ! આંયાથી ગયો, ત્યારે મેં ઠેરાવી ઠેરાવીને કીધું'તું કે આ વેળા ગાળો ગળામાં નો ઘાલીશ, હા હા, આંયા કર્યે રાખી ને સાંજે ઈની રૂપાળીને લઇને ઘરે આવી ઊભો રિયો, તાંણી કાઢેલનો. જગઅત્રીશીએ મારે કેટલુંક હો હો થાવું. આથી વધુ શિખામણ માનવીને આપવાની હોય !'

'પણ કાલ વીરડે ચારપાંચ વઉઆરૂ વાતું કરતી'તી કે કલ્યાણભાઇનાં વઉ આ વેળા મઈનો થઇ ગીયો તો ય નાલ્યાં નથી.'

'ચૈતરવૈશાખનાં વાદળા જેવો એનો ગાભ, પણ જો સાચું પડે તો તો તમારાં મોંમાં ગોળ.'

'તારે સાચી વાત કવ ? મારા વંશનો વેલો વહેતો રે' ઈ તો વહુના લઇને જ ને ! આપડી એ દશમન તો નથી જ. છેવટે તો અસ્ત્રીની જણી ઇને દખ દેતાં કીમ જીવ હાલે ? પણ આવાં પાંકડાને રાખીને શું કરી. અને ઓલ્યો ભોળું ઢાંઢકું છે. ઈને ઇમ ભાને ય પડતું નથી કે આપડે વઉને લાવ્યા છી શું કામ ? વઉ એવી ફોહલામણી છે કે કલ્યાણ ઘરમાં હોય ત્યારે આડી પડી પડી કામ કરશે. ઘડીકમાં વાસીદું તો ઘડીકમાં પાણી રાતે મારા પગં સુદ્ધાં દાબવા બેસી જાશે, પણ ઇના પેટમાં પાપ રમે છે. ઈ જાણી ગઇ છે કે આવું અસ્ત્રીચરિત નઇં કરું તો ઘરવાળો ડંડિકો લઇ મને ફરી વળશે. કલ્યાણ આજ બરવાળે હટાણે ગયો. વે'લા પરોઢિયે, તો ઈ ટાણે ઊઠીને ઇણે શિરામણ કરી ખવરાવ્યું. હારે બપોરાનું ભાત પણ બંધાવ્યું. અને એની મોર દાંડિયાને ઘોળીને ઈ વહીએ ગઇ. દૂઝણા ઢોરાંની પાટુ ખઈ લેવાય. પણ આવું કામે ય નો ખમી લેવાય.

હું તો વે'લામોડી બીજી કરાવવાની છે. ભલેને ઈ ઈના ધણીને ગાંઠ મારી બાંધી રાખે. મારે તો આ વેળા જ છેડો ફાડી આલવો'તો દાવ હતો, સોગઠી ઘાએ ચડી હતી. પણ ફોસલામણાએ કંસારમાં વધુ પડતું ઘી અને માથે દળેલ સાકર પીરસી હશે, તે શરમ ભરીને નીચી મૂંડીએ બઇ તેડીને હાલ્યો આવ્યો. તાણી કાઢેલ નઈં તો બીજું શું ?'

પણ સાટે આપડે કંઇ ઈ દશમન છે બરી ? તમે કો' છો ઇમ ભર્યું પેટ હોય તો તો મારે ઇ સોનાની છે.

'લ્યો તરિ હું જવ ! હું તો તમને આ જ સમાચાર દેવા આવી'તી.' બોલી ઊજમડોશી ઊભાં થયાં.

'તો તો બોન, તમારા મોંમાં ગોળ.' બોલી કંકુમાએ તેમને વિદાય આપી.

પોતે એકલા થાંભલીના ટેકે બરડો ટેકવીને બેઠા. સામે ટોડલા માથે ચકલી તેનાં નાનકડાં બચ્ચાંનાં મોંમાં તેની ચાંચ ઘાલીને ચણ ખવડાવી રહી હતી, તેના પર તેમની નજર પડી. તેમનાં મનમાં અત્યાર સુધીમાં અનેક ક્ષણો જે વિચારમાં વ્યતીત થઈ હતી, તેણે અત્યારે ફરી ઉછાળો લીધો, તે મનમાં જ બડબડ્યા, 'કલ્યાણના ઘરે આ બાર મઈનામાં ઘોડિયું બંધાવવું...પણ ઊજમબોન કહી ગયાં એમ હોય તો સાતઆઠ મઈનામાં જ ઘોડિયું...' અને તેમનાં વ્યગ્ર મનને આમ જરા શાંતિ મળી.

બપોરા નમી ગયા. અને સૌ દાડિયું લોક વાઢમાંથી નીંદણકામ પૂરું કરી ઘેર આવ્યું ત્યારે નીંદણની ગાંસડી લઇ ડચલી કોળણ તેની ગાંસડી નાખવા





જીવીતી ને!'

'એ ય મરે શું? ઘણા એ તો બચ્ચારો ખૂંટની વાંહે ફરતો આ રાંડને લઇને ફર્યા કર્યું એની વાંહે આખો દી ભાંગી નાખ્યો, ઘઉંનો કોહ છોહડીને પણ આ જ જ્યાં ખૂંટ કંઇક ધીરે ત્યાં ફૂંફાડે, પાછળ ટાંટિયા ઉલાળે, ઊરાધા ઉડાડે કે ખૂંટ છેટો ખસી જાય. જ્યાં ખૂંટને પાંહે ઢૂંકવા ન દે, ત્યાં પછી ફળવાની તો શી જ વાત કરવી?'

'ભલું કે'વાય. આવું ડોબું તો મેં નવી નવાઇનું પહેલવહેલું સાંભળ્યું. મારા તો માથેં ધોળા આવી ગ્યા, પંદરથી વીશ ડોબા આ હાથ હેઠેથી નીકળી ગ્યા પણ ખૂંટ હારે આવી ધમાચકડી કોઇ ડોબે કરી હોય એવું સાંભળવામાં આવ્યું નથી. કંઈક ભરાડી હોય, તો પે'લ વેતર પૂરતું જ, પણ પછે તો ડોબાને ખૂંટ હારે એવું ભળી જાય છે કે ખૂંટની ગંધે ગંધે ખૂંટની વાંહે આથડે. આનું તો બવ કેવાય?'

'ઢોર શું ઘણાં માણસ ય એવા હોય છે. શે'રમાં હવે ઘણી છોડિયું ઘર ક્યાં માંડે છે! એમના જેવું આ ડોબું!'

'ભાભી! કેમ એટલું બધું?'

'ઉજમબેન! એનું કો'ક ગરાક હોય તો કે'જો.'

'ભાભી! ગરાક તો કોણ હોય? તમારી ભગર હવે જગબત્રીસીએ ચડી ગઈ છે. ગામમાં, સૌ અડખે-પડખેના ગામમાં જાણ થઇ ગઈ કે ખાલી છે એકે ય વેતર વીયાણી નથી. ને ઈમાં તમો કો' છો ઈમ ખૂંટ ભાળી ભૂંરાટી થાય છે તો પછી ઇને લેવા કોણ હિંમત કરે! સાચું કવ, પૈસા તો બધાને મન નાણું છે, કાંકરા તો નઈને! પરસેવો પાડયે જ આવે છે, તો કંઇ ઈમિનામ આંખ્યું વીંચી લે કોઇ! અને હવે ઈ પાકું તો નથી ને! આઠ વરસની તો થવા આવી. મારી ટીલાણનું આ ચોથું વેતર થાશે. વેતિયાળ હોય તો સૌ કોઇ લેવા મન કરે! પાંકડાંનો ગાળો ડોકમાં કોણ ઘાલે?'

'બેન! વગર પૈસે, ઈમનામ લેવા ય કોઈ છે સાબદું? હું ઈ બલ્લાને જોવું છું ને મારું પાશેર લોહી બળી જાય છે, કરશો વાત!'

'ભાભી! આ તે કાંઇ પાડો છે તે હાલો લઇ જઇએ. ને હળમાં જોતરવામાં ય કામ લાગે?'

'સાચું કવ ત્યારે, હું ઈનાથી ધરાઈ રઈ છું. આ ગિયા શ્રાવણમાં ભીમનાથ માદેવમાં જઇને મૂકી આવી'તી, હું જાતે દોરતી દોરતી પરાણે પૂન્ય કર્યું, પણ ન્યાં ય ઇ ખીલે ઈણે ધમસાણ કર્યું! વાંહે ત્રીજે દી મા'તનો (મહંત) સંધેશો આવ્યો કે અમારે પાપ નથી વો'રવું. તમારું ખડેલું ખાતું નથી. અવાડામાં મોં બોળતું નથી. ખીલા હારે માથા પછાડે છે. મા'તને ધરમસંકટ આવ્યું, અને બચ્ચારડા કલ્યાણને, સાંતી વગડામાં રખડતું મેલી ભીમનાથથી દોરી લાવવી પડી. ઈમાં આ ખૂંટ આવ્યો, ત્યારે ઈણે ઇનો સભાવ વતાડ્યો મને તો ઇ દીથી ઈ માથાના કારી ઘા જેવી અળખામણી લાગે છે. સૂઝ જ નથી પડતી કે ઇનો ધડોલાડવો લાવવો કઇ રીત્યે?

'ઓલ્યા ભવ આપણે ઇનું ખાધું હશે, તે આ ભવ ભેંશ થઈ ઇ ખાવા આવી હશે, ઇમ માની મન મનાવવું રિયું. ઈના નશીબે આમ બે પાંદડે નઈ હોય, ઈમ પણ હોય!'

ઉજમ ડોશીની આ દલીલ કંકુમાના ગળે ન ઊતરી. અને તેનો પ્રતિકાર કરવાના નિશ્ચયને તેમણે દાબી દીધો.

'વવનું તો હવે ઠેકાણે પડી ગ્યું ને! તમારે અવળીને બવળી ઉપાધિઓ ઓણ સાલ આવ્યાં જ કરીં છે, રિસામણેથી કલ્યાણ જઇ તેડી આવ્યો કાં કે'? પદમો પટલ આમ માણુસ સારો. કશી ય વડછડ વગર કે' છે કે આગળ કરી દીધી.'

'આગળ નો કરી દે તારે કરે શું? ઈને બીજું સંઘરે ઈમ કોણ છે? જેવું આ ડોબું પાંકડું, એવી જ ઇની છોડી, અમારું તો બ્રણે ઘર ફાડયું છે. આઠઆઠ વરસ પરણ્યા થ્યાં, પણ ઇની કુંખ જ ખાલી રઇ. ખોળો ભરાય નઇ, ગજબ જ કે'વાય ને!'

પાદરે તો તે પહોંચ્યો. ગામના કસાઈખાટલા તરફ નજર નાખવા જતો હતો ત્યાં અચાનક તેની નજર ભગર પર પડી. અને બંનેની નજર એક થઈ. થોડીક ક્ષણ સુધી બંનેની નજર એક જ રહી. અને કલ્યાણને મનમાં ઊગી નીકળ્યું કે ભગર એની પાસે દયા યાચે છે. અબોલ જીવ બીજી કઈ રીતે માગણી કરે ? આટલી વાર નજર ખોડી,. નહીં તો, મારી સામે જુએ શું કામ ?

અને એમાં ય તે જ ઘડીએ ભગરની આંખમાંથી પાણી નીતર્યું.

કલ્યાણે કસાઈખાટલા સામે નજર સુદ્ધાં પણ ન નાખી, તેણે ભગરને પાછી તેના ગામ તરફ વાળી લીધી. ત્યાં રાણપુરના પાદરમાં જ શિવાશેઠનો મુનીમ સુખચંદનો સાયકલ પર ભેટો થયો. એણે સાયકલ ઊભી રાખી, ‘કાં કલ્યાણભાઈ ! અત્યારના પો'રમાં ઘર ડોર ક્યાંથી, હારે આ ભગર !’

‘ભગરનો દોરો કરાવવા...’ જાણી જોઈને તે જૂઠું બોલ્યો. ‘કાલ રાતે આંયા પિં'રના થાનકે આવ્યો'તો. રાતે જ પાછા વળી નીકળવું'તું...પણ...’

‘તારે તમારી મોર્ય હું ઘરે પોંચીશ. માને તમારા સમાચાર આપી દઈશ.’ બોલી એ સાયકલ પર સ્વાર થઈ સાયકલને દાબી મેલી.

આખી રાતના ઉજાગરાના, વિચારના, પરિણામે અને આખી વાટના વિચારના પરિણામે તે મનમાં છેલ્લું વાક્ય બોલ્યો, “સૌ સૌના અંજળપાણી પરમાણે જીવે છે, ને ભોગવે છે. ઈમાં વળી નવી લાવવાની વાત શી ? આ ડોબું અને રળિયાત ! અંજળપાણી પરમાણે રે'શે ને જીવશે.’

અને એણે પગને ઉતાવળે ઉપાડ્યા. પણ તેની પહેલાં કલાક સવાકલાક વહેલો સુખચંદ ગામમાં આવી ગયો હતો. તેણે હોંશે હોંશે, કંકુમાને કહ્યું. ‘કલ્યાણભાઈ અને ભગર મારી વાંહે હાલ્યા આવે છે. ફકર ન કરશો.’ બોલી તે પાછો વળ્યો.

માથા પર થયેલ તરવારના ઘાને ઝીલતાં મોં પર થતી વ્યથાની રેખાઓ જેવી રેખાઓ કંકુમાના મોં પર ઘટાટોપ થઈ અને બોલ્યા, ‘તાણીકાઢેલ, એ ય પાંકડો નીકળ્યો.’*

* લેખકના આગામી વાર્તાસંગ્રહમાંથી.



## મદ્રાસના સરકારી નોકરો

મદ્રાસ પ્રાંતની સરકાર બધા મળીને ૧,૫૨,૮૦૦ પગારદાર નોકરો પાસેથી કામ લે છે.

એમાંથી—

| | |
|---|---|
| ૨૯૫ને | રૂ. ૧૦૦૦ કરતાં વધુ પગાર મળે છે |
| ૧૨૦૦ને | ,, ૪૦૦ થી ૧૦૦૦ સુધી. |
| ૫૪૦૦ને | ,, ૨૦૦ થી ૪૦૦ સુધી. |
| ૬૭,૪૦૦ને | ,, ૪૦ થી ૨૦૦ સુધી. અને |
| ૭૮,૬૦૦ને | ,, ૪૦ થી ઓછો પગાર મળે છે. |





ચોકી કરવામાં ગઈ. તેમનાં મનમાં હતું કે જો કલ્યાણ અને રળિયાત એક અધઘડી ભેળાં થયાં તો આ છોકરો માંડમાંડ ઊભો થયો છે, તે પાછો ગળાયા બળદ જેમ બેસી જાશે. આખી રાતનો અજંપો વહોરી તેમણે બરાબર ચોકી રાખી, તેમને સંતોષ થયો કે, 'ના, છોકરો આ જ સમજ્યો લાગે છે. ઓલી માંહે પણ નથી ઢૂંકયો.'

વહેલું પરોઢ થયું. રળિયાત તો ઓશરીના ખૂણામાં મૂંઝના ખાટલા પર શેણનો કોથળો નાખીને નિરાંતે સૂતી હતી, કલ્યાણ ફળિયા વચ્ચે ખાટલો નાખી સૂતો હતો. તેની પાસે કંકુમા જઈને ઊભા રહ્યા, અને હાથ વતી જ તેને ઢંઢોળ્યો. કલ્યાણ બડાક દઈને બેઠો થયો, એની નજર સામે મા પડી. 'વેળા થઈ ગઈ છે, સાત ગઉ ધરતી કાપવાની છે. મોંસૂજણા મોર ન્યાં આંબવું ય (પહોંચવું) જોશે ને! શિરામણ સાબદુ છે, ધરમના કામમાં અહુર (મોડું) શું કરવું?'

કલ્યાણની આંખો લાલલાલચોળ હતી તે વાત કંકુમાના કળ્યામાં આવી ગઈ, અને આખી રાત કલ્યાણે ખાટલામાં તરફડિયા માર્યાં હતાં, તે અત્યારે તેમને યાદ પણ આવ્યું.

'રસોડામાં આવ છ ને!' બોલી ડોશી ગયા.

કલ્યાણ બેઠો થયો, એણે પગ ઉપાડ્યા, પણ જાણે તે પાછા ન પડતા હોય તેમ તેને લાગ્યું. તે રસોડામાં આવી ઊભો. 'મા, શિરામણ હારે બાંધી દે. અતારમાં શું ભૂખ લાગી હોય?'

એણે રાતે ખાધું ન હતું, છતાં ય અત્યારમાં તેને ખાવાની રૂચિ ન હતી.

'જે ભાવે ઈ' પણ તો ય કલ્યાણે માથું ધૂણાવ્યું. 'પણ વળતાં માલણપરામાં દેવશી પટલની છોડીને જોતો...'

'ડોબુ કયાં છે?' કલ્યાણે જવાની તત્પરતા બતાવી.

'ગમાણે બાંધી છે. ચાસડીઓ ખાતી હશે. મેં નીર્યો છે, જાતા જાતામાં ભલે ઇ ય બચારી લીલોતરી ખાતી જાય.' બોલી ડોશીએ ભાતાની પોટલી કલ્યાણ સામે ધરી. કલ્યાણ મોંમાં દાતણ નાખી પોટલી લેતો ચાલતો થયો.

ડોશીના મનમાં શી ખબર પણ એક પ્રકારનો રંજ જન્મ્યો. અને તે મનમાં બોલી, 'આવો છોકરો મારી પૂંઠે જલમે, એવું મેં આ ભવમાં તો નો'તું માન્યું.' અને તે બહાર આવ્યા. કોઈક ઘરેથી ઘંટીના સૂર આવતા હતા. તારોડિયાનો તારો માથા પરથી થોડોઘણો જ નમ્યો હોય એવું કંકુમાને લાગ્યું.

તે બહાર આવીને રળિયાતના ખાટલા પાસે ઊભા, રળિયાતના, નિરાંતથી, શાંતિથી નાકના નસકોરા બોલતાં હતાં. 'આ જ ઇને જરા ય કનડવી નથી. ઈનોય છેલ્લો દી' છે ને!

બોલી ડોશી તેમના ખાટલામાં આવી પડ્યા. એમનું મન નવી આવનારી વહુમાં પરોવાયું. ત્યાં વળી કલ્યાણ યાદ આવ્યો, ભગર યાદ આવી. કસઈનો ખાટલો યાદ આવ્યો. રાણપુરની બજાર યાદ આવી. એમની નજર સામે કલ્યાણનું ચિત્ર આવ્યું. તે જતો હતો. ને મનમાં નવી ઘરવાળીનો હરખ હશે...

પણ ના. કલ્યાણના પગ ભાંગી ગયા હોય એવું કલ્યાણને પોતાને લાગ્યું. એના પંડયની અંદરનાનું કહ્યું તે ન માની રહ્યો હોય એવું તેને લાગ્યું. તેની ચાલગતિમાં આજ ઘણો ફેર પડી ગયો હોય તેનું તેને ભાન થયું. સાત ગાઉ ધરતી કાપતાં તેના પગે આવી ખૂટલાઈ કદી ય આદરી ન હતી. સૂરજ રાણપુરના સીમાડે સામો આવી ઊભો રહ્યો, ત્યારે એનાં મને ઘોડો ઘડ્યો. 'આ ડોબાને લઈને કસઈખાટલે જાતા કો'ક ભાળી જાય તો તો પછી મારે ગામમાં કયા મોંએ પાછા ફરવું?'

તો ય એણે પગ ઉપાડ્યા. એના ગૂડા ગળી ગયા હતા એનું ભાન એને તો થઈ ગયું હતું, પણ એમાં ય ભગરના પંડય પર એની નજર પડતી ત્યારે તો અંદરનો માંયલો કળકળી ઊઠતો.

માંડમાંડ રગશિયા ગાડાના ખેડુ જેમ રાણપુર

આ બળવાખોરોને તો સજા થઈ હતી. પણ એને પ્રેરનાર એથેન્સ છટકી ગયું હતું. ઝર્કસીસે હવે એથેન્સને ઉથલાવવાનું નક્કી કર્યું. એમાં એકવીસે પ્રાંતોમાં ગ્રીસ પર ચડાઈ કરવાની તૈયારી કરવાનું ફરમાન કાઢ્યું—ને પોતાના દૂતોને ગ્રીસના બધા રાજ્યોમાં તાબેદારીનાં ચિહ્ન તરીકે માટી ને જળ લઈ આવવા મોકલ્યા. માત્ર સ્પાર્ટાના ને એથેન્સમાં કોઈને મોકલવા કે નહિ તે વિચારતો હતો. કારણ કે એના પિતા જીવતાં થોડા વખત પહેલાં એણે આવા દૂતો મોકલેલા. તેને સ્પાર્ટાએ કૂવામાં ફગાવી દીધેલા ને કહેલું 'ત્યાં માટી ને જળ બંને છે લઈ લો.'

બરાબર આ જ વખતે બે સ્પાર્ટનો આવ્યાના ખબર પહેરેગીરે આપ્યા. એમના શરીર પોલાદના બન્યા હોય તેવા સુદૃઢ હતા. માથું નમાવ્યા વિના ટટાર એ ઊભા રહ્યા. એને લાવનાર એલચીએ કહ્યું.

"આ શાહોના શાહ સૂર્યપુત્ર ઝર્કસીસ છે, એને દંડવત પ્રણામ કરી કૃતાર્થ થાઓ."

સ્પાર્ટન ગ્રીકોને માટે આ ભાષા ને દેખાવ નવીન હતો. એ તો સામે સિંહાસન પર સેંકડો અંગરક્ષકોથી વીંટળાયલ સોના—ને હીરાથી જ ઘડ્યો હોય તેવા ઝર્કસીસને ટગર ટગર જોઈ જ રહ્યા. પેલાએ ફરીથી દંડથી પ્રણામ કરવાનું કહ્યું. ત્યારે એક જણે સ્પષ્ટ જવાબ આપ્યો. "અમે દેવતાના જેવું માન કોઈ માણસને આપતા નથી. ડેલ્ફીના એપોલો આગળ જ ગ્રીકોના માથા નમે છે. માણસની આવી પૂજા કરવાનું અમારે ત્યાં શીખવાતું જ નથી. ભોંય સાથે અમારું માથું ફોડશો તો પણ એ નહિ બને."

અંગરક્ષકો આ ઉદ્ધત જવાબ આપનારાઓને તલવારથી પૂરા કરવા આવતા હતા ત્યાં ઝર્કસીસે આંગળી ઊંચી કરીને પૂછ્યું.

"તો અહીં શા માટે આવ્યા છો?"

"હે ધરાનાધીશ, અમને સ્પાર્ટનોએ મોકલ્યા છે, પોતે એક ભૂલ કરી છે તેનો બદલો વાળી આપવા. તમે તાબેદારી સ્વીકારવાનું કહેણ લઈને મોકલેલા દૂતોને સ્પાર્ટનોએ આવેશની પળમાં કૂવામાં નાખી દીધા. પણ પછી સૌને આ કૃત્ય ન્યાયવિરોધી લાગ્યું ને સ્પાર્ટાના શ્રેષ્ઠ કુટુંબોમાંથી અમને બે જણને એના બદલામાં તમારી પાસે સજા ખમવા માટે મોકલ્યા છે. તમે અમને વાઘને મોંએ ફાડાવી શકો છો—અથવા હાથીને પગે કરી શકો છો."

ઝર્કસીસ ઘડીભર દિગ્મૂઢ થઈ બંને જુવાન સ્પાર્ટનોના તેજપૂર્ણ ચહેરા સામે તાકી રહ્યો; પછી બાદશાહને જ ગૌરવ આપે તેવી રીતે કહ્યું: 'હું સ્પાર્ટનોનું અનુકરણ નથી કરતો. એમણે બધા જ લોકો જેને અવધ્ય ગણે છે તે દૂતોનો વધ કરી એ અપકીર્તિ મેળવી છે. હું પણ તમને હણું તો આડકતરી રીતે એ જ દોષને પાત્ર થાઉં. તમે જઈ શકો છો, પણ જતાં જતાં અહીં હું ગ્રીસના સર્વનાશની જે તૈયારીઓ કરી રહ્યો છું તે જોતા જજો ને જેવું જુઓ તેવું જ જઈને કહેજો.'

સ્પાર્ટન દૂતો પાછા જતા હતા ત્યારે એક સરદારે કહ્યું; 'આ મહાન વૈભવશાળી સમ્રાટની મૈત્રી તમે નથી ઇચ્છતા? તમારા પર સમ્રાટની કૃપા ઊતરી છે. એ તમને આખા ગ્રીસ જેવડા પ્રાંતની મારી જેમ સરદારી આપશે.—"

મારે શી ખામી છે? ત્યાં ગ્રીસમાં થોડા પર્વત સિવાય શું બળ્યું છે? સ્પાર્ટન દૂતે કહ્યું, "તમારી સલાહ અમારે માટે બંધબેસતી નથી. તમે તમારા અનુભવ પરથી કહો છો, પણ અમારો અનુભવ તમને ક્યાંથી હોય? તમને આ ગોલાગીરી સહજ છે; પણ મુક્તિ એ કેવી મીઠી ચીજ છે તે તમે કદી જાણ્યું નથી. જો તમે જાણ્યું હોત તો તમે જ અમને કાળજાતૂટ મહેનત કરીને પણ એની રખેવાળી કરવાની સલાહ આપી હોત."

આ હતું ગ્રીસ ને આ હતું ઈરાન. એક પ્રજાસત્તા—ને બીજું સામ્રાજ્ય. એની વચ્ચે અથડામણ નીર્માઈ ચૂકી હતી. વાસ્તવિક રીતે એ બે સંસ્કૃતિ જ હતી.

ઈરાની લોકો બધા દુઃખી હતા કે દ્રાપસ ઉદાર કે દયાળુ નહોતો તેમ નથી—સ્પાર્ટન દૂતોને જ એ

# વાદળ ઘેરાય છે

દર્શક

ઝર્કસીસ ચક્રવર્તિ સમ્રાટ હતો; પૂર્વમાં સતલજના કાંઠાથી તે પશ્ચિમમાં ઈજીયન સમુદ્ર સુધી એનું મહારાજ્ય ફેલાયેલું હતું. દક્ષિણમાં એબીસીનિયાથી માંડીને ઉત્તરે કાળાસમુદ્ર સુધી એની આણ મનાતી. ઈરાની લોકો પોતાના રાજ્યમાં ભુંજાઈ જાય તેવા ગરમથી માંડીને થીજી જાય તેવા ઠંડા પ્રદેશો હતા તે સૌને સંભળાવતા. ઝર્કસીસ શિયાળામાં બેબીલોનમાં રહેતો ને ઉનાળામાં સુસા તો ચોમાસામાં પર્સીપોલીસ. દસહજાર અંગરક્ષકો એની તહેનાતમાં રાતદિવસ રહેતા, ને એના જનાનખાનામાં એના મહારાજ્યના એકેએક પ્રદેશની રમણીઓ હતી. મદીલી આંખવાળી એબીસીનિય નર્તિકાઓ ચાલે ત્યારે જાણે રૂપ ઢળી પડતું હોય તેવી હિંદવાણીઓ, મિજાજી સીરીયન કન્યાઓ, જાદુગરીણી સમી સરકાશીયમુ ને વાર્તાલાપમાં કુશળ, બુદ્ધિપ્રભાવે ચમકાવતી ગ્રીક યુવતીઓં સૌનો એ સ્વામી હતો. ચક્રવર્તિની નજર જે ચીજ પર પડતી એ એની જ ગણાતી. પછી એ ઘોડો હોય કે યૌવનમુગ્ધ કુમારિકા. બાપે એની ભેટ બાદશાહને ધરીને કૃતાર્થ થવાનું હતું. બાદશાહના જનાનખાનામાં પ્રવેશ મળતાં પહેલાં છ મહિના સુધી એને અત્તરસું માલિશ થતું. ને દૂધ જ એને પીવા મળતું. જેથી એનો ચહેરો પૂર્ણિમાના ચંદ્ર જેવો ઊજળો થાય, ને એની હાજરીથી જ સુગંધની મહેક છૂટે.

ઝર્કસિસના પલંગ પર સોનાની દ્રાક્ષની વેલ ચડાવી હતી, ને દ્રાક્ષના ઝુમખાની જગ્યાએ હીરા–માણેકના ઝુમખા ગોઠવ્યા હતા; એના અંગરક્ષકો એની હાજરીમાં મોં ઢાંકીને ઊભા રહેતા. રખેને પોતાના દુર્ગંધિત શ્વાસથી શાહેનશાહ બેચેન બની જાય !

આ પલંગ પર મશરૂની તળાઈમાં પણ એક ભંડિયું શાહને ખૂંચી રહ્યું હતું ને તે ગ્રીસ. ઈજીપ્ત-ન્યુબીઆ, પંજાબ, સીસ્તાન, અરબસ્તાન. અફઘાનિસ્તાન, અસિરીયા, આયોનીયા, લીડીયા, ને બીજા અસંખ્ય દેશોએ શાહના કદમ આગળ માથું ઝુકાવ્યું હતું–પણ ખારેક જેવડા આ ગ્રીસે એની પાસે ઘૂંટણ નમાવવાની ના તે ના જ પાડી હતી. એટલું જ નહિ પણ આશ્ચર્યની અવધિ તો એ થઇ હતી કે એના પિતા દરાયસને એમણે મેરેથોનના મેદાનમાં હાર આપી હતી. એના વિશાળ સામ્રાજ્યના પ્રમાણમાં આ નાની હાર કાંઈ મહત્ત્વની વાત નહોતી; એના પિતા કાંઈક અતિવિશ્વાસમાં ગાફેલ રહ્યા હતા—પણ છતાંએ હાર તે હાર તો હતી જ. ગ્રીસને એ ઉઠાવીને ઇજીયન સમુદ્રમાં ફગાવી દે ત્યારે જ એ ઝર્કસીસ.

બરાબર આ ટાંકણે જ એથેન્સે દેશનિકાલ કરેલ રાજા ને સ્પાર્ટાએ હાંકી કાઢેલ ઉમરાવ એની સહાય માગવા આવ્યા.

ઝર્કસીસને એ જ જોઇતું હતું.

એથેન્સે એક બીજી ભૂલ પણ કરી હતી. સોલોને ગ્રીક લોકોને વ્યાપાર કરવાને પ્રેર્યા હતા. ને સૂર્યમાળાના ગ્રહોની જેમ ગ્રીક થાણાં ઠેર ઠેર નખાયાં હતાં. કાળાસમુદ્રના છેડાથી માંડીને તે સીસીલી સુધી ગ્રીકો પોતાની કોઠીઓ નાખતા હતા. એશિયામાઈનરના કાંઠા પર આયોનીઆમાં આવી ઘણી ગ્રીક વસાહતો હતી. આજસુધી એ બધા ઈરાનના શાહની આણ નીચે વેપાર કર્યા કરતા. પણ દરાયસને મેરેથોનમાં જ્યારે ગ્રીકોએ હાર આપી ત્યારે આ બધી વસાહતોમાં સળવળાટ થયો; ને એમણે ઈરાની સામ્રાજ્ય સામે બળવો કર્યો; ને ગ્રીસના જુદાં જુદાં રાજ્યોની મદદ લેવા દૂતો મોકલ્યા. એથેન્સ સિવાય સૌએ ના ભણી. ગ્રીસની ભૂમિ પર ઈરાની લશ્કરને હરાવવું તે એક વાત હતી, ને ઇરાની સામ્રાજ્યની ભૂમિ પર ઇરાનને હરાવવું તે જુદી વાત હતી એ સિદ્ધ કરનાર એલેકઝાંડરને હજુ ચારસો વર્ષની વાર હતી. પોતાની માતૃભૂમિના ટેકા વગરના આ વસાહતી ગ્રીકો હાર્યા. એમની મુખ્ય નગરી મીલેટસને ઈરાનીઓએ બાળી ને ખોદી નાખી–સ્ત્રી અને પુરુષોને ગુલામ બનાવી તીગ્રીસ નદીની નહેરો બાંધવા મોકલી આપ્યા.

કર્યો હતો. ગ્રીસ ને એશિયા વચ્ચેની હેલેસ્પોંટની સામુદ્રધૂનિ પર પૂલ બાંધવા માટે ૬૦૦ વહાણ અલગ રાખ્યાં હતાં ને કુલ ૫૦ લાખ માણસોની વિરાટ ફોજ લઈને એ હથેળી જેવડા ગ્રીસને ચગદી નાખવા એશિયામાંથી ઊતરી આવતો હતો. એશિયાના એકે-એક મુલકના સૈનિકો એમાં હતા. દંતુશળમાં તલવારો વાળા હાથીઓની અંબાડી પર અચૂક લક્ષ્યવેધ કર-નારા હિંદી સૈનિકો એમાં હતા—રથયુદ્ધમાં કુશળ એવા અયરીસીનો હતા–કશા જ હથિયાર વિના માત્ર લાંબા દોરડાના ગાળાથી સફાઈપૂર્વક દુશ્મનોના ગળામાં ફાંસો નાખી શકનાર કાસ્પીયન કાંઠાના જંગલીઓ એમાં હતા. ઘોડેસ્વારી માટે મશહુર આરબો ને સિંહ સાથે બથોબથ આવનારા ન્યુબીયનો પણ એ હરોળમાં હતા; સોના—રુપાના બખ્તરોમાં શોભતા ઇરાનીઓ તો શાહના સર્વોત્તમ સૈનિકો ગણાતા; હેલેસ્પોન્ટને પાર કરી ઝર્કસીસનું સૈન્ય ગ્રીસના ઉત્તર ભાગમાં પ્રવેશ્યું ત્યારે સામાન્ય નાગરિકોએ ઝર્કસીસ માનવી હોય તે જ માન્યું નહિ. કારણ કે હેલેસ્પોંટને પાર કરતાં જ એના સૈન્યને સાત દિવસ ને સાત રાત લાગ્યાં હતાં—એટલું અગણિત એ દળ હતું.

હેલેસ્પોંટ આગળ ઝર્કસીસે પોતાના સમગ્ર સૈન્યની કવાયત રાખેલી. નૌકાસૈન્યના વહાણો પણ સજ્જ થઇને હારબંધ કાંઠાથી થોડે દૂર ઊભા હતા. ને ભૂમિફોજ તો દરેક જાતિવાર અલગ અલગ જથ્થામાં ગોઠવાઈ હતી. ઝર્કસીસ રથમાં બેસીને દરેક જથ્થાનું નિરી-ક્ષણ કરતો ને થોડા સવાલો પૂછી આગળ ચાલતો. એની પછવાડે સૂર્યમંદિરના પૂજારીયો ને લહીઆ અદબ ભેર ચાલતા હતા. ભૂમિફોજનું નિરીક્ષણ પૂરું થતાં, ઝર્કસીસ રથને બદલે પોતાના વહાણ પર ચડયો ને તૂતક પર ઉભેલા સૈનિકોના જયનાદો વચ્ચે આખા નૌકાસૈન્યનું નિરીક્ષણ કર્યું. બધુંજ બરાબર એની આજ્ઞા મુજબ હતું. લંગર ઉપાડવાના હુકમની રાહ જોતાં વહાણો દરિયાની છાતી પર નાચી રહ્યાં હતાં–એણે સ્પાર્ટાના દ્રોહીરાજા દિમિત્રને બોલાવ્યો ને પોતાની આ વિશાળ મુલકી ને દરિયાઈ સેના બતાવી, પૂછ્યું.

'તમને એમ લાગે છે કે આ જોયા પછી ગ્રીકો લડવાનો વિચાર પણ કરે? તમે ગ્રીક છો એટલે એમને ઓળખતા હો જ.'

'શાહ—હું આપને રુચે તેવું કહું કે સાચું કહું?'

'સાચું લાગે તે કહેવાની હું તમને છૂટ આપું છું.'

'શાહનશાહ, આપે સાચું કહેવાની છૂટ આપી છે ત્યારે સાચું કહું છું, જેથી પાછળથી કોઇ ન કહે કે ગ્રીકો જુઠાબોલા કે ખુશામતખોર છે. ગ્રીકો ગરીબાઈ-માં ઉછર્યા છે. એમને કુદરત સાથે ઝઘડવું ને સહન કરવું તે રમત વાત છે. આપ ખાત્રી રાખજો કે જે બેડી પહેરાવવા આપ જાઓ છો તેનો સૌ સામનો કરશે. અને કદાચ બધા જ ગ્રીકો તમને મળી જશે તો પણ એકલા સ્પાર્ટનો આપનો સામનો કરશે. કેટલી સંખ્યામાં તે પૂછોમાં. એક સો હજાર–અરે એકસો હશે તો પણ લડશે.'

'શું વાત કરો છો? મને તો એ બડાઇ લાગે છે.' એમની પાસે ૫૦૦૦ સૈનિકો હોય પણ આ સૈન્ય એના કરતાં હજારગણું છે।

દિમિત્રે નમ્રતાથી કહ્યું: 'એ લાગતું જ હતું કે આપને મારી વાત નહિ ગમે. જે લોકોએ મારા અધિકારો ઝૂંટવી લીધા છે ને જેમણે મને દેશવટો દીધો છે તેનાં હું વખાણ તો ન જ કરું પણ આપે સાચું કહેવાનું કહ્યું ત્યારે મારે સાચું જ કહેવું જોઇએ. એ વાત સાચી છે કે સ્પાર્ટનોમાં એકચક્રી સમ્રાટ નથી. પણ એમના પર એ સમ્રાટ કરતાં કયાંય વધારે શક્તિશાળી સ્પાર્ટન શિસ્ત છે. ને આનાથી આપની આ રૈયત બીએ છે તેનાથી પણ એ શિસ્તથી સ્પાર્ટનો વધારે બીએ છે– ને સ્પાર્ટાની શિસ્ત હરો-ળને ન તૂટવા દેવાનું શીખવે છે.'

ઝર્કસીસે સહજ હસીને દિમિત્રને વિદાય આપી. સ્પાર્ટાની આ શેખી તોડવા જ એ આવ્યો હતો. પણ સમય એને બતાવવાનો હતો કે દિમિત્રે જે કહ્યું તેમાં અતિશયોક્તિ તો નહોતી જ. હોય તો પણ થોડી અલ્પોક્તિ જ હતી. પણ એતો થર્મોપોલીમાં સિદ્ધ થવાનું હતું ને થર્મોપોલી હજી દૂર હતું.*

---

* લેખકની 'ગ્રીસની વાતો' નામના પ્રગટ થનાર પુસ્તકમાંથી.

※





ઉદારતાનો તો અનુભવ થઈ જ ચૂક્યો હતો; પણ મહત્વની વાત એ હતી કે ઈરાની સામ્રાજ્યમાં એક સમ્રાટ હતો—ને બાકીના બધા ગોલા. ગોલાને સમ્રાટ ગમે તે પળે રાણા કરી શકતો હતો. પણ એ ગોલાના જન્મથી અધિકારે નહિ પણ સમ્રાટની મીઠી દૃષ્ટિથી; અહીં રાજકારણ જ હતું નહિ—કારણ કે પ્રજા જ નહોતી. ને ગ્રીકોને મન તો પ્રજાતંત્ર એ શ્વાસોચ્છ્વાસ-સમું હતું. એટલે ગ્રીક-ઈરાન વિગ્રહ એ માત્ર વ્યાપારનો જ વિગ્રહ ન હતો, વિચારનો પણ હતો જ. ચાબૂક અને ચિંતન વચ્ચેનો એ વિગ્રહ હતો.



ડેલ્ફીના મંદિરમાં જાણે ઉલ્કાપાત મચી ગયો છે. મંદિરના પૂજારીઓ, રક્ષકો—ને શહેરના નગરજનો જાણે વજ્ર પડ્યું હોય તેમ મૂઢ બની ગયા છે. કોણ જાણે કેટલાંય ગણ્યાં ન ગણાય એટલાં વર્ષોથી આ મંદિર ઊભું છે—ને અગણિત યાત્રાળુઓ પોતાની શંકાનું સમાધાન કરવા, આશા પૂરવા સારુ માનતા કરવા આવ્યા છે ને દેવે કોઈને ધક્કો મારી પાછા કાઢ્યા નથી. પણ આજે એથેન્સની લોકસભાએ મોકલેલા દૂતો જેવા પગથિયાં ચડ્યાં કે તેવી જ દેવદર્શિની બોલી ઊઠી: 'કંગાલો શા સારુ આંહી બેઠા છો? ભાગવા માંડો. સૂર્ય પુત્રનો રથ તમારી પછવાડે આવી રહ્યો છે—ને તમારું શહેર, બધાં શહેરો સળગીને રાખ થઇ ગયાં ભાળું છું.-અરે આ દેવતાના મંદિરો પણ તૂટશે—નીકળો અહીંથી—બહાર દુઃખ ને શોકનો દરિયો ઊભરાય છે ત્યાં.'

એથેન્સના દૂતો સાંભળ્યું ત્યારના જડપત્થરની જેમ ત્યાંના ત્યાં બેઠા હતા. એમની ભૂખતરસ મરી ગઈ હતી.

ઝર્કસીસ મહાન પ્રલયની જેમ ચડી આવતો હતો તેની સૌને જાણ હતી; પણ દેવો પણ એમને તજી જવા બેઠા છે તેની એમને ખબર ન હતી. દેવો એમને કાંઈક માર્ગ સૂઝાડે તે માટે વિનવવા તો એમને અહીં મોકલ્યા હતા.

આ ભયાનક સત્યાનાશની વાણી એ કઈ રીતે એથેન્સની લોકસભામાં સંભળાવશે? ને આ સાંભળ્યા પછી કોની છાતીમાં હામ રહેશે? આવો સંદેશો લઈ જવાની એમની જ હામ ન હતી. એટલે જ ભૂખ્યા-તરસ્યા ત્યાં બેઠા હતા. ગામના લોકોએ આવીને એમણે સમજાવ્યા પણ દૂતો તો કહે—"કાં તો દેવ અમારું બલિદાન લે—ને કાં તો આનો કાંઈક માર્ગ બતાવે. આ કાળમુખી ભવિષ્યવાણી લઈને અમે જવાના નથી."

બેઠા—ત્યાંને ત્યાં બેઠા. એક દિવસ—બે દિવસ—ત્રણ દિવસ—અન્નપાણી ઊંઘ તજી દેવપ્રતિમાને વિનવતા બેસી રહ્યા. ત્રીજે દિવસે દેવદર્શિનીએ કહ્યું.

"દેવીએ જ્યુપીટર (ઇંદ્ર)ને તમારા વતી વિનંતિ કરી પણ કાલના લેખને ઇંદ્ર પણ ફેરવી શકતો નથી. તમારાં શહેરો જશે—દેવો જશે—તમારું રક્ષણ માત્ર લાકડાની દિવાલો કરશે—ભાગો—એનું રક્ષણ શોધો દેવપ્રિય સાલેમીસ લાણી વખતે સૌની કાપણી કરશે."[1]

"કાંઇક આશા હતી. લાકડાની દીવાલોનું રક્ષણ લેવાનું કહેવા દૂતો એથેન્સ તરફ વળ્યા ને ડેલ્ફીના લોકો લાકડાની દીવાલો એટલે શું? ને એનું રક્ષણ કેમ ગોતવું તેની ચર્ચામાં પડ્યા; કંઇક ઉત્સાહીઓ આ સંદેશો આખા ગ્રીસમાં પહોંચાડવા વછેરાની જેમ ગામેગામ ઉપડ્યા.



મોટા ભાગના ગ્રીકોએ ઝર્કસીસના દૂતો જોડે જ તાબેદારી સ્વીકાર સૂચક માટી ને જળ મોકલી જ આપ્યાં હતાં. માત્ર એથેન્સ, સ્પાર્ટા ને બીજા ગણ્યાંગાંઠ્યાં શહેરોએ જ સામનાનો દૃઢસંકલ્પ કર્યો હતો.

ને ગ્રીકોની હામ છૂટી જાય તેમાં કશું આશ્ચર્ય પણ ન હતું. એ પહેલાંના ઇતિહાસમાં કદી બન્યું ન હોય તેવું પ્રચંડ સૈન્ય ઝર્કસીસે ઊભું કર્યું હતું. ગ્રીસ એના સામ્રાજ્યના સોમા ભાગ જેટલું ન હતું. ને એના સૈન્યની સંખ્યા જેટલી સમગ્ર ગ્રીસની બધી વસ્તીની સંખ્યા પણ ન હતી. ઝર્કસીસે દરિયા ને જમીન બંને રસ્તે ગ્રીસને ભીડાવવાનું નક્કી કર્યું હતું. આ માટે એણે ૧૨૦૦ વહાણોનો કાફલો તૈયાર

કરેલી કે પેલો એનો હેળવેલો, મેડા ઉપર બેસે, ને ત્યાંથી ઘરેણાં લઈ ભાગી જાય ને પોતે પણ સાથે જ ઉપડી જાય! પણ આ બીજો ગઢિયો કરમજોગે, ત્યાં જ વહેલાં પેસી ગયેલો. મને લાગે છે મારી પાછળ તરત જ. એટલે પેલા ભાઈ ત્યાં બેઠા'તા એ ભાગ્યા હશે. ને ગુલાબ એ વાત જાણવા માટે બા'ર ગઈ — ત્યાં આ પરપોટો ફૂટયો — મને તો આખી વાતની ગડ આમ બેઠી છે!'

'હવે જુઓ! બાલમુકુંદ! તમને ખોટું તો નહિ લાગે નાં?'

'ના રે સા'બ! આમાં ખોટું શું ને સાચું શું? ઈ તો આપણા કરમસંજોગની વાત છે!'

'તમે પંચહાટડીમાં વીશી કરતા ત્યારે ગુલાબભાભી આવ્યા'તાં એ ખરું?'

'અરે! સા'બ! ત્યારે તો સાવ નાની—ગભરૂ. હવે તો ઊડતાં પંખી પાડે એવી થઈ ગઈ!'

'પણ મારે તો તને બીજી વાત કરવી છે! જુઓ ત્યારે, જાણે સાંભળો, તમારા મામા સાંભળે તો વાંધો નથી નાં?'

'એમાં વાંધો શેનો? અમે તો મામા ભાણેજ કે'વાના; અમારા એકબીજાના દેહ જુદા એટલું જ. પ્રાણ તો ભેગા જ છે. એની તલે તલ વાત હું જાણું. મારી એ જાણે. અમારે ઉમ્મરમાં ફેર કેટલો? ત્રણ વરસનો માંડ. અટલે તો ભાઈબંધ જેવા જ ગણોને!'

'ચાલો, ત્યારે એ કામ ભારે થયું. નરોત્તમભાઈ! આ અમારી પંચહાટડીની વીશી હતી નાં ભારે રંગીલી હો! અને એમાં આ તમારા ભાણેજ બાલમુકુંદભાઈ એ તો જાણે, ભાત ભાતનાં પંખી ઉતારે. . .એક વખત. . .'

'એ સા'બ! એ વાત નહિ હો—બીજી બધી ભલે, પણ એ નહિ. . .' બાલમુકુંદ અર્ધો ઊભા જેવો થઈ ગયો. ને મારો હાથ પકડી લીધો. મેં તો આગળ ચલાવ્યું.

'આ ભાઈ, રાતના દસ વાગ્યા હશે ને એક બોખડ ધજ ડોસો ને ભેગી એની ટચુકડી, રસીકડી, નાનકડી વહુ—તોછડી લાજ કાઢી રહી'તી, એમાંય અરધું આમંત્રણ હતું—એ આવી ચડયાં. વીશીમાં રાત રહ્યાં, એ વખતે ગુલાબભાભી પણ ત્યાં હો—બિચારાં હશે નાનાં! ને હું પણ રાતે વીશીમાં જ જમીને, અગાશીમાં ગાદલું નાખીને પડેલો. પછી ભાઈ!. . .'

'પણ સા'બ! સા'બ એ વાત નહિ હો— મેં મામાને એ નથી કહી. સા'બ . . . હવે નહિ હો—' બાલમુકુંદ તો એનો હાથ મારા મોં સુધી લાગ્યો.

'સારુ, ત્યારે બાલમુકુંદ! મારે તો તને આ કહેવું હતું. કે, ખરી રીતે તો તું ધારે છે તેમ ગુલાબભાભી હોય—ધારો કે હોય—તો તારે હવે એને મેળવી લેવા માટે, આગલા જોબનજીવનની કઢંગી શૈલીથી, જીવન હવે કેવું જોખમાય એ વાત કહેવી ઘટે. અને સ્થિર શાંત જીવનનો મહિમા સ્થાપવા માટે, એના મનને વાંચવું ઘટે. એને બદલે તું તો આમ કરે છે? એ પણ ઠીક, આપણે ક્યારે સમજીશું કે આંહીં જે કાંઈ ઉદ્ભવે છે એ આપણામાંથી જ ઉદ્ભવે છે...'

'ભાઈએ ભારે કહ્યું છે હો! બાલમુકુંદ—આ તો સો વાતની એક વાત કરી નાખી છે. જે કાંઈ છે તે આપણે જ ઊભું કર્યું છે! ભારે કહી છે ભાઈએ, બાલમુકુંદ! ...'

'અમ્મા સા'બ, ભાઈઓ! સાંભળજો—ગાડી છૂટી છે' બહાર કોઈ મજૂરે આવી બૂમ પાડી. સૌ એકદમ ગાંઠડા પોટલાં સંકેલવા માંડયા. બાલમુકુંદ ને સૌ પથારો પાથર્યો હતો એને ભેગો કરવામાં પડી ગયા.

એટલામાં તો વ્હીસલ પણ થઈ ને અમે સૌ દોડયા.

*





[ અનુસંધાન પાનુ ૮ નું ચાલુ ]

આપણું બારણું, મામા ! પેલું મેડા ઉપર જાવાનું છે નાં ? એની પાસેનું નીચલા માળનું. હું તો ત્યાં ઊભીને જોઉં છું તો કોક બહાર આઘેરું નજરે પડયું ! આછેરો ઉજાસ હતો ને મારી તો ચાર આંખ થઈ ગઈ. પહેલાં તો થયું ગાંડું થયું હશે !'

'કોણ હતું ?'

'બીજું કોણ ? તમારી ગુલાબભાભી !'

'બાલસુકુંદ ! તને ચોક્કસ ખબર છે ?' બાલમુકુંદના મામાએ વચ્ચે પૂછયું.

'ત્યારે શું બનાવટ કરું છું મામા ? એ તો રાંડની યે સંતલસ તો કરી મૂકેલી. પણ એ તો પછી સધની દીકરી હોંશિયારી બતાવવા માંડી.'

"હવે હું ત્યાં છાનો ઊભો છું સા'બ ! એટલામાં મેડા ઉપરથી મેં કોકને ઉતરતો જોયો. મારો તો ભાઈ પિત્તો ઉકળ્યો હો. થયું કે સામાને, ધ્યાનબારો બહાર નીકળવા જાય છે ત્યાં જ, લગાવી દઉં. પણ ત્યાં તો એ મેડાવાળા બારણેથી બહાર ન નીકળતાં, વચ્ચેના બારણેથી, મારાવાળા ઘરમાં જ આવ્યો !

"મારા તો ધરણ મરી ગયાં. એમ થયું કે પેલો ગઠીયો મળ્યો હતો, એના જેવો જ આ કોઇક છે. મેં એને પકડવા ને બૂમ પાડવાનું કર્યું. પણ ત્યાં તો એણે પોતે જ કાંઈક પોટકી જેવું મારા સામે ધર્યું. 'અલ્યા ! કરમણુંધિયાળ !' એણે તો મને જ મોટેથી કહ્યું: 'તું તો લુંટાઈ ગયો છે તને હું શું લુંટવાનો હતો ? તારું બૈરું જ લુંટાઈ ગ્યું છે ને ! મન જ નથી થાતું તારું લેવાનું. લે આ તારું પાછું ! આજ તારી પાછળ મફતનો સ્ટેશનથી પીછો લીધો ! તારા જેવા નમાલાનું તે શું લેવું ? લે !'

એટલું બોલીને એણે તો ઝડપથી પોટલી મારા ઉપર ફેંકી. મેં 'ચોર ! ચોર !' કરીને બૂમ પાડી, પણ તે પહેલાં તો એ ઝડપથી બહાર દોડચો ગયો !

"પણ મારી બૂમ સાંભળાને દોડતા ગઠીયાની પાછળ જ, ગુલાબ જયાં ઊભી હતી ત્યાંથી, કોઇક બીજાને પણ મેં દોડતો જોયો, ને એટલામાં તો ગુલાબનો અવાજ પણ સંભળાયો : 'સુખાજી ! પકડો સાળાને !' સુખાજી પડખેના ઝાડ પાછળથી નીકળીને દોડતા દેખાયા !

"હવે આ સુખાજી કોણ મામા ? ગુલાબે કહ્યું કે 'એ તો ગામનો ચોકીદાર છે. ને મને શંકા પડી કે ઘરમાં ચોર ભરાણો છે એટલે હું બહાર નીકળી હતી કે સાળાને સપડાવી દેવાય !' આ હોંશિયારી ! હવે ખરી વાત શું ?

"મેં તપાસ કરી તો કોઇ સુખાજી નામનો ચોકીદાર જ મળે નહિ ને ! અને જેણે હાથમાં આવેલ ઘરેણાંની પોટલી મારા મોં ઉપર ફેંકી દીધી—મારા જેવા નમાલાને ત્યાં શું ચોરી કરવી એમ જાણીને—એનું શું ? પેલો ગઠિયો—એણે જે કહ્યું એનું શું?

'આ સા'બ ! ત્યારથી ગુલાબને છોડી તે એને વરસ થઈ ગયાં બીજાં ત્રણ ! હવે આ બે જણા પાછળ પડચા છે—કે કાં એને લાવો ને કાં બીજું કરો.' આપણે એને લાવવું નથી. ને બીજું કરવું નથી. આફ્રિકામાં મજો છે. પાછું ત્યાં જાવું છે !

"હવે સા'બ ! આનો નીયા તમે ઉતારો. કાકીને જે નામ મોંએ ચડી ગયું, એ બોલી ગયાં હોય—ને સુખાજી ચોકીદાર ન હોય, તો એમાં શું થઈ ગયું ?'

'એમ નહિ સા'બ ! આ અમારો બાલમુકુંદ જરાક વહેમી છે. બાકી વૌ—મેં જોઇ છે નાં—કાંઈ કહેવાપણું નથી. ને પેલા ગઠીઆએ, પોતે પકડાઇ જવાનો છે એ જોઈને, આ જુક્તિ ન કરી હોય ? એને મળ્યા હતા એ ગઠીયા બે હતા, ને આ પણ બે હતા—એનું શું ? એકે આને કાંઇક એવું કહ્યું કે એ વિચારમાં પડી જાય ! અને ત્યાં પોતે ભાગી જાય ! મુદ્દામાલ સાથે પકડાવું નહિ—માટે પોટલું ફેંકી દીધું. પોટકામાં શું ઘરેણું હતું બાલમુકુંદ ?

"બધુંય નગદ ઘરેણું ! આ લ્યોને, એ પોટકું તો—અમે સૂતા હતા એ ઘરમાં જ મૂક્યું હતું. એ મેડા ઉપર કયાંથી ગયું ? રાંડનીએ સંતલસ એવી



તથા આશ્રમવાસીનું માનસ, તેની નબળાઇ, તેના માર્ગમાં આવનારી મુશ્કેલીઓ, અન્ય તરફથી થવી સંભવિત તેની હાંસી ને ટીકા—આ સર્વનું તેમણે કરેલું નિરૂપણ તેઓ ભયસંભવો તથા વાસ્તવિકતા પ્રત્યે કેટલા જાગ્રત છે એ બતાવે છે.

બાળકેળવણી અને ઉચ્ચ શિક્ષણ વિશેનાં તેમનાં મંતવ્યો સહુને ગળે નહિ ઊતરે. પણ એમની નજર સમક્ષ જીવનની પળેપળ રાષ્ટ્રને ચરણે ધરી દેનાર ગ્રામસેવક જ છે એ ભૂલવું ન ઘટે. એવો સેવક પોતાનાં સંતાનોને પોતાની રીતે જ ઉછેરી પોતાનાં આદર્શો અધૂરાં પૂરાં કરવા તેમને તૈયાર કરે એવો પણ આગ્રહ એમનો છે. એટલે, એમણે કહ્યું તેથી બીજું એ કહી શકે એમ હતું જ નહિ. ગાંધીજીના જ વિચારોને જેમ સમગ્ર ગ્રંથમાં તેમ આ બાબતમાં પણ કર્તા ઉદ્‌ઘોષતા જણાય છે.

ગ્રંથ અતિવિસ્તારી થઇ ગયો છે તે તો શ્રુતિમાતાની પેઠે વસ્તુનું ખંતપૂર્વક આમતેમ ફેરવી તપાસીને પૂરું નિરૂપણ કરવાના કર્તાના આશયને લીધે. પણ એમની લેખનકળાનો તથા એમનામાં છૂપાયેલા સાહિત્યકાર જીવડાનો એથી જ ઠીક પરિચય પમાય છે. જો કે સંક્ષેપમાં ન જ લખી શકાત એમ નથી. ભાષા સરળ, પ્રવાહી, અને એક પ્રકારની સાત્ત્વિક છટાવાળી છે.

પ્રવેશકકાર કાકાસાહેબ કહે છે તેમ આશ્રમમીમાંસામાં આ ગ્રંથ પ્રમાણગ્રંથ ગણાશે અને 'રચનાત્મક કાર્યક્રમને વરેલા રાષ્ટ્રસેવકોને આમાંથી જાણવાનું ઘણું મળશે.'

### હિંદની અંગ્રેજ વેપારશાહી

ઈ. સ. ૧૬૦૦–૧૮૦૦

[ લેખક, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્રકાશક, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. ]

મૂલ્ય ચાર રૂપિયા.

ગૂજરાત વિદ્યાપીઠ હસ્તકની સૂરજબેન સ્મારક ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક શિક્ષણકાર્ય અંગે તેના કર્તાએ કરેલા અભ્યાસની નોંધોમાંથી જન્મ્યું છે. કર્તાના શબ્દોમાં 'તે બાળકોનું પાઠ્યપુસ્તક નથી. પરંતુ મોટા વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને મદદરૂપ થશે.'

પુસ્તકમાં નવું સંશોધન નથી, પણ નવી દૃષ્ટિ; એમાં પ્રવર્તી છે, અને એમાં જ એની વિશિષ્ટતા અને ઉપયોગિતા રહેલાં છે, એ નવી દૃષ્ટિ તે રાષ્ટ્રીય અથવા ભારતીય દૃષ્ટિ ઉપલબ્ધ જૂના–નવા પ્રમાણ-ગ્રંથોનો અને શાળાઓનાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં અંગ્રેજોએ પોતા–વિરોધી જે હકીકતો દબાવી કે છૂપાવી રાખી છે તેનો પૂરો ઉપયોગ કરીને હિંદી નજરે ઇ. સ. ૧૬૦૦થી ૧૮૦૦ સુધીના બે શતકના ઇતિહાસપ્રવાહને શ્રી મગનભાઇએ અત્રે રજૂ કર્યો છે.

પુસ્તકના બાર ખંડ પાડવામાં આવ્યા છે. પહેલા ખંડમાં પોર્ટુગીઝ, વલંદા, અંગ્રેજ ને ફ્રેંચ વેપારીઓનાં હિંદપ્રવેશ ને વેપારરીતિની, બીજામાં મોગલ સામ્રાજ્યના પડતી કાળની અને મરાઠાઓની ફજિયાખોરીની, અને ત્રીજામાં ગોરા વેપારીઓની રાજકીય આકાંક્ષાઓના પ્રારંભ તથા વૃદ્ધિની અને દેશી સિપાહીની શોધની કથા છે. ચોથાથી આઠમા સુધીના પાંચ ખંડો અંગ્રેજો નસીબના જોરે, ફ્રેન્ચોની અણુઆવડતથી, સિરાજનાં ભોળપ ને બાલાઇથી, મીરજાફર ને શેઠોના દેશદ્રોહથી અને ક્લાઇવના અધમ પ્રપંચથી બંગાળા કેમ સર કરી બેઠા તેની કથા કહે છે. મરાઠા રાજમંડળમાં અંગ્રેજોનો પગપેસારો નવમા ખંડનો, કંપની સરકારનું રાજબંધારણ દસમાનો, અને પરદેશી રાજ્યવ્યવહારનું મંડાણ અને ગ્રામપંચાયત પર ઘા, વેપારનો નાશ અને રાજાઓનો હ્રાસ એ એની ત્રણ અસરો અગિયારમા ખંડનો વિષય બને છે. ટીપુના અંગ્રેજોએ કરેલા પરાજ્ય, ખરડાની જીતના મરાઠાશાહીના અંતિમ વિજય, સ્વરાજના ખરા શત્રુ અંગ્રેજોને મહાલવા દઇ નબળા સ્વદેશીઓ (નિઝામ, બાદશાહ શાહઆલમ અને ટીપુ)ને જેર કરવામાં ધ્યાન આપવાની નાનાફડનવીસની ભૂલ અને નાનાફડનવીસના મૃત્યુની માહિતી આપતા બારમા ખંડના અન્ત સાથે પુસ્તક પૂરું થાય છે. ત્યાર પછીનો રજવાડી હિંદના પરાજયનો ઇતિહાસ ૧૯મી

अ. म. रा.

### આત્મરચના અથવા આશ્રમી કેળવણી

[ લે. જુગતરામ દવે: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, સાડા ચાર રૂપિયા. ]

પ્રવેશકમાં કાકા કાલેલકરે જેમને 'આપણી ભોળી જનતાના દરબારમાં પહોંચી ગયેલા સંસ્કારી દુનિયાના એલચી' કહ્યા છે તે શ્રી. જુગતરામ દવેએ સાબરમતી જેલમાં આશ્રમજીવન પરત્વે જે 'ચિન્તવન રોજ બ્રાહ્મમુહૂર્તમાં કર્યું તેનું ફળ આ પ્રવચનો છે.' આશ્રમજીવનના નવા ઉમેદવારોને સંબોધાયેલા ગ્રંથમાંનાં ૭૬ પ્રવચનોમાં કર્તાએ સ્વચ્છતા, શરીરશ્રમ, સૂત્રયજ્ઞ, આહાર, સમયપત્રક, 'મહાકાર્ય' ભંગીકાર્ય, સ્વયંપાક, ખાદી, સ્વદેશી, પોશાક, પ્રાર્થના, ગ્રામવાસીઓનો સંપર્ક અને સેવા–એવા આશ્રમજીવનના આચાર ધર્મની સિદ્ધાન્તનિષ્ઠ અને વ્યવહારુ માર્ગદર્શનથી ભરેલી ચર્ચા કરી છે. આશ્રમવાસીઓના ખાનગી જીવન અને કુટુંબ જીવન વિષે પણ કેટલાંક પ્રવચનોમાં ચર્ચા કરી છે. આશ્રમવાસીઓની પત્નીઓ, બાળકો, બાળકોની કેળવણી, સંતાનોનાં લગ્ન, જ્ઞાતિ સાથે તેમનો સંબંધ અને એવા બધા પ્રશ્નો એ નિમિત્તે કર્તાની વિચારણામાં આવી ગયા છે. છેવટે આત્મરચનાનો એકાદશ વ્રતનો અભ્યાસક્રમ, તેનાં ફળ, તેને માટે આશ્રમની અગત્ય અને એવા આશ્રમનું આદર્શ સ્વરૂપ કર્તાએ ચર્ચ્યાં છે. આમ, આશ્રમવાસીના આશ્રમજીવન અને ખાનગી ગૃહજીવન પરત્વે ચર્ચા કરી એ બંને ક્ષેત્રમાંના એના ધર્મ સ્પષ્ટ સમજાવી કર્તાએ દેશસેવક સત્યાગ્રહી સ્વરાજ સૈનિક તરીકેનો આશ્રમવાસીનો ધર્મ દર્શાવ્યો છે. પ્રત્યેક આશ્રમવાસી પહેલો ને છેલ્લો એક સત્યાગ્રહી, રાષ્ટ્રસેવક સ્વરાજ સૈનિક છે અથવા હોવો જાઇએ એમ ગૃહીત કરી લઇને જ આ છોંતેર પ્રવચનો લખાયાં છે. જાત પર જરાય રહેમ ન રાખતું આવું સંયમકઠોર આશ્રમજીવન આમ છતાં રસ અને કળાથી ભરપૂર છે એમ પણ કર્તા બતાવવા મથ્યા છે.

ગ્રંથની સામગ્રી તરત જ કહી આપે છે કે શ્રી. જુગતરામ દવેએ રજૂ કરેલો આશ્રમનો આદર્શ પ્રાચીન આર્યાવર્તના ગુરુકુળ કે ઋષ્યાશ્રમનો નહિ પણ ગાંધીજીએ પ્રચારેલો અને પ્રચાલેલો આશ્રમી આદર્શ છે. એક રીતે એમ જ કહેવાય કે ગાંધીજીની આશ્રમભાવનાએ અને તેના સાબરમતી અને વર્ધા ખાતે થયેલા અમલે શ્રી. દવેની વિચારણાને પ્રેરી છે. ગ્રંથ આ રીતે જોતાં ગાંધીજીએ ઘડેલાં સાબરમતી સત્યાગ્રહાશ્રમના નિયમો અને કાર્યપ્રણાલીનું તેમ જ ગાંધીજીના 'મંગળ પ્રભાત' એ વ્રતવિચારનું મહાભાષ્ય જ છે.

ગાંધીજીની આશ્રમભાવનાના ભાષ્યકાર થવા માટે શ્રી. જુગતરામ દવે પૂરા અધિકારી પણ છે. સત્યાગ્રહાશ્રમમાં એ રહેલા છે તેમજ વર્ષોથી વેડછીના સ્વરાજ–આશ્રમના સંચાલક કે પ્રાણ પણ છે. આશ્રમજીવન અને ગ્રામસેવા માટે સાચી નિષ્ઠા તો એમનામાં ઘણી છે. આ વિષય પર અનુભવ અને પ્રતીતિના બળ સાથે અને અધિકારથી બોલવાનું એમને જ ભળે એવું કામ એમને આથી ફાવ્યું છે ઘણું. આશ્રમને તેઓ 'આત્મરચનાની શાળા' કહે છે. એવી આત્મરચના ( ખરી રીતે 'જીવનઘડતર' કે 'આત્મવિકાસ' વધુ સારો શબ્દ હતો) પોતાની મેળેય માણસ કરી શકે એ સંભવને ઉવેખ્યા વગર તેઓ માને છે કે આશ્રમ જ એને માટે જરૂરી છે. આશ્રમી કેળવણી આત્મરચના અને સ્વરાજરચનાના કાર્ય માટે તાલીમ મેળવવાનું મોટું સાધન છે એવી એમની શ્રદ્ધાદૃઢ માન્યતા છે. આ ગ્રંથમાં તેમણે એવી આશ્રમી કેળવણીના આદર્શમાં પોતાની અનન્ય નિષ્ઠા લલકારી છે અને લોકોની ટીકાથી તથા પોતાની નબળાઇથી ઢીલા પડતા આશ્રમવાસીઓને પોતાની હરોળ સમાલી ટટ્ટાર બની 'એક–કતાર' થવાનો જાણે આદેશ આપ્યો છે અને આશ્રમી આચારની પ્રતિષ્ઠા પુનરપિ સ્થાપવાનો પ્રયાસ કર્યો છે.

આહાર, આશ્રમવાસી બાળકોની કેળવણી, પ્રાર્થના, સત્યાગ્રહીનાં સત્ય–અહિંસા, અને આત્મરચનાનાં એકાદશ વ્રત–એટલા વિષયોને એમણે ઠીક વિસ્તાર આપ્યો છે. આશ્રમવાસીના આશ્રમજીવન અને કુટુંબજીવન તથા જ્ઞાતિજીવન વચ્ચે વિસંવાદ ન રહે, તેનામાં પોતાનાં બાહ્યાભ્યંતર સ્વરૂપો વચ્ચે વિરોધ ન રહે, તેનામાં દંભ કે મિથ્યાચાર ન પેસી જાય, તે નિયમજડ વેદિયો પણ ન બની જાય–એ બધા માટે કર્તાએ સારી ચેતવણી આપી છે. એ,





સદીનો છે. એ હવે પછી આ જ પદ્ધતિએ પ્રગટ કરવાની કર્તાની મુરાદ છે. એ તેઓ વહેલી સિદ્ધ કરે એવી આશા રાખીએ.

કલકત્તાની કાળી કોટડી વિશેની વાતને જૂઠાબોલી હૉલ્વેલની 'તોપ' તરીકે ઓળખાવી કર્તાએ એ બનાવ બન્યો જ નથી એમ આપણા ઇતિહાસકારોને આધારે સિદ્ધ કર્યું છે. પ્લાસીના યુદ્ધને એમણે વાજબી રીતે જ અંગ્રેજોનું સિરાજ સામેનું દેશદ્રોહી ફિતૂર કહી 'પ્લાસીનો બળવો' જ ઠરાવ્યું છે. કલાઈવ અને હેસ્ટિંગ્ઝ જેવાનાં ન્યાય નીતિ ને માણસાઈ વિનાનાં કરતૂકો, આપણી નબળાઇઓ ને ભૂલો, રાઘોબાની સ્વાર્થમય પ્રપંચલીલા અને નાનાફડનવીસની મુત્સદ્દીગીરી એ સર્વ પર પણ એમણે ઠીક પ્રકાશ પાડ્યો છે. અંગ્રેજોની ફત્તેહ વેળા આપણા લોકોમાં રાષ્ટ્રનિષ્ઠા કે દેશાભિમાન જેવું કશું હતું નહિ અને એથી આપણે હાર્યા એ બહુ બોલાતા અભિપ્રાયની ચર્ચા કરી કર્તાએ એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે એવું અંગ્રેજોના જેવું એક જાતિના અભિમાન પર રચાયેલું દેશાભિમાન આપણા જેવા અનેક જાતિઓ, ધર્મો અને ભાષાઓના વિશાળ ખંડ જેવડા દેશમાં બહુ શકય નહિ, પણ રાષ્ટ્રનિષ્ઠા જેનું એક અંગ જ ગણાય તે સંસ્કૃતિનિષ્ઠા તો આપણે ત્યાં હતી જ. એ સંસ્કૃતિશક્તિનો રાજકારણ પર પ્રભાવ પણ હતો જ. યુરોપના લોકો આજે એવો કાંઈક યુરોપવ્યાપી સાંસ્કૃતિક પ્રભાવ ખોળે છે; આપણી પાસે તેનું પાયારૂપ ચણતર હતું એમ કહી શકાય. ખૂટે માત્ર સ્વતંત્ર રાજકીય સમૂહ તરીકે પણ ફાવવાના ગુણ. તે સારુ આપણે નિષ્ઠાનો એક નવો પ્રકાર ખીલવવો જોઈએ.' નિષ્ઠાનો આ નવો પ્રકાર તે વેળા નહોતો, ૧૯ મા સૈકાના ઉત્તરાર્ધમાં પ્રગટી હિંદી પ્રજાને એક રાજકીય બળ એ બનાવે છે. કર્તાનું આ પૃથક્કરણ સાચું છે.

પુસ્તકને શ્રી. મગનભાઇનું આવું ઇતિહાસ–પૃથક્કરણ તથા રાષ્ટ્રીય દૃષ્ટિનો પ્રકાશ એક તરેહની વિશિષ્ટતા અર્પે છે. એની ઉપયોગિતા સ્વયંસ્પષ્ટ છે.

**શ્રી. નેત્રમણિભાઇને:** (લે. કાકા કાલેલકર; પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર;) મૂલ્ય, ચૌદ આના

કાકા સાહેબે તેમના એક ભક્ત સ્વ. નેત્રમણિ શ્રોફ તથા તેનાં પુત્ર–પુત્રી પર લખેલા ૯૮ પત્રોનો સંગ્રહ આ પુસ્તકરૂપે પ્રગટ થાય છે. અંગતને જાહેરમાં મૂકતાં કાકાસાહેબ જેવી સુજ્ઞ વ્યક્તિને સ્વાભાવિક રીતે સંકોચ નહિ થયો હોય એમ નહિ, પણ સ્વ. નેત્રમણિભાઈનું આ રીતે સ્મારક કરવાનો લોભ બલવત્તર બન્યો હશે એવું અનુમાન સહેજે થાય છે. 'એમાં નેત્ર મણિભાઈના પ્રેમાળ, સંસ્કારી, ભક્ત હૃદયનો પડઘો છે.' એ કાકાસાહેબનું વાક્ય સાચું છે. એમના પ્રત્યેનો સ્વર્ગસ્થનો આ પત્રોમાં સૂચિત થતો ભક્તિભાવ અજબ છે.

જેમ નેત્રમણિભાઇનું સૂચિત તેમ કાકાસાહેબનું વ્યક્ત દર્શન આ પુસ્તકમાંના પત્રો કરાવે છે. નેત્રમણિભાઇનો કાકાસાહેબ માટેનો આદરભર્યો અનુરાગ તેમની ધાર્મિકતાને અંગે બંધાયો હતો, પણ કાકાસાહેબે તેમની પરના પત્રોમાં પોતાની ધાર્મિકતા, આધ્યાત્મિક અનુભવો, સાધના વગેરેની વાત કયારેક માત્ર સૂચવીને ઇશારાથી જ પતાવી છે, અને પોતે ધાર્મિક પુરુષ નહિ પણ રાષ્ટ્રસેવક જ છે એ એમના મન પર ઠસાવ્યા કીધું છે, એ એક ધ્યાન ખેંચે એવી હકીકત છે. ધર્મની કરતાં વહેવારની વાતો આ પત્રોમાં વિશેષ છેડાઇ છે. એમાં વૃત્તિ એ પ્રેમી પ્રશંસકના સ્નેહાદરનો પ્રત્યુત્તર આપવાની જ છે. છતાં પત્રલેખક છે કાકાસાહેબ, એટલે આ પત્રોમાંથી જાણવા જેવું ઘણું મળી રહે છે. કાકાસાહેબનો કર્મયોગ, એમનો 'રસયોગ,' એમના ખોરાકના પ્રયોગો; સંગીતની એમના પર થતી અસર, એકાંત સાધનાની ઇચ્છા છતાં ભારતમાં ફરતા રહેવાનું પ્રારબ્ધ, લેખો કરતાં પત્ર લેખન દ્વારા વ્યકિતગત સેવા પર કેટલાંક વરસથી એમની વધતી જતી શ્રદ્ધા, સાધનમાં જાહેર સેવાકાર્યના ત્યાગમાં એમની અસંમતિ, સેવા અને પૂજા વચ્ચે એમણે બતાવેલો ભેદ એ એવી આ પત્રોમાંની કાકાસાહેબનો આંતર-બાહ્ય પરિચય આપતી જાણવાજોગ સામગ્રી છે.

'શ્વરલાલ મોહનલાલ દવે

### સ્મૃતિ

મગર બહેતર, ભૂલી જાજે અમારી યાદ છાની!
ઝુરી યાદે ડુબવજે ના સુખી તમ જિન્દગાની.
દી સ્વાધીનતા આવેઃ વિનંતિ ભાઇ! છાની;
અમોને યે સ્મરી લેજે-જરી-પલ એક નાની!
(યુગવન્દના) ઝવેરચંદ મેઘાણી

સંતૃપ્ત આત્મા · ચિત્રકાર: ચંદ્ર ત્રિવેદી (બહાર પડેલા 'સ્વાતંત્ર્ય યજ્ઞ'ના ચિત્રસંપુટમાંથી)


# ઊર્મિ અને નવરચના



સપ્ટેમ્બર ૧૯૪૭ • 'ઊર્મિ' • વર્ષ ૧૭ • 'નવરચના' • વર્ષ ૨૨ • અંક ૯

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૭ : 'નવરચના' વર્ષ ૧૨ : અંક પાંચમો
સપ્ટેમ્બર : ૧૯૪૭

ક્રમ



: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂ. ૭-૦-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

છૂટક નકલ બાર આના



## સ્વાધીનતા

મુંબઈના બારામાંથી જે સ્ટીમર અંગ્રેજોને લઇને પોતાના દેશ તરફ સીધાવી રહી હતી, એમના એ પ્રયાણ ઉપર આપણે જરાક જ ચિંતનદૃષ્ટિ કરીએ, તો સ્વાધીનતાનો સાચો અર્થ તરત સમજાઈ જાય. એમના દેશને એમનો આજે ખપ પડયો છે. અને તરત એમણે એ હાકલનો જવાબ આપ્યો; અને આ દેશ છોડી ગયા. એ વખતે કોઈ વ્યક્તિગત ન્યાય અન્યાયની વાત કરવા રોકાયો નહિ, પોતાની સત્તા સગવડતા ઉપર પડતા કાપની ચર્ચાચર્ચીમાં ઊતર્યો નહિ, દેશની હાકલ પડી છે— એ એક જ કેન્દ્રીવર્તી વિચારે, દરેકેદરેક અંગ્રેજ બચ્ચો ઇંગ્લંડ તરફ અત્યારે જઇ રહ્યો છે. કોંગ્રેસની બીકથી પણ એ ભાગ્યો નથી, અને આપણી ખંજરબાજીથી પણ ડર્યો નથી. એનું પોતાનું વહાણ મધદરિયે છે ને એમાં ફાંકું પડયું છે. એ ફાંકામાં પોતાની જાતને હોમવા માટે એ જઈ રહ્યો છે.

આ પ્રયાણમાં એક બીજું રહસ્ય પણ છે. એનો મોટામાં મોટો માણસ પણ દેશની સ્થાપિત સરકારને માન આપવાનું પોતાનું કર્તવ્ય સમજે છે. એના વ્યક્તિગત વિચારો ભલે ગમે તે પ્રકારના હોય, પણ એ પોતે સમષ્ટિની સાથે જવામાં જ દેશકલ્યાણને જોનારો છે.

આપણા દેશમાં હમણાં જે વ્યાપક ખંજરબાજી ચાલી ગઇ, હજી ચાલે છે અને હવે પછી પણ જે ચાલવાની છે, એણે આપણને સ્પષ્ટ કર્યું છે કે આપણે કયાં ઊભા છીએ. આપણો ઘણો મોટો જનસમૂહ — સેંકડો ને હજારોને હિસાબે નહિ, પણ લાખોને હિસાબે, હજુ જાનવરી અવસ્થામાં છે. થોડાક જ ગુંડાઓનું, આ કામ હોય તો પણ જનસમુદાયની ઘણી મોટી સંખ્યાની સહાનુભૂતિ કે ભીરુતા વિના એમ એ ચાલી શકે નહિ. વળી જે વખતે દેશના એક ભાગમાં ખંજરબાજી ચાલે છે, ત્યારે એના બીજા જ ભાગમાં શાંતિનું નાટક પણ ચાલે છે. આવી વ્યવસ્થિત, હોંશિયારી ભરેલી, વિશ્વાસઘાતી અને ભયંકર રીતે વ્યાપક એવી ગુંડાગીરી પાસે વારંવાર મહાન આદર્શોની વાતો કરનારા, કાં રાજનીતિ સમજતા નથી, અને કાં પોતાના સ્વપ્નની દુનિયામાં એટલા મસ્ત છે કે એમને વ્યવહારુ સામાન્ય બુદ્ધિ વડે થતી કોઇ વ્યવસ્થિત યોજના ઉપર

હવે આપણે સ્વાધીન થયા છીએ ત્યારે, આપણે આપણાં મોહક સ્વપ્નાં ને ભ્રમણા ભરેલાં જાળાં ઊભાં કરીશું કે એણે જ આપેલા સાધનોના સદુપયોગથી, એણે જ મૂકેલા વારસાને હડસેલી કાઢીશું, એનો આધાર આપણા પોતાના ઉપર જ છે.

હવે સ્વાધીનભારતના ઉત્કર્ષની આડે– માત્ર બે જ વસ્તુ ઊભી છે. એક એના અશક્ય આદર્શો. અને બીજી એની નિરર્થક કલ્પનાઓ.

આદર્શો માટે શક્ય ભૂમિકાનો પાયો સ્વીકારવામાં આવે, અને કલ્પના-ઓને વ્યવહારુ સ્વરૂપો પૂરાં પાડવામાં આવે, તો આ દેશની સ્વાધીનતા એ ખરા અર્થમાં સ્વાધીનતા બને. નહિતર તો જેમ હરેક સુંદર સ્વપ્નનું જાગ્રત અવસ્થા એ મૃત્યુ છે, તેમ આ સ્વપ્નની પણ કોઈ ને કોઇ અવસ્થા રાખ સર-જાવે અને એ રાખમાંથી વળી પાછો નવો પ્રાણ પણ પ્રગટે.

કારણ કે અંગ્રેજોનો વારસો એવો છે કે એનો વારસો લેવો સહેલો છે. તુમારો તો હરકોઈ ચલાવી શકે–પણ એના સદ્‌ગુણ મેળવવા એ ઘણા અઘરા છે, અને તેમાં પણ આપણા એણે એવા બે ભાગ પાડયા છે, કે હજી પણ ધારે, તો એ, આખા નાટક ઉપર પડદો પાડી શકે. આપણો વિજય તો, એણે જે કાંઇ આ કર્યું હોય, એનો સુંદર ઉપયોગ કરી લેવામાં રહ્યો છે.

એ અઘરું કામ જો આપણે પાર પાડી શકીએ, વ્યવસ્થિતપણે સંકટને ટાળતાં શીખીએ, તો જ આ સ્વાધીનતા આપણને સોનેરી સ્વર્ગ બતાવી શકે. આપણો ઉદ્ધાર આપણી સ્વાધીનતામાં હતો. પણ આપણી ખરી સ્વાધીનતા તો હવે જ આપણી વ્યવસ્થાશક્તિમાંથી ઉદ્‌ભવનારી છે.

સઘળો આધાર આપણે કેટલી ઝડપથી વ્યવસ્થિત થઇ શકીએ છીએ તેના ઉપર છે.

વ્યવસ્થિત એટલે સઘળી રીતે વ્યવસ્થિત. કાયદો પસાર થાય ત્યારે આપણે માલિકીવાદનો ત્યાગ કરીએ; કે બીલ આવે ત્યારે આપણી જરૂરિયાતોને કાપવા બેસીએ, કે નિયમ થાય ત્યારે શરીર ઘડવા બેસીએ, કે દંડ મુકાય ત્યારે વર્ગ-વિગ્રહ અટકાવીએ એનો કાંઇ જ અર્થ નથી. આપણી વ્યવસ્થા એટલે આપણી આસપાસનાં નવાં બળોને પિછાનીને એ પ્રમાણે આપણું જીવન ઘડી કાઢવાની આપણી પ્રાણશક્તિ.

આ પ્રાણશક્તિ આપણી પ્રજામાં હશે તો આ સ્વાધીનતા હમેશને માટે આપણી છે. નહિતર પરાધીન પ્રજાને મળેલ આટલી સ્વપ્નછાયા–એનું કાવ્ય રચવા માટે એ કાંઈ ખોટો વિષય નથી.

ધૂમકેતુ





નજર પણ કરવાની ફુરસદ નથી. થોડી છદ્મશાંતિને અંતે ગુંડાશાહી ફરી પ્રગટે ત્યારે વધારે મોટા આદર્શ સિવાય બીજી કોઇ વસ્તુ આપણી પાસે નથી — એ આ ચિત્રની ભયંકર કરુણતા છે. પરંતુ એ વીતી ગયેલી પળને, એમાંથી કાંઈ પણ જ્ઞાન મેળવ્યા વિના કે જ્ઞાન મેળવીને એને ક્રિયામાં મૂક્યા વિના, એમ ને એમ, ઘડીભરની છેતરામણી સુંદર સૃષ્ટિ નિહાળીને, આપણે જો ભૂલી જઈશું, તો એ પળ પાછી આવશે ત્યારે રાતે પાણીએ રોશું!

પરંતુ આપણે આજે એ ભૂતકાળને જવા દઈએ. ભવિષ્યને પણ જવા દઈએ. સેંકડો હજારો ને લાખો માણસોએ જે દિલભર ઉત્સાહથી સ્વાધીનતાની પળને બહુમાન આપ્યું હતું એનું સ્મરણ કરીએ, તો આપણને લાગશે કે કહો ન કહો, પણ સ્વાધીનતાની આ જાદુઈ પળે, જનતાને નવા પ્રાણનું દર્શન કરાવ્યું છે. નવા પ્રાણની મોહિની લગાડી છે. નવા પ્રાણનો પ્રાણ બતાવ્યો છે. પ્રજાનો આ જાગેલો પ્રાણ—સ્થિર રહેશે કે પેરેશુટિયા ધ્વજ ફરકાવવામાં જ અતિતૃપ્તિ માણી લેશે? શી રીતે એ પ્રાણ સમર્થ બને? શી રીતે એ વ્યાપક બને? શી રીતે એ સ્થિર બને?

સ્વાધીન ભારતના હવે આ પ્રશ્નો છે. જે પ્રાણ આવ્યો છે એ પ્રાણની પ્રતિષ્ઠા કરવાના.

અંગ્રેજો પરદેશી હતા. અને એ દેશાભિમાની પરદેશી હતા. એટલે એમણે મૂકેલો વારસો એટલો સડી ગયેલો છે કે, એમાં ધરમૂળથી ફેરફાર કરવામાં ન આવે, તો એનો એ વારસો પણ, અણફૂટયા બોમ્બની પેઠે, આપણો વિનાશ કરવાની શક્તિ ધરાવે છે. એટલે પહેલું કામ એણે મૂકેલા વારસાને દફે કરવાનું છે. કાંટાથી કાંટો નીકળે તેમ, એમણે મૂકેલો વારસો, એમના જ સદ્ગુણોનો આશ્રય લેવાથી દફે થઈ શકે તેમ છે. અંગ્રેજો દેશપ્રેમી છે. વ્યવસ્થિત છે. વ્યવહારુ છે. સંકટ સમયની એમની સહનશીલતા તો આખી પૃથ્વીમાં અજોડ ગણાય છે. અંગ્રેજ બચ્ચો ભલે વીર ન હોય, પણ એ ધીર તો છે જ. અને એનો કાયદાપ્રેમ એનો પોતાનો જ છે. આપણે એ જ સદ્ગુણો કેળવીએ તો એના વારસાને દાટી શકીએ. અંગ્રેજોએ વારસામાં નવી નોટો આપી છે. માણસાઈનું દેવાળું આપ્યું છે. જૂના રાગદ્વેષનો ઢગલો આપ્યો છે. હિન્દુમુસ્લિમનો અટપટો પ્રશ્ન આપ્યો છે. તુમાર, ફાઇલો, કાગળો ને લંબાણચર્ચા આપ્યાં છે. તાજમહેલનાં ખાણાં ને પ્રધાનોની ખાણાબાજીનો બ્રેડબટરિયો રિવાજ આપ્યો છે. કમિટીઓ આપી છે. કેવળ હાજરજવાબી આપી છે. કાયદા, દલીલ, અને કાયરતા આપ્યાં છે. પરંતુ એણે ભાષા પણ આપી છે. 'જર્નાલિઝમ' આપ્યું છે. સિનેમા આપ્યું છે. શિક્ષણ–સંસ્કારનો પંથ આપ્યો છે. વિજ્ઞાનનો પ્રેમ આપ્યો છે. યંત્રવાદ આપ્યો છે. ઉદ્યોગ આપ્યો છે. અને નવા વિચારો આપ્યા છે.



નખશીખ એ એવાં સુસજ્જિત હતાં કે પાણી એમની ઉપરથી દડતું હતું, પણ એ જાણે કે પાણીને ગેલ ગણતાં હતાં.

પેલા પુરુષે ઉપર જોયું: 'આ જ એ પાગલનું ઝૂંપડું લાગે છે!'

એની સાથેની લટકુડીમટકુડી રૂપાળી જુવાન નારી સાથે એ પગદંડી ઉપર ચડવા માંડ્યો!

પેલી સ્ત્રીનો શણગાર—એ તો છૂપાઇ ગયો હતો. પણ એનું રૂપ એ વધારે પ્રગટ થયું હતું. મોહક એનાં નેણ હતાં. ભરાવ લાલ હોઠ હતા. એના વાળ એના જ હતા. અને એની સૌન્દર્યલીલા અદ્દભુત કહી શકાય તેવી હતી!

તે પેલા પુરુષની પાછળ પાછળ ચાલી!

ઝૂંપડીનું બારણું ડસાવીને સદાશિવ કાચની એક બારીમાંથી વહેતાં ઝરણાંને જોઈ રહ્યો હતો.

એટલામાં બારણા ઉપર એક ટકોરો થયો.

સદાશિવે ઊઠીને બારણું ઉઘાડ્યું.

બન્ને જણાં અંદર દાખલ થયાં અને સદાશિવ આભો જ બની ગયો. આવા શ્રીમંત મહેમાનો એને ક્યારે ય મળ્યા ન હતા. ૩૫૦૦નો કૂતરો ચિતરાવનાર પેલો જમીનદાર રાજા પણ આની પાસે પાણી ભરે! એ ડોલી ઊઠ્યો એની પાસે પેલી લાકડાની પેટીમાં આજે તો હવે ત્રણ જ રૂપિયા બાકી હતા.

ઇશ્વર કેવો માયાળુ છે. એ ક્યારેક અકસ્માત કેવો પોતાના શિશુને બરાબર પળે સંભાળી લે છે! સદાશિવે ઉતાવળમાં ગભરાટમાં એ તૂટલી ખુરશી એમની સામે ધરી!

[ ૩ ]

એમનો આવવાનો હેતુ જાણતાં ચિતારો ડોલી ઊઠ્યો! તે વિચાર કરી રહ્યો: આને પાંચ હજાર કહેવા. પાંચ હજાર! એનાં દસ વરસ નિરાંતે નીકળી જશે, ને દસ વરસ પછી તો એ નહિ હોય. અત્યારે એને ઓગણસાઠમું તો હતું.

પણ અચાનક એની સ્મૃતિ ઉપરથી જરાક રાખ ઊડી ગઈ. તે વિચારમાં પડી ગયો.

'કેસરીમલ્લ!'

પુરુષનું એ નામ હતું. પોતાની આ પ્રિયતમાના અત્યારના રૂપને એ સ્થિર કરાવી લેવા માગતો હતો. આવતીકાલનો કાલ પછી એને ક્યાંથી સ્પર્શવાનો હતો?

'ક્યા બિચાર કરતે હો! પાંચ હજાર દામ કમી નહિ સાહબ!'

'શેઠજી—એ સામે ખડા હય, 'ડાગ' કા 'ફોટા' જરા યે બાજુ નજર કીજિયે! સાડીતીનહજાર યે કૂત્તે કા હય!'

'વો લોગ ભૈયા! રાજામહારાજા લોગ—

'આપ ભી કમ તો નહિ હો—મૈં બિના સાત હજાર પીછી લે ન સકતા હૂં! ઇસમેં દો છવી હય!'

સદાશિવને લાગ્યું કે પોતે એક ભારે સોદો પાર ઉતારી રહ્યો છે! દસ વરસ—કમમાં કમ દસ—એની રોટી પાકી ગઈ છે.

'અચ્છા સા'બ! હમ દોનુંકી—એકહી સાથમેં...'

'હાં જી, એકહી સાથમેં...'

'આપ પિછાનતે હો ઇસ સન્નારી પ્રભાવતી દેવી કો?'

'જી, અભી, હરરોજ પિછાન મિલેગી'

'આપ?'

'નહિ માલૂમ આપકુ? મેરા નામ કેસરીમલ્લ.

'ધૂંધલીમલ?'

'હા જી! કામ કબસેં શૂરૂ હુએ ગા?'

'પરસુસેં!'

'અચ્છા. નમસ્તે!' તે તરત ઊઠ્યો.

'જી! નમસ્તે!'

બન્ને ઊઠીને ચાલતાં થયાં. બહાર હવા ખુશનુમા બની ગઈ હતી. સર્વત્ર આસમાની ઘેરી છાંયનો મોહક રંગ ફેલાઇ ગયો હતો. દૂર ડુંગરા ઉપર ત્રણ મેઘધનુષ દેખાતાં હતાં.

ચિતારો એમને જતાં જોઇ રહ્યો. અને પછી કુદરતને તો જોઈ જ રહ્યો.

'હિમકન્યકા!' એણે ઝૂંપડીમાં ફરી પ્રવેશ કરતાં નિ:શ્વાસ નાખ્યો: 'અરે રે! હિમકન્યકા!'

[ ૪ ]

રાતની ઊંઘની તાજગીમાંથી ઊઠીને સવારે પોતાની કોફી પીતાં સદાશિવ થંભી ગયો. પ્યાલો એના હાથમાં જ

# ચિતારો !

_अज्ञात

સીમલામાં મશોબ્રાના માર્ગનું રૂપ કાંઈક અનોખું છે. મશોબ્રારસ્તા ઉપરના પહેલા પુલ પાસેની ટેકરીઓ ઉપર થોડાંક દેવદારૂના ઊંચા ઝાડ ઊભાં છે. અને આસપાસની હરિયાળી શોભાને લીધે ત્યાં કુંજ જેવું બની રહે છે. એ જગ્યાએ જવાની પગદંડી પણ રળિયામણી છે. આજથી થોડાં વર્ષો પહેલાં ત્યાં એક કલાકાર રહેતો હતો. એ માણસ ઘણો વિચિત્ર ગણાતો, અને જ્યારે જુઓ ત્યારે પોતાની નાનકડી ઝૂંપડીને બારણે બેઠો સિગાર પીતો હોય. એનું ઝૂંપડું પણ એના જેવું જ વિચિત્ર હતું. પણ એણે આસપાસ ચારે તરફ વિવિધરંગી ફૂલછોડા રોપીને એને આકર્ષક બનાવ્યું હતું. જ્યારે જુઓ ત્યારે પોતાની એક તૂટેલ ખુરશીમાં બેસીને સદાશિવ સિગાર ફૂંકતો હોય!

પોતાને કલાકાર કહેવરાવતો આ સદાશિવ મૂળ આંહીંનો ન હતો. પણ એક વખત એક કુટુંબ સાથે સીમલા આવેલો ને પછી આંહીં જ સ્થિર થઈ ગયેલો. એને રમતારામને પોતાના ગામમાં કાંઈ ખાસ આકર્ષણ ન હતું.

પોતે એકલો જ હતો. અને આ હિમાલયી સૌન્દર્યે એને ઘેલો ઘેલો કરી મૂકયો, એટલે એને છોડીને પાછા ફરવાની હવે એને ઇચ્છા પણ રહી ન હતી. અને હવે તો એ વાતને પંદર વીસ વર્ષ પણ થઈ ગયાં હતાં.

આ વિચિત્ર કલાકારને કોઈ ને કોઈ હરિના લાલ મળતા રહેતા. એ પોતાની જાતને કલાકાર કહેવરાવતો, પણ ખરી રીતે તો એ ચિત્રકાર પણ ન હતો. એ તો સાદો સરસ છબીચિતારો (Portrait painter) હતો. ફોટો આપો તો એના ઉપરથી ને સામે બેસો તો જોઈ જોઈને એવી સરસ તમારી છબી તૈયાર કરે કે તમે તમારી એ જાતને જાણે જાણતા ન હો તેમ જોયા જ કરો! તમને પણ લાગે કે તમારી એ જાત તો તમારી જાતથી આજ સુધી અજાણી રહી હતી! એક વખત એક મોટા જમીનદાર એના કૂતરાની એવી પ્રતિછબી માટે એને ૩૫૦૦ રૂ. આપી ગયેલો! એ સાચું કે તે પછી ત્રણ વરસ સુધી એની માસિક આવક દોઢસોથી કદી વધી ન હતી પણ વારંવાર કોઈ ને કોઈ અકસ્માત એના જીવનમાં બની રહેતો ને સદાશિવનું ગાડું ગબડયે જતું!

પણ એને જીવનમાં એક અસંતોષ હતો. એ કોઈ દિવસ એવું કલાકારી ચિત્ર આપી શકશે કે નહિ? કે નહિ જ આપી શકે?

એ એવું કલાકારીચિત્ર એટલે એણે હિમાલયનું પ્રથમ દર્શન કર્યું એ ભવ્ય ઉત્તુંગ શિખરમાળાના અંકમાં સૂતેલા રમ્ય પ્રભાતની પહેલવહેલી સુભગ સુરખી! હિમકન્યકા જેવી મનોહારી, એવી જ અદ્‌ભુત આકર્ષણધારી!

પણ એ એની હિમકન્યકા કોઈ દિવસ પૂરી ન થઈ તે ન જ થઈ.

સદાશિવને જીવનમાં અસંતોષ રહી ગયો. ત્યારે તો એણે આ જીવનમાં કોઈ જીવન ડોલાવનારી પળને પોતાની પાછળ છોડી નહિ! એ તો ઠીક—એણે એ મેળવી પણ નહિ. એ પણ ઠીક, એણે એ અનુભવી પણ નહિ. તે પણ ભલે—આવી સુભગ પળ એણે જો જરાક જાણી હોત તો પણ એના જીવનમાં એક સામર્થ્ય વસી રહેત!

પણ હિમકન્યકા સરી ગઈ. સરી જ ગઈ, વર્ષો સુધી સરી ગઈ!

જાણે કે એ કોઈ દિવસ એની પાસે આવી જ ન હતી!

[ ૨ ]

આજે હિમાલયનો ગાંડો વરસાદ શરૂ થયો હતો. આકાશમાં કડાકા ભડાકા થતા હતા. ડુંગરાઓ ગાજતા હતા. પાણી જાણે કે ભૈરવી અવાજે દોડતાં હતાં. ચારેતરફની સજીવસૃષ્ટિ તો ક્યારની ખૂણેખાંચરે બેસી ગઈ હતી.

એ વખતે એક મોટર સદાશિવની ઝૂંપડી પાસે અટકી. તેમાંથી બે જણાં ઊતર્યાં. એક પુરુષ હતો. બીજી સ્ત્રી હતી દેખીતી રીતે એમની શ્રીમંતાઈ કુદરતના આ કોપને પણ હારી શકે એવી પ્રબળ હતી.

## માસિક નોંધ

### સ્વતંત્રતાને પગલે પગલે નવા પલટાઓ લાવો

લામીની જંજીરો તૂટી છે. એક વિરાટ કારાગાર સમા આ દેશમાં વસનારાં માનવીઓનાં બંધન છેદાયાં છે. મહાત્માજીના એકાકી ઉપવાસથી માંડીને નવી દિલ્હીના ભવ્ય ભોજન સમારંભો સુધીની વિધવિધ રીતે લાખ્ખો હિન્દીજનોએ સ્વાતંત્ર્યસિદ્ધિના મંગલ પર્વની ઉજવણી કરી છે. મધરાતના અંધકાર વચ્ચેથી પ્રગટેલા આ યુગપલટાના વીજળી જેવા ચમકારાએ કરોડો મૂઢ આંખોને આંજી દીધી છે. હજારો ચિંતા–કષ્ટની ધગધગતી ધૂળ–રાખે દાયકાઓ પછી કે વર્ષો અને મહિનાઓ પછી, ચિર શાતા અનુભવી હશે.

પંદરમી ઓગસ્ટે આ દેશે જે મેળવ્યું છે તેને સ્વતંત્ર થવાની સ્વતંત્રતા ('ફ્રીડમ ટુ બી ફ્રી') કહી શકાય. તે દિવસે આપણા પગમાંથી બેડીઓ છૂટી છે. આપણી હાલત માટે આ એક ઘણો ક્રાંતિકારી પલટો ગણાય. પરંતુ તેને પગલે પગલે એવા જ બીજા પલટાઓ જો ચાલ્યા ન આવે તો માત્ર આ એક પલટાનો અર્થ કાંઈ રહેશે નહિ. પગમાં લોઢાની બેડીઓ હતી ત્યારે લાંબા કાળ સુધી એક સ્થળે બેસી રહેનાર માણસ એ બેડીઓ છૂટયા પછી પણ ઊઠીને અંગની આળસ ન ખંખેરે, આગળ વધવા દોટ ન મૂકે, અથવા તો અગાઉ કાટ ખાધેલ લોઢાની હતી તેને સ્થાને સુવર્ણની રૂપાળી બેડીઓ પહેરી સૂઇ જાય એ પણ બનવાજોગ છે. એ રીતે, માનવી પોતે મેળવેલી સ્વતંત્રતા ભોગવે નહિ ત્યાં સુધી સાચે જ સ્વતંત્ર કેમ ગણાય ?

પંડિત જવાહરલાલે કોલ આપ્યો છે કે, આ દેશમાં કોઈ નાગું–ભૂખ્યું ન રહે એવો દિવસ લાવીને જ અમે જંપશું. આપણી સમક્ષનું સૌથી ભગીરથ અને વિકટ કાર્ય એ જ છે. રાષ્ટ્રીય સરકારના એક પ્રધાન શ્રી મથાઇએ પણ એક ભાષણમાં દેશની આર્થિક ઇમારતનું ચણતરકામ કેટલું અગત્યનું છે તેની ઉપર ભાર મૂકયો છે, આપણા દેશની પ્રજા એક જ પુરાતન સંસ્કૃતિની અને ભવ્ય તવારીખની વારસદાર હોવા ઉપરાંત વિદેશી હકૂમત સામે લડવાના સંયુક્ત કાર્યને કારણે જ તેનામાં આટલી બધી એકરાષ્ટ્રીયતાની ભાવના જાગ્રત થઈ છે. એ વિદેશી અમલનો અંત આવતાં આ રાષ્ટ્રભાવનાને હવે કંગાલિયત સામેના એટલા જ અગત્યના યુદ્ધમાં જોતરી દેવી જોઇએ. ગરીબીને દૂર કરવા જેટલી જ અગત્ય શ્રી મથાઇ આર્થિક અસમાનતાઓનો નાશ કરવાના કાર્યને આપે છે.

### સ્થાપિત હિતોની ઝેરીલી પકડ દૂર કરવાની આખરી લડત

દેશના મોટા મોટા ઉદ્યોગો સાથે વર્ષો સુધી સંકળાયેલા શ્રી મથાઇ જેવા માનવી આર્થિક અસમાનતાઓ દૂર કરવાની, ગરીબ–તવંગર વચ્ચેના ભેદ બને તેટલા ઓછા કરવાની વાતો કરે છે તે બતાવે છે કે શ્રીમંતોનો સહવાસ એમના અર્થશાસ્ત્રીના પ્રાણને ગૂંગળાવી શકયો નથી. શ્રી મથાઈ વધુ સ્પષ્ટ વાણી તો એ પણ બોલ્યા છે કે—

> 'ઓગણીસમી સદીની શરૂઆતથી કોઇ પણ દેશની રાષ્ટ્રીય ચળવળનો ઇતિહાસ વાંચશો તો તમને જણાશે કે એ ચળવળ ચાલુ હોય ત્યારે ઇચ્છા—અનિચ્છાએ પણ તેને એ દેશનાં સ્થાપિત હિતોની લાગવગ, એની મદદ અને એનાં સાધનો ઉપર આધાર રાખવો પડે છે. મોટાં, સુવ્યવસ્થિત સ્થાપિત હિતો માટે તો એ ભારે લાભનો સોદો બને છે, કારણ કે રાષ્ટ્રવાદને પોતાનું આર્થિક પાસું હોય છે, અને તેથી રાષ્ટ્રીય ચળવળમાં સંડોવાયેલાં સ્થાપિત હિતો પરદેશીઓની હરીફાઇ સામે ઠીક ઠીક રક્ષણ મેળવી શકે છે.
>
> 'પણ આપણે યાદ રાખવાનો મુદ્દો તો એ છે કે દેશની રાષ્ટ્રીય ચળવળનો વિજયી અંત આવે ત્યારે પ્રજાને ભાન થાય છે કે ચળવળ દરમિયાન જેની મદદ ઉપર પોતે





રહી ગયો. એણે તરત ઊઠીને પોતાનું કબાટ ઉઘાડયું, એક જૂનો કાગળિયો ગોત્યો. કાંઇક વાંચ્યું. ભારે પગલે એ પાછો ફર્યો. મન જાણે એનું ભાંગી ગયું હોય તેમ–એના પગમાં જરાક લથડાટ હતો.

'ત્યારે તો આ માણસ એ જ. ચોક્કસ જ એ. બધી વાત–અરે! એનો ફોટો છે ને!'

—અને તે વિચારમાં પડી ગયો: મનસંવાદી ફિલસૂફી જાણે એના અંતરમાં ઊગી નીકળી.

'સદાશિવ! તેં આટલાં વરસ રાહ જોઇ, પણ હિમકન્યકાવાળી વિરલપળ તો ન મળી તે ન જ મળી. પણ ત્યારે ભાઈ! તારા જીવનમાં આ પણ એક વિરલ પળ નહિ? તું કયારે તલવાર લઇને મરવા જવાનો હતો–તારા ધરમ માટે? આ તારો ધરમ. બીજું શું?'

'ના પાડવાનો?'

'હાસ્તો ભાઇ!' પોતે જ પોતાને પ્રત્યુત્તર વાળ્યો.

'પણ શું કરવા?' મનમાંથી પ્રશ્ન આવ્યો.

'કેમ અલ્યા, શું કરવા? આ માણસ કેસરીમલ્લ–જેણે એક બાલાને, આ તારી ઝૂંપડીની આસપાસ જ કયાંક, હણી નાખી, શરીર ભોગવી ભોગવીને, ને એ તો પૈસા વેરીને છૂટી ગયો—પણ તું હવે એનો, કોઇનો નહિ ને એનો, 'પોરટ્રેઇટ' કરવા બેસીશ? એનો ચિતારો તું? તું આનો ચિતારો? કોઇનો નહિ ને આનો?'

'અલ્યા! સદાશિવ! આ ગાંડે રવાડે તને કોણે ચડાવ્યો?' અંદર ને અંદર મનોગત વાત ચાલી. વળી પ્રત્યુત્તર મળ્યો :

'પણ પેલી એક કોઈકની વાત છે, એ તને યાદ નથી? અદ્દભુત પીંછી એ ચિતારા પાસે. જે એની સામે બેસે એને એ અમર કરી મૂકે. એક વખત કોઈ દેશદ્રોહી આવી ચડે છે. ના નથી પાડતો એ–ઘસીને? આ હાથઆંગળાં નહિ કામે તો નહિ કામે–પણ એ આંહીં તો નહિ જ વપરાય. અલ્યા! પેલા ઢાકાના મલમલી આંગળાવાળાનું એ કહેવું હતું તેનું શું? અને તારાં પણ આંગળા જ છે નાં?'

'પણ હું—હું તો છબીચિતારો. જે બેસે એની પ્રતિકૃતિ કરવી—એ મારો ધરમ. હું એને શી રીતે ના પાડું? શા માટે ના પાડું? મારો ધરમ ચૂકું?' મારો વ્યવહારધર્મ ભૂલું?'

'ત્યારે તો તારો ધરમ વેશ્યા જેવો ભાઇ! કાં? એને જુવાન, વૃદ્ધ, અકાલવૃદ્ધ, અપંગ, કાંઈ જોવાનું નહિ. એને માણસ જોવાનો અધિકાર નહિ—પૈસા લેવાનો અધિકાર!'

'પણ એવું તો આ દુનિયામાં કયાં નથી થાતું?'

'તે હશે – સદાશિવ! પણ તને આવી પળ કયારે મળવાની છે? તારે ગામડે તો વળી, આવી ના પાડયાની ઘટના, તને કીર્તિ પણ અપાવત. આંહીં તો એ પણ નહિ મળે. આંહીં તને અજાણ્યાને કોણ ઓળખે છે? સદાશિવ! આવી વિરલપળ નહિ આવે હો ભાઈ! પેલી તો આવે ત્યારે, ભાઈ! આ તો ઝડપી લે!'

અરધી પીધેલી કોફીનો ઠંડો થયેલો પ્યાલો ત્યાં પડયો હતો – તે ઢળતો રહી ગયો. સદાશિવ એક કાગળ કાઢીને કાંઈક ઉતાવળે લખવા માંડયો. એમાં વપરાયલા No, શબ્દનો એનો મરોડ — કોઇક એ મરોડ પચાસ વર્ષ પછી જુએ; તો પણ એ 'નો'નો લખનારો શું કહેવા માગે છે, એ જાણે મનોમંથનનો વિષય બની રહે, એટલું બધું કાંઈક, એ એક શબ્દના મરોડમાં જ સદાશિવથી આવી ગયું હતું.

અને એ કાગળ લખી ટપાલમાં નાખી તે રાતે ચિતારો નિરાંતે સૂઈ ગયો. આજના જેવું જાણે એ કોઈ દિવસ સૂતો જ ન હતો.

*

પણ બીજે દિવસે પ્રભાતે ચિતારાને કોફી કરવાનો વખત પણ ન હતો. એ ઉતાવળે ઉતાવળે, પોતાના કેનવાસ ઉપર જાણે સિંહની ફાળથી, કાંઇનું કાંઇ કરી નાખવાના વેગમાં હતો.

રાતમાં એક મહા આશ્ચર્ય બન્યું હતું.

પંદર પંદર વર્ષમાં કોઈ દિવસ એની નજરે નહિ આવેલી પેલી 'હિમકન્યકા' ને આજે એણે પહેલવહેલી, કલ્પનાના ઇંદ્રધનુરંગી હોડલામાં બેઠેલી, સ્પષ્ટપણે જોઇ હતી!

એને હવે ઉતાવળ હતી. એ 'હિમકન્યકા' પાછી કયાંક હાથતાળી દઈને નાસી જાય નહિ.

*





ઘણો આધાર રાખ્યો હતો તે સ્થાપિત હિતોની પકડમાં એ સપડાઇ ગઈ છે. આજે હિંદમાં આપણી હાલત પણ અમુક અંશે આવી બની છે. આપણી સમક્ષ બાકી રહેલું મુખ્ય કાર્ય આપણી પ્રજાને જકડતી સ્થાપિત હિતોની આ પકડને દૂર કરવાનું અથવા ઢીલી પાડવાનું છે. એને માટેની લડત લાંબી, આકરી અને જહેમતભરી બનશે. પણ આપણે એ કાર્ય હિંમતપૂર્વક અને આપણી તમામ શક્તિઓ વડે નહિ કરીએ તો આપણી સ્વતંત્રતા એળે જશે.'

## વિદેશીઓ સામે લડનારાઓ મૂડીવાદ સામે અચલ રહેશે ?

શ્રી મથાઈએ હિંમતપૂર્વક જેની સામે આંગળી ચીંધી છે તે સ્થાપિત હિતોની પકડ આપણા પ્રજાજીવન ઉપર કેટલી મજબૂત છે તે તો આપણી ચોપાસના રોજિંદા જીવનમાં ડગલે ને પગલે પળેપળે દેખાય છે. આપણા પ્રાંતીય રાજકારભારના સુકાની આગેવાનોથી માંડીને વડી સરકારના રાષ્ટ્રનેતાઓ સુધી પણ આ ઝેરીલી પકડ પહોંચેલી જોઇ શકાય છે. વિદેશીઓ સામેનું યુદ્ધ ચાલુ હતું ત્યારે એ યુદ્ધમાં એક ડગલું પણ પાછું ન હઠે તેવા યોદ્ધાઓનાં નામ સેંકડોને હિસાબે આપણે લઇ શકીએ તેમ હતા. પણ મૂડીવાદીઓ સાથે જરાય સમાધાન ન કરે તેવા ટોચના આગેવાનોના નામોની ટીપ કરવા બેસીએ તો આજે ગાંધીજીની પછી એ યાદી બહુ લાંબી બને કે કેમ તે શંકાસ્પદ છે.

દેશની સામે આ એક ભારે વિકટ કોયડો ઊભો થયો છે. આજ સુધી પ્રજાના અધિકારો માટે લડેલી કોંગ્રેસે રાજકારભાર હાથમાં ધર્યો છે ત્યારે એને એની ભૂલો બતાવે, એની ટીકા કરે, એની ખામીઓ સામે લોકમત તૈયાર કરે અને વખત આવ્યે, જરૂર પડ્યે, ચૂંટણીમાં એને શિકસ્ત આપીને લોકશાહી રસમ પ્રમાણે નવી સરકાર રચી શકે તેવો સુવ્યવસ્થિત વિરોધ પક્ષ દેશમાં એકેય દેખાતો નથી. ટીકાઓ કરે છે તેઓ ચૂંટણીમાં જીતી શકે તેવા કે જીતીને રાજતંત્રની અપાર જવાબદારીઓ સંભાળી લઇ શકે તેવા વ્યવહારકુશળ નથી, અને ચૂંટણીમાં પોતાનું પાણી બતાવી શકે તેવા જે છે તેમની મથરાવટી મેલી છે.

## સમાજવાદીઓ વહીવટ સંભાળી કાર્યશક્તિની વાનગી આપી શકે

સમાજવાદી પક્ષને ૧૯૪૨ની લડત દરમિયાન કેટલીક કીર્તિ સાંપડી છે. તેને તે કોંગ્રેસની નરી ટીકાઓ કરવામાં જ ક્યાંક વેડફી નાખશે એવી દહેશત રહે છે. રચનાત્મક કાર્યના પૂંજ ખડકાયા છે તેમાંથી એ હજી માંડ તરણાં ઉપાડી શકે છે. એ પક્ષની આવી કાંઇક અંશે નિષ્ક્રીય દશાનો જાણે કે બચાવ કરતા હોય તેમ શ્રી જયપ્રકાશ નારાયણે અમદાવાદમાં કહ્યું કે, હવે પછીની ચૂંટણીમાં પ્રજા અમને ચૂંટી મોકલશે તો અમે સૌ સારાંવાનાં કરી દેશું. વળતા દિવસોમાં જ સરદાર વલ્લભભાઇએ તેનો જવાબ આપ્યો કે, આવતી ચૂંટણીઓ સુધી થોભવાની જરૂર નથી, આવો, આજે જ નવમાંથી એક પ્રાંતની લગામ હાથમાં ઝાલી લ્યો, અને તમને સમજાશે કે કેટલી વીશે સો થાય છે. સાફદિલ સમાજવાદીઓ માટે આ એક સુંદર તક હતી—કેટલી વીશે સો થાય છે તે સમજવાની ભલે નહિ, પણ પોતાના આદર્શોને પ્રજા સમક્ષ વ્યવહારમાં મૂકી બતાવવાની. 'અમને સત્તા સોંપવી એ સરદારના હાથની વાત નથી,' એવો જવાબ સાચો નથી, કારણ કે આજે તો હજી સરદાર ધારે તો સમાજવાદીઓને કોઈ પણ પ્રાંતનો વહીવટ સોંપી શકે તેવી સ્થિતિમાં છે. કાલે પછી એવી સ્થિતિ ન હોય, કે એવી મનોદશા પણ ન રહે, તે વાત જુદી છે.

પ્રજાનાં દિલ હવે પછીથી માત્ર વચનો ઉપર ઇતબાર નહિ રાખી શકે—કારણ કે ખુદ કોંગ્રેસને માટે પણ પોતે આપેલાં વચનો પાળવાનું કાર્ય કેટલું મુશ્કેલ બની ગયું છે તે લોકો અનુભવી રહ્યાં છે. સમાજવાદીઓ પણ વચનો આપવાને બદલે આવી તક ઝડપીને પોતાની કાર્યશક્તિની

'કાળા બજાર સામે પોકાર પાડનારા પણ આપણે અને આવા જમાનામાં કાળું બજાર ન કરીએ તો શી રીતે રહેવાય, એવું કહેનારા પણ આપણે!

'બધે લાગવગ પેસી ગઇ છે એવું કહેનારા પણ આપણે અને લાગવગ વાપરીને એનો લાભ ઉઠાવનારા પણ આપણે!'

જનતાની વચ્ચે વસનારા શ્રી બબલભાઇ જેવા લોકસેવક આપણી પ્રજાની અવદશાનું આમ દર્શન કરાવી તેને સન્માર્ગે ચડવા પ્રેરે તે યથાર્થ જ છે. પરંતુ તેને લીધે સરકાર પોતાની જવાબદારીમાંથી છૂટી જઇ શકે નહિ, તેની ઓથે પોતાની નિષ્ક્રીયતા એ છુપાવી શકે નહિ. સારું અને નરસું આચરનારાઓના ભેદ તો સમાજમાં સદાય રહેવાના જ. એ બેના એકમેક સામે છેદ ઉડાવીને પોતાની ફરજ પોતે બજાવી રહેલ છે તેવું માનવાની ભૂલ વિદેશી હકૂમત કરી શકે, પ્રજાકીય સરકારો હરગીઝ નહિ. ચોરી ન કરવાનો કાયદો કર્યા પછી એકસોની વસતીમાંથી પચાસ ચોરી નથી કરતા તો બીજા પચાસ ચોરી કરે છે, માટે અમે શું કરીએ? એમ કોઈ સરકાર કહેતી નથી. એ સોમાંથી એક જ પ્રજાજન ચોરી ન કરનારો હોય તો પણ સરકારનું કર્તવ્ય તો બાકીના નવ્વાણુંને નસ્યત કરી, કેળવણી આપી ચોરીઓ અટકાવવાનું જ હોવું જોઇએ.

## સદાય સામે ઘૂરકતો ભૂખમરો હવે કાયમી નિકાલ માગે છે

'અનાજ પહેલું કે કાપડ?' એ નામે એક લેખમાં શ્રી રવિશંકર મહારાજે ઘણાના મનમાં ઘોળાઈ રહેલા એક પ્રશ્નનો જવાબ આપ્યો છે, કે દર વર્ષે 'વધુ અનાજ ઉગાડો'ની ઝૂંબેશ ચાલે છે અને છતાં ભૂખમરો કેમ સદાય આપણી સામે ઘૂરકતો રહે છે? મહારાજશ્રી કહે છે તેમ, અનાજ વધુ પેદા ન થવાનાં બે કારણો એ છે કે: (૧) ખેડૂતને અનાજના પૂરતા ભાવ નથી મળતા. કાપડના ભાવ નક્કી કરવામાં મિલમાલિકને કેટલા ભાવ પોષાશે, એને અમુક ટકા નફો રહેશે કે નહિ વિગેરેનો વિચાર થાય છે: પરંતુ અનાજનો ભાવ નક્કી કરવામાં એ અનાજ પકવનાર ખેડૂતનો કાંઇ જ અવાજ નથી હોતો. (૨) અનાજ ઉગાડવા માટે ખોળ કે ખાતર જોઇએ, પંપ પતરાં કે સિમેન્ટ જોઈએ, હળ માટે લાકડું ને લોખંડ જોઇએ એ ખેડૂતને મેળવી આપવાની કોઇ જ વ્યવસ્થા નથી હોતી, અને હોય છે તો એવી કે જેનો લાભ ખેડૂતને મળવો મુશ્કેલ બને.

આપણે ત્યાં કેટલાક વર્ષોથી અનાજની હાડમારી અસહ્ય બની રહી છે, પરદેશથી માગીભીખીને સડેલા જવ-મકાઇ (માગીભીખીને નહિ, સોનાની સામે જોખીને) આપણી પ્રજાને ખવરાવાઇ રહ્યાં છે. હવે તો એ પરિસ્થિતિના નિકાલ માટે આકરાં હિંમતપૂર્વકનાં પગલાં ભરાવાં જોઈએ. પરદેશથી અનાજ આયાત કરવામાં આપણે આપણી સંપત્તિની બેફામ લૂંટ ચાલવા દઈએ છીએ અને પોષણહીન ખોરાક ઉપર આપણી પ્રજાને જિવાડી રહ્યા છીએ.

## વધુ અનાજ ઉગાડવાની પ્રેરણાદાયી બ્રિટિશ યોજના

બ્રિટન જેવા દેશમાં કુલ ડૉલર-ખર્ચનો અરધો હિસ્સો તો અનાજની આયાત પાછળ વેડફાઈ જાય છે એ જોઇને ત્યાંની સરકાર ચોંકી ઊઠી છે, જીવનધોરણ તૂટી પડે ને ભિખારી-દશામાં તેને જીવવું ન પડે તે માટે ઘર આંગણે જ અનાજનું ઉત્પાદન વધારવા તેણે કમર કસી છે. આવતાં ચાર વર્ષ દરમિયાન દસ કરોડ પાઉન્ડની કિંમતનું વધારાનું અનાજ બ્રિટનમાં જ પેદા કરવાની જેહાદ બ્રિટનના ખેતી-પ્રધાન શ્રી ટોમ વિલિયમ્સે શરૂ કરી છે. આ જેહાદ નિષ્ફળ જશે તો બ્રિટનની પ્રજાને પૂરતું પોષણ નહિ મળે તેમજ બેકારી વધી પડશે એવી ચેતવણી એમણે ખેડૂત-સંઘની સભામાં આપી છે. ઉત્પાદનના આ વધારાનો અરધો ભાગ તો વધુ કાર્યદક્ષતાથી જ સાંપડશે એવી એમને આશા છે. બાકીના અરધા ભાગ માટે દેશનાં સાધનોનો વધારો કરાશે. આવતે જ





બળી રહેલા અને લોહીલોહાણ બનેલા પંજાબની આપણા આગેવાનોને કાંઈ જ પડી નથી, અને જો યુક્તપ્રાંત કે ગુજરાતના ભાગલા પાડવાનું નક્કી થયું હોત તો તેઓ આટલા સ્વસ્થ ચિત્તે બેસી રહ્યા ન હોત. જવાહર અને સરદારને મન તો શું યુક્તપ્રાંત, શું ગુજરાત કે શું પંજાબ, આખું હિંદુસ્તાન પોતાનું વતન છે અને એના કોઈ પણ ભાગમાં દાવાનળ સળગતો હોય તેના ડામ તેમના અંતર ઉપર દેવાતા જ હોય. પરંતુ ગુજરાત–યુક્તપ્રાંતની પ્રજા વિશે આવું કહી શકાય ખરું? પંજાબની વેદનાનો અંશ પણ આપણે અનુભવીએ છીએ ખરા? રાજકીય સરહદો ભલે બદલાઈ ગઈ, આપણા અંતરમાં અખંડ હિંદની અસલ સરહદો ઉપર દીપમાળ પ્રગટેલી રાખશું તો ભાગલાને જોતજોતામાં ભૂંસી નાખી શકશું.

### આઝાદીનો અણનમ યોદ્ધો પઠાણ ગૂંગળાવાઈ રહ્યો છે

પંજાબને માથે તો આળ હતું કે એ એશઆરામી બનીને સ્વાતંત્ર્ય–યુદ્ધમાં હમેશાં પછાત રહ્યું છે. પણ સરહદ પ્રાંતના પઠાણોએ એવો શો અપરાધ કર્યો હશે કે એમને પણ સ્વાતંત્ર્ય–સિદ્ધિની ઉજવણીથી વંચિત રહેવું પડ્યું. સરહદને આપણે ભૂલી તો નથી ગયાને? સ્વતંત્રતા મેળવવાની અધીરાઈમાં આપણે સરહદનો બલિ તો ધરી દીધો નથી ને? બાદશાહખાનની ઇચ્છા વિરુદ્ધ જઈને આપણા નેતાઓએ ત્રીજી જૂનની જાહેરાતની સરહદી લોકમત અંગેની કલમ સ્વીકારી લીધી ત્યારથી જાણે કે હિન્દી રાષ્ટ્રવાદના અને સરહદી પઠાણોના રાહ ન્યારા બની ગયા છે, ત્યારથી પઠાણોને દિલ્હીને બદલે કાબુલ વધુ નજીક લાગવા માંડયું છે. સરહદના બનાવો અંગે અનેક પ્રકારની આશંકાઓ જન્માવતી ચૂપકીદી લોકમતના ચુકાદા પછી આપણે સેવી રહ્યા છીએ. પંદરમી ઑગસ્ટની ઉજવણી અંગેના સમાચારો કોઈ અંધારખૂણે પડેલાં ગામડાંમાંથી પણ આવ્યા, પરંતુ ન આવ્યા એક સરહદમાંથી — સ્વાતંત્ર્યસંગ્રામમાં સદા મોખરે રહેલા, આખર લગી અણનમ રહેલા પઠાણોના વતનમાંથી. અને તે પછી સરહદની ધારાસભામાં બહુમતી ધરાવતા ડૉ. ખાનસાહેબના કૉંગ્રેસી પ્રધાનમંડળને પાકિસ્તાની સરમુખત્યારની આજ્ઞા પ્રમાણે એક નામચીન અંગ્રેજ ગવર્નર બરતરફ કરે છે, એક પછી એક દિવસ વીતે છે અને છતાં સરકારમાંના કે સરકાર બહારના રાષ્ટ્રીય આગેવાનોના મોઢામાંથી એ વિશે એક સખૂન પણ નીકળતો નથી. ગાંધીજીની પ્રાર્થના-સભામાં પણ (આ લખતાં સુધી) જાણે કે એ વિષય અંગે કાળજીપૂર્વકની ચૂપકીદી સેવાતી હોય તેવું લાગે છે.

આ બધો ભેદ શો છે તે સમજાતું નથી. એક વિદેશી સરકાર, મુસ્લિમ લીગના પોતાના જ મઝહબી ભાઈઓ અને ગઈકાલ સુધી જેની સાથે ખભેખભા મિલાવીને લડેલા તે હિન્દી રાષ્ટ્રવાદીઓ — એ ત્રણ વચ્ચે થયેલી કોઈ ક્રૂર સમજણને પરિણામે ગૂંગળાઈ રહેલા પઠાણની પણ આપણે દયા તો ખાવાની જ નથી. કારણ કે પઠાણોમાં જેમ શાંત સત્યાગ્રહી ખુદાઈ ખિદમતગારો છે તેમ ઝમ્મે પખ્તૂનવાળા નવજવાન બંધૂકધારીઓ પણ છે. દયા તો આપણી જ ખાવાની રહે છે, કે આવો એક વિરલ સાથી આપણી હરોળમાંથી આમ ખેરવાઈ રહ્યો છે.

### આજનો ઝેરી ચકરાવો અને પ્રજાકીય સરકારનું કર્તવ્ય

સ્વાતંત્ર્ય–સૂરજનાં કિરણો પણ જેમાં અટવાઈ જાય તેવાં કાળ–જાળાં આજે આપણી આસપાસ ગૂંથાઈ ગયાં છે. 'શિક્ષણ અને સાહિત્ય' માં 'આજનો ઝેરી ચકરાવો' નામે લેખમાં શ્રી બબલભાઈ મહેતા કહે છે તેમ —

> 'આજકાલ આપણે સૌ એક એવા ઝેરી ચકરાવામાં ફસાયા છીએ કે એમાંથી શી રીતે બહાર નીકળવું એની જ કોઈને સૂઝ પડતી નથી. . . .
>
> 'સરકારી તંત્ર શિથિલ થઈ ગયું છે એવું કહેનારા પણ આપણે અને લાંચ આપી લઈને એ તંત્રને શિથિલ બનાવનારા પણ આપણે!

ઉદ્યોગપતિ શ્રી. દાલમીયાંએ કરી તેમાંથી કોમવાદને એક નવો મોરચો મળ્યો. હિંદી રાજ્ય સંઘમાં ગોવધ સામે કાનૂની પ્રતિબંધ મૂકવાની માગણી કરતાં ૫૦,૦૦૦ પત્તાં, ૩૦,૦૦૦ કાગળો અને હજારો તાર એકલા રાજેન્દ્રબાબુ ઉપર જુલાઈની ૨૫મી સુધીમાં આવેલાં. યુક્ત પ્રાંતમાં પ્રજાકીય પ્રધાનમંડળ સામે 'સીધાં પગલાં'ની નકલી ચળવળ માંડનાર હિંદુ મહાસભાએ પણ પોતાની માગણીઓમાં પાછળથી આ નવી માગણીનો ઉમેરો કર્યો હતો. આપણી પ્રજાનો મોટો ભાગ શિક્ષિત કે જાગ્રત ન હોવાથી મૂડીવાદીઓ, જમીનદારો અને પ્રગતિના શત્રુઓ ધર્મના (અને દેશ–પ્રેમના પણ) ઓઠા હેઠળ આવી જેહાદો અને ચળવળો ઊભી કરીને સત્તા હાથ કરવા વારંવાર ધમપછાડા મારતા રહેવાનાં જ.

લડાઇ દરમિયાન ગોરાં લશ્કરોને ખવરાવવામાં વર્ષો સુધી હિંદુસ્તાનની હજારો ગાયોની કતલ થઇ રહી હતી ત્યારે કેમ કોઈ ગોરક્ષકો જાગ્યા નહોતા, તે સમજવું મુશ્કેલ નથી, કારણ કે આજે ગોરક્ષક બનેલાઓ એ દિવસોમાં એ લશ્કરોને અને સરકારને માટે જાતજાતનાં સરંજામ પૂરા પાડવાના ગંજાવર કોન્ટ્રાકટ લઇને બેસી ગયેલા હતા. હિંદુ ધર્મમાં ગોવધની મનાઈ હોય તેથી હિંદી રાજ્ય સંઘથી તેની સામે કાનૂની પ્રતિબંધ મૂકી શકાય નહિ, કારણ કે હિંદ એ એકલા હિંદુઓનો દેશ નથી. ગાંધીજીએ કહ્યું છે તેમ, હિંદુ ધર્મ હિંદુઓને ગોવધની મનાઈ કરે છે, આખી દુનિયાને નહિ. વળી કોઈ ધર્મના નિયમોને કાયદાનું સ્વરૂપ આપીને તેને ટકાવી રાખવો તે તો એક જર્જરિત બનીને સડી ગયેલ સંસ્થાને ટકાવી રાખવા બરોબર થયું. હિંદુ ધર્મ એ રીતે ક્યાં સુધી ટકી શકશે? હિંદુઓમાં સાચી ધર્મભાવના હશે અને એમનામાં તાકાત હશે તો મુસ્લિમો, ખ્રિસ્તીઓ, પારસીઓ, તમામ વિધર્મીઓ એમના ધર્મના સિદ્ધાંતોની અદબ પાળશે. મસીદ પાસે વાજાં ન વગાડવા માટે મુસ્લિમોને કોઈ કાયદો કરાવવો નહોતું જવું પડયું.

### ગોમાંસ ખાનારાઓ પાસેથી શીખવા જેવો ગો-ઉછેર

વસ્તુતઃ ગોરક્ષાનું કાર્ય આવા કાયદાઓથી નહિ પણ ગોપાલન માટેના મોટા પાયા પરના કાર્યક્રમોથી જ થઈ શકે. યુરોપના દેશોમાં, અમેરિકામાં અને બીજે ગોવધનો પ્રતિબંધ નથી, લાખો લોકો નિયમિત રીતે ગાયનું માંસ ખાય છે, અને છતાં એ સર્વ દેશો ગાયની કેવી ઉમદા જાળવણી કરે છે તે તો સફેદ હાથણી જેવી એમની ગાયોને જોઈએ તો તરત સમજી શકાય તેવું છે. ત્યાં ગાયોની પદ્ધતિસરની માવજત થાય છે, એનું શરીર વધુ ને વધુ કદાવર બને, એ જીવે ત્યાં સુધી એનાં આંચળ વધુ ને વધુ દૂધ આપનાં રહે અને એને મારો ત્યારે એની કાયા વધુ ને વધુ પૌષ્ટિક માંસ આપતી રહે, એવી વિજ્ઞાનની શોધખોળો એ દેશોમાં થતી રહે છે. આપણને ગાય ઉપર જો ખરેખર પ્રેમ હોય—અરે આપણાં બાળકોને રોજ એક શેર દૂધ પાવા જેટલો પ્યાર પણ એમની ઉપર હોય તો ગો-ઉછેરની બાબતમાં પશ્ચિમના દેશો પાસેથી આપણે ઘણું શીખવાનું છે.

### છુટાછવાયા સુધારાઓ વાસીદામાં તણાઈ જાય છે

સ્વતંત્રતા આવી ગયા પછી સ્વદેશપ્રેમ અને સ્વભાષાપ્રેમની જે અનેક નાની નાની સરવાણીઓ ફૂટી નીકળી છે તેમાંની એક છે બ્રિટિશ સરકારે આપેલા ખિતાબોનો ત્યાગ કરવાની, અને બીજી છે અંગ્રેજોએ બગાડેલા હિંદી નામોની અસલ સ્વરૂપે પુનઃસ્થાપના કરવાની. હિંદની બંધારણસભાએ આઝાદ હિંદમાં કોઇને ઇલ્કાબો ન આપવાનો અને કોઈ પણ વિદેશી હકૂમતે હિંદી નાગરિકને આપેલા ઇલ્કાબો મંજૂર ન રાખવાનો નિર્ણય કર્યો તે પછી કેટલાક ખિતાબધારીઓમાં પોતાના ઇલ્કાબોનો ત્યાગ કરવા જેટલી જાગૃતિ આવી લાગે છે. અંગ્રેજોએ આપેલા ખિતાબોને હવે આપણા સ્મરણમાંથી જ ભૂંસી નાખવા માટે દરેકેદરેક ખિતાબધારીમાં એવી સદ્‌બુદ્ધિ જાગે ત્યાં સુધી ધીરજપૂર્વક રાહ જોઈ શકાય નહિ. એનો સીધો-





વર્ષે પાંચ લાખ એકર વધુ જમીનમાં ઘઉંની ખેતી થશે. શ્રી વિલિયમ્સે ખેડૂતોને કોલ આપ્યો છે કે, અનાજના ભાવ વધારાશે, ખેતી માટે 'લોન' અપાશે, રોકડ નાણાંની મદદ અપાશે, મકાનો અને યંત્રો માટે ખેતીને સૌથી પ્રથમ હક્ક મળશે, અને બીજી અનેક નાની મોટી સગવડોનો લાભ તેઓ લઇ શકશે.

આપણા શાસનકર્તાઓ માટે આ બધું પ્રેરણાદાયી નથી? જાહેર મેળાવડાઓ, મિજબાનીઓ અને ઉદ્‌ઘાટન-ક્રિયાના સમારંભોમાં એક વર્ષ સુધી ન જવાની પ્રતિજ્ઞા પ્રધાનો લઈ જુએ તો એમની અંદર સૂઇ રહેલી શક્તિઓને માટે બીજાં કેટલાં પ્રજા-ઉપકારી કાર્યક્ષેત્રો પડ્યાં છે તે તેમને જરૂર દેખાશે.

## વહીવટીતંત્રમાં પ્રવર્તી રહેલી વિચારશૂન્યતાનો વધુ નમૂનો

પ્રજાકીય પ્રધાનોના હાથમાં પ્રાંતોનો વહીવટ આવ્યાને વરસ ઉપર થઈ ગયું છતાં રાજકારભારમાં ઠેરઠેર જે વિચારશૂન્યતા પ્રસરી રહેલી દેખાય છે તેનું એક વધુ દૃષ્ટાંત ગાંધીજીને પોતાની ઉપર આવેલો એક પત્ર 'હરિજનબંધુ'માં પ્રગટ કરીને આપવું પડ્યું છે. ઘોડદોડની શરતોને પરિણામે રેલ્વે-તંત્રને જે અસહ્ય ઘસારો થાય છે, અનાજનો બગાડ થાય છે, પેટ્રોલનો વ્યય થાય છે અને લોકોમાં એક હરામચસકો વધુ ને વધુ ફેલાતો જાય છે તેનો નિર્દેશ કરીને એ પત્રલેખક ગાંધીજીને કહે છે કે—

'હકીકત તો એ છે કે આપણામાંના ઘણાની મુગ્ધ દશા તો એ ને એ જ રહી છે...ગઈકાલે આપણે સરકારી અમલદારોના વલણ, શક્તિ, આવડત, રીત વગેરે પર પ્રહાર કરતા હતા. આજે એ જ અમલદારોના હાથમાં લગામ રહી છે અને તેની પકડ વધારે દૃઢ બની છે. તંત્ર આખું તેને શરણે હોય તેવું લાગે છે. તેના અનુભવો અને કાર્યશક્તિ વગર આપણું ગાડું જરા પણ ચાલી શકે તેવું નથી લાગતું. પરિણામે તેમની બેપરવાઇ અને ઉન્માદ પર અસર થઇ છે. જે લોકોએ લાખો કરોડોના ગોટાળા કર્યા છે, જેને અવ્યવસ્થામાં લાભ છે, જેણે કાર્ય અને જવાબદારી ટાળવાની જ કુશળતા કેળવી છે, જેણે પ્રજાનો ખ્યાલ સામે રાખ્યો નથી અને આજે પ્રજાને 'લેતા જાઓ' કહેવાની તક (જેમને) મળી છે તેનામાં એકાએક ફેરફારની કઈ રીતે આશા રાખી શકાય?'

એ ઉપર ટીકા કરતાં ગાંધીજી કહે છે કે 'હવે તો સ્વરાજ થયું! હજુ આપણે એવા ને એવા? જો આપણે નહીં ચેતીએ તો વાન બદલ્યા તેથી સાન બદલવાની નથી એમ સિદ્ધ કરશું,' એ કેટલું સાચું છે!

## વર્તમાનપત્રો વિશેનાં બે અચરજો

'હરિજનબંધુ'ના એ જ અંકમાં જેને 'વિષે પોતાનો અભિપ્રાય બોલી બતાવતાં ગાંધીજીનું ગળું બેસી ગયું છે' તે મીઠાઇ બનાવવામાં થઈ રહેલા દૂધના વ્યય અંગે પણ શ્રી સુશીલા નૈયરની એક નોંધ છે. અચરજ તો એ વાતનું થાય છે કે 'ઘોડદોડની લત' અને 'દૂધની મીઠાઇ' જેવાં દેખીતાં અને અનેકવાર વર્ણવાઈ ગયેલાં સામાજિક અનિષ્ટો સામેની જેહાદ પોતાનાં પાનાં ઉપર ચાલુ રાખીને આપણાં વર્તમાનપત્રો 'હરિજનબંધુ'ની કટારોમાં બીજી મૂલ્યવાન લેખન-પ્રસાદી માટે મોકળાશ કેમ નહિ કરી આપતાં હોય! લોકોની આજે જાગેલી વધુ ને વધુ સમાચારો માટેની ભૂખ આપણાં છાપાં પૂરી સંતોષી શકતાં નથી ત્યાં એમને હજી વધુ જાહેર ખબર લેવાની છૂટ આપવી જોઇએ એવી ભલામણ અખબારી-કાગળ સલાહકાર-સમિતિએ તેની તાજેતરની બેઠકમાં કરી છે તે પણ ઓછા આશ્ચર્યની બીના નથી.

## ધર્મ અને દેશપ્રેમની ઓથે પ્રગતિશત્રુઓના મોરચા

પાકિસ્તાન મંજૂર રાખીને આપણે મુસ્લિમ લીગની રોજેરોજની ઝઘડાવૃત્તિમાંથી તો છૂટ્યા, પણ કોમવાદી મનોદશા તો બીજી દિશામાંથી પણ આપણી સન્મુખ આવીને ઊભી રહે છે. હિંદમાં ગોવધ અટકાવવાની જેહાદમાં પોતે, પોતાની પત્નીઓ અને પોતાના જમાઇ સુદ્ધાં દેહ પાડશે એવી જાહેરાત જાણીતા કરોડપતિ

# જીવનપંથ

ચાલી આવતી આપકથાનો હપ્તો સાતમો

**ધૂમકેતુ**

❀ જેમાં હું એકીસાથે છ નવલકથાઓ શરૂ કરું છું. ને છમાંથી એકે પૂરી કરતો નથી. ❀ મરિયમબીબી ઉર્ફે ખતીજા પાસે હું વાર્તાઓ ઉપર વાર્તાઓ વાંચ્યે જ જાઉં છું! ❀ વીરપુર પછી બીલખાના શ્રીમન્નથુરામ શર્માના આનંદાશ્રમને પંથે.

મરિયમબીબીનું ઘણું કરીને એક બીજું નામ પણ હતું. ખતીજા. આ ખતીજામાં જેવી ઊંચા પ્રકારની સાહિત્ય રસિકતા હતી, તેવી જ શૂરવીરતા પ્રત્યે પ્રેમભક્તિ પણ હતી. વીર દુર્ગાદાસ વાંચતાં, જ્યાં એ અન્યાયનો સામનો કરતાં ઘાયલ થાય છે ને કૂવામાં સંતાય છે, દુશ્મનો તપાસ કરવા આવે છે, અને જે કૂવામાં દુર્ગાદાસ સંતાયો છે એના લગભગ કાંઠા સુધી આવે છે, એ હમણાં પકડાયો કે શું એવી ગંભીર પળ આવે છે, વાંચનાર સાંભળનાર સૌ હવે શું થશે એની આતુરહૃદયે રાહ જુએ છે, અને ખતીજાબીબીની આંખમાંથી શ્રાવણ–ભાદરવો ચાલવા માંડે છે! એનો સહાનુભૂતિભર્યો આત્મા દુર્ગાદાસ ઉપર આવતું બાદશાહી આક્રમણ સહી શકતો નથી.

તે દિવસે તો મારામાં રહેલા કોઇ અજ્ઞાત માનસને ખતીજાબીબીનું આ વાર્તાપ્રિય માનસ ગમ્યું હશે એમ કહી શકાય, પણ આજે જ્યારે આખા પ્રસંગને નજર સમક્ષ ખડો કરીને પૃથક્કરણશીલતાથી નિહાળું છું ત્યારે લાગે છે કે હું કુંકાવાવથી આવ્યો ને જે વખંભર ઘર, શૂન્યતાના સાગર સમું લાગતું હતું, એ ઘરમાંથી મારે દૂર ને દૂર ભાગી જવું હતું! એ ઘરમાં તો હું એક પળ પણ ઊભો રહું અને જાણે તરત માની મધુર છબી સામે ખડી થઈ જાય! આંખમાં આંસુ તો આવ્યાં રહે નહિ–ને વ્યાકુળતાનો કોઇ પાર નહિ. કેટલીક વખત તો ઘેલછામાં હું ખરેખર માનું કે કોઈ ને કોઈ ખંડમાં મા બેઠાં હશે! એક પછી એક ઓરડા જોવા પણ માંડું, પરંતુ મરેલ કોઇ, કોઈ દિવસ પાછું આવ્યું છે તે મા પાછાં આવે? એ તો માનવને મળેલા અપૂર્વ વારસાની વસ્તુ બની ગયાં, કલ્પનાની. અને એ કલ્પનામાં તો હું એમને વર્ષો સુધી મળતો રહ્યો ને એ મને મળતાં રહ્યાં!

માનું એ સ્થાન, એ વખતે મને લાગે છે, ખતીજાબીબીએ લઇ લીધું ને મને ભાંગી જતો બચાવી લીધો. ક્યાં બાટવા પાસેના કોણ જાણે કયા ગામડાની ધર્મે અને જાતિએ તદ્દન જુદી એવી આ અભણ મેમણબાઇ અને ક્યાં હું ઉચ્ચ કુળનો બ્રાહ્મણ! વાર્તારસની સાંકળે તો અમારા જેવા અનેક છોકરાઓને ત્યાં ભેગા કર્યા, પણ મરિયમબીબીનો સુગંધ સુગંધ મહેકતો, જુવાન, હસમુખો, નિર્દોષ, તેજસ્વી કડક ચહેરો, એના લૂગડાંની મોહક ભભક, એની બારણા ઉપર ગાદી નાખીને રાણીની પેઠે બેસવાની છટા અને એને પોતાને છોકરું નહિ અને મારા ઉપર વરસતું એનું લગભગ માતૃત્વભર્યું વહાલ! હું તો નુરમહમ્મદ અહમદ કુમઠી માસ્તરનો રૂપરડી પાંચનો વગર ખરીદેલો ચોવીસે કલાકનો રાજીખુશીનો ગુલામ જ બની રહ્યો!

નુરમહમ્મદ માસ્તરને અમારા ઘર સાથે એવો તો ઘાટો સંબંધ પછીથી થઇ ગયો કે એ તો સુખે દુઃખે અમારી સાથે ઊભા રહે. પોતે જાતના મેમણ હતા, અને વર્ષો સુધી બાટવા સિવાય બીજું કોઇ ગામ વેઠેલું જ નહિ, એટલે આંહીં આવવું પડેલું એ એને ગમ્યું ન હતું, પણ જ્યારે આવવું જ પડ્યું, ત્યારે તો પોતે ગામમાં એક એવી મીઠી માયા ફેલાવી દીધી કે ન પૂછો વાત.

નુરમહમ્મદ માસ્તર આવા માયાળુ હતા અને ખતીજા વાર્તારસની ભારે શોખીન હતી, એટલે હું





સાદો રસ્તો લોકવ્યવહારમાંથી ઇલ્કાબોને નાબૂદ કરવાનો છે. ખરી રીતે સામાન્ય પ્રજાજનને તો કોણ ખિતાબધારી છે અને કોણ નહિ તે જાણવાની ઝાઝી તમા નથી હોતી. માત્ર આપણાં વર્તમાનપત્રો હવે ઇલ્કાબો વાપરવાનું બંધ કરે એટલે ખિતાબો પૂરેપૂરા દફનાવાઇ જશે. આજથી મહિનાઓ પૂર્વે મુંબઇના અંગ્રેજી સાપ્તાહિક 'ફોરમે' એ ઇલ્કાબો સામે પોતાની કટારોમાં પ્રવેશબંધી ફરમાવીને અનુકરણીય પહેલ કરી હતી. પરંતુ બીજાં છાપાંઓ, કોણ જાણે કેમ પોતાનાં પાનાં વિદેશી હકૂમતે આપેલા ઇલ્કાબોથી શોભાવવાનો મોહ છોડી શકયા નહોતા. તાજેતરમાં દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સે' ૧૫ મી ઑગસ્ટથી કોઇ પણ હિંદીના નામની આગળ-પાછળ વિદેશીઓએ આપેલા ખિતાબ ન લગાડવાની જાહેરાત કરી છે. હવે બીજાં છાપાંઓને પણ એને પગલે ચાલવામાં શી મૂંઝવણ હશે?

ઉપર કહી બીજી પ્રવૃત્તિની શરૂઆત યુકતપ્રાંતમાં થઇ ચૂકી છે. ગંગાને બદલે 'ગેન્જીઝ', યમુનાને બદલે 'જમના', મથુરાને બદલે 'મુત્રા', વિંધ્યાચલને બદલે 'ઇંડાચલ' જેવા શબ્દો ચલણી બનાવીને અંગ્રેજોએ આપણી ભાષા ઉપર જે કાદવ ઉડાડયો હતો તે હવે સાફ કરીને અસલ શબ્દોનો ઉપયોગ કરવાનો હુકમ યુકતપ્રાંતની સરકારે કાઢયો છે. મદ્રાસના પ્રધાનમંડળે પણ એવાં જ પગલાં ભરવાનું નક્કી કર્યું છે. આવી બાબતોમાં તમામ પ્રાંતો એકસરખી નીતિ એકીસાથે અપનાવતા હોય તો થઇ રહેલા પરિવર્તનની પ્રજામાનસ ઉપર સચોટ છાપ પડે. એકલદોકલ અને છૂટાછવાયા સુધારાઓ તો રોજિંદા અનેક સમાચારોના વાસીદામાં તણાઇ જાય છે.

## જનવિરાટની ઉન્નતિ માટે પ્રજાકીય ઝુંબેશોની જરૂર

અલબત્ત એ બનવાજોગ છે કે કેટલાય ઝીણા ઝીણા સામાજિક કે સાંસ્કૃતિક સુધારાઓ વહીવટીતંત્રની અનેક ગડમથલો આડે પ્રધાનોને સૂઝતા ન હોય. તો પછી આપણી સાહિત્ય-સંસ્થાઓએ એમને વારંવાર જુદી જુદી સૂચનાઓની ટીપ મોકલતા રહેવું જોઇએ. ગુજરાતમાં દાખલા તરીકે, કેટલાંય નામો અંગ્રેજોને હાથે વિકૃત થયેલાં છે. એ બધાની ટીપ કરીને સરકારને મોકલવાનું અને તેમાં સુધારા સૂચવવાનું કાર્ય એ ભાષાની સેવા જ છે. એ જ રીતે આપણાં શહેરો-ગામોમાં હજારો દુકાનોનાં પાટીઆં અંગ્રેજીમાં લખેલાં અથવા તો 'હેર કટિંગ સલૂન', 'ટેલરિંગ વર્કસ', 'શૂ-મેકર', 'વૉશિંગ કંપની,' 'કેમિસ્ટ એન્ડ ડ્રગિસ્ટ' વિગેરે અંગ્રેજી શબ્દપ્રયોગો ગુજરાતી લિપિમાં લખાયેલાં હોય છે. એ પાટીઆં પાસે એકાદ મિનિટ ઊભા રહીને જોવાથી એ કેટલાં અર્થહીન અને હાસ્યાસ્પદ છે તે સમજાય છે. ગુજરાત સાહિત્યસભા કે ગુજરાત વિદ્યાસભા જેવી કોઇ સંસ્થા દસબાર ચિતારાઓનો એક કાફલો રોકાવીને શહેરના મુખ્ય રસ્તાઓ ઉપરની બધી દુકાનોનાં પાટીઆં પોતાને ખરચે નવેસરથી શુદ્ધ ભાષામાં ને શુદ્ધ જોડણીમાં લખાવી દેવાની ઝુંબેશ ઉઠાવશે તો એ ગુજરાતની નક્કર સેવા નહિ ગણાય. 'આપણી' સરકાર આવી ગઇ છે તેથી દરેક બાબતમાં એ જ પહેલ કરે તેવી આશા રાખીને બેસી રહેશું તો કદી આરો નહિ આવે એટલું સાફસૂફીનું કાર્ય આપણી સમક્ષ પડેલું છે. સરકાર તો આપણી હોય કે પારકી, એના તંત્રની અમુક મર્યાદાઓ હંમેશા રહેવાની. માટે જ ચાલુ તેવા સ્વરાજ-સુરાજ્યવાળા રાષ્ટ્રમાં પણ આપમેળે સુધારાની ઝુંબેશ ઉઠાવનારી પ્રજાકીય સંસ્થાઓની જરૂર રહેતી જ આવી છે. તેના વિના જનવિરાટની ઝડપી ઉન્નતિ શકય નથી.

## સત્વહીન દેશી ફિલ્મો ઉદ્યોગને નામશેષ બનાવશે

અમેરિકાએ બ્રિટનને જે લોન આપેલી તેનો ચાલીસ ટકા ભાગ તો અંગ્રેજ પ્રજાએ અમેરિકન ફિલ્મો અને અમેરિકન સિગારેટો જેવી બે મોજશોખની ચીજો પાછળ વેડરી નાખ્યો હોવાથી બ્રિટનની મજૂર-સરકારે અમેરિકન ફિલ્મ-તમાકુની આયાત ઉપર ભારે આકરી જકાત નાખી છે. દર વર્ષે અમેરિકન ફિલ્મો પાછળ જ બ્રિટનની પ્રજા પોણા

અનુસંધાન પાન ૬૭ ઉપર

ભૂખડીબારશ જેવી નાટકમંડળી આવી ચડેલી, એના અભિનયકારો દિવસે પણ સફેદો લગાવીને ગામમાં ફરે એવા હતા. ને ઊતરેલા આવેની ગોંડલની સડકની ધરમશાળામાં તે ત્યાં ખીચડી પકાવી લેતા!

આ નાટકિયાઓ પોસ્ટ ઑફિસે અવારનવાર આવ્યા કરતા. એમાં એક બ્રાહ્મણ કરસનજી હતો એ એનો મેનેજર હતો. મેનેજર પણ, ભૂખડીબારશ જેવી નાટકકંપનીના મેનેજરનો તો શું પગાર હોય? મને પાંચ મળતા તો કરસનજીને છ મળતા! આ કરસનજીના ખાનગી કાગળ આવે. છ રૂપિયાના પગારમાં એને કોણ જાણે ક્યાંથી લગનીનો કૌવચછોડ લાગી ગયેલો કે એ તો સવાર ને સાંજ કાગળ લેવા આવ્યો જ હોય! ત્રણ દિવસની તપશ્ચર્યાને અંતે, જ્યારે પ્રિયતમાનો સંદેશો ન મળ્યો, ત્યારે કરસનજીએ પોતે કોઇ અત્યંત ગુપ્ત વાત કહેતો હોય તેમ કહ્યું કે 'સાહેબ! મારો કાગળ આવે તો તમે લઈ રાખજો! નાટકકંપનીમાં મોકલતા નહિ!'

મેં હા પાડી. ને સાથે જ કહ્યું: 'કરસનજીભાઈ! એક વખત તો નાટક બતાવો!'

તરતદાન ને મહાપુણ્યનો આ પ્રયોગ ભોગ જોગે સફળ નીવડ્યો: કરસનજી કહે: 'આવો ને સાહેબ! કાલે જ ભગતની જગ્યામાં નાટક કરવાનું છે. દરબાર સાહેબ પણ પધારવાના છે. દરબારી માણસ સિવાય બીજાને આવવા દેવાના નથી, પણ દરવાજે હું હોઇશ. તમે આવજો!'

આ નાટકકંપનીવાળા બે વર્ગ રાખતા. એક પહેલો વર્ગ ને બીજો, બીજો વર્ગ. ત્રીજો વર્ગ એમાં હતો નહિ. ત્રીજો વર્ગ પછી સ્ત્રીઓનો વર્ગ. પહેલા વર્ગની ટિકિટ એક આનો હતી. ને બીજા વર્ગના બે પૈસા. કોઈ વળી બહુ તિસ્માર‌ખાં હોય ને 'વન્સમોર'માં બે આની ફેંકશે એવું લાગે તો આગલી હરોળમાં બે ત્રણ તૂટલફૂટલ ખુરશીઓ તાત્કાલિક-મુકાતી. આ કરસનજીનું નાટક જોવાનો આવી રીતે મફતિયો, સત્તાના જોરે મોકો મળ્યો, એનાથી મને જે આનંદ થયો, એવો આનંદ ભાગ્યે જ મારા અનુભવવામાં આવ્યો હશે! મને લાગે છે માણસને સત્તાપ્રાપ્તિ જેવો આનંદ બીજી કોઈ વસ્તુમાં નહિ મળતો હોય. એવા અધિકારને અંગે જે લાભ મળે, તે મારા જેવાને બે પૈસાનો હોય કે મોટો સોદો ને મોટો અધિકાર હોય તો નવીનકોર મોટરનો હોય કે લાખોની લાંચોનો હોય એ વસ્તુનું કાંઇ બહુ મહત્ત્વ નથી. માણસની Stage-એનું વિકાસસ્થાન બતાવવા માટેની એ પારાશીશી છે. એ મહત્ત્વનું છે. સત્તાને ખરી ગંભીરતાથી સમજનાર માણસનું જો સાચું ચિત્ર રજૂ કરવામાં આવે, તો જેમ આઈન્સ્ટાઈનના સિદ્ધાંત વિષે કહેવાય છે કે, એને ખરી રીતે સમજનાર પાંચ છ જણા જ છે, તેમ આ સત્તાનું પણ થાય. ત્રણ ચાર માણસો આખી દુનિયામાંથી ભાગ્યે જ નીકળે જેમણે વિક્રમ, અશોક, કે રામની પેઠે અધિકારનો અર્થ ગ્રહણ કર્યો હોય! ને એમ તો દુનિયાના પાંચ સાત હજાર વરસના ઇતિહાસમાં પણ આવી વ્યક્તિઓ એક બે હજાર વરસના અંતરે માંડ એક બે આવે! સત્તાનો નશો એવો ભયંકર છે!

પણ આ કરસનજીના નાટકે અમને એક ચેટક લગાડયું. માસ્તર નુરમહમ્મદ હમણાં હતા નહિ. રાતે છોકરાઓ ભણવા આવતા, એમના ધાસલેટિયા પૈસા પૈસાના દીવા લાઈટનો ભપકો આપવા હાજર હતા. નિશાળે છોકરા સાત આઠ સૂવા આવતા એમના ખાટલાથી પડદાનો પ્રશ્ન ઊકલી જતો હતો. પૃથ્વીરાજનું નાટક ભજવી નાખવાનો વિચાર મંજૂર થયો. શાહબુદ્દીનનો પાઠ લેવા એક મતવાનો છોકરો આગળ આવ્યો પડદા, તૂટતાં કપડાં, સીનસીનેરી કરવાનું ભભકાબંધ કાપડ, એ બધું પૂરું પાડવાનું મહિયમ બીબીએ કબૂલ કર્યું અને ત્રણ જ દિવસની મહેતલ આડે હતી એટલે રાતદિવસ જોયા વિના અમારી કંપનીએ કામ શરૂ કર્યું!

છેવટે નાટક પડયું. શનિવારની રાતે. રવિવારે તો હેડમાસ્તર આવવાના હતા. નાટક જોવા માટે પ્રેક્ષકોની ધમાલનો પાર ન હતો. ધરાખરા નિશાળિયા. અને પૂરભપકામાં, નિશાળનો ઘંટ વગાડતાની સાથે, પડદો ઊપડયો ને નાંદી શરૂ થઈ!





તો નિશાળનો માસ્તર નહિ પણ એમના નાનકડા ધરવ્યવહારનો કારભારી જ થઈ રહ્યો. ગામમાંથી કાંઇ લાવવુંકારવું હોય તો ગોકુળભાઈ પોસ્ટમેન ને—શામજીભાઈ વિલેજપોસ્ટમેન સાથે હું પણ ખરો ! કોઈ નાનકડો નિશાળના 'પોલિટિક્સ'નો પ્રશ્ન હોય તો એમાં પણ હું ખરો ! અને દરબારગઢમાં જતાઆવતા માસ્તરની પાછળ ચાલવામાં પણ આપણે.

એક વખત મને સાંભરે છે કે પોસ્ટખાતાને લગતો કાંઇક 'કેસ' હતો. આંહીં નિશાળમાં સ્કૂલ-કામ સાથે પોસ્ટકામ પણ ચાલતું. સવારના દસ—સાડાદસ થયા હશે, છોકરાં નિશાળમાંથી છૂટવાની તૈયારી કરતાં હતાં નિશાળના પગથિયા પાસે એક ઊંટ હડફ કરતું આવીને ઊભું રહ્યું. ઉપરથી પૂરા છ ફીટ ઊંચા, મિલિટરી દેખાવના લાલાકાકા ઊતરી પડ્યા. અને એક પોસ્ટમેન બાલુભાઇના ગોટા અંગે આવેલા એટલે પૂરા બે કલાક સુધી સૌની જડતી લઇ લીધી. એ વખતે નુરમહમ્મદ માસ્તરે મને રજૂ કર્યો. નિશાળમાંથી વખતે પોતાને ચાર છ દિવસ બહાર જવું પડે તો પોસ્ટની એમને ભારે ચિંતા રહેતી, અને પોસ્ટલખાતું જડતી લઇ ન નાખે માટે કોઈક પોસ્ટનો જાણકાર માણસ આંહીં છે એમ વાત રજૂ કરવી પડતી. મને એવા પોસ્ટખાતાના જાણ-કાર આદમી તરીકે લાલાકાકા પાસે રજૂ કરવામાં આવ્યો. લાલાકાકા તો મારી સામે જોઈ જ રહ્યા: 'આ છોકરો તમારી ગેરહાજરીમાં પોસ્ટખાતું જાળ-વશે ? આનું માનશે કોણ ?'

નુરમહમ્મદ માસ્તરે કહ્યું : 'અરે સાહેબ ! આ છોકરો તો ભારે હોશિયાર છે. નિશાળનો કારભાર એ જ ચલાવે છે ને !'

નુરમહમ્મદ માસ્તર થોડા દિવસની રજા ઉપર ગયા. પોસ્ટખાતાનો કારભાર મારી પાસે આવ્યો. હેડમાસ્તરની ખુરશી ઉપર બેસીને, પોસ્ટકાર્ડ, કવર, ને ટિકિટ વેચતાં મને જે અધિકારપ્રાપ્તિનો આનંદ મળ્યો હશે એની આજે તો કલ્પના જ કરવી રહી. નિશાળના માસ્તરને કોઇ સલામ ન કરે પણ પોસ્ટ-માસ્તરને તો સૌ સલામ કરે. દરબારી પટાવાળા ટપાલ લેવા આવે તો સલામ કરીને પાટલી ઉપર બેસે. વેપારી આવે તો 'સાહેબ ! એક ટિકિટ આપજો !' એમ કરીને ઊભો રહે, ખતીજાબીબી તો બારણાના ઉંબરા ઉપર બેઠી બેઠી હસ્યા જ કરે !

'અલ્યા ! બીજું કાંઇ નહિ તું ક્યાંક ગાંડો થઇ જાશ, ગાંડો !'

પરંતુ એવડા નાનકડા અધિકારનો પણ નશો કેવો હોય છે એનો અનુભવ તો તરત થઈ ગયો. નિશાળની સાથે જ માસ્તરનું રહેઠાણ ઘર હતું, અને રહેઠાણ ઘરનું એક બારણું નિશાળ તરફ જ હતું. એના ઉંબરા ઉપર બેઠી ખતીજાબીબી મારા હાલ-હવાલ જોતી હોય ને વખતે કોં'ક દબડાવી ન જાય એનું પણ ધ્યાન રાખતી હોય. ટપાલની થેલી આવી, ઉતાવળે તોડી, અંદરથી રાજકોટી સાહેબનું કવર નીકળી પડ્યું ! વાંચતાં જ લોહી ઊડી ગયું !

ગોકુળભાઇ પોસ્ટમેન, ધીરા શાંત, ડાહ્યા શ્રીમાળી સામે ઊભા હતા તેમણે ધીમેથી કહ્યું: 'શું છે ભાઇ?'

'કયું' હશે કાંઇક ભગાના ભાઇ જેવું !' ખતીજાબીબી બોલી: 'ભાઇને એમ હતું કે આ તો રાજગાદી મળી ગઇ છે !'

હિસાબમાં ભૂલ નીકળી હતી ને ચેતવણી આવી પહોંચી હતી.

અધિકારનો નશો તો એમ આગળ વધતો અટકી પડ્યો પણ અધિકારની એક ખૂબી છે. એમાંથી તમને કાંઇ ને કાંઈ અંગત લાભ ઉઠાવવાનું મળી જાય—તો એનો આનંદ વળી કાંઈ ઓર હોય ! આપણી પહેલી કહેવત નથી કે ચોરીનો ગોળ વધારે મીઠો લાગે !

પણ માસ્તરખાતા જેવું આ પોસ્ટખાતું. એ કાંઇ થોડું રેવન્યુખાતું છે કે ગોળનાં માટલાં ને માટલાં મળે ? આમાં તો શું ? કો'ક અભણનો મ. ઓ. આફ્રિકાથી આવ્યો હોય તો પાણુપાવલું આપે. પણ એવો કોઇ મનીઓરડરે ય મારા આ છ દિવસના રાજમાં ક્યાંયથી ભૂલો પડ્યો નહિ ! એટલે એવું પાવલું ય મળ્યું નહિ ! પણ નસીબજોગે ગામમાં એક

ખતીજાએ મારી પાસે, નિશાળની લાયબ્રેરીનું એક પણ પુસ્તક બાકી રહેવા દીધું નહિ. પ્રાણી અને પક્ષીના વર્ણન સીખે લગભગ તમામેતમામ પુસ્તક એણે મારી પાસે વંચાવ્યા. એમાં જેટલો ફાયદો એને થયો એના કરતાં વધારે ફાયદો મને થયો. ગુજરાતી સાહિત્યમાં કોઈ પુસ્તક એવું રહ્યું નહિ કે જે મેં વાંચ્યું ન હોય. રાવણમંદોદરી સંવાદ–અને શામળની ઘણીખરી વાતો ત્યારે વંચાઈ ગઈ!

આ પ્રમાણે એક બાજુ ખતીજાબીબી પાસે વાચન ચાલતું, તો બીજી બાજુ મારા કેટલાક દોસ્તો રાજકોટ ભણવા ગયેલા એટલે મને રાજકોટનું આકર્ષણ વધતું હતું. વિચાર થાતો કે રાજકોટ જઈને અંગ્રેજી ભણવાં બેસી જાઉં. પણ ત્યાં રહેવાનું કંઈ સાધન મળે નહિ. બીજું વીરપુરમાંથી અંગ્રેજી ભણવાવાળા કોઈએ હજુ સુધી કાંઇ સિદ્ધિ પ્રાપ્ત કરી ન હતી. ત્રીજું, બન્ને મોટા ભાઇઓ રાજકોટ ટ્રેનિંગ કોલેજમાંથી પસાર થઇ ગયા હતા ને માસ્તર બની ગયા હતા, એટલે એ રસ્તો સહેલો લાગતો હતો.

પરિણામે હું વીરપુરમાં જ રહ્યો ને ત્યાં સોળ વરસ પૂરા થવાની રાહ જોવા લાગ્યો. એ પૂરાં થાય તો પછી ટ્રેનિંગ કોલેજમાં જવાય!

અમે છેવાડાનાં ઘર છોડી દીધાં ને ગામમાં રહેવા આવ્યા એટલે કામ વધ્યું. છેવાડે તો મજા હતી કે જ્યારે ઠીક પડે ત્યારે લોટો ને ધોતિયું લઈને ઊપડો એટલે નાહવાનું પતી જાય. નિત્યકર્મ થઇ જાય. ને ઉપાધિ પણ ઓછી. આંહીં ભગતની જગ્યા સામે જે ઘર કર્યું એમાં તો નહાવાધોવાની ભારે ઉપાધિ. એટલે છેવાડેના ઘરનું આકર્ષણ ને વાસ ચાલુ જ રહ્યાં!

પણ હવે અમે બાપદિકરો બે જ જણા. પાડોશ ધીમે ધીમે લુપ્ત થઈ રહ્યો હતો. હવે તો એક દી ઘરમાં લોટ ખૂટે તો બીજે દી દાળ હોય નહિ. એક દી રોટલો શાક રાંધી નાખીએ, હિંમત કરીને, પણ પછી ત્રણ દિવસ સુધી એમ થાય કે જાણે હવે રાંધીએ જ નહિ. મને રોટલો બાજરીનો કરતાં આવડે નહિ ને ઘઉંના લોટમાં કોઈ દી પાણીનો મેળ રહે નહિ. મન તો એવું થાય કે જો કોઈ તૈયાર રોટલોદાળ આપે તો એને ત્યાં જ રહી જાઇએ! પણ એમ કાંઇ હવે જીવનનો થાક ચડયે કામ આવે તેમ ન હતું. ઘર મોટું, ભર્યું ભર્યું મૂકીને મા ચાલી નીકળ્યાં. ત્યાર પછી મારા પિતાએ ઘણીખરી ઉપાધિ તો કાઢી નાખી હતી છતાં સરસામાન–ખાટલા ગાદલાં ગોદડાં પટારા પેટી–બધાંને સાચવવાનાં હતાં. અમને એ વખતે મોટામાં મોટું દુઃખ રોટલા ઘડવાનું અને એમાં પણ હમેશનો મોટામાં મોટો પ્રશ્ન લોટનો. દાણા હોય પણ લોટ કોણ દળી દે? આડોશપાડોશમાંથી તો દળી આપે એવાં સૌ વિદાય લઈ રહ્યાં હતાં. એટલે અમે બાપદીકરાએ એનો રસ્તો ગોતી કાઢયો–લોટ માગવાનો. મેં લીધું બોવ્રરણું હાથમાં ને કર્યું લોટ માગવાનું શરૂ.

સવારમાં હું દર રવિવારે નીકળી પડું. રજા હોય ત્યારે પણ બોવ્રરણું લઇને આંટો મારી આવું. એમાં લોટ તૈયાર મળે—એટલે પછી રોટલા કરવાની ઉપાધિ જ બાકી રહે.

પણ ગામમાં અમારી પ્રતિષ્ઠા શાહુકારની. એટલે આ લોટ માગવાની વાતમાં ગામે અમારી સાથે જોઇએ તેવો સહકાર કર્યો નહિ. લોટ મળે ખરો, પણ દેનારને એમ લાગે કે ગરીબ બ્રાહ્મણને દીધો હોય તો સારું. છતાં આ લોટ માગવાની સફરે તો વળી નવો જ અનુભવ દીધો.

પહેલવહેલો મોરબિયા પામાં જાઉં–ત્યાં તોતીમા એટલી ભલી ભોળી ને ધર્મનિષ્ઠ બાઇ ખોબો એવો ભરીને આપે કે એના એક ખોબામાંથી જ તમારા તો બે રોટલા થઈ જાય! પછી દરબાર જીવુભાની ડેલી ઉઘાડી હોય તો ત્યાંનો ખોબો પણ ખરો. અને પછી નીકળું આખું ગામ ફરવા. કયાંક તો નાનકડી છોકરીઓ, મારી પાસે ભણતી, ઓશરીમાં બેઠી હોય, એટલે દોડીને લોટ લઇ આવે. આ લોટ માગતાં માગતાં ઘરઘરનો જે અનુભવ મળ્યો, રહેણી કરણી, રીતભાત લેવડદેવડ, બૈરાંનાં ઝઘડા, રોષ, તોષ, કલેશ, માર્મિક વિનોદ, શૃંગારગોષ્ટિ, નિંદાગોષ્ટિ ગુપ્તગોષ્ટિ–કયાંક રબારીમાં દેરવટું વાળ્યું હોય એટલે ધણી ખાટલામાં નાનકડો છોકરો સૂતો હોય ને બૈરું





પણ નાટકના પહેલા અંકનો પહેલો પ્રવેશ હજી તો ચાલતો હતો ત્યાં નિશાળની ખડકીની સાંકળ ખખડી. ગોકળભાઇ ટપાલીનો જ અવાજ સંભળાયો 'ગૌરીભાઇ!'

અલ્યા માર્યા! આ તો નુરમહમ્મદ માસ્તર પોતે! વહેલા આવી પહોંચ્યા! એકદમ ધમાલ થઇ પડી. પડદાના ખાટલાની તરત પથારીઓ બની ગઇ.' કડિયું, પાઘડી ને સુંથણો પહેરીને માસ્તર થઈ બેઠેલા મરિયમ બીબી દોડ્યાં અંદર, તે પહોંચ્યાં સીધાં રસોડામાં. ને સીનસીનેરીના ભપકાનું ગાંઠલુંપોટલું વાળીને સાથે ઉપાડતાં ગયાં. લાઇટ બધી ગોઠવાઇ ગઈ! જુદી જુદી. ને ડાહ્યાડમરા છોકરાનાં 'ગ્રૂપ' ઝપાટાબંધ સ્થપાઇ ગયાં. સાંકળ ઉઘાડવા માટે હું ઊપડ્યો ને પાછળ જરાક હાથ હલાવતો ગયો. એ નિશાની સમજી જવામાં પાવરધા છોકરાઓએ તરત મોટેથી ઉપાડી લીધું :

'અગીઆરી અગીઆરી એકવિશાં સો
બારબારાં ચમાલસો!'

નુરમહમ્મદ માસ્તર આવ્યા ત્યારે તો છક્ક થઈ ગયા. વ્યવસ્થિત રાત્રિ ક્લાસ જ જાણે કામ કરી રહ્યો હતો. ગોકળભાઇને મેં જરાક આંખથી જ વિનતી કરી આબરૂ જાળવી લેવાનું કહ્યું! ને એટલામાં તો ખતીજા પાણીની ખાલી ગાગર લઇને બહાર આવી : 'લે તો, એ, પાણી ભરી આવ જા, મીણલવાવમાંથી!'

હું પાણી લેવા દોડ્યો ગયો.

પાછળ સૌ છોકરા બહુ ધ્યાનપૂર્વક ચોપડીનાં પતાં ફેરવવા માંડ્યા! પણ હું તો જેવો મીનલવાવમાં ગયો એવો જ દોડતો પાછો આવ્યો! પાણીની લગોલગ પગથિયાં ઉપર તો એક પાતળો સુંદર જુવાન રજપૂત રાજા–જયસિંહ સિદ્ધરાજ પોતે–આંટા મારી રહ્યો હતો!

હું તો ગાગર હાથમાં ને દોડનો જ પાછો આવ્યો. 'અરે! જા રે મૂરખ!' કહીને નુરમહમ્મદ માસ્તર પોતે ફાનસ લઇને મારી સાથે પાણી ભરવા આવ્યા. ત્યાં કાંઈ હતું નહિ.

નુરમહમ્મદ માસ્તરે અમારા ઘર સાથે એવી તો પ્રેમભરી રીત રાખેલી કે એ આખરે ઘેર આવીને નિરાંતે બેસતા. એક વખત મારા પિતાની સખ્ત માંદગી વખતે તો એમણે એક ખાસ ઉકાળો પોતે ઘેર આવીને તૈયાર કરાવેલો ને એ આપેલો. એનાથી તરત તાવ ઊતરી ગયો હતો.

એ માસ્તરના આગ્રહને પરિણામે અમે જે ગામ બહાર રહેતા – તે પછી ગામમાં રહેવા આવ્યા. ગામને છેવાડે અમારાં ઘર જ્યાં હતાં ત્યાં હવે ખંડેરની છાયા દેખાવા માંડી હતી. સુમરા હતા તે સિંધમાં ગયા. એક મીરાણી રહેતી એ ભાગી ગઈ, કવિરાજ ગૌરીશંકર ગોમટામાં રહેવા માંડ્યા, પીંજારા અલિડાનું મકાન જે ઉનાળામાં તો તાંતથી રાત આખી ગાજતું હોય એટલી એને ત્યાં કણબીની ઘરાકી રહેતી. તે પણ સૌ ઘર છોડી ગયાં. લંગડો રજપૂત કોણજાણે ક્યાં ચાલ્યો ગયો. અને સુમલડોશી પણ મરી પરવારી. દેવકૃષ્ણકાકા જેતપુર ને રાજકોટ અધવારું કરી બેઠા. અને દામોદરકાકા પોરબંદર પહોંચ્યા!

એવડા મોટા વખંભર પામાં કોઇ જ મળે નહિ. જાણે કે ધરતીએ ત્યાંની માયા સંકેલવા માંડી હતી. એટલે એ સમે ધીમે ધીમે ગામ તરફ અમારું પ્રયાણ થયું.

એટલામાં તો ભગતમહારાજની જગ્યા સામે એક મીઠાની વખાર હતી. એની હરરાજી થઈ. મારા પિતા એ હરરાજી વખતે હાજર હશે, ને યોગાનુયોગ નુરમહમ્મદ માસ્તર પણ સાથે હતા. એમણે એ વખાર લઇ લેવા ને ત્યાં મકાન કરી નાખવાનું પિતાને કહ્યું. ને એમણે હરરાજીમાં એ લીધી. પોતાની હમેશની ચોકસાઇ ભરેલી પદ્ધતિ પ્રમાણે એ વિષે એમણે નોંધ રાખી છે. અમુક એટલે એ રૂપિયામાં વખાર લીધેલી. અને તેના રૂપીયા વીરપુર દરબારને ચોપડે અમુક પાને જમા થયા છે! આટલી બધી ચોક્કસાઇ સાધારણમાં સાધારણ ગણાતી બાબતમાં પણ એ હમેશાં બતાવતા. અને તેથી એમને મન કોઇ પણ વિષયમાં હાર પામવી એ જીવનનું હલકટમાં હલકટ રૂપ જણાતું!



ભીલખામાં એ વખતે તાલુકાસ્કૂલમાં હેડમાસ્તર તરીકે જાદવજીભાઇ કરીને એક વાણિયા હતા. એમણે કહ્યું કે નાહકના અંગ્રેજીમાં વરસો શું કરવા બગાડો છો? પરબારા ત્રીજી અંગ્રેજીમાં દાખલ થવાય એટલું ઘેર જ કરી લો ને! તમે આઠ ગુજરાતી તો કરી છે!

મિડલસ્કૂલના હેડમાસ્તર દેવશંકરે એ વાતને સંમતિ આપી. એટલામાં ભીલખામાં એક સાત રૂપિયાના આસિસ્ટંટની જગ્યા ખાલી પડી. આ પ્રલોભન ઘણું જબરું હતું. પાંચ રૂપિયાને બદલે સાત મળતા હતા!

એટલે સ્કૂલમાં દાખલ થવાની અરજી કરી. અને સાત રૂપિયામાં દાખલ પણ થઇ ગયો.

પરંતુ એ વય જ એવું કે જે રંગની ભૂમિકા જોવા મળે એનો રંગ તરત લાગે. વીરપુરમાં દયાનંદ સરસ્વતીનો આર્યસમાજી રંગ દીઠો હતો. નિત્યાનંદ, આત્માનંદ, શંકરાનંદ, મણિશંકર શાસ્ત્રી, આર્યમૂનિ જેવાની વાણી સાંભળવા મળી હતી. આંહીં તદ્દન નવી જ ભૂમિકા મળી.

ભીલખામાં શ્રીમન્નથુરામશર્માનો આનંદાશ્રમ છે. એ સ્થળ અત્યંત સુંદર, સ્વચ્છ ને આકર્ષક છે. ગૌરીશંકર ભટ્ટજીનું ત્યાં ઘણું માન હતું. અંબાશંકરભાઈના એ સાસરા એટલે એ રીતે મને પણ ત્યાં સ્થાન હતું. એમનું કુટુંબ આશ્રમની પાસે, ગોવિંદજીભાઈનો ઓરડો કહેવાતો તેમાં રહેતું. આ ગોવિંદજી લાખાણી પોરબંદરના વકીલ હતા. ને આશ્રમના પરમભક્ત હતા. એમણે ને ઘણા ભક્તજનોએ ત્યાં ઓરડા બંધાવેલા, ચાતુર્માસમાં રહેવા માટે, એટલે એ ઓરડા પછી આશ્રમમાં રહેનારાઓને વાપરવા મળતા.

આ આશ્રમમાં એક વસ્તુ ઘણી સુંદર હતી. ત્યાં પુસ્તકાલય હતું, તેમાં અસંખ્ય પુસ્તકો હતાં. નવલકથાઓ, વાર્તાઓ, ચોપાનિયાંઓ વગેરે તો મને વીરપુરમાં વાંચવા મળી ગયાં હતાં. પણ આંહીં વળી તદ્દન નવી જ જાતનું આકર્ષણ મારે માટે તૈયાર હતું. કબીર, નાનક, દાદુ, તુલસીકૃત રામાયણ, મીરાં, ચંદ્રકાન્ત, ભકતચરિત્રો, સંતો સાધુઓ, જોગીઓ—એક આખી નવી જ સૃષ્ટિ આંહીં હતી.

હું તો મારા નિયમ પ્રમાણે પાછો આ પુસ્તકોના છંદમાં પડી ગયો.

આંહીં એક બીજી વસ્તુ પણ બની. મને રહેવા માટે એક ઓરડો મળી ગયેલો. એનું નામ ચોથા નંબરનો ઓરડો. જે કોઈ આગંતુક થોડા વખત માટે આવે એને ત્યાં સ્થાન અપાતું. એટલે એક રીતે એમાં પરચૂરણિયો વર્ગ આવતોજતો રહેતો. મારો ધામો આંહીં પડ્યો. અને આ વાતાવરણ મળ્યું. પુસ્તકાલય મળ્યું. ને આખો દિવસ ટીલાંટપકાં, જપ માળા, સંધ્ય પૂજા, ધાબળી, ચાંખડી એવી એવી નવી ભૂમિકા મળી—એ ભૂમિકામાંથી હો કે પછી ગમે તેમ હો—મેં પહેલવહેલાં લખવાનું આંહીં શરૂ કર્યું.

અને એક બે નહિ પણ એકીસાથે છ નવલકથાઓ શરૂ કરી. એમનાં નામ પણ આશ્ચર્યજનક હતાં. એક હતી 'અવધૂત, એમ. એ. એલ. એલ. બી.' બીજી હતી, 'કંથાકુમારી' ત્રીજી હતી, 'વિહારી' ચોથી હતી, ઘણું કરીને, 'રમા' પાંચમી 'યશપાલ' નામે હતી.

આમાંની એક પણ મારાથી પૂરી થઇ નહિ.

પછી મેં એક મોટું તત્ત્વજ્ઞાનનું પુસ્તક—'ચંદ્રકાન્ત'ની ધાટી ઉપર રચવા માંડ્યું.

ચોથા નંબરના ઓરડામાં જ્યારે આવનાર જનાર કોઈ ન હોય ત્યારે તો એ ઓરડાનો રાજા સેવક સ્વામી જે કાંઈ ગણો તે હું હતો. ફાનસ તો એક ત્યાં રાત આખી રહેતું. કાગળનો કાંઇ ગામમાં હજી તોટો ન હતો. શાહી 'બ્લ્યુબ્લેક'નું પડીકું એક પૈસાનું તો છ મહિના ચાલે તેમ હતું. કામ કાંઈ બીજું હતું નહિ. એટલે હું તો રાત પડે ને મારા કામમાં ચોટું. કોઈને ખબર ન પડે એમ મેં તો લગભગ ત્રણથી ચાર હજાર કાગળ—ફુલસ્કેપના યા કાગળ–લખી નાખ્યા!

આ વ્યાયામે મને લખાણ કરવાની—ઘણું લખી શકવાની ટેવ આપી. બીજો તો કાંઇ ફાયદો થયો હોય તેમ લાગતું નથી. 'કંથાકુમારી' તો આજ પણ મારી પાસે પડી છે, એમાંનો કોઈ પ્રસંગ કે શી વાત છે એ તો યાદ નથી, પણ એમાં આવતી એક કવિતા હજી યાદ છે.

'જાગો કંથાધારી કંથા કંથને જગાવે!'







મોઢું, દૂધના બોઘરણાની રમઝટ બોલાવતું હોય, ક્યાંક મારપીટ ચાલતી હોય, ક્યાંક રોટલા ઘડાતા હોય, ક્યાંક રસોડામાંથી ડોકિયું કરીને તમને જુએ પણ લોટ આપ્યા વિના નણંદ ભોજાઇ બેઠાં વાતો જ કર્યા કરે. તમને એમ થાય કે ખબર છે એટલે હમણાં આવશે. તમે તમારી હાજરીની જાણ કરવા ઓશરીમાં બેઠેલ છ મહિનાના છોકરાં સાથે વાત પણ ચલાવો, 'કાં બાબુ! કુકુ છે નાં? કેવું ઊભુ છે જો તો!' પણ ન આપવાવાળા તો ન આપે તે ન જ આપે. અને તમે થાકીને રસ્તો માપો એટલે પાછા ટાઢાવિવેકથી કહેશે: 'મા'રાજ! જરાક ખડકી દેતા જાજો હો!' ઊના કરતાં પણ આ ટાઢોમાર તો તમને બીજા પાંચ ઘર સુધી નિરાશાવાદી કરી મૂકે, પણ ત્યાં વળી કોઇ ઉત્સાહભરી, ઘરની નવીવહુ, સાસુની ગેરહાજરીનો લાભ લઇને, પુણ્ય હાંસલ કરી લેવાની ઉતાવળમાં, મોટો ખોબો ભરીને લોટ આપવા, તમે 'નારાયણ પ્રસન્ન' બોલો ન બોલો ત્યાં જ ઉતાવળે બહાર નીકળતી દેખાય! અને તમારા પગમાં નવું જોર આવે!

આ ખોબામાં સૌથી મોટો ખોબો ભગતની જગ્યાના લક્ષ્મણ કોઠારીનો. માયાભર્યો અને વિવેકી. ત્યાં જગ્યામાં બળદથી ચાલતો.મોટો ઘંટ હતો, ને લોટ આખો દિવસ દળાતો જ હોય. લખમણ કોઠારી આ માંથી લોઢાની સૂંડલી લઇને આવે ને ખોબો બે ખોબા લોટ નાખીને બોઘરણું છલકાવી દે!

આવી રીતે અમારો પિતાપુત્રનો જીવનવ્યવહાર ચાલી રહ્યો હતો. એમાં અમને એક મોટામાં મોટી મોજ પડી રહેતી તે એ કે, પાંચ પંદર દિવસે દામા-કંદોઇના પેંડા આવ્યા જ હોય!

આ દામોકંદોઇ જાણે કે અમારો જૂનો ઘરાક. કોણ જાણે શું કરતો પણ મહિને બે મહિને કાંઇક ઘરેણું લઇને એ રૂપિયા વ્યાજે લેવા આવ્યો જ હોય! નામું માંડતાં ઘણી વખત શબ્દ ઉપર તકરાર પણ થાય-રાજકદેવક ઘરેણું ઘરેણાવટ છે-એ વાકય તો મારા પિતા દરેક નામામાં અવશ્ય લખાવે જ! અને એનો અર્થ સમજાતાં, ઘણી વખત માલ વધારે હોય ને પૈસા-ઓછા વ્યાજે લેવાના હોય, ત્યારે લેનારને મૂંજવણ થતી.

આ દામો કંદોઈ અમારો લગભગ નિત્યનો ગ્રાહક. એને કાંઈક મૂકવું જ હોય-ને કાંઈક લેવું જ હોય. ભાગ્યરેખા એવી કે ઘેર છોકરીઓનો જ જથ્થો. એમાં એ પોતે, બૈરું ને છોકરાં-સઘળાં સરખાં તોતડિયાં ને સરખાં ગડબડિયાં! દામો કંદોઇ આવે, રૂપિયા લઇ જાય, ઘરેણું મૂકી જાય, ને વ્યાજ મહિને ચડયે ચડયું દેવાનું હોય, એટલે વ્યાજ માટે હું પાંચ પંદર દિવસે જઇને ઊભો જ રહું. 'દામાકાકા! મારા બાપાએ કહ્યું છે એક શેર પેંડા આપો!'

જો ઠેકાણે હોય તો તો દામોકાકો જોખી દે નહિ-તર કહેશે કાલે આવજો.

કાલે જાઓ ત્યાં એ તમને છેટેથી જોઇને જ દુકાનને તાળું મારતો હોય. 'હવે કાલે આવજો, આજ મારે જાવું છે જરાક!'

પણ તમે એને શેના છોડો? ત્રીજે દી જાઓ, એટલે પછી શેર મૂકીને જોખે ત્યાં તો તમે ન બોલો કે 'દામાકાકા! બશેરનું કહ્યું-છે હો!'

દામાકાકાને ના પાડવાની કે પીછેહઠ કરવાની તક ન હોય. કારણ કે એણે આખી સૂંડલી પેંડાની બહાર કાઢી હોય.

આ દામાકંદોઈના પેંડા રંગ રાખી દેતા. સાંજે રાંધવાનું આળસ થાય જ. ત્યારે ભલા આ પેંડા ને ભલી આખી રાત. સવારની વાત સવારે!

નુરમહમ્મદ માસ્તરની જ્યાં બદલી થઈ ત્યાં વીરપુરમાંથી વિદાય લેવાની મારી ઘડી પણ આવી પહોંચી. એ વખતે અંબાશંકરભાઇ બંધાળામાં માસ્તર. અને એનો સંબંધ થયેલો બીલખા આનંદાશ્રમના સંચાલક જેવા ગણાતા ભટ્ટજી ગૌરીશંકરને ત્યાં. બીલખાની પાસે જ બંધાળા. એટલે મારે હવે બીલખા જાવું એમ નક્કી થયું.

વીરપુરમાંથી રજા લીધી. બીલખામાં ચાર અંગ્રેજી સુધીની મિડલસ્કૂલ હતી. એટલે ત્યાં દાખલ થવું એમ ઠર્યું. ને હું ઊપડચો બીલખા તરફ અંગ્રેજી ભણવા.

એ વખતે બીલખાજૂનાગઢ વચ્ચે રેલવે નહિ. જૂનાગઢથી બીલખા સુધી એકા ને ગાડાં ચાલતાં. એમાં બેસીને હું બીલખા આવ્યો.

લિજ્જત લેતાં કહ્યું. કહેતા હતા ત્યાં સ્ત્રીમંડળમાંથી જ કોઇક બોલ્યું.

'તમારે તો મોંમાં જ છે ને. જાત્રાએ નીકળ્યા છે ત્યારે થાનક તો જોતા જવું જોઇને: તમે તો બંધાવો ત્યારે ખરું—પણ બંધાવનારાનું જોઈને તો આંખ ઠારી, કેમ ભાભીજી' પણ ભાભીજી કાંઇક વિશેષ કહે તે પહેલાં મોટાશેઠે ગાડું થોભાવતાં કહ્યું ને પોતેય હેઠે ઊતરી મંદિર તરફ ઊપડયા.

'નાની વહુ સાચું કહે છે. થાનક બંધાવતાં ય કાંઈ ઓછું ખરચ થાય છે. હાલ નાના હાલ્ય.'

અરજણ આ યાત્રાળુઓને મંદિરમાં લઈ ગયો ત્યારે અંદર કોઈ કોમળ સ્વરે ગાતું હતું.

જય શંકર પાર્વતિ પતે
જય શંભો શશિખંડમંડનમ્
મદનાન્તક ભક્તવત્સલ
પ્રિય કૈલાસ દયાસુધામ્બુધે.

આંતરગર્ભગૃહમાં જાણે વીણા વાગી રહી હતી. જોયું તો એક ચૌદેક વર્ષની કન્યા શંકરને જલાભિષેક કરતી સ્તોત્ર ગાતી હતી. હાથમાં બંગડીની જગ્યાએ ફૂલના કંકણ પહેર્યાં હતાં—કાનની બુટ્ટીમાં સુંદર પીળાં ફૂલ નાખ્યાં હતાં, કપાળમાં કેસરની પીયળ તાણી હાથમાં ઘસી ઘસીને ઊજળો કરેલ તાંબાનો લોટો પકડી અભિષેક કરતાં ગાઇ રહી છે.

અહીં એકાંતમાં આવેલ આ મંદિરમાં ઓચિંતાનાં આટલાં બધાં માણસો આવી ચડશે એવી કલ્પના રોહિણીને નહોતી. એટલે આજે અગિયારશને દિવસે કોઈને માટે રાંધવાનું ન હતું એમ સમજી નિરાંતે, શંકરની પૂજા કરવા આવી હતી. સત્યકામ ને બાપા બંને દૂરના ખેતરે ગયા હતા, લખીરામજીને હજુ પૂજા કરવા આવવાને વાર હતી; એટલે આજ મુક્તમને સ્તવન લલકારતી હતી. સૂર્યોદય, નદીનો પટ કોતરમાં કોળેલી આંબાની કલમો, ને બાપા ને સત્યકામની ગેરહાજરીમાં કરેલો આ હકારો એ બધાંથી આજે એ મોજમાં આવી ગઈ હતી. સ્તોત્ર પૂરું થતાં જ, કાલ શીખેલ ભજન—

કોણ છે માઝમ રાત વાલા
કોણ છે માઝમ રાત
અસુરી વેળાનો આંગણે ઉભો
પલ વિચારે બાર રે
—કમાડે કરતાલ બજાવે
કોણ છે માઝમ રાત રે

ઉપાડવાની શરૂઆત કરતી હતી, ત્યાં આટલા બધા સમુદાયને આવેલો જોઇને સહેજ હેબતાઇ ગઇ. ખસી ગયેલ પછેડો ઓઢી ફૂલની છાબડી લઇને ઝટ-ઝટ બહાર નીકળી. અરજણે એને શેઠની દીકરી તરીકે ઓળખી એટલે કહે,

'બહેન, કેક ધરે છે? આ પોરબંદર તરફના શેઠિયા છે. અહીંથી નીકળ્યા ત્યાં એને થયું કે લાવોને દર્શન કરતા જઇ ને વાડી જોતા જઈ.'

ચૌદવર્ષે નથી હોતી પૂરી સમજણ, કે નથી હોતી પૂરી લજ્જા એ સંધિકાળે સરલતાની એક લજ્જા અંતરમાં પેસતી હોય છે. એટલે નવી આવડતું સારું કહેતા કે નથી આવડતું સ્પષ્ટ સૂચન કરતાં. રોહિણી આ મનોરમ, ને નિગૂઢ સંધિકાળે ઊભી હતી. એ કહે:

'બાપા તો બોડિયારવાળા કોતરે ગયા છે, પણ બપોરટાણે આવી જશે.'

'નાના શેઠ જે અત્યાર સુધી કન્યાની સામે એકીટશે જોવામાં સિગારેટ ચૂસવાનું ભૂલી ગયા હતા. તેમણે સિગારેટ ફગાવી દીધી, ને પોતાની પડખે ઊભેલ પોતાના દીકરા સામે જોયું પછી કહે—

'અમે તો જાશું બહેન, મોડું થાય છે.'

'તમે પોરબંદર તરફના છો ને? અમેય એ તરફના છીએ.' કહી એ ખમચાઈ ઊભી.

બાઇઓ બધી મંદિરને પ્રદક્ષિણા કરતાં પરસાળેથી નીચેનું કોતર જોતી વાતો કરતી:

'કેવી રૂડી વાડી જમાવી છે—આંહીં જંગલમાં મંગળ કર્યું છે' મોટાશેઠ પણ પરસાળ પર ઊભા ઊભા નીચેનું પહોળું કોતર જોતા હતા. આસરે સોએક

ગતાંકથી શરૂ થયેલી 'ઊર્મિ–નવરચના'ની ચાલુ વાર્તા

# ઝેર તો પીધાં છે જાણી જાણી

**ખંડ પહેલો : સત તમારાં વ્રત અમારાં** દર્શક

## પ્રકરણ ૨ જું

**જેમાં સત્યકામને ભાન થાય છે કે લક્ષ્મી નો હોય તેય દુઃખ છે ને વધારે હોય તેય દુઃખ છે.**

બે વર્ષ પછીની વાત છે, અરજણ તો એને ગોપાળબાપા સાથે થયેલ વાત ભૂલી ગયો હતો. પણ એકવાર પોરબંદર તરફના કોઇ શેઠ કુટુંબ જોડે તુળશીશ્યામ ભોમિયા તરીકે ગયેલો. વળતાં કોતર આગળથી ગાડાં નીકળ્યાં ત્યાં ધર્મશાળા ને મોટા પૂલ જેવો બંધ બંધાતો જોઇને કહેઃ

'આંહીં આ સીમમાં શું બંધાય છે?'

'આ કોતર તમારી હીમના કો'ક શેઠે હમણાં સરકાર પાસેથી વેચાતુ લીધું છે. એને આંહીં મોટો બગીચો કરવો છે.'

'બંધ ઉપરથી તો લાગે છે કે જમીન ઝાઝી રોકી હશે.' શેઠના એક નાનાભાઇ જે યુરોપિયન પોશાકમાં સજ્જ થઈ પાલામાં બેઠા બેઠા સિગારેટ પીતા હતા તેણે કહ્યું:

અરજણે કહ્યું, 'એ તો ભગવાનને ખબર. પણ સૌ કહે છે કે શેઠ જીવવાળા છે.'

'એ તો પહેલાં જ જોઇએ. લક્ષ્મી વિના તો વિષ્ણુનેય કાં ચાલે છે?' મોટા શેઠે તપખીરનો સડાકો મારતાં કહ્યું: 'હવે તો સ્વામીના સાધુનેય લક્ષ્મી ખપવા માંડી છે.'

અરજણ એની ચામડાની નાની પલતીમાંથી જરદો કાઢી ચૂંગી ભરતાં કહે "પૈસા તો શેઠ સૌની પાસે હોય છે. લ્યોને તમ પાસે ય હશે નહિતર આ વીશ માણસનો રસાલો લઈને કાંઇ જાત્રાએ નીકળાય છે? પણ બાપુ જીવની વાત નોખી છે." એને કહેવાનું મન તો થયું કે ચાર દિવસથી તમે મુંબઇનું હલવાપૂરીનું ભાતું ખાઓ છો હારે આ ચાર જણ અમે છીએ પણ એમ સૂજ્યું કે લાવો એને ય જીવ છે તે થોડું નોખું કાઢીને આપીએ. આ તો સવાર-સાંજ નાખ્યાં છે ઢેબરાં. આ ધોળી બીડિયું એક ઓલવાઈ નો જાય ત્યાં બીજી સળગાવો છો ને અરધી ચૂસીને ફેંકી દો છો–પણ ચલમુંવાળાને એક પાકીટ આપવાનું મન થાતું નથી.' પણ હોઠે આવેલ વેણને પાછા વાળી મંદિર તરફ જોઈને કહે.

'દર્શન કરવાં છે? બહુ જાગતા શંકર છે. શેઠની ધર્મશાળા સારી છે. પથારી–પાગરણ વાસણ–કુસણ બધી સગવડ છે. ગરીબગુરબાં માટે શેઠે સદાવ્રત ચાલુ કર્યું છે.

'મોટા શેઠે તપખીરની ડાબલી એકકોર મૂકી હતી–ને પાનનો ડાબલો હાથમાં લીધો હતો–ચૂનો લગાડતાં લગાડતાં કહે 'શેઠ ક્યાંના છે?'

'આપણને ગામના નામની તો કાંઇ ખબર નથી. તમારા બરડા કોર્યના કો'ક ગામના છે. આમ તો ધનબાદ–ઝરિયામાં મોટી કોલસાની ખાણો હતી પણ કોણ જાણે શું ય થતું તે સરપ કાંચળી ફગાવે તેમ બધું ય ઉતારીને આંહીં આવીને બેસી ગયા છે. આ ઝાડ ઉછેરે છે–ગાયું ઉપર તો અનહદ પ્રીત.

'ઝરિયામાં કાંઈક દેવાળુંબેવાળુ કાઢયું હશે.' નાનાશેઠે સિગારના ધુમાડા કાઢતા કહ્યું.

'અરે, નહિતર આ ખૂણામાં આવીને સંતાવાની જરૂર શી? મોટા શેઠે પાનનું બીડું મોંમાં મૂકયું–ને બળદની પીઠ પર પીચકારી લગાવી.

અરજણને માઠું લાગ્યું, એને થયું કે કોઇક એની અંબામાંની છબીને કંકુને બદલે મેશનો ચાંદલો કરે છે. પણ શેઠિયા હારે વાદ થાય? એણે બંધ વાળવા કહ્યું:

'લોક વખાણ બહુ કરે છે. આંગણેથી કોઈ ભૂખ્યું–દુખ્યું પાછું જતું નથી. આ મંદિરનો કેડો આવ્યો. દર્શન કરવાં હોય તો ઊતરો.'

'આ બૈરાં મંડળને જવું હોય તો ગાડું થોભાવો. અમારે તો બધે ય દેવતા જ છે.' નાનાશેઠે સિગારેટની

'એરૂ આભડ્યો છે' ને મોટા શેઠના પેટમાં ફાળ પડી. દોડતાં દોડતાં એમણે પૂછ્યું.

'હેં' મોટા શેઠનો સાદ ફાટી ગયો. બાકીના પચાસ સો ડગલાં કેમ કપાણાં તેની ખબર ન રહી. ફળીમાં પહોંચીને જુએ તો બૈરાંએ પે કકળાણ માંડ્યું છે. આશોપાલવ પડખેના રાવણા નીચે ખાટલા પર હેમંતને સૂવાડ્યો છે. મોંની વિભૂતિ ઊડી ગઈ છે. ને ફીણના ફોસા ચાલ્યા જાય છે. એક બે દાડિયા એને પવન નાંખે છે ને રોહિણી એના પગના કાંડે દોરી બાંધી રહી છે. મોટા શેઠ તો આ જોતાં જ ઘોઘરા સાદે રોઈ પડ્યા.

'મારા બાપલીઆ, અમારા બે ઘરના દીવા, મને આંહીં વિસામો લેવાનું ક્યાં સૂઝ્યું?'

રોહિણી ઘડીક આ ૬૦ વર્ષના વૃદ્ધને રડતો જોઇ થંભી ગઇ ને તરત કહે:

'મોહન તારી છરી લાવ'

'શું કરશો એને? આંહીં કાંઈ દવા નથી—અલ્યા અરજણ અડખેપડખે.' નાના શેઠ જાણે કોઇક બીજો જ માણસ બોલતો હોય તેમ બોલ્યા.

'કાંઈ જરૂર નથી—' રોહિણી બોલી—'મોહન તું છરી લાવ.'

છરી લાવતાં જ એણે અંગૂઠા પર કાપ મૂકવા માંડયો. એક બે બૈરાં ઊભાં થઇ ગયાં.

'અમારા દીકરાને વાઢતા નહિ.' પણ એ કોઇ અટકાવે તે પહેલાં તો રોહિણીએ કાપ મૂકી દીધો હતો ને મોંમાં અંગૂઠો મૂકી લોહી ચૂસી ચૂસીને બહાર થૂંકતી હતી.

વિનાયક 'હાં-હાં બહેન-' કરતાં કરતાં હાથ ઝાલી પાછી ખેંચવાનો પ્રયત્ન કરતો હતો.

રોહિણીએ કાળું કીટોડા જેવું લોહી થૂંકી કાઢ્યું, લાંબો શ્વાસ લીધો—ને કહ્યું. 'અરિહંત, અરિહંત કહો.'

મોટા શેઠ, એના નાનાભાઇ, બૈરાં બધા ફાટી આંખે જોઈ જ રહ્યા. નાનાભાઇ બેરિસ્ટર છે. વિલાયત જઇ આવ્યા છે. દેશદેશાવરમાં ભટક્યા છે. ભાતભાતની અજાયબીઓ અનેક સ્થળે જોઈ છે. કાળજું કંપી ઊઠે તેવાં દશ્યો ય જોયાં છે—ને મોટાશેઠે પણ દુનિયાના ખેલ ખેલવા ને જોવામાં બાકી રાખી નથી. પણ અત્યારે સામે જે દશ્ય જોયું તેનાથી એમની મતિ મૂઢ બની ગઇ. જાણે એમને પોતાને જ સર્પદંશ થયો હોય તેમ હાથ પગ ટાઢા પડી જવા માંડ્યા. ઘડી પછી શું બની જાય તે વિચારે મગજ કંપવા માંડ્યું. એક જણને ઝેર ચડ્યું હોય તો બીજો ચૂસીને ઉતારી શકે છે એમ સાંભળ્યું હતું. પણ એમ ચૂસનાર કોઇ હોય તેમ માન્યું નહોતું. ને તેમ કોઈ ચૌદ વર્ષની છોકરી હોય તે તો સાત ભવે ય કલ્પાય તેવું ન હતું; શું થશે એનું? ક્યાંક એના પેટમાં થોડુંક ઝેર જશે તો? નહિ આનું કાંઇ ઊતરે ને પેલીએ ઢળી પડશે તો? એના બાપને શું જવાબ આપશું?

'બહેન જોગમાયા તું તારું ધ્યાન રાખજે હો.' મોટા શેઠથી બોલી જવાયું.

રોહિણીએ ઇશારા વતી ધીરજ આપી. ફરી લોહી થૂંકી કહે:

'બાપા કહેતા હતા કે કોકને ઝેર ચડ્યું હોય તો ઉતારવાનો સૌથી હાથપગો ઉપાય કોકે ચોખ્ખા મોઢે એ ચૂસી ચૂસીને કાઢવા માંડવું એ જ છે. બે ત્રણ જણને કરડેલો ત્યારે ઝેર આમ જ ઉતાર્યું હતું. આજ મારે અગિયારશ છે.' કહી તેણે ફરી ચૂસવા માંડ્યું.

'તારા મોંમાં અમી બ્હેન' મોટા શેઠે કહ્યું. 'છોકરો બેઠો થાય તો શંકરના થાળાને રૂપે મઢાવું. અમારા બે ઘરમાં એ દીવો છે.'

'ચાર લાખનો વારસદાર છે.' બાઇઓમાંથી એકે આંસુ પાડતાં કહ્યું. થોડીવારે છોકરાએ પગ હલાવ્યા. મોટા શેઠની આંખમાં હરખનાં આંસુ આવ્યાં.

'જે શંકર જે ભોળાનાથ' એમણે મંદિર તરફ હાથ જોડ્યા, ત્યાં ફળીમાં સત્યકામ ગોપાળ બાપાને લઇને દાખલ થયો. ગોપાળ બાપાએ ખાટલાના ઓશીકે બેસી છોકરાના માથે હાથ ફેરવ્યો ને કહ્યું. 'વારાંગી તારી રક્ષા કરે ભાઈ' રોહિણી તરફ જોઇને





વીઘાંના એ કોતરમાંથી લીંબુડીને ચીકુડીનાં ઊઘડેલાં ફૂલોની સુગંધી આવતી. બરાબર વચ્ચોવચ્ચ એક નાના ટેકરા પર રાવણા ને આંબાના ઝુંડ વચ્ચે બાંધેલું લાલ ઈંટોનું મકાન દેખાતું હતું. એક બાજુથી પાણી ખેંચતા મશીનનો ભફ-ભફ-ભખ-ભખ અવાજ આવતો હતો:—

'આવાં તો ૨૦ કોતર છે હો.' અરજણ પાછળ ઊભો હતો, તેણે કહ્યું.

મોટા શેઠ એકાએક કહે, 'નાના, ભલે બપોરા આંહીં જ ગાળીએ. બાઇઓને કહે, તમે ભલે શંકરની સેવાપૂજા કરો—ભાઇ ઓળખાણ તો મોટી ખાણ છે.'

રોહિણીએ સૌને દૂધ પીવાનું નિમંત્રણ આપ્યું. કોતરના પગથિયાં ઊતરતાં હતાં ત્યાં નીચેથી અવાજ આવ્યો. 'રોહિણી રોહિણી' પંદરેક વર્ષનો છોકરો ચાર ચાર પગથિયાં એકસાથે ઠેકતો ઉપર આવતો હતો. રોહિણી સાથે આ મહેમાનોને જોઇ જરીક ખચકાયો. પછી પાછો ઉત્સાહમાં આવી એનો હાથ પકડી કહે:

આપણી ત્રિવેણી વિયાણી.

છોકરી હસીને હળવેથી હાથ છોડાવતાં કહે 'આ મહેમાનોના નસીબમાં બળી ખાવાની લખી હશે.'

'વાછડો આપ્યો. હું સાચો પડયોને? રંગ આબાદ ત્રિવેણી જેવો ગોરો ગળકડો.'

'સત્યકામ, તું બાપાને બોલાવા કોકને મોકલ. કહેજે કે મહેમાન આવ્યા છે.'

'હું જ જાઉં. પણ વાવડીનું નામ ગોતી રાખજે હં.' કહેતોક ચચ્ચાર પગથિયાં ઊતરતો ચાલ્યો ગયો.

'વાછરડા જેવો જ છે.' નાના શેઠે કહ્યું.

ઝાડના ઝુંડ વચ્ચે લાલ ઈંટનું બેઠાઘાટનું મકાન હતું. મોટી ફળીમાં એક આશોપાલવના થડે તાજી વિયાયેલ ગાય વાછરડાને ચાટતી હતી. એના ઘડા જેવા આઉ પર નજર પડે તેવું હતું. રોહિણીએ સૌને ખાટલા ઢાળી દીધા, પાણી પાયું ને પછી ગાયની સારવારમાં પડી.

મહેમાનો વાડીમાં ફરવા નીકળ્યા. બંને ભાઈઓ એક તરફ ને છોકરાં તથા બૈરાંઓ બીજી તરફ.

'માણસ સાવ ભગત નથી લાગતો.'

'કેમ'

'પાંચ વર્ષે આમાંથી વીશ હજાર રૂપિયા રળશે. કલકત્તાને મુંબઇમાં આ કેરી ને ચીકુના મોં માગ્યા ભાવ લેશે. ને જમીન મળી હશે પાણીને મૂલે. મજૂરી ય આ તરફ છે સસ્તી. તને શું લાગે છે?'

નાનાએ કહ્યું 'મને થાય છે કે માણસ ભગવાનની આટલી બધી ભક્તિ શા સારુ કરતો હશે?

લક્ષ્મીને રીઝવવા વિષ્ણુને ભજવા જ જોઇએને. દુનિયા આખી દલાલ થઈ ગઈ છે સાળી—એ બધું સમજવા જેવું હોય છે.

'મને એ વાત બરાબર નથી લાગતી. યુરોપમાં ભગવાન સામે કોઇને સગપણ નથી. છતાં ય એ બધા લક્ષ્મીવાન થયે જાય છે એ શું સૌ નહિ જોતા હોય? પછી થોડીકવાર મૂંગા રહીને કહે, સાળું સાદાઈમાં ય એક જાતની સુંદરતા હોય છે. પેલી છોકરીને કાનમાં ફૂલ શોભતાં'તાં તેના દસ ભાગનાં ય આપણી વાણિયણોને હેમનાં એરીંગ કાંય શોભતાં નથી.

'છોડી છે રૂપાળી' મારી આંખ્યમાં આપણા હેમંત માટે વસી ગઈ છે.

'એ તો હું, તમે રોકાવાનું નક્કી કર્યું ત્યારે જ સમજી ગયો હતો. પણ I think it impossible (હું એ અશકય ધારું છું.)

'ઇમ્પોસિબલમાં હું સમજું નહિ. હું તો સાદો હિસાબ માંડું—કે દીકરી સુખમાં પડે એ કોને ન ગમે? આપણે ત્યાં શું ખામી છે?'

કોતરના છેડા પર બંને પહોંચ્યા હતા, મોટા ધરા પર ચાલતું એંજિન જોવા જતા હતા ત્યાં કાંઈક ખૂમાખૂમ સંભળાઈ.

'દોડો, દોડો.'

બંને ઉતાવળે પગે પાછા ફર્યા. ઘરતરફ વાડીના મજૂરો દોડાદોડ જતા હતા. કોઇકે કહ્યું.



અમારા ખેતરના ઘણા ય જીવજંતુને એ ખાઇ જાય એટલું અમારું કામ કરે છે.'

'પણ કો'કને કરડે ત્યારે?'

'એને મોંએ સવામણનું તાળું છે. ભાઇ માંડયું હોય તેને જ. કરડે.

'બિલકુલ હમ્બગ.' બેરિસ્ટરે ધીમેથી કહ્યું.

ગોપાળશેઠે કંઈ જવાબ ન આપ્યો. એ તો ભજનની એક ટૂંક જ બોલ્યા:

'ગજ કાતરણી લઇને બેઠો,
દરજી દિનદયાળ.
વધે ઘટે તેને કરે બરોબર,
સૌની લ્યે સંભાળ.
ધણી તો ધીરાનો રે,
હરિ મારો હિંડે હકે.'

પણ બેરિસ્ટરને માટે આ તો એથીયે મોટું હમ્બગ હતું. ધણી તો ક્યાંય પડયો પડયો ઊંઘતો હતો. ને અહીં સાંઢોએ તો ખેતર ભેળી માર્યું હતું. એને આ પુરાણા માનવીના ચહેરા સામે જોતાં જ એ વિચાર શમી ગયો. કેવી શીતળતા એ ચહેરા પર હતી. ચંદ્રમા સામે મીટ માંડીને બંને આંખોમાં બાળકની સરળતા ને શ્રદ્ધા નહોતાં? જે સરળતા ને શ્રદ્ધાથી પેલી ચૌદ વર્ષની કન્યા ઝેર ચૂસવા માંડી હતી. તેનો જન્મદાતા આ પુરુષ હતો, એમણે સહેજ વિનયથી વાત બદલવા સમજવા માગતા હોય તેમ પૂછયું:

'તમને એમ નથી લાગતું કે આ છોકરાના વાલી તરીકે તમે એની મિલકતનો અયોગ્ય રીતે વહીવટ કરી રહ્યા છો?'

'હું! કઇ રીતે ભાઇ?'

'કઇ રીતે કેમ? ત્યાં એને વર્ષે દહાડે લાખની કમાણી થતી હોય ને તમે અહીં પાંચ હજાર જ એને ઊપજે તેવું કરો તો કોર્ટ તમને ગુન્હેગાર ન ગણે?'

'કઇ કોર્ટ?'

'ગમે તે.'

'ઇશ્વરના ઘરની કોરટ?'

'ત્યાં હું ને તમે ક્યાં ગયા છીએ?' બેરિસ્ટરે હસીને કહ્યું.

'સારું' છે કે નથી ગયા. નહિતર ત્યાંય બધું ગંધવી મારત એવા થઇ ગયા છીએ આપણે સૌ. સહેજ ગોપાળ બાપાએ (ગોપાળ બાપ લાલ થઈ ગયા) પછી પુણ્યપ્રકોપને સહેજ શમાવતા કહ્યું. 'ત્યાં એને લાખ નહિ પણ દોઢ લાખ વર્ષે મળતા'તા. ને અહીં બધું રોકીશ તોયે પચીશ હજાર નહિ આવે એ વાત સાચી. ઇશ્વરના ચોપડામાં એ એક જ વાત લખાતી હોત તો તો જરૂર હું એની અદાલતમાં હારી જાત. પણ ત્યાં તો બીજું ય ઘણું લખાય છે. ત્યાં કાળાં ઘોર કેદખાનાં જેવી ખાણોમાં કામ કરતા અને કોલસાની ટોપલી માથા પર લઇને દોટમદોટ જતા. મજૂરોનો પરસેવો ને નિસાસા લારીમાં કચરાઇ જતાં બાળકની ચીસો અને આગ લાગતાં સળગીને અફાઈ જતાં ખાણીઆઓના સાંભળ્યા ન જાય તેવા આર્તનાદ, આ બધુંય ત્યાંની કમાણીની સામે ઉધાર પાસામાં આવતું હતું. એ બધાની રૂપિયા આના પાઇમાં કિંમત મૂકી જુઓ, ને પછી કમાણીમાંથી એને બાદ કરો. ને બીજી તરફ અહીંના જમાપાસામાં આ બધા કોળીનાળીને સરજે ધંધે વળગાડયાનું પુન્ય, આટલા પશુ પંખીડાને ધરવવાનું પુન્ય ઉમેરો. ને પછી કોનું છાબડું નમે છે તે જુઓ.'

'પણ એની કમાણી તો ઓછી થઈ ને?'

'કઈ પુન્યની કે લક્ષ્મીની?'

'લક્ષ્મીની જ ને આપણને વાણિયાને તો એ જ ગમે ને!

'ભલે તો વાણિયા લક્ષ્મીને જ લાખે. હું વૈરાગેય નથી ને બ્રાહ્મણેય નથી.'

બેરિસ્ટરની આંખો આ સાંભળીને જાણે પ્રકાશથી ચમકી ઊઠી. એણે હસીને પૂછ્યું.





કહે, 'બધા સરપ ઝેરી હોતા નથી. બીકનુંયે ઝેર ચડે છે.'

થોડીવારે હેમંતે આંખો ઉઘાડી. એને મા, દાદી સૌ વીંટી વળ્યાં. ગોપાળબાપા એક બાજુ ઊઠીને કહે: 'કહો ક્યાંના પરોણા? આજ તો આ કોતરમાં ભેળા થયા.'

'અમે પોરબંદરના.'

'વાહ! પોરબંદર, સુદામાપુરી, મહાત્માગાંધીની જનમભોમ વાહ! એની કોરનો વાયરો અડે તો ય પાપ ટળે. બેટા આ સૌ મહેમાન માટે ચાપાણી કર્યાં?'

'આમાં ક્યાંથી કરે? આવ્યા કે તુરત જ આમ બની ગયું.'

'હોય એ તો ચાલ્યા કરે. પરમેશ્વરની મહેર છે કે આ ત્રણ વર્ષમાં તો હજુ કોઇને ઇજા પહોંચી નથી.'

'પણ તમે દવા કેમ નથી રાખતા, કે માનતા નથી?' નાના શેઠે કહ્યું.

'દવા તો હોય છે, પણ રોહિણીને આ જ સૂઝયું. હું હોત તો ઊલટીની દવા આપત. હાજરે સો હથિયાર.'

'પણ બહેન કાંઈ હિંમતવાળી શું કહીએ એને. દૂધ પીતી હોય તેમ ચડપ લઇને અંગૂઠો મોંમાં લીધો.'

રાત્રે વાળુપાણી કરીને મોટા શેઠે સૌની ઓળખાણ કરાવી. વિનાયકરાવ ને પોતે બન્ને નાના-મોટા ભાઈઓ હતા. હજુ સૈયારુજ ચાલતું હતું પોતાને પોરબંદરમાં આફ્રિકાના એજન્ટની મોટી દુકાન હતી, વિનાયકરાવ બેરિસ્ટર હતા. ને અમદાવાદમાં વકીલાત કરતા હતા. નાની વહુએ વિનાયકરાવ વિલાયતથી હેમખેમ પાછા આવે એ સારુ તુલસીશ્યામની જાત્રાની માનતા માની હતી પણ આજ દી સુધી નીકળાયું નહોતું. આજ ઘણા વખતે મોકો મળતાં નીકળેલાં વગેરે...પછી ગોપાળરાવને પૂછતાં કહ્યું.

'હું તો વાણોતર છું. આ સત્યકામના બાપા આ બધું મને ભળાવી ગયાં છે. એના બાપ હતાં ઝરિયાના મોટા વેપારી. ઘેર કોલસાની મોટી ખાણો હતી. હજીએ કાંઇક છે. જોકે, હું ઓછી કરી રહ્યો છું. અહીંઆં બધુ લાવતું જાઉં છું. પણ અમે નાનપણથી લંગોટિયા ભાઇબંધ, ને ભજનોના પૂરા શોખીન. કો'ક રાતજ ઘેર રહીએ. બાકી રાત્યુંની રાત્યું ભજન મંડળીઓમાં જ જાય. વેપાર પણ હારે કરેતા. શરૂઆતમાં ઝરિયાના કામમાં મારોએ થોડોક ભાગ હતો. પણ પછી કાઢી નાખ્યું. ને ગાયું ને અપંગની ચાકરીમાં પડ્યો. છેલ્લે છેલ્લે તો સત્યકામના બાપનેય એ બધું નહોતું ગમતું. કહેવત છે ને કોલસાની દલાલી–પણ માયામાંથી મોટા મુનિવરે ઝટ છૂટી શકતા નથી. હું તો અહીં ખૂણે પડ્યો છું. ને ભો હારે બાથોડિયાં લઉં છું'

'આમાં કેટલોક પેદાશ ધારો છો?'

'પેદાશ તો શું થાય? દોઢ ટકો વ્યાજ ઊપજે.'

'ઝરિયામાં તો વધારે ઊપજતું હશેને?'

'ત્યાં તો પચીસ ટકા ઊપજતા'તા. ને સાચું કહીએ તો બમણા થાતા'તા'

મોટા શેઠની આંખો ફાટી ગઈ. 'શું કહો છો? તો આ ધંધો શા સારુ માંડ્યો?' એ તો હજુ એમ સમજતા હતા કે ગોપાળ શેઠ ક્યાંક ભરાઇ પડ્યા હશે, તે અહીં ભાગી આવ્યા.

'મનની મોજ છે ને!' ગોપાળ બાપાએ હસીને કહ્યું, 'પણ આથી તો અમારા ધંધામાંય વધારે ઊપજે. અહીં પોરબંદરમાં સિમેન્ટનું કારખાનું ચલાવીએ છીએ. પાંચ ટકા તો અમે વ્યાજ આપીએ.'

'મને કારખાનાં નથી ગમતાં.' મોટા શેઠ મૂંગા થઈ ગયા. 'ર' ના 'ળ' એ એમની વાચા હરી લીધી.

બેરિસ્ટરે પૂછ્યું: 'સર્પને તમે નથી મારતા?'

'ઘરમાં આવેને સાણસાથી ન પકડાય તો પછી મારીએ.'

'ખેતરમાં શું કામ ન મારો?'

'એને બિચારાને ક્યાંક તો રહેવા દેવા જોઇએને.'

'એનો શું ખપ છે કે રહેવા દેવા?'

'ખપ તો ઝેરનો યે પડે છે. સરપનું ય એમ જ.

જીવનનો ઘડો એટએટલે ઠેકાણેથી તૂટીફૂટી ગયો હોય છે કે એક સાંધો ત્યાં તેર તૂટે જેવી આંતરદશા હોય છે.

પણ કાગળ સાથે સાથ તો લખું છું બીજા એક કામ માટે.

બહેન રોહિણીને જોઈ ત્યારથી એના ગુણ મારા મનમાં વસ્યા છે. વહેલે કે મોડે એને વરાવવાનો વિચાર કરો ત્યારે મને યાદ કરશો ? મારા હેમંતને એણે બચાવ્યો છે એ જ મારે મનની જાણે પ્રકૃતિની યોજનાનું સૂચન છે. છતાંયે લોભવશ તમને ય સૂચન કરી રાખું છું. લોભ શું છે તેય તેય તમને કહી નાખું. મને પૈસાનો લોભ ખાસ નથી. મોટાભાઈને હશે, પણ મને એ નથી—કારણ કે ઘણું કમાયો છું ને ઘણું કમાઈ શકું તેવી આ ગાંડી ગુજરાતમાં શક્યતા છે. પણ તમારો 'પાણી ખાડે નાવમે'વાળો દુહો સાંભળ્યા પછી આ લક્ષ્મીને ખોબે ને ખોબે કોઈક ગૌરવભેર રીતે વાવરે તેવાને ઘરમાં લાવવાનો લોભ વધ્યો છે. બહેન રોહિણી અમારા ઘરમાં આવીને ફક્ત એ એક કામ કરે તોયે અમે સાર્થક થશું.

હું નવા વિચારનો માણસ છું તે તો મારી રીતભાત ઉપરથી જ તમે સમજ્યા હશો. એટલે ચિ. રોહિણી જો આવશે તો મારા ઘરમાં હેમંત અને અચ્યુત ઉપરાંત ત્રીજા દીકરા તરીકે જ સ્થપાશે તે તમે ખાતરી રાખજો.

કાંઈ પરિચય વિના આવું માગું નાખ્યું છે તે ધૃષ્ટતા કહેવાય તેની મને ખબર છે. પણ લાલચ એટલી મોટી છે કે હિંમત ભીડી છે.

લિ. વિનાયકરાવના પ્રણામ

ગોપાળબાપાએ ફરી ફરીને વાંચ્યું. એમને લાગ્યું કે બેરિસ્ટર કોઈક ભારે મનોમંથનમાંથી પસાર થઈ રહ્યા હતા એ વાત નિશંસય હતી. પણ એમાં રોહિણી એમને શું મદદગાર થવાની હતી ? પણ અમે તે કોણ, બેરિસ્ટર માણસ–વિલયાત જઈ આવેલો–ઘેર લક્ષ્મીનો વરસાદ વરસે–એથી આ નમનતાઈ કાંઈ જેવીતેવી ન કહેવાય, એમણે દોતકલમ લઈને ટૂંકમાં લખી નાખ્યું.

ભાઈશ્રી પાંચ વિનાયકરાવભાઈ,

તમારી લાગણીએ અમારું મન તમારા ભણી ખેંચ્યું છે. પણ ઋણાનુબંધે સઘળું બને છે. રોહિણીનું મન જોતાં જ્યાં એનું નિર્માણ થયું લાગે છે ત્યાં જો નહિ થાય તો તમારું ઘર હું જરૂર સ્મરણમાં રાખીશ. તમારો સાચો ભાવ હશે તો રોહિણી તો શું—પણ એથી યે સરસ પ્રભુ આપશે. મારો તો એક વિચાર પાકો છે કે રોહિણી લક્ષ્મીવિનાના માણસને વરે પણ માણસ વિનાની લક્ષ્મીને નહિ વરે...બાકી તો હરિઇચ્છા બળવાન છે.

એમણે કાગળ લખીને સત્યકામને આપ્યો. ને સાથે બેરિસ્ટરનો કાગળ આપી કહ્યું, 'આમાં ઉપર અંગ્રેજીમાં સરનામું છાપ્યું છે તે પ્રમાણે કરીને ટપાલમાં નાખી આવજે. સહેજ જોઈ જજે કે લખવામાં ક્યાંય કાનોમાતર કપાઈ તો નથી ગયો ને ?

સત્યકામે કાગળ લીધો. વાંચીને સાવચેતીથી જાણે પોતાનું અંતર ખીડતો હોય તેમ કાગળ બીડી દીધો.



## પગાર–વધારો

તાજેતરમાં જાહેર થયેલા રેલ્વેમજૂરોના પગાર–વધારા અંગે મધ્યસ્થ સરકારને વર્ષાના ૪૩ કરોડ રૂપિયાનો ખર્ચ થવાનો છે. એ ખર્ચને પહોંચી વળવા માટે રેલ્વેનાં નૂર–ભાડાં હજી વધારવાની વિચારણા ચાલી રહી છે.





'ત્યારે !'

'હું તો લક્ષ્મી ને વિષ્ણુની પેલી કોર અલખ છે તેનો ચેલો છું.'

'પાની બાઢે નાવમેં ઘરમેં બાઢે દામ
દોનું હાથ ઉલેચીએ યેહી સજ્જનકા કામ.'

એવા પરિતાપથી એ બોલ્યા કે મોટા શેઠ જેવા લક્ષ્મીજડ ને પણ એ સમજાઈ ગયું. એમણે થોડી વારે વાત ફેરવી.

'આ શંકરના થાળાને રૂપે મઢાવવા માટે મારી જીભ કચરાણી છે. તમે એનો અડસટ્ટો આપશો !'

'એ બધું તમે મોટા માણસો જાણો ભાઇ ! મને તો એમાં કાંઈ સમજ ન પડે.' કહી એ સૂવા ઊઠ્યા.

મોટા શેઠે સૂતી વખતે નાનાને કહ્યું: 'કાંઈક અડું વેતરાણું.' બેરિસ્ટર અંગ્રેજીમાં ગણગણ્યા. પછી કહે, 'મહામાનવ' મોટા શેઠને તો એકેય સમજાય તેવું નહોતું.

સવારે નીકળતી વખતે બેરિસ્ટરે હજાર રૂપિયા ગોપાળબાપાને આપતા કહ્યું, 'અમારા વતી આ ધર્મશાળામાં ગમે ત્યાં ખરચજો.'

'ના ભાઇ' અહીં ભગવાને ઘણું દીધું છે. જ્યાં ખોટ છે, ત્યાં જ વાપરજો.'

મોટા શેઠ કહે: 'અમારે તો હેમંત ઊગરી ગયો એટલે મોટો ઓચ્છવ છે. એના સંભારણામાં આટલું રાખો.'

'તમે સમજતા નથી. આ કંઈ સાધુબાવાની જગ્યા થોડી જ છે ? ને મને ભગવાને આપ્યું છે. જ્યાં ખોટ હોય ત્યાં દીકરાને માથેથી ઉતારીને આપી દેજો.

'ભગવાન એની રક્ષા કરશે.' કહી એ પાછા ફરી ગયા. સત્યકામ એમને રસ્તામાં કહે કે: 'આ લક્ષ્મીવાળાના અંધાપાનો ય પાર નથી. માળું ! લક્ષ્મી નો હોય તે યે દખ છે, ને હોય તે યે દખ છે.'

'એ તો વળી મોટું દખ.' પછવાડેથી કોઇ બોલ્યું. ગોપાલ બાપા જુએ તો શેઠના સાથવાળો અરજણ.

ગોપાલ બાપાએ એને ઓળખ્યો. 'તું કેમ રોકાણો છે ?'

'તે દી' તમે કહ્યું હતું ને ! આંહીં રાખશો.'

'સૈયારી રાખવી છે ?'

'સાથી રાખો.'

'સાથી એટલે સૈયારી. ભાગદાર, પાપ ને પુણ્ય બેયમાં હં !'

અરજણે સંમતિ બતાવવા માથું ડોલાવ્યું.

આમ બેરિસ્ટર ગયા ને અરજણ રોકાઇ પડ્યો.

થોડા દિવસ પછી ગોપાળબાપાને કાગળ મળ્યો.

અંદર લખ્યું હતું :

મુરબ્બી શ્રી,

તમે અમને સૌને કદાચ ભૂલી ગયા હશો. પણ અમે તો તમને ભૂલી શક્યા નથી. હેમંત તમારી વાડીને, તમને તથા બહેન રોહિણીને વારેવારે યાદ કરે છે. જૂના લોકો એમ માને છે કે જાત્રા એળે જતી નથી. હું તો નવા જમાનાનો માણસ છું. ઘણાય દેશનું પાણી પીધું છે, એટલે આવી વાત માનતો નથી. પણ તુલશીસ્યામની આ વખતની જાત્રા પૂરતી તો એ વાત સાચી ઠરી એમ લાગે છે. મારે કબૂલ કરવું જોઇએ કે તમારા પરિચયે મને નવી દિશામાં વિચાર કરતો કર્યો છે. જોકે મારો બંધાર એવો ઘડાણો છે કે મારા નિશ્ચયો જેટલા ઝપાટાબંધ થાય છે તેથી યે ઝપાટાબંધ તૂટે છે. ગાંધીજીનો આશ્રમ તો અમે રહીએ છીએ તેની પાસે જ છે. ત્યાં આવવા જવાનું ઘણીવાર થાય છે. પણ તમારે ત્યાં આવ્યો નહોતો, ત્યાં સુધી એમની વાત સમજવાની જાણે ચાવી નહોતી મળી, પણ ત્યાંથી આવ્યા પછી એય થોડુંયે કું સમજાય છે. પણ અમારા જેવા માણસોને તો સમજાય તો ય શું ને ન સમજાય તોય શું ? હસ્તિસ્નાનઇવક્રિયા જેવું.

નજર ન કરતાં, ભોગીલાલ તો ખુરશી ખેંચીને સામે બેઠો. પોતે જુવાન હતા, અને તાજા જ ગ્રેજ્યુએટ થઈને નોકરીને પહેલે દિવસે નેતરની સોટી ને લાંબો કોટ પહેરીને નિશાળે જવા નીકળ્યા એ દિવસ એમને અચાનક યાદ આવી ગયો. આ એનો નાનો ભાઈ પ્રાણવલ્લભ ત્યારે તો ભણતો હતો. પણ ભણવામાં હોશિયાર હતો. પોતે સંકલ્પ કર્યો હતો કે પેટે પાટા બાંધીને કે ગમે એટલાં ટ્યુશન કરીને કે બાપદાદાનાં ખોરડાં ને ખેતર વેચીને પણ એને તો ખૂબ ભણાવવો ! એમનો એ સંકલ્પ પાર પડચો. એટલું જ નહિ, પણ, હવે તો જતી રહેલી અંગ્રેજ સરકારે જે કેટલાક ભાગ્યશાળી આત્માઓનું આઈ. સી. એસ.-સર્જન કર્યું હતું, એમાં જોઈતું પ્રાણવલ્લભને સ્થાન મળી ગયું ! ભાગ્યનો કેવો મહાયોગ; આજ જ્યારે રા. બ. ભોગીલાલ ઇન્સ્પેક્ટરપદેથી નિર્વાણ પામતા હતા, ત્યારે યોગાનુયોગ એ જ શહેરમાં નાનો ભાઈ પ્રાણવલ્લભ આઈ. સી. એસ. ડેપ્યુટી કલેક્ટર તરીકે, મોટા આલિશાન બંગલામાં ને હજારોની ગાદીમાં બેઠો હતો. એની વહુ શર્વરી ને છોકરાં પણ અહીં જ હતાં. ભોગીલાલ સાંજે સીધા નાનાભાઈને બંગલે ગયા. શનિવાર હોવાથી સાંજે તો જમવાના ન હતા. એટલે નિરાંતે જીવનની પહેલી મોટી ઊંઘ ખેંચી કાઢી ! આજે રવિવારની સગરનો સોનેરી સૂર્યોદય નિહાળીને એમના મનમાં અજબ શાંતિ થઈ હતી. પોતાના શાંતિમય નિવૃત્ત જીવનપંથનો રસ્તો એ આંહીં દેખી રહ્યા હતા. પોતે વર્ષોથી વિધુર હતા. છોકરી એક મોટી હતી તે સાસરે હતી. બાકી કોઈ હતું નહિ. પ્રાણવલ્લભ અત્યારે 'ટી-ટેબલ' ઉપર એમને પહેલવહેલો જ મળતો હતો. પણ એ તો કામના બોજાને અંગે હોય-એમ રાવસાહેબ સમજતા હતા. ચા સામગ્રીનો સત્કાર એ જોઈ રહ્યા.

અનેક વસ્તુઓ ત્યાં હતી. ચાની સાથે બ્રેડ, માખણ, જેલી, ઈંડાં, કેળાં દૂધ વગેરે તમામ પદાર્થોની એક તાસક એમની સામે ધરતી પેલી જુવાન આયા ત્યાં ઊભી હતી !

ઈંડાંને જોતાં જ હાથ ભોગીલાલથી ખંખેરાઈ ગયા. 'અરે ! અરે ! એ આંહીં નહિ, આંહીં નહિ ! લઈ લે ! લઈ લે !' અને એમણે જરાક અવાજ થાય તેમ ખુરશી પણ ખસેડી.

આઘે લાલ પટ્ટો પહેરીને ઊભેલો ચપરાશી મોં આડે રૂમાલ રાખીને હસતો હતો. લીલીના મોં ઉપર એક હાસ્યરેખા આવી જતાં, એણે પણ લુચ્ચાઈથી પોતાની દક્ષિણી ઢબે પહેરેલી સાડીને, જરાક આડીઅવળી ખેંચીને એ હાસ્ય છૂપાવી લીધું પણ સાહેબ પ્રાણવલ્લભથી એ કાંઈ અજાણ્યું ન રહ્યું. જે વાતાવરણમાં એનો વર્ગ અક્કડ ને ખાં ગણાતો-એટીકેટ-શિષ્ટાચાર—એનો આ ભંગ, એને જરાક ખૂંચ્યો. એણે ધીમેથી પણ મક્કમપણે અને અંગ્રેજીમાં જ કહ્યું: 'Have manners-please' રીતભાત રાખો એ સંબોધન ખરી રીતે તો ભોગીલાલને હતું, પણ એમણે કાંઈક રોષભરેલી તીરછી દૃષ્ટિએ તરત, ચપરાશીને ઊધડો લીધો: 'બોય ! એ ઇધર સે ઉઠા લો !

[ ૩ ]

પ્રાણવલ્લભની સાથે સાંજે ફરીને પાછા આવ્યા ત્યારે રા. બ. ભોગીલાલ ધીમે શાંત પગલે પોતાના કમરામાં ચાલ્યા ગયા. પ્રાણવલ્લભનાં છોકરાં કોઈ પ્રદર્શનનું પ્રાણી જોતાં હોય તેમ એમનો લાંબો કોટ અને જુનવાણી પેલી લાકડી જોઈ રહ્યાં હતાં ! ભોગીલાલે એમને પ્રેમથી બોલાવ્યાં, પણ એટલામાં તો 'ચલો, 'બાબાલોક' 'મેમસાબ' બુલાતે' કહીને આયા લીલી એમને લેવા માટે ત્યાં આવી પહોંચી હતી !

શર્વરીને વાત કરીશું, આ છોકરાને ભણાવવાની, એ વિચાર ભોગીલાલને આવી ગયો.

સાંજે વાળુ કરવા બેઠા ત્યારે પાટલાને ટેવાયલા ભોગીલાલે ખુરશી ઉપર નીચે પગ રાખવાનું ને ખાવાનું કૃત્રિમ અવસ્થામાંથી બચવા પોતાના પગ ખુરશીમાં પહોળી પલોંઠીની પેઠે ગોઠવ્યા. પીરસવા આવી રહેલા બાયની ચકોર દૃષ્ટિએ એ હાસ્ય પ્રસંગને તત્કાલ પકડી લીધો ને આજે જરાક આયા લીલીએ સવારે એના ગાલ ઉપર મીઠી ચુંટણી ખણી હતી

શાળાઓના ઇન્સ્પેક્ટર રાવસાહેબ ભોગીલાલનો નિવૃત્તિજીવનનો આજનો પહેલો દિવસ જાણે કે સોને મઢ્યો હોય તેમ પહેલાં તો એમનાં અંતરમાં જીવનમુક્તિ જેવો એમને આનંદ આનંદ લાગવા માંડ્યો. સામેના 'કમ્પાઉન્ડ'માં અત્યારમાં જ મોર નૃત્ય કરવા માટે થનગની રહ્યો હતો. અને યુકેલીપ્ટસના ઊંચા ઝાડની એક ઊંચી ડાળી ઉપર બેસીને કોયલ હેતુ વિનાની મધુરી વાણી ફેલાવી રહી હતી. લટકણિયા ફૂલછોડ ઉપર ભ્રમરે પોતાનું મધુરું ગીત-ગુંજન રેલાવવું શરૂ કર્યું હતું. તો જૂઈના અસંખ્ય ફૂલોએ એમના ટૂંકા જીવનનો સઘળો પરિમલ એકીસાથે જાણે સૃષ્ટિને અર્પી દેવાનો હોય તેમ હવામાં જાદુઈભરેલી છાની સુગંધ ફેલાવી મૂકી હતી. રાવસાહેબ ભોગીલાલ આ સઘળું જોતાં ખુશખુશાલ થઈ ગયા.

લાંબા નોકરીજીવનમાં આમથી તેમ ને તેમથી આમ એમને અથડાવી અથડાવીને ખાતાએ એમનો કસ કાઢી નાખ્યો હતો. અને ફૂલ જેવા સેંકડો અને હજારો શિશુઓના કુમળા આત્માના આ ઘડવૈયાને પેન્શન આપ્યું ત્યારે દોઢસો રૂપરડી! વિદાય વેળાએ એક વકીલે એમની પાંત્રીસ વર્ષની સેવા વિષે ભાષણ કર્યું હતું અને સાડાસત્તર તોલાનો ચાંદીનો કપ ભેટ આપ્યો હતો એટલું વિશેષ. એ ગમે તેમ થયું પણ પોતે આજે તો મુક્ત હતા. હવે એમની પાસે કોઇ માસ્તર, 'સાહેબ! બાર રૂપિયા પગાર મળે છે ને બાર છોકરાં છે!' એમ કહેવા માટે આવવાનો ન હતો. હવે અડિયલ ટટ્ટુ સાથે હાજર થઇને ભીખો એમને અત્યારમાં ઉતાવળ કરવાનું કહેવા માટે કોઇ દિવસ ત્યાં ઊભો નહિ હોય! પોતે વિશાળ કમ્પાન્ડમાં જરા ટેલશે, થોડાક શંકરસ્તોત્રો બોલશે, બીલીપત્ર ઉતરાવશે, ત્યાં 'ચા-ટેબલ' ઉપરથી ભાઇ એમને બોલાવશે ને રોજિંદા પત્રો આવશે, એ વાંચતાં વાંચતાં બન્ને ભાઇઓ જૂનાં સંસ્મરણો તાજાં કરશે—અને એમ ને એમ જીવનની એક નવી મધુરી પગવાટ ચાલી જશે.

રાવસાહેબ ભોગીલાલના મનસ્વપ્નની જાણે જાણ થઈ ગઈ હોય તેમ રસ્તેથી પસાર થતો સાઈકલવાળો 'ટાઇમ્સ!' કરીને બૂમ પાડતો ઉતાવળમાં પેપર ફેંકતો ચાલ્યો ગયો. ભોગીલાલે 'ટાઇમ્સ' ઉપાડી લીધું ને હાથમાં ને હાથમાં એને રાખીને જરાક આમ લટાર મારી, એટલામાં તો રંગે કાળી, પણ નાકનેણે દેખાવડી, જુવાન ગોઆનીઝ ઘરઆયા લીલી, સામેથી આવતી દેખાઈ 'સાહેબ! ચા કે લીયે 'મેમસા'બ' બૂલાતે હૈ!'

આ 'મેમસા'બ'નો પ્રયોગ ભોગીલાલના મનને જરાક ધક્કો આપતો હજી વિરામ પામે ન પામે, ત્યાં તો 'બોબ્ડહેર' વાળાં બે રૂપાળાં છોકરાં, 'અંકલ મને! અંકલ! મને' કરતાં એમની તરફ દોડતાં આવતાં એમની નજરે પડ્યાં!

એ બન્ને 'ટાઇમ્સ' માગી રહ્યાં હતાં! પેલા 'મેમસા'બ' પછી તરત આવેલો આ 'અંકલ' પ્રયોગ, રાવસાહેબના કાનને અપરિચિતતાને લીધે સહેજ કર્કશ જણાયો, પણ એમના બંનેના હાથમાં 'ટાઇમ્સ' રહેવા દઇને એ ચ ટેબલ તરફ વળ્યા.

[ ૨ ]

'ચા-ટેબલ' ઉપર પ્રાણવલ્લભ અને એની વહુ હાથમાં એક એક રકાબીમાં કેળાં લઇને તાજાં જ પથારીમાંથી આવ્યાં હોય તેમ હજી શયની ઝભ્ભામાં જ ઊભાં હતાં. ને ઊભાં ઊભાં જ કેળાં ખાઈ રહ્યાં હતાં. હજી એમની આંખમાં ગુલાબી નિદ્રાની છાયા રમી રહી હતી. રાતનાં પથારીકપડાં પહેરેલાં એમનાં શરીર ઉપર ઊડી રહેલા વાળને એક હાથથી જરાક પાછા હડસેલતાં, બંને એકસાથે જ અંગ્રેજીમાં બોલી ઊઠ્યાં: 'આ લેશો તમે?' આ એટલે કેળાં.

ભોગીલાલે જમીન ઉપર જ દૃષ્ટિ રાખીને સહેજ હસતાં હસતાં જવાબ વાળ્યો: 'અત્યારમાં? ના ભૈ! કેળાં તો ભારે પડે!'

'ઓલરાઇટ, ધેન ટેક ટી,' [ભલે, તો ચા લો] ડાર્લિંગ! શરૂ! વન કપ—'

શર્વરીનો અપભ્રંશ પામેલ 'ડાર્લિંગ શરૂ' તરફ

શર્વરીની ઉપાલંભ ભરેલી આશ્ચર્યદૃષ્ટિને એમની પીઠ જોઇ શકે તેમ ન હતું !

[ ૪ ]

બીજે દિવસે વહેલી સવારમાં ભોગીલાલ બેઠા. અનેક સુભાષિતોથી પોતાના કમરાને શાંત ગુંજારવ આપતા હતા. અને અત્યાર સુધી ન જડેલો એવો કાંઇક અર્થ એમાંથી મળી આવતાં આનંદની નવી લહરી અનુભવી રહ્યા હતા, એટલામાં એમણે કમરાના બારણા ઉપર પડેલો ધીમો ટકોરો સાંભળ્યો :

' કોણ ?' તે અંદરથી જ બોલ્યા.

' મેમસાહેબ ' બોલતે, સાહેબ ! સાહેબલોક કી ઊંઘમેં ઇસસે ખલલ પડેગી . . .'

' હાં . . . હાં . . ' ભોગીલાલે તરત ગુંજારવ બંધ કરી દીધો. પણ એમણે આજે પહેલવહેલાં જ વાણીસ્વાતંત્ર્યનો ખરો અર્થ જાણે કે જાણ્યો. એ મનમાં ને મનમાં, જરાક ધીમે અવાજે બોલતા તો રહ્યા, પણ એમને પહેલી વખત લાગ્યું કે, આ સઘળી પ્રભાતી સામગ્રીનાં જીવનસમાધાનકારી તત્ત્વો મૌનમાં કે દબાયલા સ્વરમાં જાણે ખીલતાં જ નથી ! કેમ જાણે એ બોલવા માટે કે વધુ સાર્થક શબ્દ વાપરીએ તો ગાવા માટે હોય ! કેટલીક ધર્મપ્રાર્થનાઓ ઊંચા બુલંદ અવાજે અપાય છે એનું રહસ્ય પણ આજે જ જાણે એમને મળ્યું.

પણ એમની એ મૂંગી વિચારધારાને બહારના કાંઇક ઉશ્કેરાયલા કમ્પાઉન્ડના 'બુલડોગ'ના અવાજે વિભિન્ન કરી નાખી, એમણે પોતાની જીવનસમાધાનકારી સુભાષિતાવલિ ધીમે અવાજે ચાલુ રાખી. પણ બહાર ચપરાશીઓ વચ્ચે થતી વાતચીતના થોડાક પકડી શકાય એવા શબ્દોએ એમને માહિતી આપી તેમ શાંતિ પણ આપી. કાલે રાતે પ્રાણવલ્લભ મોડેથી નાટક જોઇને પાછો ફરેલો એટલે હજી સૂતો હતો. ને ઉશ્કેરાયલા ભસતા 'બુલડોગ'ને બહાર લઈ જવાની વેતરણ ચાલતી હતી. ભોગીલાલને મનમાં એક સમાધાન થયું કે, એટલા માટે બહુ મોટેથી કોઈ અવાજ ન કરે એમ ધ્યાન અપાતું હતું.

પરંતુ બીજે દિવસે જયારે એ પ્રમાણે ટકોરો આવ્યો ત્યારે ભોગીલાલને આશ્ચર્ય થયુંઃ ' પ્રાણવલ્લભ હમેશાં ઉજાગરા કરશે તો તો એની તબિયત છેવટે લથડશે. હમેશાં ઉજાગરા કરે છે કે શું ?' ટકોરા પછી કોઇ દેખાયું નહિ, છતાં તેનો અર્થ સમજીને એમણે શાંત રીતે બહુ ધીમે અવાજે મંગલપ્રભાતને જગાડવાનું ચાલુ રાખ્યું !

ત્રીજે દિવસે પડેલા ટકોરાને, એમણે નોકરનું ક્ષુદ્રમાનસ સમજી, તરત ધીમેથી બારણું ખોલી પકડવાનો પ્રયત્ન કર્યો. ત્યાં પેલી આયા ઊભી હતી. ' જી સા'બ ! મેમસા'બ ઊંઘતે હે !' તેણે ધીમેથી કહ્યું.

' મેમસા'બ ?'

' હાં જી, મેમસા'બ. સબ સા'બલોક બહુત 'લેઇટ' કમરેમેં જાનેવાલે હે. આપ લોગ તો હમેરી નોકર લોગકી સાથ વહેલે જાગતે !'

ભોગીલાલ તરત શાંત થઇ ગયો. આંહી હમેશાં મોડી રાત સુધી જાગવાની પ્રથા જ ચાલતી લાગે છે. બુલડોગને આજે પણ બહાર દોરી જતા પટાવાળાને એણે બારીમાંથી દીઠો. તે ખાટલામાં બેસીને ધીમેથી પોતાનો ગુંજારવ કરી રહ્યા !

પણ આજે ભોગીલાલે ખાણાટેબલ ઉપર ધીમેથી વાત મૂકી: ' પ્રાણવલ્લભ ! મોડી રાતનો હમેશનો ઉજાગરો તો ભાઈ ! શરીરને કથળાવી દે ! શર્વરીનું શરીર પણ ઠીક રહેતું લાગતું નથી. રાતનો ઘણો ઉજાગરો એમાં વધારો કરે !'

' એ તો શરીર જાળવનાર ઉપર આધાર છે. યુરોપિયન ઘણાંખરાં કામ રાતના મોડેથી કરે છે ! એમને કેમ કાંઇ થતું નથી ?'

દૃષ્ટિભેદની, પોતાની અને પ્રાણવલ્લભની વચ્ચે રહેલ મહાન ખીણનું અસ્તિત્વ જેવું અત્યારે રાવસાહેબને જણાયું, તેવું આટલા દિવસોમાં કયારે ય જણાયું ન હતું. પણ એમણે જોયું કે સમજાવા જતાં આ ભેદ વધારે ઘેરો થાય; પક્ષ રજૂ કરતાં વધુ તીવ્ર થાય. એમણે શાંત મૌન રાખવાનું યોગ્ય ધાર્યું. થોડી વાર પછી એ પોતાના કમરા તરફ ફરી ગયાઃ એમના પગલામાં ગંભીર મનોમંથનનો ભાર આવી ગયો હતો.





એની મધુર યાદ હજી એની નસેનસમાં વેગ ભરી રહી હતી, એટલે એનાથી ઉતાવળે ચલાઈ ગયું ને જરાક મોટેથી હસાઈ ગયું અને એની સાથે જ ખનન કરતા જમીન ઉપર પડેલા થાળમાંથી દૂધીનાં મૂઠિયાં, ઢોકળાં ને સમોસા એવો વર્ણસંકરી પંચરત્ન માલ વેરાઈ પડ્યો!

પ્રાણવલ્લભની બોલ્યા વિનાની એ તરફ વળેલી એક વેધક દૃષ્ટિએ બાયને તો ભોં ભેગો કરી નાખ્યો, પણ એ દૃષ્ટિને પાછા ફરતાં જ શરૂની નજર અથડાઈ! એ નજર એટલી વારમાં તો રા. બ. ની હવે ઉતાવળે છૂટતી પલાંઠી ઉપર જરાક જઈને પ્રાણવલ્લભને ઉપાલંભ દેતી, છેક રસોડામાં તાલ લઈને નાચી રહેલી લીલી સુધી પહોંચી ગઈ હતી. 'લીલી ત્યાં શું કરે છે તું? આ જોતી નથી?' એમણે લીલીને હાંક મારી.

'પણ 'મેમસા'બ! મેં ક્યા કરું?' કરતી લીલી આવી: 'વો અંધા કી માફક દૌડ રહે થે, ઔર નઝર ભી ઇસ્કી કીધર થી–ઉધર! મેં ક્યા કરું?'

લીલીએ આંખના એક ઉલાળામાં ભોગીલાલના જંગલી પલોંઠાનો ઉલ્લેખ કરી નાખ્યો હતો!

વાણી વિનાની વાણીમાં વાણી બોલવાની આ કળાનો ભોગીલાલ તો કાંઈ ભેદ પણ મેળવી ન શક્યા. એ તરત મૂંગા મૂંગા ખુરશીમાં સીધી બેઠક રાખી ને નીચે મોંએ ટુવાલ રાખીને જમવા માંડ્યા!

જમ્યા પછી પ્રાણવલ્લભ ચીરૂટ ફૂંકતા બેઠા ને થોડી વારમાં શર્વરી ત્યાં આવી પહોંચી.

બોલ્યા વિના જ બન્ને સમજી ગયાં હતાં કે એમને ભોગીલાલ વિષે વાત કરવાની હતી. નામ ઉચ્ચાર્યા વિના જ પ્રાણવલ્લભે કહ્યું: 'શરૂ! ડાર્લિંગ! એનો કમરો બરાબર હમેશાં 'ડીસઈન્ફેક્ટ' જંતુહીન કરાવતી રહેજે હો. કેટલીક વાત...'

'એ કેટલા દિવસ રહેવાના છે?'

'મને કાંઈ કહ્યું નથી!'

'હું પછી જોઉં?'

'યેસ...' બહારથી કોઈકનો પગરવ સંભળાતાં પ્રાણવલ્લભ જવાબમાં બોલ્યો. એટલામાં ધીમે પગલે ચાલ્યા આવતા ભોગીલાલ જ ત્યાં દેખાયા.

'આ આવ્યા લો, તમે જ પૂછી લેજો.'

ભોગીલાલ પ્રાણવલ્લભની સામે આવીને બેઠો. પોતે મોટાભાઈ હતો. પ્રાણવલ્લભ નાનો હતો. પણ આ જમાનાએ જે કેટલાક સંબંધો બદલી કાઢ્યા છે તેમાં આ પણ હવે અનિવાર્ય રીતે આવી જ જાય, એ વિવેક એમણે કેળવી લીધો હોય એમ જણાયું. પહેલાં તો એ શાંત સ્થિર બેઠો. પછી બોલ્યો: 'પ્રાણવલ્લભ! મને થાય છે કે, મારો દી જાય, જો તને ને શર્વરીને ફાવે તો, છોકરાં બન્નેને થોડુંક સવારે હું ભણાવું! સાંજે થોડાંક સંસ્કૃત સુભાષિતો શીખવાડું!'

'સવારે તો છોકરાં ભણે છે! બ્રધર! અને સુભાષિતનો જમાનો ગયો.'

'હા...ના...બરાબર!' ભોગીલાલના મનમાં ગડભાંગ થઈ. એક પ્રશ્ન ઉદ્ભવીને જ શમી ગયો: 'કોઈ મહાન વિચારકનાં વાક્યો મરતાં હશે ખરાં?' તે ઊંડા વિચારમાં પડી ગયા.

એમને તો ઓછામાં ઓછા ઘર્ષણમાં થોડા દિવસો કાઢી નાખવા હતા. એટલે એ વધુ કાંઈ બોલ્યા નહિ: પછી ધીમેથી એમણે કહ્યું: 'તો તો બરાબર, શર્વરીને પણ એ જ રુચે છે?'

'યેસ...જમાનો જ બદલાયો છે, બ્રધર!'

પ્રાણવલ્લભના મોમાંથી આ બીજી વખત આવેલા 'બ્રધર' શબ્દે ભોગીલાલને ઊભા જ કરી દીધા: 'આ તો મેં કહ્યું, હું આંહીં રહું, ને તમને કાંઈ ઉપયોગી થઈ પડું તો...'

'યેસ થેંક્યું બટ બાઈ ધ બાઈ, તમે કેટલું રહેવાના છો?' પ્રાણવલ્લભે ચીરૂટ હાથમાં પકડી રાખીને જ પૂછ્યું.

'હું? હું તો હવે પ્રાણવલ્લભ! પેન્શન ઉપર જ છું નાં!'

અ-કવિ

## મ્યુઝિયમમાં મૂકવા જેવા નમૂના

'મ્યુઝિયમ' થવાનું છે એ સાંભળીને મને લાગ્યું કે કહો ન કહો પણ આંહીં હજી બુદ્ધિનું છેક દેવાળું નથી નીકળ્યું. આ 'ટર્કીશલોટ' ખાવા દેવાની મહેરબાનીની રાહે મંજૂરી થઇ ગઇ, પછી તો મ્યુઝિયમ'ની અનિવાર્ય જરૂરિયાત ઊભી થઇ જ હતી. એ લોટના સેવનથી જે હાડપિંજરો ઊભાં થશે, એ તમામને ક્યાંક મૂકવાં તો પડશે જ નાં? એમને ક્યાં મૂકવાં એનો એક 'માસ્ટરપ્લાન' કર્યા વિના છૂટકો જ ન હતો. ત્યાં સારું થયું કે 'મ્યુઝિયમ' આવ્યું! હવે એ હાડપિંજરો ત્યાં નિરાંતે ઊભાં રહેશે ને એ કલાના નમૂનાની રસિક ચર્ચા કરતાં કોઇને થાક પણ નહિ લાગે! કારણ કે એ એક અનોખી જ કળા હશે!

સાળું બુદ્ધિ તો બુદ્ધિવાનોની કહી છે એ કાંઈ ખોટું નથી હો! મને એક મોટામાં મોટી બીક એ છે કે પંદરમી તારીખે દેશ સ્વાધીન થયા પછી આવો બુદ્ધિશાળીઓનો અખાડો ચાલુ રહે તો બીજું કાંઇ નહિ બુદ્ધિશાળીઓને મૂકવા માટે આપણે એક બીજું મ્યુઝિયમ પણ તૈયાર કરવું પડે!

અને એ તો મને લાગ્યું જ છે કે આપણા આ દેશે કીડી મંકોડી કીટ પતંગ તમામેતમામનો વિચાર કર્યો છે. ખોડાં ઢોર ને લૂલાંલંગડાનો પણ વિચાર કર્યો છે. દર ત્રણ-ત્રણ વરસે આવતા અધિક માસમાં તો વાંદરાં સીખેનો પણ વિચાર કરવાવાળા માણસો પડ્યા છે. ગાંડાઓનો વિચાર કરીને ગાંડાઓની હોસ્પિટલ કાઢી છે. પણ અતિ બુદ્ધિશાળીઓનો આપણે વિચાર કર્યો લાગતો નથી. કદાચ એ પાક આ જમાનાનો હશે! અતિ બુદ્ધિશાળીઓ માટે એક વસ્તુની ચોક્કસ જરૂર છે. એક અખાડાની. વચ્ચે લીલાવતી મુનશીએ બુદ્ધિશાળીઓનો અખાડો એવું કાંઈક લખ્યું ત્યારે મને લાગ્યું હતું કે બુદ્ધિશાળીઓની મદદે છેવટે કોઇક હરિનો લાલ જાગ્યો ખરો. અથવા વ્યાકરણ શુદ્ધ કરવું હોય તો હરિની લાડણી જાગી ખરી! પણ એમની વસ્તુ તો, તમામ સાહિત્યકારોના 'પ્લાન' પૈસાને અભાવે રખડી પડે છે, તેમ, રખડી પડી! સાહિત્યકારોને ખરી રીતે 'પ્લાન' ઘડતા આવડતા નથી. એ બિચારા પાણીમાં હોડી હાંકવા જાય છે, પણ આમાં તો કળા જોઇએ, રેતીમાં વહાણ હાંકવાની! દરિયાના કોક દોઢ શિલિંગના પુસ્તકમાં 'પ્લાન'નું વાંચ્યું એટલે અહીં પણ સૌ 'પ્લાન' ઉપર નહોતા ઝૂકી પડ્યા? અને ત્યાં તો મંગળ-મુહૂર્તમાં ટર્કીશ લોટનો પ્લાન આવ્યો એટલે સૌની આંખ ઊઘડી ગઇ કે ના, પ્લાન છે તો ખરા! આ 'પ્લાન' તો ધીમે ધીમે પ્રગટ થયા જ કરશે. પણ મને એક વાત તો સો ટચના સોના જેવી લાગી ગઈ. આપણા ગરીબોને શિક્ષિત કરવાનો કહે છે એક વિચાર 'તાજ'માં થયો હતો, ખાણું લેતાં લેતાં ને એ વખતે પ્રૌઢશિક્ષણનો આ 'પ્લાન' સફળ થવાની વાતો થાતી હતી. આ વશરામવસતાને ને મકનભારતીને ને હવુ ભંગિયાને ખરું ભણાવવાવાળા હવે નીકળશે 'તાજ' માંથી! એ પણ સોનામાં સુગંધ મળે એવી વાત થઇ!

પણ આ તો આપણે આડે ચીલે ચડી ગયા, આજ આપણે તો મ્યુઝિયમના નમૂનાઓ માત્ર પૂરા પાડવા છે. અલબત, મ્યુનિસિપાલિટી મેમ્બરોમાંથી પણ ઘણાએ નમૂના પૂરા પાડશે. છતાં મને લાગ્યું કે આવું મોટું કામ આપણા દેશમાં કળા માટે થાય છે, તો થોડાક નમૂના હું પણ પૂરા પાડું જ!

આપણી આ સરકાર જે ચાલી ગઈ એણે તો જાણે આઇ સી એસ. ના થોડાક નમૂના આપણને અવારનવાર બતાવ્યા હતા, પણ હવે તો એમની પણ ખોટ થાશે એટલે નવા નમૂના ઊભા કર્યા વિના છૂટકો નથી.

એક નમૂનો તો આપણે ત્યાં 'લાલજી' ભાઇનો છે. સુંદરમે એમના વાર્તા-સંગ્રહમાં બીમજીભાઇનો આપ્યો છે તેવો. એ લાલજીભાઇ જાણે કોઈ વિષયમાં નિષ્ણાત નહિ એવું નહિ, સંગીત તો એમનું. વ્યાકરણ એમનું.





'વર્ણ' અને વર્ગ' કરતાં પણ વધુ ભયંકર એવું એક એક વ્યક્તિના વર્ગનું અસ્તિત્વ આવી રહ્યું છે કે શું? એ વિચારે એ ધ્રૂજી ઊઠયા.

તે સાંજે, પોતાનો સરસામાન તૈયાર કરી ભોગીલાલ કમ્પાઉન્ડના ઝાંપા પાસે જ પહોંચી, કોઈ ગાડી નીકળવાની રાહ જોતા ઊભા રહ્યા. થોડે દૂરથી આવતી ગાડીને એમણે હાથ લાંબો કરી રોકી પણ ખરી, એટલામાં 'હોર્ન' વાગ્યું. ફરવા જવાનો વખત હોવાથી શર્વરી અને પ્રાણવલ્લભ આવતાં જણાયાં

પોતે 'ટી ટેબલ' ઉપર જ રજા તો લઇ લીધી હતી, છતાં જાણે આ જ છેલ્લો મેળાપનો અવસર હોય તેમ ભોગીલાલથી ગભરાટમાં કે વ્યથામાં બે હાથ જોડીને પ્રાણવલ્લભને જોતાં જ એને પ્રણામ થઈ ગયા. જવાબમાં પ્રાણવલ્લભનું માથું જરાક—સહેજ, એક તરફ ઢળતું જણાયું. શર્વરીના મોં ઉપર આવી ગયેલું કાંઈક મશ્કરી ભરેલું છાનું હાસ્ય ભોગીલાલે જોયું ન જોયું અને જીવનસમાધાન શોધતા હોય તેમ જરાક નિમીલિત નયને આ ધરતીના હરિયાળા મોં ઉપર નજર કરતા ઠર્યા ન ઠર્યા, ત્યાં જ ગાડીવાનના ઘોઘરા અવાજે એમને જાગ્રત કર્યા:

'ચાલો, કાકા! કયાં જાવું છે?'



## યુવાનને

[ સુભાષ ]

અનુવાદકઃ—રમણીક મેઘાણી

આપણે આ ધરતી પર આવ્યા છીએ એક ઉદ્દેશ પૂરો કરવા.

યુવાનના પૂરા આનંદ અને ભરપૂર તાઝગી સાથે આપણે આ મરતલોકમાં ઊતર્યા છીએ એક સત્યની સ્થાપનાને ખાતર......

આશા, ઉત્સાહ, ત્યાગ અને ચેતન સાથે આપણે અહીં—આ અવની પર આવ્યા છીએ સર્જનને કારણે. કારણ સર્જનમાં જ જીવનનો શાશ્વત આનંદ છે.

તન. મન, પ્રાણ, બુદ્ધિ નિચોવીને આપણે સર્જન કરીશું. આત્મદાનમાં જે મહાઆનંદ છુપાયો છે એ આનંદના આસ્વાદે આ ધરતી પણ ધન્ય બનશે....

જે નવીન છે, જે સરસ છે, જે અનાસ્વાદિત છે એનાં જ આપણે ઉપાસક છીએ. આપણે જ છીએ જડમાં ચેતનને ફૂંકનારા. જૂનામાં નવાં ને અને બંધનમાં મુક્તિને આણનારાં.

આપણે છીએ તો અનન્તી આ ધરતીનાં યાત્રાળુ જ, પરન્તુ અજાણ્યા પંથના જ આપણે આશક છીએ. ભૂલો કરવાને આપણે પરમ અધિકારી છીએ. એથી જ ઘણાંની નજરે આપણે ઘર-બારવિહોણાં લક્ષ્મીવિહોણાં છીએ. પણ એનો જ તો આપણને ગર્વ છે.

યુવાની સદાયે, સર્વદેશોમાં ઘર-બારવિહોણી – લક્ષ્મીવિહોણી જ રહી છે. અતૃપ્ત આકાંક્ષાનાં ઉન્માદમાં આપણે દોડયા જઇએ છીએ, ભૂલો કરીએ છીએ, ભ્રાન્તિમાં પડીએ છીએ. ઠોકરો ખાઇએ છીએ. છતાં આપણાં તાંડવ નર્તનનો અંત નથી... આપણે અવિરામ ગતિ છીએ.

દેશેદેશની મુક્તિનો ઇતિહાસ આપણે જ સર્જીએ છીએ. વિરોધ ઊઠાવતાં, યુદ્ધનો સંદેશ આપતાં, પ્રલયની સૂચના દેતાં આપણે આગળ ધપીએ છીએ. જ્યાં જ્યાં બંધન, અન્યાય, ગુંડાગીરી, વહેમ, કુસંસ્કાર– સંકીર્ણતા દેખાય છે ત્યાં ત્યાં પોલાદી મુક્કો ઉગામતા આપણે હાજર જ હોઇએ છીએ.

સમુદ્રમંથન વેળા નીકળેલ ગરવી સમસ્તનું પાન કરી જનાર નીલકંઠને આદર્શ બનાવી જે કહી શકે કે—"મારામાં આનંદનું ઝરણ ફૂટયું છે તેથી સંસારના સકળ દુઃખ દૈન્યને હું મારા ઉપર વહોરી લઈ શકું એમ છું, બધીયે યાતના ને વેદના હું મારે શિરે લઉં છું, કારણ એનાં થકી જ હું પરમ સત્યને પામી શકયો છું"– એ વ્યક્તિ જ સાધનામાં સિદ્ધિ પામી છે....

આપણે એ જ-સાધનામાં સિદ્ધ થવાનું છે.



એટલાં બધાં સર્જક શિશુઓ આવે છે કે ભવિષ્યમાં હવે કોઇ વિવેચક શિશુ અહીં રહેવાનું નથી! એમને ત્યાં તમામેતમામમાં ' સર્જક શક્તિ ' છે. એમને ત્યાં શક્તિવાળાં શિશુઓ આવતાં હતાં ત્યાં સુધી તો એ પહોંચી શકતા. પણ હવે કામે નથી પહોંચી વળતા, કારણકે ' પ્રતિભાશાળી ' શિશુઓનો પાક આ છેલ્લાં વર્ષોમાં, ખાસ કરીને સરકારી ક્ષોટ આવ્યા પછી, વધી પડયો છે! પોતાનું 'બારક' ' કરા 'માં પાર્ચ 'ર' નથી એ જાણીને કોઈ બૈરીએ એમને ' જયહિંદશિશુ ' નો ચાંદ આપ્યો છે તે એમણે ટેબલના ખાનામાં રાખ્યો છે!

એમના ભાષણ પછી હવે સૌ બૈરાંને ખાતરી થઇ ગઈ છે કે એમની કૂખે ' સર્જક પ્રતિભાઓ 'નો સોંઘો પાક આવવા માંડયો છે! બ્રહ્મદેવ પણ એ ચિંતામાં છે કે આટલી બધી પ્રતિભા જો એકી-સાથે પ્રગટશે તો એક નવી સૃષ્ટિનો ખપ પડશે.

પૃથ્વી અને આકાશની વચ્ચે એકાદ નવું સ્થાન હવે નીકળી પડે તો નવાઇ નહિ!

બૈરાંને શું વાલું છે ખબર? ગપ્પાં! ત્યારે એ કલાના નિષ્ણાત આ અમારા અભયપ્રસાદને તમે ઓળખો છો? એમણે એ વિદ્યાને પોતાની કરી છે. જ્યારે જુઓ ત્યારે એ બેઠા સ્ટેલિનની ને કાં ચર્ચીલની—છેલ્લામાં છેલ્લી ખાનગી ખબરો કહેતા હોય! માઉન્ટબેટનને આપેલી સિગારેટને વલ્લભભાઇએ શી રીતે ફેંકી દીધી એ તમને એ કહી શકશે. ને તે પણ પોતે ત્યાં હાજર હોય તેમ! જવાહર નહેરુ ભાષણમાં ભાંગરો વાટવાના હતા પણ વલ્લભભાઇએ ચરોતરની તમાકુ સુંઘાડી એટલે એમને છીંક આવતાં એ આખું વાક્ય જ રહી ગયું એની એક આ ભાઇને જ ખબર હોય. અને દોઢથી બે કરોડ છોકરે મારનાર કોણ છે એ પણ એ જાણતા હોય!

એમને હિંદીમહાસાગરના અનામી ટાપુના એલચીની જગ્યાની 'ઑફર' આવેલી, પણ આપણે 'મેવા' નથી જોઇતા આપણે તો 'દેશસેવા' કરવી છે એ ભાવનાથી એમણે એ જતી કરેલી! અને અત્યારે એક સપ્તવર્ષીય મોટી યોજનામાં પડયા છે. એમની ઇચ્છા એવી છે કે એક પોળમાં એક મહાન પ્રયોગ દાખલ કરવો.

એ પોળમાં રહેનારા તમામ એકસરખાં કપડાં પહેરે, એકસરખી ટોપી નાખે, વળી નામને લીધે આપણામાં જાતિભાવ જાગ્રત રહે છે એટલે સૌ પોતાના વાંસા ઉપર ને છાતી ઉપર નંબર નાખે, ને પોળમાં કોઈ મહાશંકર ને કોઇ ફુલચંદ ને કોઇ પ્રેમલીલા રહે જ નહિ ને! નંબર ૧, ૧૩, ૧૩૩, ૭૫૫૬, ૮૭૦૧, એમ બધા નંબર હોય! કોઈ વાણિયો નહિ, બ્રાહ્મણ નહિ, બ્રહ્મક્ષત્રી નહિ—બધાય નંબર! ૧૭, ૨૭, ૩૫, ૩૫૦, ૩૫૦૦ એમને બોલાવવા હોય તો પણ નં. ૩૫, નં. ૧૦૧ ને બોલાવે ને એકસોએક પચાસને બોલાવે બાકી જે ગોપાળની આરતી!

એ પોળમાં એક બીજો અખતરો થવાનો છે. તમામનું અનાજ કરાશે ભેગું ને પછી બનાવાશે એક મોટું રસોડું. સવારે ૭.૩૦ ત્યાં આ મળશે. બપોરે ૧૨.૩૦ મકાઇના રોટલા, લીમડાના પાનનું શાક, ને દીનકર દેસાઈ સાહેબે મોકલેલા ખાખરાના પડિયામાં કેળાની છાલનાં ભજિયાં પીરસાશે. સાંજે ૬.૩૦ ત્યાં થૂલું ને છાશ અપાશે. દાલમિયાંએ ગૌવધ બંધ કરાવવા જે ઝુંબેશ ઉપાડી છે તેના ફળ રૂપે આ છાશ, સોનેરી ઘડામાં લઇને પહેલવહેલા તો એ એ શેઠિયા જ પીરસવા નીકળે એવી ગોઠવણ કરવી છે! આ ઘડો સિંધી મોટી માંડ જેવો થાય માટે એટલું સોનું દાલમિયાં સાહેબ કરાંચી ખાતે મોકલી આપશે ને તેમાંથી એ કળાકારીગરી તૈયાર થશે!

ભગવાન એમની આ દેલદાઝને અમર કરે! માથે છાપરું રહેવાનું સૌને જોઈએ માટે ગોઠવણ એવી થવાની છે કે ઘરઘર વચ્ચે અગાશીની દીવાલો કાઢી નખાશે ને પથરાશે મોટાં પાથરણાં. આ પ્રયોગ કઈ પોળ પહેલવહેલો કરવાની છે એની આગાહી કરવાનું મારું ગજું નહિ તો! એ કામ સમાજશાસ્ત્રીઓમાં પણ સૌથી સારો નમૂનો મૂકવા જેવો તો હું પોતે જ છું.





ભાષા એમની. અરે! યાર હું એક દિવસ છક્ક થઈ ગયો, લાલજીભાઈએ તો ધનુર્વેદ વિષે ભાષણ આપ્યું! સારું થયું કે એ તો છેવટે બોલી ગયા કે ધનુર્વાતનો કોઈ અકસીર ઉપાય હોય તો તે ભાંગના સેવનનો છે. એટલે તો એમનું આખું ભાષણ ત્યારે ચોખ્ખું થયું!

પણ નરસિંહ મહેતાએ પેલું ગાયું છે નાં કે 'નામરૂપ જૂજવાં અંતે તો હેમનું હેમ હોયે–' એના ખરા પાલનકર્તા લાલજીભાઈ. બીજા બધા તો કડી મોંએ ગોખે એટલું જ. ધનુર્વેદ કે ધનુર્વા લાલજીભાઈ એ તમામેતમામ વિષયને એક ગણે ને એક ગણીને બોલે!

પ્રોફે. અમનચમનને તમે મળો તો એ નમૂનો પણ કાઢી નાખવા જેવો નથી. એમણે પ્રોફેસર પદ લેતા પહેલા રેશમી કાપડની દુકાન ચલાવી, પણ સામું પેરેશુટિયું આવી પડ્યું એટલે એમણે પી. એચ ડી. જ કરી નાખ્યું!

પણ એ ડિગ્રી મળ્યા પછી પ્રોફે. અમનચમન ચોપડીને બહુ તસ્દી આપતા નથી. એમનો એક સિદ્ધાંત છે કે ભણવાવાળાને કોઈ ભણાવી શકવાનું નથી. એટલે ખરી રીતે, જે નથી ભણાવતા એ સાચા પ્રોફેસરો છે. ને જે ભણાવે છે એ બિચારા હજી વિદ્યાર્થીઓ જ છે! પ્રોફે. અમનચમન એક ફિલસૂફી શીખ્યા છે કે આ તમામેતમામ વાદળની છાયા છે. હમણાં આ છાયા છે, બીજી વખતે બીજી! આ છાયા છે ત્યાં એનો લાભ લઈ લો! બાકી ભણવાવાળા તમામ માસ્તર થાય છે ને ન ભણવાવાળા મજો કરે છે! પણ આ અમનચમનનો નમૂનો ક્યાંથી આવ્યો એ પણ જાણવા જેવું છે.

અમારે ત્યાં એક હતા વકીલ. રૂપિયા હંમેશના ટેબલ ઉપર બે હજાર મુકાવે. પછી એમણે કાઢી એક શાળા. શાળામાં ભેગા કર્યા માસ્તરો. પછી ત્યાં આપ્યું એક ભાષણ. આ ચર્ચામાં એમણે એમ કહ્યું કે તમારો મોટો ધરમ સેવાનો છે. તમે દેશના થાંભલા છો. તમારા ઉપર દેશનો આધાર છે... એમણે ધાર્યું કે આમ આ ભાષણથી ભેખધારીઓ નીકળી પડશે ને સંસ્થા ચાલશે, પણ એમાંથી પછી નીકળ્યા અમનચમન.

અમનચમનનો આમ જન્મ થયો છે.

એટલે અમનચમનનો નમૂનો પણ રાખવા જેવો ખરો!

હવે લ્યોને એક ત્રીજો નમૂનો આપું એ પેદાશ પણ તાજી જ છે. એને તમે મળો તો ઓળખી શકો નહિ કે આ તે બૈરું છે કે અ-બૈરું. પઠાણી લેંઘો પહેરે. પહેરણ પહેરે. ને ઉપર વાદળી રંગનું ઉપરણું નાખે! વાળનાં પાછળ કાન સુધી જ પહોંચે એવાં ઓડિયાં રાખે! અને 'હાય રે!' કહીને લટકું એવું કરે કે તમને પડે શંકા કે મ.ળું આ તે બૈરું ગણવું કે અ-બૈરું ગણવું! હાથમાં એની પાસે ભરેલો થેલીમાં ચોપડી અચૂક હોય–બનતાં સુધી હિંદની જુદી જુદી વેશ્યાવૃત્તિના અભ્યાસની. અને એની પોતાની 'આઇડિયોલોજી' તદ્દન 'ક્લીઅર' હોય! ચોપડી રાખવાનો ને એમનો સંબંધ ધૂમ્ર અને અગ્નિ જેવો. પણ વાંચવાનો ને એમનો સંબંધ બાદરાયણ સંબંધ જેવો! છતાં તે બાબતમાં ગોટો હોય જ!

આ પણ લેવા જેવો નમૂનો ગણાય. લેવો ન લેવો એ તમારી ઇચ્છા. હિંદીયુનિયનમાં રાખવો કે પાકીસ્તાનમાં એ તમારી ઇચ્છા. મેં તો રજૂ કર્યો. અને આ નવીન નમૂનો પણ ભૂલતા નહિ. સીકસ્થમાં ત્રણ વખત નાપાસ થયા પછી ઉદયભાનુ શાસ્ત્રાચાર્ય નૃત્ય શીખ્યા. અને દોઢ મહિનામાં એમણે એમાં નિષ્ણાત પદ મેળવ્યું. પછી એ થયા નૃત્યકલાચાર્ય. એ 'સ્ટેઇજ' ઉપર બનતા સુધી ઇંદ્ર થાય ને કાં શંકર હોય! શંકર થઇને કૂદકો મારે ત્યારે ધૂળ ઊડે ને ઇંદ્ર થઇને મારે, ત્યારે વીજળીવાળાને ડર લાગે!

'જો જો' કરીને આ હસતે મોંએ કોણ સામે ઊભા છે ખબર છે? ત્રણ અઠવાડિયામાં એમણે મોન્ટેસોરીનું શિક્ષણ મેળવ્યું હતું, અને બીજા એમાં નાસ્તા સીખેની શાળા સ્થાપી હતી. એમને ત્યાં

એવું બીજું બીબું એ ઘડી શકયો નથી. નહિતર કોઇને નહિ ને એની બબલીની ખાતે, આવું માનવ-સળેખડું શરીર આપીને એ હરિજનોનો ઉપાલંભ શું કરવા સહે? અરે! ભાઈ પ્રજાપતિ! તું એમના જેવો બીજો એક સુખાત્મા સરજી શકયો નહિ તે આવું ખડમાંકડી બૈરું, કોઈને માટે નહિ ને એમને માટે નિર્માણ કર્યું! એ બન્નેને સાથે ઊભા રાખીને, આપણે રવિશંકર રાવળ વારંવાર કહે છે નાં, 'કમ્પોઝીશન' એવું ચિત્રણ સરજાવવું હોય તો ભલે, આપણી કાંઇ ના નથી, બાકી એની બબલીની ખાતે એની સાથે ઊભા રહેવાની ભાઈસા'બ! હું તો ભલામણ કરતો નથી! આ પ્રહસનપ્રસાદે તમારા શેકસપીઅરને પણ છક્કડ ખવરાવી છે. એ કવિ વારંવાર કહેતો નાં કે હું જાડા નરથી ડરતો નથી, પણ એણે આ અમદાવદી પ્રહસનપ્રસાદ નહિ દીઠેલા તો! નહિતર તો એ બિચારો પણ નાટક લખતાં જ થંભી જાત. પૂછોને પણ પેલા લારીવાળા ગલાજીને? શું થયું તે?

ગલાજીને બચારાને મન થયું કે લાવને સૌ ફરકાવે છે તે હું પણ એક ધજા ફરકાવું. પોતાની લારી ઉપર એમણે મૂકયો રાષ્ટ્રીય ધ્વજ ને બૈરાંની સાથે હાલ્યા મલપતી ચાલે! એમને એમ કે પ્રહસનપરસાદની રાતદી થોડી ઊડઝેસ કરી છે? આટલા કપડામાં શું લેશે? ને માગશે તો આપી દેશું ચાર આના!

એમનો ધ્વજ તો લારી ઉપર લેરખી લ્યે ને એમનું મન પણ કયાંય હરખ માય નહિ!

ગલાજીને તો બૈરું'ય જોબનવંતુ મળેલું એટલે લારી તો રમતી આવે ને ધ્વજ લહેરાતો આવે! રાષ્ટ્રીય ધ્વજ! ગલાજી પાછા ગ્નાનમોજે ચડી ગયેલા, સૌએ કહ્યું નાં કે હવે દખ જાશે, એટલે એમને દખમાં દખ ખાવાનું એ પણ હવે જાશે, એમ સમજીને એમના પગ, જે અન્નના અભાવે પોળા પડેલા, તેંવ આજનો દિવસ રંગમાં આવી ગયેલા! કોક અદકવાંસળીવાળાએ એમને શાંકરમાયા બતાવેલી કે હવે તો દેશના પરધાન પણ કાં તો તમારી સાથે મકાઇનો રોટલો ખાશે ને નકર પરધાનપદું, સાપ કાંચળી છોડે એમ છોડી દેશે, એટલે ગલાજી તો ગાતા જાય રેંકડીને હિલોળે ચડાવતા જાય ને ત્રિરંગી ધ્વજ તો શું લહેરાતો આવે! ગલાજીની છાતીમાં અભિમાન તો કયાંય માય નહિ હો!

ને એમ ને એમ આવ્યા પ્રહસનપરસાદની દુકાને!

'કેમ કાકા! આ તમે આપ્યો પણ જોયો?' ગલાજીએ લારીને ચડાવેલો પેરેશુટિયો ધ્વજ બતાવ્યો. પ્રહસનપ્રસાદ જેનું નામ!

એ તે કાંઇ બોલતા હશે? એ તો હસ્યા!

ને એની સામે હથેળી ધરી! ને પોતાની બીજી હથેળીમાં નોટો બે ને એક આઠ આનડી બતાવી!

ગલાજીના પેટમાં તો ધ્રાસ્કો પડયો!

અદ્દીરૂપિયા!

ત્યાં તો પ્રહસનપ્રસાદની આગળ ધરેલી હથેળીના આંગળાં ઉતાવળની નિશાની કરતાં હાલ્યા! જટ પૈસા કાઢ, ભલે તેં રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો આપલા!

પણ આ પ્રહસનને ઘડયા પછી બ્રહ્માને થાક ચડ્યો તો હું શ્રણ?



## —: કોણે કેટલું ખાધું :—

૧૯૪૬ના આખા વર્ષ દરમિયાન પરદેશોમાંથી આપણે કુલ ૨૨ લાખ ૪૯ હજાર ટન અનાજની આયાત કરી હતી.

પ્રાંતે-પ્રાંતમાં વહેંચી દેવાયેલા આ અનાજમાંથી મદ્રાસ ઇલાકાને ફાળે સૌથી મોટો જથ્થો ૪,૯૭,૦૦૦ ટનનો—ગયેલો. તે પછી આવતા મુંબઇને ૪.૧૯,૦૦૦ ટન. બંગાળને. ૨,૨૬૦૦૦ ટન, મૈસુરને ૧,૫૯,૦૦૦ ટન, સંયુક્ત પ્રાંતને ૧,૪૧,૦૦૦ ટન અને બિહારને ૧,૨૨,૦૦૦ ટન અનાજ મળેલું.





માણુસ પોતાની જાતને જાણે એ સ્થિતિ ઘણી વિરલ કહેવાય છે, પણ મને 'ગુરુ મળ્યા બ્રહ્મજ્ઞાની' એટલે આ સ્થિતિ આવી ગઈ છે. અને તમે મને ઓળખો એના કરતાં હું મને વધારે ઓળખું છું. એમ તો જાણે આ જમાનો બહુમતીનો રહ્યો અને બહુમતી મેળવવા માણસે પોતાની જાત પ્રગટ કરવાની રહી, એટલે સૌ કોઈ પોતપોતાને જાણતા તો હોય જ છે. પણ પેલી અરજીમાં આવે તેમ, અથવા નવીનચંદ્ર બનેલા સરસ્વતીચંદ્રે બુદ્ધિધનને કહ્યું હતું તેમ, મારું પહેલું 'ક્વોલિફિકેશન' એટલે મારો પહેલો સદ્‌ગુણ એ કે હું વાંચ્યા વિના વિદ્વાન ગણાઉં છું. અને વિદ્વાન થયા વિના વિદ્વાન બની શકું છું. હું તમામ પુસ્તકોનાં 'પ્રાઈસલીસ્ટ' વાંચતો જ રહું છું એટલે એવું પુસ્તક ભાગ્યે જ પ્રગટ થાય છે કે જેનું નામ મેં વાંચ્યું ન હોય!

મારી બીજી ખૂબી એ છે કે હું બોલતો નથી, અને બોલું છું તો મારો મત આપતો નથી. એટલે મારામાં શું છે એ મારો આતમરામ જાણે છે ને બીજામાં શું છે એ હું જાણું છું! મારી ત્રીજી ખૂબી એ છે કે હું લખતો નથી ને લેખક છું, હસતો નથી ને હાસ્યપ્રેરક છું, વાંચતો નથી ને વાચક છું, અને સેવા જાતની કરું છું ને સેવક સૌનો છું! 'ફોરેઈન સેક્રેટરી' તરીકે આપણું હિંદીયુનિયન મને લાયક ગણે કે ન ગણે એ સવાલ જુદો છે, પણ એકે ભાષા હું ભલે ન જાણતો હોઉં, છતાં દરેક ભાષાની ડિક્શનરી મારી પાસે છે!

મારા આ સદ્‌ગુણ પ્રત્યે હું સૌનું ધ્યાન દોરું છું. મેં કોઈ વિષયમાં ચંચુપાત કર્યો નથી, પણ મારા જેવું ગ્રામોફોની થાળીવાજું મળવું મુશ્કેલ છે. તમે દુનિયાના ગમે તે ખૂણામાં એક વાક્ય બોલો હું તરત એ વાક્યને થાળીવાજા ઉપર લગાડી આપું છું!

એક નવો નમૂનો પ્રહર્ષણપ્રસાદનો પણ છે. પ્રહર્ષણ કહો કે પ્રહસન કહો બધું સરખુ છે. પણ એમનામાં એ ખૂબી છે કે ઘણાખરા હાસ્યરસિક લેખકો દેખાવે હાસ્યપ્રેરક હોતા નથી, પણ આ પ્રહસનપ્રસાદ તો બોલ્યા વિના જ હાસ્યપ્રેરે તેવા છે!

એ ઘણુંખરું બોલતા નથી. હસે જ છે. તમે કહો કે લોકોમાં અજબ ઉત્સાહ પ્રગટ્યો છે. તો એ એમના સ્થૂળ શરીરને—આ શરીરને અમે ગજશરીર કહીએ છીએ-શ્વાસોચ્છ્વાસનો શબ્દ ઘસારો નહિ આપે. એ તરત હસવાના—તે બહુ મોટેથી ગદ્ધાહાસ્ય નહિ. ધીમું મંદ મર્કટી હાસ્ય! મેં તે પહેલાં ક્યાંક હંસ-હંસન નંદનંદન વિષે લખ્યું હતું, પણ એ વખતે આ પ્રહર્ષણપ્રસાદનો તો ખ્યાલ જ નહિ! આ ઉકરડે પડેલું રત્ન તો અચાનક જ મળ્યું. અને મળ્યું એટલે તો બાપલિયા! આવું મોંઘું રત્ન કાંઈ છું છોડું? ને હું છોડું તો પણ એ મને શેના છોડે? પ્રહસનપ્રસાદનો આ એક અજબ ગુણ છે. એ તમારી સાથે વાતો નહિ કરે, હસ હસ જ કરશે, જવાબમાં પણ હસશે ને સવાલમાં પણ હસશે. તમે કહો કે આજ વરસાદ સારો આવ્યો તો એ શબ્દવ્યય નહિ કરે. હાસ્ય એ જ એમનો મોટો શબ્દ! હમણાં આપણે ત્યાં દિવેલિયા ગંભીર મોંની છત થઈ ગઈ છે એનું કારણ પણ આ પ્રહસનપ્રસાદ. બધું હાસ્ય એમને સોંપાઈ ગયું પછી લોકોમાં વહેંચવા જેવું ઓછું રહ્યું એટલે બિચારા બ્રહ્મા પણ શું કરે?

પ્રહસનપ્રસાદની પાસે બેસવાની મોજ માણનારો પછી બીજી મોજ ભાગ્યે જ માણી શકે તો. પણ પાછા જો જો હો, તમે એમના આ અતિને ગાંડપણ ગણતા નહિ. લોકમહેરામણ ઉલ્લાસે ચડ્યો ત્યારે 'પેરેશુટિયા સીલ્ક'ના રાષ્ટ્રીય દેશી વાવટા એમણે પહેલા તૈયાર કર્યા બીજાને તો પછી સમજ પડી! એમ તો એ હવાની ગંધના મોટા જાણકાર છે. તમારું પોલીસખાતું જાણે તે પહેલાં ત્રણ દિવસથી એ વાતાવરણ જાણતા હોય, તે કઈ ખડકીમાં એમનું ગજશરીર બરાબર ખડકાઈ રહેશે એ પણ એમણે શોધી કાઢયું હોય. એ ભલે ને ધીમી ગજગતિએ જતા હોય પણ એમના મોં ઉપર ફરકતું હાસ્ય બધું જાણતું હોય. આ સુખી જીવાત્મા પરમાત્માએ ઘડ્યો ત્યાર પછી એની પણ કલ્પના થાકી ગઈ હોય તેમ

પડું વહેતું હોય તે ઝેરી તત્ત્વ હોજરીમાં જવાથી લોહી અશુદ્ધ થાય છે. આમ થોડા મહિના આ સ્થિતિમાં ગાળે છે છેવટે દાંતના નિષ્ણાત ડૉક્ટરની સલાહથી ખરાબ દાંતો પડાવી નાખવાની તેઓને ફરજ પડે છે. જેને લીધે યુવાન હોવા છતાં વૃદ્ધની માફક બનાવટી દાંતનું ચોકઠું મુખમાં ગોઠવવું પડે છે. આવી સ્થિતિ વ્યસનોથી થાય છે. આ પણ ઊછરતી પેઢીની એક આશ્ચર્યભરી નવીનતા છે.

ઊગતી પ્રજા આ રીતે પોતાનું શરીરસ્વાસ્થ્ય વેડફી નાખે છે એથી ભવિષ્યની પ્રજા પર જે માઠી અસર પહોંચશે એની કલ્પનાથી ધ્રૂજી જવાય છે.

ઊછરતી પેઢીના યુવાન-યુવતીઓ મોજશોખમાં ખૂબ જ રંગાયેલા જોવામાં આવે છે. આ મોજશોખ કપડાં અને પફપાવડરમાં નજરે પડે છે. તેઓ કપડાં અને પફપાવડરની ટાપટીપમાં કલાકો સુધી રોકાયેલાં રહે છે. આની સાથે થોડી શરીર સ્વાસ્થ્યની માવજત કરે તો તેઓના શરીર ભાવી પ્રજાને પ્રેરણારૂપ ચોક્કસ બનશે.

આપણે ત્યાં કન્યાઓનું શરીરસ્વાસ્થ્ય ઘણું જ નબળું જોવામાં આવે છે. કેટલાક રૂઢિચુસ્ત કુટુંબોમાં કન્યાઓ ઘરથી બહાર ફરવા ન જાય તેની ખાસ ચોકી ગોઠવેલી હોય છે. આ દુઃખદ સ્થિતિમાં કન્યાઓનો શારીરિક અને માનસિક વિકાસ રૂંધાય છે. પરિણામે જીવનભર અજ્ઞાનતા, અને રોગથી ઘેરાયેલી સ્થિતિમાં તેઓ દિવસો પસાર કરે છે.

આવી વિષમ સ્થિતિ જેમ બને તેમ વહેલી સુધરે એ જ કલ્યાણદાયી છે.

આજની ઊછરતી પેઢીના યુવાન-યુવતીઓના શરીર, ખડતલ અને સુડોળ બનાવવા માટે રમત-ગમતના વિવિધ કાર્યક્રમો ગોઠવાવા જોઈએ. શરીર, સૌન્દર્યની અને મર્દાનગીભર્યા વ્યાયામપ્રયોગોની હરીફાઈ અવાર-નવાર શહેરો તેમ જ ગામડાંઓમાં પ્રજાજનો તરફથી યોજાવામાં આવે તો હિંદનું વેડફાતું યૌવનધન જરૂર સમૃદ્ધ બનાવી શકાય.

ઊછરતી પેઢીની કન્યાઓના શરીર જેનાં ભવિષ્યની પ્રજા કેવી બનશે એની કલ્પના કરીએ છીએ ત્યારે નિરાશા સિવાય બીજું સૂઝતું નથી. આપણે કન્યાઓને બુદ્ધિના વિકાસ માટે અને જીવનવહેવારમાં ઉપયોગી થાય તેવી કેળવણી આપીએ છીએ તેની સાથે શારીરિક કેળવણી આપવાની ખાસ આવશ્યકતા છે. આમ દરેક કન્યાને ફરજિયાત શારીરિક કેળવણી આપીને તેઓના નબળાં શરીરને સશક્ત, ખડતલ, સુડોળ, ચેતનવંતા બનાવવાની સૌથી પ્રથમ ફરજ આપણી છે.

ઊછરતી પેઢીના બાળકોનું શરીરસ્વાસ્થ્ય કેટલું કંગાલ છે તેની સાક્ષીરૂપે લાખો અને કરોડો રૂપિયાની દવાઓ પરદેશથી હિંદમાં દર વરસે આયાત થાય છે છતાં હિંદમાં સ્ત્રીઓનું, અને બાળકોનું મરણપ્રમાણ ઘટવાને બદલે પ્રતિદિન વધતું જાય છે. આ સ્થિતિ અસહ્ય છે.

આપણી નિશાળોમાં, કૉલેજોમાં અને કન્યાશાળાઓમાં ઊછરતી પેઢીના બાળકોની તન્દુરસ્તીનો ડૉક્ટરી અભિપ્રાય જોઈશું તો તેમાં બહુ જ જૂજ સંખ્યામાં સંપૂર્ણ તન્દુરસ્ત વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની હશે. આવું પરિણામ હિંદની પ્રજા માટે ગૌરવભર્યું ન કહેવાય.

આમ હોવા છતાં આપણે કદી બાળકોના આરોગ્ય તરફ લક્ષ આપતા નથી. એ આપણા માટે શોભાસ્પદ નથી.

આપણે એક બાબત તો યાદ રાખવી જોઈએ. કે શરીરમાંથી ઘસાઈ ગયેલી શક્તિને ફરી વાર જાગૃત કરવી હોય તો કુદરતનો સાથ લીધા વગર સિદ્ધિ પ્રાપ્ત નહિ થાય. દવાઓના ઝેરી ઘૂંટડાઓ પીવાને બદલે ચોખ્ખી તાજી હવા, પોષણ તત્ત્વોથી ભરેલો ખોરાક, સાદો-હળવો વ્યાયામ, અને આરામ આ જ તન્દુરસ્તી મેળવવા માટેના રાજમાર્ગો છે.

આ સિવાયના બીજા ઉપચારો શરીરને તદ્દન નીરોગી બનાવવા માટે સંપૂર્ણ સફળ નથી નીવડતા. આ પ્રકારનો અનુભવ સૌ કોઈને થોડો ઘણો થયો હોય છે.

# ઊછરતી પેઢી: આરોગ્યનો પાયો

ભૂપતરાય મો. દવે

આપણે ત્યાં બાળકોને ઉછેરવાનું કાર્ય મોટે ભાગે સ્ત્રીઓને કરવાનું હોય છે, સ્ત્રી ભણેલી હોય, કેળવાયેલી હોય, તેમ જ સંસ્કારી હોય તો તે પોતાના બાળકોમાં સુસંસ્કાર રેડે છે. અને આદર્શ બાળક બનાવે છે.

આરોગ્ય જાળવવા માટે સૌથી પહેલું લક્ષ ખોરાક તરફ રાખવાની જરૂર છે. ખાસ કરીને બાળકોનો ખોરાક હળવો અને પોષણતત્ત્વોથી ભરપૂર હોવો જોઈએ. બાળકોના શરીરઘડતરમાં પૂરતા પ્રમાણમાં ચૂનો અને લોહ મળે તે માટે તાજું દૂધ અને ફળોનો ઉપયોગ દરરોજ વિવેકપૂર્વક કરીએ એ ખૂબજ મહત્ત્વભર્યું છે. આ ઉપરાંત ટમેટા, ગાજર, લીલાંપાનવાળી તાજી ભાજીઓ અને બીજા શાકો અવારનવાર આહારમાં લેવાં જેથી બાળકોનું શરીર નીરોગી અને જીવનશક્તિથી ભરપૂર બને.

ખાસ કરીને તીખાં, તળેલાં અને ઠંડા પદાર્થો, અથાણાં વગેરે નુકસાનકારક પદાર્થો બાળકોને ન આપવા. આ પદાર્થો તન્દુરસ્તીના મહાન દુશ્મન છે. તેમ જ રોગોને ઉત્પન્ન કરનારા છે.

ઊછરતી પેઢીના બાળકોના શરીર આરોગ્યની દૃષ્ટિએ તપાસતાં તદ્દન નબળાં ગણાય. હજી તો ઊગીને ઊભાં થતાં હોય ત્યાં જ તેઓ કેડમાંથી આગળ ઝૂકી ગયેલ, નિસ્તેજ, ફિક્કાં, નબળાં અને માયકાંગલાં જોવામાં આવે છે. આ કરુણ સ્થિતિ આજની ઊછરતી પેઢીનાં બાળકોની છે.

ઊછરતી પેઢીના બાળકોનું શરીરસ્વાસ્થ્ય નબળું છે તેના કેટલાક કારણો છે. ખાસ કરીને નિશાળોમાં ચાલતો વધુ પડતો અભ્યાસક્રમ અને તેને લીધે પડતો સખત માનસિક પરિશ્રમ. આ બે કારણોને લીધે યુવાન–યુવતીઓનું આરોગ્ય દિન પ્રતિ-દિન ઘસાતું જાય છે. અભ્યાસનો અતિશય બોજો હળવો કરવામાં આવે તો ઊછરતી પેઢીના યુવાન–યુવતીઓનું આરોગ્ય અને આયુષ્ય, કદાચ લાંબું ટકે.

આ ઉપરાંત માબાપોના અતિપ્રેમથી બાળકોની તન્દુરસ્તી જોખમાય છે. આજે કેટલાયે કુટુંબમાં બાળકોને રમત–ગમતમાં ભાગ ન લેવા માટે ઘરની ચાર દીવાલોમાં ગોંધી રાખવામાં આવે છે. આની પછવાડે બીજું કોઈ કારણ નથી હોતું.

પોતાનું બાળક બીમાર ન પડે, હાથપગ ન ભાંગી બેસે, એનામાં ખરાબ સંસ્કાર ન પડે, તોફાની ન બને એ જ મુખ્ય ઉદ્દેશ તેઓનો હોય છે. મા-બાપોના અતિપ્રેમથી બાળકોનું આ રીતે જીવન ઘડતર નબળું ઘડાય છે.

આવી સંકુચિત મનોવૃત્તિથી માબાપોએ દૂર રહેવું જોઈએ. કારણ કે આ રીતે બાળકોનો ઉછેર થવાથી બાળક મોટું થતાં શરમાળ, ઓછાબોલું અને એકાંતીજીવી બને છે. તેને કોઈ મિત્ર પણ નથી હોતો. તે પોતાના મનની મૂંઝવણ કોઈને કહી નથી શકતું. તેનું જીવન નીરસ અને કંટાળા ભરેલું બની રહે છે. આજ સ્થિતિ કન્યાઓની પણ થાય છે.

બાળકો ઉપર વધારે પડતો અંકુશ રાખવાથી તેની કેટલીયે નૈસર્ગિક શક્તિઓ રૂંધાય છે. ખાસ કરીને શરીરનો વિકાસ નથી થતો. લાંબે સમયે તેની તિવ્ર બુદ્ધિ કુંઠિત બને છે, અભ્યાસમાં પાછળ રહે છે, અને શરીર ઘસાતું જાય છે.

બાળકોને તો જેમ બને તેમ સ્વતંત્ર રીતે ખેલવા દો, કૂદવા દો, અને વિવિધ રમતોમાં ભાગ લેવા દો. આથીજ તેઓનું જીવન પ્રફુલ્લિતભર્યું બનશે.

ઊછરતી પેઢીના બાળકોમાં અનેક વ્યસનો જોવામાં આવે છે. વ્યસનોથી તેઓનું આરોગ્ય બગડે છે. શરીર જીર્ણ બને છે. ખાસ કરીને કબજીયાત એ તેઓનો મહારોગ છે. આ રોગથી તેઓ ભયંકર રીતે રિબાતા હોય છે. પરિણામે નાનામોટા રોગ જેવાં કે મંદાગ્નિ, ગેસ, પાયોરીઆ. દમ, ક્ષય, પાતળાપણું વગેરે રોગ તેઓના સાથીદાર બને છે.

મોટે ભાગે પાયોરીઆથી તેઓના દાંત નબળાં પડી ગયેલ જોવામાં આવે છે. દાંતમાંથી લોહી અને

# રાણા પ્રતાપના વંશજો

'સુધીરભાઈ'

ગાડી મોડી હતી એટલે ડ્રાઇવરે ઝડપ વધારી મૂકી હતી. બહારથી પવન જોરથી વાતો હતો. અંદર પંખો ફરતો હતો. અને છતાં ગરમીથી હેરાન હેરાન થતા હોય તેમ સેકન્ડ ક્લાસના ચાર ઉતારુઓ વાતચીતમાં વારેવારે 'ગરમી ઘણી છે' એમ મોં કટાણું કરી બબડતા હતા.

એ સૂરમાં ફક્ત મેં મારો સૂર નહોતો પુરાવ્યો, એ વાત તરફ એકનું ધ્યાન ખેંચાતાં એમણે મારા સામે જોઈ કહ્યું: 'તમે ખાદી પહેરી છે એટલે માનું છું કે તમને ગરમી નહિ લાગતી હોય.'

હું જવાબ આપ્યા વગર ફક્ત હસ્યો.

પેલા ભાઈએ એમના સાથીદાર તરફ નજર કરતાં કહ્યું: 'નગીનભાઈ! એ વાત તો ખરી જ કે ખાદીધારીઓ ખડતલ તો હોય છે જ!'

નગીનભાઈ તડ ને ફડ બોલનારા માણસ લાગ્યા. એમણે તરત કહ્યું: 'જીવણભાઈ? જવા દો ને એ બધી વાતો. પાછા આ ભાઈને કંઈ ખોટું લાગશે.' અને એમણે મારા તરફ નજર કરી.

મેં તરત જવાબ આપ્યો: 'સાચું હોય તો એમાં ખોટું લગાડવાનું કંઈ કારણ નથી. ખુશીથી કહો.'

નગીનભાઈ વ્યવહારુ લાગ્યા. ઘા કરતા પહેલાં વળી ખાતરી કરી.

'પાછા ખોટું ન લગાડતા. હું તો સર્વસંમત વાત કરું છું.' અને એમણે કહ્યું: 'ખાદીવાળાએ જ આ દેશનું સત્યાનાશ વાળ્યું છે?'

મારાથી હસી જવાયું.

'હસી ન કાઢતા. જાતઅનુભવ કહું છું. કાળાં બજારમાં પહેલો નંબર એમનો, લાંચરુશવતમાં પણ પહેલી, લાગવગ અને ધાલમેલ પણ એમના બાપની જ. ડોશી, જવાહાર કે સરદાર ગમે તેટલી બૂમો પાડે પણ એમના માણસોએ જ દેશને ખરાબ કર્યો છે.'

ત્રીજા સાથીએ ટેકો આપ્યો: 'હું તો દરેકને કહું છું કે ખાદીવાળાઓનો વિશ્વાસ ન કરવો.'

નગીનભાઈ ભાર દેતાં બોલી ઊઠ્યા: 'વિશ્વાસ શું—એમનાથી બીતા રહેવું પડશે. અત્યાર સુધી લોકો કાળી ટગલીથી બીતા હતા, હવે ધોળી ટગલીથી બીશે એ જમાનો આવ્યો છે!'

મારી રીતે મેં એનો જવાબ આપી ચર્ચા સમેટી લીધી. મુસાફરી લાંબી હતી એટલે પાછા એ લોકો પાનાં રમવામાં ગૂંથાયાં. હું વિચારમાં પડ્યો.

ખાદી વિષે, અને ખાદીધારીઓ અંગે, આ ટીકા આજે સામાન્ય થઈ ગઈ છે. મને પણ આ કંઈ પહેલો અનુભવ ન હતો, છતાં આજે મને વિચાર કરવાનો અવકાશ હોવાથી એ અંગે જ વિચારો આવવા લાગ્યા.

કોઈ પણ ક્ષેત્રમાં સડો પેઠા વગર નથી રહેતો એમ માની હું આ પહેલાં આવી ટીકાને ધ્યાનમાં નહોતો લેતો. પરંતુ આજે એટલાથી મારા મનને સંતોષ ન થયો. સડેલો ભાગ વધારે હતો અને તંદુરસ્ત થોડો હતો, એમ મને દેખાવા લાગ્યું. ૨૫ વર્ષના છેલ્લા ગાંધીવાદી સમાજ ઉપર ગાડીની ઝડપે નજર નાખી જોઈ.

એ સાથે સનાતન ધર્મ સન્મુખ આવ્યો. હજારો વર્ષથી ચાલતા એ ધર્મમાં જે સડો પેઠેલો છે એ અત્યાર સુધી મને અસહ્ય લાગતો હતો તે નજીવો લાગ્યો. ૨૫ વર્ષમાં ગાંધીવાદી સમાજમાં જો આટલો સડો પેસી ગયો તો સનાતન ધર્મમાં એ હિસાબે તો સડો જ નથી!

પણ થયું, ખાદી પહેરે છે એ બધા ઓછા ગાંધીવાદી છે? શીરો દેખી શ્રાવક થનાર દરેક યુગમાં મળી રહેવાના. એટલે એવા તકસાધુઓ ખાદીને કે ગાંધીવાદને વગોવે એમાં સાચો પક્ષ શું કરે? એને શી રીતે રોકે?

અને મારી સામે ખાદીને ન સમજનારો વર્ગ, આવીને ઊભો રહ્યો. એ નાનો હતો ત્યાં સુધી હતો ત્યારથી એના પંડમાં તેજ ન હતું, એમ હું આજ સુધી માનતો હતો. પરંતુ આજે, કોણ જાણે શાથી,





નવું મકાન ચણાતું હોય ત્યારે મકાનમાલિક તેનો પાયો ખૂબ જ ઊંડો અને મજબૂત બનાવે છે. કારણ કે મકાનનો મુખ્ય આધાર પાયા પર હોય છે. જો પાયો કાચો અને ઉપરછલ્લો નાખવામાં આવે છે તો મકાન લાંબો વખત ટકતું નથી. થોડોઘણો આંચકો લાગતાં આખું યે મકાન પડીને વેરાન બને છે.

આવી જ સ્થિતિ ઊછરતી પેઢીના બાળકોની તબિયત વિષેની છે. જો નાનપણથી જ બાળકોની તન્દુરસ્તી પ્રત્યે માબાપો બેદરકારી સેવશે તો ભવિષ્યમાં તેઓ નબળાં–રોગી બની રહેશે.

યુવક હશે તો તેની ભવિષ્યની પ્રજા માંદલી, કદરૂપી અને દેશને ભારરૂપ બનશે.

જો યુવતી હશે તો તેની જવાબદારી ઘણી જ મોટી છે. માતા થયા પછી સંસારની જવાબદારી સહન કરવાની શારીરિક તાકાત તેનામાં નહિ હોય તો નવી પ્રજા માયકાંગલી અને રોગીષ્ટ થશે. પરિણામે તેઓ પણ દુઃખભરી જિંદગી જીવી થોડાં વરસમાં જીવનયાત્રા સમાપ્ત કરશે.

હિંદમાં દર વરસે સુવારોગથી મોટી સંખ્યામાં સ્ત્રીઓના મરણ નીપજે છે. કારણ કે કન્યાઓના શરીર બચપણથી જ નબળાં હોય છે. તેની પછવાડે માબાપની બેદરકારી જોવામાં આવે છે. આ બાબત સૌ કોઈએ વિચારવા જેવી છે.

કન્યાઓના શરીર પછવાડે પહેલેથી જ કાળજી રાખવામાં આવે તો મોટી ઉંમરે જે માતાની જવાબદારી તેઓ પર આવે છે તે જવાબદારી સહેલાઇથી પાર પાડી શકશે અને સુખમય જીવન જીવી શકશે.

છેલ્લે છેલ્લે માબાપોને એટલું જ કહેવાનું છે કે તમારા બાળકોને ભલે પુત્ર હોય કે પુત્રી હોય તે બંનેને સમદષ્ટિથી નિહાળજો. તેઓને આદર્શ નાગરિક બનાવજો. તેઓના મનનો અને શરીરનો સંપૂર્ણ વિકાસ થાય તે માટે જેટલું બની શકે તેટલું નિઃસ્વાર્થપણે કરી છૂટજો. યાદ રાખો તમારા બાળકો ભવિષ્યની મહાન પ્રજા બનવાની છે.

ઊછરતી પેઢીના બાળકોની તન્દુરસ્તી માટે દરેક રીતે માવજત કરજો કારણ કે આરોગ્યનો પાયો જેટલો મજબૂત, ઊંડો અને સુદૃઢ હશે તેટલી હિંદની પ્રજા બળવાન, સાહસિક, નીડર અને મર્દાનગીવાળી બનશે.×

× ઑલ-ઇંડિયા-રેડિયો મુંબઈથી તા. ૮-૮-૪૭ને રોજ થયેલ વાર્તાલાપ. ઑલ-ઇંડિયા-રેડિયોના સૌજન્યથી.



એક પ્રદર્શન ખુલ્લું મૂકતાં એક મિલમાલિકનાં પત્ની ખાદી ઉપર ભાષણ કરતાં હતાં એ ચિત્ર મારી દૃષ્ટિ સમક્ષ ખડું થયું. એ પ્રસંગે તો મને એ ભાષણ ઘણું સુંદર લાગ્યું હતું, પરંતુ આજે મને એ હાસ્યાસ્પદ લાગ્યું. એમને અને ખાદીને, ગ્રામોદ્યોગને શો સંબંધ? મિલોની આવકમાંથી વૈભવશાળી જીવન ભોગવવાનું અને શોખ ખાતર એથી તદ્દન વિરોધના વિષયો ઉપર જ્ઞાન આપવાનું! અને છતાં લોકોને એ અજુગતું નથી લાગતું!

મારી ખાદી મને જ ક્યાં અજુગતી લાગતી હતી?

મારી નજર નગીનભાઈ તરફ ગઈ. પરંતુ એ ચારે જણ તો પાનાં રમવામાં મશગૂલ થઈ ગયા હતા. ખાદીધારીઓ બધા કંઈ ખરાબ નથી એમ હું ઘડી પહેલાં બચાવ કરી શક્યો હતો. પરંતુ મને થતું કે આ દૃષ્ટિ જો એમની પાસે હોત તો હું શું જવાબ આપત?

ખાદી પહેરીને હું કોઈને છેતરતો ન હતો, એ જેમ એક સત્ય હતું, તેમ ખાદીની ભાવના અપનાવ્યા સિવાય ખાદીનું નર્યું કાપડ પહેરી હું જાણે-અજાણે દંભ સેવી રહ્યો હતો, એ પણ એવું જ સત્ય હતું.

કોઈ દર્દીને પીડાને લીધે ચેન ન પડે તેમ, મને પણ પોચી પથારીમાં પડ્યો હતો છતાં ચેન પડતું ન હતું. હું દંભ સેવું છું એમ જેમ મને આજે સમજ પડી તેમ બીજાંને પણ નહિ જ પડી હોય, તેમ મને લાગ્યું.

કદાચ હું ખોટી વિચારસરણી ઉપર ચડી ગયો તો નથી, એ માટે મેં મગજનું બારણું ખોલી, ખુલ્લી હવા અંદર આવવા દેવા, માથું બારી બહાર કાઢ્યું. એન્જિનમાંથી છૂટેલી વરાળને લીધે મારા મોં ઉપર પ્રસ્વેદની જેવાં ટીપાં બાઝ્યાં. મગજ ઘડી ઠંડું થયું. ડોકું બહાર નાખીને હું થોડીવાર પડી રહ્યો!

એમ ઠંડા પડેલા મગજમાં વળી એક નવું જ મોજું ભરાઈ ગયું. ઓચિંતા રાણા પ્રતાપના વંશજો મારી સન્મુખ આવીને ખડા થયા. મારાથી હસી જવાયું. સારું હતું કે પેલા બધા રમતમાં મશગૂલ હતા, બાકી 'શું હસ્યા?' એમ પ્રશ્ન કોઈએ કર્યો હોત તો હું શું જવાબ આપત?

રાણા પ્રતાપના ટેકની અને દુઃખની વાતથી કોણ અજાણ્યું છે? પરંતુ એ ટેક અને દુઃખ એના વંશજો ન ટકાવી શક્યા. એમણે બાદશાહી આગળ નમતું જોખ્યું. ગાદી મળી, વૈભવ મળ્યો, અને જે રાણો વનવન ભટકતો હતો અને ખાવાના પણ ટંકે સાંસા પડતા હતા, એના વંશજો પાછા અસલ રાજ-વૈભવની જેમ સોનાની થાળીમાં જમતા થઈ ગયા. પણ એ વૈભવ ભોગવતાં એ વંશજોને પ્રતાપનાં ટેક અને દુઃખ આડે આવતાં હતાં. છેવટ પ્રતાપને પણ માઠું ન લાગે માટે એમણે વચલો રસ્તો કાઢ્યો. વૈભવ તો બધો ભોગવવો. રાજપાટ પણ ગુલામી સહી ભોગવવું, અને રાણા પ્રતાપના આપણે વંશજ તો છીએ એટલે સોનાની થાળી નીચે પતરાળું મૂકવું!

એ વંશજો જેવો જ હું દેખાયો.

મહાત્માજીના ગ્રામોદ્યોગ કે સ્વદેશીને સ્વીકારવાં નહિ. જીવન બધું વૈભવભર્યું ભોગવવું, છતાં પ્રતાપના વંશજોની જેમ એ વૈભવ નીચે ફક્ત પતરાળા જેવી ખાદી શરીર ઉપર મૂકી રાખવી!

ખાદી પહેરીને લુચ્ચાઈ કરતો વર્ગ મોટો છે. એમાંથી થોડા જે બચે છે તેનો મોટો ભાગ રાણા પ્રતાપના વંશજ તરીકે સમાઈ જાય છે. અને પછી કેટલા બાકી રહેતા હશે તેની તો કોઈ પણ ગણતરી કરે ત્યારે માલૂમ પડે.

તે મુસાફરીમાંથી ઘેર જઈને તરત મેં ખાદીનાં કપડાં બાળી તો ન દીધાં, પણ મિલનું ધોતિયું પહેરવા માંડ્યું. થયું કે એ કપડાં જેમ જેમ ફાટશે તેમ નવાં મિલનાં જ સીવડાવવાં.

વિદ્યાર્થી અવસ્થામાંથી જ મને ખાદીમાં જોનાર દરેક મારું મિલનું ધોતિયું જોતાં ધરતીકંપ થયો હોય તેમ કંપી ઊઠતા: 'તમે! તમે! સુધીરભાઈ આ શું કર્યું!'

હું હસીને કહેતો: 'મારે રાણા પ્રતાપના વંશજ નથી થવું!'

*





ગાડી પૂરજોસમાં જતી હતી તેથી કે કોઇ કારણે, મગજ હચમચી રહ્યું હતું. ગઇકાલ સુધી જે વર્ગને હું શુદ્ધ માનતો હતો તે પણ મને અશુદ્ધ દેખાવા લાગ્યો. અને એમાં મેં મારી જાતને પણ જોઇ !

કાળાં બજાર ન કર્યાં હોય, કે ખોટી ધાલમેલ ન કરી હોય, એટલું જ કંઈ ખાદી માગતી હતી ? ગાંધીજીનો ખાદી પાછળ શું ભાવ છે ? સ્વદેશીને, ગ્રામોદ્યોગને, જાતમહેનતને અપનાવો એ ખાદી પાછળનો સંદેશો છે. એ સંદેશો મેં ઝીલ્યો છે? વિચારબાણે સીધો મારા ઉપર જ હુમલો કર્યો.

મારી પ્રથમ નજર મારાં ખાદીનાં કપડાં ઉપર ગઇ ! મેં ત્યાં જે દૃશ્ય જોયું તે સમાણો હું લજવાઇ ગયો. એ દૃશ્ય રોજનું હતું, છતાં મારી આંખે આજે જ જોયું ! મારાં કપડાંમાં ભભકો નાંખતી ગળી કયાંની બનાવટ છે ? અસલ ઇંગ્લંડની ગળીને બદલે નકલી (દેશી) ન આવે તે માટે હું કેટલી કાળજી રાખતો હતો ? લડાઇના વખતમાં એ શોધી જડતી ન હતી છતાં, લયલા પાછળ મજનૂ ભમે તેમ હું એ મેળવવા ભમ્યો હતો. ગળી વગરની ખાદી મેં લડાઈમાં પણ પહેરી ન હતી. એ ગળી માટે તો મહાત્માજી લડાઇ લડયા હતા ! સતીની અંગરક્ષક જ વેશ્યા !

પહેરણના ઉપલા ખિસ્સામાં ગોલ્ડટેપની ચકચક થતી, લાઇફ ટાઇમ, સેફર્સ પેન ઉપર મારી બીજી ક્ષણે નજર ગઈ. પરદેશી વસ્તુ અને એની શાહી પણ પરદેશી ! પારકર શાહી કાળા બજારમાંથી ખરીદીને જ એમાં ભરાતી હતી !

ત્રીજી નજર, હું જેના ઉપર આડો પડયો હતો તે બિસ્રા ઉપર ગઈ. સેકન્ડ કલાસની પોચી ગાદીવાળી, આખું પાટિયું રોકતી જગા પૂરતી સગવડવાળી ન હોય તેમ એના ઉપર મેં મારો બિસ્રો પાથર્યો હતો. બેડિંગ ઇંગ્લીસ હતું. હું ખાદી શરીર ઉપર જ અંગિકાર કરતો, એટલે એકલિયામાં વપરાયેલું ખોળિયું અને ચાદર મિલની બનાવટનાં હતાં.

પથારીમાં કીડીઓ હોય અને ચટકા ભરે તેમ મારા અંતરમાં ચટકા ભરાતા હતા. અને હું આમતેમ ફરતો હતો. એથી નજર જુદી જુદી જગાએ પડતી હતી. ઉપરના બર્થ ઉપર પડેલી મારી ચામડાની બેગ દેખાઇ. તેના ઉપર ખાંખીનું કવર હતું. એની અંદર પડેલું સાડત્રીસ રૂપિયાનું ચામડાનું પોર્ટમેન્ટો નજર સમક્ષ આવ્યું.

હું...હું......શું ખાદીને લાયક છું? બિચારા બાપુએ ખાદી પાછળ શું કલ્પ્યું છે, ને અમે શું લેઇ નાઠાં છીએ !

હું તો જાતે કાંતતો પણ ન હતો; છતાં જે કાંતતા હતા તેમાંના જેમને હું ઓળખતો હતો એ પણ ખાદીને તો લજવતા હતા એમ મને આજે દેખાવા માંડ્યું.

બાપુજી ખાદી આમવર્ગને માટે માનતા હતા. ત્યારે આજે પહેલાં જે લોકો રેશમી પહેરતા હતા તે વર્ગમાં એને સ્થાને ખાદી વપરાતી હતી. અને રેશમીમાં જેટલો વૈભવ માનતા હતા એવા જ વૈભવ સાથે. અને તેથી બાપુજીની ભાવના એ જ ખાદીધારીઓના ઘરમાં હડધૂત થતી હતી.

એન્જિનમાંથી ઊડેલી કોલસી આવતીને મારી આંખમાં પડી. હું આંખ ચોળવા લાગ્યો. ત્યાં તો ગાડીએ વળાંક લીધો એટલે મારી પથારી ઉપર કોલસી કોલસી થઇ ગઇ. મેં રૂમાલ વતી પથારી સાફ કરી.

પણ મગજમાં પડેલી તણખી અંદર પ્રજળ્યા કરતી હતી. મને મારો ભૂતકાળ યાદ આવ્યો. છેલ્લાં ચાર વર્ષમાં હું સારું કમાયો હતો. સેકન્ડ કલાસમાં ફરતો થઇ ગયો હતો. મકાન બદલીને શહેરની બહાર સોસાયટીમાં ભાડે લીધું હતું. ઘરમાં રેડિયો હતો, ગ્રામોફોન હતું. ટાઇમ્સ દૈનિક આવતું હતું, ઘરકામ કરનાર રામો વધ્યો હતો. સાઇકલમાંથી મોટરસાઇકલે આવ્યો હતો. છતાં મોટર વગર પૂરતી સગવડ ન ગણાય તેમ અસંતોષ અનુભવતો હતો. અને હું ખાદીધારી હતો !

મારી સામે ખાદીની ફોટ ખડી થઇ. એમાંથી આમજનતાનો પ્રતિનિધિ શોધ્યો જડતો ન હતો.

હતી. ઇ. સ. ૧૮૫૭નો સર્વભક્ષી સમય હતો. એ વખતે કોણ કોને નહિ ખાય એ કહેવું મુશ્કેલ હતું.

કાનપુર લખનૌ પાસેનું માનગંજનું નાનકડું કસબું એ સમયે પોતાનો વાવટો ફરકાવતું સ્વતંત્ર થઈ બેઠું.

પણ વાવટા માત્ર, એનો વેપાર કરનાર વેપારી સિવાય, બીજા તમામને માટે, ભયંકર છે. એ ફરકાવવામાં નાનકડા છોકરાને પણ મજા પડે છે: પરંતુ એને રક્ષવામાં તો ભલભલાનાં પાણી ઊતરી જાય છે.

માનગંજને પાદર પણ વાવટો ફરકતાની સાથે રણથંભ રોપાયો. લશ્કર દોડયું આવ્યું. જુદ્ધ ચાલ્યું. બે કલાકના તોપમારાએ ગઢમાં ઝાંકું પાડી દીધું. ગોળીને સામે વરસાદે લશ્કર અંદર પેઠું અને થોડીવારમાં તો પાંચસો માણસનાં શબ થઇ ગયાં! એક વાવટા માટે!

બીજે દિવસે તો ગઢ પાડી નાખવાનો હુકમ થયો. કોઈ ઘર મજબૂત હોય, જ્યાં બળવાખોરો રક્ષણ લઈ શકે, તો એને પણ જમીનદોસ્ત કરવાનું હતું!

એક ઘર પાસેથી એક બુઢ્ઢો નીકળી આવ્યો. તેના ધોળા નિમાળા ને જર્જરિત વૃદ્ધાવસ્થા દુશ્મનને પણ રોવરાવે તેવાં હતાં. તે પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો. ઘર પાડનારા મજૂરો પાસે થઇને ધીમે પગલે ગોરા સાહેબ પાસે ગયો. ઘર બચાવી લેવાની એની નેમ હશે, એમ ધારીને ગોરાએ કહ્યું:

'તમે બોલો કે તમને કોઇકે ચડાવ્યા હતા, અને આમાં તમારો ભાગ ન હતો — તો ઘર બચી જાય!'

'ઘર બચી જાય?' વૃદ્ધે જવાબ વાળ્યો: 'પણ હું એટલા માટે આવ્યો જ નથી. હું તો સાહેબ! ગઇકાલે જુવાનજોધ પાંચ છોકરાઓનો બાપ હતો. એમાંથી ત્રણ તો દરવાજા પાસે ઢળી પડયા છે! હું ઘર બચાવવા નહિ, જાણવા માટે આવ્યો હતો, કે મારા બીજા બે છોકરા પણ એમ રણમાં પડયા છે ને તમારે ત્યાં કેદમાં નથી! મારે તો એટલું જાણવું'તું! ઘર તો આ માતા ધરતી ઉપર થાતાં આવે છે ને પડતાં આવે છે. મોટા મહેલ રહેતા નથી — તો આ બિચારું શું?'

સાંભળીને ગોરો છક્ક થઈ ગયો: 'બધે જ જો બધા આવા હશે — તો તો થઈ રહ્યું!'

[ ૧૬ ]

ભગવાન તથાગત મૃત્યુશય્યા ઉપર છે!

એક જિજ્ઞાસુ આવ્યો. સુભદ્ર એનું નામ. એનું મન અનેક પ્રશ્નોથી છલકી રહ્યું છે!

આનંદે એને રોકયો. 'ભાઈ! હવે આજ સમય નથી!'

'પણ મારે એક જ પ્રશ્ન પૂછવો છે!'

'પણ સુભદ્ર! હવે સમય નથી!'

ભગવાન તથાગતે એ સાંભળ્યું. ધીમે શાંત અવાજે એમણે કહ્યું: 'આનંદ! એ સુભદ્રને આવવા દે. છેલ્લીપળ સુધી જ્ઞાનનો તો અવકાશ છે જ!'

[ ૧૭ ]

સ્વર્ગમાં જ્યાં વૃક્ષો ઉપર નિત્ય પુષ્પોની સુગંધી મહેકી રહી છે, જ્યાં રોજ રોજ ચાંદનીમાંથી અમૃત ઝરે છે, જ્યાં આનંદાશ્રુ સિવાય બીજાં કોઇ આંસુ નથી, જ્યાં વિરહ નથી, વેદના નથી, વ્યથા નથી, જ્યાં વ્યાધિ નથી, ત્યાં સ્વર્ગમાં પણ આજે રાગદ્વેષનું એક મોજું

[ ૧૪ ]

બનારસના પંડિતો મૂંઝવણમાં પડી ગયા છે. ભલભલા નૈયાયિકો માથું ડોલાવીને બોલી રહ્યા છે: 'અજબ વાત છે ને! સાવ સાદી અને એકદમ જ અભેદ્ય!'

શાસ્ત્રીઓ, તત્ત્વજ્ઞો, પંડિતો મુગ્ધ બની ગયા છે. પરાજય એમને ખપતો નથી. વિજય મળે તેમ નથી. પીછેહઠનો માર્ગ નથી. આગળ જવાનો પણ રસ્તો નથી. કોઈને હાથે નહિ—અને એક આવા સામાન્ય અપંડિત જેવા માણસને હાથે, આવા મહાન ગંભીર પ્રશ્નનો આવો અણધાર્યો ઉકેલ મળે? ગજબ વાત છે ને!

બનારસ નગરીમાં દિવસોથી એક શાસ્ત્રચર્ચા ચાલી રહી હતી. દ્વૈતવાદ અને અદ્વૈતવાદના સમર્થનમાં ને સામનામાં ધુરંધર પંડિતો રોકાયા હતા. કોઈ પક્ષ જીતે એમ લાગતું ન હતું. વજ્જરની અભેદ્ય શાસ્ત્ર દીવાલોએ સૌને વિજય માર્ગ બતાવ્યો હતો —પણ વિજયશંખ ફૂંકનારો હજી કોઈ એમાંથી નીકળ્યો ન હતો.

દ્વૈતવાદ ને અદ્વૈતવાદ, પુરુષ અને પ્રકૃતિ, ઈશ્વર અને માયા, આત્મા અને પરમાત્મા, જીવ અને શિવ, અરે! સઘળાં જ ત્યાં દિવસોથી આવ્યાં હતાં અને વિદ્વાનો પાસે ઊભાં ઊભાં ધ્રૂજતાં હતાં! વિજય કોઈનો ન હતો!

એટલામાં આ શાસ્ત્રીય ચર્ચા ભક્ત કવિ કબીરજીને કાને આવી.

કોઈ શિષ્યે હાથ જોડયા: 'ગુરુદેવ! આજ દિવસોથી નગરીમાં, વિદ્વાનો, દ્વૈત અદ્વૈત તત્ત્વની શાસ્ત્રચર્ચા ચલાવી રહ્યા છે. એક વખત એ પણ જોવા જેવું છે!'

'એમ? શું ચર્ચા ચાલે છે?'

'ભગવાન અનેક પદાર્થોથી પર છે. એમ બધા વિદ્વાનો એ કબૂલે છે.'

'શેના શેનાથી ભગવાન પર છે?'

'ભગવાન જાણે રૂપથી પર. એનું કોઈ રૂપ નહિ! ઉપમાથી પર! અનુપમ!'

'બરાબર!'

'રસથી પણ પર. ગંધથી પર. સ્પર્શથી પર. ગુણથી પર—ગુણાતીત. ક્રિયાથી પર!'

'બરાબર! તબ તો ભૈયા! હમેરા એક છોટા સા પ્રશ્ન યે બડે વિદ્વાનોં કી સભા મેં જરા મૂકના. "જો પરમાત્મા રૂપસે નિકલ ગયા, રસસે અતીત હો ગયા, ગુણ, ગંધ, સ્પર્શ, ક્રિયા કોઇ બંધન કે ફંદેમેં ન આયા, વો ભગવાન અંતમેં આકર, ક્યું સંખ્યા મેં લપટ ગયા?" જો સબસે પર હૈ — વો સંખ્યા સે ભી પર. ક્યું ઐસા નહિ હો સકતા?'

એ વાત વિદ્વાનોની સભા પાસે આવી, અને આશ્ચર્ય! આશ્ચર્ય! કોઈને એનો ઉત્તર મળતો નથી કોઇને આ ઉકેલનો સામનો સૂજતો નથી.

કોઈ વિજય કબૂલતા નથી. કોઈ પરાજય માનતા નથી. મૂંગા મૂંગા એક પછી એક પોતપોતાની પોથીનું લાકડિયું ઢાંકણ શોધે છે!

નૈયાયિકો માથું ડોલાવીને એક જ વાક્ય બોલે છે: 'આ તો અજબ વાત છે ને! સાવ સાદી પણ એકદમ અભેદ્ય!'

[ ૧૫ ]

હરપળે નાનાસાહેબ આવ્યાની બૂમ પડતી હતી અને બીજી જ પળે એ ખોટી ઠરતી.



ભૃગુની ધ્યાનસ્થ યોગમુદ્રામાં કાંઇ જ ફેર-ફાર થયો નહિ!

ફરી વિષ્ણુ ભગવાને કહ્યું : 'ભૃગુદેવ! આ આવ્યા હો! એમની પાદુકાનો અવાજ સંભળાય છે. લ્યો, બ્રહ્મદેવ પોતે જ છે!'

નયન ઉઘાડ્યા વિના જ પ્રત્યુત્તર આવ્યો: 'આ કોણ અજ્ઞાની જેવી વાત આજ મારા કાન પાસે કરી રહ્યું છે? બ્રહ્મદેવ શું આંહીં મારી પાસે નથી કે એમને જોવામળવાનું મારે હોય? એ મારી સાથે કઇ પળે નથી? ક્યારે એ દૂર થયા કે એમને આવવાપણું હોય? જેને હું અંદર જોઉં છું, ને જોઇ રહ્યો છું, એને બહાર જોવા માટેની આવી અજ્ઞાનવાર્તા આ પ્રદેશમાં આજે મને કોણ કરી રહ્યું છે?'

શબ્દ બંધ થતાની સાથે જ ભૃગુઋષિના નિમીલિત નયનો ઉપર સહજ સમાધિનો આનંદ છવાઈ ગયો.

શરમથી નીચે ઢળેલા મોં વાળી ઋષિ મંડળીમાં એકદમ શાંતિ વ્યાપી ગઇ. કોઈ કાંઇ બોલતું નથી. કોઈ કાંઈ બોલી શકતું નથી.

[૨૮]

કોઈને ખબર છે મા ધરતી કેમ નિરંતર યુવાન દેખાય છે? કોઈ જાણો છો?

મા પૃથ્વી જ્યારે જ્યારે અદ્‌ભુત દૃશ્ય જુએ છે, ત્યારે ત્યારે એને ફરીને નવયૌવન પ્રગટે છે.

એટલે તો આ પુરાણી ધરતી ક્યારે ય યૌવન છોડતી નથી.

આવાં દૃશ્યો–બે ચાર સૈકે–કોઇ ને કોઇ ઠેકાણે, પ્રગટે જ છે. અને ફરી ફરીને એ અમરવેલીના પાને, જૂનીપુરાણી ખોખડધજ બનતી મા ધરતી, જાણે કે નવજોબન મેળવે છે! મા ધરતીની ચિરંતન યુવાવસ્થાનું આ રહસ્ય છે! આ અમરવેલીનું પાન!

આજ એ દૃશ્ય સ્થાનેશ્વર પાસે પ્રગટ થયું.

પ્રભાકરવર્ધન મૃત્યુશય્યા ઉપર પડ્યો હતો. કુમાર હર્ષવર્ધન આવી પહોંચવાની રાહ જોવાતી હતી. કુમાર આવ્યો, પિતાને મળ્યો, એણે એને રાજની સોંપણ કરી અને પછી તરત એણે પ્રયાણ કર્યું. એ વખતે મોટો કુમાર રાજ્યવર્ધન ત્યાંથી દૂર હતો. રાજ તો પ્રભાકરવર્ધને, હર્ષવર્ધનને સોંપી દીધું હતું.

કર્મચારીઓએ કહ્યું: 'મહારાજ! હવે રાજદંડ સંભાળો. છત્ર ધારણ કરો. પ્રજાપાલનની ઘોષણા કરાવો. શોકનો ત્યાગ કરો! રાજા તમે છો!'

'પણ મોટાભાઈ—મોટાભાઇ ક્યાં છે?'

'મોટાભાઈ આવતા હશે કે આવશે–સમય છે, ત્યાં તીરંદાજોથી દરેક દુર્ગને આપણે સુરક્ષિત કરાવી લઈએ!'

હર્ષવર્ધને એક શોકભરી દૃષ્ટિ ચારે તરફ ફેંકી. એ દૃષ્ટિના વિષાદે કેકને પીગળાવી દીધા. તેણે ધીમા શોકઘેરા અવાજે કહ્યું: 'હું જે જાણું છું એ સંસ્કૃતિ આ નથી! આ તો અનાર્યતા છે!'

રાજ્યવર્ધન થોડા દિવસ પછી આવ્યો ત્યારે નગરી આખી હજી શોકમાં હતી. ક્યાંય ઉત્સવ થતો એણે જોયો નહિ. કોઇના મોં ઉપર ઉલ્લાસ દીઠો નહિ. સિંહાસન ઉપર બેઠેલ કોઈને નિહાળ્યો નહિ. તેણે હર્ષવર્ધનને એક તરફ બોલાવ્યો 'ભાઈ! આ તું શું આદરી બેઠો છે? સશસ્ત્ર દુશ્મનોની વચ્ચે આપણે બેઠા છીએ.





આવી ચડયું ! જ્યાં કાંઇ અછત નથી, ત્યાં પણ આજે કાંઈક ઓછું પડયું !

ભગવાને ગાયું કે ઋષિઓમાં હું ભૃગુ છું ! અને ખળભળાટ મચી ગયો : 'હેં ! કોઈ નહિ ને ભૃગુ ?'

નહિ દુર્વાસા, નહિ ભારદ્વાજ; નહિ વસિષ્ઠ, નહિ ગૌતમ, નહિ વિશ્વામિત્ર, અરે ! નહિ નારદ—અને ભૃગુ ? ભૃગુની આ મહત્તા શા માટે ? એણે તપની કઇ સિદ્ધિ અમારા કરતાં વધુ મેળવી છે ? એણે જ્ઞાનની કઈ દિશા અમારી અણદીઠ એવી દીઠી છે ? એણે યોગની કઇ ભૂમિકા અમારી અજાણી એવી જાણી છે ? કોઈ નહિ ને ભૃગુ ? શા માટે ?

નિત્ય ખીલી રહેલી વસંતઋતુના પુષ્પોની પરિમલભીની હવામાં પણ એ એક જ ગુંજારવ થઇ રહ્યો છે: ભૃગુનું આ બહુમાન શા માટે ?

ભગવાન વસિષ્ઠના ચાંદની જેવા શીતળ તપ કરતાં શું એમનું તપ વધે ? ચૌદે બ્રહ્માંડને ધ્રુજાવી મૂકનાર દુર્વાસા કરતાં શું એમની તેજસ્વિતા વધે ? સેંકડો પરાજયોને પાછળ મૂકનાર વિશ્વામિત્ર કરતાં આ ભૃગુ વધારે ? અને ! હરપળે જે ભગવાનના ગુણજ્ઞાનમાં જ રમનાર છે, એ નારદ પણ આની તોલે નહિ ?

શંકાની, આશંકાઓની, પ્રશ્નોની; પ્રત્યુત્તરોની આપ-લે ચાલી.

હવાની લેરખી ઉપર થઈને આ છાનો અસંતોષ ભગવાન કૃષ્ણને સ્પર્શી ગયો.

એક દિવસ ઋષિસભાને આમંત્રણ અપાયું. સૌ ભેગા થયા.

'ઋષિવરો ! તમે સૌ સહજસમાધિના કયાં સ્વામી નથી કે આ પ્રશ્નના પ્રત્યુત્તરની બીજેથી અપેક્ષા રાખો છો ? પ્રશ્નનો પ્રત્યુત્તર ત્યાં બેઠો છે, જ્યાં તમારો પ્રશ્ન બેઠો છે.'

એક ક્ષણમાં તો આખી મંડળી જાણે નિશ્ચેષ્ટ આરસમૂર્તિઓ હોય તેવી બની ગઈ !

ઋષિવરો સમાધિમાં બેઠા હતા.

બે ચાર પળ એમ ને એમ વીતી. અને જાગતા રહેલા ભગવાન કૃષ્ણ, ઉતાવળમાં બોલી ઊઠયા : 'અરે આ શું ? આ તો બ્રહ્મદેવ પોતે આંહી આવી રહ્યા છે !'

તરત ઋષિમંડળીમાંના દરેકે દરેકની સમાધિ જાણે છૂટી ગઇ ! 'કયાં છે ? કયાં છે ? કઈ તરફ દેખાયા ? બ્રહ્મદેવ પોતે જ હતા ? કેમ પાછા દેખાયા નહિ ?'

વિવિધ પ્રશ્નાવલિથી હવા છવાઈ ગઈ.

મંદમંદ હસીને ભગવાને કહ્યું : 'ભૃગુ પાસે જતા જણાયા. આપણે સૌ ત્યાં જઈએ !'

મા રેવાના આરસી કિનારા ઉપર જ્યાં ભૃગુ ઋષિનો આશ્રમ હતો ત્યાં સૌ આવ્યા. ઋષિને ધ્યાનમાં જોઈને સૌ થોડીવાર શાંત ઊભા રહ્યા.

પણ ભૃગુની સમાધિ છૂટી નહિ: 'ભૃગુ મહારાજ ! બ્રહ્મદેવ આવે છે તમને મળવા !'

ભૃગુનું ધ્યાનભંગ થયું નહિ.

ભગવાને થોડીવાર પછી ફરીને કહ્યુ: આ વખત અવાજ વધારે મોટો કર્યો: એના કાન પાસે જઈને શબ્દ કર્યો: 'બ્રહ્મદેવ પોતે આવી રહ્યા છે તમને મળવા ! ભૃગુદેવ !'

પણ ભૃગુએ કાંઇ ધ્યાનમાં લીધું લાગ્યું નહિ.

'ભૃગુદેવ ! ભગવાન બ્રહ્મદેવ આ આવ્યા. અર્ઘ્યપાદોદક તમારે અર્પણ નથી કરવાં કે શું ?'

રૂપ તારે જોવું છે. પણ રે! પાગલ! આંહીં વૃંદાવનમાં, તારે કોઇ મંદિરમાં હોય તેવું નહિ, તારા મનમાં હોય તેવું, તારા નયનમાં વસ્યું છે એવું રૂપ જોવું છે, તો એમ શું મંદિર મંદિરના ભગવાન આજ તારે માટે થઇને અવનવો સ્વાંગ સજે ?

અને એમ તો રે ઘેલા! ભગવાન કેટલાં રૂપ ધારે ?

તેં તારા જાતિકુલનો વિચાર કર્યો નથી, અભ્યાસશાસ્ત્ર પંડિતાઇનો ખ્યાલ કર્યો નથી, આચાર સ્વચ્છતા નાવણધોવણનો ભેદ નીરખ્યો નથી, અને બસ એક તારી પ્રેમની નાનકડી ગાંઠડી ઉપર મસ્ત બનીને, આટલો મદાર રાખ્યો છે, પણ જમનાનાં જળ તો એવી કૈંક ગાંઠડીને ઉપાડી ગયાં છે! એ શું તારી ગાંઠડી રહેવા દેશે ? રે પાગલ! તું ભૂખ્યો તરસ્યો, રાત દિવસ જોયા વિના, ધૂન લગાવીને બેસી ગયો છે એ રૂપ જોવા — પણ એ રૂપ તને આંહીં જોવા નહિ મળે ભાઈ !

એ રૂપ તો પરમવૈષ્ણવનું ધન છે. તેં આ પાગલીપ્રેમ વિરહ અનુભવ્યો—અને એ રૂપ તને જોવા મળશે—તો તો પછી શાસ્ત્ર પંડિતો શું કરશે ? પછી કોણ કથાવાર્તા માંડશે ? પછી કોણ આચારવિચાર રાખશે ? પછી કોણ નાવણધોવણ કરશે ? રે પાગલ !

પરંતુ રસખાનની ઘેલછાએ તો ત્રીજે દિવસે જ ગૌલોકને ખળભળાવી મૂક્યો.

હજારો લાખો ને કરોડો રૂપોમાંથી, રસખાનના નયનમાં વસેલું, બાંકેબિહારીનું રૂપ ધારીને ભગવાને વેણુવાદન ઉપાડ્યું, અને એના નાદે આખું વૃંદાવન ડોલી ઊઠ્યું! રે પાગલ રસખાન! આ તે તારો વિજય કે ભગવાનનો પરાજય ?

ભગવાનને એકને આટલાં અનેક રૂપ રાખવાં પડે છે એ શું આટલા માટે ? ત્યારે તો તું પણ ભગવાન! જેટલાં મનુષ્ય ને જેટલી કલ્પના અને જેટલી એની પ્રેમ ગંઠડી એટલાં રૂપ રાખી રહ્યો છે કે શું ? આટલા માટે તેં કહ્યું હતું કે હું—મને એકલાને ન રુચ્યું માટે અનેક રૂપ થાઉં છું ? ત્યારે તો તું એક કે બે કે અનેક કે સંખ્યાતીત ?'











આટલા દિવસ શોક હોય ? રાજદંડ ધારણ કરીને, આપણા પિતાની ઈચ્છા પ્રમાણે, હવે તારે રાજવ્યવહાર ચલાવવો ઘટે છે !'

'પિતાની ઇચ્છા પ્રમાણે ? કોણે કહ્યું મોટાભાઈ ? તમને કોઇએ ખોટા સમાચાર આપ્યા છે !' પોતે પિતાની મૃત્યુઇચ્છાને ગુપ્ત રાખવાની યોજના કરી હતી. પણ કોઈ ભેદ-પારખુએ રાજ્યવર્ધનને હકીકત જણાવી દીધી લાગે છે, એમ જાણીને હર્ષવર્ધને એનો વધારે જોરથી પ્રતિકાર કર્યો : 'પિતાની ઈચ્છા એવી હતી જ નહિ. રાજદંડ તો તમારી રાહ જુએ છે, મોટાભાઇ !'

રાજ્યવર્ધનની એક આંખમાં હર્ષનાં અને એક આંખમાં શોકનાં આંસુ આવ્યાં.

'ભાઇ ! તારા કરતાં પિતાની ઇચ્છાને હું ઘણી વધારે વખત જાણી શક્યો છું. હું તને પણ જાણું છું. તારા પ્રેમને હું ન જાણું ? પણ સ્થાનેશ્વરનો રાજ્યદંડ અત્યારે તો તારા હાથમાં જ હોવો . . . .'

રાજ્યવર્ધનનો શબ્દ મોંમાં અધૂરો જ રહી ગયો. ઉતાવળે પ્રવેશ પામતા સંદેશ-વાહકનો તૂટતો, ઠરડાતો, ગભરાયલો, વિકળ અવાજ આવ્યો : 'મહારાજ ! હું કનોજથી .. આવું છું ! મહારાજ ગ્રહવર્માનું ખૂન થયું છે !'

'હેં !'

બનેવીના ખૂનના સમાચારે બંનેના ચહેરા એકસાથે વિહ્વળ બની ગયા.

'પણ એ કર્યું કોણે ? કોને યમદંડનો સ્વાદ લેવાનું મન થયું છે ? કોણે આ . .'

'અવંતીનો દુષ્ટ રાજા —'

'અવંતીનાથ ?'

'હર્ષવર્ધન ! હવે સમય નથી. મારી સઘળી વૃત્તિઓનો આગ્રહ સંન્યસ્ત ઉપર મને લઈ જતો હતો. મારે સંસાર તજવો હતો. તું સ્થાનેશ્વરનો રાજા અને હું વનનો રાજા. પણ હવે તો ભાઈ ! હું તારો સેના-નાયક — હું અવંતી સામે લડવા જાઉં છું અને તું રાજ્યદંડ ધારણ કરી આંહીં વ્યવસ્થા સ્થાપજે. બળતું ઘર કૃષ્ણાર્પણ કરીને હું સંન્યસ્ત લઉં એ તો ભીરૂનો સંન્યાસ હોય !'

'તમે સૈન્ય દોરો મોટાભાઈ ! હું તમારી પાછળ આવી રહ્યો છું ! આપણે રાજદંડનો પ્રશ્ન હમણાં અભરાઇએ મૂકી દીધો છે ! બાકી એ શોભે મોટાભાઇના હાથમાં જ ! આપણા કુળની આ રીત છે !'

રાજ્ય માટે જેણે પિતાપુત્રને, ભાઇભાઇને, માતાપુત્રીને, પાતપત્નીને, લડતાં જોઈ જોઈને વૃદ્ધાવસ્થાનો થાક અનુભવ્યો હતો, એ આ ધરતીને તો આ દૃશ્યે નવજુવાનીનો રોમાંચ-કારી અનુભવ કરાવ્યો.

એનાથી પણ બોલાઈ ગયું : 'શું દૃશ્ય છે ! પણ જોવા મળે છે એક, એક યુગમાં — તો બીજું, બીજા યુગમાં !

[ ૧૯ ]

**અ**રે ! પાગલ રસખાન ! તું પણ આ શું આદરી બેઠો છે !

ક્યાંય નહિ ને વૃંદાવનમાં તને આ શી ઘેલછા લાગી છે ?

તારે માટે થઇને શું ભગવાન નવું રૂપ ધારણ કરે ?

તેં જેવું પેલા ચિત્રમાં જોયું છે તેવું, વેણુનાદ ગોપીવલ્લભનું કામધેનુ ચરાવંત રસ-



કાન્તા બોલી: 'એમ કહીને કોઈને ચડાવી ન મારો.'

મેં નિખાલસતાથી કહ્યું: 'કાન્તાબહેન ! સાચે જ તમને આમાં ચડાવી મારવાની વાત જ નથી. પિનાકીનનો પત્ર આવ્યો ત્યારથી, અજ્ઞાત એવાં તમારા ઉપર હું વારી ગયો છું. તમે સાચું નહિ માનો પણ ખાલી ફરવા ખાતર જ આ વખતે મુંબઇ આવ્યો તેમાં તમને નજરે જોવાની પણ ઝંખના ખરી.'

ગ્રામસંકોચ કાન્તાના મોં ઉપર છવાઇ ગયો. એ નીચું જોઈ ગઈ. છતાં મેં તો મારી વાત ચાલુ રાખી: 'પિનાકીનને મેં પત્રમાં પણ લખ્યું હતું, તમે ય વાંચ્યું હશે, કે ભાઈ ટૂંકમાં તારી વાત સાંભળીને સંતોષ નથી થયો, વિગતથી આખી વાત લખી જણાવ. એણે લખ્યું કે એ બધી વાતો પત્રમાં લખવા કરતાં રૂબરૂ મળીશું ત્યારે માંડીને કરીશ.'

કાન્તા કંઈ ઇન્કાર ન કરી શકી. પિનાકીન એના મોં ઉપરના ભાવથી મંજૂરી મળી એમ પામી ગયો હતો. એટલે એણે વાતની શરૂઆત કરી.

'નાતમાં હું બહુ ગવાઈ ગયો હતો એ તો તું જાણે છે. નાત એવી પાછી જડ છે એટલે છોકરીને જોવા દે, પણ આપણે ના પાડીએ એ સહી ન લે. બે ચાર છોકરીઓને જોઈને મેં ના પાડેલી, એટલે નાતે મનથી એવો નિશ્ચય કરેલો કે કોઈએ એને પૂછવા ન જવું. ન જવા દેવો. મેં પણ એવો નિશ્ચય કર્યો હતો કે મને યોગ્ય લાગે તો જ હા પાડવી, બાકી ન મનનું ન કરવું. કોઈ લાયક મળે તો હું તો પરજ્ઞાતિની કન્યા લાવવા તૈયાર હતો. લાયક છોકરી વગર બીજી લાલચ પણ મને ન હતી...'

એ બધી વાતોથી હું અજાણ ન હતો એટલે વચ્ચે બોલી ઊઠ્યો: 'એ બધી પ્રસ્તાવના મૂકીને મૂળ વાત શરૂ કરને.'

'કાન્તાના પિતાની માગણી આવી. એ લોકોનું કુટુંબ રૂઢિ પ્રમાણે મને કન્યા ન આપે. પરંતુ હું ભણેલોગણેલો અને મુંબઈમાં સારું કમાતો લાયક યુવક છું માની એમણે હિંમત કરી. કન્યા જોવા જવામાં મને કડવા અનુભવ થયેલા હતા એટલે મેં એમને લખ્યું કે તમે પ્રથમ મારા અંગે જેટલી તપાસ કરવી હોય તેટલી કરી લો. મેં પોતે પણ મારી હકીકત સ્પષ્ટ જણાવી. અને ઉમેર્યું કે કાન્તાને જોયા પછી હું હા પાડીશ એવું કહી શકતો નથી. એટલે નાનો કદાચ જવાબ આવે ને તમને ખોટું લાગે તેમ હોય તો મને માફ કરશો.'

'વડોદરામાં હું અને કાન્તા મળ્યાં. ગામડે અંગ્રેજી ત્રણ ભણેલી, આગળ છ ધોરણ સુધી વડોદરા કાકાને ત્યાં રહીને ભણેલી. એટલું ભણતર બહુ થઇ ગયું માની માએ એને આગલી સાલ ઉઠાડી લેઇ ગામડે આણી હતી. સંકોચ તો એનામાં આજે છે તેથી તે દિવસે વિશેષ હોય તે સ્વાભાવિક છે. મેં થોડા સવાલો પૂછ્યા એના એણે જવાબો આપ્યા. ટૂંકમાં મને એ ગમી.'

મેં કાન્તાના મોં ઉપર ભાવ જોવા એના તરફ દૃષ્ટિ કરી. રાતનો અમલ શરૂ થઈ ગયો હતો એટલે દિવસની જેમ ભાવ જોવા શક્ય નહોતા. છતાં મને ખ્યાલ આવ્યો કે એના મોં ઉપર લજ્જા હતી.

'મેં એના પિતાને હા પાડી. લગ્ન વૈશાખમાં ગોઠવાશે તેમ તે ઘડીએ સામાન્ય વાત થઈ. હું મુંબઈમાં ઘરની શોધમાં પડ્યો. લગ્નજીવનનાં મધુરાં સ્વપ્નો રચવા લાગ્યો. કાન્તાને મુંબઇની છોકરીઓ પેઠે હું કેમ ઘડીશ તેમ પણ વિચારવા લાગ્યો હતો. કોણ જાણે કેમ, પણ એને જોતાં મારું હૈયું બોલી ઊઠ્યું હતું કે તું જે છોકરી શોધે છે તે આ જ છે. એમાં થોડા ઘાટ ઘડાવાના બાકી છે, પણ એ ઘડાતાં વાર નહિ લાગે. તું જેમ ઘડવા માગીશ તેમ ઘડાય તેવી આ જ છોકરી છે !'

પિનાકીન અટક્યો. મેં કાન્તા સામે જોયું. મને પણ થયું કે એ જરૂર વ્યક્તિત્વવાળી તો છે જ.

'અરવિંદ ! મેં વજુદત્તરની પાઘડી આપી શિવાજી પાર્કવાળો આ ફ્લેટ રાખી લીધો હતો. એ મેળવતાં શું થયું છે તે મારું મન જાણે છે. ઑફિસથી છૂટી હું ક્યાં ક્યાં દોડતો, કોને કોને

# સાગર

ઈશ્વર પેટલીકર

સાંજે જમીને અમે ત્રણેય જણ દરિયા કિનારે ફરવા નીકળ્યાં. થોડું ફર્યાં. પછી ભીની રેતી ઉપર બેઠાં. સામે વિશાળ દરિયો અનંત આકાશ સુધી પથરાયો હતો. મારે માટે મુંબઇ આવું ત્યારે દરિયો આકર્ષણવાળુ સ્થળ હતો. સારો એવો વખત ગયો છતાં હું એના ભણી તાકી રહ્યો હતો.

પિનાકીનને તો એ રોજનો થઈ પડેલો. શિવાજી પાર્ક રહે એટલે રોજ ફરવા જવાનું જ દરિયા ઉપર. એટલે હું હોઉં ત્યારે દરિયા કરતાં મારી વાતો એને વધુ ગમે, હું પણ એવો વાતોડિયો એટલે વાત કરતાં થાકું નહિ. એનો સ્વભાવ પણ એવો એટલે જ અમે બંને થોડા સમયમાં ખાસ મિત્રો થયેલા, એમ માનું છું. કાન્તાને મારો અનુભવ નવો હતો. એણે મારાથી છાનું પિનાકીનને કહ્યુ પણ ખરું કે, અરવિંદભાઈ વાતો કરતાં થાકતા જ નથી!

એટલે આવા વાતોડિયા માણસનું મૌન એ ય એક કુતૂહલ ગણાય. કાન્તાએ પિનાકીનને ધીમેથી એનો ઇશારો કરી આપ્યો. પિનાકીને મારા ખભે હાથ મૂકી; મને સમાધિમાંથી જગાડતો હોય તેમ હલાવ્યો. કહ્યું: 'કેમ કંઈ સમુદ્રમાં એવું શું જોઇ રહ્યો છે?'

સમુદ્રમાં હું શું જોઈ રહ્યો હતો એની મને જ ખબર ન હતી. મેં કહ્યું: 'દરિયો જોવાનો કોક દિવસ મળે એટલે કુતૂહલ ખાતર પણ માણસ તાકી રહે.' અને એ વિષય ન લંબાવતાં મેં ઉમેર્યું: 'ચાલ હવે પેલી વાત માંડ.'

પિનાકીને હસીને કાન્તા સામે જોયું.

મેં કહ્યું: 'તારે બદલે કાન્તા બહેન કહેતાં હોય તો મને વાંધો નથી.'

કાન્તાએ કંઈ જવાબ ન આપ્યો.

પિનાકીને કહ્યું: 'સામો જવાબ ન આપવો એ એનો ગુણ મને નથી ગમતો.'

'તો પછી ગુણ નહિ અવગુણ કહે.' મેં હસીને કહ્યું. અને સામે ઉમેર્યું: 'પિનાકીન! સ્ત્રી હમેશાં ઓછાબોલી હોતી જ નથી. એના પગ નવી ધરતી ઉપર પૂરા ન અડે ત્યાં સુધી એ લપસી ન પડાય તે માટે જોઈ જોઇને પગ માંડતી હોય છે, પણ ભોમિયણ થતાં એવી દોડાદોડ કરે છે કે પુરુષ કંટાળી જાય છે!'

કાન્તા મારી આ વાતથી પ્રથમ જ હસી. ગઇકાલનો હું કાન્તાને જોયા કરતો હતો. વગર જોયે એની બહાદુરીથી હું એના ઉપર વારી ગયો હતો. અઢાર વર્ષની હોવા છતાં એણે કેટલી બહાદુરી બતાવી હતી? મને થતું કે એ કાન્તા જરૂર સિંહણ જેવી હશે. પરંતુ મેં કાન્તાને જોઇ ત્યારે વળી મને વિચારમાં નાખી દીધો. ગામડાની તંદુરસ્તી, ગામડાની નિર્દોષતા, ગામડાની મૂંઝવણ અને સંકોચ પણ ગામડાનો. મને થયું આ તો સસલું છે. અને છતાં હિંમત શહેરની છોકરીની! મને એ સમજાતું જ ન હતું કે સસલામાં સિંહણની હિંમત શી રીતે આવી? પણ પાછો હું દરિયાનો 'આશરો લેતો. દરિયાને જેમ પામી શકાતો નથી, તેમ માણસને પણ માપી શકતો નથી. એ છે તો ૬–૬।। ફૂટ. પણ અગાધતા સમુદ્રની છે!

'કાન્તા ગઇકાલથી મારી વાતો સાંભળતી હતી, પણ સામે મોંએ એ અત્યાર સુધી આવીને બેઠી ન હતી. મારી વાતોથી એ કંટાળી ગઇ હતી એમ એણે જે પિનાકીનને ફરિયાદરૂપે નહિ પણ કુતૂહલરૂપે કહ્યું હતું, તેમ કોઈ વાત ગમ્યાનું કહ્યું ન હતું. એટલે એ હસી એને મેં મારો વિજય માન્યો. અને એ વિજયમાં મેં હસીને પિનાકીન સામે જોયું.

પિનાકીને કહ્યું: 'કાન્તાની એ વાત કહેવાની મનાઈ છે.'

'કેમ?'

'કહે છે કે એમાં કહેતા ફરવાનું શું છે?'

'મૃગને પોતાનામાં કસ્તુરી છે એની ખબર હોતી નથી.'




કાન્તાને એ પત્ર વાંચવામાં આવ્યો. એ પોતે પણ મારી જેમ ઘાયલ થઈ હતી. એણે પણ એની રીતે સ્વપ્ન રચ્યાં હતાં. એમાં એનો પોતાનો જ સ્વાર્થ બગડી રહ્યો છે એમ એને લાગ્યું હતું. છાની રડતી, પત્ર લખીને પિતાને પણ આપ્યો હતો, પરંતુ એમાં એનું કંઇ વળ્યું ન હતું. એમાં મારો પણ એવો દુઃખપૂર્ણ પત્ર વાંચતાં એનામાં હિંમત આવી. એણે એક સ્નેહી માર-ફત–જે મારો સંબંધ થાય તેમ ઇચ્છતા હતા–એનું પોતાનું દુઃખ વ્યક્ત કર્યું. મેં એના જવાબમાં એ સ્નેહીને લખ્યું કે, દોષ બધો કાન્તાના પક્ષનો છે. એમાં હું શું કરું ? જો કાન્તાની તૈયારી હોય તો હું તો એનો થવા તૈયાર જ છું જ.'

'પિનાકીનનું મોં ખીલી ઊઠયું તે મેં અંધારામાં પણ વર્ત્યું. ભાષામાં પણ હર્ષ સ્પષ્ટ સંભળાતો હતો: 'બસ ! એ પત્રે કામણ કર્યું. કાન્તાનો પત્ર આવ્યો કે માબાપથી છાનીમાની એ આવવા તૈયાર છે. મારું હૈયું નાચી ઊઠયું. મને ઊંડે ઊંડે, કોણ જાણે શાથી પણ થયા કરતું હતું કે, મારું લગ્ન કંઇ ધરડેવાળું થવાનું નથી. એટલે આ સ્થિતિ આવતાં મારામાં પ્રથમ કરતાં ય વિશેષ જુસ્સો અને ઉમંગ ઊભરાવા લાગ્યો. છતાં મેં એ ઉપર કાબૂ રાખ્યો. કાન્તાને લખ્યું કે મારા પત્રથી જ જો તું આવવા તૈયાર થઇ હોય તો પૂરતો વિચાર કરજે. એક બાજું, એક વખત જોયેલો અજાણ્યો યુવક છે અને બીજી બાજું ઘર છે, જે પછી કાયમ માટે બંધ થવાનું છે. મારા કોડ શા છે એ શું કહું ? છતાં કોઈ પ્રસંગ આવે ને તને પસ્તાવા જેવું લાગે તો એમ ન થવું જોઇએ કે એના પત્રોએ પોતે છેતરાઇ. માટે મક્કમ વિચાર હોય તો જ પગલું ભરજે.'

પિનાકીન અટકયો. કાન્તા સાવ શાન્ત હતી. થોડી દૂર હતી એટલે એના ભાવ પારખવા શકય નહોતા એટલે એના તરફ જોયા વગર હું એકચિત્તે વાત સાંભળ્યા કરતો હતો.

'અરવિંદ ! પત્ર લખતાં તો લખ્યો, પણ પોસ્ટ કરતાં મન હચુંમચું થતું હતું. કાન્તાનો એથી વિચાર બદલાઇ જશે તો ? કાન્તાને હું ઝંખતો હતો પછી એવાં ગાંડાં કાઢવાની શી જરૂર ? પણ છેવટ પત્ર તે દિવસે જ પોસ્ટ કર્યો. કાન્તાએ લખ્યું કે પોતે શી રીતે નાસી છૂટે તે વિચારીને પત્ર લખશે. એ માટે બધી વ્યવસ્થા તમારે કરવી પડશે.'

પિનાકીને દરિયા તરફ હાથ કરતાં કહ્યું: 'આ સમુદ્રમાં જેમ મોજાં ઊછળે છે તેમ મારા મગજમાં મોજાં ઊછળવા લાગ્યાં. શું કરવું ? સીધી મુંબઇ લાવવી એમ એક વખત વિચાર્યું. પણ થયું કે ના, એ મૂર્ખાઇ ગણાશે. રસ્તામાં જ, પાછળથી તાર થાય ને લગ્ન પહેલાં પકડાઈ જઇએ તો વચ્ચે ઉપાધી આવે. ગોઠવવું એવું કે તરત લગ્ન થઇ જાય. પછી મુંબઈ આવવું. એને ગામથી વડોદરા આવતાં મોટરરસ્તે કલાક જ લાગે તેમ હતો એટલે રાતે ને રાતે વડો-દરા લગ્ન પતાવી દેવું. એ રાત્રે મેલમાં મુંબઇ જઈ શકાય નહિ એટલે દિવસ વડોદરામાં રહેવું પડે. બીજે રાત્રે વળી વાત જાય...પકડાઇ ગયા તો...પોતાની તો ઠીક, પણ કાન્તાને એ લોકો શું કરે......એ મોજાંનું વર્ણન આજે થાય તેમ નથી.

'ચાલો આગળ જવા દો.' મેં ટહુકો પૂરતાં કહ્યું.

'કાન્તાએ પણ એનો વિરોધ નોંધાવ્યો હતો. એટલે ઘરનાં બધાં શંકાશીલ રહેતાં હતાં. મારા પ્રથમ પત્ર પહેલાં એણે ધમકી પણ આપેલી કે જો તમે નહિ માનો તો હું મારો સૂઝતો રસ્તો લેઇશ. એ વખતે એ રસ્તો શો હતો એની કાન્તાને પણ ખબર ન હતી. ઘરનાં બધાંએ એનો અર્થ કૂવો દવાડો કર્યો હતો. પરંતુ અમારી બંનેની વચ્ચે પત્રવ્યવહાર થયા પછી એણે વર્તન બદલી નાખ્યું. નાખુશી ભૂંસી નાખી. બીજે વિવાહની વાત થતી તેનો વિરોધ પણ એણે મૂકી દીધો. ઘરનાં છેતરાયાં. કુટુંબમાં એક દીકરીનું લગ્ન આવતું હતું ત્યારે ભાગવાનો લાગ મળશે માની એણે એ તારીખ જણાવી. રાત્રે નવ વાગે ગામથી અમુક દૂરની જગાએ મોટર લાવીને ઊભી રાખવી, એમ સૂચના પત્રમાં લખી જણાવી. એ પછી શું કરવું એ અમારે જોવાનું હતું.





મળતો, કેટલાં કેટલાં ઘર જોઈ નાખતો, નામે મુંબઈમાં ઘર રાખવું એવું જ ધાર્યું હોત તો તરત બની ગયું હોત. પરંતુ મારે તો દરિયો જોઈતો હતો, ચાલીનું કે માળાનું જીવન નહિ પણ સ્વતંત્ર ફ્લેટનું જીવન જોઈતું હતું. સંસ્કારી ગુજરાતી અને દક્ષિણી વસ્તી જોઈતી હતી. અને તે ખાતર અઢીહજારે એ બીજા સાથે નક્કી થયેલું છતાં મેં ત્રણહજાર આપીને 'મની મેન્શન 'નો એ ફ્લેટ તરત રાખી લીધો. અઠવાડિયામાં બધું ફરનીચર વસાવ્યું. રેડિયો લાવ્યો, ઇલેક્ટ્રિક પંખો લાવ્યો, ટેબલલેમ્પ સરસ અમેરિકન લાવ્યો......'

હું હસ્યો. કાન્તા હસી કે નહિ તે જોવા મેં એના સામે જોયું, ત્યાં એ બોલી: 'એ બધું વર્ણન નહિ કરો તો પણ એમણે જાતે એ જોયું છે.'

હું બોલ્યો: 'નહિ, કાન્તાબહેન! વસ્તુઓ જોવામાં કંઇ મજા નથી, એ વસાવવા પાછળના ભાવ જોવા એમાં જ ખરી મજા છે. બાકી એવી લુખ્ખી વાત ટૂંકમાં હું કયાં નથી જાણતો?'

પિનાકીને મારી દલીલ સ્વીકારી હોય તેમ એણે વાત મૂળ પ્રવાહ પ્રમાણે વહેવા દીધી: 'અરવિંદ! એક દિવસ મને જ કાન્તાની ઇર્ષા આવી! મુંબઈમાં બે વરસ ઓળખીતાના ભેગાં જેમતેમ ખેંચી નાખ્યાં, એક વરસ મિત્રની સીંગલ રૂમમાં નભાવી લીધું. છેલ્લાં બે વર્ષ પરેલના ગંદા મજૂર લત્તામાં પાઘડી ન ખર્ચવી પડે માટે જીવન ખેંચી નાખ્યું. અને પિનાકીન બસ પૈસાનો પૂજારી હોય તેમ એને ભેગા કર્યા કર્યા! અને આજે એની ભોક્તા કાન્તા હજુ આવી નથી તે પહેલાં શું આ બધી તૈયારી ચાલી રહી છે! ત્યારે પિનાકીન વૈભવ ભોગવશે તે પણ કાન્તાને લીધે જ ને!'

મેં સંમતિ આપતાં કહ્યું: 'સાચે જ, ઇર્ષા આવે એવું જ થયું છે! પરેલની તારી એ ઓરડી કાન્તા-બહેને જોઈ હોત તો એમને પણ ખ્યાલ આવત.' અને મેં કાન્તાબહેન તરફ જોઇ કહ્યું: 'કાલ રવિવાર છે. બપોરે જમીને આરામ કરવાને બદલે એ રૂમ કાન્તાબહેનને બતાવી આવ.'

કાન્તા બોલી: 'તમારે એ દરખાસ્ત મૂકવાની કંઈ જરૂર નથી. મને તમારા કહ્યા વગર જ બતાવી દીધી છે. પુરુષનામાં એટલો સંયમ નથી હોતો, એમ તમને સાંભળીને મને લાગ્યું છે.'

'સાંભળ! સાંભળ!' મેં ઉતાવળે પિનાકીનને કહ્યું: 'કાન્તાબહેન શાંત છે તેમ જોજે માની બેસતો. જોયું આ આખી પુરુષજાત ઉપર કટાક્ષ કર્યો તે!'

'પણ મારો આટલો ટોચે ચણેલો મહેલ જમીન-દોસ્ત થઈ ગયો.' એ ગઇગુજરીને સંભારતાં પિનાકીન સાચે જ ગળગળો થઈ ગયો: 'કાન્તાના પિતાનો વેવિશાળ ફોક કરતો પત્ર આવ્યો. મને તે વખતે મચ્છવેધના સ્થંભે ચડેલો કર્ણ યાદ આવ્યો. એને અપમાનના શબ્દો ગૂંજી ઊઠ્યા—તું દાસીપુત્ર છે એટલે મચ્છવેધ કરીશ તો પણ દ્રૌપદી તને નહિ વરે! દ્રૌપદીનો કર્ણ જીવનપર્યંત કેમ કટ્ટો દુશ્મન બની રહ્યો તે માનસ મને તે ક્ષણે આપોઆપ સમજાઈ ગયું. પત્રમાં લખ્યું હતું કે તમે હલકા ગામના છો એટલે કાન્તાના મોસાળપક્ષનો મોટો વાંધો છે. બીજો કોઇ ઉપાય નથી. એટલે વેવિશાળ ફોક સમજજો!'

ઘડીભર અમે ત્રણેય પૂતળાં હોઈએ તેમ જડાઇ રહ્યાં. 'અરવિંદ! વિવાહ ફોક થયાનો મને અફસોસ ન હતો. કાન્તાનો વિચાર બદલાયો હોત અને તેથી ના પાડી હોત તો હું સમજત કે એને પૂરતો અધિ-કાર છે. મેં મારું ગામ—કુળ છુપાવીને વાત કરી હોત તો તો જુદી વાત હતી. મેં બધી વાત ઠોકીને કહી હતી. બધાંએ વાંધો માન્યો ન હતો. મોસાળપક્ષ પણ સંમત હતો. પરંતુ કોઇએ મોસાળપક્ષને એ અંગે મહેણું માર્યું એના ફળરૂપે મને ડામ દેવાયો. હલકા ગામને કારણે મારું વેવિશાળ તૂટ્યું—મારું ઘર ભાંગ્યું! મારાથી ન રહેવાયું. મેં ધધડાવીને પત્ર લખ્યો અને મારું હૈયું ઠાલવ્યું.'

અને પિનાકીનનો અવાજ ઊંચો થયો: એ પત્રે મારું ભાંગી ગયેલું ઘર પાછું ચણાવવું શરૂ થયું.



સારો એવો મૌનમાં સમય પસાર થઈ ગયો. પિનાકીન છેવટ બોલ્યો: 'કેમ કંઇ મૂંગો થઈ ગયો? વાતમાં મઝા ન પડી?'

હું શું બોલું?

કાન્તાએ કહ્યું: 'ચાલો હવે ઊઠીશું?'

દરિયાથી જાણે હું અકળાઇ ગયો હોઉં તેમ સૌ પહેલાં ઊઠયો.

હું મુંબઇ હજુ પાંચ દિવસ રહેવાનો હતો. પરંતુ સવારથી મારો મુકામ બીજે બદલાતો હતો. જતાં પહેલાં હું ફોન કરીશ એમ જણાવી બંનેની વિદાય લીધી.

ગુરુવારે સાંજે હું જતો હતો ત્યારે મને મળવા ગુજરાત મેલ ઉપર પિનાકીન અને કાન્તા બંને આવ્યાં હતાં. બીજા પણ મિત્રો હતા. કપડાંનો રંગ કાચો નીકળતાં એ ઊડીને ઝાંખું પડી જાય તેવું ઝાંખું મોં મને આજે કાન્તાનું લાગ્યું. મેં સ્વાભાવિક પૂછ્યું: 'કેમ કંઇ કાન્તાબહેન! શરીર ઠીક નથી? તો નહોતું આવવું.' અને પિનાકીનને ઠપકો આપતાં ઉમેર્યું: 'તું ય સાવ જક્કી લાગે છે ને! આવા શરીરે......'

કાન્તાએ અમારી બધાંની નજર ચુકાવવા મોં ફેરવી લીધું. પણ હું તરત પામી ગયો કે એમની આંખમાં પાણી ભરાઈ આવ્યું હતું.

પિનાકીન બોલ્યો: 'અરવિંદ! તે સાંજે આપણે દરિયેથી ફરીને આવ્યા ત્યારથી કાન્તા બદલાઇ ગઈ છે!'

મારું હૈયું ફફડી ઊઠ્યું. સિંદણ જેવા સ્વભાવ-વાળી આ સ્ત્રીને જો હૈયામાં ઘા થયો હશે તો ભારે થઈ પડશે. સમજી હશે તો ઘા થયા વગર રહે નહિ!

મને ઊંડા વિચારમાં પડી ગયેલો જોઇ મારા બીજા મિત્રો પણ વાતચીત કરતા અટકી ગયા. પિનાકીનને હું બધા વચ્ચે તો શું કહું? એટલે મેં તે ઘડીએ એટલું કહ્યું કે, 'કાન્તાબહેનનો રોગ હું પારખી ગયો છું. દવા ઘેર જઇને મોકલીશ.' અને ગાડી ઊપડી એટલે સૌને વંદન કરતાં મેં કાન્તાબહેન સામે જોઇને કહ્યું: 'હું તમને ઓળખી ગયો છું, કાન્તાબહેન હો! પિનાકીન ભલોભોળો છે. એની કોઈ વાતને ગંભીર ન માની લેતાં!'

પણ મારા પાછલા શબ્દો કાન્તાબહેને સાંભળ્યા હશે કે કેમ એની મને શંકા છે.







'હું આગલે દિવસે વડોદરા આવ્યો. મારા બે મિત્રોએ બધી વ્યવસ્થા કરવાની માથે લીધી હતી. કાન્તાને ખાનગીમાં મદદ કરનાર પેલા સ્નેહી હતા જ. મારે મોટર સાથે ન આવવું એમ બધાંનો મત હતો. વાત પણ બરાબર હતી. પરંતુ જે મિત્રો મારે માટે જતા હતા એમને માથે પણ જોખમ ઓછું ન હતું. જો પકડાઇ ગયા તો ઝનૂની લોક ત્યાં જ ફૂટી નાખે. મિત્રોની એ કંઈ જાણ બહાર ન હતું. છતાં પિનાકીનના લગ્ન આગળ એ જોખમ એમને દેખાતું ન હતું. મોટર ગઈ. કાન્તા આવી. વિધિની તો એટલી કોને પડી હતી, એટલે કાયદેસર લગ્ન ગણાય તે માટે વિધિ પતાવી. છેલ્લો મેલ, ઘણા વખત ત્રણ કલાક મોડો હોય છે તેમ હોય તો, માટે એમ માની દોડી જોયું. ભાગ્ય તે ઘડી જોરમાં હતું એટલે ત્રણને બદલે સાડાત્રણ કલાક મેલ મોડો નીકળ્યો. એ જ રાતે ભાગ મુંબઇ ભણી!'

પિનાકીનને થાક ચડ્યો હોય તેમ એ ત્યાં જ અટકી ગયો. મેં કાન્તા ભણી જોયું. એની હિંમત મને સમજાતી ન હતી. ઘર તરફથી તે પછી મોટો વિરોધ થયો હતો. 'તને અમે મરી ગયેલી માનીએ છીએ માટે તારે હવે અમને કાગળ ન લખવો.' એમ કાન્તાએ એક પત્ર લખ્યો તેનો જવાબ આવ્યો હતો. એ લગ્નના અઠવાડિયા પછી પિનાકીને મારા પત્રમાં લખ્યું હતું કે, કાન્તા મેં ધારી હતી તેના કરતાં વધારે હિંમતબાજ છે. ઘર છોડ્યાનો એને સહેજે પસ્તાવો નથી. સ્વર્ગથી હું બે આંગળ જ નીચે હોઉં તેમ આજે લાગે છે!

હું એ વિચારમાં દરિયા સામે તાક્યો. મને વળી માણસના મનની અને દરિયાની અગાધતા સરખાં લાગ્યાં. દરિયા ઉપરથી ઠંડો અને ઉનાળામાં અમૃત જેવો લાગે તેવો પવન આવતો હતો. દરિયો એના ભૈરવ રાગે ગાઇ રહ્યો હતો. કાન્તા હાથ વતી રેતી ફેંદતી હતી. હું વિચારોના સાગરમાં ડૂબકીઓ ખાતો હતો. પિનાકીન એના સ્વર્ગમાં ડોલી રહ્યો હતો.

કેટલો વખત એમ મૌનમાં વહી ગયો તેની કોઇને ખબર ન હતી. છેવટે પિનાકીને જ એનો ભંગ કર્યો: 'અરવિંદ! આ લગ્ન જો સીધેસીધું થયું હોત તો મને થોડું નુકસાન થયું તે ન થાત.'

નવી વાત સાંભળતાં મેં ઉત્સુકતાપૂર્વક પૂછ્યું: 'નુકસાન વળી શું ગયું?'

'મારી નોકરીની જગા તો તું જાણે છે. લગ્ન નિયમ મુજબ થયું હોત તો કંકોત્રીઓ લખાત. બધાંને મારી જરૂર રહી એટલે સહેજે પાંચસો સાતસો રૂપિયા ચાંલ્લો—ભેટસોગાદ મળત. અને કાન્તાના પિતા—મારી તો કોઈ શરત નહોતી છતાં—પચ્ચાસ તોલા જણશો કરવાના હતા.'

મારી આંખમાં ઓચિંતી રેતી પડી હોય તેમ મેં આંખો લૂછી, અને દરિયા ભણી નજર માંડી. આ કોણ બોલતું હતું? ઘડી પહેલાં બોલનાર—'મને લાયક છોકરી વગર બીજી લાલચ પણ ન હતી.'—એના મોંમાં આ શબ્દો? હું કાન્તા હોઉં તો મારું હૈયું જ બેસી જાય. કાતીલ જખમ થાય. નોનસેન્સ! લગ્ન એ શું પુરુષને મન છેવટે, ઊંડે ઊંડે નફાતોટાનો જ ધંધો છે શું!

મેં એવી કોઇ લાગણી કાન્તામાં જાગી છે કે નહિ તે જોવા એના તરફ નજર કરી. પણ એ તો દરિયાની જેમ ગંભીર જ હતી.

બસ! મારી ચોમેર દરિયો જ પથરાઇ રહ્યો હતો. વિશાળ આકાશ સુધી પથરાયેલો સમુદ્ર નહોતો પામી શકતો તેમ પિનાકીન—કાન્તાના મનનો સાગર પણ નહોતો પામી શકતો. અને હું, મારો તો પાર જ નહોતો પામી શક્યો! બસ! ચોમેર સાગર! સાગર! ને સાગર!

મને એથી થયા કરતું હતું કે મારા જેવું જો કાન્તાનું ઊર્મિતંત્ર હોત તો જરૂર પિનાકીનના આ શબ્દોથી હચમચી ગયું હોત. 'ભૂંડા! જેને માટે હું કાયમનું ઘર છોડી આવી છતાં આંખમાંથી એક આંસુ પણ પાડ્યું નથી, ત્યારે તું ચાર પૈસાનો નફોતોટો તારવે છે! મેં તને સાચું મોતી માન્યો હતો ત્યારે તું ફટાકિયું મોતી નીકળ્યો!'

કરતી રાક્ષસી રાતે આવે છે અને હજારીમલ્લ એને મારી નાખે છે. તે ગામનો રાજા એની કન્યા હજામલને પરણાવે છે મહાભારતમાં બકાસુર લોકોને ત્રાસ આપતો અને ઘર દીઠ રાતે એક માણસ ખાતો તેને ભીમ મારે છે. આ પ્રચલિત કથાની અસર ત્યાર પછીની અનેક લોકકથાઓમાં જણાઈ આવે છે. એકલમલને રાક્ષસી દાસીએ ત્યાંથી કઢાવ્યો ત્યારે તે રાક્ષસોના બીજા મુલકમાં આવી પડે છે. ત્યાં રાક્ષસો દિવસે ચરવા જાય અને રાતે ઘેર પાછા આવે. ત્યાં એને સુવર્ણકેસ મળી જાય છે. આખીય વાર્તા રાક્ષસી ઘટનાઓનો ચિતાર આપે છે, 'બુંદેલખંડની વાતો'માં 'સંત અને વસંત'ની વાર્તામાં વસંતને રાક્ષસી મળે છે. અને તેને આખો ને આખો ગળી જાય છે, પણ અંદરથી કટાર મારી રાક્ષસીને મારીને બહાર આવે છે. 'કાઠિયાવાડની વાતો'માંની 'સાત માને ધાવેલો' કથામાં પણ રાક્ષસી રાણી આવે છે, અને એ નગરનાં લોકોને ખાય છે.

આ લોકકથાઓમાં એકલા પુરુષોનાં સાહસ અને બુદ્ધિચાતુર્યની કથાઓ છે, એમ નથી. પરી જેવી સ્ત્રીઓનાં સૌન્દર્યથી આકર્ષાતા પુરુષોનાં બુદ્ધિ અને બલ સાથે સુકોમળ સ્ત્રીઓનાં અપૂર્વ સાહસની કથાઓ પણ એમાં છે. જગદેવ પરમાર સાથે વીરમતી શોભે છે. મોતી પદમણીના રૂપથી રાજા આકર્ષાય છે, પણ એને મેળવવામાં એના ઉખાણા અને સમસ્યાઓનો ઉકેલ એની રાણી કહે છે. સમસ્યા આલેખનારી મોતી પદમણી અને એનો ઉકેલ કરનારી રાણી આગળ રાજા સામાન્ય મોર પાળેલો માણુસ જણાય છે. 'રતનીચોરી'માં રાજકુમારી પોતાની બુદ્ધિશક્તિથી ચારભાઈઓમાંથી ચોરીને કુશળતાથી પકડી આપે છે, અને ચોર કોણ તે મોઘમ રહેવા દે છે 'રાણી શુકનવંતી'માં પણ રાણીની બુદ્ધિથી હજામનો ફેજ થાય છે 'પંજાબની વાતો'માં 'ઓરતની મરદાનગી' માં પુરુષવેષમાં રહી બેગમ હુસેનશાહના નામથી અનેક પરાક્રમો કરે છે, અને રાજપાટ મેળવે છે. ગૌડ બંગાળની વાતો ભાગ. ૧માં આપકર્મી દીકરી પોતાના સોદાગર પિતાની સંપત્તિ છોડી ચાલી નીકળે છે. અને પોતાના શ્રમથી ધીમેધીમે સંપત્તિવાળી બની રાજકુમારને પરણે છે.

મુખ્યત્વે રાજકુમારોના સાહસ અને શૌર્યની કથાઓ એમાં છે. માનસિંહ ને અભેસિંહ, જગદેવ, રાજા શાલીવાહન અને બળીઓ: એ તેમ જ બીજા રાજકુમારો કાં તો રાક્ષસો મારે છે અથવા કપરા સંજોગોમાંથી પાર નીકળી દુશ્મનોને હંફાવી અજબ હિંમત દર્શાવી અંતે વિજેતા બને છે. એ સાથે સામાન્ય જનસમૂહના બીજા થરની પણ કથાઓ એમાં આલેખાયલી છે. 'નવરંગ અને સબરંગ' બન્ને ચોર છે, ભારે હોશિયાર છે અને કોઇના હાથમાં આવતા નથી. રાજાના મહેલમાં પણ ચોરી કરે. સબરંગ રાજાના દરેક હુકમો જુદા જુદા વેશ લઈ જાણતો હોવા છતાં બુદ્ધિબળથી ચોરી કરી ભંગ કરે છે 'મામો અને ભાણેજ' બન્ને ચોર છે અને એકબીજાથી ચડે એવા છે. એ વાતમાં એકબીજાને બુદ્ધિથી ચોરી કરવાના અને હંફાવવાના અનેક પ્રસંગો છે. 'બાપ તેવા બેટા' માં બે ચોર છે, અને એમના ચોરપરાક્રમની કથા છે. 'અલકુ અને શરકુ' માંનો શરકુ ચોર નથી, પણ ઘણો જ હોંશિયાર અને કુશળ છે. એના બુદ્ધિચાતુર્યના અનેક પ્રસંગો એ વાર્તામાં છે.

વાર્તાઓમાં ઉંદરમાંથી ઘણી કમુંબલ બનતી રાણીની કથાઓ: સુંદર કોતરેલી પૂતળી પર મોહ પામેલા અને એને શોધતા શાહજાદાની કથા છે: બોલતાં વાછડો અને વાછડી કથામાં આવી પાત્રોનો મેળાપ કરાવે છે: 'જગમાલ માલાવત'માં લશ્કરી મદદે આવીને લડતાં ભૂતપ્રેતો છે: 'સોનેરી પંખી' ને શોધતા રાજકુમારનાં પરાક્રમો છે: બોલતાં પોપટ અને મેના છે: દરવાજે સવારમાં દેખાતા અજાણ્યા માણસો છે રાજા બનવાની ઘટનાઓ છે; આગલા અવતારની અદ્ભુત કથાઓ છે, અને બોલતી પૂતળીઓ પણ છે.

સંયોજકોએ ભાષા સરળ રાખી છે, અને પ્રાથમિક શાળાઓમાં ભણતા નાના છોકરાઓ અને છોકરીઓ પણ એ હોંશે વાંચી આનંદ મેળવે છે. એવી સરળ

# દેશદેશની લોકકથાઓ

રામચંદ્ર શુક્લ

શ્રી નિરંજન વર્મા અને શ્રી જયમલ્લ પરમારે સન ૧૯૪૪માં દેશદેશની લોકકથાઓના ૭ ભાગ પ્રસિદ્ધ કરેલા તેની સન ૧૯૪૬માં બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થયેલી છે. ગૌડ બંગાળ, પંજાબ, બુંદેલખંડ, કાઠિયાવાડ અને રાજસ્થાન પ્રદેશોની લોકવાર્તાઓને ૭ ભાગમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે, તેમાં બે ભાગ ગૌડ બંગાળની વાર્તાઓ રોકે છે. નિવેદનમાં સંગ્રાહકો જણાવે છે કે 'સાહસ, શૌર્ય, ઉદારતા, કારુણ્ય, પ્રેમ, પરાક્રમ કે બુદ્ધિચાતુરી—એવાં કાંઈક ને કાંઈક તત્ત્વોને ઉદ્‌બોધતી વાર્તાઓ જ સંઘરવામાં આવી છે.'

માનવસ્વભાવ અને મનુષ્યની લાગણીઓ સર્વત્ર એક જ પ્રકારની હોય છે: માત્ર સંજોગો અને વાતાવરણના ભેદના પરિણામે એમાં ભિન્નતા દેખાય છે. હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોની આ કથાઓ વાંચતાં એમાં બુદ્ધિગમ્ય તત્ત્વો આ જમાનામાં ઓછાં જણાય, છતાં દરેક યુગમાં લોકમાનસ તે તે વખતની કલ્પનાઓ, આકાંક્ષાઓ, આદર્શો અને સ્થિતિને ભિન્ન ભિન્ન પ્રકારે વ્યકત કરવા પ્રયત્ન કરે છે, અને એમાંથી સમય જતાં લોકસમૂહમાંથી લોકકથાઓ પેદા થાય છે. એનું કથાનક સમય હોય છે. વસ્તુ ગૂંથણી હોતી નથી છતાં વાર્તાપ્રવાહ રસપ્રદ હોય છે. અને ન મનાય તેવાં પ્રસંગોનું આલેખન હોવા છતાં, એ રસ આપે છે. વાંચી શકતાં નાનાં બાળકોથી માંડી અનુભવી વૃદ્ધો સુદ્ધાં એનાથી આકર્ષાય છે; કારણ કે રસ વૈવિધ્યને કારણે એ તમામને આનંદ આપે છે.

વાર્તાઓ વાંચતાં જણાશે કે અપર માનાં સંતાનોની વિષમ સ્થિતિનો ખ્યાલ લોકલાગણીને ઉત્તેજિત કરતો હતો. ધ્રુવજીની પૌરાણિક કથામાં આવતી અપર મા ત્યારથી પ્રજાની લોકકથાઓમાં સ્થાન ભોગવે છે, અને આજ સુધી લોકસમૂહનો એ વિષેનો અનુભવ એવો ને એવો જ છે. 'બુંદેલખંડની વાતો' માં રાણી કહે છે. 'મહારાજ ! પ્રતિજ્ઞા કરો કે મારા મોત બાદ તમે ફરીથી નહિ પરણો. જો બીજી રાણી આવી તો મારા બાળકોનો એ જાન લેવાની.' પણ રાજા બીજી રાણી પરણે છે, અને સંત અને વસંત બન્ને કુંવરોને દેશવટો દે છે. જગદેવ પરમારની જાણીતી વાર્તામાં અપરમાને કારણે જગદેવ પાટણ જાય છે, અને પોતાની હિંમત અને નિમકહલાલીથી પરાક્રમી નીવડે છે. 'પંજાબની વાતો'માં 'અલકુ ને શલકુ'માં પણ વાર્તાની શરૂઆત એવા પ્રસંગથી જ થાય છે. ગૌડ બંગાળાની વાતોના બીજા ભાગમાં 'વિચાર કર, રાજા'માં બીજી રાણી આગલી રાણીના કુંવરો વિરુદ્ધ રાજાના કાન ભંભેર્યા કરે છે. પણ એ તમામ વાર્તાઓમાં અપરમાની અસૂયાને પરિણામે કષ્ટ ભોગવતાં સંતાનોનાં સાહસ ને બુદ્ધિચાતુર્યનો ચિતાર અપરમાની અસૂયાને ગૌણ બનાવી દે છે.

હિંદમાં ઘણા વખતથી માનવ માત્રના કલ્પનાક્ષેત્રમાં પરી અને રાક્ષસ સમાજને લગતી અનેક કથાઓ પ્રચલિત છે. વાર્તાઓની ઘટનાઓ રાક્ષસો અને પરીના પ્રસંગોથી રોમાંચક અને અદ્‌ભુત વાતાવરણમાં બનતી હોય એમ લાગે છે, અને બાલમાનસને એ અતિશય રોચક બને છે. 'ગૌડ બંગાળની વાતો ભા-૨'માંની 'હજારીમલ–એકલમલ' વાર્તા રૂપસુંદર રાક્ષસી બ્રાહ્મણને આકર્ષી એની જાળમાં ફસાવે છે તેનો ચિતાર આપે છે. કાચું માંસ ખાવાના રાક્ષસના સ્વભાવમાંથી એનું ખરું સ્વરૂપ જેવું કે છરા જેવા દાંત, મોટી જીભ અને ગુફા જેવડું મોં. બ્રાહ્મણીને ખબર પડે છે અને તે પકડાઈ જાય છે. પણ પછી તો એ બ્રાહ્મણ અને બ્રાહ્મણી બન્નેને ઓહિયાં કરી જાય છે. પણ આ રાક્ષસીના બે દીકરાઓ નિશાળેથી બારોબાર નાસી જાય છે. અને રસ્તામાં હજારીમલ એની માને મારી નાખે છે. બીજે ગામ બન્નેજણ જાય છે. ત્યાં બ્રાહ્મણને ઘેર રાત રોકાયા. આ ગામમાં રાક્ષસી માટે ઘર દીઠ એક માણસ ખાવા મોકલવો પડતો. આજે તેનો વારો હતો એથી ઘરમાં ગ્લાની હતી, એકલમલ અને હજારીમલ બન્ને રાક્ષસ માટે એ રાતે મંદિરમાં જાય છે અને 'ખાઉં ખાઉં'

શ્રી. બંસી ગાંધી, बी. एससी.
પ્રોફે. જયંતીલાલ દે. ઓઝા, एम. एससी.
ડૉ. નરસિંહ મૂ. શાહ, एम एससी., पीएच डी.

## બાયક્રોમેટનો ઉદ્યોગ

૧૯૧૪-૧૮ના મહાયુદ્ધ દરમિયાન આપણા દેશના અનેક જુદા જુદા ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા હતા; પરંતુ યુદ્ધવિરામ થયા બાદ પરદેશોમાંથી સસ્તો માલ ખૂબ આયાત થવા લાગ્યો. આ હરીફાઈમાં હિંદના ઊગતા ઉદ્યોગો ટકી ન શકયા અને તેમાંના ઘણાંખરાં નાશ પામ્યા.

તાજેતરમાં બંધ પડેલ વિશ્વયુદ્ધ દરમિયાન પણ કેટલાય નવા ઉદ્યોગો દેશમાં ચાલુ થયા છે. આગળના અનુભવ પરથી આ વખત સરકાર ઉદ્યોગોને રક્ષણ આપે એવી માગણી થઇ રહી છે. આવા નવા ઉદ્યોગોમાં એક ઉદ્યોગ બાયક્રોમેટ બનાવવાનો છે. આ ઉદ્યોગને સરકારે મદદ કરી છે એ વાત બરાબર છે, પણ બીજી બાજુ પરદેશોમાંથી બાયક્રોમેટની આયાત વધારતી જાય છે. ૧૯૪૨-૧૯૪૪ના બે વર્ષના ગાળામાં ૨૫૦૦ ટન કરતાં વધારે બાયક્રોમેટ દેશમાં આયાત કરવામાં આવ્યો છે, એ નવાઈની વાત છે. યુદ્ધપૂર્વે બધો બાયક્રોમેટ પરદેશથી આવતો. નવાઈની બીના છે કે આની બનાવટ માટે જરૂરી બધી સામગ્રી દેશમાં સુલભ્ય છે, છતાં તેની બનાવટ અહીંયા ન થતી. બાયક્રોમેટની બનાવટમાં આવશ્યક કાચો પદાર્થ ક્રોમાઇટ હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએથી પુષ્કળ નીકળે છે (જુઓ ઊર્મિ અને નવરચના, ૧૯૪૬ના જુલાઇનો અંક, પાનું ૨૯૦). હિંદનું આ કાચું ધન પરદેશ ખાતે ચડનું: દર વર્ષે છવ્વીસથી અઠ્ઠાવીસ હજાર ટન ક્રોમાઇટ પરદેશ મોકલવામાં આવતું. અને તેમાંથી બાયક્રોમેટ બનાવીને અહીંયા વેચાવા આવતો. ૧૯૩૩-૧૯૩૬ સુધી દર વર્ષે પરદેશોમાંથી ૫૮૭૦ હંડ્રવેટ પોટાશિયમ બાયક્રોમેટ અને ૧૮૫૦૦ હંડ્રવેટ સોડિયમ બાયક્રોમેટ હિંદમાં આયાત થયો હતો: આશરે સાડાપાંચ લાખ રૂપિયાની કિંમત થાય.

આપણા દેશમાં બાયક્રોમેટ બનાવવાનું શરૂ થયું: અનુભવે માલૂમ પડયું કે બનાવટની ક્રિયામાં કયાંક ખામી રહેલી છે: ધારેલ પ્રમાણમાં માલની પેદાશ ન ઊતરતી. આનું કારણ શોધી કાઢવા સંશોધન હાથ ધરવામાં આવ્યું. માલૂમ પડયું કે ભઠ્ઠીની રચનામાં ખામી રહેલી છે. મુંબઇ સરકારના ઉદ્યોગ ખાતા તરફથી આ દિશામાં થયેલું કાર્ય નોંધપાત્ર છે. બાયક્રોમેટની બનાવટમાં ભઠ્ઠીની સુધારણા અને તેથી માલની પેદાશમાં થયેલ સુધારો — બાયક્રોમેટના ઉદ્યોગની આજની સંતોષકારક પરિસ્થિતિ આને આભારી છે.

બાયક્રોમેટની બનાવટમાં નીચેના કાચા પદાર્થોની જરૂર પડે છે:

(૧) ક્રોમાઇટ : આ કાચો પદાર્થ હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએથી નીકળે છે. બલુચિસ્તાન તેમ જ માઇસોરમાંથી નીકળતો ક્રોમાઇટ ઊંચા પ્રકારનો છે. તેમાં ક્રોમિયમ ઓક્સાઇડ ૫૬.૫ ટકા સુધી હોય છે.

(૨) ચૂનો : ચૂના-પથ્થર આપણા દેશમાં ઘણી જગ્યાએથી મળી આવે છે. ચૂનો એટલા માટે વાપરવો પડે છે કે ભઠ્ઠીમાં ક્રોમાઇટ અને સોડા ગરમીને લીધે ઓગળીને ગઠ્ઠો થઇ જાય તેને ચૂનો અટકાવે છે, અને એને છિદ્રમય રાખી પ્રક્રિયા ચાલુ રાખવામાં મદદરૂપ થાય છે.

(૩) સોડા : હવે દેશમાં સોડા બનાવવાના કારખાના ચાલુ થયા છે અને સોડા પુષ્કળ મળી શકે છે. ઉપરાંત પરદેશથી પણ પુષ્કળ સોડા આયાત થાય છે.

(૪) ગંધકનો તેજાબ : દેશમાં આ તેજાબ બને છે અને સહેલાઈથી મળી શકે છે.

(૫) પોટાશિયમ ક્લોરાઈડ : આ રસાયણ પણ દેશમાં મળે છે.

પર્યાવર્તન ભઠ્ઠી (reverberatory furnace) માં ક્રોમાઈટ, સોડા અને ચૂનાનું મિશ્રણ ૧૦૫૦° — ૧૧૦૦° ડિગ્રીની ગરમીએ ગરમ કરવામાં આવે છે. ભઠ્ઠીમાં પ્રક્રિયા ચાલતી હોય ત્યારે





ભાષાના જોરે સંયોજકો અદ્‌ભુત વાતાવરણ પણ ઊભું કરે છે. પરંતુ રાક્ષસીના દરેક પ્રસંગોમાં પ્રસંગની એકવિધતા સાથે ભાષા અને કથનપ્રકાર પણ એક જ જાતનો રહે છે. ચોરનું બુદ્ધિચાતુર્ય માત્ર 'બુંદેલખંડ' અને ગૌડબંગાળ—' વાતો સિવાય બીજે નથી, રાજસ્થાનની બધી વાતો અદ્‌ભુત અને સાહસિક પ્રસંગોથી ભરી છે, તેમ જ સમસ્યા અને ઉકેલમાં પારંગત મોતી પદમણી અને રાજરાણીનું આલેખન કરે છેઃ શરૂઉનું બુદ્ધિચાતુર્ય અને ઓરતની મરદાનગી 'પંજાબની કથાઓ' આપે છેઃ 'ચાર મૂરખા'ની વાત પણ એમાં જ છે. ગૌડ બંગાળની વાતોના બીજા ભાગમાં રાક્ષસીને મારવાના પરાક્રમની, નાગને મારવાની, બોલતાં વાછડા-વાછડીની ઘટનાઓ અને દેવાંશી ઘોડો અને પોપટની વાર્તાઓ દ્વારા બુદ્ધિ બતાવતો નાનો રાજકુમાર છે. કાઠિયાવાડની વાતો પણ મુખ્યત્વે અદ્‌ભુત પ્રસંગો આલેખે છે.

આ વાર્તાઓનું બાલમાનસ પર એટલું બધું આકર્ષણ રહે છે કે બીજી ગુજરાતી જાણતો બાળક નિશાળમાં આ કથાઓ વાંચવા સાથે દફતરમાં લઈ જાય છે, અને વર્ગમાંનો બીજો વિદ્યાર્થી એનાથી આકર્ષાઈ એ દફતરમાંથી નિરાંતે ઘેર આસ્વાદ લેવા એમાંની એક બે ચોપડીઓ ઉપાડી જાય છે; અને આ અવલોકન લખતા પહેલાં એ ચોપડીઓનું પારાયણ બાળકો પાસે કર્યું છે. અદ્‌ભુત કથારસ નાના કે મોટા સૌને એટલો જ આકર્ષક હોય છે.×

× દેશ-દેશની લોકકથાઓ ભા. ૧-૨ લેખક નિરંજન વર્મા. જયમલ્લ પરમારઃ ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ અમદાવાદ કિંમત રૂા. ૬-૦-૦. પોસ્ટેજ ૦-૬-૦



ઉભરાતા જાય એમ અને ? કેવું ? એવું નથી. જ્યાં જીવ બહુ હોય ત્યાં ભૂખ્યાં પક્ષીને ખોરાક પૂરતો મળે એટલે તેઓ વધવા માંડે. પછીથી વધી પડેલા પક્ષીને ભાગે જીવ ઓછા આવે એટલે એમને ભૂખે મરવું પડે, એટલે પક્ષી પણ વધી શકે નહિ. ખોરાકના જથ્થાના પ્રમાણમાં જ ખાનારા જીવી શકે એટલે એ પક્ષી અને તેનો ખોરાક એવા નાના જીવ વચ્ચે એક ચોક્કસ પ્રકારનું પ્રમાણ જળવાઈ રહે. કુદરતમાં આવી યોજના ખૂબ જોવા મળે છે. તેને અંગ્રેજીમાં biological control કહે છે.

રોમનોએ રોમ વસાવ્યું. તેમને વહાણ બાંધવા હતા. ખેતી માટે જમીન જોઈતી હતી. શું કરવું ? ત્યાં મોટા મોટાં જંગલ હતાં. જમીન બારે માસ લીલીછમ રહેતી. વરસાદ સારો આવતો અને જંગલોની પાર વિસ્તરેલા મેદાનો ફળદ્રુપ હતાં. તેમણે જંગલો કાપવા માંડ્યાં, અને લાકડાનાં વહાણ બાંધ્યાં. થોડા સમયમાં જંગલો સાફ થયાં. વહાણ બંધાયાં અને ખેતી કરવા જમીન મળી. પણ ?

સદાય લીલી રહેતી જમીન તાપથી સૂકાઈ ગઈ. વરસાદ ઓછો થયો અને વરસોવરસ જમીન ધોવાતી ગઈ. અગાઉ ફળદ્રુપ પ્રદેશ હતો તેની ફળદ્રુપતા ઘટી. અને જંગલો કાપી સાફ કરેલી જમીન ખેતી માટે નકામી નીવડી. કુદરતને સમજ્યા વગર રોમનોએ વાપરેલી બુદ્ધિ તેમને જ ભારે પડી.

સૈકાઓ ગયા. વિજ્ઞાન વિકસતું ગયું. જંગલોની અગત્ય સમજાઈ. નવાં જંગલો વસાવવા પ્રયત્ન થયા. જંગલોમાં કયા ઝાડ રોપવા ? જે જે ઝાડ કાંઈક ઉત્પન્ન આપતાં રહે તેવાં જ ઝાડ રોપવાનું માનવબુદ્ધિને સૂઝ્યું. પણ કુદરતે કદી એક જ પ્રકારનાં વૃક્ષ હોય એવાં જંગલ સરજ્યાં નહોતાં. કુદરતે તેમાં કયું ડહાપણ વાપર્યું છે તે સમજવાની માણસને વાર હતી. જંગલો બનાવવા પાછળ ઠીક ઠીક પૈસા ખરચાયા. પણ ધાર્યું પરિણામ આવ્યું નહિ. ઝાડ ન તો સારાં ઉછર્યાં કે ન તેનું ઉત્પન્ન આવ્યું. ફરી એક વાર દુનિયામાં જ્યાં જ્યાં કુદરતી જંગલો છે ત્યાં ત્યાં જઈ તે તપાસવાની—તેમાંથી સાર લેવાની માણસને ફરજ પડી. મનુષ્યબુદ્ધિ હારી. કુદરત જીતી. વૈજ્ઞાનિક કુદરતને ખોળે ધર્યો, તેણે શું જોયું ?

કુદરતી જંગલમાં અનેક પ્રકારનાં વૃક્ષો છે. કોઈક ઊંચા તો કોઈક નીચાં. કોઈક ઝાડનાં ખરી પડેલાં પાન બીજી જાતનાં ઝાડને ખાતરની ગરજ સારતા હોય. અમુક ઝાડ છાયામાં જ ઊગી શકતા હોય અને તેમને છાયા આપવાનું કામ મોટાં ઝાડ કરતાં હોય. કોઈક ઝાડનાં ફળફૂલ કે પાન ખાનારાં જીવજંતુ કે પક્ષીઓ બીજા અનેક જાતનાં વૃક્ષોને પથરાવવાનું કે તેનાં બી વિખેરવાનું કામ કરતાં હોય. ત્યાં અનેક જાતની જીવસૃષ્ટિ વસે. તે બધી એકબીજાને સહારે ઊછરે. દરેક કોઈ નહિ ને કોઈક વૃક્ષને ઉપયોગમાં આવે. વૃક્ષ તેને ઉપયોગમાં આવે. કોઈ પણ એક જ પ્રકારનાં ઝાડનું જંગલ જ ન મળે. એકબીજાના સહારે નાના પ્રકારનાં અનેક છોડ અને ઝાડ પશુ, પંખી અને વનસ્પતિ ઊછરે. Biological Controlનું અદ્ભુત દૃશ્ય.

ફક્ત જડ આર્થિક દૃષ્ટિ નજર સામે રાખી ચોક્કસ જાતનાં ઝાડનાં જંગલ બનાવવાનું અશક્ય છે. જંગલો નવાં વસાવવાં જ હોય તો મિશ્ર જંગલો વસાવવાં જોઈએ. ત્યાં અનેક જાતની વનસ્પતિ જોઈએ જ અને તે પણ એકબીજાને આધાર આપે તેવી જ.

રોમનોએ જંગલો સાફ કરી નાખ્યાં ત્યારે ત્યાં કઈ કઈ જાતનાં ઝાડ છોડ કે વેલા હતા અગર તો તેમાં કઈ કઈ જાતની જીવસૃષ્ટિ રહેતી હતી તેની નોંધ કોણે રાખી હોય ? અને એવી નોંધના આધાર વગર ત્યાંની આબોહવાને અનુકૂળ આવે એવી વનસ્પતિ, છોડ કે ઝાડ શોધી શોધીને કયા પ્રમાણમાં વાવવા કે જેથી જંગલ ઓછા સમયમાં અને ઓછા ખર્ચે તૈયાર થાય, જમીન સૂકાતી અટકે, જમીનનું ધોવાણ અટકે અને વરસાદ વધે !

વૈજ્ઞાનિકે શક્ય તેટલી માહિતી ભેગી કરવા માંડી આરંભ્યું. પ્રયત્નને પરિણામે મિશ્ર





હવા અંદર દાખલ કરવામાં આવે છે. આ ક્રિયામાં ચૂનો કોઈ ભાગ લેતો નથી પણ સોડા અને ક્રોમાઈટના ઓગળતા જથ્થાને છિદ્રમય રાખે છે જેથી અંદર હવા જઇ શકે અને પ્રક્રિયા બરાબર ચાલે.

આ રીતે સોડિયમ ક્રોમાઇટ તૈયાર થાય છે, આ પદાર્થને જુદો પાડવા ભઠ્ઠીમાંથી કાઢેલા ગરમ જથ્થાને પાણી સાથે ભેળવવામાં આવે છે. સોડિયમ ક્રોમાઇટ પાણીમાં ઓગળે છે અને બાકીની અશુદ્ધિઓ અદ્રાવ્ય હોઇ તેમાંથી જુદી પડે છે. આ દ્રાવણ પીળારંગનું હોય છે. આ સોડિયમ ક્રોમાઇટના દ્રાવણમાં ગંધકનો તેજાબ નાખવામાં આવે છે, જેથી ક્રોમાઇટનું બાયક્રોમેટમાં પરિવર્તન થાય છે. આ તેજાબવાળા દ્રાવણને અમુક વિશિષ્ટ ઘનતા (૬૭ ડિગ્રી બોમે સુધી) આવે ત્યાંસુધી ઉકાળવામાં આવે છે. આથી બીજા પદાર્થો ઘનરૂપે જુદા પડી જાય છે. પછીના દ્રાવણને જરૂરિયાત મુજબ ઉકાળવાથી બાયક્રોમેટના પીળા સ્ફટિકો આવવા લાગે છે: તેને સેન્ટ્રીફયુગલ વડે જુદા પાડવામાં આવે છે.

સોડિયમ બાયક્રોમેટ ઘણું સસ્તું હોય છે અને તેને પોટાશિયમ ક્લોરાઇડ સાથે મેળવીને પોટાશિયમ બાયક્રોમેટ બનાવાય છે. પોટાશિયમ બાયક્રોમેટના ચકચકિત રાતા સ્ફટિકો થાય છે.

આધુનિક રીતમાં, ૩૪૦ પૌંડ ક્રોમાઈટનો બારીક ભૂક્કો, ૨૭૦ પૌંડ સોડા અને ૩૬૦ પૌંડ ચૂનાના મિશ્રણને ભઠ્ઠીમાં એકમ ચાર્જ (ઓરણા) તરીકે લેવાય છે.

દર વર્ષે આપણા દેશમાં ૩ હજાર ટન બાયક્રોમેટની પેદાશ થાય છે. અત્યારે એક હંડ્રેવેટનો ભાવ ૬૮-૭૫ રૂપિયા સુધી ચાલે છે. હવે સરકારે આ ઉદ્યોગને રક્ષણ આપ્યું છે. આશા છે કે ભાવ ૩૫-૩૮ રૂપિયા થશે. મુંબઇ, કાનપુર, માઇસોરમાં ડાયક્રોમેટ બનાવવાના કારખાના ચાલે છે.

બાયક્રોમેટ હુન્નરઉદ્યોગમાં ખૂબ વપરાય છે. ચામડાં કેળવવામાં, લેમનક્રોમ, ક્રોમયેલો ઇત્યાદિ રંગોની બનાવટમાં ક્રોમિયમના અન્ય ક્ષારો બનાવવામાં બાયક્રોમેટ ઉપયોગમાં આવે છે. બાયક્રોમેટ ફોટોગ્રાફીમાં પણ છાપવાની કાર્બન અને ગમડાયક્રોમેટ રીતોમાં ઉપયોગી થાય છે. ડાયક્રોમેટ બેટરીમાં પણ બાયક્રોમેટ સલ્ફ્યુરિક એસિડની સાથે કામમાં આવે છે. ડાયક્રોમેટ જારણકર્તા તરીકે (oxidising agent) વપરાય છે. લોહના ક્ષારોનું જારણ કરવામાં ડાયક્રોમેટ પૃથક્કરણમાં વપરાય છે. કાપડને બાખી રંગવામાં બાયક્રોમેટ વપરાય છે. રંગ પાકો કરનાર દ્રવ્ય (mordant) તરીકે પણ તેનો ઉપયોગ થાય છે.

આપણા દેશમાં આ ઉદ્યોગને ખીલવવાનો ઘણો અવકાશ છે.

## जीवो जीवस्य जीवनम्

## (Biological Control)

ઇ. સ. ૧૮૮૫ની વાત છે. કેલિફોર્નિયામાં લીંબુની જાતનાં ફળોનું ખૂબ વાવેતર થાય. એ જાતનાં ફળોના અનેક રોપાઓ પરદેશમાંથી મંગાવી ત્યાંના ખેડૂત વાવે અને પાક પણ ખૂબ ઊતરે. એક વખત કોઈ એકાદ રોપા સાથે ઇયળ જેવા એક બે જીવ આવી પડયા. ખેડૂતને તેમની હાજરીની ખબર પણ ન હતી. પણ એ જીવે આખા વાવેતરના વાવેતર સાફ કરી નાખ્યા જોતજોતામાં એ જીવની સંખ્યા એટલી વધી ગઈ કે ખેડૂતોને એ ફળોનું વાવેતર જ કાઢી નાખવું પડ્યું.!

આનો ઉપાય શો કરવો? એક જર્મન વૈજ્ઞાનિકે પ્રશ્ન ઊંચકી લીધો. એવા ફળો ક્યાં ક્યાં થાય છે અને એ બધે ઠેકાણે આવા જીવો હોય છે કે કેમ? અને હોય છે તો કેમ નુકસાન નથી કરતા? તપાસ કરતાં માલૂમ પડ્યું કે જે જગ્યાએ આવા જીવ હોય છે ત્યાં તેને મારી ખાનારું એક જાતનું પક્ષી પણ હોય છે. તેથી તેવાં જીવની સંખ્યા વધી જતી નથી અને પાક બગડતો નથી.

રોગની દવા મળી ગઈ. એવા પક્ષી કેલિફોર્નિયામાં વસાવવામાં આવ્યાં. પક્ષીને ઉજાણી મળી ગઈ. જોતજોતામાં પક્ષીની સંખ્યા ખૂબ વધી ગઇ અને પેલા જીવની સંખ્યા ઘટતી ચાલી. વાવેતર સજીવન થયાં.

બધા જ જીવ સાફ થઇ જાય અને પક્ષીઓ

( અનુસંધાન પૃષ્ઠ ૧૬થી-ચાલુ )

બે કરોડ પાઉન્ડનો ધુમાડો કરે છે, એટલે રાષ્ટ્રીય કરકસરની પ્રચંડ હિલચાલમાં આ ખર્ચ પણ આંખને ઘણો ખટકે તેવો છે. બ્રિટનના આકરાં જકાત-વધારા સામે વળતાં પગલાં તરીકે અમેરિકન ફિલ્મોની સમૂળગી નિકાસ બંધ કરી દેવાની ધમકી હોલીવૂડે આપી છે. આ ધમકી પાછળ માત્ર ડંફાસ નથી. બ્રિટનમાં લોકો રવિવારે દેવળમાં નહિ જતા હોય તેટલા પ્રમાણમાં શનિવારે સિનેમા જોવા જાય છે. તેમાંય વળી સિનેમા જોવાની લતે અમેરિકન ફિલ્મો સાથે એટલી બધી મહોબ્બત કરી છે કે બ્રિટનમાં દેખાડાતી દર પાંચ ફિલ્મોમાંથી એક જ બ્રિટિશ બનાવટની હોય છે. ખુદ અંગ્રેજ સ્ત્રી-પુરુષ-બાળકો બ્રિટિશ ફિલ્મ કરતાં અમેરિકનને વધુ પસંદ કરે છે! એટલે અમેરિકાથી ફિલ્મો આવતી સદંતર બંધ થઈ જાય તો બ્રિટિશ પ્રજામાં જરૂર એક મોટો ખળભળાટ પેદા થાય.

અમેરિકન ફિલ્મોએ માત્ર બ્રિટનની જ નહિ પણ જગતભરની સિનેમા-બજારો ઉપર આવી મજબૂત પકડ જમાવી છે. આજે તો અમેરિકા અંગ્રેજી ભાષામાં વિદેશી જીવનની ફિલ્મો બતાવીને આપણા દેશના કરોડો રૂપિયા ઢસડી જાય છે. હિન્દી જીવનની ફિલ્મો અંગ્રેજી ભાષામાં તો એ ઉતારી ચૂક્યું છે. હવે છેલ્લું પગલું હિંદી ભાષામાં હિંદી જીવનની ફિલ્મો ઉતારવાનું એને માટે બાકી રહ્યું છે. આપણો ફિલ્મ-ઉદ્યોગ અત્યારનાં જેવાં જ રદ્દી ચિત્રો ઉતારવાનું ચાલુ રાખશે તો આ ત્રીજું પગલું ભરાતાં સુધીમાં એ લગભગ નામશેષ બની જાય તેવી શકયતા છે. એવું બનશે તો આપણી કેટલીય ફિલ્મ-સંસ્થાઓના અવસાનથી પ્રજાને બહુ રંજ નહિ થાય, અફસોસ માત્ર એટલો થશે કે રાજકીય સ્વતંત્રતા મેળવ્યા છતાં આવી મહત્ત્વની કલાના ક્ષેત્રમાં તો આપણે પરાધીન રહ્યા.

**અધિકારરક્ષાની ચીવટ ને**

**ફરજ-બજાવણીની ઉત્કટ ભાવના**

પે-કમિશનની, મજૂરો માટે અલ્પસંતોષી ભલામણો અનુસાર પોતાના ૧,૫૨,૮૦૦ નોકરિયાતને પગાર-ભથ્થાં આપવા જતાં મદ્રાસ સરકારને પોતાની આમદાનીનો અરધો હિસ્સો પગાર-ચૂકવણીમાં જ ખરચી નાખવો પડે તેમ હોઈને એ ભલામણોનો અમલ કરવાની અશક્તિ એ પ્રાંતના એક પ્રધાને જાહેર કરી છે.

બીજા પ્રાંતોની નાણાંકીય હાલત પણ, આથી ખરાબ નહિ તો, આવી જ હશે એમ માની શકાય. આમાં દયા કોની ખાવી! ટૂંકા પગારદાર સરકારી નોકરની કે કરભારણથી લદાયેલા સામાન્ય પ્રજાજનની? તે એક વિકટ પ્રશ્ન છે. હજુ તો સંપૂર્ણ સ્વરાજપ્રાપ્તિની સાથેસાથે દરેક સરકારી ખાતામાં વધુ ને વધુ કાર્યબોજ ઉઠાવવા નવા માણસોની ભરતી કરવી પડશે. ત્યારે વળી એમનો બોજો હજી વધશે. એ બોજો વેઠવા પ્રજા તો જ તૈયાર થાય કે જો સરકારી નોકરિયાતો પોતાને પ્રજા સમસ્તના સેવક સમજે અને નીચેના સમાચારમાં પડી છે તેવી ઉચ્ચ ભાવનાથી એ સેવા બજાવે:

> 'ન્યુયોર્કમાં વધી પડેલા ગુનાઓને પહોંચી વળવા માટે એ શહેરના ૧૭,૦૦૦ પોલીસોએ દર ૭ દિવસે વગર પગારે વધારાના ચાર કલાકની ફરજ બજાવવાનો નિર્ણય કર્યો છે. આ વધારાના સમયની ફરજ-બજાવણી દરમિયાન તેઓ સાદાં કપડાં પહેરે છે અને બિનસરકારી વાહનોમાં બેસી શહેરની ગલીઓમાં ગુના પકડવા ઘુમતા રહે છે.'

આપણા જીવનના સર્વ ક્ષેત્રોમાં મજૂરવર્ગમાં પોતાના અધિકારરક્ષાની ભાવના વધી છે તે જેમ સુખની વાત છે, તેમ પોતાના કાર્યમાંથી એમની ચીવટ, એમનો ઉમંગ અને જવાબદારીની ભાવના ઘટ્યાં છે તે અમંગળ બીના છે. પગારના વધારા માટે પરદેશોના આંકડા ભલે રજૂ થાય; ફરજ-બજાવણી અંગેની ત્યાંની હકીકત પણ કદીક આપણે સંભારી લેવી જોઈએ.

તા. ૨૭-૮-'૪૭. મ૦







થવા લાગ્યાં અને તે કારગત પણ નીવડયાં પણ તે અસલ જંગલ જેવાં તો નહિ જ. biological controlનો અભ્યાસ અને વૈજ્ઞાનિક દૃષ્ટિને પરિણામે શકય તેટલું બધું કરવાથી નવાં જંગલો વસાવવાનું કામ થાળે પડતું ગયું.

આપણા દેશનાં જંગલો કપાતાં જાય છે. દેશની એ કુદરતી સંપત્તિનો નાશ થતો કયારે અટકશે?

ગુજરાતના ઘણા ભાગોમાં આવી Biological contolની જીવવૈજ્ઞાનિક નિયમની એક પ્રથા પ્રચલિત છે. ચોમાસામાં તળાવો પાણીથી ભરપૂર બને છે. કેટલાકમાં બારે માસ પાણી રહે છે અને કેટલાકમાં ફકત ચોમાસા પૂરતું જ પાણી રહે છે. આ પાણીમાં લીલ તેમ જ બીજી વનસ્પતિ ઊગે છે. ડિસેમ્બરની આખરમાં આ તળાવો સૂકાવા માંડે છે અને તે સાથે તેમાં રહેલી વનસ્પતિ પણ સૂકાવા માંડે છે. આ સમય દરમિયાન તેમાં ધીમે ધીમે સડો પેસે છે અને તેથી તેમાંથી આસપાસ ખરાબ વાસ ફેલાય છે. આને લઇને તળાવનું પાણી બગડે છે અને તેથી ગામડાના લોકોને પીવાના તેમ જ બીજા ઉપયોગ માટે તેમ જ ઢોરોને પીવા માટે પાણી તદ્દન નકામું થઇ જાય છે. આવી સ્થિતિમાં ગામલોકો કેરડાંના ડાખળા એકઠાં કરી, તેને સૂકવી નાખી તળાવમાં નાખે છે. જેવા કેરડાના ડાંખળા સડવા માંડે છે તેવાં તળાવની અંદર રહેલી લીલ તેમ જ બીજી વનસ્પતિ પણ સડવા માંડે છે અને અંતે બધી વનસ્પતિ પાણીની સપાટી ઉપરથી તળિયે જઇ બેસે છે. આથી પાણી ફરી સ્વચ્છ બને છે અને ગામલોકોને પીવાના તેમ જ બીજા ઉપયોગ માટે તે વાપરવાલાયક બને છે.

સીમાડા પૂરા થવા આવે ત્યારે પુણ્યવૃત્તિના પ્રકાશની ટશરો ફૂટે એ ટૉલ્સ્ટૉયે તેમાં સરસ રીતે બતાવ્યું છે. પ્રેમજી ખેડૂતો સાથી પ્રેમજીની બીજી વારની પત્ની હાસુ અને તેની પહેલી પત્નીની દીકરી સાથેના શિથિલાચાર ને પાપમાં આગળ વધતો જાય છે અને પ્રેમજીનું અકુદરતી મોત એ પાપમાં વધારો કરે છે. પણ આખરે તેનો મોહમૂર્છિત અંતરાત્મા જાગે છે અને તેને પાપમાંથી પાછાં પગલાં કરવાને આદેશ આપે છે. એવું પહેલું સક્રિય પગલું તે એણે જાહેરમાં કરેલો પોતાનાં પાપનો ગિરફતારી વહોરી લેતો એકરાર. એ જ અંધારાની સીમ પૂરી થતાં દેખાવો માંડેલો પ્રકાશ. નાથુ પાપમાર્ગે આગળ અને આગળ વધ્યો તે જાણે એની માં મણિનો સંસ્કારવારસો, અને પુણ્યોદયની પળ એના જીવનમાં જાગી તે જાણે એના પ્રભુપરાયણ ભગત બાપના કંઈક સંસ્કાર એનામાં ઊતર્યા હશે તેનું પરિણામ, એ ટૉલ્સ્ટૉયે કુશળતાથી અંદર સૂચવ્યું છે.

એવી ટૉલ્સ્ટૉયકૃતિનું આ વેશાંતર આપણે ત્યાં ભજવવાપાત્ર નાટકોની ઓછી સંખ્યામાં એકનો ઉમેરો કરે છે, અને તેથી આપણા સત્કારનું અધિકારી છે.

### ભારતમેં અંગ્રેજી અમલ

[ લેખક, 'ચકોર', પ્રકાશક, મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની—મુંબઈ; મૂલ્ય, સાડા ત્રણ રૂપિયા.]

ધોળા કાગળ પર સુઘડ રીતે છપાયેલી આકર્ષક ગેટ-અપ ને વેષ્ટનવાળી ભેટ આપી શકાય તેવી સગવડવાળી આ ચિત્રપોથીની સંદેશપ્રકાશિત પ્રથમ આવૃત્તિ ખલાસ થતાં આ બીજી આવૃત્તિ થોડા જ માસમાં પ્રગટ થઈ છે તે એને મળેલો સત્કારનું એક ચિહ્ન છે. એનું નામ સૂચવે છે તેમ ભારતમાંના અંગ્રેજી અમલની સંપૂર્ણ દસ્તાવેજી ચિત્રપોથી એ નથી, પણ જહોન બુલે ભારતમાં ખેલેલી મેલી લીલાનું તહોમતનામું છે. ધરાક્-ન્યાયાધીશ બની બેઠેલા બ્રિટન આગળ તેની સામેનું તહોમતનામું 'અદ્દલ્લંદ પણ કારગી ગજબ ભાખનારી ગિરા' ચિત્રગિરામાં ગુજરાતના યશસ્વી કટાક્ષચિત્રકાર 'ચકોરે' આ પોથીનાં કુલ ૫૩ ચિત્રો દ્વારા ધર્યું છે. એ રીતે આ જુવાન ચિત્રકારે પોતાની દેશદાઝ અને મનોવ્યથાને સચોટ રીતે રેખામાં ઢાળવી છે. જહોન બુલ સામેનું તહોમતનામું રજૂ કરી 'હિંદ છોડો' અને તેથી ય આગળ જઈ 'એશિયા ખાલી કરો'ની હાકલમાં 'ચકોર' પોતાની ચિત્રમાળાની સમાપ્તિ લાવે છે. 'રક્ષણ' 'સોબત' 'ફાયર' 'લૂંટ' 'કાતર' 'રખેવાળું' 'બહાનાં', તથા 'ગોરાનો બોજ' એ ચિત્રો કલાકારની સૂઝ પીંછીકૌશલ, અને ભારતનાં ઇતિહાસ તથા વર્તમાન પરિસ્થિતિનું તેમનું દર્શન બતાવી આપે છે. દરેક ચિત્ર નીચે ચિત્રકારે પોતે ચિત્રનું વક્તવ્ય ગુજરાતીમાં લખ્યું છે. એમની ભાષામાં આવેશ ને ઉગ્રતા વધુ પ્રમાણમાં આવ્યાં છે. પોતાની દેશદાઝ ને મનોવ્યથાને એમણે ઢાળવી છે એમ આગળ કહ્યું ને જેમ રેખાઓ દ્વારા તેમ આ ભાષા દ્વારા પણ દરેક ચિત્રનાં સામેના કોરા પાના પર 'ચકોર'નાં આ ગુજરાતી ચિત્ર-વક્તવ્યોનાં અંગ્રેજી ને હિંદી ભાષાંતરો છાપ્યાં છે. એમાં હિંદી ભાષાંતર સારું ને તેજસ્વી છે, પણ અંગ્રેજી એક તો છે જ નબળું ને તેમાં પાછું અત્યંત અશુદ્ધ છપાયું છે. હિંદ બહાર આ ચિત્રપોથીને મોકલવાની ઉમેદ હોય તો અંગ્રેજી ભાષાંતર સુધારવું અને શુદ્ધ રીતે છાપવું ખૂબ જરૂરી બનશે.

### પ્રભુનું ધન

[ અનુ. ચંદ્રશંકર પ્રા. શુક્લ; વોરા એન્ડ કંપની લિ૦ મુંબઈ, ૨; વિક્રેતા, ત્રિ. એમ. ઠક્કર એન્ડ કંપની; મૂલ્ય ત્રણ રૂપિયા ]

અંગ્રેજ સાક્ષરો વિવેચકો વડે અનાદરાયેલી પણ તેના સમયમાં કોઈ લેખકને ન મળી હોય એવી પ્રચંડ લોકપ્રિયતા રળનાર વિક્ટોરિયન યુગની અંગ્રેજ નવલકથાલેખિકા મેરી કોરેલીની 'ધ ટ્રેઝર ઑફ હેવન' નામક અતિ લોકપ્રિય કથાનો આ અનુવાદ

# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## કેળવણીની પગદંડી

[ લે. નાનાભાઈ ભટ્ટ; મુખ્ય વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ–મુંબઈ–અમદાવાદ; મૂલ્ય સાડાત્રણ રૂપિયા.]

પહેલાંના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના નિયામક અને હાલના આંબલાની ગ્રામદક્ષિણામૂર્તિ શાળાના 'મુખ્ય મહેતાજી', નવી કેળવણીના સારા પ્રયોગકાર અને અગ્રગણ્ય કેળવણીકાર શ્રી નાનાભાઈ ભટ્ટના પૂરી બે વીશી ઉપરના શિક્ષણક્ષેત્રીય પ્રયોગો અને અનુભવ આ પુસ્તકના નાનામોટા મળી કુલ ૬૪ લેખોની પાછળ ઊભા છે. એ સાથે ઊભી છે એમની દૃષ્ટિ પણ; જે દૃષ્ટિ કેળવણીનો માત્ર બૌદ્ધિક ભણતર એવો એકાંગી અર્થ ન કરતાં જીવનવ્યાપક સર્વાંગીણ કેળવણી એવો કરે છે, જેમાં શારીરિક, ચારિત્ર્યવિષયક, ઔદ્યોગિક, ધાર્મિક અને બધા પ્રકારની કેળવણીનો સમાસ થઈ જાય છે.

૨૩ વર્ષના ગાળામાં લખાયેલા આ સંગ્રહમાંના કેળવણીવિષયક લેખોને બે ખંડમાં વહેંચ્યા છેઃ (૧) સિદ્ધાન્તચર્ચા, અને (૧) વ્યવહારચર્ચા. પણ બીજા પ્રકારના લેખો આગલા ખંડમાં નથી આવ્યા, અથવા આગલા ખંડના લેખોમાં વ્યવહાર તરફ નજર નથી એમ નથી. ખરી રીતે આદર્શ, અને વ્યવહારની ભૂમિકા પર એને કેમ ઉતારાય, એની જ વિચારણા બધા લેખોમાં થયેલી છે.

કર્તા ગુજરાતી સાહિત્યના શિક્ષણનો સાચો માર્ગ કયો તે બતાવે છે, ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો કેવાં પસંદ કરાય એની ચર્ચા અધિકારીની ઢબે કરે છે, પ્રવાસો વિદ્યાર્થીઓની કેળવણીમાં શો ભાગ ભજવે એ કહે છે, ચારિત્ર્યની કેળવણી કેમ અપાય તે ય સૂચવે છે, અને ઔદ્યોગિક તથા ધાર્મિક કેળવણીની પણ સિદ્ધાન્ત અને અમલ બંનેની દૃષ્ટિએ સારી ચર્ચા કરે છે. પણ એમનાં મોટા ભાગના લેખો શિક્ષણસંસ્થાઓ અને છાત્રાલયોના આદર્શ સંચાલનની અને તેની પાછળ રહેવી જોઇતી દૃષ્ટિની વાત છેડે છે. દક્ષિણામૂર્તિ સંસ્થાના સંચાલનને અંગે એમને આવી વિચારણા કરવી પ્રાપ્ત થઈ હશે એનું જ પરિણામ એ લેખોને ગણાય. એવા લેખોમાં શિક્ષણસંસ્થા કરતાં છાત્રાલયે એમની પાસે ઘણું લખાવ્યું છે. છાત્રાલયનાં વિવિધ પ્રશ્નો વિચારતાં ગૃહપતિ અને તેની લાયકાત પર શ્રી. નાનાભાઇએ જુદા જુદા લેખોમાં મળી એકંદર ઠીક પ્રમાણમાં લખ્યું છે. ગૃહપતિનો આદર્શ અને તેની જવાબદારીઓનો ખ્યાલ તેમણે કેવો ઊંચો બાંધ્યો છે એ એ બતાવે છે. છાત્રાલયના રસોયા, કોઠાર જેવી બાબતો પર પણ એમની ઝીણી અને સાફ નજર ફરી વળી છે એ પણ ઘણા લેખો બતાવી આપે છે. વિદ્યાર્થીઓ પરત્વે શિસ્ત, ચારિત્ર્ય, સ્વાશ્રય, આરોગ્ય, પ્રવાસ, ભણતર–ગણતર અને જાહેરજીવન જેવા મહત્ત્વના વિષયોની ચર્ચા પણ કેટલાક લેખોમાં થઇ છે.

કેળવણીના મિશનને વરેલા અને તે દ્વારા આજની ઊગતી અને આવતી કાલની નાગરિક પેઢીને ઘડવા માગનારાઓને તેમ જ શિક્ષણસંસ્થાઓ અને છાત્રાલયોના વર્તમાન અને ભાવિ સંચાલકોને આ અધિકારી કેળવણીવિચારકના લેખો સુપથ્ય અને અનુભવપૂત માર્ગદર્શન જરૂર આપશે. એ લેખોને આ પુસ્તકરૂપે ગ્રંથસ્થ કર્યા તે સારું કર્યું છે એમ સૌ કહેશે.

## અંધારના સીમાડા

[ લે. ટૉલ્સ્ટૉય; રૂપાંતરકાર મૂળશંકર મો. ભટ્ટ; પ્રકાશક, ગ્રામદક્ષિણામૂર્તિ આંબલા; મૂલ્ય દોઢ રૂપિયો. ]

બે ચાર નાની બાબતોમાં પરદેશી હોવાની ચાડી ખાતું, બીજી બધી રીતે આપણા ગામડાં ને ખેડૂતજીવનને અનુરૂપ બનાવી દેવાયેલું ટૉલ્સ્ટૉયની Power of Darkness એ નાટ્યકૃતિનું આ સફળ ગુજરાતી વેશાંતર છે, ગ્રામવાતાવરણ અને તળપદી ભાષાની શ્રી. મૂળશંકર ભટ્ટની પકડે એ સફળતામાં સારો એવો હિસ્સો આપ્યો છે.

નાટક ટૉલ્સ્ટૉયની નીતિભાવનાનું સર્જન છે અને એ કારણે ઉદ્દેશપ્રધાન કૃતિ છે. અંધાર જેવા પાપના



બેચેનીથી લેખિકાએ જીવનનાં મૂલ્યોમાંથી ધનનો તો કાંકરો જ કાઢી નાખ્યો છે, એ પણ કથાનો અંતભાગ બરાબર બતાવી આપે છે. ખરું કહીએ તો આખી કથામાં લેખિકાએ શ્રીમંતાઈ, તેના દુર્વિલાસો અને તેનું ઠાલાપણું બતાવીને ગરીબો પ્રત્યે હમદર્દી વ્યક્ત કર્યા કીધી છે. નિઃસ્વાર્થ પ્રેમ અને માનવતાની મહેક પણ ગરીબોમાં જ તેણે બતાવ્યાં છે. આમ કરીને સ્થૂળ ધનવૈભવ કરતાં પ્રભુના પરમ ધન પ્રેમનો મહિમા તેણે શતગણો સ્થાપ્યો છે.

કથામાં મેરી કોરેલીની અન્ય કથાઓમાં આવે છે તેવા અદ્‌ભુત બનાવો અને તેથી નિષ્પન્ન થતો રસ નથી. લેખિકાએ સાદા માણસો, તેમની સાદી સીધી સ્વાભાવિક વૃત્તિઓ અને વર્તન, સાદા વાતાવરણ અને સામાન્ય પ્રસંગોથી જ પોતાનું કામ કાઢી લીધું છે, તેમ છતાં કૃતિ સાદ્યન્ત રસવાહી તો રહી જ છે એ લેખિકાની સિદ્ધિ ગણાય.

વાચકોને સાચાં ને શાશ્વત મૂલ્યો શીખવે અને તેમને સુપથ પ્રદર્શક નીવડે એવી કથાઓ જ લોકોમાં વહેતી મૂકવી ઘટે. અનુવાદકનું આ કાર્ય તેથી અનુમોદનને પાત્ર ઠરે છે. અનુવાદ વિષે કંઇ કહેવા જેવું નથી. શ્રી ચન્દ્રશંકર શુક્લ તો આપણા સિદ્ધહસ્ત અનુવાદક છે. તેમણે એકે મહત્ત્વનો પ્રસંગ ટાળ્યા વિના મૂળ કથાને ટૂંકાવીને પ્રવાહી ગુજરાતીમાં ઉતારી છે. જેવી તેવી બંગાળી અને ઇતર પ્રાંતીય કથાઓના ધંધાર્થી અનુવાદોની ભીડમાંથી પોતાનો માર્ગ કાઢી આ અનુવાદ સંસ્કારપ્રિય ગુજરાતી વાચકોનું ધ્યાન અવશ્ય આકર્ષશે.

### ગીતાદર્શન

[ અનુ૦ ચંદ્રશંકર પ્રા. શુક્લ; પ્રકા૦ વોરા એન્ડ કંપની લિ., મુંબઇ ૨; વિક્રેતા, એન. એમ. ઠક્કર એન્ડ કં. મુંબઇ ૨; મૂલ્ય, સાડાત્રણ રૂપિયા. ]

શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણનના 'ઇન્ડિયન ફિલોસોફિ' ગ્રંથના પ્રથમ ભાગમાંના ગીતાવિષયક નવમા પ્રકરણનો આ અનુવાદ ગુજરાતની વાચનરસિક સંસ્કારપ્રેમી જનતાને ભારતીય ધર્મ, સંસ્કૃતિ ને તત્ત્વજ્ઞાનનો પંડિતપ્રવર રાધાકૃષ્ણનની અધિકારી અને છટાભરી વાણીમાં પરિચય કરાવવાના શ્રી ચંદ્રશંકર શુક્લના નિષ્ઠાળુ સેવાકાર્યનું એક વધુ ફળ છે. ગીતાનો મર્મ જાણવા ઇચ્છનારાઓને એનું વાચન ઘણું ફલપ્રદ થઈ પડવા વિશે શંકા નથી. ભારતીય તત્ત્વજ્ઞાનમાં 'સૌથી અધિક પ્રભાવશાળી ગ્રંથ' ગીતાને કહી શ્રી. રાધાકૃષ્ણને એનું વૈશિષ્ટ્ય અને મહત્ત્વ પ્રથમ સમજાવી, અન્ય મતોની રજૂઆત સાથે ગીતાનો રચનાકાળ ઇ. સ. પૂર્વે પાંચમા સૈકામાં મૂકવાનું પોતાનું વલણ બતાવી, ગીતા એ સત્ તત્ત્વ વિશેનો દાર્શનિક સિદ્ધાન્ત નિરૂપતી બ્રહ્મવિદ્યા જ નહિ પણ યોગશાસ્ત્ર એટલે બ્રહ્મ વિષેના તત્ત્વજ્ઞાનને જીવનમાં ઉતારવાની સાધના શીખવનારું શાસ્ત્ર પણ છે એ બાબતને આગળ કરી, પછી પરબ્રહ્મનું સ્વરૂપ, જગત ને જીવાત્માનાં સ્વરૂપ, પરબ્રહ્મનો પ્રકૃતિ સાથેનો સંબંધ, નીતિનિયમ ને સદાચાર, જ્ઞાન ભક્તિ ને કર્મના ત્રિમાર્ગ, માનવીનું આત્મસ્વાતંત્ર્ય અને મોક્ષ એ સર્વ વિષયોના સંબંધમાં ગીતાકારે જે કહ્યું છે તેનો સર્વગ્રાહી સારસંક્ષેપ રજૂ કર્યો છે. ગીતાની મુખ્ય ભાવના તો ઉપનિષદોની, પણ તેણે એમના કરતાં ભક્તિ પર વધુ ભાર દીધો, વેદના યજ્ઞસિદ્ધાન્તને ગીતાએ નવું જ રૂપ આપી સાચા આત્મજ્ઞાન સાથે તેનો મેળ સાધ્યો, મનુષ્યની ભિન્નરુચિતા અને તેના પરિણામરૂપ સાધનોની અનેકતાનો સ્વીકાર કરી તેણે જ્ઞાન ભક્તિ અને કર્મ એ ઇશ્વરપ્રાપ્તિના ત્રણ રાજમાર્ગો એકમેકથી વિરોધી નથી પણ સંવાદી ને સહચારી છે એ સમજાવી તેનો સમન્વય પ્રબોધ્યો છે: આ ને આવા મુદ્દાઓ શ્રી. રાધાકૃષ્ણને સ્પષ્ટ રીતે સમજાવ્યા છે. મૂળ કૃતિનો અને એના પુરોગામી અભ્યાસીઓના કાર્યનો સંપૂર્ણ અભ્યાસ અને તે સાથે તેના પરનું પોતાનું મૌલિક ચિન્તનમનન શ્રી. રાધાકૃષ્ણને આ ગીતા-પ્રકરણમાં સર્વત્ર દેખાડી આપેલ છે. પથરાટ ને પિષ્ટપેષણ વિના ચોટી જગ્યામાં પોતાનો અભ્યાસ ઠાલવી દેતાં એમને કેવું સરસ





છે; અનુવાદકે તેના પર પસંદગી ઉતારી તેમાં ટોલ્સ્ટોયે તેમને શીખવેલી સાહિત્યભાવનાએ કામ કર્યું જણાય છે.

કૃતિ ધ્યેયલક્ષી છે, અને એક ઉમદા રહસ્ય એ બોધે છે. તે એ કે દુનિયામાં સ્થૂળ સંપત્તિ માનવીને ખરાં સુખશાતાની દાતા નથી, એ માનવીનું ખરું ધન નથી. મનુષ્યને જીવનનાં મીઠપ અને માંગલ્યનો અનુભવ કરાવે એ ધન તો છે પ્રેમ, માનવીના અંતરમાંથી માનવબંધુ માટે ઊછળતો, પરમાત્માની અમોલી બક્ષિસ જેવો, સ્વાર્થ કે બદલાની અપેક્ષા વિનાનો, નિર્મળ પ્રેમ. એની આગળ દુનિયાનો વૈભવ તુચ્છ છે: કથા આ વાત દૃષ્ટાન્તથી સિદ્ધ કરી આપવા જ જાણે લખાઈ છે, એટલે એ સીધી લીટીએ દોડે છે. પણ એમ છતાં એમાં કૃત્રિમતા નથી આવી.

કથા આવી છે: કરોડપતિ વૃદ્ધ ડેવિડ, પોતાની શ્રીમંતાઈમાં આળોટતાં થાકેલો, પોતાના પૈસા તરફ જ નજર રાખતા લાલચુ અને ખુશામતિયા પ્રેમથી કંટાળેલો, અંતરમાં એકલો અટૂલો ને બેચેન, કાળા માથાના કોઈ માનવીના નિર્મળ નિઃસ્વાર્થ સાચા પ્રેમની શોધમાં પોતાની વૈભવી દુનિયા છોડી પોતાનો સગડ ભૂંસી નાખી એક અકિંચન આદમીના વેશમાં લંડનથી દૂર દૂર નીકળી પડે છે. એની એ શોધ લેખિકાએ સફળ થતી નિરખી છે. એટલે સામાન્યોની અને ગરીબોની દુનિયામાં સામાન્યજન જેવો બની વિચરતો એ શ્રીમંતાઈના કૃત્રિમ આનંદોને બદલે કુદરતી મુક્ત જીવનનો શુદ્ધ સ્વાભાવિક આનંદ મેળવે છે એમ નિરૂપી લેખિકાએ એને પરમાત્માના દિવ્ય પ્રેમામૃતની પૃથ્વીવાસી આવૃત્તિ જેવો નિઃસ્વાર્થ અને સાચો પ્રેમ એના પર ઢોળતાં માનવીઓ એને સાંરુ ઉધરાણું કરનાર ટોમ ને તેના ગામડિયા સાગરિતો, ડમણીમાં તેને બેસાડનાર બાઇ મેગ રોસ, અને વાવાઝોડામાં અધમૂવા થયેલા એને બચાવનાર અને વહાલસોય પુત્રીની માફક મમતાભરી એની સેવાચાકરી કરનાર મેરી ડીન જેવાં—એક પછી એક ભેટાડયાં છે. એ માનવતાથી સુધમધતી અહેતુકી પ્રીતિનો આસ્વાદ ચાખી ડેવિડ અંતરમાં શાતા અને જીવનનું નવું ખરું સુખ અનુભવે છે. પોતાની ઉપકારકર્ત્રી મેરીને પોતાના અઢળક ધનનો વારસો સોંપી જવા તેણે કરેલા વીલને વિશે પોતાના સોલિસિટરને પોતાના અજ્ઞાતવાસમાંથી તેણે લખેલા પત્રમાં તેણે પોતાની કૃતાર્થતા આ રીતે વ્યક્ત કરી છે.

'....હું જે વસ્તુ—પ્રેમ-શોધતો હતો, ને જે મને કદી પણ મળવા વિષે તમને શંકા હતી, તે મને મળી. ધરતીનું ધન તો મારી પાસે ઢગલાબંધ છે, ને તેનો ઉપભોગ મેં ક્વચિત જ કર્યો છે. પણ શુદ્ધ, નિઃસ્વાર્થ, કોમળ પ્રેમરૂપી જે પ્રભુનું ધન છે —જે ગરીબાઈ માંદગી ને એવાં બીજાં તમામ દુઃખો પણ સહન કરી શકે છે—તે તો મને અત્યાર સુધી કદી મળ્યું નહોતું. હવે મારા આત્માની અશાન્તિ ને ઝંખના શમી છે. હું સુખી છું ...વળી, એક માણસના અતિ ઉત્કટ, વિશુદ્ધ ને નિઃસ્વાર્થ પ્રેમ દ્વારા હું ઈશ્વરી પ્રેમની હસ્તી વિષે વિશ્વાસ રાખતાં શીખ્યો છું.'

પ્રભુનું આ પરમધન પામતા ડેવિડનું જીવનદર્શન ફરી જાય છે. તે બોલી ઊઠે છે કે 'દુનિયા ખરેખર સુંદર છે', અને એ ભાન એના જીવનમાં જે પ્રસન્નતા ભરે છે તેનો સુખાનુભવ કરતો એ એ અજ્ઞાત દશામાં જ મૃત્યુની ચિરશાંતિમાં પોઢી જાય છે.

ડેવિડના અવસાન સાથે કથાનું પ્રયોજન પૂરું થાય છે, પણ કથા પૂરી થતી નથી. ડેવિડને વિશ્વમાંગલ્યનું દર્શન કરાવનાર મેરીના એ પુણ્યકાર્યનો સહસ્રગણો બદલો વાળી વાચકોની કવિન્યાયની વૃત્તિ સંતોષવા તેમ જ શુદ્ધ પ્રેમનું વધુ એક દૃષ્ટાન્તથી ગૌરવ કરવા લેખિકાએ મેરીને એંગસ જેવા ભાવનાશાળી મહત્ત્વાકાંક્ષી નરનો ઊંડો નિર્મળ પ્રેમ સંપડાવ્યો છે. આમ કરીને આ ધ્યેયલક્ષી સાદી કથામાં એક પ્રણયકથાનો પરિમલ પણ તેણે મહેકાવ્યો છે. એમ તો મેરીને ડેવિડ પોતાના અઢળક ધનનો વારસો પ સોંપતો જાય છે, પણ એ ખબર પડતાં મેરીએ બતાવેલા ઉદ્વેગ ને વિષાદથી તેમ જ એંગસે બતાવેલી



## સીતા-વનવાસ
### શકુન્તલા

[ અનુ૦ રમણલાલ સોની; કમલ પ્રકાશન મંદિર, સો. એજન્ટ ઇંડિયન બૂક હાઉસ ભદ્ર, અમદાવાદ: મૂલ્ય સવા રૂપિયો દરેકનો. ]

કમલ પ્રકાશન મંદિરે શરૂ કરેલી ગૃહિણી ગ્રંથમાળાનાં સંખ્યાંક ૧ ને ૩નાં આ બેઉ લઘુ પુસ્તકો બંગાળના સુપ્રસિદ્ધ પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના 'સીતા-વનવાસ' અને 'શકુંતલા' એ બે કૃતિઓના અનુવાદ છે. પહેલા પુસ્તકમાં ભવભૂતિના 'ઉત્તરરામચરિત' અને વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડને આધારે કારુણ્યમૂર્તિ સીતાના વનવાસની કથા છે, અને બીજામાં કાલિદાસના 'અભિજ્ઞાન શાકુન્તલ' નાટકનું વાર્તારૂપ સંકલન છે. સંસ્કૃતથી અણજાણ બહોળા જનસમૂહને માટે પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે સરળ સુવાચ્ય વાર્તાઓ રૂપે સીતા ને શકુન્તલાની કથાઓ બંગાળીમાં લખેલી. તેને ગુજરાતી અનુવાદરૂપે ગુજરાતી બહેનો આગળ રજૂ કરવામાં એમને પ્રીતિપ્રદ અને સ્વચ્છ શિષ્ટ સાહિત્ય પીરસવાની કમલ પ્રકાશન મંદિરના વ્યવસ્થાપકોની ઈચ્છા પ્રવર્તી જણાય છે.

### ભારતની વીરાંગનાઓ

[ લે. રામનારાયણ ના. પાઠક; કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ; છૂટક મૂલ્ય સવા રૂપિયો. ]

આ લઘુ પુસ્તક ઉપર ઉલ્લેખાયેલી ગૃહિણી ગ્રંથમાળાનું બીજું પુસ્તક છે. એમાં રાણકદેવી, પદ્મિની ચાંદ સુલતાના, ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ અને અહલ્યાબાઈ હોલ્કર એ ભારતની પાંચ સુપુત્રીઓની બહેનોને પ્રેરણાદાયક ચરિત્રકથાઓ સંગ્રહવામાં આવી છે. અબળા મનાતી સુકુમાર નારી પ્રસંગ આવ્યે ધર્મની અને રાષ્ટ્રની રક્ષા કેવા વીરત્વથી અને કેવી દક્ષતાથી કરી શકે છે એ આ પાંચે કથાઓ પોતપોતાની રીતે બતાવી જાય છે. સ્વતંત્ર ભારતના હવે શરૂ થતા નવા પુરુષાર્થમાં સ્ત્રીઓએ ય પોતાનો પૂરો ફાળો આપવાનો છે. એવે સમયે ભારતનાં આ નારીરત્નોની ચરિત્રકથાઓનું વાચન તેમને માટે સ્ફૂર્તિદાયક નીવડશે.



### ઊન

આવતાં અનેક વર્ષો સુધી હિંદની ઊનની જરૂરિયાત વાર્ષિક ત્રણ કરોડ રતલ જેટલી રહેશે એમ મનાય છે. હિંદમાંની ઊનની મિલો અત્યારની માફક બે પાળી કામ કરવું ચાલુ રાખે તો આ માંગને પહોંચી વળવા જેટલું ઉત્પાદન એ કરી શકશે. હિંદમાં કુલ ૧૯ ઊનની મિલો છે. તેમાંની ૭ મુંબઈ-વડોદરામાં, ૪ યુક્તપ્રાંતમાં, ૪ અમૃતસરમાં ૨ મૈસૂરમાં, ૧ ધારીવાલમાં ને ૧ કાશ્મીરમાં છે.





આવડે છે તે પણ આ પુસ્તક બતાવી આપે છે.

પુસ્તકમાં શ્રી રાધાકૃષ્ણનના ગીતા-પ્રકરણનો અનુવાદ તો ૯૪ પાનાં જ રોકે છે. પછી આવે છે એની પછી ઉચિત રીતે સ્થાન પામી શકે એવી એની પુરવણી લેખાય એવા શ્રી. રાધાકૃષ્ણનના એક કૂંચી-વ્યાખ્યાનનો 'ગીતાનો સંદેશો' નામનો અનુવાદ, મૂળ લેખકનાં ટિપ્પણોમાં ઉલ્લેખાયેલા શ્લોકોનો સમૂળ અનુવાદ, અનુવાદકનાં ૮૫ પાનાં રોકતાં ટિપ્પણો, અને કૃષ્ણની રાસલીલા અને ગીતાના માયાવાદ પરનાં અનુવાદકનાં પરિશિષ્ટો—એ બધી સામગ્રી પુસ્તકની શોભા બને એવી છે. અનુવાદક શ્રી. ચંદ્રશંકર શુક્લ કેવા તત્ત્વવિદ્ અને તત્ત્વપ્રેમી છે, અને એમનાં શાસ્ત્રજ્ઞાન સ્વાધ્યાયતપ અને ધર્મ-તત્ત્વજ્ઞાનના સાહિત્યમાં ઊંડી પ્રીતિ કેવાં પૂર્ણ પ્રશંસા ને ધન્યવાદનાં અધિકારી છે તે એમણે પોતા તરફથી આપેલાં ટિપ્પણો તથા પરિશિષ્ટો સ્વયં કહી આપે છે. રાસલીલાના રૂપકને તેમાં છુપાડાયેલા આધ્યાત્મિક રહસ્યને છતું કરી તેમણે સુંદર રીતે સાફ કરીને સમજાવ્યું છે. તેમાં તેમ જ માયાવાદનો સાચો ખુલાસો જે એમણે આપ્યો છે તેમાં એમના પુસ્તકિયા અભ્યાસ ઉપરાંત પોતાની તત્ત્વસમજ ને સાચી દૃષ્ટિ પણ તેમણે બતાવી આપ્યાં છે.

ગીતાના અને તેને કેન્દ્રમાં રાખી ભારતના સમગ્ર તત્ત્વજ્ઞાનને સમજવા માટે આ પુસ્તક જિજ્ઞાસુઓને ઘણું ઉપયોગી થઈ પડશે. આવાં પુસ્તકોના અનુવાદો થાય છે ને તે લોકોમાં જાય પણ છે તે આપણી પ્રજાના ભાવિ માટે એક ઊજળું ચિહ્ન ગણાવું જોઈએ.

### મહારાજ થયા પહેલાં

(લે. બબલભાઈ મહેતા; કમલ પ્રકાશન મંદિર, ઇંદ્રધનુ બૂકહાઉસ, ભદ્ર, અમદાવાદ; મૂલ્ય બે રૂપિયા)

"માણસાઈના દીવા" પુસ્તકથી સ્વ. મેઘાણીએ જેમના ઉજ્જવળ જીવનકાર્ય અને મૂંગી સિદ્ધિનું જાહેર સંકીર્તન કર્યું એ શ્રી. રવિશંકર મહારાજના પૂર્વજીવનની આ કથા છે. ૧૯૪૪ના [illegible] આના લેખક શ્રી. બબલભાઈ મહેતા મહારાજના સંગી હતા. તે વખતે એમની પાસે બેસીને બધું પૂછી પૂછીને એમની પાસેથી એકઠી કરીને જાણે આપણે તેઓ પોતે એ કહેતા હોય એ રીતે શ્રી બબલભાઈએ તેમનું આ ચરિત્ર તૈયાર કરેલું, તે સંજોગવશાત્ આજે આટલે વર્ષે કમલ પ્રકાશન મંદિરની કિશોર ગ્રંથમાળાના મુહૂર્તવંતા પ્રથમ પુસ્તક તરીકે પ્રગટ થાય છે. આજથી ૬૨ વર્ષ પર ખેડા જિલ્લામાં એક નાના ગામડામાં સાધારણ સ્થિતિના મહેતાજીને ઘેર જન્મેલા રવિશંકર વ્યાસ આજના 'મહારાજ' અને 'દાદા' કેવી રીતે બન્યા તેનો પ્રેરક ઇતિહાસ આ લઘુ પુસ્તક રજૂ કરે છે. નાનપણથી શરીરે મજબૂત અને વૃત્તિમાં સાહસિક, નિર્મળ અને સેવાભાવી એવા મહારાજના ઘડતરમાં તેમની વિદ્યાર્થીદશામાં તેમના પિતા શિવરામ વ્યાસનો અને નાગરદાસ માસ્તરનો અને નિશાળ છોડ્યા પછી તેમને આર્યસમાજનો રંગ લગાડનાર છોટાલાલ કવિનો ફાળો નોંધી લેખકે ત્યાર પછીના તેમના વિકાસમાં સ્વામી નિત્યાનંદજી, મોહનલાલ પંડ્યા અને ગાંધીજીની પ્રેરક અસર વિગતે વર્ણવી છે. ગામડામાં ખેતી અને યજમાનવૃત્તિ કરનાર આ અલ્પશિક્ષિત બ્રાહ્મણ પ્રથમ આર્યસમાજ પ્રત્યે ઢળી શંકરાચાર્યની નોકરી સામે બંડ કરે, યજમાનવૃત્તિ મૂકી દઈ અયાચકવૃત્તિ કેળવે, મોહનલાલ પંડ્યા પ્રત્યે અને તેની દ્વારા ગાંધીજીના પ્રત્યે આકર્ષાય અને એક પછી એક જાહેર સેવાકાર્ય ઉપાડતો જઈ જાહેર જીવનમાં ખેંચાઈ 'સ્વરાજવાળો' બની પોષાક ખાનપાન ને આચારવિચારમાં ક્રાન્તિકારક ફેરફારો કરે, અને લોકસેવક અને સાચા સક્રિય રાષ્ટ્રીય કાર્યકર બને—એ કથા રસિક છે તેટલી જ પ્રોત્સાહક પણ છે. લખાવટ સ્વચ્છ અને સરળ છે, અને પુસ્તક વાર્તારસ પણ આપે છે, તેથી કિશોરોના હાથમાં આ પુસ્તક અવશ્ય મૂકવા જેવું છે. '...આજની તરુણ પેઢીને એ પવિત્ર પુરુષના જીવનમાંથી પ્રેરણા, બળ અને ઉત્સાહ મેળવવામાં મદદરૂપ થશે.' એ લેખકની શ્રદ્ધા સાચી છે.





વ્યર્થ બની જાયને ! એથી જ એક દિવસ લખ્યું હતું કે 'आमि चंचल हे आमि सुदूरेर पियासी' એ કંઈ કવિત્વ પૂરતી એક ઘડીની વાત નહોતી, લોકો માનતા હશે કે એ કવિનો એક Mood માત્ર જ છે, પણ એ બરાબર નથી. એ તો મારા જીવનનું એક ઊંડામાં ઊંડું સત્ય છે કે હું સુદૂરનો પિયાસી છું. ( आमि सुदूरेर पियासी )

એ દિવસે 'गल्पगुच्छ' લઇને અમે હજુ બેઠા જ હતા, બત્તી કરી, એ કહેતા હતા કે આજે કઇ વાર્તા વાંચશું તે તમે જ નક્કી કરો. ત્યાં મહાદેવે આવી ખબર આપ્યા કે અમારા નોકરને પગે વીંછી કરડયો છે, દવા જોઇએ છે. એ ખૂબ જ ચિન્તિત થઇ ગયા ને બોલ્યા, "જલદી જા ને મારું મિલ્ટન લઇ આવ" મિલ્ટન નામની એક એન્ટીસેપ્ટીક તેઓ સદાયે પાસે રાખતા. જુદી જુદી દવાઓ લગાવી અમે તો પાછા આવ્યા. આવીને જોયું તો બાયોકેમિક દવાઓની ચોપડી લઇને જોતા હતા, પાસે દવાની પેટી પડી હતી. અમે પાછા આવ્યા કે તુરત એમણે કહ્યું, "લો, દર દસ મિનિટે આ આપતા રહેજો" ને એમણે મને દવા આપી. હું દવા પિવરાવી આવી. ગુર્ખાના છોકરાને વીંછી ખાસ વધુ કરડયો હોય એવું ન લાગ્યું, છતાં વેદના ત્યારે પણ એને થોડી થોડી હતી. અમે ફરીથી ગુરુદેવના પગ પાસે गल्पगुच्छ લઇને બેઠા, પણ સાફ દેખાઈ આવતું હતું કે એ વાર્તામાં ચિત્ત પરોવી શકતા નહોતા. 'प्रायश्चित्त' વાર્તા શરૂ કરતા હતા, એક પાનું વાંચીને તેઓ બોલ્યા- 'ના, આજે આ નહિ ફાવે. જાવ, જરા જોઇ આવો તો એની વેદના કંઈ ઓછી થઇ કે નહિ ? નહિ તો એક બીજી દવા આપવી પડશે.' આલુબાબુ બારણા પાસે જ બેઠા હતા, તે બોલ્યા- 'અરે હમણાં ઓછી થઇ જશે.' ગુરુદેવે જરા અસંતુષ્ટ થઇને કહ્યું- 'આહ, આ જ તો તમારો દોષ છે. એનું ધ્યાન રાખવું જોઇએ ને ! ખબર કાઢયા વિના નિશ્ચિન્ત થવાય ?'

×

એક બીજો પ્રસંગ યાદ આવે છે,- બપોરની ટપાલ આવી. હું એમના ઓરડામાં જ બેઠી હતી,- કાગળમાં મારા કોક આત્મીયની માંદગીના ખબર હતા, એથી મન બરાબર નહોતું- એમણે પૂછ્યું- 'શું ખબર છે ?'

મેં બધી વાત કહી.

એ બોલ્યા: 'નક્કી આ બાબત શરૂઆતમાં અવગણના થઈ હશે. આપણા દેશમાં સ્ત્રીઓ વિષે એવું જ બને છે, એ સહુની સેવા કરતી રહે છે, છતાં એ માંદી પડે છે ત્યારે એની માંદગીને કોઇ લક્ષમાં જ નથી લેતું. એ મને કેવું ખરાબ લાગે છે એ કહી નથી શકતો-એનો વિચાર કરતાં ધીરજ રાખવી મૂશ્કેલ થઈ...'

ત્યાર પછી એમણે 'મેટેરિયા મેડિકા' કાઢી. 'ટ્રેવેલટ્રિસ્યુ મેડિસીન' કાઢયું.-એ આખોયે દિવસ દૂર દેશમાં વસતી સહજ પરિચિત એક વ્યક્તિનું દુઃખ એમને ઘણુંયે અતિ આવશ્યક કામકાજ કરતાંયે વધુ મહત્ત્વનું થઇ પડયું. મારી પાસે કાગળ લખાવી એને માટેના ઇલાજો ન સૂચવ્યા ત્યાં સુધી એમનું મન શાન્ત નહોતું થયું.

×

"ભલા, તમે મને કલ્પનાપ્રદેશનો કવિ કેમ કહો છો, શું દેશની ધરતીના ગીતો મેં ગાયા નથી ? એ તરફ મારું ધ્યાન નથી ? બંગાળના ગામડાને હું નથી ઓળખતો ? ગરીબ સાધારણ બંગાળી જીવનનો શું મને પરિચય નથી ? એનાં ચિત્રો મેં નથી દોર્યાં? માત્ર કવિતાઓ જ કરી છે શું Aristocratic મિજાજે, અને ખરેખરા દર્દપૂર્વક બંગાળી જીવનને આલેખ્યું છે......એ ?" ગુરુદેવ બોલ્યા.

"કોણે વળી એમ કહ્યું ?" મેં પૂછ્યું.

"કેમ, તમે એ બધું સાંભળ્યું નથી ?"

"ના, તમારા નિન્દાકારો સાથે મારે બહુ ભાઇબંધી નથી ને."

"નથી ! ત્યારે તો બચ્યો, મને તો શંકા હતી તમે નિન્દા કરતા જ ફરતા હશો. એમ નથી એ

# ગુરુદેવનાં સંસ્મરણો

અનુ : રમણીક મેઘાણી

આ વાપીવાનું પતાવીને થાકેલા નોકરો અને બીજા બધા આરામ કરતા હતા. ત્યારે હું એમના લેખનગૃહ પાસે આવીને ઊભી રહી. તેઓ આરામખુરશી પર બેઠા હતા, ચાદર પગ ઉપર જેમ ઓઢાડી ગઈ હતી તેમ જ પડી હતી. ખોળામાં બેઉ હાથ આંગળામાં આંગળા ભેરવીને તેઓ બેઠા હતા. કાચ વાટે આવતો પ્રકાશ એમના રેશમ જેવા શ્વેત વાળ ઉપર ચમકતો હતો. સહજ મિંચેલી આંખે એ નીચે ધરતી ભણી જોઈ રહ્યા હતા. ચાદર વડે ઢંકાયેલા પગ જરા જરા હાલતા હતા. બાકી બધું નીરવ–સ્તબ્ધ હતું. એક ઊંડી નીરવતા એમને ચારે તરફથી ઘેરીને જાણે બહુ દૂર દૂર ખેંચી જઈ હતી. જે માણસે હમણાં થોડીજ વાર પેહેલા અમારી સાથે આટલી વાતો અને આટલું હાસ્ય-કૌતુક કર્યા હતા, અજાણ્યા-અપરિચિત અને નગણ્ય એવા એક ટેક્સી ડ્રાઈવરના અપમાને જે ગંભીર થઈ ઊઠ્યો હતો તે માણસ જ જાણે એ નહોતા. દૂર દૂર આકાશના ખૂણામાં આવેલ મેઘાવૃત્ત તુષાર પર્વત જેવી સ્થિર એની મૂર્તિએ મારા સમસ્ત શરીર–મનમાં એક અભૂતપૂર્વ આશ્ચર્યનો અનુભવ કરાવ્યો. મારું હૃદય ભરાઇ આવ્યું, આંખમાં આંસુ આવ્યા, શા માટે તે તો નથી જાણતી ?... ......કેટલી વાર ત્યાં ઊભી રહી હઈશ તે યાદ નથી. ઓચિન્તા જાગી ઊઠયા હોય તેમ મારા તરફ જોઈ ગુરુદેવે પૂછ્યું :

"કેમ ક્યારે આવ્યા છો તમે? આવો, આવો, સામે. બેસો પેલી ખુરશી ખેંચીને. આટલા ગંભીર થઈને શું વિચારો છો ?"

"હું વિચારતી હતી કે કઈ રીતે એ શક્ય બન્યું. કઈ રીતે એ સંભવિત થયું કે અમે નિરાશ થયા હઇશું. અમને દુઃખ થયું હશે એ વિચારે આપને આખી રાત ઊંઘ ન આવી ? ક્યાંકનો એક ટેક્સી ડ્રાઇવર, એ દુઃખિત થશે એ વિચારે ભય હોવા છતાં તમે તેની ટેક્સીમાંથી ઊતરો નહિ ! તમે શું અમારા એટલા બધા અંગત છો ! એમ તો નથી લાગતું. તમે જ્યારે મૂંગા મૂંગા બેઠા હતા ત્યારે હું આ જ વિચારતી હતી કે તમારા મનમાં અમારું કંઈ સ્થાન સંભવિત છે યા નહિ ? તમે અમારા કોઇ હો એવું તો નથી લાગતું."

થોડીવાર મૂંગા રહી પછી તેઓ ધીરે ધીરે બોલ્યા– 'જો પૂછે જ છે તો સાચું જ કહીશ. હું તમારો કોઇ જ નથી. તમે જેને ચાહવું ( ভালোবাসা ) કહો છો, એ રીતે મેં આજ સુધી કોઇને ચાહેલ નથી. મોટા કુટુંબમાં રહ્યો છું, પ્રિયજનોનો ત્યાં પાર નહોતો. અને આજ તો આત્મીય સ્વજન સિવાય તમે જેઓ પરાયા છો તેઓ જ મારા વધુ નિકટના બની ગયા છો. પણ એ વાત સાચી છે કે બંધુ–બાંધવ, કુટુમ્બ–પત્ની,– બાળકો કોઇનીયે મેં ક્યારેયે બહુ વળગણાં નથી રાખી. અંતરમાં, અંદરમાં એક સ્થળે હું નિર્મમ છું. અને એથી જ આજે જે જગ્યાએ આવ્યો છું. ત્યાં આવવાનું શક્ય બન્યું છે. એવો ન હોત, જો વળગણાંઓ રાખી હોત તો મારું બધુ નાશ પામત. બહુ વહેલો જ ભાંગીને ધૂળ ભેગો થયો હોત.

કોઇ પણ બંધન મને સાંકળ બનીને બાંધી શક્યું નથી. કદી ચિરદિનથી હું મનોમન ઉદાસી રહ્યો છું. નાનપણથી જ નહિ પણ શિશુવયથી જ. ત્યારે બપોરને ટાણે જ્યારે સૂરજ ધોમ ધખ્યો હોય અને બળતા બપોર હોય, માર્ગ પરથી ફેરીવાળાઓ ઊંચા સાદ પાડતા ચાલ્યા જતા હોય અને વચ્ચે વચ્ચે ઊડતી જતી સમળાઓનો સાદ સાંભળતો ત્યારે તે જાણે મારા મનને અદશ્યપણે દૂર લઈ જતાં. નિર્જન બપોરના એ સમળાઓના સાદ જાણે દૂર–સુદૂરના સાદ હતા. હું એકલો એકલો ત્રીજા માળના ઓરડેઓરડામાં ફરતો રહેતો ત્યારથી જ જાણે એ શરૂ થયેલું. સદાયે સંસારના શત-સહસ્ર પ્રકારના કામમાં રહ્યો છું,–પણ મારું મન હોડી જેમ કિનારા પરના બંધનોમાં થઇને વહી જાય છે તેમ વહેતું–તણાતું રહ્યું છે, કિનારાના બંધન મારે માટે નહોતા. જો એમ થાત, જો સંસારના નાનામોટા અસંખ્ય બંધનોમાં મેં મને ફસાવા દીધો હોત તો મારું બધું નકામું જાત. મારો ભાગ્યદેવતા એમ નહિ થવા દે, એમ કરે તો તો બધું



એ એક સમુદ્ર છે. એમાં એટલું બધું ભર્યું છે કે એનો અંત જ નથી. એક બાજુથી જેમ દૂર-સુદૂર પ્રસારી ઊંડી વિચારધારા એમાં છે, તો બીજી બાજુથી એમાં બાલીશતાનોયે પાર નથી.–ગીતા અને દાદીમાની જોળી જોડા જોડ રહ્યા છે. અત્યારે જેમ સત્ય ન હોવાથી યા અસંભવિત વાતો ન હોવાથી માનવીનું મન ખુશ નથી થતું, તેથી કરીને વાર્તાને પણ સત્યના વાઘા પહેરાવવા પડે છે,–એ દિવસોમાં માનવીનું મન આજના માનવી જેવું અસંતોષી નહોતું. વાર્તા, એટલે વાર્તા જ. એમાં સંભવ-અવસંભવ એકાકાર થઈ જાય છે. એમ ન હોત તો ઋષિમુનિઓની સાથે સાપ પણ દિવ્ય-શાસ્ત્રાલોચના કઈ રીતે કરી શકત? લાવો તો પેલી મારી ડાયરી, મેં જે નોંધ કરી છે તે તમને આપું. હવે વધુ મારાથી નહિ થાય, એમાં તો લાંબા દિવસો લાગે એવું છે. હું તમને જેમ કહેતો જાઉં તેમ લખવું શરૂ કરો.

આમાં એક ખ્યાલ રાખવો જરૂરી છે કે મહાભારતની આખી વાર્તા એક રૂપક છે. એને એક વાત કહેવી છે અને એ કૃષ્ણને અવલંબીને છે. કૃષ્ણ જ આના નાયક છે. પાંચ પાંડવોએ સ્વીકારી હતી-ગ્રહણ કરી હતી કૃષ્ણાને, અર્થાત્ કૃષ્ણની cult–કૃષ્ણની નીતિને, એમ ન હોય તો પાંચ ભાઈઓને એક કન્યા વરે એ શું કદીયે સંભવિત તે ખરું? કૃષ્ણાને જેઓ વર્યા, કૃષ્ણ એને જ આધીન બન્યો. યુદ્ધ દેશ કે ધરતીના હિસ્સા માટે નહોતું પણ કૃષ્ણને અંગે સિદ્ધાંત પરત્વે હતું. એમ ન હોત તો કુરુક્ષેત્રના મેદાનમાં આ એકસો વાર લાંબી ગીતા ગાવી શું કદી શક્ય હતી? કંઈ જ અર્થ નહોતો એનો. તમે મારી ડાયરીમાંથી આ બધું નોંધી લો.

મહાભારતની સહુથી ઊંડી મર્મ વાણી,–જે ઉપદેશ છે તે ઋષિમુનિઓના ઉપદેશોમાં, કે યુધિષ્ઠિરની આદર્શવાદિતામાં નથી. એ છે મહાપ્રસ્થાનમાં. આવું જબ્બર યુદ્ધ, આટલી મારામારી ને કાપાકાપી–નુકસાની એ બધું લોભને માટે નહોતું, સ્વાર્થની ધૃષ્ટતામાં એની સમાપ્તિ નથી, ત્યાગને માટે જ એ આકાંક્ષા છે. વર્જવા માટે જ એનું ગ્રહવાનું છે. એનું નિદર્શન જ આ મહાકાવ્યનો મુખ્ય સૂર છે.

આ સ્થળે આજ મહાયુદ્ધ વિષે તેઓના બંગાબ્દ ૧૩૪૭ની ૭મી પોષના ઉત્સવ વેળાના ભાષણમાંથી ટાંકીશ. વર્તમાન કાળના લોહી તરસ્યા હિંસક યુદ્ધની પૂર્વભૂમિકા ઉપર મહાભારતના યુદ્ધને એમણે કઈ રીતે જોયું હતું તે આપણે તેમાંથી જાણી શકીશું—

પાશ્ચાત્ય અલંકારને હિસાબે મહાભારતનું મહાકાવ્ય યુદ્ધજનિત છે. મહાભારતના આખ્યાયન ભાગમાં પણ વધારે ભાગે યુદ્ધ-વર્ણન જ વધુ છે,–પરંતુ યુદ્ધ જ એનું પરિણામ નથી. નષ્ટ ઐશ્વર્યનો રક્ત-સમુદ્રમાંથી ઉદ્ધાર કરીને પાંડવોના હિંસક ઉલ્લાસને આમાં કળશ રૂપે વર્ણવવામાં નથી આવ્યો. આમાં દેખાય છે કે જીતેલી સમ્પદનો કુરુક્ષેત્રની ચિતાભસ્મ પાસે પરિત્યાગ કરીને વિજયી-પાંડવોએ વિપુલ વૈરાગ્યને પંથે-શાન્તિલોક તરફ પ્રયાણ આદર્યું હતું. આ કાવ્યનો ચરમ નિર્દેશ જ આ છે. આ નિર્દેશ સર્વ યુગોના સર્વ જીવો-માનવો પ્રત્યેનો છે,–કે ભોગ એકાન્ત સ્વાર્થગત છે, ત્યાગથી જ એનું શોધન થઈ શકે.–કરવું જોઈએ.*

---

* 'મંગપૂ તે રવીન્દ્રનાથ' માંથી લેખક મૈત્રેયીદેવી.



## સાહસઘેલા

આકાશમાં સાત માઈલની ઊંચાઈએથી હવાઈ છત્રી (પેરેશૂટ) વાટે કૂદીને પૃથ્વી ઉપર ઊતરવાનું સાહસ આઠ રશિયન સૈનિકોએ ખેડ્યું છે. ૩૬,૦૦૦ ફૂટ ઊંચે સ્ટ્રેટોસ્ફીઅરમાં ઊડતા વિમાનમાંથી કૂદી પડનારા આ છત્રી-સૈનિકો વીસ મિનિટમાં ધરતી ઉપર સહીસલામત ઊતર્યાં હતા.





સારું છે, પણ નિન્દાખોરો જેઓને એ સાંભળીને વેદના થાય એની પાસે જ વધારી વધારીને વાતો કરે છે,– એમાં જ એમને વધુ આનંદ આવે છે."

"આ વાત સાચી છે, કારણ અનેકવાર સહન કરવું પડ્યું છે." મેં કહ્યું.

"ત્યારે ના કેમ પાડી હતી ? ઘણીયે વાતો મારે કાને પડી છે–પડે છે. એક જણે કહેલું કે એણે સાંભળ્યું હતું કે સુન્દરી સ્ત્રીઓ સિવાય કોઈને હું મારી પાસે આવવા નથી દેતો, આહા, સાંભળીને રોમાંચ થયો હતો. એવી વ્યવસ્થા કરી શકાઇ હોત તો ખોટું ન થાત. તો શાન્તિનિકેતન સ્ત્રીજાતિ વિહોણું હોત. અને નક્કી જે આવી વાતો કરે છે એણે તમને જોયા નથી ? એમ બનત તો તમારી જ કેવી ગતિ થાત !"

"કેવું અપમાન ! માત્ર ઉંમર અને ચહેરાને અંગે આવું અપમાન કરો એ તો સહેવાતું નથી."

"ના, ના, ઉંમરને અંગે હું કંઇ નથી કહેતો, હું તો સ્પષ્ટપણે જાણું છું કે તમારી ઉંમર પિસ્તાલીશથી જરાય વધુ નથી... અને સાંભળ્યું છે કે મારે જે કાચનો ઓરડો છે તેની છત પણ કાચની જ છે. રાત્રે આકાશના બધા તારાઓ જોવાની મારે ખાસ ટેવ છે. અને સવારે સુન્દરી સ્ત્રીઓના સંગીતે જ મારી નીંદર ઊડે છે. અને નહાતી વખતની તો વાત જ ગજબ છે. સોનાના વાસણમાં ગુલાબજળ, અને એમાં જે અત્તર વપરાય છે તેની કિંમત સો રૂપિયે તોલો હોય છે, ને એ ખાસ અત્તર તો મારે જોઇએ જ જોઇએ છીએ..."

"હું તો આથી યે વધુ જાણું છું. દાડમનો રસ નિત્ય પીવાથી જ તમો આટલા ઊજળે વાને છો, ભોજન પછી થોડોક સ્પેનીશ વાઇન તો તમારે રોજ જોઇએ જ છે......" મેં કહ્યું.

"સાચે જ શું, બસ સ્પેનીશ જ જોઇએ ! બીજો કોઇ હોય તો ન ચાલે ? આ બધું સાંભળ્યા પછીયે તમારા આતિથ્યમાં કંઇ ઉન્નતિ થઇ દેખાતી નથી. ચારેબાજુ તદ્દન સુક્કો–લુખ્ખો ખટખટાટ કર્યો છે. સ્પેનીશ વાઇન કે સ્પાર્કલીંગ બાર્ગાન્ડિ ? અહીં તો છે માત્ર પેલો (ચાલકુમડા) નો રસ,– પણ જવાદે, બંગાળના ગામડા મેં જોયા નથી એ સાચું નથી– બંગાળના ગામડા મેં ખૂબ ઊંડાણપૂર્વક જોયા છે, જોયો છે એનો આનંદ ને જોઇ છે એની વેદના. હોડીમાં બેઠા બેઠા એ જોવાનું જ તો મારું કામ હતું. બેઠો બેઠો જોતો હતો. 'ગલ્પગુચ્છની મૃણ્મયી યાદ છે તમને ?"

એ દિવસે એમણે વાંચી "સમાપ્તિ," એ વાતો એમને વિશેષ યાદ હતી. કહેતા હતા–" વજરામાંથી રોજ જોતો હતો; સ્ત્રીઓ ઘાટ ઉપર આવતી, કોક છોકરાને તેડીને, તો કોક વળી ભારોએક વાસણ લઇને, તો કોક વળી કાખમાં ગાગર લઇને. દશ દશ અગિયાર વર્ષની ટૂંકા ટૂંકા વાળ વાળી એ છોકરી કાખમાં એક છોકરાને લઇ નિત્ય આવતી, દુબળી, પાતળી ને શ્યામવર્ણી. હોડી ઉપર સહુ અમને જોઇ રહેતા, પણ એ બધાનું જોવું જુદી રીતનું હતું, અર્થશૂન્ય નજરે એ સહુ મારા તરફ તાકી રહેતા. વચ્ચે વચ્ચે તેડેલા બાળકને–મને આંગળી ચીંધી બતાવતા એ બોલતી–" જો, પણે જો," મને એ બહુ ગમતું. એ લોકોમાં એક એવી સ્વાભાવિક તાઝગી ને ચંચળતા હતી કે જે એ ઉંમરની સામાન્ય બંગાળી સ્ત્રીઓ–છોકરીઓમાં નહોતી દેખાતી. તે પછી એક દિવસ જોઇ એને વધૂવેશે સાસરવાસ જતી, એ જ ઘાટ ઉપર હોડી બાંધી હતી. એ વેળાનું કેવું હતું એનું રુદન ? બીજી છોકરીઓનું બોલવું કાને પડતુ હતું– 'કેવી તોફાની છોકરી છે, શું થશે એનું સાસરવાસે ?' ખૂબ દુઃખ થયેલુ એને સાસરવાસે જતી જોઇને. ચંચળા હરિણીને બદિની કરશે. એ પ્રસંગ પરથી જ આ વાર્તા લખેલી. એ વજરા (House boat)માંથી બંગાળના ગામડાંના એવા સજીવ ચિત્રો જોયા છે જેવા ઘણાંએ નહિ જોયા હોય.

તે દિવસે તમે કામ વિષે પૂછતા હતા ને ! હું કહું છું કે તમે આ મહાભારત લઇને વાંચતા જાવ.

* આનો અનુવાદ આપણે ત્યાં "રવિકિરણો" નામથી પ્રગટ થયો છે.

છૂટક નકલના બાર આના · પરદેશમાં એક રૂપિયો
Regd. No. B. 4

# સ્વા તં ત્ર્ય - ય ગ

એ-નાસી-અનાસીની કુરબાનીના એ ભવ્ય કરુણ પ્રસંગોનાં કાવ્યો સમાં સાત ચિત્રોનો સં

## ચિત્રકાર : ચંદ્ર ત્રિવેદી

કિંમત રૂપિયા સવા બે

સ્વાતંત્ર્ય યજ્ઞની વેદી પર શહાદતને વરેલા એ અમર શહીદોની યશોજ્જવલ ગાથાનું શ્રેષ્ઠ પ્રતીક







પ્રાપ્તિસ્થાન : ભારતી સાહિત્ય સંઘ લિ. ફરનાન્ડીઝ પુલ નીચે · ગાંધી રસ્તો · અમદ
ભીમરાજ બિલ્ડિંગ · ૪૦૫, કાલબાદેવી રોડ · મુંબ

